## પદ ૧૮ મું

તારા દલડાની વાતો મેં જાણીરે, ગીરધર દાણીરે;
આણી શેરડીએ હુંબો ને ઝુંબો, પેલી દેખે છે સૈયર સમાણીરે: ગીરધર. ૧
સૌ સખીઓમાં વહાલા સરખુંરે જાણી, ના ગણે દૂધ કે પાણીરે;
છેલપણું મૂકી દ્યોને છબીલા, અમે કહીશું નંદાજીની રાણીરે. ગીરધર. ૨
વૃંદાવનને મારગ જાતાં, મારી નવરંગ ચુંદડી તાણીરે;
નરસૈંયાચા સ્વામી સંગે રમતાં, મારી અંતર પ્રીત લપટાણીરે. ગીરધર. ૩

## પદ ૧૯ મું

મને રોકે છે કાનવર દાણીરે, નહિ જાઉં જમના પાણીરે;
એકવાર જમના પાણીરે ગયાતાં વહાલા, મારી સાથે સૈયર સમાણીરે. મને. ૧
વૃંદાવનને મારગ જાતાં, મારી નવરંગ ચુંદડી તાણીરે;
જોરે પાણી મોકલવાંરે હોય તો, સાથે મોકલો સૈયર સમાણીરે. મને. ૨
મરકલડે મારાં મન હરી લીધાં, હું તો લાલચમાં લપટાણીરે;
નરસૈંયાચા સ્વામીની સંગે રમતાં, હું તો મોહનસંગમાં માણીરે. મને. ૩

## પદ ૨૦ મું

મારું વૃંદાવન છે રુડુંરે, વકુંઠ નહિ આવું,
નહીં આવું નંદાજીના લાલ, નહીં આવું.—ટેક.
બેશીને રેહેવું ને ટગટગ જોવું, નહીં ખાવું નહીં પીવુંરે. વૈકુંઠ નહિ. ૧
વૈમાન મોકલો તો મોકલો વેહેલું, હું આવીશ સૌના પેહેલુંરે. વૈકુંઠ નહિ. ૨
બ્રહ્મના લોક તો છે અતિ કૂડાં, વાસી વ્રજનાં રુડાંરે. વૈકુંઠ નહિ. ૩
જે વિજે બે પોળીયા હતા, તેને તત્ક્ષણ મેલ્યા કહાડીરે. વૈકુંઠ નહિ. ૪
નરસૈંયાચો સ્વામી અંતરજામી, તમે સાંભળોને સારંગપાણીરે. વૈકુંઠ નહિ. ૫

## પદ ૨૧ મું—રાગ કેદારો

તું મારે ચાંદલીએ ચોંટ્યો, રાજ સારા મુરતમાં શામળિયો;
ક્ષણું એક વહાલા અળગા ન થાઓ, પ્રાણજીવન વર પાતળિયો. તું મારે. ૧
ખડકીએ જોઉં ત્યારે અડકીને ઉભો, બારીએ જોઉં ત્યારે બેઠોરે;
શેરીએ જોઉં ત્યારે સન્મુખ આવે, વહાલો અમૃતપેં અતિ મીઠોરે. તું મારે. ૨
જમતાં જોઉં ત્યારે જોડે બેઠો, સૂતા જોઉં ત્યારે સેજડીએરે;
વૃંદાવનને મારગ જાતાં, આવીને વળગ્યો બેલડીએરે. તું મારે. ૩
પ્રીત કરે તેની કેડ ન મેલે, રસ આપે અતિ રસિયોરે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીઓ, મારા હૃદય કમળમાં વસિયોરે. તું મારે. ૪

## પદ ૨૨ મું

ખંમખંમરે ચાંદલા મ કરીશ વહાણલું, મારા પ્રાણજીવન ઘેર આવ્યારે;
પૂરવ જનમની પ્રીત જે હૂતી, પુરુષોત્તમ પધાર્યારે. ખંમખંમરે. ૧
પેલા ભવનો વાલમીઓરે, ચૌદ ભુવનનો સ્વામીરે;
જનમ કોટી કોટી તપ કીધાં, ત્યારે વિઠ્ઠલવર પામીરે. ખંમખંમરે. ૨
બપૈયા પિયુ પિયુ કરેરે, કોયલ મધૂરે વાસેરે;
હું તને વારું કુકલડારે, રખે વહાણલું પ્રકાશેરે. ખંમખંમરે. ૩
ચંદ્ર વિંટ્યો જેમ ચાંદરણીએ, તરુવર વિંટયો વેલીરે;
ગોવિંદ વિંટયો ગોવાલણીએ, હંસાગવની હેલીરે. ખંમખંમરે. ૪
સાહર સોહીએ લેહેરે લેહેરે, જેસી લેહેર તુરંગરે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, ગોપીવર ગોવિંદરે. ખંમખંમરે. ૫

## પંથીડો. પદ ૨૩ મું–રાગ રામકળી

પંથડો નિહાળતીરે, જોતી પીતાંબર પગલાં;
મદનરસ ઘેલડીરે, ભરતી લડસડતાં ડગલાં. પંથડો૦ ૧
ચતુરાં ચાલતીરે, જાણે વન ત્રાઠી હરણી;
શુદ્ધ બુદ્ધ વીસરીરે, વહાલા તે તારી કરણી. પંથડો૦ ૨
શામા શામનેરે, હીંડે મારગડે જોતી;
નેણે નીર ઝરેરે, ચતુરાં ચીરવડે લહોતી. પંથડો૦ ૩
શામાં સઉ મળીરે, કીધો એક વિચાર;
ચાલો સખી ત્યાં જઇએરે, જ્યાં રમતા નંદકુમાર. પંથડો૦ ૪
ચાલ્યાં ચાલ્યાં ત્યાં ગયાંરે, આવ્યાં જમુનાજીને તીર;
આ આંહી હરી બેસતારે, જમતા કરમલડો ખીર. પંથડો૦ ૫
આ આંહી વહાતા વાંસળીરે, ગોપી સહુકો ગાતાં ગીત;
તે કેમ વિસરેરે, વહાલા પૂરવ જનમની પ્રીત. પંથડો૦ ૬
પુછીયું દ્રુમનેરે, કયાંઇ મારા નાથ તણો ઉપદેશ;
અમ તજી ગયોરે, ધૂરત ધાબળીઆળો વેશ. પંથડો૦ ૭
જતને જાળવ્યુંરે, જોબન ભુદર ભેટ કરેશ;
જો હરી નહીં મળેરે, મહારા પાપી પ્રાણ તજેશ. પંથડો૦ ૮
આણે આણે મારગડેરે, આવ્યાં લખચોરાશી વાર;
મનખા દેહ ભલોરે, જેણે પામ્યાં નંદકુમાર. પંથડો૦ ૯

સરોવર પુછ્યુંરે, ક્યાંઇ નટ નાગર કેરી ભાળ;
નરસૈંયાચા સ્વામિ મળ્યોરે, દીનાનાથ દયાળ. પંથડો૦ ૧૦

### પદ ૨૪ મું–રાગ સોહણી

મીઠડા બોલા નાથરે, આવો મારા મીઠડા બોલા નાથરે;
એક ઘડી એકાંતે આવો તો, કહું મારાં મનડાં કેરી વાતરે. આવો. ૧
આજ આનંદ મારે અતિ ઘણો, વહાલે પ્રેમે સહાયો મારો હાથરે;
તરીયાં તોરણ મારે દ્વારે બંધાવું, મંગળ ગવરાવું સારી રાતરે. આવો. ૨
વદા તે વનની કુંજગલનમાં, સહુ સખીઓની સાથરે;
નરસૈંયાચા સ્વામી સંગે રમતાં, હવે તો હુવો પ્રભાતરે. આવો. ૩

### પદ ૨૫ મું–રાગ પંચમ પ્રભાત

જાગોરે જશોદાના જીવન, વાહાણેલા વાયાં;
તમારે ઓશીકે મારાં, ચીર ચંપાયા. જાગો. ટેક. ૧
પાસુંરે મરડો તો વહાલા, ચીર લેઉંરે તાણી;
સરખી સમાણી સૈયરો સાથે, જાવું છે પાણી. જાગો. ૨
પંખીડાં બોલેરે વહાલા રજની રહી થોડી;
સેજલડીથી ઉઠો વહાલા, આળસડાં મોડી. જાગો. ૩
સાદડી *પાડું તો વહાલા, લોકડીઆં જાગે;
અંગોઠો મરડું તો પગના, ઘૂઘરા ગાજે. જાગો. ૪
સાસુડી જાગેરે વેરણ, નણદી જાગે;
ઓ પેલી પાડોસણને ઘેર, વલોણું વાગે. જાગો. ૫
જેને જેવો ભાવ હોય તેને, તેવું થાએ;
નરસઇયાચા સ્વામી વિના રખે, વહાણલું વાએ. જાગો. ૬

### પદ ૨૬ મું

જશોદાના જીવન ઊભા, જમનાને તીરે;
મોરલી વજાડે મોહન, મધૂરી ધીર. જશોદાના–ટેક. ૧
પીતાંબરની પલવટ વાળી, ઉપર લેહેકે માળા.
કાનબીચ કુંડળ લળકે, દીસે રુપાળા. જશોદાના. ૨
પરભાતે ઉઠીને ગોપી, ગૌને હેરાવે;
ઓ કાનુડા ! ઓ કાનુડા ! કહીને બોલાવે. જશોદાના. ૩

---

* ધીમો સાદ.

આજ તો અમારી ધેને દૂધ થોડેરાં દીધાં;
રખેરે શામળિયે વહાલે, દોહીને પીધાં. જશોદાના. ૪
સાંભળરે સલૂણી શ્યામા, વાતલડી મારી;
તુજ સરખી સલક્ષણી છે, ગાવલડી તારી. જશોદાના. ૫
એવાં એવાં વચન સુણી, ગોપી આનંદ પામી;
ભક્તવત્સલ ભૂધરજી મળ્યા, મેહેતા નરસૈંના સ્વામી. જશોદાના. ૬

પદ ૨૭ મું

ભોળીરે ભરવાડણ હરિને, વેચવા ચાલી;
સોળ સહસ્ર ગોપીનો વહાલો, મટુકીમાં ઘાલી. ભોળીરે–ટેક. ૧
અનાથના નાથને વેચે, આહીરની નારી;
શેરીએ શેરીએ સાદ પાડે, લ્યો કોઇ મોરારી. ભોળીરે. ૨
મટુકી ઉતારી માંહે મોરલી વાગી;
વ્રજનારીને સેજે જોતાં, મૂરછા લાગી. ભોળીરે. ૩
બ્રહ્માદિક ઇંદ્રાદિક સરખા, કૌતક એ પેખે;
ચૌદ લોકના નાથને કાંઇ, મટુકીમાં દેખે. ભોળીરે. ૪
ગોવાલણીના ભાગ્યે પ્રગટ્યા, અંતરજામી;
દાસલડાંને લાડ લડાવે, નરસૈંયાચો સ્વામી. ભોળીરે. ૫

પદ ૨૮ મું

વાહાલાને જોતાંયે મહારી, ભૂખલડી ભાંગી;
ઘરમાં રહીને શું કરું મહારી, આંખડલી લાગી. વહાલાને–ટેક. ૧
શામળી સુરતે મન, મોહીને લીધું;
કાંઇક શામળિયે વહાલે, કામણ કીધું. વહાલાને. ૨
સંસારીનું સુખ હું તો, તજીને બેઠી;
મધુરી મૂરતી મારે, પાંજરીએ પેઠી. વહાલાને. ૩
સોનાની સાંકળીએ મુને, બાંધીરે તાણી;
મનડાની વાતોરે પેલે, મોહનિયે જાણી. વહાલાને. ૪
તુજ મુજ વચ્ચે વહાલા, અંતર નથી;
નરસૈંયાચા સ્વામીની લેકિ, કથની કથી. વહાલાને. ૫

પદ ૨૯ મું

આજનો માંડવડો મારો, મોગરડે છાંયો;
રાધાજીને સંગે વહાલો, રમવાને આયો. આજનો–ટેક. ૧

ગોફણીએ ઘુઘરડી ઘમકે, રેશમની દોરી;
શામળીઓ શામળો રંગે, રાધિકા ગોરી. આજનો. ૨
હી દૂધ ને કરમલડો, માંહી સાકર ઘોળી;
માહારા વહાલાજી આરોગે, પીરસે ભમરભોળી. આજનો. ૩
શોળે ને શણગાર સજ્યા સખી, ઓઢણુ સાડી;
શ્રી વૃંદાવનમાં વિઠ્ઠલ સાથે, રમત માંડી. આજનો. ૪
અખંડ હેવાતણ મારે, એ વર રુડો;
નરસૈંયાચા સ્વામીએ, મુજને પેહેરાવ્યો ચૂડો. આજનો. ૫

### પદ ૩૦ મું

મારેરે આંગણિયે, કોણે પંચમ ગાયો;
ધસમસ્યા આવીને વહાલે, પાલવડો સ્હાયો. મારેરે. ૧
પીતાંબર હાર ગળે, મૂગટ શોભંતો;
મદેરે ભર્યોરે પ્રભુ, માનની મોહંતો. મારેરે. ૨
વાસલડી વાઇને વહાલે, મોહ પમાડી;
પ્રેમશું પાતળિયે આવી વહાલે, હૃદિયાશું ભીડી. મારેરે. ૩
મંદરિયામાં આવી વહાલે, માંડ્યો વિહાર;
ભણે નરસૈંયો પામી, પુરણ આધાર. મારેરે. ૪

### પદ ૩૧ મું—રાગ કાલેરો

હું રંગરાતી ને છું મદમાતી, શામળિયા સંગ હીંચુરે;
કોડ ભર્યો અતિ કુંવર નંદનો, આલિંગન દેઇ સીંચુરે. હું રંગરાતી. ૧
હીંડોળે હિંચે મારો વહાલો, હીંચંતાં કેલિ કીજેરે;
ઘુમરડી ઘુમાવે ગોકુલપતિ, લહાવો લડસડ લીજેરે. હું રંગરાતી. ૨
અલ જઇએ અલવેશર સાથે, વિલસત જમના માનુંરે;
લેહેરી લેતાં અંગ સમાગમ, અધરપાન કીધું છાનુંરે. હું રંગરાતી. ૩
હીંડોળે હુલરાવું તમને, હેતે કરીને ગાઉંરે;
નરસૈંયાચા સ્વામી સંગે રમતાં, કાનજીને કંઠે વિંટાઉંરે. હું રંગરાતી. ૪

### પદ ૩૨ મું

હીંડોળે હિંચે મારો વહાલો, હિંચંતાં રંગ લાગ્યોરે;
શામાને શામળિયા સાથે લાજતણો ભય ભાગ્યોરે. હીંડોળે. ૧
શામાને સોહાવે દંપતી, રસિયાશું રસ વાધ્યોરે;
લેહેરી લેતાં અંગસમાગમ, વીચંતડો વર લાધ્યોરે. હીંડોળે. ૨

દીનોનાથ હીંડોળે હિંચે, ફૂલ્યો મદન મદમાતો રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળિયો, માનુનીમાં રંગરાતો રે. હીંડોળે ૩

### પદ ૩૩ મું

ઓ દિસે સખી મેહૂલો આવે, નાઠ્યા મારા નાથ વિદેશીરે;
અનંગ આહેડીએ ધનુષ્ય ચઢાવ્યું, અમે અબળાની પેર કેશીરે. ઓ દિસે. ૧
ઘન અતિ ગાજે ને વીજ ઝબૂકે, મેહૂલીએ ઝડ માંડીરે;
નગણા નાથને શું કહીએ મારી બેની, આણે અવસરે ગયો છાંડીરે. ઓ દિસે. ૨
આગે દિન દોહેલડાની ગમ, દાદૂર મોર બીવરાવેરે;
વિરહણિયો વાહે જેમ ચાત્રક, સૂતાં સાલ જગાવેરે. ઓ દિસે. ૩
આણીપેરે જેણે હરિ ના ભજ્યારે, તે નર પશુડાં કહીએરે;
નરસૈંયાચા સ્વામી વિના દહાડલા, દૈવને લેખે લહીએરે. ઓ દિસે. ૪

### પદ ૩૪ મું

મેહૂલો ગાજે ને માધવ નાચે, રુમઝુમ વાગે પાએ ઘુઘરડીરે;
તાલ પખાજ વજાડે રે ગોપી, કૃષ્ણ વજાડે વેણ વાંસલડીરે. મેહુલો.
પેહેરણ ચરણાં ને ચીર ચુંદડી, ઓઢણ આછી લોમલડીરે;
દાદુર, મોર બપૈયા બોલે, મધુરીશી બોલે કોયલડીરે. મેહુલો.
ધન વંસીવટ ધન જમનાતટ, ધન વૃન્દાવનમાં અવતારરે;
ધન નરસૈંયાની જીભલડીને, જેણે ગાયો રાગ મહૂલારરે. મેહુલો.

### પદ ૩૫ મું—રાગ વસંત

ગાળ કોઇને નવ દીજે મારા વહાલા, ગાળ કોઇને નવ દિજે;—ટેક.
હુંરે ગોરી ને તુંરે શામળિયો, મારું અંગ કાળું થાય. ગાળ.
મારા ઘરમાં પીંડારી માંડે, નારગડે નખ લાગે;
અમ ઘેર નાવલીઓરે ખંતી, સાચો ઉત્તર માગે. ગાળ.
અમ ઘેર નણદી છે અદેખી, હેવા જોતી હીંડે;
નરસૈંયાચા સ્વામી કહું તુજને, સાસરિયે નહિ તેડે. ગાળ.

### પદ ૩૬ મું

હવે કેમ વસીયે શ્રી વૃન્દાવનમાં, લૂટાલૂટ મંડાણી;
નંદતણો નાનડીઓ નરહરી, થઈ બેઠો છે દાણી. હવે.
એકનું ઢોળે ને એકનું ફોડે, એકનું મહિ માથેથી પાડે;
એકને તો વહાલો અણઘટ બોલે, એકને તો વઢાડે. હવે.

ગોફણીએ ઘુઘરડી ઘમકે, રેશમની દોરી;
શામળીઓ શામળો રંગે, રાધિકા ગોરી. આજનો. ૨
હી દૂધ ને કરમલડો, માંહી સાકર ઘોળી;
માહારા વહાલાજી આરોગે, પીરસે ભમરભોળી. આજનો. ૩
શોળે ને શણગાર સજ્યા સખી, ઓઢણુ સાડી;
શ્રી વૃંદાવનમાં વિઠ્ઠલ સાથે, રમત માંડી. આજનો. ૪
અખંડ હેવાતણ મારે, એ વર રુડો;
નરસૈંયાચા સ્વામીએ, મુજને પેહેરાવ્યો ચૂડો. આજનો. ૫

પદ ૩૦ મું

મારેરે આંગણિયે, કોણે પંચમ ગાયો;
ધસમસ્યા આવીને વહાલે, પાલવડો સ્હાયો. મારેરે. ૧
પીતાંબર હાર ગળે, મૂગટ શોભંતો;
મદેરે ભર્યોરે પ્રભુ, માનની મોહંતો. મારેરે. ૨
વાસલડી વાઇને વહાલે, મોહ પમાડી;
પ્રેમશું પાતળિયે આવી વહાલે, હૃદિયાશું ભીડી. મારેરે. ૩
મંદરિયામાં આવી વહાલે, માંડ્યો વિહાર;
ભણે નરસૈંયો પામી, પુરણ આધાર. મારેરે. ૪

પદ ૩૧ મું–રાગ કાલેરો

હું રંગરાતી ને છું મદમાતી, શામળિયા સંગ હીંચુરે;
કોડ ભર્યો અતિ કુંવર નંદનો, આલિંગન દેઇ સીંચુરે. હું રંગરાતી. ૧
હીંડોળે હિંચે મારો વહાલો, હીંચંતાં કેલિ કીજેરે;
ઘુમરડી ઘુમાવે ગોકુલપતિ, લહાવો લડસડ લીજેરે. હું રંગરાતી. ૨
અલ જઇએ અલવેશર સાથે, વિલસત જમના માનુંરે;
લેહેરી લેતાં અંગ સમાગમ, અધરપાન કીધું છાનુંરે. હું રંગરાતી. ૩
હીંડોળે હુલરાવું તમને, હેતે કરીને ગાઉંરે;
નરસૈંયાચા સ્વામી સંગે રમતાં, કાનજીને કંઠે વિંટાઉંરે. હું રંગરાતી. ૪

પદ ૩૨ મું

હીંડોળે હિંચે મારો વહાલો, હિંચંતાં રંગ લાગ્યોરે;
શામાને શામળિયા સાથે લાજતણો ભય ભાગ્યોરે. હીંડોળે. ૧
શામાને સોહાવે દંપતી, રસિયાશું રસ વાધ્યોરે;
લેહેરી લેતાં અંગસમાગમ, વીચંતડો વર લાધ્યોરે. હીંડોળે. ૨

જાગી જાગી જાગી હું તો, હરિ મુખ જોવા જાગીરે;
ભાગી ભાગી ભાગી મારા, ભવની ભાવટ ભાગીરે. હળવે.
ફૂલી ફૂલી ફૂલી હું તો, હરિમુખ જોઇને ફૂલીરે;
ભૂલી ભૂલી ભૂલી મારા, ઘરનો ધંધો ભૂલીરે. હળવે.
પામી પામી પામી હું તો, મહાપદવીને પામીરે;
મળિયો મળિયો મળિયો મેહેતા, નરસૈંયાચો સ્વામીરે. હળવે.

---

## મોહિની સ્વરૂપનાં પદ*

### પદ ૧ લું—રાગ સોરઠ

આ જોને કોઈ ઉભીરે, આળસ મોડે.
બાંયે બાજુબંધ બેરખા પુંચી, મનડું મોહ્યું છે એને મોઢે; આ જોને. ૧
ઝાંઝર ઝમકે ને વિછુવા ઠમકેરે, હિંડે છે વાંકે અંબોડે; આ જોને. ૨
સોવરણ ઝારીને અતિરે સમારીરે, માંહી નીર ગંગોદક તોલે; આ જોને. ૩
નરસૈંયાને પાણી પાવાને કારણ, હરિજી પધાર્યા કોડે; આ જોને. ૪

### પદ ૨ જું

મોહ્યા મોહ્યા મુનિવર રાયારે, ગોરી તારે તાજુડે;
રૂપ સ્વરૂપ કળ્યું નવ જાયે, મેં તો જાણી છે ઈશ્વરી માયારે; ગોરી. ૧
રુમઝુમ રુમઝુમ નેપૂર વાજે પાવલે, તે ચીર અતિ ચાંપેરે;
ઘુંઘટમાં મુખ એણીપેર શોભે, મોટા મુનિજનનાં મન કાંપેરે; ગોરી. ૨
ગોરું શું વદન ને ગળસ્થળ ઝળકે, ઉપર દામણી લળકેરે;
સાળુડાની કોર એણીપેર શોભે, જાણે ગગનમાં વીજળી ચળકેરે; ગોરી. ૩
વશીકરણ વેણ તમે ક્યારે ગુંથાવી, સુંદરી શણુગટ વાળીરે;
આ ચોળી તમે કયાં શીવડાવી, જેને મોહી છે વ્રજની નારીરે; ગોરી. ૪
ચંચળ દૃષ્ટે ચોદેશ ન્યાળે, માંહી મદનનો ચાળોરે;
નરસૈંયાચો સ્વામી જોવા સરિખડો, કોઈ સુંદરીનું વદન નિહાળોરે; ગોરી. ૫

### પદ ૩ જું

હરિ આવ્યા છે નારીના વેશેરે, એને કોઈ જુવોરે;
શિવ બ્રહ્મા જેનું ધ્યાન ધરે છે, તેને જોઈ જોઈ દુઃખડાં ખુવોરે. એને. ટેક. ૧

---

* આ પદોની સમજણ માટે બૃ. કા. દો. ભા. ૮ નું પૃ. ૬૧૬ જુવો.

એકને આપે ચીર પાટી, એકને આપે ચોળી;
એકને વહાલો ધક્કાજ મારે, એકને નાંખે ઢોળી. હવે.
સકળ સૈયરો ટોળે મળિને, રમવા ભમરભોળી;
નરસૈંયાચો સ્વામી નવલ રંગીલો, તે રમે છે હોળી. હવે.

### પદ ૩૭ મું

આંખ અણિયાળી સઉકો આંજે, આંજ્યામાં ઘણો વેહેરો રે;
જ્યાંલગિ પિયુ પ્રેમે ન બોલાવે, આભરણ સઘળાં ડેહેરો રે. આંખ.
મોહો મચકોડે મોહન ન રીઝે, હૃદયાભ્યંતર જોય રે;
આવળ કેરાં ફૂલ અતિ સુંદર, શીશ ન ઘાલે કોય રે. આંખ.
સાચે મને અને સત્ય વાદે, સદા શામળિયો રાચે રે;
નરસૈંયાના સ્વામીનો રસ ઊંડો, ભરિ લેવો ઘટ કાચે રે. આંખ.

### પદ ૩૮ મું

મન માન્યું શામળિયા સાથે, વશ કરિ નેણની સાને રે;
બોલ્યું ન ગમે બીજા કોનું, કામણ કીધાં કહાને રે. મન.
મોરલી વજાડે જેમ વેધાયે, મૃગનાદ સાંભળિ કાને રે;
તેમ વેધાઈ રહ્યું મન મારું, ગોવિંદજીને ગાને રે. મન.
જે જે રાગ જેને હોય વલ્લભ, તે રીઝે તેને તાને રે;
નરસૈંયો રીઝે મન ભીને, હરિરસ અમૃત પાને રે. મન.

### પદ ૩૯ મું

એક ગમે ગોપીનો વહાલો, અવર બીજાનું મારે કામ કશું;
બાપતણા સમ ખાઇને કહું છું, નંદલાલ વસ્યે ગામ વસ્યું. એક.
શામળિયો સુંદર વર સજની, તેને દેખી મારું મન વિલસ્યું;
એને મૂકી જે બિજાને ભજશે, તેનું કાળે લાળે* કરમ ઘસ્યું. એક.
છેલછબીલો ને છોગાળો, ગોઠડિયાળો ગુણ ભંડાર;
નરસૈંયાચો સ્વામી શામળિયો, વૈષ્ણવ જન કેરો દાતાર. એક.

### પદ ૪૦ મું

હળવે હળવે હળવે હરજી, મારે મંદિર આવ્યારે;
મોટે મોટે મોટે મેં તો, મોતીડે વધાવ્યારે. હળવે.
કીધું કીધું કીધું મુજને, કાંઇક કામણ કીધુંરે;
લીધું લીધું લીધું મારું, ચિતડું ચોરી લીધુંરે. હળવે.

---

* લાળ=લીઆળો=કોલસો.

જાગી જાગી જાગી હું તો, હરિ મુખ જોવા જાગીરે;
ભાગી ભાગી ભાગી મારા, ભવની ભાવટ ભાગીરે. હળવે.
ફૂલી ફૂલી ફૂલી હું તો, હરિમુખ જોઇને ફૂલીરે;
ભૂલી ભૂલી ભૂલી મારા, ઘરનો ધંધો ભૂલીરે. હળવે.
પામી પામી પામી હું તો, મહાપદવીને પામીરે;
મળિયો મળિયો મળિયો મેહેતા, નરસૈંયાચો સ્વામીરે. હળવે.

---

## મોહિની સ્વરૂપનાં પદ*

### પદ ૧ લું–રાગ સોરઠ

આ જોને કોઈ ઉભીરે, આળસ મોડે.
બાંયે બાજુબંધ બેરખા પુંચી, મનડું મોહ્યું છે એને મોઢે; આ જોને. ૧
ઝાંઝર ઝમકે ને વિછુવા ઠમકેરે, હિંડે છે વાંકે અંબોડે; આ જોને. ૨
સોવરણ ઝારીને અતિરે સમારીરે, માંહી નીર ગંગોદક તોલે; આ જોને. ૩
નરસૈંયાને પાણી પાવાને કારણ, હરિજી પધાર્યા કોડે; આ જોને. ૪

### પદ ૨ જું

મોહ્યા મોહ્યા મુનિવર રાયારે, ગોરી તારે તાજુડે;
રૂપ સ્વરૂપ કળ્યું નવ જાયે, મેં તો જાણી છે ઈશ્વરી માયારે; ગોરી. ૧
રુમઝુમ રુમઝુમ નેપૂર વાજે પાવલે, તે ચીર અતિ ચાંપેરે;
ઘુંઘટમાં મુખ એણીપેર શોભે, મોટા મુનિજનનાં મન કાંપેરે; ગોરી. ૨
ગોરું શું વદન ને ગળસ્થળ ઝળકે, ઉપર દામણી લળકેરે;
સાળુડાની કોર એણીપેર શોભે, જાણે ગગનમાં વીજળી ચળકેરે; ગોરી. ૩
વશીકરણ વેણ તમે ક્યારે ગુંથાવી, સુંદરી શણગટ વાળીરે;
આ ચોળી તમે ક્યાં શીવડાવી, જેને મોહી છે વ્રજની નારીરે; ગોરી. ૪
ચંચળ દષ્ટે ચોદેશ ન્યાળે, માંહી મદનનો ચાળોરે;
નરસૈંયાચો સ્વામી જોવા સરિખડો, કોઈ સુંદરીનું વદન નિહાળોરે; ગોરી. ૫

### પદ ૩ જું

હરિ આવ્યા છે નારીના વેશેરે, એને કોઈ જુવોરે;
શિવ બ્રહ્મા જેનું ધ્યાન ધરે છે, તેને જોઈ જોઈ દુઃખડાં ખુવોરે. એને. ટેક. ૧

---

* આ પદોની સમજણ માટે બૃ. કા. દો. ભા. ૮ નું પૃ. ૬૧૬ જુવો.

બંધવ એનો તતક્ષણ ઉઠયો, આવ્યો મંદિર જાણીરે;
રતનબાઈ ઘણું વ્યાકુળ ફરે છે, તમો લ્યોને મેહેતા જળપાણીરે. એને. ૨
પરમેશ્વરે પુત્રી કરી જાણી, સભામધ્ય આણીરે;
અંતરધ્યાન થયા અલબેલો, વાત સહુકોએ જાણીરે. એને. ૩
જેજેકાર થયો જગમાંહી, હરખ વાધ્યો છે હઇએરે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, એનાં ચરણ કમળ ચિત્ત લઇએરે. એને. ૪

પદ ૪ થું

આ શો ચતુરાનાં ચિત્તનો ચાળોરે, એને કોઈ ન્યાળોરે. ટેક.
બ્રહ્માએ તો નથી ઘડી ભામિની, એ તો આપે બનીને આવીરે;
ત્રણ લોકનું તેજ તારુણી, એ તો છબિ છબિલે બનાવીરે. એને. ૧
ઘણું ઘરેણું એનેરે હાથે, હાથે ભરી છે ચોળીરે;
સાળુડે ભાત નવ નારી કુંજરની, કસુંબાના રંગમાં બોળીરે. એને. ૨
વાસ પુર્યો એણે વૃંદાવનમાં, ગોવરધન થકી આવેરે;
એ નારીની જાત કોઇ જાણે, તેનો ફેરો ફાવેરે. એને. ૩
કહીએ છીએ પણ કહ્યું ન માને, એ તો નારી નહિ ગીરધારીરે;
બ્રહ્મા ઈન્દ્ર શેષ સારદા, એના ચરણતણા અધિકારીરે. એને. ૪
અંતર હેત પોતાનું જાણી, એ તો આવે છે અંતરજામીરે;
વ્યભિચાર મૂકી જુઓ વિચારી, એ તો નરસૈંઆચો સ્વામીરે. એને. ૫

---

# ભક્તિ

## પદ ૧ લું-રાગ પ્રભાત

જાગયને જાદવા, કૃષ્ણ ગોવાળિયા, તુજ વિના ઘેનમાં કુણ જાશે?
ત્રણસે ને સાઠ ગોવાળ ટોળે મળ્યા, વડોરે ગોવાળિયો કુણ થાશે? જા.
દહિતણાં દૈથરાં, ઘીતણાં ઘેવરાં, કઢિયલ દૂધ તે કુણ પીશે?
હરિ તાર્યો હાથિયો, કાળિનાગ નાથિયો, ભૂમિનો ભાર તે કુણ લેશે? જા.
જમુનાને તીરે, ગૌધણ ચરાવતાં, મધુરીસી મોરલી કુણ વાશે?
ભણે નરસૈંયો તારા ગુણ ગાઈ રીઝિયે, બૂડતાં બાંહેડી કુણ સહાશે? જા.

## પદ ૨ જું

ઉઠ ઉતાવળો, ચાલ્યને વિઠ્ઠલા, ગોવિંદ ગાયને વચ્છ ધાવે;
જાગ્યને જાદવા, જનની જશોદા વદે, કહાન કાં ઘણી તને નિંદ્રા આવે. ઉઠ.

દંતધાવન કરો, આળસ પરહરો, રજની તિમિર ગયું પોહો ફાટ્યું;
ફૂરને કરમળો, શે ન શીરાવતો, દહિંરે દામોદરા થાય ખાટું. ઉઠ.
બારણા બાહાર બળિભદ્ર ઉભા રહ્યા, જોરે વાહલા તારી વાટ જોયે;
નરસૈંના સ્વામિનું મૂખડું દીઠડે, માતાનું મનડું અતિરે મોહે. ઉઠ.

## પદ ૩ જું

સમરને શ્રીહરી, મેલ્ય મમતા પરી, જોને વિચારિને મૂળ તારું;
તું અલ્યા કોણ ને, કોને વળગી રહ્યો, વગર સમજે કહે મહારું મહારું. સ.
દેહ તારી નથી, જો તું જુગતે કરી, રાખતાં નવ રહે નિશ્ચે જાયે;
દેહ સંબંધ તજે, નવનવાં બહુ થશે, પુત્ર કલત્ર પરિવાર વ્હાએ. સ.
ધનતણું ધ્યાન તું, અહોનિશ આદરે, એ જ તારે અંતરાય મોટી;
પાસે છે પિયુ અલ્યા, તેને નવ પરખિયો, હાથથી બાજી ગઈ થયોરે ખોટી. સ.
ભરનિદ્રા ભર્યાં, રોંધિ ઘેર્યો ઘણો, સંતના શબ્દ સુણિ કાં ન જાગે;
ન જાગતાં નરસૈંયા લાજ છે અતિ ઘણી, જન્મોજન્મ તારી ખાંત ભાગે. સ.

## પદ ૪ થું

ધ્યાન ધર હરિતણું, અલ્પમતિ આળસુ, જેથકી જન્મનાં દુઃખ જાયે;
અવર ધંધો કરે, અરથ કાંઈ નવ સરે, માયા દેખાડિને મૃત્યુ વહાયે. ધ્યા.
સકળ કલ્યાણ શ્રીકૃષ્ણનાં ચરણમાં, શરણ આવે સુખપાર ન્હોયે;
અવર વેપાર તું, મેહેલ્ય મિથ્યા કરી, કૃષ્ણનું નામ તું રાખ મ્હોયે. ધ્યા.
પટક માયા પરી, અટક ચરણે હરી, વટક્ય મા વાત સુણતાં જ સાચી;
આશનું ભવન આકાશ સૂધી રચ્યું, મૂઢ એ મૂળથી ભીંત કાચી. ધ્યા.
અંગ જોબન ગયું, પલિત પિંજર થયું, તોય નથી લ્હેતો શ્રીકૃષ્ણ કહેવું;
ચેતરે ચેત દિન ચાર છે લાભના, લીંબુ લ્હેકાવતાં રાજ લેવું. ધ્યા.
સરસ ગુણ હરિતણા, જે જનો અનુસર્યા, તે તણા સુજશ તો જગત બોલે;
નરસૈંયા રંકને, પ્રીત પ્રભુ શું ઘણી, અવર વેપાર નહિ ભજન તોલે. ધ્યા.

## પદ ૫ મું

હરિતણું હેત તને, ક્યમ ગયું વીસરી, પશુરે ફેડીને નરરૂપ કીધું;
હાડ ને છેડ કરિ, સહુ તને હાંકતું, આજ વધારીને માન દીધું. હ.
ઘાંચીનું ગાળિયું, કંઠથી ટાળિયું, નેત્રના પાટા શ્રીનાથે છોડ્યાં;
તેતણા ચરણને, નવ ભજ્યો કૃતઘ્ની, તેં ન ગુણ પાડના હાથ જોડ્યાં. હ.

પગ ઠોકી કરી, માગતો મૂઢ મતી, ઘાસ પાણી કરી શબ્દ ઝીણા;
આજ ગોવિંદ ગુણ, ગાઇને નાચતાં, લાજ આવે તને કર્મહીણા. હ.
લાંબીશી ડોક ને કાંકોલ ચાવતો, ઊંટ જાણી ઘણો ભાર લાદે;
આજ અમૃત જમે, હરખે હળવો ભમે, વૈકુંઠનાથને નવ આરાધે. હ.
પીઠ અંબાડી ને, અંકુશ માર સહિ, રેણુ ઉડાડતો ધરણી હેઠો;
આજ ચુવા ચંદન, આભ્રણ અંગ ધરી, વેગે જાય છે તું વેહેલો બેઠો. હ.
અન્ન ને વસ્ત્ર ને ભૂષણ સર્વ જે, તેહનો તૂજને હતો ઉધારો;
નરસૈંના સ્વામિએ સર્વ સારું કર્યું, તે પ્રભુને તમે કાં વિસારો. હ.

પદ ૬ ઠું

કૃષ્ણ કીર્તન વિના, નર સદા સૂતકી, વિમળ કીધે વપૂ શુદ્ધ ન થાયે;
સકળ તીરથ શ્રીકૃષ્ણ કીર્તન કથા, હરિતણા દાસ જ્યાં હેતે ગાયે. કૃ.
પૂર્ણ પુરુષોત્તમ, નવલ રંગી તજી, અન્ય દેવે જેનું મંન મોહે;
કોટી ચિંતામણિ, કામધેનુ તજી, મહિષિના પુત્રનું દૂધ દોહે. કૃ.
ગર્ગ જોશી જશ, ગાય જેનો સદા, નારદ નામ મુખથી ન મૂકે;
તે બ્રહ્મ દ્વાર આવીને ઉભા રહ્યા, ગોપિકા મૂખ જોવાને ઢુંકે. કૃ.
અજ, ભવ, સુરપતિ, સ્વપ્ને પેખે નહી, નેતિ નેતિ કહી નિગમ વામે;
નરસૈંયો રંક, જશ ગાઇને રીઝવે, સહસ્ત્ર મુખે શેષ પાર ન પામે. કૃ.

પદ ૭ મું

હરિ હરિ રટણ કર, કઠણ કળિ કાળમાં, દામ બેસે નહીં કામ સરશે;
ભક્ત આધીન છે, શ્યામસુંદર સદા, તે તારાં કારજ સિદ્ધ કરશે. હરિ.
અલ્પ સુખ સારુ શું, મૂઢ ફૂલ્યો ફરે, શીશપર કાળ રહ્યો દંત કરડે;
પામર પલકની, ખબર તુજને નહીં, મૂઢ શું જોઇને મૂછ મરડે. હરિ.
પ્રૌઢ પાપે કરી, બુદ્ધિ પાછી ફરી, પરહરી થડ શું ડાળે વળગ્યો;
ઈશને ઇર્ષા, છે નહીં જીવપર, આપણે અવગુણે રહ્યો રે અળગો. હરિ.
પરપંચ પરહરો, સાર હૃદિએ ધરો, ઉચરો હરિ મુખે અચળ વાણી;
નરસૈંયા હરિતણી, ભક્તિ ભૂલીશ મા, ભક્તિ વિના બિજું ધૂળધાણી. હરિ.

પદ ૮ મું

બાપજી પાપ મેં, કવણ કીધાં હશે, નામ લેતાં તારું નિદ્રા આવે;
ઉંઘ આલસ્ય, આહાર મેં આદર્યાં, લાભવિના લવ કરવી ભાવે. બાપ.
દિન પુઠે દિન તો વહી જાય છે, દુરમતીનાં મેં ભર્યાં રે ડાલાં;
ભક્તિ ભૂતલ વિષે, નવ કરી તાહરી, ખાંડ્યાં સંસારનાં થોથાં ઠાલાં. બાપ.

દેહ છે જૂઠડી, કરમ છે જૂઠડાં, ભીડભંજન તારું નામ સાચું;
ફરિ ફરી વરણવું, શ્રીહરિ તૂજને, પતિતપાવન તારું નામ જાચું. બાપ.
તારી કરુણાવિના, કૃષ્ણ કોડામણા, કળ અને વિકળનું બળ ન ફાવે;
નરસૈંયા રંકને, જંખના તાહરી, હેડ બેડી ભાગે શરણ આવે. બાપ.

## પદ ૯ મું

તારા દાસના દાસની, નિત્ય સંગતવિના, ભ્રષ્ટ થાય ભૂધરા મંન મારું;
દુષ્ટની સંગતે, દુષ્ટ મતિ ઉપજે, શ્રવણ કીર્તન નવ થાય તારું. તા.
પૂર્ણ વિષપાનથી, દુરિજન દોહેલા, વિષ પીધે તન તેજ મરશે;
તુજથકી વેગળા, તેહની સંગતે, જન્મ કોટીતણાં સુકૃત હરશે. તા.
અમૃતની ઉપમા, સાધુને નવ ઘટે, રાહુની દુષ્ટતા ન ટાળી તેણે;
પ્રહ્‌લાદ નારદે ગર્ભસંગત કરી, વશ કર્યા વૈકુંઠનાથ જેણે. તા.
ચતુરધા મુક્તિ છે, જૂજવી જૂક્તિની, તાહરા તેહને નવ રાચે;
બેહુ કરજોડીને, નરસૈંયો વીનવે, જન્મોજનમ તારી ભક્તિ જાચે. તા.

## પદ ૧૦ મું

રાત રહે જ્યાહરે, પાછલી ખટ ઘડી, સાધુ પુરુષને સૂઇ ન રહેવું;
નિદ્રાને પરહરી, સમરવા શ્રીહરી, એક તું એક તું એમ કહેવું. ટેક.
જોગિયા હોય તેણે જોગ સંભાળવા, ભોગિયા હોય તેણે ભોગ તજવા;
વેદિયા હોય તેણે વેદ વિચારવા, વૈષ્ણવ હોય તેણે કૃષ્ણ ભજવા. રા.
સુકવિ હોય તેણે સદગ્રંથ બાંધવા, દાતાર હોય તેણે દાન કરવું;
પતિવ્રતા નારિયે કંથને પૂછવું, કંથ કહે તે તો ચિત્ત ધરવું. રા.
આપણે આપણા, ધર્મ સંભાળવા, કર્મનો મર્મ લેવો વિચારી;
નરસૈંના સ્વામિને, સ્નેહથી સમરતાં, ફરી નવ અવતરે નર ને નારી. રા.

## પદ ૧૧ મું

નંદના નંદશું, નેહ જેને નહીં, તેરે માનવ ખર શ્વાન તોલે;
ભૂતળ ભાર કરવાને એ અવતર્યા, પ્રેમની પેરે સંસાર ડોલે. નં.
દષ્ટિથકી ટાળો, ભોગ તેના બળો, શિલા પડો તેના મુખ માથે;
જીવતા જન તે તો જમ જેવા જાણવા, પ્રીત નહિ જેહને કૃષ્ણ સાથે. નં.
કીર્તિ શ્રીકૃષ્ણની, જીભથી નવ ભણે, તેરે મુખે દેવરાય તાળું;
ભણે નરસૈંયો જેણે, હરિને જાણ્યા નહીં, તેહનું કુટુંબ સદાય કાળું. નં.

## પદ ૧૨ મું

પ્રેમરસ પાને તું, મોરના પીછધર, તત્ત્વનું ટૂંપણું તુચ્છ લાગે;
દૂબળા ઢોરનું કૂશકે મન ચળે, ચતુરધા મુક્તિ તેઓ ન માગે. પ્રેમ.
પ્રેમની વાત પરીક્ષિત પ્રીછયો નહીં, શુકજીયે સમજી રસ સંતાડ્યો;
જ્ઞાન વૈરાગ્ય કરિ, ગ્રંથ પૂરો કર્યો, મુક્તિનો માર્ગ સૂધો દેખાડ્યો. પ્રેમ.
મારીને મુક્તિ આપી ઘણા દૈત્યને, જ્ઞાની વિજ્ઞાની બહુ મુનિ રે જોગી;
પ્રેમને જોગ તો વ્રજતણી ગોપિકા, અવર વિરલા કોઈ ભક્ત ભોગી. પ્રેમ.
પ્રેતને મુક્તિ તો, પરમ વલ્લભ સદા, હેતુના જીવ તે હેતુ ત્રુઠે;
જન્મોજનમ લીલારસ ગાવતાં, લ્હાણનાં વહાણ જેમ દ્વાર છૂટે. પ્રેમ.
મેં ગ્રહ્યો હાથ ગોપિનાથ ગરવાતણો, અવર બીજું કાંઇયે ન ભાવે;
નરસૈંયો મહાપતી,ગાય છે ગુણ કથી, જતિ સતીને તો સ્વપ્ને ન આવે. પ્રેમ.

## પદ ૧૩ મું

બળિતણે દ્વારે હરિ, વિપ્ર વામન હુવા, વેદની ધૂન ગઈ ગગન ગાજી;
ઇંદ્રપ્રસ્થથિ બળિ, આવ્યો ઉતાવળો, જે રે જોઇયે તે દ્વિજ લ્યોને માગી. બ.
એક પર્ણકુટિતણો, ઠામ ભણવા કરું, બોલવું તે મારે મૂળ સાચું;
વિપ્ર ફરે ઘણા, લોભના વાહેલા, દાન માટે ઘણો હું ન રાચું. બ.
લ્યોને દ્વિજજી તમે, નવનવાં મંદિરો, ભૂમિ શું માગીરે ત્રણ કદમા;
લ્યોજી ભંડાર બહુ કુંચિયો સહિત વળિ, માગો હસ્તી મારા રાખો ઘરમાં. બ.
હસ્તી ભંડારને, હું લેઈ શું કરું, લોભિયાની નથી જાત મારી;
આગે વિધાતાયે, વામન નિરમ્યો, વ્રતે રહેવું મારે બ્રહ્મચારી. બ.
ચેતજે તું બળી, શુક્ર કહે છળ પડ્યો, વિષ્ણુએ વામન વેશધારી;
અશ્વજગન સમે, દાન અવનીતણું, પાત્ર એવું ક્યાં મળે મુને મુરારી. બ.
હરિતણા ચરણ ઉપર નિર નામતાં, નાળમાં ભૃગુસુત પેઠો ચાલી;
રીસ હૃદય ધરી, ઘણું ઘણું રાયજી, નેત્રમાં દર્ભની શેર ઘાલી. બ.
બાપડો બળિરાય, પગતળે ચાંપીયો, પ્રભુ પાતાળનો કરીને થાપ્યો;
ભણે નરસૈંયો હરિભક્ત આધીન છે, ઇંદ્ર અવિચળ અધિકાર આપ્યો. બ.

## પદ ૧૪ મું

ધ્યાન ધર ધ્યાન ધર, નંદના કુંવરનું, જેથકી અખિલ આનંદ પામે;
અષ્ટમહાસિદ્ધિ તે, દ્વાર ઉભી રહે, દેહનાં દુકૃત તે દૂર વામે. ધ્યાન.

મોરનાં પીછનો મુગટ મસ્તક ધરે, કુંડળ મકરાકૃત શ્રવણુ લળકે;
નીલવટ તિલક તે, સુભગ કેસરતણું, કંઠ મુક્તાફળ હાર ઢળકે. ધ્યાન.
પીતાંબર પલવટ, કટિતટ રુચિર છે, લલિત ત્રિભંગી વહાલો વેણુવાયે;
કદમનાં દ્રુમતળે, રાધિકા રસ ભરી, હરજીને સંગ આલાપિ ગાયે. ધ્યાન.
મોરલીની ધુની સુણી, વનિતા ઘેલી થઈ ગોપિકા કેરડાં વૃંદ આવે;
નરસૈંયાને મન, આનંદ અતિ ઘણો, પુષ્પ મુક્તાફળ લેઈ વધાવે. ધ્યાન.

## પદ ૧૫ મું

શા સુખે સૂતો, સંભાર શ્રીનાથને, હાથ તે હરિ વિના કોણ સ્હાયે;
તાત ને માત સુત, ભ્રાત ટોળે મળ્યાં, દોહિલી વેળા સૌ દૂર જાયે. શા.
ઉંધે મસ્તક હતો, ઉગ્રતપ આચરી, ભક્તિ કીધી ભગવાન કેરી;
અવતરી પાશ બંધાયો માયાતણે, લંપટી લાલચે લીધો ઘેરી. શા.
દિવસે ચોદશ ભમ્યો, રાત નિદ્રા વિષે, સ્વપ્નમાં સાંભરે મોટી માયા;
પલક પરવાર નહિ, હરિને ભજવાતણો, જ્યાં લગી જીવ સંજોગ કાયા. શા.
ધન ધામે કરી મોહિ રહ્યો લોભિયો, વેદના વીસરી ગર્ભ કેરી;
નાથ ત્રિલોકના, હરિ ન સંભારિયા, જ્યારે રાખ્યો તો જઠરામાં ઘેરી. શા.
જાગ્યરે જીવડા, વાજ આવ્યો ઘણું, કેટલોએક પ્રતિબોધ દીજે;
નરસૈંના સ્વામીને, નિત્ય સંભારતાં, દેહનાં દુકૃત દૂર કીજે. શા.

## પદ ૧૬ મું

સાધુ સાચે ભજો, ચરણ ગોવિંદનાં, માનવી દેહ તે તત્ત્વ કહિયે;
કૃષ્ણ કહો કૃષ્ણ કહો, વળિ વળિ કૃષ્ણ કહો, કૃષ્ણ કહેતાં સઉ સૂખ લહિયે. સાધુ.
કૃષ્ણ સેવાતણી, અમર ઇચ્છા કરે, મૂઢમતિ માનવી કાંઈ ન જાણે;
કૃષ્ણનું નામ રખે, હૃદયથી વીસરે, ધન્યમાં ધન્ય કૃષ્ણ જ પ્રમાણે. સાધુ.
જેને જોવા સહા મુનિરાજ વન ભમે, વિઠ્ઠલો વનમાં ગાયો ચારે;
ભણે નરસૈંયો જે ચતુર નર તે ખરો, અહરનિશ કૃષ્ણ શ્રીકૃષ્ણ ધારે. સાધુ.

## પદ ૧૭ મું

પારકી હૂંશે મહત્તા કરે પ્રાણિયા, પુણ્ય પાખી સર્વ વાત ખોટી;
કે તેં તો કર્ષણ કોદરા વાવિયા, કયાંથી જમે તું દાળ રોટી! પારકી.
કે તેં તો દાન કદી આપ્યું અજા તણું, કયાંથી દૂહે તું તો ઘેર ઝોટી!
કે તેં તો કથિર સોનારને આપિયું, કયાંથી પેહેરે તું તો કનક ટોટી! પારકી.
પુણ્યથી રિદ્ધિ છે, પુણ્યથી સિદ્ધિ છે, પુણ્યથી પેહેરશો ડમલો ડોટી;
ભણે નરસૈંયો તું, પુણ્ય કર પ્રાણિયા, પુણ્યથી પામશે પદવી મોટી. પારકી.

## પદ ૧૮ મું

ધન્યરે ધન્ય મહા પુણ્ય જશોદાતણું, પુત્રભાવે પરિબ્રહ્મ રાજે;
નંદનો નંદ આનંદ થઈ અવતર્યા, શેષ બળિભદ્ર સંગે બિરાજે. ધન્યરે.
અમર આહીર અર્ધાંગ ગોપાંગના, વૃક્ષવેલી સર્વ ઋષીરાણી;
ભક્તિ તે રાધિકા, મુક્તિ જશોમતી, વ્રજ વૈકુંઠ તે વેદવાણી. ધન્યરે.
નિગમ વસુદેવજી, ગાય ગોપી ઋચા, દેવકી બ્રહ્મવિવાદ કહાવે;
બ્રહ્મા કરલાકડી, વેણુ મહાદેવજી, પંચવદન કરી ગાન ગાવે. ધન્યરે.
ઈંદ્ર અર્જુન અહંકાર દુર્યોધન, દેવતા સર્વે અવતાર લીધો;
ધર્મ તે રાય યુધિષ્ઠિર જાણજો, દાસનો દાસ નરસૈંને કીધો. ધન્યરે.

## પદ ૧૯ મું

મારા નાથજી મુજને, ભક્તિ દેજો સદા, દીન જાણીને સંભાળ લેજો;
ભક્તિ આપી ભલા, ભાવથી ભૂધરા, અંતે આવી અહોનીશ રહેજો. મારા.
ભક્તિ કારણ મારો, દેહ દુર્બલ હજો, દેહ કારણ રખે સ્નેહ જાયે;
આજ મન સાથ જદુનાથ જો વીસરે, વળતી વલે મારી કુણ થાયે. મારા.
કર્મ કૂડાં કરી, ખાણ ચારે ભરી, નાસવા નીસર્યો નામ બારી;
કૃષ્ણ કિર્તન વિના, જાય જન્મે વૃથા, જેમ રહે જૂગટે સિદ્ધિ હારી. મારા.
હું ગર્ભ નાના ફર્યો, નિત્ય ઉજાગરો, નવ ઠર્યો નાથજી શરણ પાખે;
ભવવિષે બૂડતાં વા'ર ને બુમ નહિ, બાંહ્યગ્રહી મુજને કોણ રાખે. મારા.
અલ્પ આયુષ્યમાં, કલ્પના મનુષ્યને, આજ કીધું વળી કાલ કરવું;
શ્વાસનો શો વિશ્વાસ નહિ નિમિષનો, આશ અધુરી અને એમ મરવું. મારા.
ઉત્તમ મધ્યમ, વરણ તું વિઠ્ઠલા, પ્રકટ થઇને, દરશન પમાડો;
નરસૈંયા રંકને, ટંક કરુણા કરો, દીનબંધુ વજ્યો આંક આડો. મારા.

## પદ ૨૦ મું

ભૂતળ ભક્તિ પદારથ મોટું, બ્રહ્મલોકમાં નાંહીરે;
પુણ્ય કરી અમરાપુરી પામ્યા, અંતે ચોરાસી માંહીરે. ભૂતળ.

હરિના જન તો મુક્તિ ન માગે, જન્મોજન્મ અવતારરે;
નિત્ય સેવા નિત્ય કિર્તન ઓચ્છવ, નિરખવા નંદકુમારરે. ભૂતળ.

ભરતખંડ ભૂતળમાં જનમી, જેણે ગોવિંદના ગુણ ગાયારે;
ધન ધનરે એનાં માતપિતાને, સફલ કરી એણે કાયારે. ભૂતળ.

ધન વૃંદાવન ધન એ લીલા, ધન એ વ્રજના વાસીરે;
અષ્ટમહા સિદ્ધિ આંગણિયેરે ઊભી, મુક્તિ છે એમની દાસીરે. ભૂતળ.

એ રસનો સ્વાદ શંકર જાણે, કે જાણે શુક જોગીરે;
કાંઇએક જાણે વ્રજનીરે ગોપી, ભણે નરસૈંયો ભોગીરે. ભૂતળ.

## પદ ૨૧ મું

તારા દાસના ચરણની, રેણ મસ્તક ધરું, જેથકી કોટિ કલ્યાણ પામું;
નિરખતાં નેહશું, નેહ અમૃત ઠરે, ભવ તણા પાપ તે ક્ષણમાં વામું. ટેક.
ભક્તને ભેટતાં, કિલ્બિષ નવ રહે, જ્ઞાનદીપકથી તિમિર નાસે;
ધન્ય ધન્ય ભાગ્ય જે, સાધુ સંગત કરે, કૃષ્ણ કીર્તનથકી કૃષ્ણ ભાસે. તારા.
એક ક્ષણવાર જે, સતસંગત કરે, ધન્ય ઘડી જંતુની તે જ જાણો;
ભણે નરસૈંયો, ભવસાગર બૂડતાં, હરિજન નાવ નિશ્ચે પ્રમાણો. તારા.

## પદ ૨૨ મું

ગિરિ તળાટી ને કુંડ દામોદર, ત્યાં મેહેતાજી નહાવા જાય;
ઢેઢ વરણમાં દૃઢ હરિભક્તિ, તે પ્રેમ ધરીને લાગ્યા પાય. ગિરિ.
કરજોડીને પ્રાર્થના કીધી, વિનતિતણાં બહુ વચ્યારે વચંન;
મહાંત પુરુષ અમારી અરજ એટલી, અમારે આંગણે કરોરે કીરતંન. ગિરિ.
પ્રેમ પદારથ અમો પામિયે, વામિયે જન્મ મરણ જંજાળ;
કરજોડતામાં કરુણા ઉપજી, મેહેતાજી વૈષ્ણવ પરમ દયાળ. ગિરિ.
પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર, સમ દૃષ્ટિ ને સર્વ સમાન;
ગૌમૂત્ર તુલસી વૃક્ષ લીપજો, એવું વૈષ્ણવે આપ્યું વાકયદાન. ગિરિ.
મેહેતાજી નિશાએ આવ્યા, લાવ્યા પ્રસાદ ને કર્યો ઓચ્છવ;
ભોર થયા લગિ ભજન કીધું, સંતોષ પામ્યા સઉ વૈષ્ણવ. ગિરિ.
ઘેર પધાર્યા હરિ જશ ગાતા, વાતા તાળ ને શંખ મૃદંગ;
હસિ હસિ નાગર તાળિયો લે છે, આ શારે બ્રાહ્મણના ઢંગ. ગિરિ.
મૌન ગ્રહીને મેહેતાજી ચાલ્યા, અધવધરાને શો ઉત્તર દેઉં;
જાગ્યા લોક નરનારી પૂછે, મેહેતાજી તમે એવા શું? ગિરિ.
નાત ન જાણો ને જાત ન જાણો, ન જાણો કાંઈ વિવેક વિચાર;
કરજોડીને કહે નરસૈંયો, વૈષ્ણવતણો મને છે આધાર. ગિરિ.

## પદ ૨૩ મું

એવારે અમો એવારે એવા, તમે કહો છો વળિ તેવા રે;
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કેહેશો તો, કરશું દામોદરની સેવા રે. એવારે.

જેનું મન જે સાથે બંધાણું, પેહેલું હતું ઘર રાતું રે;
હવે થયું છે હરિરસ માતું, ઘેર ઘેર હીંડે છે ગાતું રે. એવારે.
સઘળા સાથમાં હું એક ભુંડો, ભુંડાથી વળી ભુંડો રે;
તમારે મન માને તે કહેજો, સ્નેહ લાગ્યો છે મને ઊંડો રે. એવારે.
કર્મ ધર્મની વાત છે જેટલી, તે મુજને નવ ભાવે રે;
સઘળા પદારથ જેથકી પામે, મારા પ્રભુની તોલે નાવે રે. એવારે.
હળવાં કર્મનો હું નરસૈંયો, મુજને તો વૈષ્ણવ વાહાલા રે;
હરિજનથી જે અંદર ગણશે, તેના ફોકટ ફેરા ઠાલા રે. એવારે.

## પદ ૨૪ મું—દ્રૌપદીની પ્રાર્થના

દ્વારિકાના વાસીરે, અવસરે આવજો રે, રાણી રુકમણિકેરા કંથ;
દુષ્ટ દુર્યોધનરે, લાગ્યો મને પીડવારે, પ્રભુ મારા ચોદશ ન્યાળું તારો પંથ.—ટેક.
સોડ તાણીને રે, શુંરે સુતો શામળારે, આળસ મોડીને ઉઠો આજ;
લક્ષ્મીજી તળાંસેરે, પાવન તારા પાવલાંરે, અમપર મેહેર કરો મહારાજ. દ્વા.
ગ્રાહ થકારે, ગજ મૂકાવિયો રે, કીધી તમે સુધન્વા સહાય;
નરસિંહરૂપે રે હિરણ્યકશિપુ હણ્યોરે, પ્રહ્લાદ ઉગાર્યો લાગ્યો પાય. દ્વા.
છપ્પનક્રોડ રે જાદવ તાહરા રે, સાથ બળિભદ્ર સરીખા ભ્રાત;
કાળીનાગ નાથ્યો રે, જરાસંઘ જીતિયોરે, તે બળ ક્યાં ગયું મારા નાથ. દ્વા.
વસમી વેળામાંરે, વહારે ચડો વિઠ્ઠલારે, ધાજો તમે છત્રપતી નિરધાર;
અસવારી કરજોરે, ગરુડની ઊપરે રે, નરસૈંયો વિનવે વારંવાર. દ્વા.

## પદ ૨૫ મું

કોણ એ સમાના, કામની દત્ત ફળિએલ રામા;
દ્રૌપદીની લજ્જા રાખવા, હરિ ઉભા છે સામા. કોણ.
વહાલોજી ગયાતા વાડિયે, સર્વે સુંદરી સાથે;
શેલડીની છોઈ ઉતારતાં, છરી બેઠી છે હાથે. કોણ.
માનની મંદિર સિધાવિયાં, ચીંથરડું રે લેવા;
દ્રૌપદીએ ચીર વધેરિયું, હરિને હાથે બંધેવા. કોણ.
ત્રિકમે તેના તાંતણા, લખી રાખ્યા છે લેખે;
નવસે નવાણું ચીર પૂરિયાં, સઘળી સભા રે દેખે. કોણ.
ગરુડે ચઢીને ગોવિંદ આવિયા, આવ્યા અંતરજામી;
ભક્તઉદ્ધારણ ભૂધરો, મેહેતા નરસૈંનો સ્વામી. કોણ.

# બાળલીલા

## પદ ૧ લું–રાગ વસંત

હવે કયાં જઇએ શામળીઆ વહાલા, જોર અમારું કીધું;
નાનકડી ગોપીનું ગોરસ, વાટી વાટીને પીધું. હવે કયાં.
નાસંતાં નહિ છૂટે રે, દૃષ્ટિથકી નહિ ચૂકું;
ઘેરીને લેઈ હું ઘરમાં ઘાલું, બાંધીને આજ મૂકું. હવે કયાં.
ઓશિઆળો આંગણીએરે ઉભો, ન્યાય થયો અપાર;
ભલે મળ્યો મેહેતા નરસૈંયાચો સ્વામી, ભક્ત તણો દાતાર. હવે કયાં.

## પદ ૨ જું

જસોદાજી જમવાને તેડે, નાચંતા હરિ આવે રે;
બોલો મીઠડા બોલડીઆ ને, અંગો અંગ નચાવે રે. જસોદાજી.
મુખની શોભા શી કહું જાણે, પૂનમચંદ બીરાજે રે;
નેત્ર કમળના ચાળા જોઈ જોઈ, મન્મથ મનમાં લાજે રે. જસોદાજી.
અંજન બેઉએ નયણે સાર્યાં, ઉર લટકે ગજમોતી રે;
તિલકતણી રેખા અતિ સુંદર, માતા હરખે જોતી રે. જસોદાજી.
સ્નેહ જણાવીને પુત્રનો કાંધે, આવીને કોટે વળગ્યો રે;
લાડકડો અતિ લાડ કરે છે, ક્ષણું ના મેહેલું અળગો રે. જસોદાજી.
ખોળે બેસાડીને ભોજન કરતાં, માતા આનંદ પામી રે;
ભક્તવચ્છલ ભૂધરજી મળ્યા, મેહેતા નરસૈંયાચો સ્વામી રે. જસોદાજી.

## પદ ૩ જું.

જસોદાજીને ખોળે બેઠા, સુંદર વ્રજનો નાથરે;
ભોજન કરતાં મેહેતે દીઠા, જેના જુડડા હાથરે. જસોદાજી.
ભોજન કરી રમવા સંચર્યા, જનુનીએ ભીડી બાથરે;
આભ્રણ સઘળાં એઠાં કીધાં, અંગે વળગ્યો ભાતરે. જસોદાજી.
મુખ કેરાં મરકલડાં જૂવે, ગોપી જનનો સાથરે;
ભણે નરસૈંયો આનંદ વાધ્યો, ગોવિંદના ગુણ ગાતરે. જસોદાજી.

## પદ ૪ થું–રાગ માલવ

જમો જમોરે નહાના લાડકડા, માતા જસોદાના બાલકડા;
રાડ ના કીજે સામળીઆ વહાલા, તારી જનુની કરે કાલાવાલા. ટેક.

મધુરો શો કોળિઓ મેહેલો મુખમાંહી, વાહલા હળવે હળવે લીજેરે;
કઢ્યાં દૂધ સાકર સંગાથે, એક ઘૂંટડે પીજેરે. જમો.
વેણુ વાગે વાગે વાહાલાજી તમારી, બલભદ્રપે મોટી થાયરે;
ભક્તશિરોમણિ જતુની વાહાલાને, એવે એવે વચને વાયરે. જમો.
કાતક જોતાં વ્રજની ગોપી, તન મન ધન ત્યાં વારેરે;
નરસૈંયાચા સ્વામીનું મુખડું, ફરી ફરી જસોદા ન્યાળેરે. જમો.

## પદ ૫ મું–પ્રભાતિયું–નાગદમન

જલકમલ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે;
જાગશે તને મારશે, મને બાળહત્યા લાગશે. જલ. ટેક.
કહે રે બાલક તું મારગ ભૂલ્યો, કે તારા વેરીએ વળાવિયો,
નિશ્ચય તારો કાળ જ ખૂટ્યો, અહિંઆં તે શીદ આવિયો. જલ.
નથી નાગણ હું મારગ ભૂલ્યો, નથી મારા વેરિએ વળાવિયો;
મથુરા નગરીમાં જૂગટું રમતાં, નાગનું શીશ હું હારિયો. જલ.
રંગે રૂડો રૂપે પૂરો, દીસંતો કોડિલો કોડામણો;
તારી માતાએ કેટલા જન્મ્યા, તેમાં તું અળખામણો. જલ.
મારી માતાએ બેહુ જન્મ્યા, તેમાં હું નટવર નહાનડો;
જગાડ તારા નાગને, મારું નામ કૃષ્ણ કહાનડો. જલ.
લાખ સવાનો મારો હાર આપું, આપું રે તુજને દોરિયો;
એટલું મારા નાગથી છાનું, આપું તુજને ચોરિયો. જલ.
શું કરું નાગણ હાર તારો, શું કરું તારો દોરિયો;
શાને કાજે નાગણ તારે, કરવી ઘરમાં ચોરિયો. જલ.
ચરણ ચાંપી મૂંછ મરડી, નાગણે નાગ જગાવિયો;
ઉઠોને બળવંત કોઇ, બારણે બાલક આવિયો. જલ.
બેઉ બાળયા બાથે વળગિયા, કૃષ્ણે કાલિનાગ નાથિયો;
સહસ્ર ફેણા ફુંફવે જેમ, ગગન ગાજે હાથિયો. જલ.
નાગણ સૌ વિલાપ કરે જે, નાગને બહુ દુઃખ આપશે;
મથુરા નગરીમાં લેઇ જશે, પછી નાગનું શીષ કાપશે, જલ.
બેઉ કર જોડીને વીનવે, સ્વામી મૂકો અમારા કંથને;
અમે અપરાધી કાંઈ ન સમજ્યાં, ન ઓળખ્યા ભગવંતને. જલ.
થાળ ભરી શગ મોતિયે, શ્રીકૃષ્ણને રે વધાવિયો;
નરસૈંયાના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવિયો. જલ.

# જ્ઞાન અને વૈરાગ્ય

—

## પદ ૧ લું પ્રભાતિયાં

જે ગમે જગતગુરુદેવ જગદીશને, તે તણો ખરખરો ફોક કરવો;
આપણો ચિંતવ્યો અર્થ કાંઈ નવસરે, ઉગરે એક ઉદ્વેગ ધરવો. ટેક.
હું કરું હું કરું, એ જ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે;
સૃષ્ટિ મંડાણ છે, સર્વ એણીપેરે, જોગી જોગેશ્વરા કોઇક જાણે. જે.
નીપજે નરથી તો, કોઈ ન રહે દુઃખી, શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાયને રંક કોઈ, દષ્ટે આવે નહીં, ભવનપર ભવનપર છત્ર દાખે. જે.
ઋતુ લતા પત્ર ફળ ફૂલ આપે યથા, માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;
જેહના ભાગ્યમાં, જેહને જે લખ્યું, તેહને તે સમે તે જ પોહોચે. જે.
ગ્રંથ ગડબડ કરી, વાત ન કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે;
મન કર્મ વચનથી, આપ માની લહે, સત્ય છે એ જ મન એમ સૂજે. જે.
સુખ સંસારિ મિથ્યા કરી માનજો, કૃષ્ણ વિના બીજું સર્વ કાચું;
જુગલ કર જોડી કરી, નરસૈંયો એમ કહે, જન્મ પ્રતિજન્મ હરિને જ જાચું. જે.

## પદ ૨ જું

અખિલ બ્રહ્માંડમાં, એક તું શ્રીહરિ, જૂજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે. ટેક.
પવન તું પાણિ તું, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી, અનેક રસ લેવાને, શિવથકી જીવ થયો એજ આશે. અ૦
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ શાખ દે, કનક કુંડલવિષે ભેદ ન્હોય;
ઘાટ ઘડિયા પછી, નામ રૂપ જુજવાં, અંત્યે તો હેમનું હેમ હોય. અ૦
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એ જ પાસે;
ભણે નરસૈંયો એ, મનતણી શોધના, પ્રીત કરું પ્રેમથી પ્રગટ થાશે. અ૦

## પદ ૩ જું

શરિર શોધ્યા વિના, સાર નહિ સાંપડે, પંડિતા પાર નહિ પામો પોથે;
તાંદુલ મેલીને, તુષને વળગી રહ્યા, ભૂખ નહિ ભાગે એમ ઠાલે થોથે. શ૰
રસના સ્વાદમાં સર્વ રુંધાઈ રહ્યા, વિગતિ ગુરુ જ્ઞાન વિના રે ગુંથે;
વાણી વિલાસમાં, વિવિધ વાણી વડે, પરહરી વસ્તુને વળગે ગુંથે. શ૰

શબ્દ શીખે ખરો, સકલ વિદ્યા ભણે, અધ્યાત્મ ઊચરે આવી ઓથે;
પ્રપંચ પિંડમાં રહ્યો, અહંકાર નવ ગયો, આથડ્યો એમ અનંત કોઠે. શા૦
શાસ્ત્ર કથા કહે, રજનિમાં આથડે, એ અજ્ઞાનમાં શીશ ગોઠે;
ભણે નરસૈંયો જે, ભેદ જાણી જુઓ, મેં તો રચી કહ્યું પદ ચોથે. શા૦

પદ ૪ થું

જાગીને જોઉં તો, જગત દીસે નહીં, ઉંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે. જા.
પંચ મહાભૂત પરિબ્રહ્મ વિષે ઊપન્યાં, અણુ અણુમાંહિ રહ્યાં રે વળગી;
ફૂલ ને ફળ તે તો વૃક્ષનાં જાણવાં, થડથકી ડાળ તે નહિ રે અળગી. જા.
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ શાખ દે, કનક કુંડળ વિષે ભેદ નોયે;
ઘાટ ઘડ્યા પછી, નામ રૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે. જા.
જીવ ને શીવ તો, આપ ઇચ્છાએ થયા, રચી પરપંચ ચૌદ લોક કીધા;
ભણે નરસૈંયો એ, તે જ તું તે જ તું, એને સમર્યાથી કંઈ સંત સીધ્યા. જા.

પદ ૫ મું

જુવાનીને દહાડે રે, હરિને જાણ્યા નહીં રે, મોહ્યું પરદારા સાથે મંન;
કાંઇકને મોહ્યો રે, કામિનીના કલ્પમાં રે, કાંઇએક જોડવા ધાયો ધંન. જુ.
પચીસ ને પચાસ રે, પરપંચમાં ગયાંરે, દોહિલા આવ્યા સાઠ વર્ષના દંન;
સિત્તેરને સૂધી રે, કાંઈ સમજ્યો નહીંરે, પછે ચાલ્યો સાધન કરવા વંન. જુ.
આંખડીએ ન સૂઝેરે, ગળે બહુ નાસિકારે, બોલે તે તો સંભળાય નહીં કરણ;
માયા તો ન મૂકે રે, તૂટે નહીં તૃષ્ણારે, ઓળખાયા નહીં અશરણ શરણ. જુ.
સાથમાં લાકડીરે, ચરણ ચાલે નહીંરે, તૂટીને શિથિલ થયું છે તંન;
મુખમાંહીં દંતરે, એકે દીસે નહીંરે, તોય પાપી ઉદર માગે અન્ન. જુ.
ભાગ્ય જેનું ભલુંરે, આ અવસરને ઓળખ્યોરે, તે તો પ્રાણી કહેવાય હરિના જંન;
નરસૈંના સ્વામીનેરે, સુખમાં સંભારજોરે, જો હોય પેલા ભવનું પુન્ય. જુ.

પદ ૬ ઠું

જ્યાંલગી આતમા તત્ત્વ ચિન્યો નહીં, ત્યાંલગી સાધના સર્વ જૂઠી;
માનુષ દેહ તારો, એમ એળે ગયો, માવઠાંની જેમ વૃષ્ટિ વૂઠી. જ્યાં.
શું થયું સ્નાન સેવા ને પૂજાથકી, શું થયું ઘેર રહી દાન દીધે;
શું થયું ધરિ જટા ભસ્મ લેપન કરે, શું થયું* વાળ લોચન કીધે. જ્યાં.

* વાળ લોચન–લુંચન કરાવવા–ચૂંટાવવા તે.

શું થયું તપ ને તિરથ કીધાથકી, શું થયું માલ ગ્રહી નામ લીધે;
શું થયું તિલક ને તુલસી ધાર્યાથકી, શું થયું ગંગજલ પાન કીધે. જ્યાં.
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણે;
શું થયું ખટ્દર્શન સેવાથકી, શું થયું વરણના ભેદ આણે. જ્યાં.
એ છે પરપંચ સહુ, પેટ ભરવાતણા, આત્મારામ પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસૈંયો કે, તત્ત્વદર્શન વિના, રત્નચિંતામણિ જન્મ ખોયો. જ્યાં

## પદ ૭ મું–રાગ વેળાવળ

સુખ દુઃખ મનમાં ન આણિયે, ઘટ સાથે રે ઘડિયાં;
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં જડિયાં. સુખ દુઃખ–ટેક
નળ રાજા સરખો નર નહીં, જેની દમયંતી રાણી;
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યાં અન્ન ને પાણી. સુખ દુઃખ.
પાંચ પાંડવ સરખા બંધવા, જેને દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યા, નયણે નિદ્રા ન આણી. સુખ દુઃખ.
સીતા સરખી સતી નહીં, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરી ગયો, સતી મહા દુઃખ પામી. સુખ દુઃખ.
રાવણ સરિખો રાજીયો, જેની મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઈ ગયાં, બધી લંકા લુંટાણી. સુખ દુઃખ.
હરિશ્ચંદ્ર રાય સતવાદિયો, તારાલોચનિ રાણી;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નિચ ઘેર પાણી. સુખ દુઃખ.
એ વિચારી હરિને ભજો, તે સાહ્ય જ કરશે;
જુઓ આગે સાહ્ય ઘણી કરી, તેથી અર્થ જ સરશે. સુખ દુઃખ.
સર્વ દેવને જ્યારે ભિડ પડી, સમર્યા અંતરજામી;
ભાવટ ભાંગી ભૂધરે, મેહેતા નરસૈંને સ્વામી. સુખ દુઃખ.

# પ્રેમાનંદ ભટ



આ કવિ ગુજરાતી ભાષામાં સર્વોપરી છે. એ સંવત્ ૧૭૦૦થી ૧૭૯૦ સુધીના કાળમાં વિદ્યમાન હતો અને વડોદરામાં રહેતો હતો.



## ઓખાહરણ

### કડવું ૧ લું–રાગ સામગ્રી

શ્રી ગુરુ ગોવિંદને ચર્ણે લાગુંજી, ગણપતિ સારદા વાણી માગુંજી;
અંતર્ગતમાં ઇચ્છા છે ઘણીજી, ભાવે ભાખું કથા હરિતણીજી. ૧
જે સાંભળતાં સુખ થાયેજી, મનની તે ચિંતા જાયેજી;
ચતુર્દશ લોક જેને માનેજી, તેના ગુણ શું લખિયે પાનેજી. ૨

ઢાળ

પાને તે લખ્યા જાએ નહીં, શ્રી ગણેશના ગુણગ્રામ;
સકળ કારજ સિદ્ધિ પામે, મુખેથી લેતાં નામ. ૩
ગજવદન ગજનાસિકા, વળી દંત ઉજ્જવળ એક;
આયુધ ફરસી કર ગ્રહી, જેણે હણ્યા અસુર અનેક. ૪
શુદ્ધ બુદ્ધ બે શ્યામા છે, સૂત લાભ ને વળી લક્ષ;
સિદૂર અંગે શોભિતૂં, મોદિક અમૃત ભક્ષ. ૫
નીલાંબર પીતાંબર પેહેર્યાં, ચઢે સેવંત્રા સેવ;
મારા પ્રભુજીને પ્રથમ પૂજીએ, જય દુંદાળો દેવ. ૬
ગૌરનંદન વિશ્વવંદન, ભીડભંજન દેવ;
તેત્રીશ ક્રોડમાં દીપતો, સુર નર કરે તારી સેવ. ૭
સેવું બ્રહ્મતનયા સરસ્વતી; રૂપ મનોહર માત;
બ્રહ્મચારિણી ભારતી, તૂં વૈષ્ણવી વિખ્યાત. ૮
શ્વેત વસ્ત્ર ને શ્વેત વપૂ, શ્વેત વાહન હંસ;
વિશ્વંભરી વરદાયિની, કરે કોટી વિઘ્નનો ધ્વંશ. ૯
કરુણાકટાક્ષી કમલનયની, કમળભૂ કન્યાય;
વેદ કર્મ જટા ઉપનિષદ, ધર્મશા[illegible]ય. ૧૦
બ્રહ્મવિદ્યા ને યોગ વિદ્યા, પ[illegible]
ગાન તાન રસાલ તાલ, એ

દુહા ગાથા ને કવિત કથા, છંદ ભેદ ને નાદ;
એ તરંગ તારા સરસ્વતી, છે શબ્દના સંવાદ. ૧૨
ચતુર્ભુજ ને ચાતુરી, વર્ણવું તારા ન્યાસ;
વૈશંપાયન વાલ્મિકી, તુંને માને વેદવ્યાસ. ૧૩
જૈમિનિ ને સૂત પુરાણિક, તેને કૃપા તારી હવી;
તેં જ ભટ્ટાચાર્ય કીધો, કાળિદાસ કીધો કવી. ૧૪
કરુણાલ તૂં ને દયાળ તૂં, હૂં કિંકર તારો માય;
રંક જાણી આપ્ય વાણી, ગ્રંથ પૂરણ થાય. ૧૫
સહકાર ફળ વામણો ઇચ્છે, અપંગ તરવા સિંધુ;
તેમ દાસ તારો હૂં ઇચ્છું છું, બાંધવા પદબંધ. ૧૬

## વલણ

પદબંધ બાંધું કથા કેરો, આખ્યાન ઓખાહરણરે;
વદે વિપ્ર પ્રેમાનંદ માગું, મા કરો ગ્રંથ સંપૂરણરે. ૧૭

## કડવું ૨ જું–રાગ રામગ્રી

એણી પેરે બોલ્યા શ્રીસુકદેવજી, બાણાસુરનો ઉતાર્યો અહમેવજી;
હરે આપ્યા સહસ્ર હાથજી, ચક્રે છેદ્યા તે વૈકુંઠનાથજી. ૧

## ઢાળ

વકુંઠનાથે હાથ છેદીને, ઉતાર્યું અભિમાન;
પરીક્ષિત પૂછે શુકદેવને, કહો ઓખાનું આખ્યાન. ૨
વ્યાસનંદન વદે વાણી, વર્ણવું પૂર્ણાનંદ;
રસિક કથા ભાગવતતણી, તે મધ્યે દશમસ્કંધ. ૩
શુકદેવ કહે પરીક્ષિતને, સુણ બાસઠમો અધ્યાય;
આખ્યાન ઓખાહરણનું, અનિરુદ્ધહરણ કથાય. ૪
પરબ્રહ્મથી એક પદ્મ પ્રગટ્યૂં, તેથી પ્રજાકર;
પ્રજાપતિનો મરીચિ, તેના કશ્યપ નામે કુંવર. ૫
તેથી હિરણ્યકશિપુ, પ્રહ્લાદજી તેથી વિરોચંન;
વિરોચનનો બળી બલી, તેનો બાણાસુર રાજંન, ૬
તે શોણિતપુરમાં રાજ કરતો, ઉપન્યો મંન વિચાર;
વર પામું ઈશ્વર આરાધું, વશ વરતાવું સંસાર. ૭

તેણે શુક્રાચાર્યને પૂછ્યું, લાગી ગુરુને પાય;
કહો ગુરુજી તપ કર્યાનો, શુદ્ધ મને ઉપાય. ૮
શુક્ર બોલ્યા હેત કરીને, સૂણ બાણાસુર રાજાન;
સર્વથકી ઉત્તમ ઉપાસન, કહું પરમ નિધાન. ૯
ગંગા તટે જઇ તપ કરો, ઉપાસો મહાદેવ;
ભોળો શંભુ પ્રસન્ન થઇ, વર આપશે તતખેવ. ૧૦
શુક્રનાં વાયક સાંભળી, થયો બાણ મન ઉલ્લાસ;
તપ કરવાને ચાલિયો, મન ધરીને વિશ્વાસ. ૧૧
કૌભાંડ નામે મોટો મંત્રી, તેને સોંપ્યું પૂર;
કૈલાસ નિકટે ગંગાતટે, જઇ તપ કરે અસૂર. ૧૨
આસાન વાળીને લાગી તાળી, જપે ભોળો દૃઢ મન;
શત વરસ એમ વહી ગયાં, ઉધઇ વળગી તંન. ૧૩
વૃષા, શીત ને ગ્રીષ્મ વેઠે, ઓઢવા અવનિને આભ;
શ્રવણે સુગ્રીવે માળા ઘાલ્યા, મસ્તકે ઉગ્યો ડાભ. ૧૪
ક્ષુધા તૃષા તજીને બેઠો, અઘોર માંડ્યું તપ;
માળા ફેરવે મનતણી, જપે જોગેશ્વરનો જપ. ૧૫
ઇંદ્રે મોકલી અપસરા, તપધ્યાન કરવા ભંગ;
બાણાસુર ચૂકે નહીં, પરભવે નહીં અનંગ. ૧૬
વૃષભે ચઢી શિવ આવિયા, ધરી અતીત કેરું રૂપ;
બાણાસુરને બોલાવિયો, ભાવે કરીને ભૂપ. ૧૭
નેત્ર ઉઘાડીને નિરખીયું, ત્યારે દીઠા શંકર જાણ;
ધશી હશીને ચરણે લાગ્યો, સ્તુતિ કરી નિરવાણ. ૧૮
માગ્ય માગ્યરે મહીપતિ, એમ કહે છે ઉમિયાનાથ;
બાણાસુર કહે નાથજી, મને આપો સહસ્ત્રજ હાથ. ૧૯

વલણ

સહસ્ર હાથ આપો હરજી, ગણો ગણપતિ સમાનરે;
વિપત પડે તો આવજો, એમ કરી શિવ હવા અંતરધ્યાનરે. ૨૦

### કડવું ૩ જું–રાગ યમન–કલ્યાણ

આવ્યા આવ્યા ઉમયા સહિત મહાદેવ, દીઠી દીઠી અસુરતણી ઘણી સેવ;
નયણે નીરખ્યો અસુરનો દેહ, દીઠો સુકાં કાષ્ઠવત તેહ. ૧

તેને લાગી શંભુજીસું તાળી, બાણાસુર બેઠો આસન દૃઢ વાળી;
એવાં એવાં તપનો માંડ્યો અભ્યાસ, માથા ઉપર ફુટી નિકળ્યાં ઘાસ. ૨
એના તપનો નહીં આવ્યો પાર, એમ વર્ષ ગયાં છે એક હજાર;
એવું તપ જોઇને બોલ્યા ત્રિપુરારી, તમે સાંભળો પાર્વતી નારી. ૩
એને તપે ત્રૈલોક બાધું ડોલે, બાણાસુર તો બોલાવ્યો નવ બોલે;
તમે કહો તો એને વર આપૂં, ને હું સત્ય વચન કરી થાપૂં. ૪
વળતાં બોલ્યાં પાર્વતી રાણી, એવા દુષ્ટને નાપો શૂલપાણી;
દૂધ પાઇને ઉછેરો છો સાપ, તેથી તમે પામશો મહા સંતાપ. ૫
પહેલાં તમે ભસ્માંગદ વરદાન દીધું, વરદાન પામ્યો કારજ એવું સીધ્યું;
વરદાન રાવણાદિકને આપ્યા, તેણે દુષ્ટે જાનકીનાથ સંતાપ્યા. ૬
તે માટે ઝાઝું શું તમને કહિયે, હાંરે એવા દુષ્ટથી વેગળા રહિયે;
પછે તમને શી શીખામણ દીજે, ભોળા શંભુ રુડું જાણો તેમ કીજે. ૭
જાઓ નારી પાનીએ બુદ્ધિ તમારી, વરદાન આપતાં ન રાખીએ વારી;
એવું કહીને બોલ્યા તે ભોળાનાથ, દીધો બાણાસુરને શિર હાથ. ૮
ઉઠ ઉઠ પુત્ર તું વર માગ્ય, તું તો સમાધી તજીને જાગ્ય;
વાણી શંભુની સુણીને જાગ્યો, તેણે શિવજી પાસે વર માંગ્યો. ૯
સ્વામી મને સહસ્ર હાથ જ આપો, મુજને પુત્ર કરીને થાપો;
એક એક હસ્ત એવો કીજે, હસ્તી સહસ્રતણું બળ દીજે. ૧૦
અસ્તુ અસ્તુ કહિને શિવે વર આપ્યો, તેને તો પુત્ર કરીને થાપ્યો;
વરદાન લઇને દાનવ ઘેર આવ્યો, તેને બધા નગ્ર લોકેરે વધાવ્યો. ૧૧

### વલણ

વધાવ્યો ત્યાં લોક સર્વે, આનંદ ઘણો મન થાય રે;
આવી રાજ બેઠો બાણાસુર, તેને ઉલટ અંગ ન માય રે. ૧૨

### કડવું ૪–થું–રાગ કેદારો

વર આપી વળ્યા વિષધારીરે, સહસ્ર ભુજ પામ્યો અહંકારી રે;
ખોંખારીને કહે પામ્યો હું જયરે, હું તો થયો છું અક્ષય રે. ૧
અભિમાની બોલે એમ ગર્વ વચન રે, પુર વિષે આવ્યો રાજંનરે;
સહુને આનંદ વાધ્યો મંન રે,............................ ૨

### ઢાળ

પાય લાગે પ્રજા પુરની, આવી મળ્યો પરધાન;
સહસ્ર ભુજ અંબુજ ફૂલ્યાં, તરુવરને સમાન. ૩

જાણે જગમાં વડડાળ ફુલી, હસ્ત એમ રાજાતણા;
પોહોંચે પોહોંચે ઝગમગે, જેવી શેષનાગની ફણા. ૪
એક એક હસ્તે સહસ્ર હસ્તિબળ, વસુધાતળ વશ કીધું;
નાગવર્ગ ને સ્વર્ગ જીતી, એક ચક્રવે રાજ કીધું. ૫
ચોસઠ દેશ ને ચારે દિશા, બાણે વરતાવી આણ;
પાયે પૃથ્વીને ધ્રુજાવે, જુદ્ધ જુદ્ધ વદે મુખ વાણ. ૬
મંત્રી સાથે વઢવું માગે, બાથ ભીડીને અંગ;
માતંગ મારે હયને પછાડે, પાડે પર્વત શૃંગ. ૭
ભરાવે બાથ ને હાથ ઝાટકે, મુખે ભાખે મેઘસ્વર;
વઢનાર પાખે બાણ શરીરે, પ્રગટ્યો પ્રાક્રમજ્વર. ૮
ગણ ગાંધર્વ ને અપ્સરા સાથે, કૈલાસ ગયો રાજાન;
બાણાસુરે શંકરદ્વારે, માંડ્યું સંગીત ગાન. ૯
થૈ થૈકાર ધમકાર ઘુઘરના, અબલા પગમાં ઠમઠમતા;
મંદિરમાંથી મહાદેવ નિકળ્યા, રામાની સંગે રમતા. ૧૦
અસુર ઈશ્વર ને અપ્સરા નાચે, તે ઇન્દ્રાદિક જોય;
ચંગ મૃદંગ ને વીણા રસના, શબ્દ એકઠા હોય. ૧૧
મહાદેવજી રસમગ્ન હવા, રાયને થયા તુષ્ટમાન;
બાણાસુરને કહે ઉમયાવર, માગ્ય માગ્ય વરદાન. ૧૨
રાય કહે પ્રભુ પ્રથમ તમે, આપ્યા સહસ્ર હસ્ત;
તે ભુજબળ મારું કોણે ન ભાગ્યું, મેં જીત્યા લોક સમસ્ત. ૧૩
સ્વામી બળ આપ્યું તો જોદ્ધો આપો, એ માંગવું છે મારે;
તમે વઢો કે વઢનાર આપો, જે મારા મદને ઉતારે. ૧૪
તવ રીસ ચઢી અંતર ઈશ્વરને, તું માંગતાં ચુકયો મૂર્ખ;
તારા ભુજનો ભાર ઉતારશે, ત્રિલોક પૂજન પુરુષ. ૧૫
પુત્રી તારીનો વડસસરો તે, તારા ભુજને હણશે;
ચડથી છેદીને કર તારાના, કટકે કટકા કરશે. ૧૬
તવ બાણાસુરને શુદ્ધ હવી, એ તો મેં માંગ્યો શાપ;
કડાક કડાક કટકા થાશે ત્યારે, કેમ ખમાશે અદાપ. ૧૭
ભૂપ કહે સાંભળિયે સ્વામી, તમ વચન પ્રમાણ;
એટલું માગું આપ કને, આગળથી થાએ જાણ. ૧૮

શિવ કહે તારી ધર્મધજા, આફણિયે ભાંગી પડશે;
ત્યારે તો તું જાણજે, રિપૂ આવી ગડગડશે. ૧૯

વલણ

ગાજશે શત્રુ કહી વળાવ્યો, નગ્રમાં આવ્યો સોય રે;
આસન બેશી દહાડી બાણાસુર, ધજા સામું જોય રે. ૨૦

કડવું ૫ મું–રાગ બિલાવર

વળિ વળિ પૂછ્યું પરિક્ષત રાયજી, શુકદેવજી કહોને કથાયજી;
દેવ કન્યા પ્રગટી જેહજી, દૈત્ય પુત્રી તણો સંદેહજી. ૧

ઢાળ

દૈત્યપુત્રી કેમ હવી, શુકદેવજી કહોને સત્ય;
વિસ્તારીને વર્ણવો, ઓખા તણી ઉતપત્ય. ૨
શુકદેવ વળતું બોલિયા, તમે ભલી પૂછી વાત;
ઓખાની ઉત્પત કયમ હવી, કહું તમને સાક્ષાત. ૩
એકવાર ગિરિ કૈલાસથી, શિવજી તે મધુવન જાય;
ઉમયાજી ઘેર એકલાં, તેણે વિચાર્યું મનમાંય. ૪
શિવને દિવસ થાશે ઘણા, નંદી ને ભૃંગી સંગ;
સંતાન મ્હારે કાંઇ નહીં, તે માટે લ્યોને સંગ. ૫
શિવજી કહે કરજો પ્રગટ, ઇચ્છાથકી સંતાન;
તપ કરવાને જાઉં છું, ધરવાને હરિનૂં ધ્યાન. ૬
એમ કહીને શંકર ચાલ્યા, આવ્યા તે ગંગાતીર;
દઢ આસન વાળીને બેઠા, મનમાં રાખી ધીર. ૭
દિવસ કેટલા વહી ગયા, ને ચૈત્રમાસ તે આવ્યો;
પરસેવો ઉમયાને અંગે થયો, તે તો નવ ભાવ્યો. ૮
માર્જન કરવા ઇચ્છા કીધી, મલીન દીઠું અંગ;
સુગંધી તેલ કકડાવિયાં, જલ ઉષ્ણ મૂકયું પ્રસંગ. ૯
પાર્વતીએ મન વિચારિયું, મંદિરમાં નથી કોય;
હું પુત્ર એક પ્રગટ કરું, જે દ્વાર આગળ જોય. ૧૦
પછે દક્ષિણ અંગથી મેલ ઉતારી, ધર્યું પુત્રનું રૂપ;
તેના હાથ પગને ઘુંટણ, પહાની, ટુંકડું અંગ સ્વરૂપ. ૧૧
ચતુર્ભુજ ને ફાંદ મ્હોટી, મ્હોટું તે મસ્તક સંગ;
કપોલ ગ્રીવા સુંદર શોભે, વિચિત્ર દિસે અંગ. ૧૨

જાણે જગમાં વડડાળ ફુલી, હસ્ત એમ રાજાતણા;
પોહોંચે પોહોંચે ઝગમગે, જેવી શેષનાગની ફણા. ૪
એક એક હસ્તે સહસ્ર હસ્તિબળ, વસુધાતળ વશ કીધું;
નાગવર્ગ ને સ્વર્ગ જીતી, એક ચક્રવે રાજ કીધું. ૫
ચોસઠ દેશ ને ચારે દિશા, બાણે વરતાવી આણ;
બાથે પૃથ્વીને ધ્રુજાવે, જુદ્ધ જુદ્ધ વદે મુખ વાણ. ૬
મંત્રી સાથે વઢવું માગે, બાથ ભીડીને અંગ;
માતંગ મારે હયને પછાડે, પાડે પર્વત શૃંગ. ૭
ભરાવે બાથ ને હાથ ઝાટકે, મુખે ભાખે મેઘસ્વર;
વઢનાર પાખે બાણ શરીરે, પ્રગટ્યો પ્રાક્રમજ્વર. ૮
ગણ ગાંધર્વ ને અપ્સરા સાથે, કૈલાસ ગયો રાજાન;
બાણાસુરે શંકરદ્વારે, માંડ્યું સંગીત ગાન. ૯
થૈ થૈકાર ધમકાર ઘુઘરના, અબલા પગમાં ઠમઠમતા;
મંદિરમાંથી મહાદેવ નિકળ્યા, રામાની સંગે રમતા. ૧૦
અસુર ઈશ્વર ને અપ્સરા નાચે, તે ઇન્દ્રાદિક જોય;
ચંગ મૃદંગ ને વીણા રસના, શબ્દ એકઠા હોય. ૧૧
મહાદેવજી રસમગ્ન હવા, રાયને થયા તુષ્ટમાન;
બાણાસુરને કહે ઉમયાવર, માગ્ય માગ્ય વરદાન. ૧૨
રાય કહે પ્રભુ પ્રથમ તમે, આપ્યા સહસ્ર હસ્ત;
તે ભુજબળ મારું કોણે ન ભાગ્યું, મેં જીત્યા લોક સમસ્ત. ૧૩
સ્વામી બળ આપ્યું તો જોદ્ધો આપો, એ માગવું છે મારે;
તમે વઢો કે વઢનાર આપો, જે મારા મદને ઉતારે. ૧૪
તવ રીસ ચઢી અંતર ઈશ્વરને, તું માંગતાં ચુકયો મૂર્ખ;
તારા ભુજનો ભાર ઉતારશે, ત્રિલોક પૂજન પુરુષ. ૧૫
પુત્રી તારીનો વડસસરો તે, તારા ભુજને હણશે;
થડથી છેદીને કર તારાના, કટકે કટકા કરશે. ૧૬
તવ બાણાસુરને શુદ્ધ હવી, એ તો મેં માંગ્યો શાપ;
કડાક કડાક કટકા થાશે ત્યારે, કેમ ખમાશે અદાપ. ૧૭
ભૂપ કહે સાંભળિયે સ્વામી, તમ વચન પ્રમાણ;
એટલું માગું આપ કને, આગળથી થાએ જાણ. ૧૮

શિવ કહે તારી ધર્મધજા, આકૃણિયે ભાંગી પડશે;
ત્યારે તો તું જાણજે, રિપૂ આવી ગડગડશે. ૧૯

વલણ

ગાજશે શત્રુ કહી વળાવ્યો, નગ્રમાં આવ્યો સોય રે;
આસન બેશી દહાડી બાણાસુર, ધજા સામું જોય રે. ૨૦

કડવું ૫ મું–રાગ બિલાવર

વળિ વળિ પૂછ્યું પરિક્ષત રાયજી, શુકદેવજી કહોને કથાયજી;
દેવ કન્યા પ્રગટી જેહજી, દૈત્ય પુત્રી તણો સંદેહજી. ૧

ઢાળ

દૈત્યપુત્રી કેમ હવી, શુકદેવજી કહોને સત્ય;
વિસ્તારીને વર્ણવો, ઓખા તણી ઉતપત્ય. ૨
શુકદેવ વળતું બોલિયા, તમે ભલી પૂછી વાત;
ઓખાની ઉત્પત ક્યમ હવી, કહું તમને સાક્ષાત. ૩
એકવાર ગિરિ કૈલાસથી, શિવજી તે મધુવન જાય;
ઉમયાજી ઘેર એકલાં, તેણે વિચાર્યું મનમાંય. ૪
શિવને દિવસ થાશે ઘણા, નંદી ને ભૃંગી સંગ;
સંતાન મ્હારે કાંઇ નહીં, તે માટે લ્યોને સંગ. ૫
શિવજી કહે કરજો પ્રગટ, ઇચ્છાથકી સંતાન;
તપ કરવાને જાઉં છું, ધરવાને હરિનૂં ધ્યાન. ૬
એમ કહીને શંકર ચાલ્યા, આવ્યા તે ગંગાતીર;
દૃઢ આસન વાળીને બેઠા, મનમાં રાખી ધીર. ૭
દિવસ કેટલા વહી ગયા, ને ચૈત્રમાસ તે આવ્યો;
પરસેવો ઉમયાને અંગે થયો, તે તો નવ ભાવ્યો. ૮
માર્જન કરવા ઇચ્છા કીધી, મલીન દીઠું અંગ;
સુગંધી તેલ કકડાવિયાં, જલ ઉષ્ણ મૂક્યું પ્રસંગ. ૯
પાર્વતીએ મન વિચારિયું, મંદિરમાં નથી કોય;
હું પુત્ર એક પ્રગટ કરું, જે દ્વાર આગળ જોય. ૧૦
પછે દક્ષિણ અંગથી મેલ ઉતારી, ઘડ્યું પુત્રનું રૂપ;
તેના હાથ પગને ઘુંટણ, પહાની, ટુંકડું અંગ સ્વરૂપ. ૧૧
ચતુર્ભુજ ને ફાંદ મ્હોટી, મ્હોટું તે મસ્તક સંગ;
કપોલ ગ્રીવા સુંદર શોભે, વિચિત્ર દિસે અંગ. ૧૨

તેના વામ કરમાં કમળ, આપ્યું, બીજે બેરખો જાણ;
ત્રીજે હાથે જલકમંડલ, દક્ષિણ ફરશી પાણ. ૧૩
બાજુબંધ ને બેરખા, કુંડલ ધાલ્યાં કર્ણ;
કટીએ શોભે મેખલા ને, ઘુઘરા બાંધ્યા ચર્ણ. ૧૪
તેને સર્પનૂં ઉપવીત આપ્યું, મોદિક આપ્યો આહાર;
મુષકનૂં વાહન આપ્યું, ઉર સેવંત્રાનો હાર. ૧૫
તેનૂં ધૃત સિંદૂરે અંગ ચરચ્યું, કાયા કાંચનની પરિધામ;
પ્રતિહાર કરીને થાપીઓ, ગણપતિ ધરિયું નામ. ૧૬
મુખ વચન માતાજી બોલ્યાં, હું માર્જન કરું આ વાર;
કોઈ પુરુષ આવે આંગણે તો, રાખજે ઉભો દ્વાર. ૧૭
એકલો બાળક બારણે બીશે, વિચાર્યું મન માત;
એની પાસે જોડ હોય તો, બેઠાં કરે બેઉ વાત. ૧૮
વામ અંગથી મેલ ઉતારી, ઘડયું કન્યાસ્વરૂપ;
તેની શોભા શી વર્ણવું, શુકદેવ કહે શુણ ભૂપ. ૧૯
તેનું વદન પુનમચંદ્ર સરખું, નેન નિર્મળ જાણ;
નાસિકા શૂકચાંચ સરખી, દર્શન બીજ પ્રમાણ. ૨૦
તેના અધર અતિ ઓપે રાતા, કપોલ ગ્રીવ જેહ;
ભુજદંડ જે ગજસુંઢ સરખા, કુચ બીજોરાં તેહ. ૨૧
તેની જંઘા જાણે કદલી સરખી, ઉર ઉજ્જવળ અંગ;
તેના ચરણ જાણે પદ્મની, કેસરી કટીનો લંક. ૨૨
કર કંકણ ને મુદ્રિકા, કંઠે પુષ્પનો હાર;
કરણે ઝાલ ઝબુકે, પાયે નેપુરનો ઝમકાર. ૨૩
મસ્તકે ગુંથી રાખડી, કંઠે મુક્તાનો હાર;
અણવટ પગે વીછુવા, કટીમેખલા શણગાર. ૨૪
તેને ચણિયો ચોળી પહેરાવિયાં, શિર ઘાટડી પરિધામ;
શુકદેવ કહે પરિક્ષતને, તેનૂં ઓખા ધરિયું નામ. ૨૫
તેને ઢીંગલાં ને ટોલડી, કુડલી કોથળી જેહ;
પાંચ કોડાં દાબડી વેલણ, રમવા આપ્યાં તેહ. ૨૬
કુંમકુમ ચંદન ચાંદલો, કાજળ સિંદુર સંગ;
તેલ તંબોલ ને નાડાછડી, કરી તે પૂજા અંગ. ૨૭

### વલણ

કરી પૂજા અંગ સોહિયે, કુંવરી કન્યા જેહરે;
શુકદેવ કહે પરીક્ષિતને, એમ ઓખા પ્રગટી તેહરે. ૨૮

### કડવું ૬ ઠું–રાગ સામગ્રી

વળી વળી પૂછ્યું પરીક્ષિત રાયજી, શુકદેવજી કહોને કથાયજી;
ઉમયા અંગથી ઉપની જેહજી, દૈત્ય પુત્રીતણો સંદેહજી. ૧

### ઢાળ

સંદેહ મ્હારા મનતણો, તે ટાળીએ ઋષિરાય;
એ ભ્રાત ભગિની દ્વારે મૂકી, રચ્યો કુણ ઉપાય. ૨
ત્યારપુઠે શું થયું, મુને સંભળાવોને એહ;
વિસ્તારીને વર્ણવો, શુકદેવજી સર્વે તેહ. ૩
શુકદેવ વળતું બોલીયા, તું સાંભળ રાજકુમાર;
ઉમયાએ ઓખાની પ્રત્યે, એમ કહ્યું તેણીવાર. ૪
હું મંદિરમાં માર્જન કરું છું, ત્યાં દીધી શીખામણ;
કોઈ પુરુષ આવે આંગણે તો, કરજે મુજને જાણ. ૫
એમ કહીને ગયાં ઘરમાં, ઉતાર્યું ઉષ્ણોદક સાર;
બાવનાં ચંદન ઘોળીયાં તે, કનકપાત્ર મોઝાર. ૬
વસ્ત્ર આભુષણ તજીને, નહાય છે ઉમયા માત;
મોકળે કેશે નેત્ર મીંચી, બેઠાં છે સાક્ષાત. ૭

### રાગ મારુની દેશી

ઋષિ નારદજી તેણીવાર, હૂતા બ્રહ્મસભા મોઝાર;
ઋષિએ મન કર્યો વિચાર, હું તો જાઉં ત્યાં નિરધાર. ૮
શિવ ઉમિયાને વઢવાડ, માંહોમાંહી કરાવું રાડ;
એવું વિચાર્યું ઋષિરાય, જ્યાં ઉમિયાજી બેઠાં નહાય. ૯
આવ્યા અંતરિક્ષથી ઋષિરાય, ત્યારે દીઠી પાર્વતીએ છાંય;
જાણે પેહેરું તે વસ્ત્ર સૂવેખે, રખે ઉઘાડું અંગરે દેખે. ૧૦
તે માટે શીરના કેશ, તેણે ઢાંક્યું તે અંગ સુવેશ;
જોઈ ઋષિ નારદ સિધાવ્યા, શિવ પાસે ગંગાતટે આવ્યા. ૧૧
આવી બોલ્યા શિવસું વાણી, મારી વાત સુણો શૂલપાણી;
તમે ધરી બેઠા શું ધ્યાન, ઘેર પ્રગટ્યાં છે બે સંતાન. ૧૨

એવું સાંભળતાં તત્કાળ, ઉઠી અંગમાં મોટી જ્વાળ;
એવું કહિને ચાલ્યા છે મુન્ય, મહાદેવ હુવા મતિ શૂન્ય. ૧૩
શિવ ઘરમાં પેસે જ્યારે, પેલે જોદ્ધે વાર્યા ત્યારે;
અલ્યા ચોરટો છે કે ભિખારી, નહાવા બેઠાં છે માત અમારી. ૧૪
માંહોમાંહી થયો સંગ્રામ, એમાં કોઈ ન છાંડે ઠામ;
જટા સાહીને નાંખ્યા છે ઈશ, મહાદેવને ચઢી અતિ રીશ. ૧૫
ઢીકા પાટુ ને ગડદા સાથ, અન્યોઅન્ય ભીડી બે બાથ;
ધાયા ભૂત ભૈરવ વૈતાળ, રણે કોપ્યો ઉમિયાનો બાળ. ૧૬
ઘણું કોપ્યા શ્રીત્રિપુરારી, ગાજ્યા ગણપતિ બહૂ રીશ ધારી;
બેહૂ સરખા છે બલવંત, ઘણું કોપ્યા તે ઉમિયાના કંથ. ૧૭
કોપ્યા ગણપતિ તે બહુ અંગ, સર્વ સૈનાનો કીધો ભંગ;
નાઠી સૈના દેખી બળધીશ, કોપ્યા ગણપતિ કોપ્યા ઈશ. ૧૮
એનું રૂપ ભયંકર ભાસે, દેખી મુનિવર નાવે પાસે;
જટા સાહીને નાખ્યા ઈશ, ત્યારે શિવને ચઢી અતિ રીશ. ૧૯

ઢાળ

જટીલ જોગી ને ભસ્મભોગી, દીસંતો અવધૂત;
આજ્ઞા વિના અધિકાર ન જાવા, જો હોય પૃથ્વીનો ભૂપ. ૨૦
વચન એવું સાંભળીને, કોપીયા શિવ રાય;
ત્રિશૂલ મારી શિર છેદિયું, જઈ પડ્યું ચંદ્રરથમાંય. ૨૧
ઓખા મનમાં ત્રાસ પામી, દેખીને દારુણ કર્મ;
માતાની પાસે કહેવા ન ગઈ, નવ લહ્યો આગળ મર્મ. ૨૨
મહાદેવ મંદિરમાં ગયા, ઝબકયાં તે ઉમિયા મંન;
નેત્ર ઉઘાડીને નિરખિયા, શિર કેશે ઢાંકયું તંન. ૨૩
વસ્ત્ર પેહેરીને થયાં બેઠાં, પૂછીયું શિવરાય;
બે બાલક તો બારણે મૂકયાં, કેમ આવ્યા મંદિરમાંય. ૨૪
શિવ કહે શિર છેદિયું, પેલો પુરુષ હૂતો જેહ;
સ્ત્રીહત્યા મેં નવ કરી, જીવતી તો મૂકી તેહ. ૨૫
એમ કહેતાં ઉમિયાં પડ્યાં પૃથ્વી, એ શું કીધું શિવરાય;
અંગથકી ઉત્પન્ન કર્યાં, બેઉ બાલક તમારાં થાય. ૨૬

હમણાં તે મારા પ્રાણ કહાડૂં, કાં જીવાડો એહ;
શિવ કહે શિર છેદિયું, જઈ પડયું પર્વત તેહ. ૨૭
એક મુરતમાંહી મસ્તક આણી, મેહેલો તે એને અંગ;
નંદી ભૃંગીને મોકલ્યા, જઈ જોયા પર્વતશૃંગ. ૨૮
મસ્તક તો લાધ્યું નહીં, એક હસ્તી દીઠો વંન;
એકદંત ને મહા ઉન્મત્ત, જઈ વિદાર્યું તંન. ૨૯
મસ્તક લઈને આવિયા, શિવ ઉમિયા કેરી પાસ;
મહાદેવે મસ્તક ચ્હોડીયું, વરદાન દીધૂં હાથ. ૩૦
મ્હારે હાથે દુઃખ જ પામ્યો, મુજ પેહેલો પૂજાય;
શુભ કામે સ્મરણ કરે, તેનૂં સિદ્ધ કારજ થાય. ૩૧

વલણ

વરદાન એવું આપીયું, શિવે તેણે ઠામરે;
પેહેલી પૂજા કરી પોતે, ગજવદન ધરિયું નામરે. ૩૨

કડવું ૭ મું—રાગ મારૂ

ઉમિયાં આવ્યા તે મંદીર બહાર, નવ દીઠી તે ઓખા કુમાર;
મહાની કોઠડી હુતી જ્યાંહે, કન્યા નાશીને પેઠી ત્યાંહે. ૧
ઉમિયાને ક્રોધ ચડ્યો અપાર, ઓખાને શાપ દીધો તેણી વાર;
ત્યારે પૂઠે તે શું થાય, તેની કહું હવે કથાય. ૨

ઢાળ

શાપ પુત્રીને હવો, તે સાંભળો કહૂં રાય;
વરસ એક લગણ પુત્રી, રહેજે લવણની માંય. ૩
વચન એવું સાંભળીને, દુઃખ પામી મંન;
લવણ મધ્યે કોમળ કાયા, કેમ જાશે વરસ દંન. ૪
ગદગદ કંઠે ઓખા બોલી, દયા કરો મુજ માત;
અપરાધ કિંચિત્માત્ર છે, તેમાં આવડી શી ધાત. ૫
મેં શાપ તમારો શીશ ચડાવ્યો, અનુગ્રહ કેમ થાય;
માતા કહે મહિમા વાધશે, તારો મૃત્યુલોકની માંય. ૬
પછે પાર્વતીજીએ પ્રેમ આણી, કહ્યો માસ જ એક;
વરસ આદ્યે ઉત્તમ કહિયે, ચૈત્ર માસ વિશેક. ૭
તે માસે તે લવણ કેરો, કરે સંગ્રહ જેહ;
પાર્વતીજી પુત્રીને કહે, તે દુઃખ પામે દેહ. ૮

ચૈત્ર માસે વ્રત અલૂણું, કરે જે સ્ત્રીજંન;
સંસારનાં સુખ ભોગવે, પામે પુત્ર કલત્રને ધંન. ૯
ચૈત્રકેરા દિન ત્રીશે, અંન અલુણું ખાય;
માતા કહે સત્ય જાણજે, તે સ્વર્ગવાસી થાય. ૧૦
માતા કહે મહિમા કહૂં, એવો ચૈત્ર નિર્મળ જાણ;
એક માણસ અલૂણું ન કરે, તેનૂં મિથ્યા જીવ્યું જાણ. ૧૧
વ્રત કરીને દાન કરવું, લવણકેરું જેહ;
આખ્યાન સાંભળે પાતક જાયે, નિર્મળ થાયે દેહ. ૧૨
પાંચ દહાડા પાછલા, વ્રત કરે સ્ત્રી જંન;
કરે ભોજન લવણ પાખે, એક ઉજ્જવળ અન્ન. ૧૩
હું શાપમોચન તુજને કહું છું, ઓખાને કહે છે માય;
શ્રી ભગવાનકુલમાં વર થશે, તે ગ્રહશે તારી બાંય. ૧૪
સર્વે દોષ ટળશે તેથકી, સાંભળ ઓખાબાઈ;
સંતોષી એમ એ સર્વે કહી, આનંદ પામ્યાં સહી. ૧૫
પછે ઓખા લવણમાં પેઠી, શાપ મટાડવા કાજ;
શુકદેવ કહે પરીક્ષિતને, કહું બાણાસુરનું કાજ. ૧૬

### વલણ

કથા કહું તે સાંભળો, ધરીને એક ધ્યાનરે;
તે પછી શૂં નીપન્યું, વિસ્તારું રાજન રે. ૧૭

### કડવું ૮ મું–રાગ વેરાડી

એક સમે ચંડાલણી, ઉભી રાજદ્વાર;
વાસીદું વાળી કરી, કીધું ઝાકઝમાળ. એક સમે.–ટેક.
રાજા તે સૂતા ઉઠીયા, અતિ પ્રાતસકાળ;
મુખ આડી સમ્માર્જની, રાખી રે ચંડાળ. એક સમે.
તે જોઈ બાણાસુરે પૂછિયો, સઘળો વિસ્તાર;
મુખ આડી સમ્માર્જની, કેમ રાખી તેં નાર. એક સમે.
ચંડાલણી કહે રાયજી, સાંભળો મહારાજ;
વહાણામાં મુખ કેમ દાખવું, જાણી કીધી મેં લાજ. એક સમે.
રાજા કહે સત્ય બોલ તું, નહિકર દેશુંરે દંડ;
શા માટે આડી ધરી, સમ્માર્જની રંડ. એક સમે.

વળતી ચંડાળણી એમ વદે, સાંભળોરે ભૂપાળ;
સાચું બોલૂં છું હું હવે, રખે દેતારે ગાળ. એક સમે.
પ્રાતસમે જોવું નહીં, વાંઝીયાનૂં વદન;
તમારે કાંઇ છોરું નથી, સાંભળોને રાજંન. એક સમે.
તે માટે સમ્માર્જની, આડી કીધી મેં રાય;
સાચું બોલી છું જે ઘટે, તેવો કરજોરે ન્યાય. એક સમે.
રાજાએ સત્ય માન્યું સહી, નવ કીધોરે ક્રોધ;
રાજ મૂકી કૈલાસે ગયો, બાણાસુર જોધ. એક સમે.
તપ કરવા વેગે ગયો, દઢ રાખી વિશ્વાસ;
ધ્યાન ધરયું મહાદેવનૂં, મુને પુત્રની આશ. એક સમે.

## કડવું ૯ મું–રાગ મારુ

તેણે સમે રાણી કહેવારે લાગી, જોઈ રાજાનૂં રૂપ;
બાણમતી એમ બોલીયાં, રાય થયો વૃક્ષસ્વરૂપ. ૧
રાય એ વરને શું લાવીયા, તમારી કોણ આવશે સંગ;
અપત્ય શે નવ લાવીયા, હૂં હુલાવત ઉછરંગ. ૨
બાણમતી દુઃખ પામી કહે, બહુ બળતણૂં શૂં કામ;
સંતાન મ્હારે કાંઈ નથી, શિર વાંઝીયાનૂં નામ. ૩
રાયે રિધસિધ ત્યાગ કીધી, ચાલીયો વનમાંહે;
કૈલાસ ગિરિએ આવીયો, બેઠા છે શિવજી જ્યાંહે. ૪
તાતને ચરણે લાગીયો, તવ પૂછયું શિવરાય;
સંતાન મ્હારે કાંઈ નથી, કાંઈ પુત્ર પુત્રી થાય. ૫
ત્યારે પાર્વતીજી બોલીયાં, મારે પુત્ર એક ગણેશ;
તે તો આપ્યો જાય નહીં, ત્રિલોકનો દેવેશ. ૬
અપત્ય કો આપે નહીં, જે જે પોતાનૂં સંતાન;
તેત્રીશ કોટીએ પૂજા કરી, મૃત્યુલોકમાં માન. ૭
દેવ દૈત્યમાં પ્રીત ન હોયે, પિતા પુત્ર ન થાય;
વચન એવું સાંભળી, મન ઝાંખો થયો છે રાય. ૮
પછે ઉમાએ શિવને કહ્યું, પુત્રી લવણમાં છે જેહ;
તેને ત્રીશ દહાડા થયા પૂરા, આપોને પુત્રી તેહ. ૯
ત્યારે પુત્રી કહેવા લાગી, સાંભળો મુજ માત;
કૈલાસે હૂં કયારે આવું, સત્ય કહોને વાત. ૧૦

ફાગણ વદ તૃતીયાને દીવસ, તું આવજે મુજ પાસ;
ગોર કરીશ જો પુત્રી મ્હારી, તો પૂરીશ તારી આશ. ૧૧
તે ભર્યું ભાજન લઇને ચાલ્યો, વલણ મધ્ય કુમાર;
માથે ચડાવી થયો મારગ, આવ્યો નગર મોઝાર. ૧૨
પછે ભાજન ભાંગીને કન્યા કહાડી, દીઠું સુંદર રૂપ;
પંચામૃતે પખાળી કરી, શણગાર સજાવ્યા ભૂપ. ૧૩
ભાટ ચારણ ગણ ગાંધર્વને ત્યાં, આપીયાં બહુ દાન;
તરીયાં તોરણ બાંધીયાં, જાણે પુત્રી પુત્ર સમાન. ૧૪
ગજે બેસાડી નગર મધ્યે, ફેરવી લાવ્યો રાય;
વાજીત્ર વાજે અતિ ઘણાં, વળી બંદી જશ બહુ ગાય. ૧૫
શુકદેવ કહે પરીક્ષિત સુણો, પહેલી દેવકન્યા રાય;
સંદેહ મનનો ટાળીએ, પછે દૈત્યપુત્રી થાય. ૧૬
નિત્ય રાજસભામાં બાણ બેસે, ધરે બહુ અભિમાન;
એવું જોઇને બોલિયો, કૌભાંડ જે પરધાન. ૧૭
ગર્વ ન કીજે રાયજી, કાંઈ મન વિચારી જોય;
પાંચ દહાડા પુરુષને, કાંઈ છાયા ફરતી હોય. ૧૮

### વલણ

છાયા ફરતી પુરુષને, સરખી સદા ન હોયરે;
ગર્વ કદી નવ કીજીએ, માનો રાજા સોયરે. ૧૯

## કડવું ૧૦ મું–રાગ સામેરી

બાણાસુર નૃપ ઓચર્યો, દેશું તે કન્યાદાન;
તેને પુણ્યે પામશું, ફળ કોટી યજ્ઞ સમાન. ૧
આકાશ વાણી એમ હવી, સાંભળજે રાય નિરધાર;
પુત્રી ઇચ્છાવરે પરણશે, કારણરૂપ કુમાર. ૨
ત્યારે રાજા વિસ્મય પામ્યો, છે કાંઈ કારણ વાત;
આકાશ વાણી એમ હવી, કાંઈ વરતશે ઉત્પાત. ૩
શુક્રાચાર્યને તેડીયા, પ્રશ્ન પૂછ્યૂં રાય;
આકાશ વાણી સુણીને, મને ચિંતા મન બહુ થાય. ૪
જન્મપત્રિકા કરો એહની, અશુભ ગ્રહ જે હોય;
તેને હું કરું પાધરા, કર મૂછ ઘાલ્યો સોય. ૫

શુક્રાચાર્ય જ બોલીયા, એ બળતણું નહિ કામ;
વિચારીને જોને રાજા, મનમાં મોટી હામ. ૬
તે ભવિષ્ય ટાળ્યૂં નવ ટળે, સહુ જે આડે આંક;
નિમિત્ત કો છૂટે નહીં, ત્યાં ગ્રહતણો શો વાંક. ૭
જન્મપત્રિકા કરી એહની, સાંભળ રાજકુમાર;
એ કન્યા જ્યારે પરણશે, ત્યારે વરતશે હાહાકાર. ૮
મન વિચારી રાજા બોલ્યો, શુક્ર પ્રત્યે એમ;
એ કન્યા નવ પરણાવું, એ વાતનો મારે નેમ. ૯

### વલણ

નિયમ મારે એ વાતનો જે, પરણાવવાનો હું નહીં;
વિપ્ર પ્રેમાનંદ કહે ઓખાને, માળિએ ચઢાવીએ સહી. ૧૦

### સાખી*

એમ કહિને માળીએ, રાખી ઓખાબાઇરે;
રખવાળો બહુ મૂકીયા, સુણો પરીક્ષિત રાયરે. ૧૧

### કડવું ૧૧ મું–રાગ લલિત

ઋષિ કહે સુણ રાય અનુભવી, એક કથા મધ્ય બીજી નવી;
બાણાસુર વર પામીને વળ્યો, તે એકલો મૃગીયાએ પળ્યો. ૧
મહા વનમાં ગયો રાય બાણ, સારંગને કર્યો સાવધાન;
મૃગીયાએ ગયોરે વનમાં તાત, ઓખા ચિત્રલેહાયે જાણીરે વાત. ૨
ચિત્રલેહાને કહે ઓખાય, ચાલો સહિયર પૂજીયે ઉમિયાય;
ચંદન પાત્ર કુસુમનારે હાર, શ્રીફળ ફોફળ મૂકયા સાર. ૩
નૈવેદ્ય બીજોરાં ને શર્કરા સાર, પૂજા થાળ ગ્રહી કર નાર;
ઉપહાર લઈ ચાલ્યાં સતી, મનમાં વિરહની થઈ ચટપટી. ૪
ગંગા નહાવા ગયાં ઉમિયા માત, તે ઓખા ચિત્રલેહાએ જાણી વાત;
સંગાથે લીધી સહસ્ત્ર જ સખી, બાંધી આયુધ અબલા અંગરખી. ૫
મદને ઘેલી બન્યો રે જતી, થઈ છે ઉદય ભાગ્યની રતી;
જઈ પાર્વતીને લાગ્યાં પાય, મસ્તકે કર મૂકયો ઉમિયાય. ૬
લીધું ચરણામૃત અંજલિ ભરી, ષોડશોપચારે માની પૂજા કરી;
કુસુમહાર કંઠે ધરાવતી, અગર ધૂપે કરી આરતી. ૭

* બે પ્રતમાં આ સાખી છે, ને બેમાં નથી છતાં આપી છે.

પૂજા કરી ફરી લાગ્યાં પાય, વદે દેવી દીકરી વર માગ;
કન્યા કહે રૂપ કંદર્પ કોડ, એવા વરની માગું જોડ. ૮
ઉમયા કહે માગ્ય બીજી વાર, તોએ તેણે માગ્યો ભરથાર;
ત્રીજી વાર કહ્યું માગ્ય ફરી, આપો સુંદર સ્વામી ઓચરી. ૯
દેવી કહે વરદાન હશે ખરાં, જો કન્યા પરણે ત્રણ વરાં;*
ઓખા કહે કર્મે દઈ હાથ, ત્રણ નાથ તે મહા ઉત્પાત. ૧૦
મેં પૂજ્યાં તમને સ્વારથ, એમ પરણે લોકમાં હસારથ;
દેવી કહે ટાળું સંદેહ, ત્રણવાર પરણીશ તેનો તેહ. ૧૧
શુભ સ્વામી ઇચ્છે જો વરત, તો જઈ કરજે અલૂણું વરત;
કુંવરિ કહે કંથનૂં શૂં જાણ, વ્રત કર્યાનું કુણ એંધાણ. ૧૨
દેવી કહે તેની ચિંતા કશી, વૈશાક સુદી દ્વાદશી;
ભોગવશે સ્વામી અંગ તુજતણું, મધ્ય રાત્રે આવશે સ્વપનૂં. ૧૩
તુજને વ્રેહ ઘણો વ્યાપશે, ચિત્રલેહા આણી આપશે;
ગયાં ઉમિયાજી કરુણા કરી, ઓખા પધાર્યાં મંદિર ભણી. ૧૪
મૃગીયા રમીને આવ્યો તાત, પુત્રી વર પામ્યાની જાણી વાત;
ચિન્તા ચિત્તમાં થઈ છે ઉદે, ભય દાવાનલ પ્રગટ્યો હદે. ૧૫
વિચાર ઉપન્યો અંતર ઘણો, વડ સસરો જે પુત્રીતણો;
તે સગાઈ કાંઇએ નહીં ગણે, નિશ્ચે મ્હારા ભુજને હણે. ૧૬
પુત્રી ઘડપણ પાળે શુંય, માટે ઓખાને મારું હુંય;
જ્યારે નાશ પામે ઓખારે બાઈ, નહીં વેવાઈ ને નહીં રે જમાઈ. ૧૭
વેવાઈ હોય તો છેદે પાણ, માટે ઓખાને મારૂ નિર્વાણ;
ભૂપતિ ક્રોધાતૂર જ થયો, નગ્ન ખડ્ગ ખેંચીને ગયો. ૧૮
જ્યાં પુત્રીને મારવા જાય, ત્યાં આવ્યા ઋષિ નારદ રાય;
નારદ કહે રાય ખડ્ગ જ ધરી, કયાં ચાલ્યા તમે ક્રોધ જ કરી. ૧૯
રાજા કહે છે માંડીને વાત, જાઉં છું પુત્રીની કરવા ઘાત;
ઋષિ કહે સાંભળ ભૂપાળ, શું કરે પુત્રી ન્હાનૂં બાળ. ૨૦
તુજને લાગશે સ્ત્રીહત્યાય, માટે કરોને એક ઉપાય;
આપણ બાળકને પરણાવીએ કાંય, રાખ્ય કુંવારી પરણાવીશ માંય. ૨૧
નહીં જમાઈ વેહેવાઈ કોય, પછે તારે શી ચિંતા હોય;
ગયા નારદ એવું કહી, બાણે બાળકી મારી નહીં. ૨૨

---

* વર.

ઢળાવ્યું શીશૂં દૈત્ય નરેશ, ન હોય ઘરમાં પવન પ્રવેશ;
દશ સહસ્ત્ર મૂકયા રખવાળ, મેડી ઉપર ચઢાવી બાળ. ૨૩
પાસે મૂકી બાળ સનેહ, વિધાત્રી નામે ચિત્રલેહા તેહ;
જોઇએ અંન વસ્ત્ર ને પાણી, બાંધી દોરીએ લીએ છે તાણી. ૨૪
રહી સખી બે મનમાં મોદ, ખાઈ પી કરે હાસ્ય વિનોદ;
ઉપજે કામ દઢ મન રાખતી, ઘણું દોહ્યલા દહાડા નાખતી. ૨૫

વલણ

નાખતી દિવસ દોહ્યલા, સાંભળ પરીક્ષિત ભૂપરે;
એમ કરતાં ઓખાને આવ્યું, વર વરવાનું રૂપરે. ૨૬

## કડવું ૧૨ મું—રાગ ગોડી

વર વરવાને જોગ થઈ, પ્રગટયાં તે સ્ત્રીનાં ચેનજી;
ઓખા કહે છે ચિત્રલેહાને, એક વાત સાંભળને બેનરે;
સૈયર શૂંરે કીજે, મારી બેનીરે, દહાડલા કેમ લીજે.—ટેક. ૧
જમપેં ભૂંડૂં મ્હારું જોબનીયૂં ને, મદ પૂરણ મુજ કાયજી;
પિતા તો પ્રીછે નહીં, મારો કુંવારો ભવ કેમ જાય રે. સૈયર. ૨
સહુકો સાસરે જાય ને આવે, સૈયરો મુજ સમાણીજી;
હું અપરાધ વણ ઘણુંરે પિડાણી, આંખે ભરું નિત્ય પાણી રે. સૈયર. ૩
એરે દુઃખે હૂં દુબળી, મુને અંન ઉદક નવ ભાવેજી;
આ અવાસરૂપી શૂળીરે સહેવી, નિદ્રા તે કેઇ પેરે આવે રે. સૈયર. ૪
ધન્ય ધન્ય તે કામની, જેણે કંથને કંઠ ગ્રહી રાખ્યોજી;
હૂં અભાગણીએ પરણ્યા પીયુનો, અધરસુધારસ ન ચાખ્યો રે. સૈયર. ૫
મર્યાદા સહીત માટે માણસ, કરે આંખ્યનો અણુસારોજી;
તે સુખ તો મેં સ્વપ્ને ન દીઠું, વ્યર્થ ગયો જન્મારોરે. સૈયર. ૬
સ્વામી કેરો સંગ નહીં નારીને, એથી બીજું શૂં નરતૂંજી;
હવે આશા શી પરણ્યાતણી, મારું જોબન જાયે ઝરતૂંરે. સૈયર. ૭
બીજી વાત રુચે નહિ, ભરથારભોગમાં મગંનજી;
ઇહાં વર આવે તો તરત વરું, નવ પૂછું જોશીને લગંનરે. સૈયર. ૮
વચન રસીક કહેતાં કરુણાભેર, આવે લટકતી ચાલેજી;
પ્રેમ કટાક્ષે પીયુને બોલાવે, તે હદિયા ભીતર સાલેરે. સૈયર. ૯
મરકલડે મુખે ને મધુરે વચને, મર્યાદા મન આણીજી;
શાક પાક મેં પીયુને ન પીરસ્યાં, આઘો પાલવ તાણીરે. સૈયર. ૧૦

એવાં સુખ મેં નયણે ન દીઠાં, મારું કર્મ અતિ કઠોરજી;
જન્મ મારો એળે ગયો, જેમ વગડાનૂં ઢોરરે. સૈયર. ૧૧
જલ વિના જેવું માનસરોવર, ચંદ્ર વિના નિશા જેવીજી;
એમ કંથ વિનાની કામિની, હું અભાગણી તેવીરે. સૈયર. ૧૨
અરણ્યમાં જેમ વેલી ફૂલી, ત્યાં નહીં ભોગી ભમરજી;
તેમ વપૂવેલી જોબન ફૂલ્યું, ન મળ્યો ભોગી વરરે. સૈયર. ૧૩
જળ વિના જેવી વેલડી, લવણ વિના જેમ અન્નજી;
ભરથાર વિના જેમ ભામિની, તેને દોહ્યલા નાખવા દંનરે. સૈયર. ૧૪
એમ સૂખ હૂં મિથ્યા ગણું છું, હૂં તો લેવાઈ મારે પાપેજી;
આ બંધોગીરી કરમે કીધી, શૂળિયે ચઢાવી બાપેરે. સૈયર. ૧૫
અકળ ગતિ છે ગોવિંદજીની, શૂં નિપજશે એનીજી;
ગોવિંદજીનૂં ગમતૂંરે થાશે, મનડું મારું રહે નહીરે. સૈયર. ૧૬

વલણ

મન મારું રહે નહીં, વિરહવહ્નિ થયો ઉદેરે;
એમ વલવલતી ઓખાને દેખિ, ચિત્રલેહા વાણી વદેરે. ૧૭

### કડવું ૧૩ મું-રાગ મેવાડાની દેશી

શીખામણ દે છે ચિત્રલેહા જો, તૂં તો સાંભળ બાળ સનેહા જો;
એમ છોકરવાદી નવ કીજે જો, બાઈ બળિયા બાપથી બ્હિજે જો.
એવું નીચ સમજવું તારું જો, આપણ મ્હોટાં માબાપના છોરું જો;
એમ લાંછન લાગે કુળમાં જો, પ્રાતષ્ઠા જાએ એક પળમાં જો.
કીજે કહ્યું હોય જે તાતે જો, નવ જઈએ બીજી વાટે જો;
હૂં તો રહિ છું રક્ષા સારું જો, એની તૂં માણસ નહીં વારુ જો.
મેં ન થયું તારું રક્ષણ જો, બાઈ તુજમાં પ્રગટ્યું અપલક્ષણ જો;
તૂંમાં કામકટકદલ પ્રગટ્યું જો, હવે મારે રહેવું નથી ઘટતં જો.
જોને રાય બાણાસુર જાણે જો, અંત આપણ એનો આણે જો;
મંત્રી દુઃખદાયક છે વળતી જો, હુંતો ભુંડી કહેવાઊં તુજ મળતી જો.
મારા સમ જો તું કરે મન વ્યગ્ર જો, એમ સ્વામી ન પામીએ શીઘ્ર જો;
થાકે ડગલાં ન ભરીએ લાંબાં જો, ઉતાવળે ન પાકે આંબા જો.
હૂં ઓછી કામનૂં કારણ જો, એની રાખ્ય હૈયામાં ધારણ જો;
પિયુને મળવું કોને નથી ગમતૂં જો, સઉને જોબન હીંડે છે દમતૂં જો.

તૂંમાં જ્ઞાન અક્કલ નથી અર્થ જો, કારાગૃહમાં તે કયાંથી કંથ જો;
મારી ઓખાબાઇ સલૂણા જો, તમે વ્રત કરીને અલૂણા જો.
આવ્યો ચૈત્ર માસ એમ કરતાં જો, પછે ઓખાજી વ્રત આચરતાં જો;
અલવણ અન્ન જમી દિન ખુવે જો, દીપક બળે ને ભૂમિએ સુવે જો.
માત ઉમિયાને આરાધે જો, દેહદમન કરે મન વાધે જો;
થયું પૂરણ વ્રત એક માસે જો, કોણ જાણે એકાંત અવાસે જો.

વલણ

અવાસ એક સ્થંભ વિષે, વ્રત કીધૂં ઓખાયરે;
થયો સ્વપ્નસંજોગ સ્વામીનો, તે ભટ પ્રેમાનંદ ગાયરે.

## કડવું ૧૪ મું–રાગ કેદારો

નાથ વિના હૂં એકલી, કેમ કરીને રહેવાય;
કામજ્વર પ્રગટ થયો, જ્વાળા કેમરે સહેવાય. નાથ વિના૦ ટેક.
માતપિતા વેરી થયાં, જેણે દુઃખમાં નાખી;
વાંક વિના વિપત ઘણી, આ શૂળીએ રાખી. નાથ વિના૦ ૧
મારો હરખ રહ્યો હૈડા વિષે, રંડાપો વળગ્યો;
કંથ વિજોગ છે દોહ્યલો, પ્રાણજીવન અળગો. નાથ વિના૦ ૨
શણગાર સજીને હું શું કરું, દેખાડૂં કોને;
સેજ બિછાવી સ્વામી વિના, જોઉં કોના મોંને. નાથ વિના૦ ૩
ઉજડ વનમાં હૂં રહું, નહી કોને જોઉં;
તસ્કરની જેમ માતને, કોઠીમાં રોવું. નાથ વિના૦ ૪
મારી દિન દિન કાયા દૂબળી, સૈયર શું કરીએ;
કંથ વિજોગ છે દોહ્યલો, ફાટીને મરીએ. નાથ વિના૦ ૫
હોએ સુખ ઘણું પીયર વિષે, તોએ ઓછું આવે;
ભાઇ ભોજાઇ મેણાં દીએ, નઠારી કહાવે. નાથ વિના૦ ૬
કોનો રે પીયુ મેં પરભવ્યો, પેલા ભવનીરે માંહે;
તે દૈવે મુને દંડ દિધો, આવી આ ભવ માંહે. નાથ વિના૦ ૭
રાત વેરણ થઇ માહરી, નહીં વહાણું વાએ;
પ્રેમાનંદ પ્રભૂ જો મળે, તો સુખડું થાએ. નાથ વિના૦ ૮

## કડવું ૧૫ મું–રાગ કેદારો

શુકદેવજી વાણી વદે, ઓખા ભરી છે પૂરણ મદે;
વૈશાખ સુદી દ્વાદશી હૂતી, સ્વામી સ્વામી કરતી સૂતી. ૧

સુખે નિદ્રા કરે છે બાળા, તન તપ્ત ઉઠે વ્રેહજવાળા;
વ્રેહની જ્વાળાનો તાપ ન સમે, ઘણા દોહ્યલા દિવસ નિર્ગમે. ૨
સમય સંજોગ સૂર્યને અસ્તે, કુચમર્દન કરે છે સ્વહસ્તે;
અધર કરડે ચુંબન દે ઘેલી, બેઉ ચરણ હ્રદેપર મેહેલી. ૩
લડથડતી આવે હીંડી, ચિત્રલેહાને પાડે ભુજ ભીડી;
સૂતાં સજ્જાએ એકઠાં વળગી, સૈયરને ન કરે અળગી. ૪
પર્યંકે પ્રેમદા રમે, એમ આળે નિશા નિરગમે;
કાંઈ લખીત વાત છે ભાવી, જુગ્મ કામિનીને નિદ્રા આવી. ૫
ઓખા ઊંઘમાં ન જાણતી હૂતી, સખીની સેજે જઇને સૂતી;
તેને થાવા ન દે ઉફરાંટી, અન્યોઅન્ય ભરાવે આંટી. ૬
સુતી સ્વામી સ્વામી કરતાં, થાવા લાગ્યાં સ્વપ્નાંતર ત્યાં;
થઈ સ્વપ્ને ઓખા આનંદી, વર મળ્યો છે વ્રેહનો ફંદી. ૭
મંડપ મનુષ્યે ભરાયો ખચખચી, દીઠી નૌતમ ચોરી રચી;
એક સ્વામી તે રૂપે રસાળો, તેની સાથે મળ્યો હથેવાળો. ૮
ચાર મંગળ ફેરા ફરિયાં, કંસારનાં ભોજન કરિયાં;
દાસી ગીત ગાયે છે વરણી, ઓખા પીયુજીશું ઉઠી પરણી. ૯
લાયક સ્તંભ પોતાની મેડી, ત્યાં પીયુજીને લાવ્યા તેડી;
પીળી પાઘ ને વાઘો લાલ, શીર તોરો છે ફૂલ ગુલાલ. ૧૦
શોભે ભૂષણ તે નવરંગ, હાથે મીંઢળ શોભે અંગ;
બેઠાં શય્યાએ શ્યામા ને સ્વામી, એવું સ્વપ્ન તે પ્રેમદા પામી. ૧૧
વાધ્યો વામાને વ્રેહનો રોગ, સ્વપ્ને પામી સુખ સંભોગ;
નાથ બોલાવે કરી આદર, મ્હોંતી શામાની સાદર. ૧૨
રતિસંગ્રામ કરે છે નિઃશક, ગ્રહી અધરે દેતી ડંખ;
તુટ્યો હાર વછુટી મેખલા, રમે રતિ સુખ આસન કળા. ૧૩
સ્વપ્ને નારીને મળીઓ નૃપ, કન્યા ખલીત થઈ કંદ્રપ;
ભાંગી નાખ્યો તે ભોગનો ભેદ, ઉપન્યો અમૃત પ્રસ્વેદ. ૧૪
મધૂરી બોલે જંતરણી, એમ મ્હોડે વાત અંતરની;
સ્વપનામાં રજની જાગે, તે તો કન્યાને રુડું લાગે. ૧૫
મનમાંહી તે મન ગયૂં પેશી, ખાવું ખાધું તે એકઠાં બેશી;
બિડી અરધી કરડી નાથે, આપી ઓખાજીને હાથે. ૧૬

ખાતાં મુખ મરડયું બિડી ખોટી, પિયુને રીસ ચઢી પ્રીત ખોટી;
અનિરુદ્ધ વિમાસે મંન, ચિત્ત ભાગ્યું વિચાર ઉત્પંન. ૧૭
કહે મુજ કુલ ખોઈ લાજ, રખે જાણે શ્રી મહારાજ;
હું તો થઈ ગયો કામી અંધ, પરનારી સાથે શો સંબંધ. ૧૮
એમ વિચારે ભરથાર, વિરહાતૂર બાણકૂમાર;
પતિને જોઈ મોહજ પામી, પછે વિરહની વેદના વામી. ૧૯
બિડી પાનની અરધી કરડી, ખાધી મન વિના મુખ મરડી;
ભરથારને ભ્રાંત જ આવી, સેજેથી નાથ ગયો રીસાવી. ૨૦

**વલણ**

રીસાવી ગયો રમણ કરતાં, સ્વપ્નાંતરની વાતરે;
ઓચિંતી ઉઠી ઓખા જાગી, સાચે માંડ્યો આંસુપાતરે. ૨૧

### કડવું ૧૬ મું—રાગ સામેરીની સાખી*

સામેરી સજન વળાવિયો, તાતી વેલૂં માંહે;
હૂં ન સરજી વાદળી, પિયુને પળ પળ કરતી છાંયરે. ૧
સાહેલી સાગર ઉલટ્યો, રતન તણાયાં જાય;
કરમ હીણો ભરે મૂંઠડી, તેના શંખલે હાથ ભરાયરે. ૨
સેજે સુતાં સ્વપનો ભયો, પિયા ગૃહી મોરી બાંહિ;
ઓચિંતા ઝબકી ગઈ, પીયુ ન દેખૂં ત્યાંહેરે. ૩
સુણૌં ત્યારે પિયુ સાંભરે, જાગું તો પિયુ જાય;
રેન કે સ્વપ્નાંતરે, કયું જિઉં મોરી માય. ૪
સ્વપ્નમેં પિયુ આવીયા, ઉંઘે લાગો ધાય;
બલિહારી એ સ્વપ્નકીરે, મત સ્વપ્નાં હો જાયરે. ૫
સ્વપ્નાને તોરા કહા કીયા, મત જગાવે મોય;
જો મેરા પિયા ના મીલે, તો મૈં મરુંગી સોયરે. ૬

**રાગ સામેરી**

જાગી જાગીરે રામા રસભરી, તપાસે સેજલડી ફરી ફરીરે.—રામા. ટેક.
ઉઠીને સજ્જાપર બેઠી, વિચાર વિષે પેઠીરે;
ચતુરાં ચક્ષુને ચોળીને જોતી, પછે નેત્રે નિર ભરી રોતીરે. રામા. ૧

---

* જૂદી જૂદી ચાર પ્રતોમાં આ સાખીઓ જોવામાં આવી, તોપણ એ પ્રેમાનંદની રચેલી હશે, એમ ખાતરીથી કહી શકાય નહિ.

ભુજ દઇને લલાટેરે બેઠી, વિરહ ભરી છે બાળીરે;
થરથર ધ્રુજે ને કાંઈ નવ સૂઝે, રુવે છે આંસુડાં ઢાળીરે. રામા. ૨
મુખે કરડે છે આંગળી, મેં વણસાડયું થોડાને કાજેરે;
મેં મુઈ મોહોડું મચકોડયું, બિડી ન ખાધી તે દાઝેરે. રામા. ૩
લડથડતી ચાલે ને પાલવ ઝાલે, ભમર ભોળી ભાળેરે;
કરે સ્વામીને સાદ સંભારી, નૈણે તે આંસુડાં ઢાળેરે. રામા. ૪
ધબ ધબ ગઈ નારી, તપાસી બારી, દિઠી તે ભોગળ ભીડીરે;
જોઈ ચારે ખુણે, ને મસ્તક ધુણે, વિલપે વિજોગની પીડીરે. રામા. ૫
કરે કાલાવાલા, મનોરથ ઠાલા, ઠણુઠણુતી દે છે સમરે;
તમારે હસવૂં, મ્હારે રોઇ મરવું, ધીરજ રાખૂં કયમરે. રામા. ૬
આપી સંભોગ સુખ, પછી દેવૂં દુઃખ, મારી નિર્બળ કર્મની રેખારે;
અતીશે મા તાણો, દયા મન આણો, તમને બાપના સમ દ્યો દેખારે. રામા. ૭
જુઓ પ્રીત તપાસી, હૂં છૂં દાસી, દંડ દ્યો અપરાધ સારુંરે;
કરો સ્નેહ, કે વ્હાલા તજું દેહ, અતિ ઘણું તે નહીં વારુંરે. રામા. ૮
મિટે મિટ માંડો, ને ખટપટ છાંડો, ન બોલો તો કંઠ નાખું વહાડીરે;
બીડી માટે થયાં મન ખાટાં, કહો તો મુખના તંબોળ લઈ કહાડીરે. રામા. ૯
અરે નાથજી ન જઇએ હાડે, રાડ તે ફોગટ ફાંસૂરે;
અમોપર ન આવે દયા, દેખી મારી આંખડીએ આંસૂરે. રામા. ૧૦
અનેક ઉપાય કીધા કન્યાએ, ન બોલ્યો નાથ આશા ભાગીરે;
વદે વિપ્ર પ્રેમાનંદ, થઇ ગતિ મંદ, પછે ઓખા તે રોવા લાગીરે. રામા. ૧૧

## કડવું ૧૭ મું—રાગ રસિક મહ્લાર

મારો પીયુ પરદેશી થઇ રહ્યો, રિસાવ્યો ભરથાર;
રત્ન આવ્યુંતૂં હાથમાં, રાખી ન શકી આણીવારરે. મારો. ૧
હવે દોષ દેવો શો કર્મને, હાસ્યમાં થયું કલ્પાંત;
મેં તો મરકલડે મુખ ફેરવ્યું, મારા નાથને પડી છે ભ્રાંતરે. મારો. ૨
હવે વહેલા પધારોને નાથજી, મ્હારું હૃદય ફાટીરે જાય;
સુખસાગર વહી ચાલીયો, જોબન તણાયૂં જાયરે. મારો. ૩
વ્યાકુળ મન કન્યાતણું, કેશ છુટા છે ચારે દીશ;
હાથ ઘસે કલ્પાંત કરે, હવે શું થાશે જગદીશ. મારો. ૪
પેલે ભવે કર્મ શાં કર્યાં, પાપી પતિ વિજોગની જ્વાળ;
હૂંશ રહી હઇડા વિષે, રંગમાં ડશીયોરે વ્યાળ. મારો. ૫

ચો દિશા ભાળે ભામિની, ઓચિંતા દ્યો દરશંન;
ઉઠે બેસે અવની પડે, જેમ જળ વિના તલપે મીન. મારો. ૬
એમ રુદન કરે સુંદરી, જાગી ચિત્રલેહા તત્કાળ;
તેણે હૃદિયા સાથે ચાંપીને, ચુંબન લીધું ગાલ. મારો. ૭
તાત તારો જો જાણશે, આપણ બેનો આણશે અંત;
સાચું કહેને મારી બેનડી, તેં શું દીઠું સ્વપંન. મારો. ૮

### વલણ

ઓખા કહે સુણ બેનડી, મુને ભાવ ન લગારરે;
ભટ પ્રેમાનંદ એમ કહે, પ્રાણ લાવતાં શી વારરે. ૯

### કડવું ૧૮ મું–રાગ વેરાડી

આશા ભંગ થઇ ભામિની, રુવે સ્તુતિ કરે સ્વામીની;
ચિત્રલેહા ભણી તે ગઇ, ઉઠ બેનિ તું શું સૂઈ રહી. ૧
છે ચતુર કૌલાંડ કુમારી, પૂછે વાત સકળ વિસ્તારી;
ચિત્રલેહા કહે સુણ બાળી, કેમ રુવે છે આંસુડાં ઢાળી. ૨
જાગિ સૈયર બે બાકૂળી, કેમ રુવે છે કન્યા વ્યાકૂળી;
આવડી ઓખા શાને કાંપી, શકે ઓથારે તુજને ચાંપી. ૩
મારિ મીઠી તું રહે છાની, તને રક્ષા કરે રે ભવાની;
કહે બેની તને શું હવું, સ્વપ્નમાં દીઠું કાંઇ નવું. ૪
ઓખા કહે છે કર્મે દેઇ હાથ, થોડા સારુ દુભ્યો મેં નાથ;
હસતાં રમતાં ચઢી ગયો ક્રોધ, ફોકટ ફાંસૂ થયો વિરોધ. ૫
કર દિવો ને ઘર નિહાળિએ, છે તો આટલામાં પિયુ માળિયે;
ચિત્રલેહા કહે ઘેલી થઇ, દેવે અહિંયા અવાયે નહીં. ૬
આવિ ન શકે પ્રાણી પંખના, એ તો સ્વપ્નની ઝંખના;
પિયુ પિયુ કરતાં તું સૂતી, માટે સ્વપ્નામાં દીઠો પતી. ૭
સ્વપ્ને નિર્ધન પામે ધન, સ્વપ્ને વંઝા પ્રસવે તન;
જાગે ને ઠાલો ઉછંગ, સ્વપ્ન મૃગજળનાં તરંગ. ૮
ઇંદ્રજાળની જેવી વસ્ત, ગ્રહિયે ને ઠાલો હસ્ત;
લભ્ય ન થાય દીઠું સ્વપ્ને, દર્પણ રુપ ન આવે કને. ૯
ગાંધર્વ નગર ને ગગન કુસુમ, ભોગ અસ્થિર સ્વપ્નના તેમ;
નિદ્રાવશ મન કયાંહીં ભમે, સ્વપ્ન સુખ નહિ સાચું કયમે. ૧૦

ચિત્રલેહાયે દીધિ હારણ, સખી ઓખાને આપે ધારણ;
કુંવરીનું મનાવા મન, કીધો દીપક ફેરવ્યો ભવન. ૧૧
તપાસ્યું માળિયું ચારે પાસ, પડિ ઓખા થઇને નિરાશ;
વાધિ વિરહતણી વેદના, મૂર્છાગત થઇ અચેતના. ૧૨
ચિત્રલેહાએ બેઠી કરી, હૃદયે ચાંપી બે ભુજ ભરી;
કામવશથકી મન લાજતું, વિરહતસ છે તન દાઝતું. ૧૩
છાંટી સખિયે પાયું નીર, વિરહે વ્યાકુળ સ્વેદ શરીર;
ચિત્રલેહા કહે સૂણ સતી, સાવધાન થા તું લાવું પતી. ૧૪
કેમ વિસરયું ઉમાનું વચન, સ્વપ્ને વરશો સ્વામીન;
ઓખા કહે મને સ્મરણા થઇ, આણી આપ પ્રભૂને અહીં. ૧૫
વિધાત્રી કહે શું તેનું નામ, સ્વપ્ને સ્વામીનૂં કોણ ગામ;
કોણ જાત પિતા ને માત, લઇ આવું કહે માંડી વાત. ૧૬
ઓખા કહે કર્મે દઇ ભૂજ, વારે વારે શું પૂછે મૂઢ;
મન મળવા રહ્યું ટમટમી, તેનું રૂપ અંતર રહ્યું રમી. ૧૭
ઓખા કહે હું તો ઘેલી થઈ, નામ ઠામ પુછાયું નહીં;
નાત જાત ને માત પિતાય, પ્રીછિ નહિ જે પ્રથમ પૂછાય. ૧૮
રૂપ કળા મને મન ગમી, તે સ્વરૂપ રહ્યું ચિત્ત રમી;
બાઇ તે નાથે મિથ્યા મને દમી, સુખ સુરજ ગયો આથમી. ૧૯
નિશા નહિ જાયે નિર્ગમી, મળવા મનડું રહ્યું ટમટમી;
વિરહ દુઃખ ન રહેવાય ખમી, લાવ નાથને ચરણે નમી. ૨૦
સખી કહે કર્મે દઇ હાથ, તું માંડી કહે બધી વાત;
મિથ્યા વાત કહે છે મને, નામ ઠામ વિના લાવું કેને. ૨૧
તું કાંઇ એક આશરો વદ, તારા સ્વામીને લાવું સદ;
ઓખા બોલે છે આલપંપાળ, આવે તો ઓળખું તત્કાળ. ૨૨
ઘણું રૂપ સબળ છે સારું, તેણે ચિત્તડું ચોર્યું છે મારું;
સ્વામી વિના તો જીવવું વૃથા, માટે પિંડ પાડું સર્વથા. ૨૩

## વલણ

પિંડ હું પાડું સર્વથા, આજ ન આવે સ્વામીરે;
ચિત્રલેહા રૂપ ચીતરે, કાગળમાં બહુ કામીરે. ૨૪

## કડવું ૧૯ મું–રાગ નટની દેશી

કાગળ રંગ લીધોરે વિધાત્રી, ભાત્યભાત્યનાં ચિતરે સ્વરૂપ;
સ્વર્ગના સુર પાતાળના પન્નગ, લખીયા તે ભૂમીના ભૂપ. કાગળ. ૧
વાયુ વરુણ ને પાવક લખીયા, જક્ષરાય ને જંમ;
ઓખા કહે તું લઘુને મૂકીને, વૃદ્ધને દેખાડે છે કયમ. કાગળ. ૨
ગણેશ ઇશ ને અંબુઇશ લખીયા, લખીયા તે સેનાના ધીશ;
જુગ્મ તુરૈયા સઉ જોવડાવ્યા, તોએ ધુણાવે શીશ. કાગળ. ૩
પ્રભાકર સુધાકર લખીયા, ગિરિજાવર ગંભીર;
ઓખા કહે એમાં કોઇ નહીં, મારા સ્વામીજી કેરું શરીર. કાગળ. ૪
અષ્ટ વસુ ગુણ ગાંધર્વ લખીયા, લખીયા તે બારે મેહ;
સપ્ત જળનિધિ અષ્ટ ધાતુકર, લખી તે તેની દેહ. કાગળ. ૫
વેદ મુનિ ને જુગ્મ વિણાધર, લખીયા તે ચિત્રવિચિત્ર;
મારુત્તગણ ને લખીયા વિદ્યાધર, સપ્ત ઋષિજી પવિત્ર. કાગળ. ૬
શત કૌરવ ને પાંચ પાંડવ, દેશ દેશના રાય;
કન્યાના કોઈ મનમાં ન આવે, આકુળ વ્યાકુળ થાય. કાગળ. ૭
ચિત્રલેહા મનમાંહી વિચારે, મેં લખીયા તે ઠામોઠામ;
વિષયી પુરુષ ભામનીનો ભોગી, શ્રીકૃષ્ણતણું એ કામ. કાગળ. ૮
ચતુરભુજ પીતાંબરધારી, લખીયા તે શ્રીમહારાજ;
દીઠા શ્રી કૃષ્ણ ને ઓખા ઉઠી, કીધી વડસસરાની લાજ. કાગળ. ૯
અરે સહિયર એ બિયાનારે કુળમાં, છે મારો ભરથાર;
તવ પ્રદ્યુમ્નને લખી દેખાડ્યો, લાજ કીધી બીજી વાર. કાગળ. ૧૦
કન્યા કહે અવયવ પ્રભુના, આ પુરુષ કોઈ વૃદ્ધ;
ચિત્રલેખાએ લખી દેખાડ્યો, કાગળમાં અનિરુદ્ધ. કાગળ. ૧૧
મુગટ ભમર પર વદન સુધાકર, નેત્ર બે અંબૂજ;
ઘેલી ઓખા ધાઇને ભેટી, કાગળને ભરી ભૂજ. કાગળ. ૧૨
ધન્ય ધન્ય નાથજી, હાથ ગ્રહીને, ન મૂકીએ તે બીડી સારું;
હૃદય અબળાનું હોય કાચું, કુણ ગજૂં છે મારું. કાગળ. ૧૩
ના ના બોલો મારા સમ છે, લાજો છો શા માટે;
ચિત્રલેહા કહે ન હોય સ્વામી, વળગ્યામાં કાગળ ફાટે. કાગળ. ૧૪

### વલણ

કાગળ ફાટે કામની, ચિત્રલેહા બોલી વાણીરે;
ઓખા કહે તું દ્વારિકાથી, આપ્ય પ્રભુને આણીરે. ૧૫

### કડવું ૨૦ મું—રાગ મારુ

ઓખા કહે છે સૂણ સાહેલી, લાવ નાથને વ્હેલી વ્હેલી;
બાઈ તું છે સુખની દાતા, લાવ સ્વામીને થાય સુખ શાતા. ૧
ઓખા તને તો પડ્યા એ હેવા, સખી આણ્યાના ઉપાય કેવા;
તને પરણ્યાતણું મન થાય, નથી લાવ્યાનો એક ઉપાય. ૨
દૂર પંથ છે દ્વારામતી, કેમ જવાય મારી વતી;
ત્યાં તો જઈ ન શકે રાય શક્ર, રક્ષા કારણ ફરે છે ચક્ર. ૩
જીવતાં તો ફરી ન અવાય, નિશ્ચે મસ્તક છેદન થાય;
જાવું જોજન સહસ્ર અગિયાર, તારો કેમ આવે ભરતાર. ૪
નયણે નીરની ધારા વહે છે, કર જોડીને કન્યા કહે છે;
બાઈ તારી ગતિ છે મોટી, તને તો ન કરે કોઈ ખોટી. ૫
સહિયરને સહિયર હોય વાલી, બાઈ તેં મને હાથે ઝાલી;
આપણે બે બાળસંઘાતી, તું તો પ્રાણદાતા છે વિધાત્રી. ૬
માબાપ વેરી થયાં મારાં, મેં તો ચરણ સેવ્યાં છે તારાં;
ચિત્રલેખા તું દીન દયાળ, એમ કહિને પગે લાગી બાળ. ૭
ચિત્રલેહાએ ધારણા દીધી, પછી કાયા પક્ષિણીની કીધી;
બોલિ ચિત્રલેહા સત્ય વાણી, ક્ષણ એકમાં આપું આણી. ૮
તેશું પરણાવું રુડી રીત, તો તું જાણજે મારી પ્રીત;
ઓખા કહે રહેજે રુડે આચરણે, રખે અનિરુદ્ધને તું પરણે. ૯
સખિ સુંદર વરને જાણી, રખે થાતી તું પટરાણી;
એનો અતિશે છે હાથ રૂપાળો, રખે મેળવે તું હાથેવાળો. ૧૦
બાઈ જાદવ વર છે રુડો, રખે પહેરીને બેસતી ચુડો;
બાઈ જઇને આવજે તર્તે, રખે તે સાથે મંગળ વર્તે. ૧૧
સખિ આવજે વહેલી વહેલી, વહાણું વાતાં પહેલી પહેલી;
બાઇ તારો છે વિશ્વાસ, રખે કરતી મને નીરાશ. ૧૨
કોઈ ન જાણે એવું કરજે, વેગે સ્વામીને લઇને ફરજે;
જો જાણશે પિતા બાણ, તો તો આપણા લેશે પ્રાણ. ૧૩

તું તો કરજે સ્વામીનું જતંન, મુજ રાંકને હાથ રતંન;
પછે પંથે વળાવિ વિધાત્રી, પક્ષિણી મન વેગે જાતી. ૧૪
દ્વારિકા પહોંચી કામિની, છેલ્લી દોઢ પહોર જામિની;
જાવા કીધું નગરમાં મન, એવે આવ્યું સૂદરશન. ૧૫
જેવું મરતક છેદે બળમાં, કન્યા પેઠિ ગોમતિના જળમાં;
એવે નારદ ઋષિ ત્યાં આવી, ચક્રભયથકી કન્યા મૂકાવી. ૧૬
કહે નારદ સૂદરશન, એને લઈ જવા દેજે તંન;
એ તો કામ કરે છે કૃષ્ણને ગમતું, માટે રખે તું એને દમતું. ૧૭
પછે ઉદકની અંજલિ લીધી, મંત્રે વિધાત્રી નિર્ભય કીધી;
તામસી વિદ્યા ઋષિએ આપી, પછે પીઠ પ્રેમદાની થાપી. ૧૮
હવે અલ્પ રહી છે રાત્રી, જા લે અનિરુદ્ધને તું વિધાત્રી;
ગયું ચક્ર તે પશ્ચિમ પાસે, ઋષિ, નારદ વળિયા આકાશે. ૧૯
ચાલિ ચિત્રલેખા જોતિ ગામ, સામસામા શોભિતાં છે ધામ;
સપ્ત ભોમિના ભવન તે ભાસે, જોતાં ભૂખ તરસ તે નાસે. ૨૦
બહુ કળશ ધજા બિરાજે, જોતાં અમરાપુરી તો લાજે;
શોભે છજાં ઝરુખા ને માળ, મણિમય થંભ ઝાકઝમાળ. ૨૧
વાંકી બારી ને ગોખે જાળી, લીલા કાચ મૂક્યા છે ઢાળી;
લીપી ભીતે સોનાની ગાર, ચળકે કામ તે મીનાકાર. ૨૨
ભલાં ચૌટાં શેરી ને પોળ, સામસામી હાટનિ ઓળ;
ઘેર ઘેર તે વાટિકા કુંજ, કરે ભમર તે ગુંજાગુંજ. ૨૩
મોટા માતંગ ધૂમે ને ડોલે, ગુણગાન બંદીજન બોલે;
દીસે દ્વારિકા વૈકુંઠ સરખી, ચિત્રલેહાયે નગરી નરખી. ૨૪
દુર્ગ કોસીસાં રુડાં બિરાજે, ચારે પાસે રત્નાકર ગાજે;
ત્યાં ગોમતિનો સંગમ, ઉદ્ધરે સ્થાવર ને જંગમ. ૨૫
શકે અવાસ પડશે વ્યોમ, જાણે વૈકુંઠ આણ્યું ભોમ;
ઘેર ઘેર હરિગુણ ગાય, ચિત્રલેહા તે જોતી જાય. ૨૬
વસુદેવનાં ઘર નિહાળી, ગઈ જ્યાં વસે શ્રીવનમાળી;
સોળ સહસ્ર નારી વિહારી, દીઠા ઘેર ઘેર દેવ મુરારી. ૨૭
હરિના સાઠ લાખ છે તંન, જોયાં તેહ તણાં ભવંન;
જોયું કામધામ ઝાતકાર, દીઠો મેડિયે કામકુમાર. ૨૮

અનિરુદ્ધ સુતો છે હિંડોળે, ત્યાં દાસીઓ વાયૂ ઢોળે;
શોભે દીપક ચારે પાસ, એ ચરણ તળાસે દાસ. ૨૯
ત્યાં બાવનાં ચંદન બેહેકે, બહુ હિંડોળે ફૂમતાં લેહેકે;
કામકુંવર તે કામ જ જેવો, ચિત્રલેહાને ચોરી લેવો. ૩૦
લેવા કુંવરનું કારણ, સમર્યું નિદ્રાનૂં ધારણ;
રાતે જે કોઈ જાગતું હતું, તે તો જે જેમ તે તેમ સૂતું. ૩૧
ધારણ ભારણ ભારી કાયા, વ્યાપ્તમાન થઈ જોગ માયા;
અનિરુદ્ધતણી કિંકરી, તે તો સૂતી નિદ્રાયે ભરી. ૩૨
ચિત્રલેહા ઘરમાં ગઈ, પણ કુંવર જાગ્યો નહીં;
ત્યાં વિચાર અંતરમાં કીધો, કડાં કાઢી હિંડોળો લીધો. ૩૩
બે બે ડાંડી કરમાં ઝાલી, ખેચર રીતે તે ચતૂરા ચાલી;
કરે યત્ન અંતરમાં વહાલ, એવી ઉડિ જે આવે ન આલ. ૩૪
ગોવિંદે ગોઠવણી કીધી, જાણિ જોઇને જાવા દીધી;
ઘેર ઓખા જુવે છે વાટ, નાવ્યા નાથ ને થાય ઉચાટ. ૩૫
એવે સાંભળિ પાંખ જ વાગી, ત્યારે ઓખાની આરત ભાગી;
આ નાથ તારો હિંડોળે, નર નારિ મળો તમે ટોળે. ૩૬

### સાખી

ટોળે મળો તમે તારુણી, આ તારો ભરથાર;
પછે ઓખાયે ચિત્રલેહાને, દિધા સોળ શણગાર. ૩૭

### કડવું ૨૧ મું–રાગ મારુની દેશી

ઓખા કહે છે ચિત્રલેહાને, તેં આપ્યું પ્રાણનું દાન;
સખી કહીને કેમ બોલાવૂં, તૂં છે દેવી સમાન. ૧
દીપક જાગતો કરીને કન્યા, પરણ્યાની પાસે આવી;
શું સુતા નિદ્રાવશ સ્વામી, હિંડોળે સોહાવી. ૨
કામકુંવરને આ શી નિદ્રા, સુવું સારું લાગે;
૨ પંથથી કંથ પધાર્યા, તોએ સુતા નવ જાગે. ૩
રજની અલ્પ રહી છે રાણા, ઉંઘ તે તમને આ શી;
જોની સખી એ ભીયા દીસે છે, કુંભકરણના ઉપાસી. ૪
ઊંચે સ્વરે જઇને બોલાવે, ચરણ નેપૂર વજાડે;
હસ્યા વિષે હિંડોળો હલાવે, તોએ ન આંખ ઉઘાડે. ૫

વાયૂ ઢોળે ને ચરણ તળાંશે, મુખે કરે સ્તવંન;
એવે સમે અનિરુદ્ધને આવ્યું, નિદ્રાવશમાં સ્વપંન. ૬
કોઇક નારી મુજને લાવી છે, હીંડોળો કરીને હરણ;
એકાંત વાસમાં રાજકન્યાનું, કીધૂં મેં પાણીગ્રહણ. ૭
તેના પિતાએ મુજને બાંધ્યો, હાક તે ચોદશ વાગી;
લાવ્ય ભોગળ મારું સેનાને, સાચે તે ઉઠ્યો જાગી. ૮
હસી ખસી ઓખા રહી અળગી, હાકી ઉઠ્યો આ શૂંય;
અનિરુદ્ધ ગાભરો થઇને કહે છે, કયાં આવ્યો છું હૂંય. ૯
હિંડોળો એ નિશ્ચે મારો, નોહે એ મેડી મ્હારી;
દાસી ચાર દિસતી નથી, આ બે કોણ રાજકુમારી. ૧૦
ઓખાએ ચિત્રલેહાને પ્રેરી, તે બોલી શીર નામી;
હૂં તમને હરી લાવી છું, ક્રોધ ન કરશો સ્વામી. ૧૧
આ બાલા છે બાણાસુરની, ઓખા છે એનૂં નામ;
સ્વપ્નાંતરમાં વરી ગયા છો, તમ આવે થયો વિશ્રામ. ૧૨
આ નારી પ્રભૂજી તમારી, સમાવો તનનો તાપ;
સ્ત્રી ભરથાર બન્યો રહો છાનાં, ન જાણે એનો બાપ. ૧૩
વચન સાંભળી વિધાત્રીનાં, ચઢી અનિરુદ્ધને રીશ;
શું કરું જે ખડ્ગ નથી, નહિ તો છેદત બન્યોનાં શીશ. ૧૪
ગામ મુકાવ્યું ને ધામ મૂકાવ્યું, મુકાવ્યુંરે કુટુંબ સ્વજંન;
કેમ વરું અસુરની કન્યા, હું જાદવ કુળનો તંન. ૧૫
પરું જોઇને ઓખા કહે છે, જાદવ કુળ તો પવિત્ર;
વિચારીને બોલો નાથજી, જાણું પિતામહનાં ચરિત્ર. ૧૬
રીંછસુતા ને કુબ્જા દાસી, તેથી હું નથી નરતી;
તાત તમારો પરણીને લાવ્યા, તે તો પ્રગટ નથી કરતી. ૧
અનિરુદ્ધને તવ હાસ્ય આવ્યું, રીશ ગઈ ઉતરી;
અવળે મુખે શું રે બોલો છો, જુવોને પાછાં ફરી. ૧૮
એવે સમે ઋષિ નારદ આવ્યા, ઈશ્વરી ઇચ્છાય;
ગાંધર્વવિવાહ તત્ક્ષણ કીધો પરણાવ્યાં વર કન્યાય. ૧૯

વલણ

વરકન્યા પરણાવિયાં, નારદ હવા અંતરધ્યાનરે;
નર નારી સુખ ભોગવે, ઈંદ્ર ઇંદ્રાણી સમાનરે. ૨૦

નર નારી આનંદ ઘણો, વાધ્યો પ્રેમ અપારરે;
વિધાત્રી તુજને નમૂં, મુને મેળવ્યો ભરથારરે. ૨૧

## કડવું ૨૨ મું–રાગ ચોપાઇ

શુકજી બોલ્યા પરમ વચંન, સાંભળ પરીક્ષિત રાજંન;
મળી બેઠી બેઉ સૈયારી, બોલી વચન કૌભાંડ કુમારી. ૧
સુખ ભોગવે શ્યામા ને સ્વામી, ચિત્રલેહા કહે શિર નામી;
અન્ન બેનું આપે છે રાય, ત્રીજું માણસ કેમ સમાય. ૨
તમે નર નારિ ક્રીડા કીજે, બાઇ મુજને તો જાવા દીજે;
રડતિ ઓખા તે વળતું ભાખે, બાઇ કેમ જીવું તુજ પાખે. ૩
તમે તાતને ઘેર ન જવાય, જો જાઓ તો વાત ચરચાય;
રહિ એકઠાં દહાડા નિર્ગમશું, આપણ ત્રણે વહેંચી અન્ન જમશું. ૪
બાઈ રહિશ કદી હું ભુખી, નહિ તુજને થાવા દેઉં દુઃખી;
તને આપીશ મારો ભાગ, નથી હમણાં જવાનો લાગ. ૫
દુઃખ થાશે તો દેઇશું થાવા, પણ નહિ દેઉં બેનડી જાવા;
ચિત્રલેહા કહે સુણ શાણી, રખે આંખે તું ભરતી પાણી. ૬
પ્રધાન પુત્રી કહેવાઉં છું માત્ર, હું છું બ્રહ્માણિ માનવ ગાત્ર;
તુજ અર્થે લિધો અવતાર, માટે મેળવ્યાં સ્ત્રીભરતાર. ૭
એમ કહિને થઈ અદર્શન, ચિત્રલેહા ગઈ બ્રહ્મસદંન;
ઓખારે રોઇ આંખો ભરી, કંથે આસના વાસના કરી. ૮
સ્વામીએ સંબોધી નારી, સુખે વિધાત્રી મેલી વિસારી;
બેઉને વિસરિ વિજોગની પીડા, નર નારિ કરે કામક્રીડા. ૯
આસન ભેદે બંનો છે પૂરાં, નર નારી રતિજુદ્ધે શૂરાં;
બેની છે ચઢતી જોબન કાયા, પ્રીતિબંધને બાંધી માયા. ૧૦
સ્નેહઅર્ણવ ઓખા નારી, ઝીલે અનિરુદ્ધ નાથ વિહારી;
જે જે જોઇએ તે ઉપર આવે, ભક્ષ ભોજન કરે મન ભાવે. ૧૧
પહોત્યો ઓખાનો અભિલાષ, પછે આવ્યો વૈશાખ માસ;
જાળિયે બારિયે વાયુ વાયે, ત્યમ ત્યમ હર્ષ અધિક તે થાયે. ૧૨
આવ્યા વર્ષા કાળના દિન, ગાજે વરસે ને થાય પરજન્ય;
થાય આકાશે વિજળી પૂરી, બોલે કોકિલા વાણી મધૂરી. ૧૩
ત્યાં તો મોર બપૈયા બોલે, મહા તપસીના મનડાં ડોલે;
માળિયા તળે સાગર ગાજે, અંગે નવ સપ્ત શણગાર સાજે. ૧૪

તેલમર્દન મંજન અંગે, ચરચે ચંદન કેસર સગે;
નેત્રે અંજન આભરણ સાર, મુખે તાંબુલ કેરો આહાર. ૧૫
તપે નિલવટ ચાંદલો તેવો, ચન્દ્ર શરદ પુનમના જેવો;
શીર રાખડી શોભા ઘણી, ચોટલો જાણે નાગની ફણી. ૧૬
શીશફૂલ સેંથે સિંદૂર, તેણે મોહ્યો અનિરુદ્ધ શૂર;
કાને ઝાલ અમૂલક જોઈ, કામકુંવર રહ્યો છે મોહી. ૧૭
નાકે સોહે મોતીની વાળી, તેને અનિરુદ્ધ રહ્યો છે ન્યાળી;
નારિ તારિ નાસિકાનો મોર, નો'ય ભૂષણ ચિત્તનો ચોર. ૧૮
રક્ત અધર હસે મંદ મંદ, નહિ હાસ્ય એ મોહનો ફંદ;
પંકજમાં મેઘબિંદુ પડતાં, મોતિ મોરનાં અધરે અડતાં. ૧૯
ચપળ નેત્ર ઝિણું અંજન, જાણે ગાલે પડ્યાં ખંજન;
મોહ્યો મોહ્યો તે મુખને મોડે, મોહ્યો મોહ્યો ભ્રકુટિને જોડે. ૨૦
મોહ્યો મોહ્યો સ્નેહને સંધે, મોહ્યો મોહ્યો હાર ગળબંધે;
મોહ્યો મોહ્યો તે હસ્તક મળે, મોહ્યો મોહ્યો ઉરગળસ્થળે. ૨૧
મોહ્યો મોહ્યો અલકા લટે, મોહ્યો મોહ્યો કેસરી કટે;
મોહ્યો મોહ્યો તે પેરણ ફાળી, મોહ્યો મોહ્યો તે ક્ષુદ્રઘંટાળી. ૨૨
મોહ્યો મોહ્યો અગરજાને બેહેકે, મોહ્યો મોહ્યો ચાલને લેહેકે;
મોહ્યો મોહ્યો ઝાંઝરને ઝમકે, મોહ્યો મોહ્યો ઘુઘરીને ઘમકે. ૨૩
મોહ્યો મોહ્યો તે પ્રેમને પાશે, મોહ્યો મોહ્યો તે મંદ મંદ હાસે;
દેખિ એક સ્થંભનૂં ધામ, તેથી વિસર્યું દ્વારિકા ગામ. ૨૪
ઘણું ભક્ષ ભોજન પામ્યો આપ, તેણે વિસરિ ગયાં માબાપ;
પામ્યો અધરામૃતનું પાન, ગયું વિસરી હરિનું ધ્યાન. ૨૫
નિરંકૂશ વિષયનો સ્વાદ, તેણે વિસરી કુળ મરજાદ;
ઓખા સ્નેહતણો સાગર, તેણે વિસર્યો રત્નાગર. ૨૬
અનિરુદ્ધને ચાલ છે ગમતી, હીંડે નારી નેહથી નમતી;
મહિલા મહિલા એમ આચરતો, હીંડે નારિની પુંઠે ફરતો. ૨૭
ઘેલો કીધો છે મૃગયાનેણી, નવ જાણે દિવસ કે રેણી;
અંગોઅંગ કામ રહ્યો રમી, ચારે નેત્રે ઝરી રહ્યો અમી. ૨૮
સ્ત્રીએ મોહની મદિરા પાઈ, આલિંગન દે ધાઈ ધાઈ;
શુદ્ધ બુદ્ધ તો વિસરી ગઈ, એમ ચોમાસું ગયું વહી. ૨૯

### વલણ

ગયું ચોમાસું વિષય રમતાં, આવ્યો આશ્વિન માસરે;
કન્યા ટળી નારી હવી, ઓખા પામી વિલાસરે. ૩

### કડવું ૨૩ મું—રાગ દેશાખ

વર્ષા ઋતુ વહી ગઇરે, રમતાં રમતાં રંગ વિલાસ;
સુખ પામ્યાં ઘણુંરે, તવ આવ્યો આશ્વિન માસ. ૧
એક સમયે સહીરે, શરદ ઋતુ સમે નર ને નાર;
માણકઠારી પૂર્ણિમારે, ઉત્તમ દિવસ આવ્યો સાર. ૨
ચંદ્રકિરણ ચાંદણીરે, બેઠાં હિંડોળે નર ને નાર;
હાસ્યવિનોદશુંરે, કરતાં ક્રીડા વિવધિ પ્રકાર. ૩
રક્ષક રાયનારે, તેણે દીઠી રાજકુમાર;
કન્યારૂપ ક્યાં ગયુંરે, ઓખાજી દીસે છે હવે નાર. ૪
ચિત્રલેહા છે નહીંરે, એકલડી દીસે છે એહ;
રાતી રાતી આંખડીરે, પ્રફુલ્લિત દીસે એની દેહ. ૫
હિંડે ઊર ઢાંકતીરે, શકે થયા છે નખપાત;
અધરપર શામતારે, છે કોઈ પુરુષ દંતના ઘાત. ૬
સેવક સંચર્યોરે, કાંઈ એક દેખી મંન વિચાર;
મંત્રી કૌભાંડનેરે, જઇને કહ્યા સમાચાર. ૭
પ્રધાન પરવર્યોરે, જ્યાં છે અસુર કેરો નાથ;
રાયજી સાંભળોરે, મંત્રી કહે છે જોડી હાથ. ૮
લૌકિક વારતારે, કંઇક આપણને લાંછંન;
રસના છેદીએરે, હું કેમ કહું કઠણ વચંન. ૯
બાળકી તમ તણીરે, તે તો થઈ છે નારી રૂપ;
વારતા સાંભળીરે, આસનથી ડગીયો છે ભૂપ. ૧૦
ધ્વજા ભાંગી પડીરે, તે તો આફ્ડી અકસ્માત;
બાણ કોપ્યો ઘણુંરે, મંત્રી સાચી કહોને વાત. ૧૧
શિવે કહ્યું તે થયુંરે, તારી ધ્વજા થશે પતંન;
ત્યારે તૂં જાણજેરે, કોઈ શત્રુ થયો ઉત્પંન. ૧૨
જાઓ મંત્રી તમેરે, જુઓ પુત્રીની શી છે પેર;
કોઈ જાણે નહીરે, તેમ તેડી લાવોને ઘેર. ૧૩

પરધાન પરવર્‌યોરે, સાથે ડાહ્યા ડાહ્યા જંન;
ઓખાજીને માળીએરે, હેઠા રહીને વદેરે વચંન. ૧૪
કૌભાંડ ઊચર્‌યોરે, ઓખાજી દ્યોને દર્શન;
ચિત્રલેહા કયાં ગઇરે, ચાલો તેડે છે રાજંન. ૧૫
થરથર ધ્રુજતીરે, પડી કાંઈ પેટડીયામાં ફાળ;
શૂ થાશે નાથજીરે, આવી લાગી મહા જંજાળ. ૧૬
તમો રખે બોલતારે, કંથજી દેશો મા દરશંન;
મુખ ઉડી ગયુંરે, થર્યા સજળ બન્યો લોચંન. ૧૭
બાળા બેબાકળીરે, કંપે કદલિ સરખા ચર્ણ;
કસણ કસ્યા વીનારે, કંચુકી અવળાં છે આભ્રણ. ૧૮
બારીએ બાળકીરે, ઉભી રહી છે ત્યાં આવી;
કૌભાંડે કુંવરીનેરે, અભય વચને બોલાવી. ૧૯
ચિત્રલેહા કયાં ગઇરે, તું એકલી કયમ દેખાય;
કન્યારૂપ કયાં ગયુંરે, કેમ તું નારીવેશ જણાય. ૨૦
શરીર સંકોચતીરે, કાં બેબાકળી તૂં બેહેની;
ઘરમાં કુણ છેરે, શીઘ્રે સાચે સાચું કેહેની. ૨૧
ગલસ્થળે કર દીસેરે, કોઈ પુરુષ દંતના ઘાત;
ઘુણગટ તાણતીરે, બોલે આખી ભાગી વાત. ૨૨
દિલ વારુ નથીરે, કીધું ચિત્રલેહાએ શયંન;
તેણે હૂં વ્યાકુળીરે, દુઃખણી ભરું છઉં લોચંન. ૨૩
મંત્રી ઓચરેરે, બાઈ કાં બોલો આળપંપાળ;
હેઠાં ઉતરોરે, નહીં તો ચઢીને જોઈશું માળ. ૨૪

## વલણ

માળ જોઈશું તમતણો, ભાંગશે તમારો ભારરે;
એવું જાણી હેઠાં ઉતરો, રાય કોપ્યો છે અપારરે. ૨૫

## કડવું ૨૪ મું-રાગ રામકલી

કન્યાએ ક્રોધ જણાવિયો, હાટકયો પરધાન;
લંપટ બોલતો લાજે નહીં, ઘડપણે ગઇ સાન. કન્યાએ ૧
પાપી પ્રાણ લેવા કયાંથી આવિયો, બોલતો ક્ષુદ્ર વચંન;
એવા સારુ કીધી જોઇશે, જીભલડી છેદંન. કન્યાએ. ૨

હું તો ડાહ્યો દાનવ તુંને જાણતી, ભારેખમ કૌભાંડ;
એવું આળ કોને ન ચઢાવીએ, ભાંગી પડેરે બ્રહ્માંડ. કન્યાએ. ૩
કેહેવા દેની તું મારી માતને, પછે તારીરે વાત;
હત્યા આપૂં હું તુજને, કરું ઝંપાપાત. કન્યાએ. ૪
કૌભાંડ લાગ્યો કંપવા, પુત્રી પરમ પવિત્ર;
પછે કાલાવાલા માંડીયા, ન જાણ્યું સ્ત્રીનું ચરીત્ર. કન્યાએ. ૫
બાઈ રાજાએ મુજને મોકલ્યો, લોકે પાળ્યો વિરોધ;
પૂછ્યા માટે શું આવડો, રંક ઉપર ક્રોધ. કન્યાએ. ૬
એવું કહેતાં સેવક મોકલ્યો, બાણાસુરનીરે પાસ;
રાજાએ મંત્રીને કહાવિયું, ચઢી જુવોને આવાસ. કન્યાએ. ૭
કૌભાંડ ક્રોધ કરી ગાજીયો, વજડાવ્યાં નિશાન;
માળિએથી બંન્યો ઉતરો, બાણાસુરની આણ. કન્યાએ. ૮
દાસને આપી આજ્ઞા, સ્થંભ કરોને છેદંન;
ઓખાએ આંસુડાં ઢાળિયાં, ચંપાશે સ્વામીન. કન્યાએ. ૯
હોકારો અસુરનો સાંભળી, ઉભો થયો અનિરુદ્ધ;
મેઘની પેરે ગાજીયો, કાંપી નગરીરે બદ્ધ. કન્યાએ. ૧૦
મંત્રી કહે સુભટ સાંભળો, કો બોલ્યો જોદ્ધો અહીં;
આપણે નાદે હાંકી ઉઠીયો, મેઘ શબ્દથી સહી. કન્યાએ. ૧૧
ઓખાએ નાથ બાથ ઘાલીઓ, શું જાઓ છો વહીં;
મરડી મરડી જાઓ જુદ્ધને, દૈવડા જાઉં કહી. કન્યાએ. ૧૨
આશો ઉજમ વઢવાતણો, સામૂં નથી કામધામ;
દાનવને માનવ જિતે નહીં, ન હોય ઋતુસંગ્રામ. કન્યાએ. ૧૩
નાથ કહે સુણો સુંદરી, વાત સઘળેરે થઈ;
હવે ચોરી શાની આપણે, બેશીએ બારીએ જઈ. કન્યાએ. ૧૪

વલણ

જઈ બેઠાં નરનારી બન્યો, વાત વિપરીત કીધીરે;
છજે ભજે રામકુંવર, ઓખા ઊછંગે લીધીરે. ૧૫

## કડવું ૨૫ મું—રાગ રામગ્રી

જોડી જોવા મળ્યા જોદ્ધ ટોળેજી, ઓખા લીધી અનિરુદ્ધે ખોળેજી;
કંઠે બાંહેડી ગ્રહી છે બાળાજી, દેખી કૌભાંડને પ્રગટી જવાળાજી. ૧

## ઢાળ

જ્વાળા પ્રગટી તે ભાલ ભ્રુકૂટી, સુભટ તેઆ જમલા;
મંત્રી કહે ભાઈ સબળ શોભે, જેમ હરિ ઓછંગે કમળા. ૨
લઘુરૂપ કોઈ લક્ષણવંતો, સુતાની સંગે બેઠો;
પ્રવેશ નહીં જ્યાં પવનકેરો, તો માળિયામાં કેમ પેઠો. ૩
નિશંક નિર્ભય થઈને બેઠાં, નિર્લજ્જ નર ને નારી;
કુચગ્રહણ ચુંબન કરે, કાંઈ લજ્જા ન આણે હમારી. ૪
ઓખાએ ઉત્પાત માંડિયો, ધાઈ ધાઇને દે સાંઈ;
પ્રધાન કહે કોઈ પુરુષ મ્હોટો, કારણ દીસે છે કાંઈ. ૫
અંબુજવરણી આંખડી, એ ભ્રુકુટી મુગટે ચાંપી;
રોમાવળી વાંકી વળી, વઢવાને રહ્યો છે ટાંપી. ૬
માળ ઘેર્યો સુભટ સર્વે, બોલતા અતાડ;
અહો વ્યભિચારી જન ઉતર હેઠો, એમ કહે કૌભાંડ. ૭
અરે અલ્પ આયુષ્યના ધણી, યમપુરીના માર્ગસ્થ;
અસુરેશ સરખો રીપૂ મસ્તક, કેમ બેઠો થઈ સ્વસ્થ. ૮
બાણરાયની કિંકરી, તેની અમરે ન થાયે આળ;
તે તૂં રાજકન્યાની સંગે, ચઢી બેઠો કેમ માળ. ૯
સાચું કહે જેમ શીશ રહે, કુણ ન્યાત કુળ ને નામ;
જથારથ હોય તે બોલજે, કેમ સેવ્યું ઓખાનું ધામ. ૧૦
અનિરુદ્ધ વળતૂં બોલિયો, તમે સાંભળો સુભટ માત્ર;
હું ક્ષત્રીનંદન ઇચ્છાથી આવ્યો, બાણાસૂરનો જામાત્ર. ૧૧
મંત્રી કહે અલ્યા બોલ્ય વિચારી, ઉતરશે અભિમાન;
જામાત્ર શાને બાળકા, કોણે આપ્યું કન્યાદાન. ૧૨
અપરાધી પ્રાણી ઉતર હેઠો, છે બાણાસુરની આણ;
જમદૈત્ય તારા પ્રાણ લેશે, મરણ આવ્યું તુજ જાણ. ૧૩
જીવવાનો ઉપાય નહીં, પડી જેવારે ચૂક,
હોય કેસરી તો હાંકી ઉઠે, પણ દીસે છે જંબૂક. ૧૪
બોલ બળના સાંભળી, બળે બોલ્યો કામબાળ;
બારીની ભોગળ કરમાં લીધી, ઇચ્છા કીધી દેવા ફાળ. ૧૫

### વલણ

ફાળ દેઊં ને અંત લેઊં, હોકારો જવ કીધોરે;
ઓખાએ અનિરુદ્ધને, ઊંચલી ઘરમાં લીધોરે. ૧૬

### કડવું ૨૬ મું—રાગ સોરઠી

કામીનીએ જ્યારે કટક જ દીઠું, ત્યારે થઈ નીરાશ;
અરે દૈવ તેં એ શું કીધું, મને હુતી મોટી આશ.
વાલા કેમ વઢશોરે, મારા નાંધડીઆ ભરથાર. વાલા. ૧
બોલાવી બોલે નહીં, પડી થઈ આશા ભંગ;
ઉઠાડી બેઠી કરી, તેનું વદન નિહાળે કંથ. વાલા. ૨
સ્વામી તું કેમ સાંપ્ખીઓરે, રાંકને ઘેર રતંન;
ધાડે કષ્ટે હું પામી, મારો મદન મનોહર કંથ. વાલા. ૩
તીવ્ર બાણ જારે છુટશેરે, કેમ સહેશો કોમળ શરીર;
એવું શ્રવણે સાંભળીને, હાંકી ઉઠયો વીર. વાલા. ૪
મારા પીતાનેરે જાણ થયું છે, કટક મોકલ્યું પ્રૌઢ;
બાણાસુર નથી જાણતો, એવો કેમ થયો છે તે મૂઢ. વાલા ૫
અરે સ્વામી તમે ઠાલે હાથે, આયુધ નથીરે એક;
ચાર લાખ વીર પાઠવ્યા, સામા થતાં ધરો વિવેક. વાલા. ૬
અબળા તુંને શું કહું રે, તું તો થઈ રે અજાણ;
બારતણી ભોગળ કહાડીને, લેઊં સર્વના પ્રાણ. વાલા. ૭
ઓખા તુંને શું કહુંરે, તું તો ઘેલી નાર;
તારા બાપે વીર મોકલ્યા, તે તો મારે લેખે ચાર. વાલા. ૮
અજાતણાં તાહરાં જૂથ મળીઆં, પંચાનન મળીઓ એક;
તેનું પ્રાક્રમ કેટલું, તમે કહોની વનતા વિશેક. વાલા. ૯
એમ કરતાં નહીં છુટીએરે, કાલાવાલા તે ફોક;
જુઓની વહાલી હું જુદ્ધ કરું, જેમ જુએ ગામનાં લોક. વાલા. ૧૦
અનિરુદ્ધ મરડીને નીસર્યોરે, ઓખાએ સહાયો હાથ;
પ્રીતમ વઢવા નહીં દઊં, મારા મદન મનોહર નાથ. વાલા. ૧૧

### કડવું ૨૭ મું–રાગ મારુની દેશી

ઓખા કહે કંથ એમ ન કીજે, બળીયાશું વઢતાં બીહીજે;
એ ઘણા તમો એક જાતે, સેના મોકલી મારે તાતે. ૧

દૈત્યને વાહન ને તમે પાળા, નાથજી તમે ઠાલામાલા;
એને ટોપ કવચ ને બખ્તર, તમારે અંગે સોહે પીતાંબર. ૨
દૈત્યને સાંગ બાણુ બહુ ભાલા, એ કઠણુ તમે સુંવાળા;
એ તો મદોન્મત્ત બહુ બળિયા, તમે સુકોમળ પાતળિયા. ૩
સ્વામી પછે અસુરને ભેદો, પહેલાં મસ્તક મારું છેદો;
તમને દેખી દેખીનેરે મોહું, તમે જુદ્ધ કરો તે કેમ જોઉં? ૪
ઈચ્છા અંતરની ગઈ પીટી, દૈત્યે માળીયું લીધુંરે વીંટી;
પ્રભુ પ્રાણુ કંપે છે મારા, મુવા દૈત્ય કરે છે હોંકારા. ૫
ઘણું ક્રોધી વીરોધી છે બાણુ, હાકે ઈંદ્રનું જાએ ઓસાન;
જક્ત ભય પામે બાણુની હાકે, બાણે પૃથ્વી ચઢાવી ચાકે. ૬
જેને નાદે મેરુ હાલે, ચક્રવર્તી સાથે નહીં ચાલે;
ક્ષત્રી સાથ રહે સર્વ બિહીતો, નાથજી તમે કઇપેરે જીતો? ૭
મંત્રી દાંત રહ્યો છે કરડી, શું જાઓ છો મૂછરે મરડી;
માટે પહેલાં તે મુજને મારો, પછે નાથજી રણમાં પધારો. ૮
શશી સૂર્યવંશી નૃપ જેહ, તેની થરથર ધ્રુજે દેહ;
પ્રધાન ક્રોધી પાવકની જ્વાળ, તેથી વિશેષ બાણુ ભૂપાળ. ૯
એમ કહિ ભરતી લોચન, દેખી વારે છે સ્વામીન;
કંથ કહે ન કરું સંગ્રામ, તો નાસી જવાનો કુણુ ઠામ? ૧૦
અંત્યે જીવતાં છૂટશું નહીં, કાં ન મરીએ સામાં થઈ;
નથી ઉગરવાનો ઉપાય, માટે ભય પામે શું થાય? ૧૧
નાઠે લાંછન લાગે કુળમાં, પ્રતિષ્ઠા જાએ એક પળમાં;
મૌઅર બોલે ને મણિધર ડોલે, ન ડોલે તો સર્પને તોલે. ૧૨
ઘન ગાજે કેસરિ દે ફાળ, ન ઉછળે તો જાણુવો શિયાળ;
ક્ષત્રી નાસે દેખીને દળ, ન હોય પુરુષ જાણુવો વ્યંડળ. ૧૩
હાંકયો વાઘ ન માંડે કાન, શાર્દૂલ નહીં જાણુવો શ્વાન;
ઘરમાં ઘોજારો રહે પેશી, યોદ્ધો ચરણુ વહોણો રહે બેશી. ૧૪
એમ કરીને ઓખા અળગી કીધી, ભડ ગાજ્યો ને ભોગળ લીધી;
અસુર સેનાપર કોપિયો, છજે થકી ઠેકીને પડિયો. ૧૫
જેમ ગ્રાહ પેસે બહુ જળમાં, તેમ અનિરુદ્ધ પેઠો દળમાં;
જેમ ઇન્દુ પેસે વાદળમાં, તેમ અનિરુદ્ધ ધાયો બળમાં. ૧૬

દૈત્યને આવ્યો મૃત્યુનો દહાડો, ગાજ્યો અનિરુદ્ધ ધન અખાડો;
પડતામાં બહુ પડતાળ્યા, ભોગળ પ્રહારે ધરણીએ ઢાળ્યા. ૧૭
કૌભાંડે સેનાને પ્રેરી, જાદવ જોદ્ધો લીધો ઘેરી;
ગજજુથમાં લઘુ કેસરી, બહુ વીંટી વળ્યા છે વેરી. ૧૮
ચંદનને બાવળિએ ઝીંટી, અસુરે અનિરુદ્ધ લીધો વીંટી;
દાનવ કહે માનવ શૂંય, અમે સિંહમાં મૃગબાળ તૂંય. ૧૯
મુગટ મંત્રીને ચરણે ધરો, તો તો મૃત્યુ થકી ઊગરો;
મંત્રી વાયક એવાં સાંભળી, ધાયો અનિરુદ્ધ બહૂ ઊકળી. ૨૦
નાંખે દૈત્ય ભારી મુદ્દગલ, તેમ અનિરુદ્ધ ભૂજભોગળ;
વીશ સહસ્ર અસૂર લૂટ્યા, એકીવારે શર બહૂ છુટ્યા. ૨૧
આયુધધારા રહી છે વરસી, પડે પરીઘ પટ્ટી ને ફરસી;
દાનવ ધાયા છે ટોળે ટોળાં, વરસે ભિંડીપાલ ને ગોળા. ૨૨
થાય દુંદુભીના ગડગડાટ, થાય ખાંડાતણા ખડખડાટ;
હાકયા હસ્તી દે હલકાર, થાય ખડ્ગતણા ચળકાર. ૨૩
મંત્ર અગ્નીના ધુધવાટ, બોલે બાણુતણા સુસવાટ;
રથ ચક્ર ગાજે ગડગડાટ, હોય હયતણા હણહણાટ. ૨૪
છૂટે બાણો સણસણાટ, થાય ગગને ધજા ફડફડાટ;
દેખિ દોહલો નાથનો ઘાટ, થાય ઓખાને ઉચાટ. ૨૫
દાનવનો વાળ્યો દાટ, અનિરુદ્ધ મુકાવે વાટ;
કોઇને ઝીકયા ઝાલીને કેશે, કોઇને ઉડાડ્યા પગની ઠેશે. ૨૬
કોઇને હણ્યા ભોગળને ભડાકે, કોનાં મુખ ભાગ્યાં લપડાકે;
કોઈ અધસસ્તા કોઈ પૂરા, એમ સેના કરી ચક ચૂરા. ૨૭
તે રણ ભયાનક ભાસે, બળ દેખીને ઓખા ઉલ્લાસે;
મેં તો આવડું નહોતૂં જાણ્યું, ચિત્રલેહાએ રત્ન જ આણ્યું. ૨૮
શોણિત સ્પર્શ થયો છે દીલે, નાથજી રણ રુધીર ઝીલે;
ભડ ગાજ્યો ને પડયું ભંગાણ, નાઠો કૌભાંડ લઇને પ્રાણ. ૨૯
હવું બાણાસુરને જાણ, એક પુરુષે વાળ્યો ઘાણ;
અસુરેશને ચઢિયો કોપ, સજ્યાં કવચ આયુધ ને ટોપ. ૩૦
સર્વે સૈન્ય તે તત્પર કીધું, ચઢ્યો રાય દદામૂ દીધું;
પ્રલય અગ્નિ જેવો જાજવલ્ય, બાણરૂપ થયું મદતુલ્ય. ૩૧

ચઢયો રાય ક્રોધે ગડગડિયો, જાણ્યું ઓખાએ રણ તાત ચઢિયો;
સૈન્યના લોક આગળ ચાલ્યા, કરમાં બહૂ ભાલા ઝાલ્યા;
વાગી હાક ને ચઢિયો બાણ, તે તો થયું ઓખાને જાણ. ૩૨

વલણ

જાણ થયું જે તાત ચઢિયો, કુણ જીતશે સહસ્ર હાથરે;
આંસૂડાં ભરતી ને શોક ધરતી, ઓખા સાદ કરતી નાથરે. ૩૩

## કડવું ૨૮ મું–રાગ મારુ

મારા સ્વામીજી ચતુરસુજાણ, બાણદળ આવ્યુંરે જાદવજી;
દીસે સૈન્ય તે ચારેરે પાસે, હવે શૂં થાશેરે જાદવજી. ૧
એ બળિયા સાથે બાથ, નાથ કેમ ભીડોરે જાદવજી;
હૂં કહૂં છું તમારી દાસી, નાસીને હીંડોરે જાદવજી. ૨
આ દળ આવ્યું બળવંત, દિસે રીશે રાતારે જાદવજી;
એકલડા અસૂરને મુખે, રખે તમે જાતારે જાદવજી. ૩
આ ગજ આવે બળવંત, દંત કેમ સહેશોરે જાદવજી;
અસૂર અર્ણવ ધાયા, તણાયા જાશોરે જાદવજી. ૪
એવું જાણીને ઓસરિએ, ન કરિએ ક્રોધરે જાદવજી;
એકલડાંને આશરો શાનો, માનો પ્રતિબોધરે જાદવજી. ૫
ધીરા થાઓ ને ધાઓ, વઢો તો ફાંસૂરે જાદવજી;
મારી જમણી ફરકે છે આંખ્યરે, વરસે આંસુરે જાદવજી. ૬
મને દિવસ લાગે છે ઝાંખો, નાખોને ભોગળરે જાદવજી;
તે તો ન સમજે સમજાવ્યું, આવ્યું દળરે જાદવજી. ૭
તમે મુજ દેહડીના હંસ, મૂકોને જુદ્ધરે જાદવજી;
પાછા વળોજી લાગું પાય, માનો મારી બુદ્ધરે જાદવજી. ૮
ઘેલી દીસે છે ધણી, તરુણી તારી ટેવરે રાણીજી;
અમો બાણથકી નહિ ઓસરશું, કરશું સેવરે રાણીજી. ૯
અનિરુદ્ધ જો રણથી ભાજે, લાજે શ્રી ગોપાળરે રાણીજી;
નાઠે અર્થ ન એકે સીઝે, શી કીજે ચાલરે રાણીજી. ૧૦

વલણ

ચાલ શી કીજે અંત આવ્યો, ઉગારશે મોરારરે;
ધસ્યો નાથ ને હાથ ધસિયા, રોવા લાગી નારરે. ૧૧

દૈત્યને આવ્યો મૃત્યુનો દહાડો, ગાજ્યો અનિરુદ્ધ ધન અખાડો;
પડતામાં બહુ પડતાળ્યા, ભોગળ પ્રહારે ધરણીએ ઢાળ્યા. ૧૭
કૌભાંડે સેનાને પ્રેરી, જાદવ જોદ્ધો લીધો ઘેરી;
ગજજુથમાં લઘુ કેસરી, બહુ વીંટી વળ્યા છે વેરી. ૧૮
ચંદનને બાવળિએ ઝીંટી, અસુરે અનિરુદ્ધ લીધો વીંટી;
દાનવ કહે માનવ શૂંય, અમે સિંહમાં મૃગબાળ તૂંય. ૧૯
મુગટ મંત્રીને ચરણે ધરો, તો તો મૃત્યુ થકી ઊગરો;
મંત્રી વાયક એવાં સાંભળી, ધાયો અનિરુદ્ધ બહૂ ઊકળી. ૨૦
નાંખે દૈત્ય ભારી મુદ્ગલ, તેમ અનિરુદ્ધ ભૂજભોગળ;
વીશ સહસ્ર અસૂર લૂટ્યા, એકીવારે શર બહૂ છુટ્યા. ૨૧
આયુધધારા રહી છે વરસી, પડે પરીઘ પટ્ટી ને ફરસી;
દાનવ ધાયા છે ટોળે ટોળાં, વરસે ભિંડીપાલ ને ગોળા. ૨૨
થાય દુંદુભીના ગડગડાટ, થાય ખાંડાતણા ખડખડાટ;
હાકયા હસ્તી દે હલકાર, થાય ખડ્ગતણા ચળકાર. ૨૩
મંત્ર અગ્નીના ધુધવાટ, બોલે બાણતણા સુસવાટ;
રથ ચક્ર ગાજે ગડગડાટ, હોય હયતણા હણહણાટ. ૨૪
છૂટે બાણો સણસણાટ, થાય ગગને ધજા ફડફડાટ;
દેખિ દોહલો નાથનો ઘાટ, થાય ઓખાને ઉચાટ. ૨૫
દાનવનો વાળ્યો દાટ, અનિરુદ્ધ મુકાવે વાટ;
કોઇને ઝીકયા ઝાલીને કેશે, કોઇને ઉડાડ્યા પગની ઠેશે. ૨૬
કોઇને હણ્યા ભોગળને ભડાકે, કોનાં મુખ ભાગ્યાં લપડાકે;
કોઈ અધસસ્તા કોઈ પૂરા, એમ સેના કરી ચક ચૂરા. ૨૭
તે રણ ભયાનક ભાસે, બળ દેખીને ઓખા ઉલ્લાસે;
મેં તો આવડું નહોતૂં જાણ્યું, ચિત્રલેહાએ રત્ન જ આણ્યું. ૨૮
શોણિત સ્પર્શ થયો છે દીલે, નાથજી રણ રુધીર ઝીલે;
ભડ ગાજ્યો ને પડયું ભંગાણ, નાઠો કૌભાંડ લઇને પ્રાણ. ૨૯
હવું બાણાસુરને જાણ, એક પુરુષે વાળ્યો ઘાણ;
અસુરેશને ચઢિયો કોપ, સજ્યાં કવચ આયુધ ને ટોપ. ૩૦
સર્વે સૈન્ય તે તત્પર કીધું, ચઢયો રાય દદામૂ દીધું;
પ્રલય અગ્નિ જેવો જાજ્વલ્ય, બાણરૂપ થયું મદતુલ્ય. ૩૧

ચઢયો રાય ક્રોધે ગડગડિયો, જાણ્યું ઓખાએ રણ તાત ચઢિયો;
સૈન્યના લોક આગળ ચાલ્યા, કરમાં બહૂ ભાલા ઝાલ્યા;
વાગી હાક ને ચઢિયો બાણ, તે તો થયું ઓખાને જાણ. ૩૨

વલણ

જાણ થયું જે તાત ચઢિયો, કુણ જીતશે સહસ્ર હાથરે;
આંસૂડાં ભરતી ને શોક ધરતી, ઓખા સાદ કરતી નાથરે. ૩૩

કડવું ૨૮ મું–રાગ મારુ

મારા સ્વામીજી ચતુરસુજાણ, બાણદળ આવ્યુંરે જાદવજી;
દીસે સૈન્ય તે ચારેરે પાસે, હવે શૂં થાશેરે જાદવજી. ૧
એ બળિયા સાથે બાથ, નાથ કેમ ભીડોરે જાદવજી;
હૂં કહૂં છું તમારી દાસી, નાસીને હીંડોરે જાદવજી. ૨
ઓ દળ આવ્યું બળવંત, દિસે રીશે રાતારે જાદવજી;
એકલડા અસૂરને મુખે, રખે તમે જાતારે જાદવજી. ૩
ઓ ગજ આવે બળવંત, દંત કેમ સહેશોરે જાદવજી;
અસૂર અર્ણવ ધાયા, તણાયા જાશોરે જાદવજી. ૪
એવું જાણીને ઓસરિએ, ન કરિએ ક્રોધરે જાદવજી;
એકલડાંને આશરો શાનો, માનો પ્રતિબોધરે જાદવજી. ૫
ધીરા થાઓ ને ધાઓ, વઢો તો ફાંસૂરે જાદવજી;
મારી જમણી ફરકે છે આંખ્યરે, વરસે આંસુરે જાદવજી. ૬
મને દિવસ લાગે છે ઝાંખો, નાખોને ભોગળરે જાદવજી;
તે તો ન સમજે સમજાવ્યું, આવ્યું દળરે જાદવજી. ૭
તમે મુજ દેહડીના હંસ, મૂકોને જુદ્ધરે જાદવજી;
પાછા વળોજી લાગું પાય, માનો મારી બુદ્ધરે જાદવજી. ૮
ઘેલી દીસે છે ધણી, તરુણી તારી ટેવરે રાણીજી;
અમો બાણથકી નહિ ઓસરશું, કરશું સેવરે રાણીજી. ૯
અનિરુદ્ધ જો રણથી ભાજે, લાજે શ્રી ગોપાળરે રાણીજી;
નાઠે અર્થ ન એકે સીઝે, શી કીજે ચાલરે રાણીજી. ૧૦

વલણ

ચાલ શી કીજે અંત આવ્યો, ઉગારશે મોરારરે;
ધસ્યો નાથ ને હાથ ધસિયા, રોવા લાગી નારરે. ૧૧

## કડવું ૨૯ મું-રાગ મેવાડો

ઓખા કરતી તે કંથને સાદ, હોરે હઠીલા રાણા;
એ શા સારુ ઉન્માદ, હોરે હઠીલા રાણા. ૧
હું તો લાગું તમારે પાય, હોરે હઠીલા રાણા;
આવી બેશો તે માળિયામાંય, હોરે હઠીલા રાણા. ૨
હું તો બાણને કરું પ્રણામ, હોરે હઠીલા રાણા;
છે કાલાવાલાનું કામ, હોરે હઠીલા રાણા. ૩
એ તો બળિયા સાથે બાથ, હોરે હઠીલા રાણા;
તે તો જોઇને ભરિયે નાથ, હોરે હઠીલા રાણા. ૪
એ તો તરવું છે સાગર નીર, હોરે હઠીલા રાણા;
બળે ન પામીએ પેલું તીર, હોરે હઠીલા રાણા. ૫
અનેકમાં એક કોણ માત્ર, હોરે હઠીલા રાણા;
સામા મળ્યા છે કુપાત્ર, હોરે હઠીલા રાણા. ૬
મને થાય છે માનશુકંન, હોરે હઠીલા રાણા;
મારું જમણું ફરકે લોચંન, હોરે હઠીલા રાણા. ૭
મારો ત્રૂટયો મોતીનો હાર, હોરે હઠીલા રાણા;
ડાબે નેત્રે વહે જળધાર, હોરે હઠીલા રાણા. ૮
દીસે નગરી તે ઉજ્જડ રાન, હોરે હઠીલા રાણા;
દીસે ગગને ઝાંખો ભાણ, હોરે હઠીલા રાણા. ૯
રુવે શ્વાન વાયસ ને ગાય, હોરે હઠીલા રાણા;
એવાં માઠાં શુકન થાય, હોરે હઠીલા રાણા. ૧૦
હું તો ધ્રુજતી દેખું ધરણ, હોરે હઠીલા રાણા;
એ તો સાગર શોણિત વર્ણ, હોરે હઠીલા રાણા. ૧૧
આવ્યા અગણિત અશ્વાર, હોરે હઠીલા રાણા;
અહીં થાય છે હોહોકાર, હોરે હઠીલા રાણા. ૧૨
ઓ દુંદુભીએ વાળિયો ધાય, હોરે હઠીલા રાણા;
એ તો સૈન્ય તમપર ધાય, હોરે હઠીલા રાણા. ૧૩
ઓ આવ્યું દળવાદળ, હોરે હઠીલા રાણા;
ઓ ઝળકે ભાલાનાં ફળ, હોરે હઠીલા રાણા. ૧૪
પાખર બખ્તર પહેર્યા ટોપ, હોરે હઠીલા રાણા;
દૈત્ય ભરાયા આવે કોપ, હોરે હઠીલા રાણા. ૧૫

એ વાજે ઘુઘરમાળ, હોરે હઠીલા રાણા;
અશ્વ દેતા આવે ફાળ, હોરે હઠીલા રાણા. ૧૬
એ તો શૂરવીર મહા કાળ, હોરે હઠીલા રાણા;
પડે પેટડિયામાં ફાળ, હોરે હઠીલા રાણા. ૧૭
નાથ જુઓ વિચારી મંન, હોરે હઠીલા રાણા;
જુદ્ધ રહેવા દ્યો રાજન, હોરે હઠીલા રાણા. ૧૮
જો લોપો મારી વાણ, હોરે હઠીલા રાણા;
તમને પિતામહની આણ, હોરે હઠીલા રાણા. ૧૯
આવ્યો બાણ તે પ્રલય કાળ, હોરે હઠીલા રાણા;
મેઘાડંબર છત્ર વિશાલ, હોરે હઠીલા રાણા. ૨૦

### વલણ

મેઘાડંબર છત્ર બિરાજે, ઉલટી નગરી બદ્ધરે;
અગણિત અસ્વાર આવિયા, તેણે વિંટી લીધો અનિરુદ્ધરે. ૨૧

## કડવું ૩૦ મું—રાગ સામેરી

આવી સેના સુરની, અનિરુદ્ધ લીધો ઘેરી;
કામકુંવરને મધ્યે આણી, વીંટી લીધો ચોફેરી. ૧
અમર કહે શું નીપજશે, ઇચ્છા તે પરમેશ્વરી;
રીપૂ ગજના યૂથમાં, અનિરુદ્ધ લઘુ કેસરી. ૨
બાણરાયને શું કરે, ભોગળ લીધી ફોકટ;
વેરી વાયસ કોટી મળ્યા, ત્યાં કેમ જીવે પોપટ. ૩
બાણાસુરે સુભટ વાર્યા, કોઈ ન કરશો ઘાત;
છે વીર થોડી વયતણો, હું પૂછું એને વાત. ૪
માળીએથી ઓખા નિરખે, રુદન મૂક્યું છોડી;
એ જીવન પુઠે યોદ્ધા ઊભા, રહ્યા બેહૂ કર જોડી. ૫
બળવંત બહેકે અતિ ઘણું, સેના છે બીહામણી;
એ પવન વેગી પાખરા, હય આવ્યા તે હણહણી. ૬
એ સુભટે ભાથા ભીડીયા, હીંડીયા સ્વામી ભણી;
એ ખડ્ગ ખેડાં ઝળકતાં, ચળકતાં ભાલાનાં અણી. ૭
એ ગજ આવ્યા સામટા, હય હીસંતા હણહણી;
ટોપટોડર પહેર્યાં બખ્તર, છે સેના બીહામણી. ૮

આ દળ બળનું કેમ સહેશો, સ્વામી સકોમળ;
પ્રાણનાથને પીડશે, પ્રગટ્યાં તે કર્મના ફળ. ૯
દૈવના દીધા દૈત્યને, દયા નહીં લવલેશ;
લઘુ વયમાં છો કંથજી, નથી આવ્યા મૂછે કેશ. ૧૦
ચાર દિવસનું ચાંદરણું, સુખડું ગયું તે વહી;
પાપી પીડે છે પ્રભૂને, કરમડાં જાઉં કયહીં. ૧૧
કંથજી મ્હારો એકલો, વીંટી વળ્યા અસૂર;
એવું જાણીને સહાય કરજો, શામળિયા સ્વસૂર. ૧૨
કષ્ટ નિવારણ કૃષ્ણજી, હૂં થઈ તમારી વધૂ;
જો આશા અમારી ભાંગશો, લાજશે જદુકુળ બધું. ૧૩
પ્રજા પ્રતિપાલન કરો છો, પનોતા શ્રી મોરારી;
સંભાળ સર્વની કીજીએ, ન મૂકીએ વીસારી. ૧૪
અમને આશા તમતણી છે, અમો તમારાં છોરું;
લાજ લાગે વૃદ્ધને, કોઈ કહેશે કાળું ગોરું. ૧૫
એવું જાણી આવજો, છો દામોદરજી દક્ષ;
પક્ષી પલાણો પ્રભૂજી, પુત્રની કરવા પક્ષ. ૧૬
ભગવંત ભજતી ભામની, ભરતાર રિપુદલ મધ્ય;
કોઈ કહે પિતા બાણને, એ બાળક ને તૂં વૃદ્ધ. ૧૭
ગદગદ કંઠે ગોરડી, ગતિ ભંગ જાણે ઘેલી;
એવું ઇચ્છું છું જે પ્રાણ જ કાઢું, મરું તે સંગ્રામ પહેલી. ૧૮
મુખ વક્ર બીહામણાં છે, મૂછ મ્હોટી મ્હોટી;
એવા અસુર આવી મળ્યા, સંખ્યા થઇ સપ્ત કોટી. ૧૯
દળવાદળ સૈન્ય ઉલટ્યું, મધ્ય આણ્યો અનિરુદ્ધ;
વીર વીંટ્યો વેરીએ, જેમ મક્ષિકાએ મધ. ૨૦
ધનુષ ધરિયાં પાંચશે, બાણે ચઢાવ્યા બાણ;
રાગ મારુ ગાય ગુણીજન, ગડગડિયાં નીશાન. ૨૧
ગગને આભ જ ઢાંકીયો, શોભિયો જેમ ઇંદૂ;
ઉપમા તે ઉડુગણતણી, લલાટે સ્વેદનાં બિંદૂ. ૨૨
લઘુ કુંજરની સૂંઢ સરખા, શોભિતા બે ભૂજ;
શરાસન સરખી ભ્રુકુટી ને, નેત્ર બે અંબૂજ. ૨૩

તૃણ માત્ર ત્રેવડતો નથી, બાણને તે મહાબાહૂ;
અસુર સાથે શોભિયો, જેમ ચંદ્રમા ને રાહૂ. ૨૪
જાદવે જોયું વક્ર દૃષ્ટે, રાતાં કીધાં ચક્ષ;
વપુ શોભે ભુજ ફૂલ્યું, જેમ અરણ્યનૂં વૃક્ષ. ૨૫
આ સમે જો હોત કુહાડો, અથવા ભોગળે ધાર;
અસુરને હળવો કરત, ઉતારત ભૂજનો ભાર. ૨૬
શૂં વસ્યું બાણનું દિલ છે, તેમાં વસે સર્પનો સાથ;
પંડમાં પૂર્વજ રહ્યા, પિંડ લેવા કાઢે હાથ? ૨૭
કાષ્ઠના કે લાખના, શૂં મીંણના ચોહોડ્યા કર;
અથવા કોઈ પક્ષી દીસે છે, વિફરાવ્યા છે પર? ૨૮
તવ હાસ્ય આવ્યું બાણને, બાળક કેવળ બાળ;
કૌભાંડ કહે અજ્ઞાન નથી, રાય તમને દે છે ગાળ. ૨૯
બળીસુત અંતર બળ્યો, બોલ્યો બાળક બળવાન;
શૂં કરું જે લાંછન લાગે, નહિ તો દેત કન્યાદાન. ૩૦
સુભટ નિકટ રાય સર્વે, બોલિયા બહૂ ગર્વ;
નિપટ લંપટ નથી બ્હીતો, ધાયા હણવા સર્વ. ૩૧
કુલ લજામણો કુણ છે, તસ્કર નર નિર્લજ્જ;
અપરાધ કરી કેમ ઉગરશે, સિંહના મુખથી અજ? ૩૨
ગમ નહીં અમરને, તો કેમ આવતાં ફાવ્યું?
અજ્ઞાને આવી ચડ્યો, કે ભૂતે મનડું ભમાવ્યું? ૩૩
શક્રે સ્વર્ગથી નાંખીયો, કાંઈ કારણ સરખું ભાસે;
સાચું કહીશ તો નહીં હણું, બાળ રહેજે વિશ્વાસે. ૩૪
કોણ કુળમાં અવતર્યો, કોણ માત તાત ને ગામ?
અનિરુદ્ધ કહે વિહીવા મળ્યો, હવે ન્યાત કુળનું શું કામ? ૩૫
પિતુ પિતામહ માહરા, તે પ્રસિદ્ધ છે સંસાર;
ચોરી છત્રપતીની કરી, તૂં ચતુર હોય તો વિચાર. ૩૬
જાદવ કુળ છે મુજતણું, મુજ નામ છે અનિરુદ્ધ;
જો છેડશો તો સમુદ્રમાંહી, નાખીશ નગરી બદ્ધ. ૩૭
બાણ સામું જોઈને, કૌભાંડ વળતૂં ભાખે;
ચોરી કરી કન્યા વરે, કુણ વિના જાદવ પાખે. ૩૮

ચૌત્ર જાણી કૃષ્ણનો, બાણે તે ધ્રસિયા કર;
નીચ વરે કન્યા વરી, કરમડા બેઠું ઘર. ૩૯
રીશે તે અંતર પરજળ્યો, ધનુષ ધરિયાં બાણ;
મંત્રીને મહારાજ કહે છે, જોદ્ધો મોટો જાણ. ૪૦
હાકીને અનિરુદ્ધ વકાર્યો, થયો તે દારુણ શોર;
ઓખા નેત્રે નીર ભરે છે, કંથને પહોંચે જોર. ૪૧
અસુર બળિયા પ્રાક્રમી, ઉછળતા દે ફાળ;
દશો દિશાથી વછુટ્યા, કહે ન જાય જીવતો બાળ. ૪૨
પરીઘ પટ્ટી ગુરજ ગદા, ત્રિશૂલ ને તોમર;
મોઘરી મૂસળ સરસ કાંતી, ઢાંકી દીધો કુંવર. ૪૩
અંધકાર માયા આસુરી, વરસે શલ્યાશિખર;
પડે હય હસ્તી ને ચંમર, વહે માંસ ને રુધિર. ૪૪
હય ગજ રથ લથબથ અટકે, લટકે છે વાહંન;
દુંદુભી ગડગડે, ખેડાં ખડખડે, રણમાં પડ્યા બહુજંન. ૪૫
સાંગ સળકે ખડ્ગ ચળકે, ઝળકે ભાલાની અણી;
રીપૂલાખની લાખમાં, અનિરુદ્ધ જડીયો છે મણી. ૪૬
ફેરવી ભોગળ બળ કરી, રિપૂદલ દળ્યું જદુજોદ્ધ;
તાડ્યા પછાડ્યા આડા પાડ્યા, કરી કામકુંવરે ક્રોધ. ૪૭
અંગ રાતાં શીશ ફાટ્યાં, શૂરા ધરણીએ પાડ્યા;
પલવટ વાળી પ્રાક્રમી, બહૂ જોદ્ધાને નસાડ્યા. ૪૮
ભુજ વિષે ભોગળ ધરી, દેતો અનિરુદ્ધ માર;
હય ગજ રથ પાળા સર્વ નાઠા, હવો તે હાહાકાર. ૪૯
પ્રહાર પૂરણ રથ ચૂરણ, ગજ અશ્વ પાછા વળ્યા;
શોણિતપૂરભણી ચાલિયા, વીર ધરણી ઉપર ઢળ્યા. ૫૦
રણમાં તે રોળી મૂકતો, અનિરુદ્ધ ઈંદ્ર સમાન;
અસુર સુરથી નાસતા, શાર્દૂલથી જેમ શ્વાન. ૫૧
હૈડું તે હરખ્યું નારનૂં, સુણી નાથનો હોકાર;
અનિરુદ્ધ તારુણી દેખતાં, કીધું સૈન્ય તારેતાર. ૫૨
દશ સહસ્ર જોદ્ધા બાણના, મારી કીધા ચકચૂર;
સમુદ્રમાં સંગમ હવો, વહ્યું તે શોણિતપૂર. ૫૩

ભુંબાણ પડીયું રણવિષે, કરે અસુર નાસાનાસ;
ભંગાણ દેખી બાણ ધસિયો, સજ્યો તે નાગપાશ. ૫૪
ભાગળ છેદી ભુજતણી, મૂકયા તે સહસ્ર જ સર્પ;
કામકુંવરને બાંધીયો, પછે ગાજીયો છે નૃપ. ૫૫

વલણ

નરપત ગાજીયો મેઘનીપેરે, ઉતરાવી ઓખાયરે;
વરકન્યા બંધન કરી, પછે બાણ મંદિર જાયરે. ૫૬

## કડવું ૩૧ મું–રાગ રામગ્રી

બંન્યોને બાણે બાંધીયાં, નૌતમ નર ને નાર;
અનિરુદ્ધ રાખ્યો મુખ આગળે, ગુપ્ત રાખી કુમાર. બંન્યોને. ૧
ચૌટામાં ચોર જણાવિયો, ઢાંકયો વ્યભિચાર;
છાની ઓખા મંદિર મોકલી, રાખ્યો કુળનોરે ભાર. બંન્યોને. ૨
છે શરદ ઋતુ તડકો ઘણો, તપે તાવડ શીર;
કેસર રંગની અર્ચના, ભીંજ્યું સઘળું શરીર. બંન્યોને. ૩
લક્ષણવંતો હીંડે લ્હેકતો, બ્હેકતો બહૂ વાસ;
દૈત્યનું દળ પુઠે પળે, દોરી હીંડે છે દાસ. બંન્યોને. ૪
પેચ છુટ્યો પાઘડીતણો, આવ્યો પાગ પ્રમાણ;
ચોર મોરજ મારીયો, કરે લોક વખાણ. બંન્યોને. ૫
ઓખા જો પુનરપિ પરણશે, હશે ભવ્ય ભરથાર;
તે સ્વામી શું સુખ પામશે, લીધો એણે સાર. બંન્યોને. ૬
કો કહે દૈવત એહમાં, દીસે રૂપ રસાળ;
કટાક્ષમાં કામની પડે, જોવામાં મોહજાળ. બંન્યોને. ૭
ભુલવણી ભ્રકુટી વિષે, ભલી ભૂલેરે નાર;
કુંવારી કન્યાને કામણ કરે, એવો કામકુમાર. બંન્યોને. ૮
ચિહ્‌ન કંઠે કાંકણતણાં, પડ્યાં ભામનીભૂજદંડ;
ઓખાએ અમૃત ચાખીયું, કીધો અધરને ખંડ. બંન્યોને. ૯
સખી પ્રત્યે સખી કહે, દેખી અંગઅવેવ;
બાંધ્યો એ જુવે આપણ ભણી, એની એવી શી ટેવ. બંન્યોને. ૧૦
આશા પહોંતી માસ ચારમાં, લીધો સ્નેહનો સ્વાદ;
સુખેથી ભરમ ભાંગ્યો ઘણો, લાગ્યો લોકાપવાદ. બંન્યોને. ૧૧

વલણ

લાગ્યો લોક અપવાદરે, પામ્યો દેવકન્યાયરે;
બાણાસુરે અનિરુદ્ધને રાખ્યો, કારાગૃહની માંહ્યરે. ૧૨

કડવું ૩૨ મું–રાગ જોગી આશાવરી

શ્રી શુકજી એમ કહે કથા, સાંભળ પરીક્ષિત રાય;
કામકુંવર ને કન્યા રાખ્યાં, કારાગૃહની માંહ્ય. ૧
નાના વિધનાં બંધન બાંધ્યાં, કહાડી ન શકે શ્વાસ;
એકએકનાં મુખ દેખી દયામણાં, થાય અતિ ઉદાસ. ૨
બીક બાણાસુરતણી, રાણી ભરે છે ચક્ષ;
પુત્રી જમાઇને ભૂખ્યાં જાણી, છાનું મોકલે ભક્ષ. ૩
બંધન દેખી કંથનું, ઓખા ભરે છે નયણે નીર;
અનિરુદ્ધ આપ બળે કરી, અબળાને આપે ધીર. ૪
આદરું તો અસુર કુળને, ત્રેવડું તૃણ માત્ર;
શોભા રાખવા સ્વશુરની, બંધાવ્યું છે મેં ગાત્ર. ૫
મરડીને ઉઠું તો શીઘ્ર છુટું, દઉં દાનવ દઇ દુઃખ;
શું કરું જે સ્વશુરપક્ષમાં, રાખવું છે સુખ. ૬
શા માટે ચિન્તા કરો છો, ગોવિંદ છેદશે બંધ?
આકાશ અવની એક થાશે, એવું કરશે જુદ્ધ. ૭
અગ્ન્યાસ્ત્રની ધૂમ ચાલશે, અસુર થાશે અંધ;
સહાય કરશે શામ રામજી, બેઉના છુટશે બંધ. ૮
મહારા સમ જો સુંદરી, ઝાંખો કરો મુખચંદ;
આ બંધનપે દુઃખ અધિક છે, તારાં આંસુડાંનાં બુંદ. ૯
એમ કીધી આસવાસના, હરિ આવ્યાનું હારદ;
કોઇએ ન જાણે તેમ કારાગૃહમાં, આવિયા ઋષિ નારદ. ૧૦
લજ્જા પામ્યો કામકુંવર ને, નીચી કીધી દૃષ્ટ;
શરીર ધ્રુજે અતિ ઘણું, બોલી ન શકે સ્પષ્ટ. ૧૧
શેં લાજછ તું પ્રાક્રમી, હસી બોલ્ય મુજ સંગાથ;
બાણુની બાળકી વર્યો, તારી પૃથ્વીમાં થઇ ખ્યાત. ૧૨
દીપાવ્યો વંશ વાસુદેવનો, બંધાએ લાંછન શૂંય;
કોલ્ય માધવ મોકલૂં, જઇ દ્વારકાથી હૂંય. ૧૩

ઘોડે ચડે તે પડે પૃથ્વી, ભણે તે નર ભૂલે;
ઉડલમાં તેં આલ લીધો, અંતર શેં નહીં ફૂલે. ૧૪

વલણ

અંતર શેં ન ફૂલે જુદ્ધા, મૂકાવશે ભગવાનરે;
અનિરુદ્ધની આજ્ઞા લઈ, ઋષિ હવા અંતરધ્યાનરે. ૧૫

## કડવું ૩૩ મું–રાગ બેહાગ

દયા ન આવી ઓખા રડેરે, છે દૈત્યપતી દુરમત; મારી સજની.
બાકરી બાંધી બીજવર સાથે, વેર વધાર્યું સત્ય. મારી સજની. ૧
પાતળિયા પંકજ પિયુજીને, નાગપાશના બંધ; મારી સજની.
બાંધી લીધો બળ કરીને, કોમળરૂપ મદંન. મારી સજની. ૨
ધાજોરે ધરણીધર શ્રીવર, આપદા પામે નાથ; મારી સજની.
પુત્ર તમારા ઉપર પ્રહાર જ, કરે છે દૈત્યનો સાથ. મારી સજની. ૩
ભારે દળ કૌભાંડે મહેલિયું, વકારયો બળી વીર; મારી સજની.
તોએ રણથી નવ ઓસરિયો, સાગરનૂં જેમ નીર. મારી સજની. ૪
ભેદ કરીને બાંધી લીધો, શા નાગપાશના બંધ; મારી સજની.
શ્વાસ ન માયે બહૂ અકળાયે, અંગ આકર્ષ્યાં સંધ. મારી સજની. ૫
તાપ સમાય નહીં સ્વામીને, હું કરું દેહની પાત; મારી સજની.
વાર લાગે લક્ષ્મીવર તમને, તો થાશે મહા ઉત્પાત. મારી સજની. ૬
કમળસુખ શ્રમથી સુકાયું, કન્યા કરે આક્રંદ; મારી સજની.
અનિરુદ્ધ સમરે શામળિયાને, કમળાવર ગોવિંદ. મારી સજની. ૭
ત્રાહે ત્રાહેરે ત્રિકમજી, સુતની કરજો સહાય; મારી સજની.
વિપત વેળા વહારે ચઢીને, કરો ભગતની રક્ષાય. મારી સજની. ૮
ગજ ગ્રાહથી મુક્ત પમાડ્યો, કીધી હરિશ્ચંદ્ર રક્ષાય; મારી સજની.
દાનવ કુળ નિકંદન કીધાં, કીધી પ્રહ્લાદની સહાય. મારી સજની. ૯
આજ આંખેથી આંસુડાં ચાલે, જાશે મારા પ્રાણ; મારી સજની.
સુખ શરીર શાતા નહીં અંગે, લાગ્યો દવ નિર્માણ. મારી સજની. ૧૦
મનસા વાચા એ વર વરિયો, અવર તે મિથ્યા જાણ; મારી સજની
રૂપ અને ગુણવંતો સ્વામી, સત્ય કહું છું પ્રાણ. મારી સજની. ૧૧
તાત કઠોર દયા નહી હ્રદયે, કોમળ મ્હારો કંથ; મારી સજની.
પ્રહાર કરીને બાંધીરે લીધો, શ્રીહરી વેગળે પંથ. મારી સજની. ૧૨

કાણુ સહોદર આવે અવસર, શોધ કરવાને જાય? મારી સજની.
નાત ભ્રાતને જાણુ નહીં તો, કુણુ ઉઠીને ધાય? મારી સજની. ૧૩
પિતા પિયુજીને વેરીરે દૃખે, પરભવે બહૂ પેર; મારી સજની.
નાગતણા ફૂત્કાર હળાહળ, ફેરવી નાંખે લ્હેર. મારી સજની. ૧૪
ટળવળે અંગ અગ્નીરે ઉઠ્યો, કંઠે પડીયો શોષ; મારી સજની.
પૂર્વતણાં કર્મ આવી નડીયાં, કાને દીજે દોષ? મારી સજની. ૧૫
તાત કહે તો કાયારે પાડું, વિષ ખાઉં આ વાર; મારી સજની.
સ્નેહ ન જાણે કાંઈ રે મનનો, કાં પીડે ભરથાર. મારી સજની. ૧૬
તાતતણે મન કાંઈ નહીં, મુને સબળો લાગે સ્નેહ; મારી સજની.
છોરુ પોતાનાં જાણી કીજે, દયાળ ન દીજે છેહ. મારી સજની. ૧૭
બાણાસુર મહા પુરુષ જ્ઞાતા, જેથી ચૂક ન થાય; મારી સજની.
બાળક ઉપર પ્રહાર શો કરવો, જદપિ હોય અન્યાય? મારી સજની. ૧૮
વહાલા થઇને વેર જ વાળો, શૂં નથી આવતી લાજ? મારી સજની.
નીચ પદારથ નથી કુળ નીચું, કૃષ્ણકુંવર મહારાજ. મારી સજની. ૧૯
નીચું નાક ન હોય એથી, નિરર્થક શો સંગ્રામ; મારી સજની.
મોટા સાથે વિરોધ ન કરીએ,નહીં નિર્બળ હળધર શ્યામ. મારી સજની. ૨૦
સકળ પૃથ્વી ચાકે ચઢાવી, અસુરનો ફેર્યો ઠામ; મારી સજની.
વેર વધારી વિઠ્ઠલ સાથે, કયાં કરશે વિશ્રામ? મારી સજની. ૨૧
સ્વામી મારાને શીર સમરથ, તેને ચઢશે કોપ; મારી સજની.
ભદ્ર ઇચ્છે જો તાત પોતાનૂં, વિષનું બીજ મા રોપ. મારી સજની. ૨૨
જુદ્ધ સમે આકાશે રહીને, જુવે છે નારદ દેવ; મારી સજની.
ભય મા આણીશ અમો જાશું દ્વારામતી, જુદ્ધ કરશું તતખેવ મા. સ. ૨૩
નિર્ભય રાખી વિદ્યાધર ગયા, પરવરિયા આકાશ; મારી સજની.
પહોંતા ઋષિ ઉતરિયા હો, ભેટ્યા શ્રી અવિનાશ. મારી સજની. ૨૪

### વલણ

ભેટ્યા શ્રી અવિનાશને, કુશળ વારતા પૂછે વળી;
કહે નારદ અનિરુદ્ધને રાખ્યા, કારાગૃહમાં દૈત્યે મળી. ૨૫

### કડવું ૩૪ મું–રાગ વેરાડીની ચાલ

શુકદેવ કહે પરીક્ષિતને, બાંધ્યો તે જાદવ જોધ;
હવે દ્વારીકાની કહૂં કથા, જાદવ કરે શોધાશોધ. ૧

હિંડોળા સહિત કુંવર હરિયો, રૂવે છે કિંકરી;
હાહાકાર હવો પુર વિષે, અનિરુદ્ધની થઈ ચોરી. ૨
રતિ અતિ આક્રંદ કરે છે, મળ્યાં વિનતાનાં વૃંદ;
રુકિમણી રોહિણી દેવકી, સર્વે કરે આક્રંદ. ૩
જાદવે સર્વે કહ્યું માધવને, શું બેઠા છો સ્વામી?
વાર વિલંબ ન કીજીએ, એમ કુળને લાગે ખામી. ૪
વસુદેવ કહે શામ રામને, શું બેઠા છો ભૂપ?
શોધ કરો અનિરુદ્ધની, કયાં ગયો કુંવર અનૂપ? ૫
ઉગ્રસેન કહે આશ્ચર્ય મ્હોટું, કેમ હર્યો હીંડોળો?
દેવ દૈત્ય રાક્ષસનું કારણ, તે ખપ કરીને ખોળો. ૬
સાથને જદુનાથ કહે છે, શાને કીજે શ્રમ?
ગોત્રદેવીને એમ જ ગમતું, કુંવર હર્યાનું કર્મ. ૭
અગીયાર વરસ અમેં ગોકુળ સેવ્યું, મામાજીના ત્રાસે;
પ્રદ્યુમ્નને શંબરે હર્યો તે, આવ્યો સોળમે વરસે. ૮
ફરિ અનિરુદ્ધ તેમ આવશે, સાચવશે કુળ દેવી;
કૃષ્ણે કુટુંબને રોતું રાખ્યું, આશા દીધી એવી. ૯
પાંચ માસ એમ વહી ગયા, જાદવ છે સર્વે દુઃખ;
શોણીતપુરથી કૃષ્ણસભામાં, આવ્યા નારદ ઋખ. ૧૦
હરિ આદે જાદવ થયા ઉભા, માન મુનિને દીધું;
આદરશું આસન આપીને, અર્ઘ્યપૂજન કીધું. ૧૧
સમાચાર સર્વે કૃષ્ણે પૂછ્યા, નારદ વળતૂ ભાખે;
ઉત્પાત વાત જે તમારા કુંવરને, બાણ બાંધીને રાખે. ૧૨
ઇશ્વરી ઇચ્છાએ ઓખાને પરણ્યો, સંબંધ એવો સાંધ્યો;
આપદા અનિરુદ્ધ વેઠે, બાણાસૂરે બાંધ્યો. ૧૩
વાત સાંભળી વધામણીની, વજડાવ્યાં નિશાન;
શામ રામ કામ થયા તત્પર, જીતવા રાય બાણ. ૧૪
સજ્જન સર્વે અતિ સુખ પામ્યાં, છે કુંવરને કુશળ;
ગરુડ બેઠો ગોવિંદજીએ, લીધી સેના સકળ. ૧૫
સંકર્ષણ ને સાત્યકી, સંગાથે ત્રીજો પ્રદ્યુમન;
ત્રણ જોદ્ધા પાસે બેસાડી, કૃષ્ણે બેઠો ખગર્જન. ૧૬

એક પહોરમાં પંખી પહોંતો, અસુરે સાંભળી પંખ;
રીપૂ હૃદય વિદારવા, શામળે તે ફુંક્યો શંખ. ૧૭

વલણ

શંખ ફુંક્યો શામળે, ઊછળ્યો સહસ્રપાણરે;
ત્રાસે નાસે લોક પુરના, પડ્યું બહુ ભુંબાણરે. ૧૮

## કડવું ૩૫ મું–રાગ સારંગ

શંખ શબ્દ વિષે કારણ, રીપૂ દળનું વિદારણ;
કૃષ્ણનું જાણુ તે બાણને થયું, બાણ પ્રાક્રમ તે ક્યાં ગયું? ૧
અનિરુદ્ધ કહે સુણ સુંદરી, શંખ વાગિયો આવ્યા હરી;
છુટ્યાં બંધન જાદવથકી, ગાજ્યા હળધર ને સાત્યકી. ૨
બોલે પ્રદ્યુમ્ન મ્હોટે સ્વરે, બાણ પાણ છેદાયા ખરે;
ગોવિંદ ગત્ય ન જાએ કળી, જાદવ સેના આવીને મળી. ૩
મંત્રી કહે સુણો અસુરેશ, દળ જાદવનું ચાંપે દેશ;
અનુચર આવ્યા ને લાવ્યા વાત, દળ છે અસંખ્યાત. ૪
મંત્રીને કીધી નેત્ર સમશ્યાય, સૈન્ય તત્પર આપી અજ્ઞાય;
દુંદુભિ નાનાવિધ ગડગડે, શસ્ત્ર ધરી વીર વાહન ચડે. ૫
પાતાળના ભૂપ કાહાડ્યા લખી, સેના ટોપ સજે જીવરખી;
પાખર બખ્તર ઘુઘરમાળ, ટચકારે ઘોડા દે ફાળ. ૬
મોરદામણી ફુંમતડા ફરકે, છાયા પોતાની દેખીને ભડકે;
ભલા અસ્વાર ઉપર લટકે, હીંસે હય હિંડેને અટકે. ૭
વાદળિયાં વેગે નાચંત, છુટા પગ જેમ પાણિ પંથ;
કાબરા કાળા ને કલંકી, પંખાળા ઉડે છે અબલકી. ૮
કુમેદ લીલાને પંચવરણા, ઉજ્જવલ આરબી ઘોડા હરણા;
પાધરા પવનવેગી ઘોડા, અશ્વાર બહુ જુદ્ધે જોડા. ૯
સજળ વાદળ જેવા હાથી, તે ઉપર મોટા મહારથી;
રથ પાળા અશ્વાર અનંત, ધીર ધસે ને કરડે દંત. ૧૦
પ્રચંડ પીઠ મ્હોટા પહાડ, સળકે જીભ લલકાવે હાડ;
પૂર પોળે સેના નવ માય, હણો જાદવ કહેતા જાય. ૧૧
ટોળાં ઉપર ટોળાં આવે, પગને પ્રહારે ધરણી ધ્રુજાવે;
રીસે અંતરમાં હડહડિયો, જુદ્ધે રાય બાણાસુર ચઢિયો. ૧૨

દશે દીશના માર્ગ બહુ રાયા, કોટી શંખ સાથે પૂરાયા;
ઝટક્યા ભૂજ બાણાસૂર મલ્લ, પૃથ્વી થવા માંડી ઉથલ્લ. ૧૩
ગર્જના કીધી મહીપાળ, ખળભળિયાં સાતે પાતાળ;
બ્રહ્મલોક જઇ પહોંત્યો નાદ, શ્રીકૃષ્ણને બાણે કીધો સાદ. ૧૪
ખગારુઢ આવ્યા છો ખપ કરી, નહી જાવા દઉં કુશળે ફરી;
ઉન્મત્ત જાદવ ઉચ્છંકળ, તમો દમો સંસાર સકળ. ૧૫
કુંવારી કન્યાને કપટે વરો, ક્ષત્રી ખળનાં લક્ષણ કરો;
સધળે વાંકા થઇને ફરો, દરમાં સર્પ પેસે પાધરો. ૧૬
કુડું કર્મ કીધું કુંવરે, શું આવ્યા છો તે ઊપરે;
ત્યારે હશી બોલ્યા ભગવાન, અમો લઈ આવ્યા છું જાન. ૧૭
જો વિધાત્રાએ કીધો સંબંધ, વર કન્યાના છોડો બંધ;
બાણને મન ચઢિયો કાળ, સંબંધ શાનો રે ગોવાળ. ૧૮
એવી આપીશ પેરામણી, સઉને મોકલું જમપુરી ભણી;
એમ બાણાસુર બોલ્યો વંક, શ્રીકૃષ્ણે સજ્યું સારંગ. ૧૯
કડાઝુડ કટક બે થયાં, ઉધાડાં આયુદ્ધ કરમાં ગ્રહ્યાં;
નેજાં ફરકે ફરે તરવાર, દ્વંદ્વ જુદ્ધ થયું તેણીવાર. ૨૦
તોમર ત્રિશૂળ ધર્યાં મૂશળ, ગાજ્યા હળધર કર ધરી હળ;
છપ્પનકોટી જાદવ ગડગડિયા, દાનવ ઉપર ત્રૂટી પડિયા. ૨૧
માનવથી દાનવ દળ દળાય, દેખી બાણાસુર અકળાય;
બોલ્યો બાણ ધરી અભિમાન, કૃષ્ણતણું ઉતારું માન. ૨૨
વાધ્યા જાદવ અસુર સમાન, બાણે ધરિયૂં શિવનૂં ધ્યાન;
અગિયાર કોટી ગણની સેનાય, લઈ પધાર્યા શંકરરાય. ૨૩
ભૂત પ્રેત ભૈરવ વૈતાળ, સપ્ત જ્વર વ્યાધિ ને વ્યાળ;
શીકોતરી શાકણી સિંહારી, તે લઇને આવ્યા ત્રિપુરારી. ૨૪
વૃષભે ચડી આવ્યા બાણનાથ, જાદવ સેનાનો કરવા ધાત;
વાગે શીંગ ડમરુ ને ડાક, ગાજ્યા હરિહર દઇને હાક. ૨૫

## વલણ

હાક મારી શંકરે, ક્યાં ગયા કેશવ રામરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, હરિહરનો સંગ્રામરે. ૨૬

## કડવું ૩૬ મું—રાગ સામેરી

આવ્યા જુદ્ધે તે શંકર રાયજી, સેવકની કરવા સહાયજી;
ભોળેનાથ ને શ્રી ભગવાનજી, દેખી રીઝયો અસુર રાજાનજી. ૧

ઢાળ

રાય રીઝયો અસૂરનો, તે શરણુ શંકરને ગયો;
પાય લાગી પંચવદનને, સમાચાર સઘળો કહ્યો. ૨
પુત્ર પ્રદ્યુમનતણો, તેણે લગાડ્યું લાંછન;
જામાત્ર પદવી ભોગવી, છાનું સેવ્યું ઓખાનું ભવંન. ૩
બંધને અનિરુદ્ધ રાખ્યો, મને હણુતાં તે દયા આવી;
એવા અપરાધ ઉપર આવ્યા, કૃષ્ણુ કટકને ચડાવી. ૪
વાત વિરુધની સાંભળી, શિવને તે ચડિયો ક્રોધ;
જાઓ જાદવની સેના સંહારો, શિવે વકાર્યા જોધ. ૫
શાકણી શીકોતરી સંચરી, ભક્ષ ભક્ષ વદતી વાચ;
જુદ્ધે ચાલ્યા ભૂત ભૈરવ, પ્રેત ને પીશાચ. ૬
મહા સુભટ બળિયા પ્રાક્રમી, દ્વંદ્વ જુદ્ધનું કરું શૂં વખાણુ;
ગડગડિયા સાત્યકી અહંકારી, સન્મુખ મૂકે બાણુ. ૭
બાણાસુર બળિભદ્ર સામો, શંકર ને શ્રીકૃષ્ણુ;
સાત્યકી ને સ્વામી કાર્તિક, નંદી ને ચારુદ્રષ્ટ. ૮
કૃતવર્મા કૌભાંડ સાંમો, સાંબ ને ધુમ્રલોચંન;
શોણીતાક્ષ ને સોમકેતૂ, ગણુપતિ ને પ્રદ્યુમંન. ૯
રથી સામા રથી આવ્યા, હસ્તી સામા હસ્તી;
જાદવને શ્રી હરી હકારે, હણો શિવના ઉપસ્તી. ૧૦
અસુર જાદવ મળ્યા એકઠા, સામેસામા ધીર;
છપન્ન કોટી ને બોતેર કોટી, વઢતાં પાડે વીર. ૧૧
મોગળે ભોગળ પડે ફરસી, ગુરજના ઝળકારા;
ગગનમાં જેમ વીજળી ચમકે, તેમ ખડ્ગતણા ચળકારા. ૧૨
સાંગ લીધી પરીઘ ભાલા, મોગળ ને ભીંડીમાળ;
શૂર ચક્રથી ચૂર થાતા, વઢે વીર વિક્રાળ. ૧૩
સરખા ને મહા સુભટ બળિયા, થયો રણુસંહાર;
હસ્ત ચરણુ ને શ્રવણુ નાસિકા, છેદ થાય હાહાકાર. ૧૪

પ્રબળ માયા આસૂરી, થયો ઘોર અંધકાર;
શૂર ચક્રે ચૂર થાતાં, વહી શોણિતની ધાર. ૧૫
અસ્તી ચર્મ ને મેદ કાદવ, જાદવ દૈત્ય દળાય;
ધર્મ ચૂકી મામ મૂકી, કાયર પુરુષ પલાય. ૧૬
શોણિતની સરિતા વહી, ભયાનક ભાસે ભોમ;
પગ પ્રહારે રુધિર ઉડાડે, શું સાયર થાશે વ્યોમ. ૧૭
કુતૂહલ દેખી દેવ કાંપ્યા, હવો તે હાહાકાર;
બળભંગ ભુજંગ હવો, કેમ સહેશે તે ભૂમી ભાર. ૧૮
નયણે નિરખી નવ શકે, શામ રુધીરપ્રવાહ;
જોગણીનું ભક્ષ ચાલ્યું, સુખી સીંચાણા થાય. ૧૯
વ્યાઘ્ર સિંહ ને ભૂત પ્રેત, શિવ સેનાની વૃત્ય;
સંતોષ પામી શાકીણી, કલ્લોલ કરતી કૃત્ય. ૨૦
ઓખા અનિરુદ્ધ કારણે, રોલાણા તે રાણિ જાયા;
કુસુમ સજ્જાએ પહોડતા, તે રુધિર નદીએ તણાયા. ૨૧
સાગરશું સંગમ મલ્યો, શોણિતની સરીતા રહી;
અસ્થી ચર્મ ને માંસની, બે પાળ બંધન થઇ રહી. ૨૨
માતંગ અંગ મસ્તક વિના, શું ગ્રાહ છે વિકાળ;
કુંભસ્થળ જાણે કાચબા, નર શીશકેશ શેવાળ. ૨૩
ભાસે ભુજંગ સમ નરકરો, મુખ કમળશું કમળ;
નેત્ર મચ્છ ને મુગટ બગલા, નર નામ શું વમળ. ૨૪
પ્રવાહે તણાયા રથ જાતા, શોભીતાં શું વહાણુ;
દેખીને દારુણ નદી, કોપે ચઢયા ત્રીશૂલપાણુ. ૨૫

વલણ

ત્રીશૂલપાણી સૉઢીયા, વૃષભ હાંકયો ભુધર ભણી;
ભટ પ્રેમાનંદ કહે કથા, હવે કહું રાડ હરિહર તણી. ૨૬

કડવું ૩૭ મું–રાગ સારંગ

શંકર આવ્યા છે સંગ્રામે, ધર્યું ચાપ તે સુંદર શ્યામે;
ગાજે ગરુડે છેલછબીલો, હાંકે પોઢીયો હરજી હઠીલો. ૧
કૃષ્ણે ચક્ર ચડાવ્યું ચાક, મૂક્યું શંકરે પીનાક;
આવી મળિયા બે ભગવાન, થયો સંસાર આંદૂલમાન. ૨

વાગી હરિહર તણી હાક, પુરમાં રાંધ્યા રહ્યાં છે પાક;
ચળ્યા વિધાત્રિના લેખ, ધ્રુજે ધરા ને સળકયો શેષ. ૩
ફાટયું આકાશ ત્રુટયાં અભ્ર, પડ્યા ગર્ભવતીના ગર્ભ;
કરી ચાપતે મંડલાકાર, શિવે બાણ મૂકયાં છે બાર. ૪
જાદવસેના નાખી ઉરાડી, લઈ સમુદ્રમાંહી પાડી;
આવે બાણ તે મેઘની ધાર, કરે ભૂત પ્રેત પોકાર. ૫
તે પૂઠે મૂકયાં પંચવીશ, છેદ્યાં આવતાં શ્રીજુગદીશ;
શત સહસ્ર અચુત લક્ષ કોટ, વરસે બાણ તે દોટાદોટ. ૬
છૂટે બંધુક નાળ ને ગોળા, ફેરવે ક્રોધે ભિંડીમાળા;
સણસણતાં શર બહુ છૂટે, તેણે કપાળ ભડનાં ફૂટે. ૭
વળગે ભૂત પ્રેત આવર્ણું, વઢે ચુડેલ અવળે ચર્ણ;
મસ્તક શગડી ધીકધીકાવે, કિલકિલ કરતી ઉપર આવે. ૮
હરખી શાકિણી ડાકણી સર્વ, આવ્યું જાણે ઉજાણીનું પર્વ;
ચુસે કંઠને ઘુંટડા ભરે, મુખે રુધિરના રેલા ઉતરે. ૯
કેટલી વારુણીમાં થઈ મગ્ન, વસ્ત્ર વોણી ફરે છે નગ્ન;
ગ્રહી ભમાવે જોદ્ધ ગગ્ન, જાદવ સેના કીધી ભગ્ન. ૧૦
કેટલીને તે આંખ્ય કપોળ, કોના મુખ જાણે મ્હોટી પોળ;
લંબસ્તની વિપરીત વાન, કોના ભૂમીએ ભરાએ કાન. ૧૧
જીભ સળકે સર્પાકાર, મુખે કિલકિલ કરે ઉચ્ચાર;
ઘણા જાદવ ખાધા કરડી, નાઠી સેના તે મારગ મરડી. ૧૨
ધાયા રાક્ષસ દેતા માર, જદુસેનાએ ખાધી હાર;
છૂટે દુર્ગ નાળ ને ગોળા, નાઠા જાદવ ટોળે ટોળા. ૧૩
પ્રગટયો મહાદેવને વળી ખાર, વાળ્યો જાદવનો સંહાર;
વઢે ડાકિની શાકિણી સંહારી, એમ કોપ્યા શ્રીત્રીપુરારી. ૧૪
નાઠું સૈન્ય દીઠું ચોપાસ, ત્યારે કોપ્યા શ્રીઅવિનાશ;
હરિએ ચક્ષુ કીધી વક્ર, પછે મૂકયું સુદર્શન ચક્ર. ૧૫
છેદ્યાં ડાકિણીશાકિણીનાં શીશ, રંડા નાસે ને પાડે ચીસ;
કોને ભાલા વાગ્યા ભચોભચ્ચ, કોઈનાં નાક છેદાયાં ટચ્ચ. ૧૬
છેદ્યાં હસ્ત શ્રવણ ને ચરણ, નયણે ઉડે રુધીરના ઝરણ;
ફરી જાદવ જુદ્ધે વળિયા, ઠામઠામથી આવીને મળિયા. ૧૭

આવ્યા સામા જાદવ જંન, દેખી ખીજ્યા પંચવદંન;
મૂકે શિવ અપરિમિત બાણ, ભલા સુભટ તજે છે પ્રાણ. ૧૮
કૃષ્ણે મૂક્યું મોહાસ્ત્ર બાણ, મોહ પામ્યા પીનાકપાણ;
કીધું પોઢિયા ઉપર શયન, સાંભળ પરીક્ષિત રાજંન. ૧૯
રણે કોપ્યો બળીનો બંધ, ધાયા ગણપતિને વળી સ્કંધ;
મહાક્રોધ અભ્યંતર આણી, ધાયા ધનુષ વિષે શર તાણી. ૨૦
ઘણી જાદવ સૈના મારી, ક્રોધ થકી કો ન ઉગારી;
ધસ્યા રાક્ષસ કરતા માર, જાદવમાં થયો હાહાકાર. ૨૧
ત્યારે ધાયો સાત્યકી શૂર, કીધી અસુર સેનાને ચૂર;
પ્રગટ્યું માયા તણું તિમિર, મંત્રે નીવારે તે જદુવીર. ૨૨
છેદ્યાં કવચ ભાલા તે છેક, નાઠા અસુર મૂકીને ટેક;
ગાજ્યો બાણાસુર ઉન્મત્ત, તાણ્યાં ધનુષ તે પંચ શત. ૨૩
નાખે બાણ તે દાનવ દક્ષ, શત સહસ્ત્ર અયુત ને લક્ષ;
નાઠી સૈના તે ભડભડાટ, હસ્તી ચીસ પાડે ચડચડાટ. ૨૪
પડે જાદવમાં બહૂ ભંગ, ત્યારે કોપ્યા શ્રી સારંગ;
શામે આકર્ષ્યું સારંગ, બાણે ભેદ્યું તે બાણનૂં અંગ. ૨૫
કૃષ્ણે છેદ્યો ધ્વજાનો દંડ, રથ કીધો તે શતખંડ;
છેદ્યું છત્ર અતિ અનોપ, કાપ્યાં કવચ આયુદ્ધ ને ટોપ. ૨૬
બાણે પાડ્યો મસ્તકનો ટોપ, દેખી કૃષ્ણને ચડિયો કોપ;
કીધા વાહન વીના વીર, ગતિ ભંગ થયાં શરીર. ૨૭
છેદવા માંડ્યા જ્યારે હાથ, આવી બાણાસુરની માત;
કોટરા એવું તેનું નામ, દેખી નગ્નને લાજ્યા શામ. ૨૮
નવ મૂક્યું સુદરશંન, નાશી છુટ્યો બાણ રાજંન;
પાછો ક્રોધ કરી તે વાર, થયો જુદ્ધ કરવા તૈયાર. ૨૯
રાયે ફરી કટક સજ કીધું, બાણે વધવા દદામું દીધું;
જ્યાં ઉભા શ્યામ ને રામ, આવી કીધો મહા સંગ્રામ. ૩૦
પછે માંડ્યું આસુરી કર્મ, વરસે માંસ રુધિર ને ચર્મ;
ધાયો સમુદ્ર વાધે જેમ પર્વ, વરસે અસ્થિ ઉપદ્રવ. ૩૧
નાસે જાદવ બળિયા સર્વ, ભલા સુભટ તજે ગર્વ;
હલધર નાઠા મૂકી મામ, દૈત્યે દારુણ કીધો સંગ્રામ. ૩૨

વાગી હરિહર તણી હાક, પુરમાં રાંધ્યા રહ્યાં છે પાક;
ચળ્યા વિધાત્રિના લેખ, ધ્રુજે ધરા ને સળકયો શેષ. ૩
ફાટયું આકાશ ત્રુટયાં અભ્ર, પડ્યા ગર્ભવતીના ગર્ભ;
કરી ચાપતે મંડલાકાર, શિવે બાણ મૂકયાં છે બાર. ૪
જાદવસેના નાખી ઉરાડી, લઈ સમુદ્રમાંહી પાડી;
આવે બાણ તે મેઘની ધાર, કરે ભૂત પ્રેત પોકાર. ૫
તે પૂઠે મૂકયાં પંચવીશ, છેદ્યાં આવતાં શ્રીજુગદીશ;
શત સહસ્ર અયુત લક્ષ કોટ, વરસે બાણ તે દોટાદોટ. ૬
છૂટે બંધુક નાળ ને ગોળા, ફેરવે ક્રોધે ભિંડીમાળા;
સણસણતાં શર બહુ છૂટે, તેણે કપાળ ભડનાં ફૂટે. ૭
વળગે ભૂત પ્રેત આવર્ણ, વઢે ચુડેલ અવળે ચર્ણ;
મસ્તક શગડી ધીકધીકાવે, કિલકિલ કરતી ઉપર આવે. ૮
હરખી શાકિણી ડાકણી સર્વ, આવ્યું જાણે ઉજાણીનું પર્વ;
ચુસે કંઠને ઘુંટડા ભરે, મુખે રુધિરના રેલા ઉતરે. ૯
કેટલી વારુણીમાં થઈ મગ્ન, વસ્ત્ર વોણી ફરે છે નગ્ન;
ગ્રહી ભમાવે જોદ્ધ ગગ્ન, જાદવ સેના કીધી ભગ્ન. ૧૦
કેટલીને તે આંખ્ય કપોળ, કોના મુખ જાણે મ્હોટી પોળ;
લંબસ્તની વિપરીત વાન, કોના ભૂમીએ ભરાએ કાન. ૧૧
જીભ સળકે સર્પાકાર, મુખે કિલકિલ કરે ઉચ્ચાર;
ઘણા જાદવ ખાધા કરડી, નાઠી સેના તે મારગ મરડી. ૧૨
ધાયા રાક્ષસ દેતા માર, જદુસેનાએ ખાધી હાર;
છૂટે દુર્ગ નાળ ને ગોળા, નાઠા જાદવ ટોળે ટોળા. ૧૩
પ્રગટયો મહાદેવને વળી ખાર, વાધ્યો જાદવનો સંહાર;
વઢે ડાકિની શાકિણી સંહારી, એમ કોપ્યા શ્રીત્રીપુરારી. ૧૪
નાઠું સૈન્ય દીઠું ચોપાસ, ત્યારે કોપ્યા શ્રીઅવિનાશ;
હરિએ ચક્ષુ કીધી વક્ર, પછે મૂકયું સુદર્શન ચક્ર. ૧૫
છેદ્યાં ડાકિણીશાકિણીનાં શીશ, રંડા નાસે ને પાડે ચીસ;
કોને ભાલા વાગ્યા ભચોભચ્ચ, કોઈનાં નાક છેદાયાં ટચ્ચ. ૧૬
છેદ્યાં હસ્ત શ્રવણ ને ચરણ, નયણે ઉડે રુધીરના ઝરણ;
ફરી જાદવ જુદ્ધે વળિયા, ઠામઠામથી આવીને મળિયા. ૧૭

ક્રોધે ભાળી કહે કપાળી, તેં ટાળી મારી મરજાદ;
એ પણ મારું જે સર્વ, સંહારું ઉતારું ઉન્માદ. ૩
વૃષભ હાકયો ને ગરુડ તાકયો, મુખે બોલ્યો મેઘસ્વર;
મંત્ર ફૂકયો ને કૃષ્ણ ઢૂંકયો, મૂકયો કાળજ્વર. ૪
જાદવ સેના થઈ આકળી, તાવે તે પીડ્યાં તંન;
કૃષ્ણે મૂકયો એકાંતરો, તેણે ખીજ્યા પંચવદંન. ૫
શિવે હંકાર્યો ટાઢીઓ, વરસે જેમ હુતાશંન;
તરિઓ મૂકયો ત્રીકમે, તેણે દમ્યા દાનવ જંન. ૬
પશુપાળે મૂકયો પિત્તજ્વર, વાતજ્વર મૂકયો લક્ષ્મીવર;
મહાદેવે પછે મૂકયો, સદ્યઘાત કાળજ્વર. ૭
લોહદંડ તેના હાથમાં, છે નેત્ર લોહીવરણ;
ધસ્યો પણ પાછો ખસ્યો, જોઈ અશરણશરણ. ૮
કૃષ્ણે મૂકયા જેટલા, તેણે રાખી શિવની લાજ;
સપ્તજ્વર સ્તુતિ કરે, તમો બન્યો છો મહારાજ. ૯
જ્વરને વર હરિએ આપ્યો, હરિકથા ભજે જેહ;
નિન્દા કરે શિવજી તણી, પીડજો તેની દેહ. ૧૦
ઓખાહરણ જે સાંભળે, અંતર આણી વહાલ;
કષ્ટ હોએ જો જ્વરતણું, મૂકજો તેનો ખ્યાલ. ૧૧
પછે અગ્ન્યાસ્ત્ર મૂકયું શંકરે, પ્રગટ્યો તે હુતાશંન;
સેના દીઠી દાઝતી, હરિએ પ્રેર્યો પરજંન્ય. ૧૨
વરસાદે વહ્નિ સમાવીઓ, થઈ દૈત્ય ઉપર વૃષ્ટ;
પવનાસ્ત્ર મૂકયું શંકરે, ટાળ્યું અસુરનું કષ્ટ. ૧૩
ધૂળ કોટ થયો વાયુથી, રજે ભરાણા જાદવ ચક્ષ;
સર્પાસ્ત્ર મૂકયું ત્રિકમે, તેણે વાયુ કીધો ભક્ષ. ૧૪
સેના નાસે બાણની, પ્રગટ્યા તે સર્પ અપાર;
પછે મહાદેવે ગરુડાસ્ત્ર મૂકયું, તેણે કીધો નાગસંહાર. ૧૫
ખગે ચંચના પ્રહાર માંડ્યા, દમ્યા જાદવ શૂર;
કૃષ્ણે શલ્યા કોટ પ્રગટી, ગરુડ કીધા ચૂર. ૧૬
શંકરે વજ્રાસ્ત્ર મૂકયું, પર્વત કીધા શત ખંડ;
ભૂધરે બ્રહ્માસ્ત્ર મૂકયું, ડોલ્યાં ત્રણ બ્રહ્માંડ. ૧૭

નાખે કર્દમ કાંટા સર્પ, વરસે શલ્યા દાનવ નપે;
પાડ્યું જાદવમાં ભંગાણ, નાઠા હલધર લઇને પ્રાણ. ૩૩
દાનવ રાય મૂકે દોટ, કોની ગ્રહીને મરડે કોટ;
બેનાં ગ્રહી અફાળે શીશ, ખેદ પામ્યા શ્રી જુગદીશ. ૩૪
ગરુડ થયો છે ગતિ ભંગ, શલ્યા પ્રહારે ભાંગ્યું અંગ;
રથ વોણા કીધા રામ, મૂકી સામ ને નાઠા કામ. ૩૫
સુંદર શ્યામજી કીજે સહાય, જાદવ કરે છે ત્રાહ ત્રાહ;
દેખીને દેવ પામ્યા બીક, બાણે વાળી રુધિરની નીક. ૩૬
ખીજ્યા કૃષ્ણ ખેડ્યો ખગજંન, અતિ ક્રોધ ચઢ્યો છે મંન;
ચક્ર લીધું છેદવા હાથ, કીધી ઇચ્છા તે વૈકુંઠ નાથ. ૩૭
એમ કોપ્યા શ્રી જદુનાથ, હવે છેદૂં બાણના હાથ;
મૂક્યું ચક્ર તે બીજીવાર, દૈત્યમાં થયો તે હાહાકાર. ૩૮
નાઠો બાણ વાળીને મૂંઠ, હરિયે ચક્ર તે મૂક્યું પૂંઠ;
અંગો અંગમાં લાગી જ્વાળ, જેમ છેદે કો વડની ડાળ. ૩૯
એમ કપાય બાણના પાણ, ત્રાહ ત્રાહ વદે મુખ વાણ;
અંગે વહે શોણિતની ધાર, કાપ્યા કર બાણના તે વાર. ૪૦
આવી બેઠું સુદરશંન, અકળાયો બાણ રાજંન;
જેમ છેદે વૃક્ષની ડાળ, તેમ કર કાપ્યા ગોપાળ. ૪૧
જેમ ઝુડે વૃક્ષને વંન, તેમ કર કીધા છેદંન.
પછે રાખ્યા કર ત્યાં ચાર, પડ્યો બાણ તે ભુમી મોજાર; ૪૨
અંગે રુધિર વહે વિવર્ણ, જેમ પર્વતથી નીસરે ઝરણ;
સૂતો કરે શિવનૂં ધ્યાન, પ્રભુ રાખો સેવકનું માન. ૪૩

વલણ

બાણાસુર પૃથ્વી પડ્યો, પીડા પામ્યો પંડરે;
વળી સદાશિવ કોપે ચઢ્યા, કંપ્યા ચૌદ બ્રહ્માંડરે. ૪૪

### કડવું ૩૮ મું–રાગ રામગ્રી

જાગ્યોરે જોગી પુરાણ ક્રોધજી, છેક તણાયા વાધ્યો વિરોધજી;
બાણને લાગ્યો ઉચલી કૌભાંડજી, સેવક દીઠો માંસનો પિંડજી. ૧

ચાલ

પિંડ જાણે માંસનો એવી, દીઠી અસુરની કાય;
વિશ્વ પ્રલેની ઇચ્છા કીધી, ધનુષ ધર્યું શિવરાય. ૨

ક્રોધે ભાળી કહે કપાળી, તેં ટાળી મારી મરજાદ;
એ પણ મારું જે સર્વ, સંહારું ઉતારું ઉન્માદ. ૩
વૃષભ હાકયો ને ગરુડ તાકયો, મુખે બોલ્યો મેઘસ્વર;
મંત્ર ફૂકયો ને કૃષ્ણ ઢૂકયો, મૂકયો કાળજ્વર. ૪
જાદવ સેના થઈ આકળી, તાવે તે પીડ્યાં તંન;
કૃષ્ણે મૂકયો એકાંતરો, તેણે બીજ્યા પંચવદંન. ૫
શિવે હંકાર્યો ટાઢીઓ, વરસે જેમ હુતાશંન;
તરિઓ મૂકયો ત્રીકમે, તેણે દમ્યા દાનવ જંન. ૬
પશુપાળે મૂકયો પિત્તજ્વર, વાતજ્વર મૂકયો લક્ષ્મીવર;
મહાદેવે પછે મૂકયો, સન્નિપાત કાળજ્વર. ૭
લોહદંડ તેના હાથમાં, છે નેત્ર લોહીવરણ;
ધસ્યો પણ પાછો ખસ્યો, જોઈ અશરણશરણ. ૮
કૃષ્ણે મૂકયા જેટલા, તેણે રાખી શિવની લાજ;
સપ્તજ્વર સ્તુતિ કરે, તમો બન્યો છો મહારાજ. ૯
જ્વરને વર હરિએ આપ્યો, હરિકથા ભજે જેહ;
નિન્દા કરે શિવજી તણી, પીડજો તેની દેહ. ૧૦
ઓખાહરણ જે સાંભળે, અંતર આણી વહાલ;
કષ્ટ હોએ જો જ્વરતણું, મૂકજો તેનો ખ્યાલ. ૧૧
પછે અગ્ન્યાસ્ત્ર મૂકયું શંકરે, પ્રગટ્યો તે હુતાશંન;
સેના દીઠી દાઝતી, હરિએ પ્રેર્યો પરજંન્ય. ૧૨
વરસાદે વહ્નિ સમાવીઓ, થઈ દૈત્ય ઉપર વૃષ્ટ;
પવનાસ્ત્ર મૂકયું શંકરે, ટાળ્યું અસુરનું કષ્ટ. ૧૩
ધૂળ કોટ થયો વાયુથી, રજે ભરાણાં જાદવ ચક્ષ;
સર્પાસ્ત્ર મૂકયું ત્રિકમે, તેણે વાયુ કીધો ભક્ષ. ૧૪
સેના નાસે બાણની, પ્રગટ્યા તે સર્પ અપાર;
પછે મહાદેવે ગરુડાસ્ત્ર મૂકયું, તેણે કીધો નાગસંહાર. ૧૫
ખગે ચંચના પ્રહાર માંડ્યા, દમ્યા જાદવ શૂર;
કૃષ્ણે શલ્યા કોટ પ્રગટી, ગરુડ કીધા ચૂર. ૧૬
શંકરે વજ્રાસ્ત્ર મૂકયું, પર્વત કીધા શત ખંડ;
ભૂધરે બ્રહ્માસ્ત્ર મૂકયું, ડોલ્યાં ત્રણ બ્રહ્માંડ. ૧૭

મહાદેવે રુદ્રરૂપ કીધું, બાળું સર્વ સંસાર;
પશુપતાકા કહાડીઊં, ત્યારે હવો હાહાકાર. ૧૮
ધ્રુજે ધ્રુવ ને મેરુ ડગીઓ, ખળભળ્યાં પાતાળ;
સાગરે મરજાદ મૂકી, ડોલ્યા દશ દિગ્પાળ. ૧૯
શિવને ક્રોધે શેષ સળકયો, ડોલીઆ દિગ્ગજ;
ચંદ્ર સૂરજ ઝાંખા થયા, આપદા પામ્યો અજ. ૨૦
અષ્ટ પર્વત ગળ્યા ભૂમીએ, થઈ સુકી વનસ્પતી સર્વ;
જક્ષ કિન્નર વિદ્યાધર કાંપ્યા, અપ્સરા ને ગંધર્વ. ૨૧
ચૂકયા તાપસ તાપથી, ધ્યાનથી ચૂકયા ભગત;
ક્રોધજ્વાળા જોગેશ્વરની, બળે સંધું જગત. ૨૨
ત્રૈલોકયમાં ખુંબાણુ વરત્યું, થાએ ગર્ભના પાત;
વાયુ રુંધાયો વિશ્વનો, થઈ કોટી જીવની ઘાત. ૨૩
કષ્ટ જાણી સૃષ્ટિનું, શ્રી વૈદરભી વલ્લભ;
બાણ મૂકયું સંજીવન, થયું જગત નવ પલ્લવ. ૨૪
પુનરપિ પ્રલ્લે માંડીઆ, વિષ્ણુએ માંડ્યો વાદ;
મુનિવર અસર આવીઆ, તે કરે આરત નાદ. ૨૫
સુરરાય ને સરસ્વતી, કરે છે વેદસ્તવન;
તોએ ક્રોધ મૂકે નહીં, પછે આવ્યા કમલાસન. ૨૬

### વલણ

કમળભૂ અંતરિક્ષથી આવ્યા, ક્ષમા ક્ષમા એમ ઓચરે;
શુકદેવ કહે પરીક્ષિતને, પછે બ્રહ્મા સ્તુતિ કેવી કરે. ૨૭

### કડવું ૩૯ મું–રાગ કેદારો

સ્તુતિ કરે છે બ્રહ્માયરે, નમો નમો; હું તો બેઉને લાગું પાયરે, નમો
છો ત્રિભોવનના તાતરે, નમો નમો; કાંઈ આરંભ્યો ઉત્પાતરે, નમો
બ્રહ્મા જોડી ઉભા હાથરે, નમો નમો; જુદ્ધ મૂકી દો દીનાનાથરે, નમો
છો ગંગાધર પશુપાલરે, નમો નમો; તમો ગરુડ ચઢ્યા ગોપાળરે, નમો
જટાધારી ભસ્માધારરે, નમો નમો; મોર પીંછના ધરનારરે, નમો
ઉમીયાવર જોગેશરે, નમો નમો; મહા સિદ્ધ છો ઋષીકેશરે, નમો
જય પિનાક ત્રીશૂલપાણીરે, નમો નમો; સારંગધર પુરુષ પુરાણીરે, નમો
તમે જગતપિતા કહેવાઓરે, નમો નમો; પ્રજાને કાં મૃત્યુ ઉપજાઓરે, નમો

સુખ આપી દુઃખ કોઇ નાપેરે, નમો નમો; ઉછેરી વૃક્ષ કોઈ ન કાપેરે, નમો નમો.
તેડી ઘરમાં ન કીજે ઘાતરે, નમો નમો; સુધા કહિએ વિશ્વની વાતરે, નમો નમો.
છેહ ન દીજે લાડ લડાવીરે, નમો નમો; નવ નાખીએ ઉંચા ચડાવીરે, નમો નમો.
ન ઘટે સ્નેહ તમ તૂટેરે, નમો નમો; તો પ્રજાનું આયુષ ખૂટેરે, નમો નમો.
ખીજે યુદ્ધ કરતાં માતંગરે, નમો નમો; થાય મવેલીનો ભંગરે, નમો નમો.
સામા સાગર જુદ્ધે જાયરે, નમો નમો; તેથી જગત બાંધું તણાયરે, નમો નમો.
કોપ માંડ્યો સદાશીવેરે, નમો નમો; તો પ્રજા કઈ પેરે જીવેરે, નમો નમો.
આવી સ્તવે છે ઋષિ સપ્તરે, નમો નમો; સ્વામી વિશ્વ થયું છે તપ્તરે, નમો નમો.
સ્તવે ભારતી રહી એકમંનરે, નમો નમો; ગુણ ગાય ચાર નીગંમરે, નમો નમો.
સ્તવે નાગ પામ્યા છે કષ્ટરે, નમો નમો; સ્તવે શિવને પર્વત અષ્ટરે, નમો નમો.
નમે તાપસ ને સંન્યાસીરે, નમો નમો; સ્તવે સહસ્ત્રઋષિ અઠ્યાશીરે, નમો નમો.
નમે દૈત્ય થયા કાયરરે, નમો નમો; કરે સ્તુતિ સાત સાયરરે, નમો નમો.
એમ સ્તુતિ સર્વે કીધીરે, નમો નમો; ન મૂકે શિવે વાત લીધીરે, નમો નમો.
હાકી ઉઠ્યા કૃષ્ણ ને હરરે, નમો નમો; ક્રોધ પૂરીત કમળાવરરે, નમો નમો.
ક્રોધ દૃષ્ટિ અન્યો અન્યરે, નમો નમો; વ્યાપ્યો કાળ બન્યોને મંનરે, નમો નમો.
શિવે વાદ વિપરીત માંડ્યોરે, નમો નમો; એઉએ ભાર બ્રહ્માજીનો છાંડ્યોરે,નમો નમો.
ચેત વનવાસી ગોવાળરે, નમો નમો; હું પ્રીછૂં છું પશુપાળરે, નમો નમો.
કામ બહુ શામાના સંજોગીરે, નમો નમો; ખરા ભિલડીકેરા ભોગીરે, નમો નમો.
સ્ત્રી હત્યાએ દેહ થઈ કાળીરે, નમો નમો; શું કેવડાવો છો કપાળીરે, નમો નમો.
હો નિર્દય મામાના મારણરે, નમો નમો; હો સ્વસુરના સંહારણરે, નમો નમો.
તેં જાચી ઋષિની નારીરે, નમો નમો; ખરા જન્મતણા ભીખારીરે, નમો નમો.
ગયો જન્મ ઓડતાં કાંબળીરે, નમો નમો; કંઈ કથા રુડી ન સાંભળીરે, નમો નમો.
હો બળિના દ્વારપાળરે, નમો નમો; છોજી બાણ નગ્ર રખેવાળરે, નમો નમો.
એવું કહેતાં શિવ દાઝ્યારે, નમો નમો; ગયા હાડ બન્યો જુદ્ધે બાઝ્યારે, નમો નમો.

### વલણ

બાઝ્યા બન્યો મરજાદ મૂકી, જગત પ્રલ્લે થાય રે;
વાહન મૂકી ધસ્યા બન્યો, મધ્યે પડ્યા બ્રહ્માયરે.

### કડવું ૪૦ મું–રાગ કેદારો

ફરી સ્તુતિ બ્રહ્મા કરે, નમો નમો; વિનય વાચક ઓચરે, નમો નમો.
જય જય ત્રિ [illegible] નમો નમો; શિવ તમને નમૂં છું પાયરે, નમો નમો.

મહાદેવે રુદ્રરૂપ કીધું, બાળું સર્વ સંસાર;
પશુપતાકા કહાડીઊં, ત્યારે હવો હાહાકાર. ૧૮
ધ્રુજે ધ્રુવ ને મેરુ ડગીઓ, ખળભળ્યાં પાતાળ;
સાગરે મરજાદ મૂકી, ડોલ્યા દશ દિગ્પાળ. ૧૯
શિવને ક્રોધે શેષ સળકયો, ડોલીઆ દિગ્ગજ;
ચંદ્ર સૂરજ ઝાંખા થયા, આપદા પામ્યો અજ. ૨૦
અષ્ટ પર્વત ગળ્યા ભૂમીએ, થઈ સુકી વનસ્પતી સર્વ;
જક્ષ કિન્નર વિદ્યાધર કાંપ્યા, અપ્સરા ને ગંધર્વ. ૨૧
ચૂકયા તાપસ તાપથી, ધ્યાનથી ચૂકયા ભગત;
ક્રોધજ્વાળા જોગેશ્વરની, બળે સંધું જગત. ૨૨
ત્રૈલોકયમાં ઘુંબાણ વરત્યું, થાએ ગર્ભના પાત;
વાયુ રુંધાયો વિશ્વનો, થઈ કોટી જીવની ઘાત. ૨૩
કષ્ટ જાણી સૃષ્ટિનું, શ્રી વૈદરભી વલ્લભ;
બાણ મૂકયું સંજીવન, થયું જગત નવ પલ્લવ. ૨૪
પુનરપિ પ્રલ્લે માંડીઆ, વિષ્ણુએ માંડ્યો વાદ;
મુનિવર અમર આવીઆ, તે કરે આરત નાદ. ૨૫
સુરરાય ને સરસ્વતી, કરે છે વેદસ્તવન;
તોએ ક્રોધ મૂકે નહીં, પછે આવ્યા કમલાસન. ૨૬

### વલણ

કમળભૂ અંતરિક્ષથી આવ્યા, ક્ષમા ક્ષમા એમ ઓચરે;
શુકદેવ કહે પરીક્ષિતને, પછે બ્રહ્મા સ્તુતિ કેવી કરે. ૨૭

### કડવું ૩૯ મું–રાગ કેદારો

સ્તુતિ કરે છે બ્રહ્માયરે, નમો નમો; હું તો બેઉને લાગું પાયરે, નમો નમો.
છો ત્રિભોવનના તાતરે, નમો નમો; કાંઈ આરંભ્યો ઉત્પાતરે, નમો નમો.
બ્રહ્મા જોડી ઉભા હાથરે, નમો નમો; જુદ્ધ મૂકી દો દીનાનાથરે, નમો નમો.
છો ગંગાધર પશુપાલરે, નમો નમો; તમો ગરુડ ચઢ્યા ગોપાળરે, નમો નમો.
જટાધારી ભસ્માધારરે, નમો નમો; મોર પીંછના ધરનારરે, નમો નમો.
ઉમીયાવર જોગેશરે, નમો નમો; મહા સિદ્ધ છો ઋષીકેશરે, નમો નમો.
જય પિનાક ત્રીશૂલપાણીરે, નમો નમો; સારંગધર પુરુષ પુરાણીરે, નમો નમો.
તમે જગત્પિતા કહેવાઓરે, નમો નમો; પ્રજાને કાં મૃત્યુ ઉપજાઓરે, નમો નમો.

સુખ આપી દુઃખ કોઇ નાપેરે, નમો નમો; ઉછેરી વૃક્ષ કોઈ ન કાપેરે, નમો નમો.
તેડી ઘરમાં ન કીજે ઘાતરે, નમો નમો; સુધા કહિએ વિશ્વની વાતરે, નમો નમો.
છેહ ન દીજે લાડ લડાવીરે, નમો નમો; નવ નાખીએ ઉંચા ચડાવીરે, નમો નમો.
ન ઘટે સ્નેહ તમ તૂટેરે, નમો નમો; તો પ્રજાનું આયુષ ખૂટેરે, નમો નમો.
ખીજે યુદ્ધ કરતાં માતંગરે, નમો નમો; થાય મવેલીનો ભંગરે, નમો નમો.
સામા સાગર જુદ્ધે જાયરે, નમો નમો; તેથી જગત બાંધું તણાયરે, નમો નમો.
કોપ માંડ્યો સદાશીવેરે, નમો નમો; તો પ્રજા કઈ પેરે જીવેરે, નમો નમો.
આવી સ્તવે છે ઋષિ સપ્તરે, નમો નમો; સ્વામી વિશ્વ થયું છે તપ્તરે, નમો નમો.
સ્તવે ભારતી રહી એકમંનરે, નમો નમો; ગુણ ગાય ચાર નીગંમરે, નમો નમો.
સ્તવે નાગ પામ્યા છે કષ્ટરે, નમો નમો; સ્તવે શિવને પર્વત અષ્ટરે, નમો નમો.
નમે તાપસ ને સંન્યાસીરે, નમો નમો; સ્તવે સહસ્ત્રઋષિ અઠ્યાશીરે, નમો નમો.
નમે દૈત્ય થયા કાયરરે, નમો નમો; કરે સ્તુતિ સાત સાયરરે, નમો નમો.
એમ સ્તુતિ સર્વે કીધીરે, નમો નમો; ન મૂકે શિવે વાત લીધીરે, નમો નમો.
હાકી ઉઠ્યા કૃષ્ણ ને હરરે, નમો નમો; ક્રોધ પૂરીત કમળાવરરે, નમો નમો.
ક્રોધ દૃષ્ટિ અન્યો અન્યરે, નમો નમો; વ્યાપ્યો કાળ બન્યોને મંનરે, નમો નમો.
શિવે વાદ વિપરીત માંડ્યોરે, નમો નમો; બેઉએ ભાર બ્રહ્માજીનો છાંડ્યોરે,નમો નમો.
ચેત વનવાસી ગોવાળરે, નમો નમો; હું પ્રીછૂં છું પશુપાળરે, નમો નમો.
કામ બહુ શામાના સંજોગીરે, નમો નમો; ખરા ભિલડીકેરા ભોગીરે, નમો નમો.
સ્ત્રી હત્યાએ દેહ થઈ કાળીરે, નમો નમો; શું કેવડાવો છો કપાળીરે, નમો નમો.
હો નિર્દય મામાના મારણરે, નમો નમો; હો સ્વસુરના સંહારણરે, નમો નમો.
તેં જાચી ઋષિની નારીરે, નમો નમો; ખરા જન્મતણા ભીખારીરે, નમો નમો.
ગયો જન્મ ઓઢતાં કાંબળીરે, નમો નમો; કંઈ કથા રુડી ન સાંભળીરે, નમો નમો.
હો બળિના દ્વારપાળરે, નમો નમો; છોજી બાણ નગ્ર રખેવાળરે, નમો નમો.
એવું કહેતાં શિવ દાધ્યારે, નમો નમો; ગયા હાડ બન્યો જુદ્ધે બાધ્યારે, નમો નમો.

### વલણ

બાધ્યા બન્યો મરજાદ મૂકી, જગત પ્રલ્લે થાય રે;
વાહન મૂકી ધસ્યા બન્યો, મધ્યે પડ્યા બ્રહ્માયરે.

### કડવું ૪૦ મું–રાગ કેદારો

ફરી સ્તુતિ બ્રહ્મા કરે, ન । ઓચરે, નમો નમો.
જય જય

જે જે વૈકુંઠરાયરે, નમો નમો; જે જે પતિ કૈલાસરે, નમો નમો.
જે જે દેવમુરારીરે, નમો નમો; જે જે ત્રીપુરારીરે, નમો નમો.
જે જે ત્રીગુણાતીતરે, નમો નમો; જે જે ઈંદ્રજીતરે, નમો નમો.
જે જે ગરુડારૂઢરે, નમો નમો; જે જે વાહનપશૂ પ્રૌઢરે, નમો નમો.
જે જે કમળાવરરે, નમો નમો; જે જે ઉમિયાધરરે, નમો નમો.
જે જે કોટીમદનરે, નમો નમો; જે જે પંચવદનરે, નમો નમો.
જે જે પીતાંબરરે, નમો નમો; જે જે વાઘાંબરરે, નમો નમો.
જે જે રૂપે ચિત્ત ચોરરે, નમો નમો; જે જે કર્પૂરગૌરરે, નમો નમો.
જે જે પરાત્પરરે, નમો નમો; જે જે દિગાંબરરે, નમો નમો.
જે જે પ્રભૂ પરમેશ્વરરે, નમો નમો; જે જે જોગેશ્વરરે, નમો નમો.
જે જે પતિવૈકુંઠરે, નમો નમો; જે જે નીલકંઠરે, નમો નમો.
જે જે ટાળો જગના તાપરે, ન૦ ન૦ જે જે ઉતારો બેઉ ચાપરે, ન૦ ન૦
જે જે સ્તવે ચતુર્મુખરે, ન૦ ન૦ ત્યારે શિવે નાંખ્યું ધનૂષરે, ન૦ ન૦
જે જે અશરણશર્ણરે, ન૦ ન૦ જે જે ઉતર્યા ધર્ણરે, ન૦ ન૦
જે જે આદિ અંતરે, ન૦ ન૦ જે જે ભોળા બળવંતરે, ન૦ ન૦
દીન વચન બ્રહ્માએ ભાંખ્યારે ન૦ ન૦ ત્યારે ધનુષ બન્નોએ નાંખ્યારે, ન૦ ન૦
વઢતા હરિહર ભેટાડ્યારે, ન૦ ન૦ પડિયા જોદ્ધા ફરીને ઉઠાડ્યારે, ન૦ ન૦
પછી તેઓ બાણાસુર રાયરે, ન૦ ન૦ તે તો નમ્યો હરિને પાયરે, ન૦ ન૦

### વલણ

સંસાર આનંદ પામીયો, પ્રસન્ન થયા બ્રહ્માયરે;
વિપ્ર પ્રેમાનંદ કહે કથા, હવે વિવાહ કઈ પેરે થાયરે.

### કડવું ૪૧ મું–રાગ સારંગ

વળી શુકજી વદેરે વચંન, સાંભળ પરીક્ષિત રાજંન;
બ્રહ્માએ હરિહરને ભેટાડ્યા, પડ્યા જોદ્ધા તે ફરીને ઉઠાડ્યા. ૧
તમો બન્યો કરો એવાં કામ, તો પૃથ્વીનો કુણ ઠામ;
ઈંદ્રે કીધો અમૃત પરજંન, ઉઠ્યા જોદ્ધા તે નવ જોબંન. ૨
છુટ્યું બંધન અનિરુદ્ધ મળિયા, ઘણા દિવસના વિજોગ ટળિયા;
બાણાસૂર તે પાયે નમીયો, હાથ કાપ્યા તે દુઃખ સમીયો. ૩
જ્વર પ્રગટ્યા હુતા જે સાત, બ્રહ્મા પ્રત્યે કહે છે વાત;
વરે બ્રહ્મા પ્રત્યે કહ્યું, સ્વામી આજ્ઞા આપો ત્યાં રહું. ૪

બ્રહ્માજી કહે છે વાણી, તમે રહેજો જગતમાં જાણી;
અર્ધા મનુષ દેહને દ્વાર, અર્ધા વનસ્પતી મોઝાર. ૫
ત્યાં રહેજો તમારો વાસ, એમ જ્વરની પૂરી આશ;
ઓખાહરણ સૂણે ધરી ભાવ, તેનો જાય અજીરણ તાવ. ૬
શુકદેવ કહે સુણ રાય, હરિહરતણો સમુદાય;
કહે હરિને તેડાવો જાન, વિધિએ આપું કન્યાદાન. ૭
આપી આજ્ઞા શ્રીકૃષ્ણે આવી, જાદવને લાવો સમજાવી;
અક્રુર સાત્યકી બંન્યો ગયા, જાદવ કુટુંબ સહૂ લાવીયા. ૮
હીંડે જાદવરાણી મોડામોડ, ટોળે થાતી તે છપ્પન ક્રોડ;
રાય લખી લખી પત્ર તેડાવે, ઠામ ઠામથી સહુકો આવે. ૯
રાયે રચના કીધી સારી, લીપ્યો મંડપ કનકની ગારી;
હેમગિરી વિંધ્યાચળ બોલાવ્યા, ઉદયાચળ અસ્તાચળ આવ્યા. ૧૦
ત્રિકુટાચળ, મેરુ મૈનાક, ગંધમાદનગિરિ ચક્રવાક;
અજમેલ ગિરિ સુશીલશૃંગ, બ્રહ્મગિરિ નતાલ અભંગ. ૧૧
માગ્યા તુંગ્યા શહેરમાં ભેર, ધડ માદવગિરિ ક્ષાલ્હેર;
દેવગિરિ કનકાચળ પધરાવ્યા, અષ્ટકૂળ પર્વત ત્યાં આવ્યા. ૧૨
આવ્યા દેવ કોટી તેત્રીશ, ઋષિ સર્વે દે આશીશ;
નવ કુળ તેડાવ્યા નાગ, આવ્યા મોટા રાય સુહાગ. ૧૩
તેડ્યાં રાજકુળ છત્રીશ, જાચક જન આવ્યા બહુ દીશ;
અનિરુદ્ધને પીઠી ચોળાય, શુભ નારીયો મંગળ ગાય. ૧૪
પીઠી ચડાવો પટરાણી, જાદવ સ્ત્રીઓ ગાએ સાધુ વાણી;
પંચ શબ્દ દુંદુભીનાદ, વાજે વાજીંત્ર શોભા વાદ. ૧૫
જોવા ત્રીભૂવનથી સહુ આવ્યા, રાય બાણુને મન ઘણૂં ભાવ્યા;
બાણુ ઉતારે ઉતરાવે, કૃષ્ણજી ગ્રહશાંતિક કરાવે;
વિવાહ મંગળની રચનાય, સજાઇ વરઘોડાની થાય. ૧૬

### વલણ

વરઘોડો ચઢે અનિરુદ્ધનો, જાદવ તત્પર થાયરે;
બાણાસુરને માંડવે, જાદવ રાણી ગીત ગાયરે. ૧૭

### કડવું ૪૨ મું–રાગ દેશ

આદિતની ધરુણી, હાંરે તમે નિદ્રામાં પોહોડો;
અનિરુદ્ધને તેલ સીંચારો કે, **રાંદલને જાગવોરે.** ૧

બ્રહ્માની ઘરુણી, હાંરે તમે નિદ્રામાં પોહોડો;
અનિરુદ્ધને તેલ સીંચારો કે, સાવિત્રીને જાગવોરે. ૨
ચંદ્રમાની ઘરુણી, હાંરે તમે નિદ્રામાં પોહોડો;
જીયાવરને તેલ સીંચારો કે, રોહીણીને જાગવોરે. ૩
શ્રી કૃષ્ણની ઘરુણી, હાંરે તમે નિદ્રામાં પોહોડો;
અનિરુદ્ધને તેલ સીંચારો કે, લક્ષ્મીને જાગવોરે. ૪
પ્રદ્યુમ્નની ઘરુણી, હાંરે તમે નિદ્રામાં પોહોડો;
અનિરુદ્ધને તેલ સીંચારો કે, રતિ વહુને જાગવોરે. ૫
મહાદેવની ઘરુણી, હાંરે તમે નિદ્રામાં પોહોડો;
ઓખાને તેલ સીંચારો કે, ઉમિયાને જાગવોરે. ૬
ગણપતિની ઘરુણી, હાંરે તમે નિદ્રામાં પોહોડો;
ઓખાને તેલ સીંચારો કે, સુધબુધને જાગવોરે. ૭
બાણાસુરની ઘરુણી, હાંરે તમે નિદ્રામાં પોહોડો;
ઓખાને તેલ સીંચારો કે, બાણમતીને જાગવોરે. ૮

### વલણ

તેલ ચંપેલ ચડાવો સજની, સર્વે મળીને આવો;
નિદ્રામાંથી જાગૃત થઈને, ગીત મધુરાં ગાવો. ૯

### રાગ ધોળ

પીઠી ચોળો પીઠી ચોળો પટરાણીરે, મગ દળો મગ દળો હો રાણીરે.
પગ ધુવો પગ ધુવો વરની ભાભીરે, ઓખાજી તો રહેજો અખંડ સોહાગીરે.
ચંદન ચરચ્યાં છે અપારરે, ભૂષણ પહેરાવ્યાં છે સારરે.
વર તો વરઘોડે ચડિયારે, અશ્વ અનુપમને હીરા જડિયારે.
તેના તેજતણો નહીં પારરે, ત્યાં તો નિરખે છે નરનારરે.
નિરખી નિરખી દીએ છે આશિશરે, જીયાવર જીવજો ક્રોડ વરીશરે.

### કડવું ૪૩ મું—રાગ ધન્યાશ્રી

વળી તે વિહિવા માંડીયો ને, જીત્યા જાદવરાય;
રુક્મિણી મન આનંદ ઘણોરે, ત્યાંતો માનુની મંગળ ગાય.

આનરુદ્ધજીની ઘોડલી.

સજન સહૂ ટોળે મળ્યાંને, સુરિનર મળ્યા છે અપાર;
પાનનાં આપ્યાં બીડલાં, તેપર શ્રીફળ ફોફળ સાર. અનિરુદ્ધજીની.

ચુવા ચંદન છાંટણારે, કેસર કુમકુમ સાર;
ભાટ બંદીજન બહુ મળ્યા, તે તો બોલે છે જયજયકાર. અનિરુદ્ધજીની.
વાજીંત્ર વાગે અતિ ઘણાં ને, માંહી ભેરીનો નાદ;
ઢોલ દદામાં ગડગડેરે, ત્યાં તો સરણાઇએ લીધો વાદ. અનિરુદ્ધજીની.
અપ્સરા નાચે ઈંદ્રની, માંહી નારદ તુંબરુ ગાય;
મધુરીસી વેણુ વાજતી, એનો આનંદ ઓચ્છવ થાય. અનિરુદ્ધજીની.
સાંબેલાં સર્વે શોભતાં ને, અસ્વાર થયા વરરાય;
થનગન તેજી નચાવતારે, એવા સુર નર અતિ હરખાય. અનિરુદ્ધજીની.
શોણીતપૂર પાટણ ભલૂંરે, ફુલડે સોહાવી વાટ;
અનિરુદ્ધ વરઘોડે ચઢયારે, ત્યાં શેરીએ સોહાવ્યાં હાટ. અનિરુદ્ધજીની.
ચંચળ ચાલે ચાલતી ને, રંગે રાતે વાન;
મખીઅરડે મોતી જડ્યાંરે, ઘોડીનું પંચકલ્યાણી નામ. અનિરુદ્ધજીની.
પલાણ પરવાળાતણાં ને, નંગ પીરોજાં સાર;
રતન જડિત્ર એ પિંગડારે, તેની ઝગમગ જ્યોત અપાર. અનિરુદ્ધજીની.
ઘાટ તે પહેર્યો શોભતોને, રામણ દીવો હાથ;
મોડ બાંધ્યો રાણી રુક્મિણીરે, જેને શ્રીકૃષ્ણ સરખા નાથ. અનિરુદ્ધજીની.
છત્ર ચામર ને વાવટારે, દીવાનો નહીં પાર;
પુઠે તે આવે જાનરડીરે, તે તો મંગલ ગાતી નાર. અનિરુદ્ધજીની.
વર વહેલા થઈ તોરણ ચઢ્યારે, સાળો છાંટે નીર;
તેને મનવાંચ્છિત આપ્યુંરે, પછે બાજઠે ઉભા વીર. અનિરુદ્ધજીની.
સાસૂ આવી સજ થઇરે, પોહોતી મનની આશ;
ઓખાને અનિરુદ્ધ પરણશેરે, ગુણ ગાય પ્રેમાનંદદાસ. અનિરુદ્ધજીની.

## કડવું ૪૪ મું–રાગ ત્રિતાલી ચોપાઈ

અનિરુદ્ધ ત્યાં મંડપે આવ્યા, બાણાસુરને મન ઘણું ભાવ્યા.
મુખથી બોલ્યા અમૃત વાણી, પૂંખે પારવતી પટરાણી.
ધુંશળ મૂશલ રવાઈ ને ત્રાક, પૂંખી તાણ્યૂં જીયાવરનું નાક.

### બિભાસ

ધુંસળે મા પૂંખીશ ઉમયા, ધુંશળે વૃષભનું જોતરુંરે;
મૂંસળે મા પૂંખીશ ઉમયા, મૂંસળે અમૃત ખાંડણુંરે. ૧
રવાઇએ મા પૂંખીશ ઉમયા, રવાઇયે મહિનું વલોવણુંરે;
તરાકે મા પૂંખીશ ઉમયા, તરાક એ વિશ્વનું ઢાંકણુંરે. ૨

સરૈયે મા પૂંખીશ ઉમયા, સરૈયા વૃષભનૂ ચારણુંરે;
ઇંડી પીંડીએ મા પૂંખીશ ઉમયા, ઇંડી પીંડી એ ઉંદર વોખણુંરે. ૩

## રાગ ત્રિતાલી ચોપાઇ

કોતી નાખી છે ઇંડી પિંડી, ઉમયા હરખે હરખે હીંડી;
ગળે ધાટ ધાલીને તાણ્યા, જીયાવરને માયરામાં આણ્યા. ૧
આડા અંતરપટ ધરાય, હસ્તેહસ્ત મેલાપક થાય;
જોશી કહે છે સાવધાન, ગર્ગાચાર્યને દે અતિ માન. ૨
સહૂ મળી ત્યાં મંગળ ગાય, એવા આનંદ ઓચ્છવ થાય;
આવી બેઠા મોટા રાજાન, બાણાસૂર તે દે ઘણું માન. ૩

## વલણ

કોડ પોહોંતાં મનતણાં, પ્રેમે આપ્યાં પાનરે;
વર વહુ આવ્યાં ચોરીયે, દે બાણ કન્યાદાનરે. ૪

## કડવું ૪૫ મું—રાગ ધન્યાશ્રી

સુર અસૂર તો આવી મળ્યા, મનમાં તે આનંદ ભર;
બાણરાય ને પ્રદ્યુમન, કરવા બેઠા મધુપર્ક. ૧
હરિ હર સભામાં બેઠા, સુર તે તેત્રીશ ક્રોડ;
અવર રાણા ને રાયજી, સરખા તે સરખી જોડ. ૨
વાજીત્ર વાગે અતિ ઘણાં ને, બંદીજન કહે શુભ કૃત્ય;
રાગ રંગ થઇકાર થાય છે, કરે અપ્સરા નૃત્ય. ૩
શુક્રાચાર્ય કહે બાણરાયને, દ્યોને કન્યાદાન;
આ દિવસ નહીં આવે ફરી, સાંનિધ્ય શ્રી ભગવાન. ૪
બાણરાય કહે શીઘ્ર મંગાવૂં, જે જોઇએ તે આજ;
કન્યાદાન દઉં કોડથી, અનિરુદ્ધને શ્રી મહારાજ ૫
જળપાત્ર કુંમકુમ દધી દૂર્વા, શ્રીફળ ફોફળ જેહ;
કનકપાત્ર કર ગ્રહીને, રાણીજી લાવ્યાં તેહ. ૬
વેદમંત્ર ઉચ્ચારથી, કરે પૂજા તતખેવ;
પૂજાપો વિધવિધ ચડાવે, ભણીને ઋષિ દેવ. ૭
કર અંજલિ લેઇને, પછે બોલિયો રાય બાણ;
કન્યાદાન લીયો અનિરુદ્ધજી, જોડું છું બે પાણ. ૮
અનિરુદ્ધ કર આગળ કરે, મનમાં અતિ ઉલ્લાસ;
ઓખા અનિરુદ્ધ રાજી થયાં, કીધું નેત્રમાં હાસ્ય. ૯

સુતાનો સંકલ્પ કરીને, હરખ્યો રાય બાણ;
તે દાનની દક્ષિણા પછી, આપિયાં કોટિક દાન. ૧૦
ગજ અશ્વ ને ભૂમિ, દાસી, કનકપાત્ર અનેક;
શુકદેવ કહે પરીક્ષિતને, કહેતાં ન આવે છેક. ૧૧

## કડવું ૪૬ મું–રાગ ત્રિતાલી ચોપાઈ

મંગળ ફેરા ત્યારે ફરાય, મળી માતુની મંગળ ગાય;
હર્ષ ધરે બાણ મનમાંય, સાંનિધ્ય શ્રી વૈકુંઠરાય. ૧
પહેલે મંગળે ત્યાં સાર, આપ્યા રથ સહિત તોખાર;
બીજે ધેનૂ આપી અપાર, ત્રીજે કુંજરકેરી હાર. ૨
ચોથે કુંચી સહિત ભંડાર, આપી કીધો છે નમસ્કાર;
બાણાસુર બોલ્યો મુખ વાણ, સંપુટ કરી બે પાણ. ૩
હું તો સેવિશ તમારાં ચર્ણ, સૂધ રાખજો અંતસ્કર્ણ;
એમ રાયે કન્યાદાન દીધું, વિવાહ કર્મ સંપૂર્ણ કીધું,
હરિનો કોઈ ન જાણે પાર, બંન્યો કીધાં સ્ત્રી ભર્તાર. ૪

### વલણ

કારજ પૂરણ મંગળ વર્ત્યાં, જોવા મળ્યો સંસારરે;
ચોરીમાં દંપતી બંનો, આરોગે કંસારરે. ૫

## કડવું ૪૭ મું–રાગ બિભાસ

કંસાર જમો જમોરે જમાઇ, તારી રુડી દીસે છે કમાઈ;
છોરા તું તો કાળો ન કળીયો, છોરા તું તો સીંગોમાંથી સળીયો. ૧
છોરા તું તો નખ જેવડો ન્હાનો, કેમ આવ્યો છૈયા છાનો;
મારી ભોળી ઓખા બેન, તારાં ચોરતણાં છે ચેન. ૨
મારી કન્યા ન જાણે કાંઈ, તેને કપટે કીધું તેં સાંઈ;
છૈયા છત્રપતિએ ઝાલ્યો, કેવો કારાગૃહમાં ઘાલ્યો. ૩
તારા બાપનો બાપ તેડાવ્યો, તેણે પગે લાગીને છોડાવ્યો;
તારી કમળા માતા છે ધાડી, તુંને નવ દેખાડે ઘીની વ્હાડી. ૪
તારો પિતા જે છે કામ, તેનૂં ચંચળ ચિત્ત નહીં ઠામ;
શામરામે શૂં લડાવ્યાં લાડ, જેણે ખાધું અંન ભરવાડ. ૫
અમને દાનવ માનવને જોતાં ખામી,નીચ વરે ઉંચ કન્યા પામી;
તારોવંશ તો કીયો કામ, તેણે લજાવ્યૂં બાણાસુરનૂં નામ. ૬

ક્યાંથી પેઠા તું ખંખોળી, તેં તો છેતરી ઓખા ભોળી;
તારા પુણ્યતણો નહીં પાર, રાજપુત્રી પામ્યો પીંડાર. ૭
રુડી વહૂ પામ્યો તૂં રાચ, એક વાર અમ આગળ નાચ;
એમ રામા કરે બહુ રીત, અન્યોન્ય ગાય છે ગીત. ૮
વળતી દેવકન્યા ગાય વરણી, તે તો કેશવની જાનરણી;
તમે લાંબી શું લૂલી હલાવો, રૂપે ભુંડણ સરખી ભાવો. ૯
અમારે અનિરુદ્ધ તીખો મરી, એ તો સ્વપ્નામાં ગયો વરી;
કન્યાને મન એ વર ભાવ્યો, તેણે આદર દઇને તેડાવ્યો. ૧૦
વર વહુ બન્યો એકઠાં મળીયાં, બાણાસુરના તે હૈડાં દળીયાં;
તેણે કીધો એ ઉપર કોપ, ભાંગ્યા કવચ ને વળી ટોપ. ૧૧
શું થયું સિંહસૂતને સહાયા, હરિ હળધર કેવા ધાયા;
અમારા શ્યામ રામ જ્યારે રૂઠા, ત્યારે વેવાઇ કીધા હૂંઠા. ૧૨
રણમાં રઝળ્યા રાણાના અંગૂઠા, છોડી આપિને જીવતા છૂટ્યા;
મહા મારીને કન્યા લીધી, ઘેર વસાવવા વહૂઅર કીધી. ૧૩
એમ ગીત ગાય છે વરણી, વર કન્યા તે ઉઠ્યા પરણી;
ઋષિ સહસ્ર અઠ્યાશી ધીશ, દે છે વધૂ વરને આશીશ. ૧૪
માગણ ઉચિત પામ્યાં દાન, સહુને સંતોષે ભગવાન;
અતિ આનંદ ઓચ્છવ થાય, નારી ગીત અનૂપમ ગાય. ૧૫

વલણ

ઘર વસાવવા વહૂઅર કીધી, ઘેર જાશૂં આનંદરે;
પરસ્પર વિનોદની વારતા, કહે ભટ પ્રેમાનંદરે. ૧૬

કડવું ૪૮ મું–રાગ રામગ્રી

સાંભળો પરીક્ષિત રાયજી, કંસાર પૂરો થાળી માંયજી;
ઘૃત ખાંડ નાખી લાવીજી, રાણી માયરા મધ્યે આવીજી. ૧

ઢાળ

કંસાર રીતે ને પરમ પ્રીતે, આરોગે નર નાર;
સ્વજન નરખે ને મન હરખે, ઉલટ અંગ અપાર. ૨
જાદવ સઘળા જાનઇયા, માનીયા જેમ દેવ;
તેલ મદન અંગ મંજન, કરે છે સેવક સેવ. ૩
ખાન પાન ભક્ષ ભોજન, નાનાવિધ પકવાન;
જાનને ઘણું માન દીધું, રીઝવ્યા ભગવાન. ૪

ઘુઘરા ઘમકે ઢોલ ઢમકે, થાય છે સંગીત ગાન;
અપ્સરા નાચે ને રાય રાચે, જાચક પામે દાન. ૫
હાથા તોરણ બારણે, કેસર અંગ ઢોળાય;
ભાતભાતના સુગંધાદિક, અંગ લેપન થાય. ૬
મંડપ શોભા મહા મનોહર, વિધવિધ પેરનાં કામ;
કહે કવિ ત્યાં શૂં વખાણું, દીઠે પહોંચે હામ. ૭
શ્રીકૃષ્ણ શિવ સભા મધ્ય બેઠા, જાદવ છપ્પન કોડ;
અનિરુદ્ધ ઓખા બીરાજતાં, જાણે માલતી ચંપક છોડ. ૮
શ્રીકૃષ્ણ જાદવ વદે વાણી, સાંભળો બાણરાય;
પેરામણી પ્રદ્યુમ્નને કરીને, જાન કરો વિદાય. ૯
વિદાય આપો રાય અમને, થાય છે બહુ દિન;
બાણાસુર કહે વેગે કરીને, આજ્ઞા દેશું સ્વામીન. ૧૦
ચરણરેણુ હું તમારો, મારો શો અધિકાર;
જે જોઇએ તે લખાવો, હૂં આપી કરું નમસ્કાર. ૧૧

## કડવું ૪૯ મું–રાગ ધન્યાશ્રી

સાત્યકી કહે છે લખો કાગળમાં, એક લાખ માતંગ; રાયજી.
સાજસંગાથે પાણીપંથા, પંચ લાખ તુરંગ; રાયજી.
રથ પટકુળ પામરી સુરભી, ઘટે જે રોકારોક; રાયજી.
મન ઇચ્છયું અમે માગીને લીજે, ન રહે મનમાં શોક; રાયજી.
છપ્પન કોડ જાદવને કાજે, આયુધ સહિત શણગાર; રાયજી.
જાદવજુવતી જે કોઈ ઘેર છે, તેને પટકુળ સાર; રાયજી.
દેવકી રુક્મિણી રોહણી રેવતીને, આપો સોળ શણગાર; રાયજી.
સુભદ્રાને ચીર પાંચ વરણું, વળી સોળે શણગાર; રાયજી.
અનેક ગામ ને દેશ જ આપો, તો હાથ ધરે શ્રીરામ; રાયજી.
લક્ષ ગામ ચાર દેશ આપીને, કરો પ્રભૂને પ્રણામ; રાયજી,
રોક જોઇએ તો સોનું રૂપું, બળીભદ્રને પુછો તેહ; રાયજી.
પ્રદ્યુમ્ન વેહેવાઇ તમારો, મનગમતી વસ્તુ જેહ; રાયજી.
ઘણું અમે શૂં લખવાવિયે રાણા, સગપણ સાધ્યાં હાડ; રાયજી.
જમાઇ જે માગે તે આપો, તેમાં અમને શો પાડ; રાયજી.
ભુરસી દક્ષિણા બ્રાહ્મણને આપો, તેનો અહીં સો આંક; રાયજી.
જણ જાચકને સહુ કોઇ આપે, જે હોય દરિદ્રી રાંક; રાયજી.

રીતભાત સાત્યકીએ લખાવી, તે સર્વે આપી બાણુ રાય; રાયજી.
કર જોડીને ઉભો સન્મુખ, શ્રીકૃષ્ણને નમ્યો પાય; રાયજી.

વલણ

પાય નમ્યો પરિબ્રહ્મને, આનંદ અંગ ન માયરે;
છપ્પન ક્રોડને પેરામણી કરી, પૂજ્યા ત્રિભુવન રાયરે.
ત્રિભુવનપતિ સંતોષિયા, આપ્યાં વસ્ત્ર વાહનરે;
પુત્રી આપી પાયે લાગ્યો, કીધી સ્તુતિ સ્તવનરે.

કડવું ૫૦ સું–રાગ ધન્યાશ્રી

પુત્રી પધારોરે, સૌભાગ્ય સાસરે, ભાગ્ય તમારુંરે, તૂલના કુણ કરે;
અમે અપરાધી બહુ, અવગુણ ભર્યાં, પુત્રી તમનેરે, અતિ દુખિયાં કર્યાં. ૧

રાગ બીભાસની

દુઃખ પામી દીકરી તે, મરણ લગી કેમ વીસરે;
માતા પિતા વેરી થયાં તારાં, મનની ખટપટ કેમ નીસરે. ૨
બાઈ બાપે તુંને બંધનમાં રાખી, દુઃખ વેઠ્યું બહુ દીકરી;
મોટું ઘર કુળ પામી તે તો, તું તારે ભાગ્યે કરી. ૩
ઉગ્ર પુણ્યે ઓખાબાઈ તમો, પામ્યાં અનિરુદ્ધ નાથને;
તે સુખ આગળ દુઃખ વિસાર્યું, જોખમ બાણના હાથને. ૪
શિક્ષા દઉં તને દીકરી, મારી તારી લાજ વધારજે;
જો પ્રીતે પીયુ આજ્ઞા આપે, તો પિયરભણી પધારજે. ૫
ઉગ્રસેન હળધર પ્રદ્યુમન, વાસુદેવ ત્રિભુવન ધણી;
સ્વસુર પક્ષમાં સર્વ કુટુંબની, સેવા ભક્તિ કરજો ઘણી. ૬
રુકૂમિણી જાંબુવતી ને ભદ્રા, સત્યભામા સત્યા સુંદરી;
લક્ષ્મણા કાલિંદી વૃંદા, અષ્ટ પટરાણી ખરી. ૭
રતી રંભાવતી દેવકી, માયાવતી સતી રેવતી;
રખે દીકરી આળસ કરતી, તું ચરણ તેનાં સેવતી. ૮
રુડી ભુંડી વાત સાંભળિ હોય, કોઈ આગળ નવ ચેહેરીએ;
ઉઘાડા કેશ ન મૂકીએ, ઘણું ઝીણું વસ્ત્ર ન પેહેરીએ. ૯
કામ ઘરનાં બતાવ્યાં કરિયે, ન કરિયે કાંઈ અરુંપરું;
પૂછ્યા પૂઠે સૂક્ષ્મ સાદે, બોલીએ જધને ખરું. ૧૦
પાત્ર પગે નવ ઠેલિયે, ક્ષમા રાખીએ બહુ ઉદરે;
આધું ઓઢી ચાલિએ, રાખીએ દ્દષ્ટ ભૂમિપરે. ૧૧

સંતાપ સાસરે ન કીજીએ, પિયરને ન વખાણિયે;
લક્ષ દુઃખ હોય સાસરે, પણ સ્વામીને ન જણાવિયે. ૧૨
દાસી માણસનો સંગ ન કીજે, નીચને મળે માઠું સહી;
સાસુ રીસ કરે ઘણી. પણ સામો બોલ કરિયે નહિ. ૧૩
સાસુ નણંદ ને જેઠાણીની, સેવા ભક્તિ કરજે ઘણી;
પર ઘેર નિત્ય જઇએ નહીં, ગયે હલકાઇ થાયે આપણી. ૧૪
મ્હોટે સ્વરે હસીએ નહીં, કોઈ સાથે તાળી નવ દીજીએ;
ઉભાં રહી ઉઘાડે માથે, પુત્રી પાણી ન પીજીએ. ૧૫
ભરથાર પહેલું જમીએ નહીં, બાઈ ઉચ્છિષ્ટ જમીએ નાથનું;
તુંકારીએ નહીં સેવક આદે, મન રાખીએ સર્વ સાથનું. ૧૬
માત પિતા ને ભ્રાત ભગિની, પિયર સુખ ન સંભારીએ;
આવો બેસો જીજી કહીને, કુળની લાજ વધારીએ. ૧૭
સહુને ગમતું બોલીએ, બાઈ અહંકાર કરીએ નહીં.
હસતું વદન નિત્ય રાખીએ,સુખ દુઃખ સમાન ગણીએ સહી. ૧૮
દિવસે ન સુઇએ દીકરી, બેહેન વચન પિયુનું પાળીએ;
સાસુજી જ્યારે સાદ કરે, ત્યારે જીજી કરી ઉત્તર આલીએ. ૧૯
સ્વસુર જેઠની લાજ કીજે, ન બોલીએ ઉંચે સ્વરે;
એમ ઘણી શિક્ષા દઈ માતા, પુત્રીને વિદાય કરે. ૨૦

વલણ

વિદાય કરે પુત્રીને, ધન વસ્ત્ર દઈ અપારરે;
માત પિતા વળાવવા આવ્યાં, સાથે કુટુંબ પરિવારરે. ૨૧

કડવું ૫૨ મું—રાગ ધન્યાશ્રી

બાણાસુર મળી ઘેર જાયરે, સહુ સુવાસણ ગીત ગાયરે;
અનિરુદ્ધ પામ્યો શુભ કન્યાયરે,ત્યાં જાદવ હસતા જાયરે. ૧
સાહેલી મળી સહુ ટોળેરે, અન્યોન્ય મળીને બોલેરે;
પછે ગીત ગાય છે વરણીરે, ઓખાને લઇ જાય છે પરણીરે. ૨

રાગ ફટાણાની ચાલ

આવ્યો આવ્યો દ્વારકાંનો ચોર, એના વડપિતાએ ચાર્યાં ઢોર;
લાખેણી લાડી લઇ ગયોરે. ટેક.
એનું શું કરીએ વખાણ, એણે જિત્યો તે રાય બાણ, લાખેણી.
આવ્યો આવ્યો કામકુમાર, જદુકુળનો એ શૃંગાર, લાખેણી.

આવ્યો આવ્યો નંદતણો ગોવાળ, એ તો મામા કંસનો કાળ, લાખેણી.
આવ્યો આવ્યો હળધરકેરો વીર, ગાયો ચારી તે જમના તીર, લાખેણી.
આવ્યો ગોપીઓનો માખણ ચોર, એ તો નાગર નંદકીશોર, લાખેણી.
એની મધુરી છે બહુ વાણી, એનો વડપિતા મહીનો દાણી, લાખેણી.
એને મન આનંદ બહુ થાય, સખી ઓખાને લઈ જાય, લાખેણી.
એમ સૈયરો ગાએ ગીત, મન આણીને બહુ પ્રીત, લાખેણી.
તીહાં આનંદ સહુને થાય, ભટ પ્રેમાનંદ જશ ગાય, લાખેણી.

## રાગ કેદારો

ઓખા બાઈ ચાલ્યાં ચાલણ હાર, સાથ મૂકયો સહિયરતણોરે;
મૂકયાં માતપિતા પરિવાર, સાથ લીધો જાદવતણોરે. ૧
ઓખા બાઇએ ભરીયાં નયણે નીર, મનમાં આનંદ અતિ ઘણોરે;
ચિત્રલેહા આવી દેવા ધીર, મિલાપ કરી ઓખાતણોરે. ૨
બન્યો ભેટયાં હૈડાં સાથ, મનમાં આનંદ પામ્યાંરે;
ભલે પામી તું અનિરુદ્ધ નાથ, દુઃખ તે સઘળાં વામ્યાંરે. ૩
આપણ રમતાં સહિયર સાથ, સુખમાં તે બહુ મહાલતાંરે;
હવે લીધો બાઈ જાદવ સાથ, અમને મૂકી થયાં ચાલતાંરે. ૪
મોહોટું ઘર પામી સહિયર તું, રાજી હું મનમાં થઇરે;
સુખમાં તારે બાકી શું, પીડા તુજ મનતણી ગઇરે. ૫
એની ડાહ્યાં થાજો આપ, માયા મનમાં રાખજોરે;
બોલ્યું ચાલ્યું કરજો માફ, વેહેલાં તે દર્શન દાખજોરે. ૬
ત્યારે કહે છે ઓખાબાઈ, ચિત્રલેહાને પાયે પડીરે;
એની તુજ સાચી સગાઈ, સહુ સહિયરમાં તું વડીરે. ૭
બાઈ તેં ઝાલ્યો મારો હાથ, રક્ષા કીધી મુજતણીરે;
મેળવી આપ્યો તેં અનિરુદ્ધનો નાથ, દયા આણી તેં ઘણીરે. ૮
જ્યારે જપતિ પતિ મનની માંહી, વ્યાકુળ એની હું થતીરે;
સુબોધ કરતી મુજને ત્યાંહી, સમજ મુજમાં ન હતીરે. ૯
અનેક ગુણ છે તારા બેન, તે મુજને નહીં વીસરેરે;
તુજ વિના મુજને નહીં ચેન, હેતે મુજ હૈડું ઠરેરે. ૧૦
બાઈ તુજને કહું આપે [illegible] સહિઅર કો [illegible] આવશુંરે;
અપરાધ મારો કર્જ [illegible] ળતા [illegible] શુંરે. ૧૧

એમ કહી ભરતી નયણે નીર, ચિત્રલેહા છાની રાખતીરે;
બેની ભીંજે તારાં ચીર, હૈડાં સાથે ચાંપતીરે; ૧૨
એટલે આવી ઓખાની માત, નયણે નીરધારા વહેરે;
પુત્રી મારી સાંભળ વાત, મુજ શિખામણ મન લહેરે. ૧૩
તુજને કહેતી ગુંજની વાત, દૂર પધારશો દીકરીરે;
હવે મુજને કોણ કરશે શાંત, કોને જોઇને રહું ઠરીરે. ૧૪
બેની મધુરી બોલતી વાણ, તે મુજને બહુ સાંભરેરે,
વહાલી તું તો મારા પ્રાણ, વિસારી નહીં વિસરેરે. ૧૫
બેની રુડાં તારાં ભાગ્ય, દીપાવ્યો જાદવ સાથનેરે;
પુત્રી રહેજો અખંડ સૌભાગ્ય, પામ્યાં અનિરુદ્ધ નાથનેરે. ૧૬
એમ દીધો ત્યાં આશીર્વાદ, મહિયર વહેલાં આવજોરે;
સેવો પવિત્ર સાસુના પાદ, દુઃખ હોય દોહ્યલાં કહાવજોરે. ૧૭
ઓખાબાઈ રહેજો દ્વારીકાંમાંહી, ત્યાં અમને સંભારજોરે;
ગોમતી નહાજો જઇને ત્યાંહી, ત્રણે પક્ષને તારજોરે. ૧૮
એમ કહી દૂર રહી ત્યાં માત, નિરખે છે નયણાં ભરીરે;
એટલે આવ્યો સહિયર સાથ, મળવા તૈયારી કરીરે. ૧૯
સાસરે જાઓ છો તમે બેન, ગમશે નહીં અમને કંઇરે;
તુજ વિના નહીં અમને ચેન, સહિ તું સમી કો નહીરે. ૨૦
બેની રમતાં આપણ સાથ, સહિયર ટોળે સહુ મળીરે;
હવે પામ્યાં અનિરુદ્ધ નાથ, પાછાં પિયર આવજો વળીરે. ૨૧
બેની તું મા આંસુ પાડ, છાની રહેને તું જરીરે;
એટલે ત્યાં આવ્યો કૌભાંડ, બેની વાત કહું ખરીરે. ૨૨
અદકી ઓછી કહી હોય વાત, તે મનમાં નવ રાખજોરે;
ક્ષમા કરજો મહારી માત, વહેલાં મુખડું દાખજોરે. ૨૩
એમ સર્વે મળી ભેટ્યાં ત્યાંહે, માતપિતા સહિયર સહુરે;
વાત કરે છે માંહોમાંહે, મનમાં આનંદ છે બહુરે. ૨૪

વલણ

ઓખાને સંતોષિયા, ન્યૂન ન રાખી કાંયરે;
જાનીવાસે ગોત્રજ આગળ, દોરડો કેમ છોડાયરે. ૨૫

આવ્યો આવ્યો નંદતણો ગોવાળ, એ તો મામા કંસનો કાળ, લાખેણી.
આવ્યો આવ્યો હળધરકેરો વીર, ગાયો ચારી તે જમના તીર, લાખેણી.
આવ્યો ગોપીઓનો માખણ ચોર, એ તો નાગર નંદકીશોર, લાખેણી.
એની મધુરી છે બહુ વાણી, એનો વડપિતા મહીનો દાણી, લાખેણી.
એને મન આનંદ બહુ થાય, સખી ઓખાને લઈ જાય, લાખેણી.
એમ સૈયરો ગાએ ગીત, મન આણીને બહુ પ્રીત, લાખેણી.
તીહાં આનંદ સહુને થાય, ભટ પ્રેમાનંદ જશ ગાય, લાખેણી.

## રાગ કેદારો

ઓખા બાઈ ચાલ્યાં ચાલણ હાર, સાથ મૂકયો સહિયરતણોરે;
મૂકયાં માતપિતા પરિવાર, સાથ લીધો જાદવતણોરે. ૧
ઓખા બાઇએ ભરીયાં નયણે નીર, મનમાં આનંદ અતિ ઘણોરે;
ચિત્રલેહા આવી દેવા ધીર, મિલાપ કરી ઓખાતણોરે. ૨
બન્યો ભેટ્યાં હૈડાં સાથ, મનમાં આનંદ પામ્યાંરે;
ભલે પામી તું અનિરુદ્ધ નાથ, દુઃખ તે સઘળાં વામ્યાંરે. ૩
આપણ રમતાં સહિયર સાથ, સુખમાં તે બહુ મહાલતાંરે;
હવે લીધો બાઈ જાદવ સાથ, અમને મૂકી થયાં ચાલતાંરે. ૪
મોહોટું ઘર પામી સહિયર તું, રાજી હું મનમાં થઇરે;
સુખમાં તારે બાકી શું, પીડા તુજ મનતણી ગઇરે. ૫
બેની ડાહ્યાં થાજો આપ, માયા મનમાં રાખજોરે;
બોલ્યું ચાલ્યું કરજો માફ, વેહેલાં તે દર્શન દાખજોરે. ૬
ત્યારે કહે છે ઓખાબાઈ, ચિત્રલેહાને પાયે પડીરે;
બેની તુજ સાચી સગાઈ, સહુ સહિયરમાં તું વડીરે. ૭
બાઈ તેં ઝાલ્યો મારો હાથ, રક્ષા કીધી મુજતણીરે;
મેળવી આપ્યો તેં અનિરુદ્ધનો નાથ, દયા આણી તેં ઘણીરે. ૮
જયારે જપતિ પતિ મનની માંહી, વ્યાકુળ બેની હું થતીરે;
સુબોધ કરતી મુજને ત્યાંહી, સમજ મુજમાં ન હતીરે. ૯
અનેક ગુણ છે તારા બેન, તે મુજને નહીં વીસરેરે;
તુજ વિના મુજને નહીં ચેન, હેતે મુજ હૈડું ઠરેરે. ૧૦
બાઈ તુજને કહું આપોઆપ, સહિઅર કો દિન આવશુંરે;
અપરાધ મારો કરજો માફ, કુશળતા અમો કહાવશુંરે. ૧૧

અન્યોન્યે માન દીધું, જાદવ સહુ તત્પર થાય;
સાસરે વળાવી ઓખાને તે વારે, માતા તે શિક્ષાય. ૬
પુત્રી પિયરને દીપાવજો, જો પામ્યાં મોટું સાસરું;
જશ કમાજો દીકરી, ડહાપણ જશ રાખો ખરું. ૭
એમ કહીને ઓખા વળાવ્યાં, ભેટ્યાં પુત્રી માય;
જાન વળાવી વળ્યો પાછો, આનંદે બાણરાય. ૮
કૈલાસ ગયા ગિરજાપતિ, કૃષ્ણ પધાર્યા દ્વારામતી;
ઓખા અનિરુદ્ધ ઘેર આવ્યાં, ભેટ્યા રુક્મિણી રેવતી. ૯
ઉત્તમ કથા ભાગવતતણી, સાંભળતાં સુખકારી;
પાપ સઘળાં પ્રલય થાયે, પરમ પદ પામે ભારી. ૧૦
વ્યાધિ ને સપ્ત જ્વર સમે, જો સાંભળે સ્નેહે કરી;
સુખ સંપત્તિ પરિવાર વાધે, મનકામના પૂરે હરી. ૧૧
શ્રી રામચંદ્ર પ્રતાપથી, પદબંધ કથા હવી;
કાલાવાલા માની લેજો; જથારથ કહે કવી. ૧૨
વીરક્ષેત્ર વડોદરું, ગુજરાત મધ્યે ગામ;
ચતુર્વંશી જ્ઞાતિ બ્રાહ્મણ, કૃષ્ણસુત પ્રેમાનંદ નામ. ૧૩

વલણ

નામ નારાયણતણું, ભાંગે ભવજંજાળરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, ભજો શ્રી ગોપાળરે. ૧૪

---

[જૂની હાથપ્રતો તપાસતાં જણાય છે કે મહાકવિ પ્રેમાનંદે સૌથી પહેલાં ૨૯ કડવામાં ઓખાહરણ રચેલું હોવું જોઇએ. તે પછી તેમણે લગ્નાદિ વિષયના મંગળગીતો વગેરે ઉમેરીને ૩૫ કડવામાં બાંધેલું. આ કાવ્યનું રચ્યા વર્ષ કવિ નર્મદાશંકરે એક ઠેકાણે વિ. સં. ૧૭૨૩ છે એ પ્રમાણે નોંધેલું છે પ્રેમાનંદના સમયમાં અને તે પછીના કાળમાં આ કાવ્ય લોકોમાં અત્યંત પ્રિય થઇ પડ્યું, અને વિવિધ ગાનારાઓ અને માણભટ્ટોને હાથે ચૈત્ર માસમાં કથા લંબાવવાને ઘણા કડવાંઓનો તેમાં ઉમેરો થતો ચાલ્યો, ને ૫૨, ૫૬, ૬૭, ૯૨, ૧૦૮ કડવાં સુધી તે વધેલું છે. એમાં પણ પ્રેમાનંદની પૂર્વે થઈ ગયેલા નાકર કવિનો ઓખાહરણનો તેમજ તેના પછી થયેલા કહાન નામના કવિની કૃતિઓનો સંગ્રહ ૯૨ અને ૧૦૮ કડવાવાળાં ઓખાહરણમાં થયેલો છે, અને એ સર્વ વધારાઓ નકામાં અને ફીકાં છે. આ ૫૩ કડવાવાળાં ઓખાહરણમાં પણ પુનરુક્તિ દોષો પુષ્કળ છે, પણ લોકોમાં વિશેષ કરી એ પ્રચલિત છે. ૫૬ કડવાવાળું ઓખાહરણ રાજારામ સુત ગોવિંદરામનું સં. ૧૮૫૬ માં વધારેલું છે અને ૬૭ કડવાવાળું કવિ દયારામનું સુધારેલું વધારેલું છે.]

### કડવું પર મું-રાગ ધોળ મંગળ

બ્રહ્માએ વાળી ગાંઠ, છબીલી દોરડો નવ છુટે;
તારો મહાદેવ બાપ તેડાવ, હો લાડી દોરડો નવ છુટે. ૧
તારી પાર્વતી માત તેડાવ, હો લાડી દોરડો નવ છુટે;
તારો ગણપતી ભ્રાત તેડાવ, છબીલી દોરડો નવ છુટે. ૨
તારો બાણાસુર બાપ તેડાવ, હો લાડી દોરડો નવ છુટે;
તારી બાણમતી માત તેડાવ, છબીલી દોરડો નવ છુટે. ૩
તારો કૌભાંડ કાકો તેડાવ, હો લાડી દોરડો નવ છુટે;
સગાં સર્વેને વેગે કહાવ, છબીલી દોરડો નવ છુટે. ૪
હવે કન્યાની જાનરડી ગાય, હો લાડા દોરડો નવ છુટે;
ત્યાં તે આનંદ ઓચ્છવ થાય, છબીલા દોરડો નવ છુટે. ૫
બ્રહ્માએ વાળી ગાંઠ, હો લાડા દોરડો નવ છુટે;
તારો શ્રીકૃષ્ણ વડવો તેડાવ, છબીલા દોરડો નવ છુટે. ૬
તારો પ્રદ્યુમ્ન બાપ તેડાવ, હો લાડા દોરડો નવ છુટે;
તારો હળધર કાકો તેડાવ, છબીલા દોરડો નવ છુટે. ૭
તારી રતિ માત તેડાવ, હો લાડા દોરડો નવ છુટે;
તારી ગોવાળ મંડળીને કહાવ, છબીલા દોરડો નવ છુટે. ૮

#### વલણ

એમ રીતભાત ત્યાં કરી, ગોત્રજને લાગ્યા પાયરે;
ગોર આશીશ દે ઘણી, બાણાસુરની કીધી રક્ષાયરે. ૯

### કડવું પ૩ મું—રાગ સિંધુડો

પવિત્ર કીધું અસુર કુલ જે, વેહેવાઈ વિશ્વંભર થયા;
પુણ્ય મારાં પૂર્વ જન્મનાં પ્રભુજીએ કીધી દયા. ૧
પ્રહ્‌લાદ અર્થે નૃસિંહ હવા ને, હિરણ્યકશિપુ ઉદ્ધારિયો;
બલિ કારણ વામન હવા, મારા ભુજનો ભાર ઉતારિયો. ૨
હિરણ્યાક્ષ માટે વરાહ હવા, એમ બાણે વાણી ઓચરી;
સર્વપેં મુને ઘણી કૃપા જે, અનિરુદ્ધે ઓખા વરી. ૩
અપરાધ મારો ક્ષમા કરિયે, હરિ તમ સામો હું વઢ્યો;
એવું કહીને રાય બાણાસુર, કૃષ્ણને પાગે પડ્યો. ૪
બેઠો કીધો કર ગ્રહી, શ્રીકૃષ્ણે વખાણ્યો બહુ;
જદુકુલ દીપાવ્યું અમારું જે, તમ પુત્રી થયાં વહુ. ૫

રખે કો આપો એકે કોડીરે, સહુ ઝગડો કરવા દોડીરે;
આપ આપણા સાથની ટોળીરે, માથે લીધી ગોરસની ગોળીરે. ૨
તાજી છાસને સદ્ય વલોવીરે, કઢ્યાં દૂધમાં સાકર ઘોળીરે;
દધી માખણ ને ઘૃત થીણાંરે, મેવા મીઠાઈ મગદળ ફીણ્યારે. ૩
ભાતભાતનાં ભોજન ભરિયાંરે, પ્રેમદાએ મસ્તક ધરિયાંરે;
પંચરંગી ઓઢાણી માથેરે, બાજુબંધ ચૂડલા હાથેરે. ૪
વીંટી અંગુઠી કંકણ ચૂડીરે, જોતાં અબલા દીસે ઘણું રૂડીરે;
શીષફૂલ રાખડી ને ત્રોટીરે, જાણે દિનકર પ્રગટ્યા કોટીરે. ૫
નાકે વેસર ભાલે ટીલીરે, શોભે આંખ આંજી છે રસીલીરે;
ગલુબંધ ગોફણો માળારે, શોભે દાંત રંગ્યા છે કાળારે. ૬
ઝમકે ઠમકે કંકણ કેલીરે, જાણે જુગ્મ થઈ હેમવેલીરે;
કેસર ચંદન ને કસ્તૂરીરે, વપુલેપન વાસ મધૂરીરે. ૭
પેર્યાં ચીર ચરણાં ને ચોળીરે, લાંબી લોબરી સાળુ પટોળીરે;
કોઈ પદ્મની ચિત્ત ચકોરીરે, કોઈ શામલડી કોઈ ગોરીરે. ૮
કોઈ મુગ્ધા બાળકિશોરીરે, કોઈ છેલછબીલી છોરીરે;
નાખે પ્રેમ પાસની દોરીરે, લે માધવનું ચિત્ત ચોરીરે. ૯
કરે વાત દેઈ દેઈ તાળીરે, આજ જિતવા શ્રી વનમાળીરે;
એમ બોલ્યાં રાધિકા રાણીરે, તમે સાંભળો સહિયર સમાણિરે. ૧૦
તમે બીશો મા મન બાઈરે, કદી આવે ગોવાળા ધાઈરે;
તમો ઉત્તર હાંકીને દેજોરે, સુખે નામ જ અમારું લેજોરે. ૧૧
આજ જિતવા કુંજબિહારીરે, સહુ ટોળે મળી વ્રીજનારીરે;
તમે સૈયર રાખજો ટેકરે; નથી આપવી કોડી એકરે. ૧૨
અમો ઝગડો હરિશું કરશુંરે, આજ જિતીને પાછાં ફરશુંરે;
જો હું કૃષ્ણનો નાદ ઉતારુંરે, તો નામ રાધિકા મારુંરે. ૧૩
દીઠા દૂર થકી શ્રી વનમાળીરે, બીજે માર્ગ ગઈ વ્રજબાળીરે;
ભટ પ્રેમાનંદના સ્વામીરે, સહુ સમજ્યા અંતરજામીરે. ૧૪

### કડવું ૩ જું–રાગ સાખી

વ્રીજનારી આણંદ ભરી, તેણે દીઠો દાણનો ઘાટ;
તે મારગને પરહરી, ગોપી લીધી બીજી વાટ. ૧
જાતી દીઠી સુંદરી, ત્યારે બોલ્યા શ્રી અવિનાશ;
ગોપને આપી આજ્ઞા, તેડી લાવો મારી પાસ. ૨

# દાણલીલા

## કડવું ૧ લું—રાગ સામેરી

શ્રી ગુરુ ગણપતિને શિર નામી, પ્રથમે પ્રણમું ત્રિભુવનસ્વામી;
દેવી સરસ્વતી વાણી દીજે, દાણલીલા પદબંધ કીજે. ૧

### ઢાળ

પદબંધ કરું એક દાણલીલા, માંહી શબ્દના બહુ સ્વાદ;
હરિજનને પ્રિય લાગશે, કૃષ્ણ ગોપીનો સંવાદ. ૨
લોભીને ધન વંઝાને તન, તસ્કરને કાળી જામની;
એમ હરિજનને વલ્લભ લાગે, કથા સુંદર શ્યામની. ૩
માનુષી દેહ દોહેલે પામ્યો, સ્મરણ કીર્તન નવ કર્યું;
નિષ્ફળ જન્મ તેનો ગયો, યૌવન માતાનું હર્યું. ૪
સંવાદ ગોપી કૃષ્ણનો, જે ગાય શીખે સાંભળે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, તેને સાચી પ્રીતે સદ્ય મળે. ૫

### રાગ—કાનડો

મોહનજી મથુરાને મારગ, થઈ બેઠા છે દાણીરે;
મહિયારીનાં મહી લૂંટે, એ વાત રાધાજીએ જાણીરે. મોહન. ૧
ચંદ્રાવળી રાઈ ચંદ્રભાગા, લલિતા વિશાખા દાસીરે;
મનોરમા, રત્નાવળી રૂપાં, તેડી સાત *સાહેલી પાસરે. મોહન. ૨
બોલબંધ કીધો સખી સાથે, ચાલો આપણ જમના જઇયે;
ગોરસની ગોળી લ્યો માથે, સહુકો મહિયારી થઇયેરે. મોહન. ૩
સખી કહે કાં નહિ રાધાજી, સહુ અલબેલી સોડીરે;
દાણ રીત ભાંજે ભૂધરની, નથી આપવી એક કોડીરે. મોહન. ૪
ઘેર ઘેરથી ગોપી થઇ ટોળે, ગોષ્ઠિ ગોવિંદની વહાલીરે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરને, જિતવા સહુકો ચાલીરે. મોહન. ૫

## કડવું ૨ જું—રાગ મારુ

બોલબંધ કીધો વ્રજનારીરે, આજ જિતવા કુંજવિહારીરે;
એમ બોલ્યાં રાધિકા રાણીરે, જોઇએ કેમ થયા પ્રભુ દાણીરે. ૧

---

* અત્રે કવિની ભૂલ જણાય છે. શ્રી રાધિકાજીની અષ્ટ સખી છે ને તેનાં નામ આ પ્રમાણે છે:—લલિતા, વિશાખા, ચંદ્રભાગા, સંધ્યાવળી, તુંગભદ્રા, શ્યામા, ભામા ને તુલસી.

રખે કો આપો એકે કોડીરે, સહુ ઝગડો કરવા દોડીરે;
આપ આપણા સાથની ટોળીરે, માથે લીધી ગોરસની ગોળીરે. ૨
તાજી છાસને સદ્ય વલોવીરે, કઢ્યાં દૂધમાં સાકર ઘોળીરે;
દધી માખણ ને ઘૃત થીણાંરે, મેવા મીઠાઈ મગદળ ફીણયાંરે. ૩
ભાતભાતનાં ભોજન ભરિયાંરે, પ્રેમદાએ મસ્તક ધરિયાંરે;
પંચરંગી ઓઢાણી માથેરે, બાજુબંધ ચૂડલા હાથેરે. ૪
વીંટી અંગુઠી કંકણ ચૂડીરે, જોતાં અબલા દીસે ઘણું રૂડીરે;
શીષફૂલ રાખડી ને ત્રોટીરે, જાણે દિનકર પ્રગટ્યા કોટીરે. ૫
નાકે વેસર ભાલે ટીલીરે, શોભે આંખ આંજી છે રસીલીરે;
ગલુબંધ ગોફણો માળારે, શોભે દાંત રંગ્યા છે કાળારે. ૬
ઝમકે ઠમકે કંકણ કેલીરે, જાણે જુગ્મ થઈ હેમવેલીરે;
કેસર ચંદન ને કસ્તૂરીરે, વપુલેપન વાસ મધૂરીરે. ૭
પેર્યાં ચીર ચરણાં ને ચોળીરે, લાંબી લોબરી સાળુ પટોળીરે;
કોઈ પદ્મની ચિત્ત ચકોરીરે, કોઈ શામલડી કોઈ ગોરીરે. ૮
કોઈ મુગ્ધા બાળકિશોરીરે, કોઈ છેલછબીલી છોરીરે;
નાખે પ્રેમ પાસની દોરીરે, લે માધવનું ચિત્ત ચોરીરે. ૯
કરે વાત દેઈ દેઈ તાળીરે, આજ જિતવા શ્રી વનમાળીરે;
એમ બોલ્યાં રાધિકા રાણીરે, તમે સાંભળો સહિયર સમાણિરે. ૧૦
તમે બીશો મા મન બાઈરે, કદી આવે ગોવાળા ધાઈરે;
તમો ઉત્તર હાંકીને દેજોરે, સુખે નામ જ અમારું લેજોરે. ૧૧
આજ જિતવા કુંજબિહારીરે, સહુ ટોળે મળી બ્રીજનારીરે;
તમે સૈયર રાખજો ટેકરે; નથી આપવી કોડી એકરે. ૧૨
અમો ઝગડો હરિશું કરશુંરે, આજ જિતીને પાછાં ફરશુંરે;
જો હું કૃષ્ણનો નાદ ઉતારુંરે, તો નામ રાધિકા મારુંરે. ૧૩
દીઠા દૂર થકી શ્રી વનમાળીરે, બીજે માર્ગ ગઈ વ્રજબાળીરે;
ભટ પ્રેમાનંદના સ્વામીરે, સહુ સમજ્યા અંતરજામીરે. ૧૪

### કડવું ૩ જું–રાગ સાખી

બ્રીજનારી આણંદ ભરી, તેણે દીઠો દાણનો ઘાટ;
તે મારગને પરહરી, ગોપી લીધી બીજી વાટ. ૧
જાતી દીઠી સુંદરી, ત્યારે બોલ્યા શ્રી અવિનાશ;
ગોપને આપી આજ્ઞા, તેડી લાવો મારી પાસ. ૨

## વલણ

મદોન્મત્ત સહુ જાતિ દીઠી દૂરથી, વ્રજબાળારે;
શ્રી હરિએ તે અવસરે, હંકાર્યા સહુ ગોવાળારે. ૩

## ભુજંગી છંદની ચાલ

માથે માટ ગોરસનાં જાય ગોપી, ચાલી ચોરટી આપણું દાણ લોપી;
જઈ રીત લ્યો આપણી રાખો ખાળી, નાપે દાણ તો લાવજો પાછી વાળી. ૧
ધાયા ગોપ ઉતાવળા ચરણ ખેડી, ગ્રહી લાકડી પાવડી હાથ ગેડી;
આવ્યા વેગે ધાઈ પહોંતા પાંઉપ્યાદા, ઉન્મત્ત અદ્ભૂત આહીરજાદા. ૨
રહ્યા આણ દઈ આંતરી વાટ રોકી, કયહાં જાઓ છો ચોરટી નારે ટોકી;
નંદલાલ સાથે તમે રાઢ માંડી, કયહાં જાઓ છો પાધરો પંથ છાંડી. ૩
આ દાણ દયાળનું ગોપ માગે, જાવા દીજે તો અમારી રીત ભાંગે;
ઘેરી વાટ ગોવાળીયા ગર્વ ભાખે, બોલી બોલ સખિયો કો નવ સાંખે. ૪
રોકો પ્રેમદાને મહીમાટ માથે, બોલી નાયકા બોલ સખિ સર્વ સાથે;
ઓળખ્યા વિના રાઢ મિથ્યા વધારો, ગુણ હીણ ગોવાળિયા ગાય ચારો. ૫
કરો વાત મોટાઇની વેર વધારો, ખોશો લાજ કે આજે પાછા પધારો;
નહીં દાણ પામો તમો એક કોડી, હુતી તાત મીરાંત કે આવ્યા ક્રોડી. ૬
ઘણો લાભ લેશો તમો આજ ખેટી, કાને સાંભળી છે બ્રખૂભાન બેટી;
છઉં ધણિયાતાં નહીં જાઉં હાર્યાં, આજ રાધિકા આંહિ પોતે પધાર્યાં. ૭
સુણી ગોપનો સાથ બહુ ખેદ પામ્યો, આવ્યો કૃષ્ણ પાસે ત્યાં ગોપ સુદામો;
કહે ગોપ ગોવિંદને ગદ્ ગદ્ વાણી, છે એ ગોપીના જુથ્થમાં રાધા રાણી. ૮
બોલાવી ન બોલે અહીં નવ આવે, ધાયે મારવાં સર્વ કોને બિહાવે;
આપો આજ્ઞા તો જઈ જુદ્ધ કીજે, બ્રખૂભાનસુતાથકી નવ બીજે. ૯
કરી આંખ રાતી વદે કૃષ્ણ વાણી, એવી રાધિકા કોણ રાજાની રાણી;
મુને ગોપીએ જાણ્યો આહીર ભોળો, ફોડો માટ માથાતણાં મહીરે ઢોળો. ૧૦
આવે ઈંદ્ર રાણી તોય દાણ લેશું, લૂટો ગોરસાં રે અમો જવાબ દેશું;
સુણી ગોપ કોપ્યા ભડ સબળ ધાયા, તાણી તારુણીના ત્યાં પાલવ સાહ્યા. ૧૧
ગેડી આંકડે મોતીની માળા ત્રૂટે, પડે લાકડી પાવરી માટ ફુટે;
પીયે છાસ ગોવાળિયા મહીરે લૂટે, નાના ગોપના ગોપીઓ ગાલ ચુટે. ૧૨
બોલ્યાં રાધિકા ગોપિકા સર્વ વારી, ચાલો કૃષ્ણ પાસે સહુકો મહિયારી;
પશુપાળ પિંડારિયા દાણ માગે, ખોટા વાદ વિવાદમાં ખોડ લાગે;
વઢવાડ વણસાડવા વિવેક લાવી, પ્રેમાનંદ પ્રભુતણે પાસ આવી. ૧૩

## કડવું ૪ થું–રાગ મારુની દેશી

આવી મદોન્મત્ત સહુ નાર, જ્યાં વનમાળી છે;
છે ઝગડો કીધાનો વિચાર, ગોપે ખાળી છે. ૧
સંભળાય પરસ્પર વાત, એટલે ઉભી છે;
જેનાં ફોડ્યાં મહીનાં માટ, ગોવાળે દૂભી છે. ૨
છે ક્રોધે રાતી આંખ, મનમાં મળવું છે;
મનમાંહે છે અભિલાખ, જિતીને વળવું છે. ૩
જેણે ફોડ્યાં મહીનાં માટ, તેના કર સાહ્યા છે;
તેને છોડાવવાને ગોપ, બીજા સૌ ધાયા છે. ૪
જેહેને થયું છે જાન, તે વઢવા ચાલી છે;
ભાંગી ઢોળી નાખી છે છાશ, ગોળી કર ઝાલી છે. ૫
રાધાંએ મોકલી નાર, નામ તેનું રાઇ છે;
છે રૂપે સુંદર બાળ, ઘણું એક ડાહી છે. ૬
આવી અલબેલી તત્કાળ, જ્યાં વનમાળી છે;
છે યૌવનનું અભિમાન, શોભા સહુ ન્યાળી છે. ૭
બેઠા જ્યાં ગોકુળનાથ, કદમની છાંયા છે;
કંદર્પ કોટિ લાવણ્ય, પ્રભુની કાયા છે. ૮
આવી રાઇએ કર્યો પ્રણામ, જી વિનતિ મારી છે;
ગોકુળની આ સહુ નાર, દાસી તમારી છે. ૯
માંહોમાંહે લેવું શું દાણ, એ લઘુતાઈ છે;
જાશે નંદરાયની લાજ, જે પ્રભુતાઈ છે. ૧૦
ભોળી ગોકુળની સહુ નાર, જે વાયક સાંખ્યું છે;
જાણશે કંસાસુર કાળ, નંદને વાંકું છે. ૧૧
બીજી નારી કને લો દાણ, તેમાં શી બાધા છે;
આજ નથી લીધાનો લાગ, ટોળામાં રાધા છે. ૧૨
વારો ગોવાળિયાને નાથ, ઘણું સંતાપે છે;
પ્રેમાનંદ પ્રભુ શ્રીકૃષ્ણ, ઉત્તર શો આપે છે. ૧૩

## કડવું ૫ મું–રાગ કાલરો

અરે રાઈ તું ડાહી થઈ આવી, પ્રીતમાં ભય દેખાડેરે;
કહે તારી રાધા રાણીને, જે દાણ અમારું પહોંચાડેરે. અરે રાઈ. ૧

ગોકુળ વૃંદાવન છે મારું, તેમાં કંસતણું શું ચાલેરે;
જો રાધિકાનો પિતા આવે તો, દાણ અમારું આલેરે. અરે રાઈ. ૨
ડહાપણ આણી બોલે છે વાણી, તું રીત અમારી ભાંગેરે;
દાણ દધીનું આપતાં ગોપી, એવડું દુઃખ શું લાગેરે. અરે રાઈ. ૩
વઢો ઝગડો કે સાંજ પડો, પણ દાણ ગોરસનું લેશુંરે;
એ વાતે જે જન દુભાશે, તેહને ઉત્તર દેશું રે. અરે રાઈ. ૪
આજ્ઞા આપી ગોપ સર્વને, જાવા નવ કો પામે રે;
પ્રેમાનંદ પ્રભુને ચરણે, રત્નાવળી શિર નામે રે. અરે રાઈ. ૫

## કડવું ૬ ઠું–રાગ ખટ

સુંદર શ્યામળારે, આ પ્રીતમ પાતળા રે.–ટેક.
પ્રાણજીવન પ્રભુ છો મારા, નાગર નંદકિશોર;
અમે મહિયારી પારકી નારી, ન કીજીએ આવડું જોર. સુંદર. ૧
નંદરાયની આણ માનું છું, શ્યામ સાંભળ કાન;
મહી માટે ઉખળશું બાંધ્યો, તોય ન આવી સાન. સુંદર. ૨
કઠણ રાજ છે કંસનું રે, આવડો ન કરિયે વાદ;
કોઈ મળશે માથાની નારી, ઉતારશે તારો નાદ. સુંદર. ૩
ભલા ગોપની વહુ બેટીનાં, નિત્ય ભંગાવો માટ;
દાણ નોહે પણ ભીખ માગવી, લોકમાં કહેશે લાંઠ. સુંદર. ૪
લાંઠ કહો કે ભીખ કહો કે, કોહો કૃષ્ણ અજાણ;
પ્રેમાનંદ પ્રભુ કહે ગોપીને, આપો અમારું દાણ. સુંદર. ૫

## કડવું ૭ મું–રાગ કાફી

દાણ માગે રે, કાનુડો દાણ માગે રે;
આજ લગે નહીં સાંભળ્યું, કોણે લીધું આગેરે. કાનુડો. ટેક.
આગે સવાયાનું ગોરસું, તારે પૈસો જોઇએરે;
વેપાર દીઠો આ વ્રજનો, શું મૂળમાંથી ખોઇયેરે. કાનુડો. ૧
મટુકીમાં મિરાત આ મોટી, છે છાશનું પાણીરે;
તે છત ઉપર નહોતું જાણ્યું, કોઈ બેસશે દાણીરે. કાનુડો. ૨
દાણની દોલત જોડતામાં, મૂળગું ખોશો રે;
મહિમા જાશે નંદનો તે, લાલજી જોશો રે. કાનુડો. ૩

ભાંગી કોડી ભૂધરા, નહીં આપિયે મ્હોણી રે;
અમો ફરી જાશું ગોકુળ, રાખો છાશની દોણી રે. કાનુડો. ૪
પ્રેમાનંદ પ્રભૂ બોલિયા, શાને આકળાં થાઓ રે;
છાશની દોણી શું કરું, દાણ આપીને જાઓ રે. કાનુડો. ૫

## કડવું ૮ મું–રાગ પરજ

શ્યામ સોહામણારે, કહાન કોડામણારે;
સાંભળ અલ્યા શ્યામળિયારે, ગોકુળના શોહામણારે.–ટેક.
તું પતિવ્રતાનો બંધુ કહાવે, તારી કીકીમાંહે કામણરે. શ્યામ. ૧
તું ચોર ચિત્ત નવનીત તણો, ખુટ્યાં ગૌનાં દામણરે;
માત જશોદાએ ઉખળે બાંધ્યો, તોયે ન લાગી શીખામણરે. શ્યામ. ૨
તેં તો ગોકુળ રાખ્યું રેલતું, ધરિયો ગોવર્ધનરે;
માસી મારી ધાવતાં, તેં વશ કર્યા વ્રજજનરે. શ્યામ. ૩
બ્રહ્માદિકને ભોળવ્યા, તેં પીધો દાવાનળરે;
ચૌદ ભુવન માતાને દેખાડ્યાં, એવું તારું બળરે. શ્યામ. ૪
કંસરાયનું કોણ ગજું, તેં માર્યો છે દશસ્કંધરે;
મન માને તે કરો પ્રભુજી, કહે ભટ પ્રેમાનંદરે. શ્યામ. ૫

## કડવું ૯ મું–રાગ ખટ

મૂક્યા પિંડારિયા પ્રેરી, રાધાને લીધી ઘેરી;
હૃદેમાં રોશ આણી, બોલ્યા પછે ચક્રપાણી. ૧
જાએ કયમ દાણ લોપી, મળી આવી છે ગોપી;
દાણની રીત ભાંગે, ગોપને લાજ લાગે. ૨
ખળકે વેણ કાળી, ધૂતારી ધાબળા વાળી;
મહીનાં માટ માથે, સોનેરી ચૂડો હાથે. ૩
હીંડે છે કેડ ઘોળી, કસમસ થાયે ચોળી;
લટકે નાકે મોતી, મરકલડે જાય જોતી. ૪
ફેરવે કીકી કાળી, માંહો માંહે દેતી તાળી;
મનમાં ગાળ દેતી, મુખે કંઈ જાય કહેતી. ૫
પોતાના ગુણને ગાતી, મહિયારી મદમાતી;
છેડો ન ઓઢે શીશે, જોબનનું જોર દીશે. ૬

લટકે પાગ માંડે, પોતાની હઠ ન છાંડે;
એની જો હઠ મૂકાવું, તો દાણી નામ કહાવું. ૭
વઢતાં વાય જો વહાણું, સહુને વાજ આણું;
પ્રભુનો રોશ જાણી, રાધાજી બોલ્યાં વાણી. ૮

વલણ

રાધા કહે સહુ નારને, તમે રખે મેલો ટેકરે;
પ્રેમાનંદ પ્રભુ કૃષ્ણને, નથી આપવી કોડી એકરે. ૯

### કડવું ૧૦ મું–રાગ સોરઠી

લૂટે લૂટેરે મારગમાં ચોર, વસ્તીની વાટે;
એ તો નાગર નંદકીશોર, જમનાને ઘાટે.–ટેક.

કયમ જઈએ મથુરા નગરી, બેઠો દાણી જમના ઘાટેરે;
ગોપીજનને ખાળી રાખે, દાણની કોડી માટેરે. વસ્તી॰ લૂ॰ લૂ॰ ૧
કંસરાયની આણ ન માને, એને વાધ્યો ઘણો ઉન્માદરે;
વ્રજનારીનાં દૂધ દહીનો, શ્યામળિયો લે સ્વાદ. વસ્તી॰ લૂ॰ લૂ॰ ૨
નંદ સાધુ ને સતી જશોદા, આ કાનુડો કોણ સરખોરે;
સર્વાંગે ચંચળ ખોટારો, નખ શિખ બાઈ તેને નરખોરે. વસ્તી॰ લૂ॰ લૂ॰ ૩
એણે ઘેલાં કીધાં ગોપ ગોપીને, વળી વશ કર્યું વ્રજગામરે;
જમના ઘાટે દાણ દધીનાં, કાઢયું કુળમાં નામરે. વસ્તી॰ લૂ॰ લૂ॰ ૪
ઘરમાંથી મહી માખણ ચોરે, વળી માર્ગમાંહી મહી લૂટેરે;
પ્રેમાનંદ પ્રભુએ મુખ માગ્યું, દાણ આપે તે છૂટેરે. વસ્તી॰ લૂ॰ લૂ॰ ૫

### કડવું ૧૧ મું–રાગ કાફી

એની મેં જાત જાણી, નંદનો કુંવર દાણી;
ચોરીને છાશ પીતો, હાંકતાં ત્યારે બીતો–ટેક. ૧
મેં જાણ્યું જે કંસરાયે, બેસાડ્યો છે દાણી;
ચાલો ચોરને લઇને આપણ, મથુરામાં તાણી. એની મેં. ૨
મા બાપે બહુ લાડ લડાવ્યાં, તેણે પડી કુટેવ;
તો નામ મારું રાધિકા, એનો ઉતારું અહમેવ. એની મેં. ૩
મોરલીમાંહે મારી નાંખે, બોલે મીઠાં વેણ;
સાધવી નારીનાં સત્ય ચૂકાવે, કામણગારાં નેણ. એની મેં. ૪
કદમ ઉપર ચઢીને બેઠા, ચોરી આપણાં ચીર;
ઘરથકી ધૂતારો લંપટ, જોયાં નગ્ન શરીર. એની મેં. ૫

પાંપણ ઉપર પાઘ જ લેહેકે, લોબરી ઓઢી લાલ;
ઓ આવે આપણી ભણી, એની લટકતી છે ચાલ. એની મેં. ૬
સુખે વાણી વઢવાની ને, અંતરમાં આહ્‌લાદ;
પ્રેમાનંદ કહે કૃષ્ણલીલા, રાધા કૃષ્ણનો સંવાદ. એની મેં. ૭

### કડવું ૧૨ મું–રાગ ખટ

શ્રીકૃષ્ણ–ધૂતારી ઘુમટાવાળીરે, આંજ્યા વિના આંખડી કાળીરે;
જાઓ કાહાં આપ્યા પાખીરે, રાધાને રોકી રાખીરે.
વઢતાં વાયે વહાણુંરે, સહુએને વાજ આણુંરે–ટેક.
ઉંચી ને અલબેલડી રે, સુખ ઘણું ગુમાન;
જોબનિયાનું જોર જણાવે, હું ઉતારું અભિમાન. ધૂ. આં.
રાધિકા–નાનડી વયમાં નામ જ કાઢ્યું, લોક કરે વખાણ;
મોં ખાયે આંખ જ લાજે, માંહો માંહે શું દાણ.
ચાલો પાધરી વાટેરે, સાંખું છું નંદને માટે રે.–ટેક.
શ્રીકૃષ્ણ–આ ગોકુળમાં વસે ઘણી રે, મોટી જાત આહીર;
વહેવારની વાતે લજ્જા શાની, દીસે વઢકણની પીર. ધૂ. આં.
રાધિકા–પાધરી વાટે તે લહેરે, જેને હોયે એ બાપ;
દાણની શું તેં મહોર કરાવી, કંસે કીધી શું છાપ. ચા. સાં.
શ્રીકૃષ્ણ–છાપ તો તારો બાપ કરાવે, રાંકડો વૃષભાન;
અમો કુંવર નંદજીતણા, કોની નવ માનું આણ. ધૂ. આં.
રાધિકા–સમજી બોલો શ્યામળા વહાલા, લોક સાથે શાં લાડ;
ભીખ માગીને પેટ ભરો તો, પરમેશ્વરનો પાડ. ચા. સાં.
શ્રીકૃષ્ણ–ગોપી ગાળ દીયો અદકેરી, છે જોરાવરનો પોરો;
ભીખ માગ્યાની પેર કહું, તું કાન ધરની ઓરો. ધૂ. આં.
રાધિકા–કાન ધર્યાનું કામકાજ શું છે, સમજ્યાં મનની વાત;
એવો કો દેખતી નથી જે, સુને અડાડે હાથ. ધૂ. આં.
શ્રીકૃષ્ણ–જો આવે રાણી ઇંદ્રાણી, તો મૂકી જાએ માન;
તારું સર્વસ્વ લેઉં સુંદરી, તો નામ ધરાવું કાન. ધૂ. આં.
રાધિકા–તું ૭ વરસનો છોકરો ને, ચોરી પીતો છાશ;
સર્વસ્વ આપું શ્યામળા, તું આવે જો મુજ પાસ. ચા. સાં.

લટકે પાગ માંડે, પોતાની હઠ ન છાંડે;
એની જો હઠ મૂકાવું, તો દાણી નામ કહાવું. ૭
વઢતાં વાય જો વહાણું, સહુને વાજ આણું;
પ્રભુનો રોશ જાણી, રાધાજી બોલ્યાં વાણી. ૮

વલણ

રાધા કહે સહુ નારને, તમે રખે મેલો ટેકરે;
પ્રેમાનંદ પ્રભુ કૃષ્ણને, નથી આપવી કોડી એકરે. ૯

## કડવું ૧૦ મું–રાગ સોરઠી

લૂટે લૂટેરે મારગમાં ચોર, વસ્તીની વાટે;
એ તો નાગર નંદકીશોર, જમનાને ઘાટે.–ટેક.

કયમ જઈએ મથુરા નગરી, બેઠો દાણી જમના ઘાટેરે;
ગોપીજનને ખાળી રાખે, દાણની કોડી માટેરે. વસ્તી૦ લૂ૦ લૂ૦ ૧
કંસરાયની આણ ન માને, એને વાધ્યો ઘણો ઉન્માદરે;
વ્રજનારીનાં દૂધ દહીનો, શ્યામળિયો લે સ્વાદ. વસ્તી૦ લૂ૦ લૂ૦ ૨
નંદ સાધુ ને સતી જશોદા, આ કાનુડો કોણ સરખોરે;
સર્વાંગે ચંચળ ખોટારો, નખ શિખ બાઈ તેને નરખોરે. વસ્તી૦ લૂ૦ લૂ૦ ૩
એણે ઘેલાં કીધાં ગોપ ગોપીને, વળી વશ કર્યું વ્રજગામરે;
જમના ઘાટે દાણ દવીનાં, કાઢયું કુળમાં નામરે. વસ્તી૦ લૂ૦ લૂ૦ ૪
ઘરમાંથી મહી માખણ ચોરે, વળી માર્ગમાંહી મહી લૂટેરે;
પ્રેમાનંદ પ્રભુએ સુખ માગ્યું, દાણ આપે તે છૂટેરે. વસ્તી૦ લૂ૦ લૂ૦ ૫

## કડવું ૧૧ મું–રાગ કાફી

એની મેં જાત જાણી, નંદનો કુંવર દાણી;
ચોરીને છાશ પીતો, હાંકતાં ત્યારે બીતો–ટેક. ૧
મેં જાણ્યું જે કંસરાયે, બેસાડ્યો છે દાણી;
ચાલો ચોરને લઇને આપણ, મથુરામાં તાણી. એની મેં. ૨
મા બાપે બહુ લાડ લડાવ્યાં, તેણે પડી કુટેવ;
તો નામ મારું રાધિકા, એનો ઉતારું અહમેવ. એની મેં. ૩
મોરલીમાંહે મારી નાંખે, બોલે મીઠાં વેણ;
સાધવી નારીનાં સત્ય ચૂકાવે, કામણગારાં નેણ. એની મેં. ૪
કદમ ઉપર ચઢીને બેઠો, ચોરી આપણાં ચીર;
ઘરચકી ધૂતારો લંપટ, જોયાં નગ્ન શરીર. એની મેં. ૫

પાંપણ ઉપર પાઘ જ લેહેકે, લોબરી ઓઢી લાલ;
ઓ આવે આપણી ભણી, એની લટકતી છે ચાલ. એની મેં. ૬
મુખે વાણી વઢવાની ને, અંતરમાં આહ્‌લાદ;
પ્રેમાનંદ કહે કૃષ્ણલીલા, રાધા કૃષ્ણનો સંવાદ. એની મેં. ૭

## કડવું ૧૨ મું–રાગ ખટ

શ્રીકૃષ્ણ–ધૂતારી ઘુમટાવાળીરે, આંજ્યા વિના આંખડી કાળીરે;
જાઓ કાહાં આપ્યા પાખીરે, રાધાને રોકી રાખીરે.
વઢતાં વાયે વહાણુંરે, સહુએને વાજ આણુંરે–ટેક.
ઉંચી ને અલબેલડી રે, મુખ ઘણું ગુમાન;
જોબનિયાનું જોર જણાવે, હું ઉતારું અભિમાન. ધૂ. આં.
રાધિકા–નાનડી વયમાં નામ જ કાઢયું, લોક કરે વખાણ;
મોં ખાયે આંખ જ લાજે, માંહો માંહે શું દાણ.
ચાલો પાધરી વાટેરે, સાંખું છું નંદને માટે રે.–ટેક.
શ્રીકૃષ્ણ–આ ગોકુળમાં વસે ઘણી રે, મોટી જાત આહીર;
વહેવારની વાતે લજ્જા શાની, દીસે વઢકણની પીર. ધૂ. આં.
રાધિકા–પાધરી વાટે તે લડેરે, જેને હોયે બે બાપ;
દાણની શું તેં મહોર કરાવી, કંસે કીધી શું છાપ. ચા. સાં.
શ્રીકૃષ્ણ–છાપ તો તારો બાપ કરાવે, રાંકડો વૃષભાન;
અમો કુંવર નંદજીતણા, કોની નવ માનું આણ. ધૂ. આં.
રાધિકા–સમજી બોલો શ્યામળા વહાલા, લોક સાથે શો લાડ;
ભીખ માગીને પેટ ભરો તો, પરમેશ્વરનો પાડ. ચા. સાં.
શ્રીકૃષ્ણ–ગોપી ગાળ દીયો અદકેરી, છે જોરાવરનો પોરો;
ભીખ માગ્યાની પેર કહું, તું કાન ધરતી ઓરો. ધૂ. આં.
રાધિકા–કાન ધર્યાનું કામકાજ શું છે, સમજ્યાં મનની વાત;
એવો કો દેખતી નથી જે, મુને અડાડે હાથ. ધૂ. આં.
શ્રીકૃષ્ણ–જો આવે રાણી ઇંદ્રાણી, તો મૂકી જાએ માન;
તારું સર્વસ્વ લેઉં સુંદરી, તો નામ ધરાવું કાન. ધૂ. આં.
રાધિકા–તું છ વરસનો છોકરો ને, ચોરી પીતો છાશ;
સર્વસ્વ આપું શ્યામળા, તું આવે જો મુજ પાસ. ચા. સાં.

શ્રીકૃષ્ણ–તું મદમાતી આહીરડી, હું નિપટ નાનું બાળ;
બાળપણું દેખાડશું, થવા દેની સંધ્યા કાળ. ધૂ. આં.
રાધિકા–સંવાદ કરતાં દિવસ વીત્યો, અબળા આકળી થાય;
પ્રેમાનંદ પ્રભુ જાવા દીજે, ગોપિકા લાગે પાય. ચા. સાં.

## કડવું ૧૩ મું—રાગ કાફી

સુંદર શ્યામળા રે, અમો હાર્યાં ને જિત્યો તુંયરે;
ત્યારે લેતો તે લે હમણાં, તારે જોઇએ શુંય ? સુંદર શ્યામળારે.–ટેક ૧
દિવાકર અસ્તાચળ પહોંચ્યો, પડી પ્રભુજી સાંજરે;
પરણ્યા પિયુજીને ઉત્તર દેવા, કયમ તજીએ ઘર માઝ. શું. શ્યામ. ૨
સાસુ વાઘણ નંણદી નાગણ, જેઠ તે જેવો જમરે;
સુરભિસુત સરખો સ્વામી, તેને ઉત્તર દીજે કયંમ. શું. શ્યામ. ૩
અંતે લ્યો તે લ્યો હમણાંથી, અસુર અમને થાય રે;
ગૃહસ્થાશ્રમની બેડી મોટી, જઈ દોવી છે ગાય. શું. શ્યામ. ૪
તમો પુરુષ ને અમો નારી, દોહલો લોકાચારરે;
ટુંકારા માટે મરવું પડશે, અબળાનો અવતાર. શું. શ્યામ. ૫
તમો અમ સાથે કૌતક કીધું, અમો કીધું છે હાસરે;
આજ થકી તમારી ત્રિકમ, મૂલે લીધી દાસ. શું. શ્યામ. ૬
પ્રથમ આવીને તમ સંઘાતે, કીધો જે સંવાદરે;
અઘટતું બોલાયું હોય તે, ક્ષમા કરો અપરાધ. શું. શ્યામ. ૭
અમો આવશું મહી વેચવા, તમો તે લેજો દાણરે;
ગોરસકેરું શું ગજું છે, અમે તે સોંપ્યા પ્રાણ. શું. શ્યામ. ૮
અમને તો નવે ગમે દીઠું કો, તમ વિણ ગોકુળનાથરે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, વેચાયાં તમારે હાથ. શું. શ્યામ. ૯

## પદ ૧૪ મું–રાગ ખટ

જિત્યા જીવણને હારી સુંદરીરે લોલ;
લોકાચાર ને ઘર ગઈ વીસરીરે લોલ. ૧
વિઠ્ઠલજીએ વાહી વાંસળીરે લોલ;
ગોપી વિહ્વળ થઈ સહુ વ્યાકુળીરે લોલ. ૨
અકળ ગતિ તે નવ જાયે કળીરે લોલ;
ગોકુળ ગઈ તે ગોપની મંડળીરે લોલ. ૩

દાણ વિવાદ ત્યાં ભાંગી ગયોરે લોલ;
રસ ઓધ હ્રદયા હર્ષજ થયોરે લોલ. ૪
શ્યામળિયોજી તો ત્યાં સજ થયારે લોલ;
ગોપી સાથે તે કુંજભવન ગયારે લોલ. ૫
ગોરસ ગોળી મેલી તે સહુએ વેગળીરે લોલ;
સહૂ વહાલાજીને વીંટી વળીરે લોલ. ૬
ત્યારે રાધાજીને કહે શ્રીહરિરે લોલ;
લજ્જા મનથી મૂકો પરહરીરે લોલ. ૭
એવું સુણતામાં રાધા હસીરે લોલ;
ભાગ્યો ઘુંઘટ, ચીર ગયું ખશીરે લોલ. ૮
દીધું આલિંગન હેત વ્યાપિયુંરે લોલ;
કુંજમાંહે રહી રતિ સુખ આપિયુંરે લોલ. ૯
જેટલી હૂતી વ્રજ સુંદરીરે લોલ;
તેટલાં રૂપ ધરિયાં શ્રી હરિરે લોલ. ૧૦
દાણ મિસે તે લીલા બાજી થઈરે લોલ;
રંગવિલાસમાં રજની વહી ગઈરે લોલ. ૧૧
ગયો ચંદ્ર ને ભાનુ ઉગ્યો સહીરે લોલ;
ત્યારે વ્રજ વનિતાને સાન થઈરે લોલ. ૧૨
પ્રેમાનંદ પ્રભુને પાયે પડીરે લોલ;
સહુ ગોપીએ વિદાય માગી લળીરે લોલ. ૧૩

### પદ ૧૫ મું—રાગ ધન્યાશ્રી

નમો નારાયણ રાધા રાણી, દુઃખ ભંજન દામોદર દાણી;
ઘેર ગઈ ગોપિકા આનંદ આણી, પ્રભુજીની માયા કોણે ન કળાણી. નમો. ૧
પડોશણ સાસુ નણંદ જેઠાણી, કરે વાત પરસ્પર અંગ એંધાણી;
સુણે ભણે દાણલીલા ધન્ય તે પ્રાણી, જમકિંકર ન શકે તેનેરે તાણી. નમો. ૨
એ અદ્‌ભુત લીલા બુદ્ધ સારુ વખાણી, જેમ સાગરથી ભર્યું ચંચળ પાણી;
તેમ પ્રેમાનંદે દાણલીલા વખાણી, શરણાગત રાખો સારંગપાણી. નમો. ૩

# નળાખ્યાન

## કડવું ૧ લું-રાગ કેદારો

શંભુસુતનું ધ્યાન જ ધરું, સરસ્વતીને પ્રણામ જ કરું;
આદરું, રુડો નૈષધનાથ રે. ૧

### ઢાળ

નૈષધનાથની કહું કથા, પુણ્યશ્લોક જે રાય;
વૈશંપાયન વાણી વદે, અર્ણિક પર્વ મહિમાય. ૨
રાજ્ય હારી ગયા પાંડવ, વસ્યા દ્વૈત વનમોજાર;
એકલો અર્જુન ગયો કૈલાસે, આરાધ્યા ત્રિપુરાર. ૩
પશુપતાકાસ્ત્ર પશુપતિયે આપ્યું, પછે ગયો સ્વર્ગમાંહે;
કાલકેતુ પુલોમા માર્યો, પંચ વર્ષ રહ્યો તાંહે. ૪
યુધિષ્ઠિરરાય અતિ દુઃખ પામ્યા, ઉપન્યો ઉદ્વેગ;
પુનરપિ પારથ નહીં આવ્યો, ભાઇએ કીધો તાંહાં નવો નેગ. ૫
એવે સમે એક તાપસ આવ્યો, બૃહદશ્વ એવું નામ;
પૂજા કીધી પાંડવે, આપ્યો વસવાનો ઠામ. ૬
ચાતુર માસ તાંહાં રહ્યા, કુંતીસુત કરે સેવાય;
રાત રાતના વારા ફરતી, પાંડવ ચાંપે પાય. ૭
એક વાર યુધિષ્ઠિર બેઠા, તળાંસવાને ચર્ણ;
તે સમે અર્જુન સાંભર્યો, ભરાયું અંતસ્કર્ણ. ૮
ધર્મરાયને ઋષિજી પૂછે, જળે ભીના પગ માહારા;
શે દુઃખે સતવાદી રાજા, નેત્રે ભરે જળધારા. ૯
ધર્મ કહે સાંભળીએ સ્વામી, ઉઠી ગયો અર્જુન;
અવળા સવળી સાલે સવ્યસાચી, માટે કરું છૌ રુદન. ૧૦
ભીમસેનની પાસે જો હું, માગું દાતણ પાણી;
બડબડતો જાએ રીસાવી, લાવે વૃક્ષ મોહોટું તાણી. ૧૧
પ્રાતઃસામગ્રી નકુળ પાસે, કદાપિ જો મેં માંગી;
એક પોહોર તો વાર લગાડે, એટલી કરે વરણાગી. ૧૨

સહદેવને જો કામ દેઉં, સાધુ મંન ન આણે રોષ;
પણ મધ્યાહ્નને ઘરમાંથી નીસરી, જોતો જોતો જોષ. ૧૩
દક્ષિણ દિશાએ જોગણી જો, જાઉં તો દુઃખ પામું;
પૂર્વ દિશાએ પરવરું તો, ચંદ્રનું ઘર છે સાહામું. ૧૪
એવી રીત તો ત્રણે ભાઇની, મુજથી નવ સહેવાય;
દ્રૌપદીને મોકલું તો, હરણ કરી કો જાય. ૧૫
વણ માગે વેળાએ આપે, જે જોઇએ તે આણી;
ફળ જળ મુખ આગળ લેઈ મેહેલે, તે તો ગાંજીવપાણી. ૧૬
તેહના ગુણ હું નથી વિસરતો, રહ્યો છૌં હૃદયા રાખી;
સુખ સંતોષ વિના છૌં સૂનો, મુનિ હું પારથ પાખી. ૧૭
નિઃશ્વાસ મૂકી ધર્મ એમ પૂછે, કોહોને બૃહદશ્વ ઋખી;
વન વસવું ને વિજોગ પડીઓ, હું સરખો કો દૂખી. ૧૮
રાજ્યાસન ધન ભુવન રિધ, તેહ અમો સર્વ હારી;
એહવું કોને હવું હશે સ્વામી, પીડા પામે નારી. ૧૯
વળતા વાણી વદે બૃહદશ્વજી, શું આણે વૈરાગ;
નળ દુઃખ પામ્યો અરે પાંડવ, નથી તેહેનો સોમો ભાગ. ૨૦
રૂપ રાજ્ય ને ધન બળ તે, ન મળે નળસમાન;
અનેક કષ્ટ તેહના જેવું, કો ન ભોગવે રાજાન. ૨૧
ભીમકકુમારી નળની નારી, રૂપ શું કહું સુખ માંડી;
તે રાણી જાહાં નહીં ફળ પાણી, નળે વનમાં છાંડી. ૨૨
દાસીરૂપ ધર્યું દમયંતી, કુબડું થયું નળગાત્ર;
તેહનાં દુઃખ આગળ યુધિષ્ઠિર, તાહરું દુઃખ કોણ માત્ર. ૨૩
કર જોડીને ધર્મ એમ પૂછે, કોહો મુજને ઋષિરાય;
ઘણું દુઃખ પામ્યો નળરાજા, શા કારણ કહેવાય. ૨૪
કોણ દેશનો નરેશ કહાવે, કેમ પરણ્યો દમયંતી;
તે રાણી નળે કેમ છાંડી ને, કાંહાં મૂકી ભમયંતી. ૨૫
ઉતપત્ય કોહો નળદમયંતીની, અથ ઇતિ કથાય;
દુખી આનું દુઃખ સાંભળતાં માહારી, ભાગે મનની વ્યથાય. ૨૬

વલણ

વ્યથા ભાગે માહારા મનની, કહે યુધિષ્ઠિર રાજાનરે;
વદે વિપ્ર પ્રેમાનંદ તે, નળતણું આખ્યાનરે. ૨૭

## કડવું ૨ જું–રાગ ગોડી

બૃહદશ્વજી મુખ વાણી વદે, રાય યુધિષ્ઠિર ધરતા હૃદે;
નૈષધ નામે દેશ વિશાળ, રાજ્ય કરે વીરસેન ભુપાળ. ૧
તેહને સુરસેન બાંધવ જંન, તે બેહુને એકેકો તંન;
તે રૂપે પુટડા જેવા કામ, નળ પુષ્કર બન્યોનાં નામ. ૨
પછે નળને આપી રાજ્યાસંન, પિતા કાકો બન્યો ગયા વંન;
ચલાવે રાજ્ય નળ મહામતિ, પુષ્કરને કીધો સેનાપતિ. ૩
જિત્યા દેશ વધારી ખ્યાત, શત્રુ માત્ર પમાડ્યા શાંત;
ભૂપતિ સર્વ નૈષધને ભજે, નર પુષ્કરે કીધો દિગ્વિજે. ૪
પ્રજા સુએ ઉઘાડે બાર, ન કરે ચોરી ચોર ચખાર;
સત્યે યમપતિ કીધો સાધ, પુરમાંહે કોને નહીં વ્યાધ. ૫
કનકે ભરીઆ છે કોઠાર, જેહવાં ધન તેવા દાતાર;
જાચકનાં દારિદ્રય કાપીઆં,નળે મુખ માંગ્યાં દાન આપીયાં. ૬
ભિક્ષુક કહે ભલું નળનું રાજ, ગયું દુઃખ હોલાણી દાઝ;
કીર્તિ થઈ નળની વિસ્તીર્ણ, જેમ સૂરજના પસરે કીર્ણ. ૭
પુણ્યશ્લોક ધરાવ્યું નામ, વૈષ્ણવ કીધું બાધું ગામ;
ઘેર ઘેર હરિકીર્તન, એકાદશી વ્રત કરે હરિજન. ૮
ચારે વરણ પાળે નિજધર્મ, ધ્યાયે દેવ વ્યાપક પરિબ્રહ્મ;
નળે લીધો એટલો નેમ, માગ્યું દાન આપે કરી પ્રેમ. ૯
જો આવે મસ્તક માગનાર, તો આપતાં ન લગાડે વાર;
ઉત્તર દક્ષિણ પૂરવ પશ્ચ, વીરસેન સુતનો વાધ્યો યશ. ૧૦
ત્યારે પુષ્કરને થઇ અદેખાઈ, મુજ થકી વાધ્યો પિતરાઈ;
નળને નમે પ્રજા સમસ્ત, એ આગળ હું પામ્યો અસ્ત. ૧૧
એહવું જાણી મન આણી વૈરાગ્ય, ગયો વન ઘર કીધું ત્યાગ;
નળનો વાળ્યો તે નવ વળ્યો, દારુણ વનમાં પોતે પળ્યો. ૧૨
જઇને સેવ્યું પર્વત શૃંગ, તળે વહે છે નિર્મળ ગંગ;
શલ્યાનું કીધું આસંન, પાંદડાનું કીધું છત્ર રાજંન. ૧૩
માનસી રાજ માંડ્યું વનતણું, કોકિલ ગાન કરે છે ઘણું;
આ મૃગ તે અશ્વ માહારે કારણે, દ્રુમ પ્રતિહાર ઉભા બારણે. ૧૪
ભુંડ હરતી પૃથ્વી પરજંગ, એ રાજ કેમે ન પામે ભંગ;
કો લુંટી લેવા આવી નવ ચડે, ઉઘાડે બાર ખાતર નવ પડે. ૧૫

એણીપેરે માંડયું રાજ્યાસંન, અણચાલતે વશ કીધું મંન;
એ કથા એટલેથી રહી, નળ રાજા શું કરતો તહીં. ૧૬
જ્યારે પુષ્કર ઉઠી વનમાં ગયો, ભાઈ વિના ભૂપ એકલો રહ્યો;
નિષ્કંટક રાજ્ય એકલો કરે, ધર્મ આણ રાજાની ફરે. ૧૭
માગાં મોકલે દેશ દેશના ભૂપ, નળ જોવડાવે કન્યાનું રૂપ;
શરીર કુળમાંહે કહાડે ખોડ, કહે ન મળે કો મારી જોડ. ૧૮
બત્રીસ હોય લક્ષણ સંપૂર્ણ, તેનું હું કરું પાણીગ્રહણ;
એમ કરતાં વહી ગયા દિન્ન, એવે આવ્યા નારદ મુંન. ૧૯

વલણ

નારદ મુનિ પધારીઆ, સુણ યુધિષ્ટર ભૂપાળરે;
પછે વેણા પાણીએ કેમ મેળવ્યું, નળનું વેવીસાળરે. ૨૦

## કડવું ૩ જું-રાગ રામગ્રીની દેશી

એણીપેર બોલ્યા બૃહદશ્વ વાણીજી, નળને ઘેર આવ્યા વેણાપાણીજી;
વીરસેનસુતે દીધું માનજી, અર્ધપાદ્યે પૂજ્યા ભગવાનજી. ૧

ઢાળ

પૂજ્યા નારદ આદર આણી, હૃદેમાં અતિ પ્રેમ;
અન્યોન્યે પૂછીઓ, સમાચાર કુશળ ક્ષેમ. ૨
રાજ્યાસન સૂનું નળનું દેખી, નારદ ઋષિ એમ પૂછે;
પટરાણી દિસતાં નથી એ, કોહોની કારણ શૂં છે ? ૩
આસને બેસવું રાણી વિના, તેહનો મોટો દોષ;
પછે પ્રતિઉત્તર વિચારી નળ, બોલીઆ ધરી શોષ. ૪
નળ કહે તમો પ્રજાપતિના, પુત્ર વેણાધારી;
જાણતા હશો બ્રહ્માજીએ, માહરે નિરમી છે કો નારી ? ૫
સપ્તદ્વીપ નવખંડમાંહે, કાંઈ કન્યા કોટા કોટ;
ઋષિ હું વરું એવી નવ મળે. શકે છે કન્યાની ખોટ ? ૬
રૂપ તાંહાં કુળ નહીં કુળ તાંહાં નહીં ચાતુરી ચાલ;
કો સકળ લક્ષણ હોય પૂરણ, તો હું પરણું તત્કાળ ? ૭
નારદ ઋષિ તવ ઓચર્યા, એમ ન કીજે ભૂપ;
તારા સરખું નવ મળે, કો શ્યામાનું સ્વરૂપ. ૮
પણ એક કન્યા અલૌકિક છે, વેદ જેહેને વરણે;
તે ઇંદ્રને ઇચ્છે નહીં તો, તુંને કાંહાંથી પરણે ? ૯

નળ કહે એ મહા મુનિ તે, કન્યાનું કોણ નામ ?
કવણ રાયની દીકરી ને, કવણ તેહનું ગામ ? ૧૦
નારદ કહે સકળ દેશ મધ્યે, ઉત્તમ વિદર્ભ દેશ;
ત્યાંહાં રાજ્યાસન કરે છે, ભીમક નામ નરેશ. ૧૧
તેહને ઘેર એક તારુણી, વજ્રાવતી નામ અભિધાન;
પુણ્યદાન અપાર કીધાં, પણ પેટે નહીં સંતાન. ૧૨
એવે સમે એક દમન નામે, આવીઓ તાપસ;
આતિથ્ય કીધું તેહનું ને, જમાડ્યો ખટ રસ. ૧૩
ઘણા દિવસની ગઈ ક્ષુધા, ને પામીઓ સંતોષ;
ત્રિકાળ જ્ઞાને જાણીઓ, રાણીનો વંઝા દોષ. ૧૪
પૂછીને ત્યાં ખરું કીધું, નિશ્ચે નહિ સંતાન;
કરુણા આણી આપિયું, રાય રાણીને વરદાન. ૧૫
ત્રણ પુત્ર ને એક પુત્રી, હશે રૂપનાં ધામ;
એંધાણી રાખજે એટલી, જે મહારે નામે નામ. ૧૬
એહેવું કહીને ઋષિજી, પામીઆ અંતરધાન;
કેટલે દિવસે રાણીને પછે, આવીઆં સંતાન. ૧૭
દમન, દંતુ, દુર્દમન, દમયંતી નામ જ ધર્યાં;
હર્ષ પામ્યો ભૂપતિ, બાળક ચારે ઉછર્યાં. ૧૮
દમયંતી જે દીકરી તે, મુખે વરણી ન જાય;
અંગ તણી તો ઉપમા, નળ કશીએ ન અપાય. ૧૯

વલણ

ઉપમા ન અપાય નળ મેં, એમ બોલ્યા વેણાધારી રે;
નળ કહે નારદ પ્રત્યે, તેહનું રૂપ કહો વિસ્તારી રે. ૨૦

કડવું ૪ થું—રાગ આશાવરી

નારદનાં વચન સુણી, બોલ્યા નૈષધધણી;
ભીમક તણી કુંવરી છે, કેહેવી ફૂટડી રે. ૧

ઢાળ

ફૂટડી કેહેવી દમયંતી, કહો તેનું વીખાણ;
નારદ કહે રે સાંભળો, વીરસેન સુત સુજાણ. ૨
ગુણ ચાલ ને ચાતુરી, અદ્ભુત સુંદર મેશ;
તેહને હું કેમ વર્ણવું, વર્ણવી ન શકે શેષ. ૩

બુદ્ધિ પ્રમાણે માનનીનું, કરું છું વરણુંન:
જ્યમ સાગરમાંથી ચાંચ જળની, ભરે પક્ષીજંત. ૪
દમયંતીનો ચોટલો, દેખી અતિ સોહાગ;
અભિમાન મૂકી લજ્જા આણી, પાતાળ પેઠો નાગ. ૫
ભીમક સુતાનું વદન સુધાકર, દેખીને શોભાય;
ચંદ્રમા તો ક્ષીણ પામી, આભમાં સંતાય. ૬
સૃષ્ટિ કરતાં બ્રહ્માજીએ, ભર્યું તેજનું પાત્ર;
તે તેજનું પ્રજાપતિયે ઘડ્યું, દમયંતીનું ગાત્ર. ૭
તેમાંથી કાંઈ શેષ વાધ્યું, ઘડતાં એરો પડિયો;
બ્રહ્માએ એકઠું કરીને, તેનો ચંદ્રમા ઘડિયો. ૮
નળ કહે નારદને, એ વખાણુ ભાવ ન પહોંતો;
દમયંતી હમણાં અવતરી, ચંદ્ર પહેલો નહોતો? ૯
નારદ કહે બ્રહ્માજીએ, સઉ પહેલી ઘડીને રાખી;
પણ પૃથ્વિમાં અવતારી નહિ, ભરથાર એવા પાખી. ૧૦
વિરંચિએ વૈદર્ભી નાંખી, ઉદય હવડે પામી;
તે જો અહિંયાં અવતરી, તો નિર્મ્યો હશે કો સ્વામી. ૧૧
નળ કહે આગળ વિસ્તારો, એ ભેદ મેં સાંભળિયો;
ચંદ્ર પહેલી ચતુરાં, સંદેહ મનનો ટળિયો. ૧૨
નારદ કહે સાંભળો રાજા, મીન ને મધુકર;
નેત્ર ભ્રુકુટી દેખિને, જળ કમળ કીધાં ઘર. ૧૩
નાસિકા વેસર દેખીને, કળાધર ને કીર;
તેણે અરણ્ય પર્વત સેવિયાં, ધારી શકયા નહિ ધીર. ૧૪
દમયંતીના અધર દેખી, પેટ વેધ્યું પ્રવાળી;
એ કામિનીનો કંઠ સાંભળી, કોકિલા થઈ કાળી. ૧૫
રસના વાણી સાંભળી, સરસ્વતીને આવ્યો વૈરાગ;
કુંવારી પોતે રહી, સંસાર કીધો ત્યાગ. ૧૬
દંત દેખી દાડમ ફાટ્યું, કપોત સંતાડે મ્હોંને;
તે નાદ કરતો ફરે વનમાં, કહે દુઃખ કહું હું કોને? ૧૭
દમયંતીનાં કુચ દેખી, હાર્યું કુંજર કૂળ;
તે હિંડતાં ચાલંતાં હાથી, માથે ઘાલે ધૂળ. ૧૮

હસ્તકમળથી કમળ હાર્યું, જળમાં કીધું ઘર;
ઉદર દેખી દમયંતીનું, સુકાયું સરોવર. ૧૯

### વલણ

સરોવર સુકાયું સાંભળી, નળરાય મનમાં રંજ્યા;
દમયંતીની જંઘા દેખી, કેળ રહી કાક વંઝા. ૨૦

### કડવું ૫ મું–રાગ સામેરી

દમયંતી છે દોષ રહીતા, તેના ગુણની ગાઊં ગીતા;
નારદજી વાયક એમ બોલે, નહિ ઉપમા તારુણીની તોલે.
દમયંતી દોષ રહીતા, તેના ગુણની ગાઊં ગીતા. ટેક. ૧
જોઈ ભિમક સુતાની કટી, સિંહની જાત વનમાં ઘટી;
હંસને પણ થઈ ચટપટી, ચાલ્ય ગોરીની આગળ મટી. દમયંતી. ૨
રામા અંગની રોમાવળી, વનસ્પતી દવે મરે છે બળી;
તેનાં વસ્ત્ર રહ્યાં જળહળી, દેખી આભમાં પેસે વીજળી. દમયંતી. ૩
પગપાનીથી હાર્યો અળતો, રહે અબળાને પાગે લળતો;
નેપુરનો નાદ સાંભળતો, રહે ગાંધર્વનો સાથ બળતો. દમયંતી. ૪
વરણથી ચંપક નવ ભજિયો, માટે મધુકરે તેને તજિયો;
એવું રૂપ બ્રહ્માએ સજિયું, બીજું કોઈ નથી નીપજિયું. દમયંતી. ૫
હવે શણગાર વખાણું સોળ, મંજન ચીર હાર તંબોળ;
ઉઠે સુગંધના કલ્લોલ, અંગે અરગજાના રોળ. દમયંતી. ૬
શીશફૂલ રત્નરાખડી, શોભે ભમ્મરમાં ચુની જડી;
ગોફણો રહ્યો અંગશું અડી, કટિમેખલાશું પડે વઢી. દમયંતી. ૭
ગળુબંધ કંઠે નવરંગ, મુક્તાહાર છે બે સંગ;
શકે ગિરિ કરીને ભંગ, સ્તન મધ્યે વહે છે ગંગ. દમયંતી. ૮
વાયે ઓઢણી રહિ છે ઉડી, ખળકે કંકણ ને કર ચુડી;
રૂપે રતિ તો સંભ્રમે બુડી, એવી કોઈ મળે નહિ રુડી. દમયંતી. ૯
વાજે નેપુર કેરા ઝણકા, અંગુઠે અણુવટનો ઠણકા;
અંગુલિયે વીછવાનો રણકા, બોલે મધુર ઝાંઝરિનો ઝણકા. દમયંતી. ૧૦
જેણે દમયંતી નવ જોઈ, તેણે ઉમર એળે ખોઈ;
જાણે કાયા કનકની લોઈ, એવી જગમાં બીજી ન કોઈ. દમયંતી. ૧૧
જેમ નદીમાં ભાગીરથી, તેમ શ્યામામાં શ્રેષ્ઠ સર્વથી;
ત્રણ લોકમાં જોડી નથી, જાણે સાગરથી કાઢી મથી. દમયંતી. ૧૨

ઈંદ્રાદિક પરણવા ફરે, મહીલા મનમાં નવ ધરે;
આશ્વનીકુમાર આગળ પળે, તે ન આવે આંખ્યજ તળે. દમયંતી. ૧૩
જ્યારથી એ પુતળું અવતરિયું, નારી માત્રનું માન ઉતરિયું;
દમ્યું જગત સ્વરૂપ ઉદે કરિયું, માટે દમયંતી નામ ધરિયું. દમયંતી. ૧૪
જોગી થઈ તજ્યું હશે સર્વસ્ત, તીર્થ નાહ્યો હશે સમસ્ત;
ગાળ્યાં હશે હીમાળે અસ્ત, તે ગ્રસશે દમયંતીનો હસ્ત. દમયંતી. ૧૫
વખાણુ સાંભળિને સબળ, રુધિર અટવાયું પળ પળ;
નારદ પ્રત્યે બોલ્યો નળ, સ્વામી પરણવાની કહો કળ? દમયંતી. ૧૬
નારદ કહે મારું કહેણુ ન લાગે, હું નવ જાણું તારે માગે;
મને મોહનાં બાણુ વાગે, બ્રહ્મચર્યવ્રત મારું ભાંગે. દમયંતી. ૧૭
એવું કહી પામ્યા અંતરધાન, મોહ પામ્યો નળ રાજાન;
લાગ્યું દમયંતીનું ધ્યાન, કામજ્વર થયો વહ્નિ સમાન. દમયંતી. ૧૮
વૈદ મોટા મોટા આવે, વગડાની ઔષધિ લાવે;
તાપ કોઇયે ન શમાવે, મંત્રી કહે શું થાશે હાવે. દમયંતી. ૧૯

### વલણ

હવે શું થાશે કહે મંત્રી, વિચારે છે મનરે;
નીલાં વસ્ત્ર પહેરી અશ્વે બેશી, નળ રાય ચાલ્યો વનરે. ૨૦

## કડવું ૬ ઠું-રાગ વસંત

અનંગ અનળ તે નળને પ્રગટ્યો, વન ગયો વહ્નિ સમાવા;
હયે બેઠો ચિંતામાં પેઠો, લાગ્યો આકુળ વ્યાકુળ થાવા. અનંગ. ટેક. ૧
નીલાં વસ્ત્ર ને નીલો વાઘો, મૃગયાનો શણગાર;
અઘોર વનમાં રાયે દીઠું, માનસરોવર સાર. અનંગ. ૨
સુભટ સાથે કોય મળે નહિ, એકલો ન પડે ગમ્ય;
હયથકો હેઠો ઉતરીને, વન જોવા લાગ્યો રમ્ય. અનંગ. ૩
વૃક્ષ વારુ ચારોળીનાં, ચંદન ચંપા અનંક;
નાનાવિધનાં પુષ્પને ભારે, વળિ રહ્યાં છે વંક. અનંગ. ૪
મોગરો મરડાઈ રહ્યો ને, મગી અરણી ને મરેડી;
આંબલિ આવળ ને અગથિયા, એખરા ને અરેડી. અનંગ. ૫
કદલિ થંભ શોભે અતિ સુંદર, સાકર સરખી શેલડી;
લવિંગલતા ને લિંબુ લલિત વળી, વિરાજે વૃક્ષવેલડી. અનંગ. ૬

નાળીએરી નારંગી નૌતમ, નીચાં નમ્યાં બહુ નેત્ર;
ફોફળિ ફાલસિ સુંદર દીસે, ખજુર ખારેકનાં ક્ષેત્ર. અનંગ. ૭
પીપળા પીપળિ વડ ને ગુલર, દાડમડી ને પલાશ;
અશ્વથિ ઉતરી નળ રાજાયે, વન નિરખ્યું ચોપાસ. અનંગ. ૮
જળ ફળ સબળ દેખી નળ હરખ્યો, ઉત્તમ આંબા સાખ;
બાબચિ બીજોરી ને ચિનિકબાલા, ઝુલે ઝુમખા દ્રાખ. અનંગ. ૯
સુંદર કુમુદનિ સરોવરમાંહે, વાયુ પ્રહારે નમંતી;
દેખી અનળ તે બમણો વ્યાપ્યો, સાંભરી દમયંતી. અનંગ. ૧૦
શીતળ વાયુ વહ્નિ સરખો, લાગે રાયને તંન;
નગ્ન વૃક્ષ છે કદળીનાં, તેને દેતો આલિંગન. અનંગ. ૧૧
રેભન ચુંબન કરે ફૂળને, થડથી મરડી પાડે;
મુખથી શબ્દ કરે જેમ કોઈ, મોટો મેગળ ત્રાડે. અનંગ. ૧૨
એવે સમે બહુ હંસ ત્યાં દીઠા, સુવર્ણનાં છે અંગ;
તે દેખી દમયંતી વિસરી, ટળી ગયો અનંગ. અનંગ. ૧૩
નહોતું દીઠું તે મેં દીઠું, આવ્યો દીસ અનુક્રમી;
આવી કનકની જાત પંખીની, બ્રહ્માયે ક્યારે નિરમી ? અનંગ. ૧૪
એક હાથ પડે એમાંથી, પાળું પાસે રાખું;
રમાડું જમાડું એને, દુઃખદહાડા ખોઈ નાખું. અનંગ. ૧૫
શરપ્રહાર કરું જો એને, તો એ થાય નિધન;
ગ્રહણ કરવું જોઇએ જીવતું, ભૂપ વિમાસે મન. અનંગ. ૧૬
એવે સકળ પંખીનો રાજા, દીઠો પૃથ્વીમાંય;
વૃક્ષતણે થડ નિદ્રા કરીને, ઉભો છે એક પાય. અનંગ. ૧૭
તેને દેખી નળ મનમાં હરખ્યો, ભેદ કરી પરવરિયો;
અંબર ઓઢી અંગ સંકોડી, શ્વાસ રુંધન કરિયો. અનંગ. ૧૮
દ્રુમ થડ પુંઠે નળ ભડ આવ્યો, બેશી આઘો ચાલ્યો;
લાંબો કર કરી લઘુલાઘવીમાં, પંખીનો પગ ઝાલ્યો. અનંગ. ૧૯

વલણ

ઝાલ્યો પંખી જાગી ઉઠ્યો, નળને કીધા ચંચના પ્રહારરે;
પછે પોતાની વાણીએ કરી, કરવા લાગ્યો પોકારરે. ૨૦

## કડવું ૭ મું–રાગ મારૂ

હંસે માંડ્યોરે વિલાપ, પાપી માણસાંરે; શું પ્રગટ્યું મારું પાપ. પા૦
એ કાળા માથાના ધણી, પા૦ જેને નિર્દયતા હોયે ઘણી. પા૦
એ તો જીવને મારે તતખેવ, પા૦ હવે હું મુઓ અશ્વમેવ. પા૦
ટુંપી નાખશે માહરી પંખાય, પા૦ મુને શેકશે અગ્નિમહાંય. પા૦
કોણ મૂકાવે કરી પક્ષ, પા૦ માહારે મરવું ને એહેને ભક્ષ. પા૦
આ મજ સરખું રતન, પા૦ તે એળે થાશે નીર્ધન. પા૦
ટળવળી મરશે માહરી નાર, પા૦ તે જીવશે કેહેને આધાર. પા૦
ગ્રહ્યો નારીએ દીઠો નાથ, પા૦ ધાયો સહસ્ર સ્ત્રીનો સાથ. પા૦
નાથ ઉપર ભમે સ્ત્રીવૃંદ, પા૦ ઘણું કરવા લાગ્યાં આક્રંદ. પા૦
હંસીએ દીધો શાપ, પા૦ તારી સ્ત્રી એમ કરજે વિલાપ. પા૦
હંસ નારીને કહે વચંન; હંસી સાંભળોરે;
તમે જાઓ સર્વ ભુવંન, આંહાંથી પાછાં વળોરે.
જે કાંઈ લખ્યું હશે બ્રહ્માય, હં૦ તે અક્ષર નવ ઘોવાય. આં૦
કેમ છૂટીએ કર્મના બંધ, હં૦ આપણો એટલો હશે સંબંધ. આં૦
જો અણઘટતું કીધું અમે, હં૦ મને વારી રાખ્યો નહિ તમે. આં૦
આપણે વસવું વૃક્ષ ને વ્યોમ, હં૦ આજ મેં નિદ્રા કીધી ભોમ. આં૦
જે થાએ થાનકભ્રષ્ટ, હં૦ તે પામે મહારી પેર કષ્ટ. આં૦
સર્વને દેઉં છૌં શીખામણ, હં૦ તમો ધરણિ મા મૂકશો ચર્ણ. આં૦
એમ કહેતો સ્ત્રીને ભરતાર, હં૦ દેખી નળે કીધો વિચાર. આં૦
પંખી સર્વ પામ્યાં છે રોષ, હં૦ તે દે છે મુજને દોષ. આં૦
તમો હંસ ધરો વિશ્વાસ, હં૦ હું નવ કરવાનો નાશ. આં૦

### વલણ

નવ કરવાનો નાશ એહેવી, વાણી નળે કહીરે;
વચન સુણી નળરાયનાં, હંસને વાચા થઇરે.

## કડવું ૮ મું–રાગ મારૂ

મનુષની પેરે પંખી બોલ્યો, મુને મુકી જુઓ એક વાર;
પ્રાણદાન તું આપીશ તો, કાંઈ કરીશ ઉપકાર. ૧
મૂક મુજને સર્વથા આ, રુવે છે સહસ્ર સુંદરી;
એહેને આસના વાસના કરીને, હું આવીશ તુજ કને ફરી. ૨

વચન સુણી વીર વિસ્મે પામ્યો, અલ્યા હવે નહિ ચૂકું;
રૂપ ને વાણી બે ગુણ તુજમાં, મરતાં લગે નવ મૂકું. ૩
હંસ કહે વિશ્વાસ આણો, અમો બ્રહ્માના વાહંન;
આકાશ અવનિ એક થાયે તો, જુઠું ન બોલું વચંન. ૪
નળ કહે હું વીરસેન સુત છૌં, નૈષધ માહારું ગામ;
દેશપતિ ને ક્ષત્રી કેવળ, નળરાય માહારું નામ. ૫
હુંથી વિઘ્ન થાયે નહીં, પ્રાણની પેરે પાળું;
અમો રાજવંશીને રૂડું લાગે, તારૂં બોલવું રઢીઆળું. ૬
ખટપટ ટાળો મરણની ને, રખે આણો શોક;
એમ જાણી રોહો મુજ પાસે, જાવાની આશા ફોક. ૭
પંખી કહેરે પુણ્યશ્લોક માહારી, માતા રોઇ રોઈ મરશે;
એકનો એક છૌં તેહને, માતા કેહેને જોઈ ઠરશે. ૮
એક સહસ્ર રુએ છે નારી, ઘેર ત્રણ છે પટરાણી;
માહારૂં બંધન જાણી સર્વકો, તત્ક્ષણ તજશે પ્રાણી. ૯
વાહાલી સ્ત્રીએ પુત્ર પ્રસવ્યો, મેં તેહનું મુખ નથી જોયું;
અરે નળરાજા હું રંકનું તેં, સુતનું સુખ કાં ખોયું? ૧૦
આપણ બન્યો મિત્ર થયા, તેહેનો સૂરજ દેવતા સાખી;
રૌરવ નરકે હું પડું જો, ન પાળું વાચા ભાખી. ૧૧
ગુરુદ્રોહી સ્વામીદ્રોહી, એ પાતિક લાગે મુજને;
જો નારીને મળી આવી, શીશ ન નમાવું તુજને. ૧૨
ત્રાહે ત્રાહે કરી નળ બોલ્યો, મૂકું છું નિરધાર;
તું જાણે પરમેશ્વર જાણે, સમતણો વિચાર. ૧૩
પ્રતિજ્ઞા માટે મૂકું છું, મળવાને તારી નાર;
નહિ આવે તો શું કટક ચઢાવું, કે તુંને કહાડું ન્યાત બહાર? ૧૪
એહવું કહીને પંખી મૂકયો, હંસ ઉડ્યો આકાશ;
રુદન મા કરશો એમ કહેતો, આવ્યો પ્રેમદા પાસ. ૧૫
સમાચાર કહ્યો શ્યામાને, સમજાવી સુંદરી;
વળાવી નારીને પોતે, આવ્યો નળકને ફરી. ૧૬
જેમ કો અંધ આનંદ પામે, ફરી આવે લોચંન;
તેમ રાયનું હંસને દેખી, હરખ્યું અતિસે મંન. ૧૭

ભૂપ કહે આ કાળને વિષે, પંખી બહુ સતવંત;
પ્રતિજ્ઞા પાળી પોતાની તુંને, વાહલા હશે ભગવંત. ૧૮
હંસ કહે હો ભૂપતિ, સાંભળ માહરા મિત્ર;
બોલ્યું વાયક પાળીએ નહિ તો, કાગ ને અમો શો અંત્ર ? ૧૯

### વલણ

અંતર શો અમો કાગ કરતાં, મિત્ર જો અમારી પેર રે;
હંસ સાથે અશ્વ બેસી, નળરાય ચાલ્યો ઘેર રે. ૨૦

### કડવું ૯ મું–રાગ દેશાખ

નળરાજા મંદિર આવીઓ, સુભટ હંસ સાથે લાવીઓ;
સૈન્ય સઘળું સહામું જાય, હંસને દેખી વિસ્મે થાય. ૧
આ વસ્ત કાંહાંથી પામ્યા રાજાન, એણી પેરે પૂછે પરધાન;
નળ કહે સરોવર માન, તાંહાંથી મૂને આપ્યો ભગવાન. ૨
એ માહારે થયો છે વીર, એમ કહી આવ્યો મંદીર;
કનકનું કીધું પિંજર, હંસને રહેવાનું ઘર. ૩
એકઠા બેસી બન્યો જમે, દ્યૂત ક્રીડા તે રસિયા રમે;
અન્યોન્ય કાઢી લે તંબોલ, મુખે વાણી કરતા કલ્લોલ. ૪
હંસવિના ન ચાલે ઘડી, પ્રેમ રેહેણે પ્રીત જે જડી;
અશોક વાટિકામાં એક વાર, બન્યો બેઠા ગુણ ભંડાર. ૫
હંસે વાત વ્રેહેની કરી, ત્યારે નળને દમયંતી સાંભરી;
દૂમો જામ્યો અકસ્માત, નેત્રે કીધું આંસુપાત. ૬
હંસ પૂછે મારા વીર, તાહારે નયને કાં વહે છે નીર ?
નળ કહે શું પૂછે મૂને, એટલું સૂજ નહીં પડે તૂને ? ૭
પરણ્યા કુંવારા ન જુઓ અમો, ઘરમાં ભાભી દીઠી હશે તમો ?
હંસ બોલે ને કર ઘસે, મેં જાણ્યું ભાભી પીહેર હશે. ૮
તમો કુંવારા ન જાણ્યા માટ, શું પૃથ્વીમાં કન્યાનો દાટ ?
પોતાની પાંખે લોહ્યું જળ, ખગે રોતો રાખ્યો નળ. ૯
મરકલડું કરી મહીપતિ, મિત્ર સાથે બોલ્યો વીનતિ;
જે દહાડે મેં તમને ગ્રહ્યા, તે બોલ શું વિસરી ગયા ? ૧૦
તેં કહ્યું નળ મૂક એક વાર, કાંઈ હું એ કરીશ ઉપગાર;
ભાઇ તે બોલ્યું કહી એ પાળશો, એ મોહોટું દુઃખ કયારે ટાળશો ? ૧૧

વળતો હંસ કહે મહારાજ, હું સરખું કાંઈ સોંપો કાજ;
મહા કઠણ જે કારજ હશે, તે હું સેવકથી સર્વે થશે. ૧૨
નળ કહે તમો કરો સર્વથી, પણ મહારી જીભ ઉપડતી નથી;
કપરું કામ કેમ દેવાય, કદાપિ થાય કે નવ થાય ? ૧૩
ન થાય તો તમો પામો ખેદ, લાજે ઘેર નાવો વાયક વેદ;
હંસ કહે અમથો નવ વળું, હું રીસાવાનું નોહું પૂતળું. ૧૪
ચૌદ લોકમાં ગયાની ગત્ય, તાહરું કારજ થાશે સત્ય;
નળ કહે હો પંખીજંન, શરીર સુનાનું ચંચ રતંન. ૧૫
એહેવી તમારી દીસે દેહ, કાંહાંથી વર પામ્યા ભાઈ એહ;
હંસ ભણે સાંભળ હો નળ, સરોવરમાં છે સોનાનાં કમળ. ૧૬
નિત્ય ભોજન કરવું તેહ, જેવું જમવું તેવી દેહ;
પાળ પગથીએ જડ્યાં રતંન, ચંચ ઘસું અમો પંખીજંન. ૧૭
તેહેની વળગે છે રેખાય, માટે રત્નજડિત ચંચાય;
હવે માં પૂછશો આડી વાત, કામ શૂં છે કાહોની ભ્રાત ? ૧૮
નળ કહે એક વિદર્ભ દેશ, કુંદનપુર ભીમક નરેશ;
તેહને દમયંતી દીકરી, કારણરૂપે તે અવતરી. ૧૯

**વલણ**

કારણરૂપે તે અવતરી, વણ દીઠે મોહ થયો અમને;
તે નારીસું વેહેવા મેળવો, એહવું માગું છૌં તમકને. ૨૦

## કડવું ૧૦ મું—રાગ રામગ્રી

હસીને બોલ્યો વિહંગમ વાણીજી, ભ્રાત શું માગ્યું લજ્જા આણીજી ? ૧

**ઢાળ**

માગી માગીને શુંરે માગ્યું ? એક દમયંતી નારી ?
દેવકન્યા આણી આપું તો, કવણ ભીમક કુમારી ? ૨
વિદ્યાધરી ને કિન્નરી, ગાંધ્રવી તે રૂપનિધાન;
તે નારીનાં રૂપ આગળ, દમયંતી મૂકે માન. ૩
કોટી કન્યા પરણાવું, પદ્મની ગૌર ગાત્ર;
તેહેની કાંતિ આગળ દમયંતી, તે દીસે દાસી માત્ર. ૪
અતળ વિતળ સુતળ તળાતળ, રસાતળ પાતાળ;
ત્યાં પેસી નાગકન્યા આણી આપું, કોણ ભીમકની બાળ ? ૫

નળ કહે હું સકળ શ્યામા, પામ્યો પંખી રાય;
કોટી કારજ તેં કર્યાં, મેળવ વૈદર્ભીસું વેહેવાય. ૬
એક માસનો વાયદો, હંસે કર્યો સુજાણ;
ત્યારે નળ કહે ત્રીસ દહાડા, ત્રીસ જુગ પ્રમાણ. ૭
ત્યારે દિવસ આઠની અવધ કરી, કહેતો ગયો ગુણવાન;
પીઠી કરજો રાજાજી, તત્પર કરજો જાન. ૮
ભૂપ કહે પ્રયાણ તે, હંસ મેં ન કહેવાય;
હું તો તું વિના એકલો, પ્રાણ વિના જેમ કાય. ૯
હવે એમ જાણી વિલંબ મા કરશો, રખે કરતા કોસું સ્નેહ;
જો અવધ ઘટશે આવ્યાની તો, પડશે માહારો દેહ. ૧૦
વિશ્વાસ આપ્યો વીરને, પછે પરવર્યો ખગેશ;
થોડે કાળે આવીઓ, જાંહાં વિદર્ભ દેશ. ૧૧
ભીમક રાયના ઘરની વાડી, ત્યાં દમયંતીનું ધામ;
તે વાડી મધ્યે આવી હંસે, લીધું નળનું નામ. ૧૨
ચંદ્રમા મસ્તકે આવ્યો, પૂર્ણિમા મધ્ય જામની;
સખી સાથે દ્યૂત રમે છે, દમયંતી જે ભામની. ૧૩
તેણે સમે તાંહાં હંસલે, વખાણ્યો નળ રાજાન;
શબ્દ સુંદર સાંભળી, શ્યામાએ ધરિયો કાન. ૧૪
હરિ વદનીએ હંસ દીઠો, બેઠો ચંપક છોડ;
આ શું સુનાનું સાવજું, થયું ઝાલવાનું કોડ. ૧૫
શોભતું ને બોલતું, કરે નળની વિખાણ;
એ પંખી કર ચડે નહીં તો, તજું માહારો પ્રાણ. ૧૬
અબળા હેઠી ઉતરી, ઝાંઝર કાઢ્યાં તત્કાળ;
હંસે દીઠી કામની, ત્યારે બેઠો નીચી ડાળ. ૧૭
દોડે આડી અવળી અંગના, કરે ઝાલવાનો ઉપાય;
હાથમાંથી હંસ નહાસે, ચપળ નવ ઝલાય. ૧૮
પંખી કેહેરે પ્રેમદા, અમો કમળના રહેનાર;
નળ વિના કો ન ઝાલે, તું કોણ જે ગ્રેહેનાર? ૧૯

વલણ

ગ્રેહનાર તું કોણ મૂર્ખી, તુંને કાંહાંથી નળની શુદ્ધરે?
વચન સુણીને વામાએ, વિચારી ઝાલવાની બુદ્ધરે. ૨૦

## કડવું ૧૧ મું–રાગ મારુ

ચતુર ભીમકની કુમારી, તેણે અકલીત વાત વિચારી;
નથી હંસ દેતો મુને સાહાવા, પણ નવ દેવું એહેને જાવા. ૧
પંખી ધીરે કમળને કાજે, હાથ આપ્યા મને મહારાજે;
જોગવાઈ જગદીશે મેલી, મારી કમળ જેવી હથેલી. ૨
શરીર સઘળું કહીંએ સંતાડું, પાણપંકજ એહેને દેખાડું;
પોતાનાં વસ્ત્ર દાસીને પહેરાવી, બેઠી ચેહેબચામાં આવી. ૩
મસ્તક મૂકયું પલાશનું પાન, વિકાસી હથેલી કમલ સમાન;
મધ્ય મૂકયું જાંબુનું ફળ, જાણે ભ્રમર લે છે પીમળ. ૪
પોતે નાસિકાએ ગણગણતી, ભામા ભમરાની પેરે ભણતી;
હંસે હરિવદની જાણી, ન હોય પંકજ પ્રેમદાનો પાણી. ૫
એસું જઈ થઈ અજ્ઞાન, પરણાવવો છે નળ રાજાન;
આનંદ આણી અંબુજભણી ચાલ્યો, બેસતાં અબળાએ ઝાલ્યો ૬
દમયંતી કહે શેં ન નાઠો, હલ્યા ગાહુઓ થઇને ગાઠો ?
મુને દોડાવી કીધી દુ:ખી, મુઆ પહેલાં હું ન ઓળખી ? ૭
તારા અવગુણ નહીં સંભારું, મુને બાપના સમજો મારું;
હંસ કહે શું જાઓ છો ફૂલી ? નથી બેઠો હું ભ્રમે ભૂલી. ૮
હુંમાં પ્રાક્રમ છે અતિ ઘણું, ચંચપ્રહારે તારા હસ્ત હણું;
દમયંતી કહે, હંસ ભાઈ, તારે મારે થઈ મિત્રાઈ. ૯
અન્યોન્યે તે બોલ જ દીધો, હાથેથી મૂકીને ખોળે લીધો;
તમો વિખાણ કીધું સબળ, તે ભીઆ કોણ છે નળ ? ૧૦
તેનાં કોણ માત ને તાત ? મુને વિખાણી કહો વાત;
હંસ બોલ્યો મુખે તવ હસી, અબળા દીસે ઘેલી કશી. ૧૧
તેના ગુણ બ્રહ્મસભામાં ગવાય, નળ તે વિષ્ણુ આગળ વખણાય;
એ ભીઆ મોટા ચતુરસુજાણ, જે હું નળની કરુંરે વિખાણ. ૧૨
નળ દીઠો નહી તે નર રોઝ, સાંભળ્યો નહીં તે વ્રખડો જ;
જોયો નહીં તેનાં લોચન કહેવાં ? મોરપીછ ચાંદલીઆ જેવાં. ૧૩
એટલામાં મન વિહ્વલ કીધું, ચિત્ત મહિલાનું આકરશી લીધું;
બહુ કર જોડીને નમયંતી, હંસ પ્રત્યે કહે દમયંતી. ૧૪

હું પૂછું છૌં બીહીતી બીહીતી, નળની કથા કહો અથ ઇતિ;
છે બાળક વૃદ્ધ જોબન ધામ, શે અર્થે નળ ધરાવ્યું નામ. ૧૫
તમે આવડો જીભે વરણ્યો, છે કુંવારો કે પરણ્યો;
એવાં વચનને સાંભળી, ત્યારે હંસ બોલ્યો કળકળી. ૧૬
નળ છે કુંવારો નથી કન્યા, છે બ્રહ્માનો મોટો અન્યા;
અમો કોટાનકોટ નારી નિરખી, ન મળે નળને પરણવા સરખી. ૧૭
એકવાર બ્રહ્માએ શું કરીઉં, સકળ તેજ એક પાત્રમાં ભરીઉં;
તે તેજનો ઘડ્યો નળરાય, કાંઇએક રજ વાંધી પાત્રમાંય. ૧૮
તેની એક થપોલી હવી, આકાશે ઉપન્યો રવી;
વહાણે સાંજે નળ બાહેર નીસરે, તેજવંત વનમાં ફરે. ૧૯
સૂરજ ઝાંખી કહાડે કોર, વહાણું સાંજ તેણે ટહાડો પોહોર;
અદૃષ્ટ જ્યારે થાય રાજાન, નિશ્ચેત ભાનુ તપે મધ્યાહ્ન. ૨૦

### વલણ

મધ્યાહ્ને નળ જાય મંદિરમાં, માટે સૂરજ તપે ઘણું;
હંસ કહે હો હરિવદની, શું વિખાણુ કરું તે નળતણું. ૨૧

### કડવું ૧૨ મું–રાગ જેતશ્રી

હંસ ભણે હો ભામિની, બ્રહ્માંડ ત્રણ જોયાં સહી;
નળની તુલના મેળવું પણ, મહીતળમાં તૂલના કો નહી.–તુલના૦ ૧
જુગ્મ રવિસુત રૂપ, આગળ જાય નાખી વાટ;
ગંભીરતાએ વર્ણવું, પણ અરણવમાં ખારાટ.–તુલના૦ ૨
શીતળતાએ શશિ હાર્યો, મૂકી કળા પામે કષ્ટ;
તેજથી આદિત ફરે નાઠો, મેરુ કેરી પૃષ્ઠ.–તુલના૦ ૩
ઐશ્વર્ય યુદ્ધ ઇંદ્ર હાર્યો, ઉપાય કીધા લાખ;
નળ આગળ મહિમા ગયો માટે, મહાદેવ ચોળે રાખ.–તુલના૦ ૪
નૈષધ રાયના રૂપ આગળ, દેવને થઈ ચિંતાય;
રખે આપણી સ્ત્રિયો વરે નળને, સર્વે માંડી રક્ષાય.–તુલના૦ ૫
લક્ષ્મીનું મન ચંચળ જાણી, વિષ્ણુ મન વિમાસે;
પ્રેમદાને લઈ પાણીમાં પેઠા, બેટા શેષને વાંસે.–તુલના૦ ૬
હીમસુતાને હર લેઈ નાઠા, ગયા ગૂફામાંય;
સહસ્ત્ર આંખો ઇન્દ્રે કરી, કરવા નારીની રક્ષાય.–તુલના૦ ૭

સિદ્ધિ બુદ્ધિને ધીરે નહીં, રાખે ગણપતિ અહોનિશ પાસ;
ઋષિપત્નીને ઋષિ લેઈ નાઠા, જઈ રહ્યા વનવાસ.—તુલના૦ ૮
પાતાળમાં લેઈ પદ્મનીને, વસિયા વરુણ તે ભૂપ;
સ્વાહાને સાચવવા વહ્નિયે; ધર્યાં અડતાળિશ રૂપ.—તુલના૦ ૯
ચંદ્ર ને સૂરજ નાઠા ફરે છે, રખે વરતી નારી;
નારદજી આગળથી ચેત્યા, માટે રહ્યા બ્રહ્મચારી.—તુલના૦ ૧૦
હંસ ભણે હો ભામિની, એમ સઉએ શ્યામા સંતાડી;
નળના વપુના નામથી, સર્વે સૃષ્ટિ કષ્ટ પમાડી.—તુલના૦ ૧૧
પુરુષને અદેખાઇનું બળવું, નારીને દહે કામ;
અનલ પ્રગટ્યો સર્વને, માટે નળ ધરાવ્યું નામ.—તુલના૦ ૧૨
જપ તપ વ્રત જેણીએ કર્યાં હશે, સેવ્યો હિમપર્વત;
તે નારી નરને પરણશે જેણે, કાશી મૂકાવ્યું કરવત.—તુલના૦ ૧૩
બ્રહ્માજીની સૃષ્ટિમાં કો, ન મળે જાચક રૂપ;
નળને દાને દારિદ્રય છેદ્યાં, ભિક્ષુક કીધા ભૂપ.—તુલના૦ ૧૪
ત્યારે નરમ થઈ દમયંતી બોલી, નિર્મળ નળ ભૂપાળ;
જેમ તેમ કરતાં ભાઈ મારો, ત્યાં મેળાવ વેવિસાળ.—તુલના૦ ૧૫
હંસ કહે ફોકટ ફાંફાં જેમ, વામણો ઇચ્છે આંબાફળ;
તેમ તુજને ઇચ્છા થઈ, ભરતાર પામવા નળ.—તુલના૦ ૧૬
હજાર હંસ હું સરખા ફરે છે, નૈષધપતિના દૂત;
ખપ કરી પરણાવીએ, તો તું સરખું કંઈ ભૂત.—તુલના૦ ૧૭
વચન સુણી વિહંગમનાં, અબળાએ મૂક્યો અહંકાર;
ભુંડા એમ શું મુને નિર્ભંછા, આપણે મિત્રચાર.—તુલના૦ ૧૮
સ્નેહ છે સત્કર્મનો એમ, વદે વેદ ને ન્યાય;
એમ જાણી પરણાવ મુજશું, લાગું તારે પાય.—તુલના૦ ૧૯

વલણ

પાયે લાગું ને નળ માગું, હવે આવી તારે શર્ણેરે;
નહીંતર પ્રાણ જાશે મહારા, ને પીંડ પડશે ધર્ણેરે. ૨૦

## કડવું ૧૩ મું—રાગ વેરાડી

હંસ ભણે હો ભગિની મારી, ભીમક રાજ કુમારી;
નિશ્ચય નળ તુજને પરણાવું, મુને દયા આવે છે તારી. હંસ ભણે. ૧

અમો મળતાં ને પ્રાણ જ આપું, પૂરું મનની આશ;
તારો મોહ લગાડું નળને, નાખી ઉંચા નીચા પાશ. હંસ ભણે. ૨
એક જડીબુટ્ટી સુંઘાડું નળને, તત્ક્ષણ થાશે ઘેહેલો;
આફણીએ આંહાં આવીને રહેશે, વહેલો સર્વની પેહેલો. હંસ ભણે. ૩
નળને તું નિરધાર પરણશે, એ માહારો સંકેત;
રખે ત્યાર પેહેલી કોને વરે, પછે હું થાઉં ફજેત. હંસ ભણે. ૪
આવશે નળનાં રૂપ લેઇને, દેવતા મોટા ધાતી;
વણ તપાસે વરીશ મા, રખે ડાહી થઈ વાહતી. હંસ ભણે. ૫
નળ અમરમાં વેહેરો શું છે, ઓળખાવ્યો તે વેશ;
દેવ રહેશે અંત્રિક્ષ ઉભા, નવ મળે નીમેષ. હંસ ભણે. ૬
સ્વયંવર તું ધર રચાવે, વળી કરે એક વાનું;
તારો પિતા નોહોતરું મોકલે, તું પત્ર લખજે છાનું. હંસ ભણે. ૭
હંસરાયનાં વચન સુણીને, વામા કરે વિદાય;
જાઓ કહું તો મારી જીભ કાપું, ગયા વિના કામ ન થાય. હંસ ભણે. ૮
હોરે વિહંગમ હોરે વિહંગમ, મારો વિરહનો વ્હનિ સમાયો;
વીરસેનસુતને વિવાહ અર્થે, વીરા વેહેલા વેહેલા લાવો. હોરે વિ૦ ૯
તારો વહોણી નળનો વિજોગ છે, હું એ એ દુઃખે દુઃખાળી;
અન્ન ન ભાવે નિદ્રા ન આવે, મેળાપ તમારા ટાળી. હોરે વિ૦ ૧૦
વિશ્વાસ આપીને વાત વેહેવાની, રખે જાતા વીસરી;
સ્વયંવરમાં નળ નહીં આવે તો, પ્રાણ જાશે નીસરી. હોરે વિ૦ ૧૧
જો તમો નાથ આણી નહિ આપો, તો કોણ આપશે વળતું ?
મોટું પુન્ય છે મનુષ્ય રાખ્યાનું, અનંગ અગ્નિથી બળતું. હોરે વિ૦ ૧૨
માત તાત ને સગા ભાઈ, હું તેને લાજું કહેતી;
કેમ કહું નળને પરણાવો મુને, સર્વે કહે અલેતી. હોરે વિ૦ ૧૩
ગુહ્ય વાત તે મિત્રને કહીએ, વહાલાની હોય ચોરી;
વણ રોગે આ વપુની વેદના, તું હંસ જાણે મોરી. હોરે વિ૦ ૧૪
તારી આશા સૂત્રનો તંતુ, પ્રાણ રહ્યો છે વળગી;
વિહવા વાત મિથ્યા સાંભળતાં, દેહ થાશે પ્રાણથી અળગી. હોરે વિ૦ ૧૫
વિશ્વાસઘાતનું પાપ છે મોટું, તમો ડાહ્યાને શું કહીએ;
વૃદ્ધની વાત કરી જાઓ છો, નથી કીધી નાહાને છૈએ. હોરે વિ૦ ૧૬

હંસ કહે હો ભામિની, નિશ્ચે રહે તું વિશ્વાસે;
એમ, કહીને ખગ તાંહાંથકી, ઉડી ગયો આકાશે. હોરે વિ૦ ૧૭
આવી મળ્યો નળ રાજાને, વાત કહી જે વીતી;
સમાચાર કહ્યો જઈ હંસે, નળને અથ ઇતિ. હોરે વિ૦ ૧૮
પંખી કહે હો પુણ્યશ્લોકજી, વીતી વાત શું કરું?
દિન દશ પાંચમાં આવ્યું દેખશો, પરણવાનું નોહોતરું. હોરે વિ૦ ૧૯

વલણ

નોહોતરું આવશે સ્વયંવરનું, હંસે વાત નળને કહીરે;
વેવિશાળ મળ્યું, દૂતત્વ ફળ્યું, તેમાં કાંઈ સંદેહ નહીરે. ૨૦

## કડવું ૧૪ મું—રાગ મહુલારની દેશી

બન્યો મિત્ર મળીને બેઠા, પૂછે નળ ભૂપાળજી;
વીર વિહંગમ કોહોને વારતા, કેમ મેળ્યો વેવિસાળજી. ૧
નામ ઠામ ને રૂપ ભૂપ ગુણ, ગોત્ર ને આચરણજી;
સર્વાંગે સંપૂર્ણ શ્યામા, માન્યું તારું અંતસ્કર્ણજી. ૨
કેમ ગયો કેમ દૂત થયો, વાત કહો મુને માંડીજી;
તે કન્યા કેમ બોલી તુજ સાથે, લજ્જા મનની છાંડીજી. ૩
પંખી કહે સાંભળીએ સ્વામી, કન્યા વર્ણન વિવેકજી;
શેષ છેક ન પામે સ્તવતાં, શું કહું જિહ્વા એકજી. ૪
કુંદનપુર તે કુંદન જેવું, જોતાં મોહ ઉપજાવેજી;
વૈકુંઠ ત્યાં આણ્યું પૃસ્થાને, અમરાપુરીને લજાવેજી! ૫
ચારે વર્ણ ધર્મને પાળે, જે પોતાનાં કર્મજી;
સુખનિવૃત્તિ નિરભે પ્રજા ને, આણ ભીમકની ધર્મજી. ૬
આનંદ ઓચ્છવ ને હરિસેવા, ઘેર ઘેર વાજિંત્ર વાજેજી;
વાસવ વિષ્ણુ વિરંચિ ઇચ્છે, વાસ સુખને કાજેજી. ૭
વિદ્યા મૂકાવી નિશાચરની, તે શીખ્યા દિશાચાર કામજી;
જુગ્મ કપાટ વિજોગપુરમાં, જુઆં રહે અષ્ટ જામજી. ૮
કર્મત્યાગ પારધિએ કીધાં, ગુણિકાએ ગ્રહી લજ્જાજી;
ઉચાટ એક અધર્મીને વર્તે, સકંપ એક ધ્વજાજી. ૯
ભુવન ભવ્ય ભૂપ ભીમકનાં, ભુવન ત્રણ વ્યતિરેકજી;
ઘરની વાડી પરમ મનોહર, મધ્યે અવાસ છે એકજી. ૧૦

સપ્ત ભોમ તે વ્યોમ સમાને, ફરતી બારી જાળીજી;
દશ સહસ્ર નારી આયુધધારી, કરે કન્યા રખવાળજી. ૧૧
ચંદન ચંપક ચારોળી ને, વટ વાળો વેલડીજી;
ફણસી ફોફળી ને શ્રીફળી, આંબા સાખ સેલડીજી. ૧૨
બીલી કોઠી દ્રાખ દાડમી, નારંગી ને નેત્રજી;
અખોડ ખજુર ને લવંગલતા, બહુ ખારેકના ખેત્રજી. ૧૩
શીતળ જળાશય કમળ કેતકી, કુસુમપૂરણ કુંજજી;
મલિયાગર મોગરા માલતી, ખટપદ ગુંજાગુંજજી. ૧૪
વેલા વાલોળ પરવળનાવળી, શીતળ વાય સમીરજી;
વયણ પંખી રચણું બોલે, ડોલે ઘેર ગંભિરજી. ૧૫
સાગ શીશમને શરગવા, સાદડીઆ તાલ તમાલજી;
કરેણ બદામ બાબચી બદ્રિકા, જાવંત્રી જાયફલજી. ૧૬
વાડ વાટિકા વંક વેલામણી, કેળવંન બીજોરીજી;
ખેલડીએ સાહેલડી વળગી, હીંડે ગુણવંત ગોરીજી. ૧૭
તે વનમાંહે હું ગયો ને, હવો તે હર્ષ પૂર્ણજી;
વૃક્ષજુથમાં પેસી બેઠો, ગોપવીને ચર્ણજી. ૧૮
દાસી સર્વ થઈ નિદ્રાવશ, ઈંદુ આવ્યો માથેજી;
દમયંતીએ હુત આરંભ્યું, માધવી સખી સાથેજી. ૧૯
તેણે સમે મેં તમો વર્ણવ્યા, શ્યામાએ ધરીઆ શ્રવણજી;
ઉઠી બાળી અટારીએ આવી, જોતી નેત્રે તીક્ષ્ણજી. ૨૦
પાસે દાસી બંન્યો રાખી, ચતુરા ચોદશ ભાળેજી;
આ વનમાં કોઈ જન આવ્યો છે, બોલી કરે આ કાળેજી. ૨૧

વલણ

આ કાળે બોલી કોણ કરે છે, જુએ વનમાં ફરી ફરીરે;
હંસ કહે હું હવો વિસ્મય, શું વખાણું એ સુંદરીરે. ૨૨

### કડવું ૧૫ મું—રાગ ધનાશ્રી

ભૂપ મેં દીઠી ગર્વઘેલડી, સખી બે મધ્ય ઉભી અલબેલડી;
કદળીસ્થંભ જુગલ સાહેલડી, વચ્ચે વૈદર્ભી કનકની વેલડી. ૧

ઢાળ

વેલ જાણે હેમની, અવેવ ફૂલે ફૂલી;
ચકિત ચિત થયું મારું, ને ગયા દૂતત્વને ભૂલી. ૨

સામસામા રહ્યાં શોભે, વ્યોમ ભોમ બે સોમ;
ઈંદુમાં બિંદુ બિરાજે, જાણે ઉડગણ ભોમ. ૩
ઉભે અમિનિધિ કીરણ પ્રગટ્યાં, કળા થઈ પ્રકાશ;
જ્યોતેજ્યોતથી સ્થંભ પ્રગટ્યો, શું એથી થંભ્યો આકાશ! ૪
કામિનીનો પરિમળ બેહેકે, કળા શોભે લક્ષ;
શકે ધરાધર વાસ લેવા, ચઢ્યો ચંદનવૃક્ષ. ૫
કુરંગ મીનની ચપળતા, શું ખંજન જાળે પડિયાં!
નેત્રઅણિઅગ્રે શ્રવણ વિંધ્યા, સોઈ થઈ નીમડિયાં. ૬
શકે નેત્ર ખેત્ર છે મોહનું, ડોડાળાં અંબૂજ;
ભ્રુવ શરાસન દૃષ્ટિ શર, હાવ ભાવ બે ભૂજ. ૭
ગળસ્થળ નારંગ ફળશા, આદિત્ય ઈંદુ અકોટી;
અધર પ્રવાળી દંત કનકરેખા, જિંહ્વા જાણે કસોટી. ૮
કીર આનનપર શ્રીખંડ શોભે, કોયલ બોલે અણછતી;
વનલતાપર પંખી બેઠો, નવ રહેવાયું મારી વતી. ૯
અધરરસ પર શ્વેત બિંદુ, મેં જાણ્યું કરું ગ્રાસ;
ઉદર સર આભરણ અંબુજ, જઈને પૂરું વાસ. ૧૦
નાભી નીકટ મેખલા, રહે ગમન સાથ અમારો;
રોમાવળિ દ્રુમ કુચ ટોડા, ઉર મંડળે શું ઉતારો! ૧૧
અંગ રંગ તરંગ યૌવન, જોતાં તૃપ્ત ન થઈયે;
ક્ષુધા તૃષા પીડે નહીં, રૂપસુધામાં રહિયે. ૧૨
કુચભૂષણ કદળી પત્ર ઉપર, શબ્દ તેનો ઊઠે;
તાં બોલે પંચાનન પ્રહારથી, શું લાગો મેગલ પૂઠે! ૧૩
ફળશાખાયે જલજ જુગમ ચઢ્યાં, ગજ એથી પામે ખેદ;
યુગમ અંબુજ તાંહાં મળીયાં, મળ્યા મધુકર વેદ. ૧૪
સ્કંધ પદના તે કદળી સરખા, ખટ તોયજ તોય પાખે;
સુદ્ધ બુદ્ધ નવ રહી મારી, હું બોલિ ઉઠયો અભિલાખે. ૧૫
વદી વાણી વ્યોમચરની, પડ્યો મૂર્છા ખાઈ;
હાટક રૂપ દેખી સખિ સાથે, મુજને ગ્રહવા ધાઈ. ૧૬
મોહવારુણી પી પડ્યો, કન્યાયે ગ્રહ્યો આવી;
ભુજઅંબુજ મેં પણ ભેદ્યાં, તોએ મન ન લાવી. ૧૭

નાત ગામ ને નામ પૂછ્યું, સ્વામી તારો કુણ?
રટણ રસનાયે કરે બાધી, એવો વરણ નિપૂણ. ૧૮
સ્વામી નળ ને વર્ણન નળનું, દૂત નળનો છુંય;
ગિરિ તરુવર કે ધાતુ ફળ કે, કુસુમ નળ તે શુંય? ૧૯
પ્રાણ નળ કે ઉદર નળ, કે જળ નળ ગ્રેહનો;
રહે તુજ મળ્યો કાંતિ કમળે, એ વરણ તેની દેહનો. ૨૦
પર અગ્ર વૃશ્ચિક આંકડો, ભેદ્યું નિજ ભુજતળ;
શકે તારા નાથની એવી, કાયા છે કોમળ. ૨૧
શબ્દ સુણી શ્યામા તણો, હું સહિ રહ્યો તે કાળે;
તમ પ્રતાપે તારુણીને, મેં નાંખી મોહજાળે. ૨૨
અમૃતઘટ થયો જો ઊણો, અમર પાન જ્યારે કરે;
વૈદર્ભીની વાણી સુધા જાણી, લેઈ કુંભ પૂરો ભરે. ૨૩
વિનતાવદન વિધિએ કીધું, સાર શશીનું લીધું;
નક્ષત્રનાથને લાંછન ભાસે, કલંક લાગટ કીધું. ૨૪
ગ્રહેશ ને સર્વરીપતિ તે, ગોપ્ય ઉભા ફરે;
વૈદર્ભીના વક્ત્ર આગળ, અમર તે આરતિ ફરે. ૨૫
કચસમૂહની રાવ કરવા, વિધિકને કળાધર ગયો;
કર અધર ચંદ્ર કાઢ્યો કેશે, તે અદ્યાપિ અંતરિક્ષ રહ્યો. ૨૬
સંસાર સર્વનું સાર લીધું, દિવ્ય દેહડી થવા;
ઘડિ દમયંતી ને ભુજ ખંખેર્યા, તેના તો તારા હવા. ૨૭
જજ્ઞ જાગ ને ધર્મ ધ્યાન તીરથ, કીધાં હશે સમસ્ત;
તેને પુણ્યે પુણ્યશ્લોકજી, ગ્રહશો દમયંતીનો હસ્ત. ૨૮
ભાગ્ય ભૂપ એ તમતણું, જે વશ વૈદરભી વળી;
વેવિશાળ મળ્યું ને દૂત ફળ્યું, નવ શકે તેનું મન ચળી. ૨૯
કાલ આમંત્રણ આવશે, તમે કરો તત્પર જાન;
એ વાત નિશ્ચે જાણજો, તેના સાક્ષી શ્રીભગવાન. ૩૦
આનંદ નળ પામ્યો ઘણો, પણ સ્વમા સરખું ભાસે;
વિશ્વાસ મન નથી આવતો, જે વિવાહ કેઈ પેર થાશે. ૩૧

વલણ

થાશે સંબંધ ભિમકસુતાનો, એ આશ્ચર્ય મોટું સર્વથા;
કહે પ્રેમાનંદ કહું હવે, દમયંતીની કથા. ૩૨

સામસામા રહ્યાં શોભે, વ્યોમ ભોમ એ સોમ;
ઇંદુમાં બિંદુ બિરાજે, જાણે ઉડગણ ભોમ. ૩
ઉભે અમિનિધિ કીરણ પ્રગટ્યાં, કળા થઈ પ્રકાશ;
જ્યોતેજ્યોતથી સ્થંભ પ્રગટ્યો, શું એથી થંભ્યો આકાશ! ૪
કામિનીના પરિમળ બેહેકે, કળા શોભે લક્ષ;
શકે ધરાધર વાસ લેવા, ચડ્યો ચંદનવૃક્ષ. ૫
કુરંગ મીનની ચપળતા, શું ખંજન જાળે પડિયાં!
નેત્રઅણિઅગ્રે શ્રવણ વિંધ્યા, સોઈ થઈ નીમડિયાં. ૬
શકે નેત્ર ખેત્ર છે મોહનું, ડોડાળાં અંબૂજ;
ભ્રુવ શરાસન દૃષ્ટિ શર, હાવ ભાવ બે ભૂજ. ૭
ગળસ્થળ નારંગ ફળશા, આદિત્ય ઈંદુ અકોટી;
અધર પ્રવાળી દંત કનકરેખા, જિવ્હા જાણે કસોટી. ૮
કીર આનનપર શ્રીખંડ શોભે, કોયલ બોલે અણછતી;
વનલતાપર પંખી બેઠો, નવ રહેવાયું મારી વતી. ૯
અધરરસ પર શ્વેત બિંદુ, મેં જાણ્યું કરું ગ્રાસ;
ઉદર સર આભરણ અંબુજ, જઇને પૂરું વાસ. ૧૦
નાભિ નીકટ મેખલા, રહે ગમન સાથ અમારો;
રોમાવળિ દ્રુમ કુચ ટોડા, ઉર મંડળ શું ઉતારો! ૧૧
અંગ રંગ તરંગ યૌવન, જોતાં તૃપ્ત ન થઇયે;
ક્ષુધા તૃષા પીડે નહીં, રૂપસુધામાં રહિયે. ૧૨
કુચભૂષણ કદળી પત્ર ઉપર, શબ્દ તેનો ઊઠે;
તાં બોલે પંચાનન પ્રહારથી, શું લાગો મેગલ પૂઠે! ૧૩
કેળશાખાયે જલજ જુગમ ચઢ્યાં, ગજ એથી પામે ખેદ;
યુગમ અંબુજ તાંહાં મળીયાં, મળ્યા મધુકર વેદ. ૧૪
સ્કંધ પદના તે કદળી સરખા, ખટ તોયજ તોય પાખે;
સુદ્ધ બુદ્ધ નવ રહી મારી, હું બોલિ ઉઠયો અભિલાખે. ૧૫
વદી વાણી વ્યોમચરની, પડ્યો મૂર્છા ખાઈ;
હાટક રૂપ દેખી સખિ સાથે, મુજને ગ્રહવા ધાઈ. ૧૬
મોહવારુણી પી પડ્યો, કન્યાયે ગ્રહ્યો આવી;
ભુજઅંબુજ મેં પણ ભેદ્યાં, તોએ મન ન લાવી. ૧૭

નાત ગામ ને નામ પૂછ્યું, સ્વામી તારો કૂણ?
રટણ રસનાયે કરે બાધી, એવો વરણ નિપૂણ. ૧૮
સ્વામી નળ ને વર્ણન નળનું, દૂત નળનો છુંય;
ગિરિ તરુવર કે ધાતુ ફળ કે, કુસુમ નળ તે શુંય? ૧૯
પ્રાણ નળ કે ઉદર નળ, કે જળ નળ ગ્રેહનો;
રહે તુજ મળ્યો કાંતિ કમળે, એ વરણ તેની દેહનો. ૨૦
પર અગ્ર વૃશ્ચિક આંકડો, ભેહું નિજ ભુજતળ;
શકે તારા નાથની એવી, કાયા છે કોમળ. ૨૧
શબ્દ સુણી શ્યામા તણો, હું સહિ રહ્યો તે કાળે;
તમ પ્રતાપે તારુણીને, મેં નાંખી મોહજાળે. ૨૨
અમૃતઘટ થયો જે ઊણો, અમર પાન જ્યારે કરે;
વૈદર્ભીની વાણી સુધા જાણી, લેઈ કુંભ પૂરો ભરે. ૨૩
વિનતાવદન વિધિએ કીધું, સાર શશીનું લીધું;
નક્ષત્રનાથને લાંછન ભાસે, કલંક લાગટ કીધું. ૨૪
ગ્રહેશ ને સર્વરીપતિ તે, ગોપ્ય ઉભા ફરે;
વૈદર્ભીના વક્ત્ર આગળ, અમર તે આરતિ ફરે. ૨૫
કચસમૂહની રાવ કરવા, વિધિકને કળાધર ગયો;
કર અધર ચંદ્ર કાઢ્યો ઠેશે, તે અદ્યાપિ અંતરિક્ષ રહ્યો. ૨૬
સંસાર સર્વનું સાર લીધું, દિવ્ય દેહડી થવા;
ઘડિ દમયંતી ને ભુજ ખંખેર્યાં, તેના તો તારા હવા. ૨૭
જજ્ઞ જાગ ને ધર્મ ધ્યાન તીરથ, કીધાં હશે સમસ્ત;
તેને પુણ્યે પુણ્યશ્લોકજી, ગ્રહશો દમયંતીનો હસ્ત. ૨૮
ભાગ્ય ભૂપ એ તમતણું, જે વશ વૈદરભી વળી;
વેવિશાળ મળ્યું ને દૂત ફળ્યું, નવ શકે તેનું મન ચળી. ૨૯
કાલ આમંત્રણ આવશે, તમે કરો તત્પર જાન;
એ વાત નિશ્ચે જાણજો, તેના સાક્ષી શ્રીભગવાન. ૩૦
આનંદ નળ પામ્યો ઘણો, પણ સ્વપ્ના સરખું ભાસે;
વિશ્વાસ મન નથી આવતો, જે વિવાહ કેઈ પેર થાશે. ૩૧

વલણ

થાશે સંબંધ ભિમકસુતાનો, એ આશ્ચર્ય મોટું સર્વથા;
કહે પ્રેમાનંદ કહું હવે, દમયંતીની કથા. ૩૨

## પદ ૧૬ મું–રાગ ગોડી

હંસ વળાવીને વળી વનિતા, જ્યાં પોતાનું ધામ;
દમવા લાગ્યો દમયંતીને, નળના વિરહનો કામ. ૧
વખાણબાણ શ્યામાને વાગ્યાં, પંખી ગયો મોહ મેલી;
રોમે રોમે વહ્નિ પ્રગટ્યો, લાગી તાલાવેલી. ૨
ઘડિયે ઘરથી બહાર નિસરે, બેસે જઇને અટાળી;
ચંદ્રકિરણ અગ્નિથી અદકાં, મારશે મુજને બાળી. ૩
વણ પરણ્યાંને વ્યાકુળ કરવા, વ્યોમ વસ્યો છે પાપી;
શું કહિયે કમળાપતિને રાહુનું, મસ્તક નાખ્યું કાપી. ૪
સિંહિકાસુતને શરીર હોત તો, મુજને ચિંતા થોડી;
સુધાકરને ગળત પેટમાં, બળી થાત રાખોડી. ૫
જળપાત્ર વિષે ઇંદુબિંબ દીઠું, સખીને કીધી સાન;
લાવ્ય ભોગળ રિપુને મારું, પ્રહારે પિષ્ટ સમાન. ૬
એમ કરતાં પ્રાતઃકાળ થયો, તારુણીને આવ્યો તાવ;
અન્ન ન ભાવે નિદ્રા ન આવે, વાતતણો નહિ ભાવ. ૭
અગ્નિના તણખા સરખા લાગે, ટાઢક ચરચે જેહ;
વાયુ વ્યાધના બાણ સરીખો, નિસરે સોંસરો દેહ. ૮
દુખતું જાણી આવી રાણી, જોયું વસ્ત્ર ઉઘાડી;
ચુંબન કરીને પૂછે માતા, શું દુઃખ છે તને માડી? ૯
લાડકવાઈ ક્યાં થકિ જીવે? છે કર્મ અમારાં દોખી;
અક્ષત ઉતારો દષ્ટિ બેઠી હોય, કોઇની મેલી ચોખી. ૧૦
પરણ્યાનો ઓરિયો નવ વીત્યો, જાત સાસરે સમોતી;
રત્ન દીકરી ક્યાંથી જીવે? ત્રણ ભાઇની બહેન પનોતી. ૧૧
આવડો તાવ તે તારુણિને શો! દૈવને ઘેર વળ્યો દાટ;
કહે કુંવરી અંતરની આપદા, અમને થાય ઉચાટ. ૧૨
મુખ મરડી દમયંતી બોલી, ઘરડા માણસ નઠોર;
પરણ્યા કુંવારાં કાંઈ ન પ્રીછે, ફોકટ કરવો સોર. ૧૩
હું સમાણી જાય સાસરે, તેના જોને ભોગ;
તેનીપેરે મારે થાશે, આપુરો જાશે રોગ. ૧૪
વચન સુણીને સમજ્યા રાણી, પુત્રી થઇ પરણનારી;
ભામિનીએ કહ્યું ભીમકને, પુત્રી કાં લગી રાખશો કુંવારી. ૧૫

વહાણું વાય ને દુઃખવા આવે, જો જીવે આ વારકી;
કોહોને ભાએગે કાળથી ઉગરે, પરણાવી કરો પારકી. ૧૬
દીકરી માણસ મોટી થઈ ત્યારે, પીહેર નવ સોહાયે;
સ્વયંવર કરીને પરણાવો, જાંહાં એની ઇચ્છાયે. ૧૭
રાયે પુત્ર તેડાવ્યા પોતાના, કહ્યું બેનને પરણાવો;
દેશ દેશના જે રાજા, દૂત મોકલી તેડાવો. ૧૮
અંન ધંન તૃણ સામગ્રી, મંડપને રચાવો;
ધવળ મંગળ ગીત નફેરી, અપછરા નચાવો. ૧૯
સ્વયંવરની સામગ્રી માંડી, મોટા મળ્યા રાજાન;
નળને તેડવા ભીમકે મોકલ્યો, સુદેવ નામે પ્રધાન.

## વલણ

પ્રધાનને નૈષધ મોકલ્યો હંસે, કીધું હતું વીખાણરે;
દમયંતીએ પત્ર પાઠવ્યો, વાંચી નળે દીધાં માનરે. ૨૧

## કડવું ૧૭ મું–રાગ સારંગ

આવી સુદેવે આપ્યો કાગળ, હ્રદયા ચાંપી વાંચે નળ;
સ્વસ્ત શ્રી નૈષધપુર ગામ, પુણ્યવંત પુણ્યશ્લોક નામ. ૧
છે કાલાવાલાની કંકોતરી, લખીતંગ દમયંતી કિંકરી;
આંહાં આવી ગયા ખગપત, કહે તે વારતા માનજો સત. ૨
મેં તમને સમર્પ્યું ગાત્ર, આ સ્વયંવર તે નિમિત્ત માત્ર;
મીન નીરને જેવી પ્રીત, માહારા સરખું રાખજો ચિત્ત. ૩
વાંચ્યો કાગળને હરખ્યો નળ, તત્પર કીધું જાનનું દળ;
અતિ શીઘ્રે સાંચરે રાય, શુકને મળી સવચ્છી ગાય. ૪
કારંગ કારંગનીને સાથ, સાહામાં ઉતર્યાં દક્ષિણ હાથ;
હંસ ભણે ભલાં શુકન, તું દમયંતી પામે રાજન. ૫
વિદર્ભ જઇને સિધ કીજીએ, મને આજ્ઞા હવે દીજીએ;
વળિ કો સમે આવિશ રાજન, તું છે મારો પ્રાણજીવન. ૬
ભાઈ તુજને કહું વીનતી, દ્યૂત ના રમશો નૈષધપતી;
નવ કરશો સ્ત્રીનો વિશ્વાસ, એ એ થકી થાય વિનાશ. ૭
ચાલ્યો ખગપતિ વીનતી કરી, નળરાજાએ આંખડી ભરી;
હંસ કહે સાંભળ રાજન, એમ કરીએ ન કાચું મન. ૮

માત પિતા સુત બાંધવ જેહ, સર્વે વેર સંબંધે મળ્યું તેહ;
તારે કાજે મેં રાજા એહ, ખગપતિનો ધાર્યો દેહ. ૯
હું છું બ્રાહ્મણ ને તું છે ભીલરાય, પૂર્વ જન્મની કહું કથાય;
મારા ઘરમાં હું દુખિયો થયો, કાશી કરવત મૂકાવા ગયો. ૧૦
એવો સમો મનમાં ધરી, ચાલ્યો વનમાં સમર્યા હરી;
અઘોર વનમાં ભૂલો પડ્યો, તારે સ્થાનક આવી ચડ્યો. ૧૧
તેવામાંહે રજની થઈ, દ્વાદશ કોશમાં વસ્તી નહીં;
તેવા વનમાંહે રહેતો તુંય, ત્યાં આવીને ચડિયો હુંય. ૧૨
તારે સ્થાનકે આવી રહ્યો, ત્યાં તું પણ ચિંતાતુર થયો;
મારી આગતા સ્વાગતા કરી, પણ સૂવાની ચિંતા ધરી. ૧૩
નાહાની હતી ગુફા છેક, આવ્યું માણુસ માય ન એક;
તારી સાધવી નારી સુજાણ, મારું આસન કર્યું નિરવાણ. ૧૪
તું તો વીરા બાહર રહિયો, રાક્ષસે આવી તને મારિયો;
માંસ ચરણ હસ્ત હેઠે રહ્યું, નવ જાણું તેનું શું થયું. ૧૫
તારી સ્ત્રીએ તજ્યો ત્યાં પ્રાણ, કાષ્ઠ ભક્ષ કરી નિરવાણ;
મરતાં એવું બોલી સતી, એ જ વર દેજો કમળાપતિ.
એવં જ્યારે સ્ત્રી બોલી વચંન, ત્યારે મેં વિચાર્યું મંન;

સાગરમાં નાવ હોયે જેમ, ભીમકનું નગ્ર દીસે તેમ;
ગજદળ હયદળ ને માનવ, તેણે અંત થયું મોઘું સરવ. ૨૪
રસકસ સાહમું નવ જોવાય, તૃણ જળ ટાંકે તોળાય;
રાંક લોકની ચાલે અરજના, માગ્યાં મૂલ આપે ગરજના. ૨૫
ભીમક લે સર્વનો તપાસ, જે જોઇયે તે ફેરવે દાસ;
નગર ભરાયું ખચખચી, રાયે મંડપ રચના રચી. ૨૬
હીંડોળા બાંધ્યા ધારણે, કદળીસ્તંભ રોપ્યા બારણે;
ચિત્રામણ ચિતરિયાં ભીત, નાના પ્રકારની કરી રીત. ૨૭
મંડપ લીપ્યો કનકની ગાર, સાહામાં સાહામી આસનની હાર;
જેહને જાહાં બેઠાનો ઠામ, તાંહાં રાજાનાં લખિયાં નામ. ૨૮
એ કથા એટલેથી રહી, એક નવીન વારતા થઈ;
નારદને કલહની ટેવ, ગયા સ્વર્ગ જાહાં બેઠા દેવ. ૨૯
પૂજ્યા અર્ચ્યા પ્રીત અપાર, તવ ઇન્દ્ર પૂછે સમાચાર;
કહો ઋષિ પૃથ્વીની પેર, કો પુરુષ ન આવે અમારે ઘેર. ૩૦
પૃથ્વીમાં પડતી સાધુની કાયે, તે આવતા સ્વર્ગ માંહે;
અમરાવતીનો સુનો ઘાટ, જમપુરીની વહે છે વાટ. ૩૧
જમપુર ભરાઈ વસ્યું, આહાં કો નાવે તે કારણ કશું?
કહે નારદ સાંભળીએ સત્ય, હવડાં મનુષ જાયે અવગત્ય. ૩૨
દમયંતી દમયંતી કરતા મરે, તે સર્વ જમપુરી સાંચરે;
ત્યાં સ્વયંવર મંડાયો આજ, મળ્યા છે પૃથ્વીના રાજ. ૩૩
શું અપ્સરાનાં વોહો છો વના? દમયંતીની દાસી દેવાંગના;
વિદર્ભ દેશ ને કુંદનપૂર, જાઓ જોવા શું બેઠા સૂર? ૩૪
કહી નારદ થયા અંતરધાન, ચાર દેવ થયા સાવધાન;
સંભારી રૂપ મનમાં ફૂલતા, ચાર દેવને લાગી લૂલતા;
ઈંદ્ર અગ્નિ વરુણ ને જમ, ઉઠી ચાલ્યા જે જ્યમ ત્યમ. ૩૫

વલણ

જ્યમ ત્યમ ચાલ્યા દેવતા, ધરી જુજવાં રૂપરે;
વિદર્ભ ગયા મનભંગ થયા, દેખી નળનું રૂપરે. ૩૬

## કડવું ૧૮ મું—રાગ સારંગ

નળને જોવા ઈંદ્ર રહ્યા છે, એટલે આવ્યા જમજી;
અગ્નિ વરુણ પૂઠેથી આવ્યા, પૂછે માંહોમાંહે કયમજી. ૧

માત પિતા સુત બાંધવ જેહ, સર્વે વેર સંબંધે મળ્યું તેહ;
તારે કાજે મેં રાજા એહ, ખગપતિનો ધાર્યો દેહ. ૯
હું છું બ્રાહ્મણ ને તું છે ભીલરાય, પૂર્વ જન્મની કહું કથાય;
મારા ઘરમાં હું દુખિયો થયો, કાશી કરવત મૂકાવા ગયો. ૧૦
એવો સમો મનમાં ધરી, ચાલ્યો વનમાં સમર્યા હરી;
અઘોર વનમાં ભૂલો પડ્યો, તારે સ્થાનક આવી ચડ્યો. ૧૧
તેવામાંહે રજની થઈ, દ્વાદશ કોશમાં વસ્તી નહીં;
તેવા વનમાંહે રહેતો તુંય, ત્યાં આવીને ચડિયો હુંય. ૧૨
તારે સ્થાનકે આવી રહ્યો, ત્યાં તું પણ ચિંતાતુર થયો;
મારી આગતા સ્વાગતા કરી, પણ સૂવાની ચિંતા ધરી. ૧૩
નાહાની હતી ગુફા છેક, આવ્યું માણસ માય ન એક;
તારી સાધવી નારી સુજાણ, મારું આસન કર્યું નિરવાણ. ૧૪
તું તો વીરા બાહર રહિયો, રાક્ષસે આવી તને મારિયો;
માંસ ચરણ હસ્ત હેઠે રહ્યું, નવ જાણું તેનું શું થયું. ૧૫
તારી સ્ત્રીએ તજ્યો ત્યાં પ્રાણ, કાષ્ઠ ભક્ષ કરી નિરવાણ;
મરતાં એવું બોલી સતી, એ જ વર દેજો કમળાપતિ. ૧૬
એવું જ્યારે સ્ત્રી બોલી વચંન, ત્યારે મેં વિચાર્યું મંન;
શું જીવું હત્યા લઈ કરી, એને તું મેળવજે હરી. ૧૭
એવું કહીને હું તે વાર, પડ્યો બળતા અગ્નિમોઝાર;
તે માટે પંખી અવતાર, લીધો નૈષધમાં આ વાર. ૧૮
એવો બોલ ખગપતિયે કહ્યો, શીર નામીને ઉભો રહ્યો;
આજ્ઞા આપો તો તત્પર થાઉં, અમો અમારે સ્થાનક જાઉં. ૧૯
એવી વિનંતી હંસે કરી, નળરાયે આંખડિ ભરી;
એ શું બોલ્યો તું મારા વીર ? તારા વિના ધરું કેમ ધીર ? ૨૦
આપ્યું તેં મને પ્રાણનું દાન, તું છે મારો બંધુ સમાન;
હંસ કહે તેં ખરું કહ્યું વીર, પણ સાંભળ પરમ સુધીર. ૨૧
તારું રૂણ છુટ્યો હું ભ્રાત, હવે રહેવાની કરિશ ન વાત;
એમ કહીને ઉડ્યો આકાશ, ત્યારે નળે મૂકયો નિશ્વાસ. ૨૨
નળ પોહોંતો વિદર્ભ દેશ, તાંહાં મળ્યા મોટા નરેશ;
ચોહોફેર શિબીરનાં ધામ, વસ્યા રાજા તેટલાં ગામ. ૨૩

નળ કહે જે માગો તે આપું, માનજો અવશ્યમેવજી;
વચન લેઈ વિપ્ર વેશ મૂકીને, થયા પ્રત્યક્ષ દેવજી. ૧૭
વજ્ર પાશ જ્વાળા ગ્રહી, જમે ગ્રહ્યો જમદંડજી;
જળહળ મંદિર થઈ રહ્યાં, જાણે ઉગ્યા ચાર માર્તંડજી. ૧૮
ચકીત રાજા થઈ રહ્યો, કરતો દંડપ્રણામજી;
નળ વિના કો દેખે નહીરે, દેવ રૂપનાં ધામજી. ૧૯

વલણ

રૂપધામ જે દેવતા, તે વિનતિ નળરાયને કરેરે;
તું દૂત થઈ જા કન્યા કને, જે દમયંતી અમને વરેરે. ૨૦

## કડવું ૧૯ મું–રાગ બેહાગડો

દેવ કહે હો રાજા મિત્ર, પુણ્યશ્લોક પરમ પવિત્ર;
કૃપા કરી કન્યા કને જાઓ, વેવીશાળિયા અમારા થાઓ. ૧
અહિલાને મારા મોહનાં બાણ, ચારે દેવનાં કરજો વખાણ;
ભાગ્ય હોશે તેહને તે વરશે, જેહેના કર્મનું પાંદડું ફરશે. ૨
નળ કહે રક્ષક બળીયા હોય, મને પેસવા નવ દે કોય;
દેવ કહે જાઓ જોગીને વેખે, દમયંતી વિના કો નવ દેખે. ૩
ચારે કરે નળને અણસારા, બે ગુણ અદકા બોલજો મારા;
એવું સાંભળી ચાલ્યો નળરાય, ત્યારે દેવને વિમાસણ થાય. ૪
રૂપવંત નળનેરે જોશે, કન્યાનું સઘે મન મોહોશે;
વાત કહે નહીં આપણી વરણી, વેવીસાળિયો બેસશે પરણી. ૫
દૃષ્ટે દષ્ટ જ્યારે મળશે, ગુણ આપણા નવ સાંભળશે;
નળને લેવરાવ્યો જોગીનો વેષ, શીખવ્યું તેમ કરજો વિશેષ. ૬
રૂપ પાલટીને નળ પળીયો, દેવે અનુચર એક મોકલીઓ;
દૂતને દેખે નહીં નળરાય, આગળ પાછળ બંન્યો જાય. ૭
પેઠા ઘરમાં પાધરા દ્વાર, કો નવ દેખે દિવસના ચોર;
જ્યાં દમયંતિનું અંતઃપૂર, ત્યાં આવ્યો નળરાય શૂર. ૮
દીઠી દેવકન્યા જેવી દાસ, જે રમતી રાણીને પાસ;
કોઈ નાયકા તો ત્યાં નાહાતી, કોઈ કન્યાના ગુણ ગાતી. ૯
કોઈ શ્યામળી ને કોઈ ગોરી, કોઈ મુગ્ધા ને કોઈ છોરી;
કોઈ કામ કરતી હાલે માલે, કોઈ વસ્ત્ર બાંધે ઘડી વાળે. ૧૦

અન્યોન્યે ચોરી કરતા, બોલે જુજવાં કામજી;
ચારે દેવ માંહોમાંહે છેતરે, ન લે પરણ્યાનું નામજી. ૨
અગ્નિ કહે, શું અધર્મ બોલવું? સર્વ દમયંતીના લોભીજી;
મનના મનોરથ રાખો મનમાં, નળ આગળ કાંતિ ન શોભીજી. ૩
પછે તાળી દેઇ હસ્યા માંહોમાંહે, કપટ કીધું ત્યાગજી;
સ્વયંવરમાં ચારે જઈ જોઇએ, કોહોનું ભળશે ભાગ્યજી. ૪
વરુણ ભણે વૈદર્ભી વર્યાની, મૂકો મનની આશાજી;
પરણશે નળ આપણી ફજેતી, છેદાશે આપણી નાસાજી. ૫
અગ્નિ કહે હો વાસવ રાજા, મૂકો હૈયાનો હર્ષજી;
દમયંતીને તમે ન પામો, જો તપો શત વર્ષજી. ૬
ભીમક સુતાને આલિંગન નહિ દે, અભાગિયાં આપણાં ગાત્રજી;
વીરસેન સુત આગળ વિષ્ણુ ન પામે, તો આપણ કોણ માત્રજી. ૭
જદપિ મનસા નળની મૂકી, આપણી મમતા કરે જી;
ગુણ વોહોણી જો હોય દમયંતી, ભલા આપણી વરેજી. ૮
લક્ષણ વોહોણી દમયંતી છે, રૂપ યૌવન ઉન્મત્તજી;
ગોળ મૂકીને ખોળને ખાયે, નોહે ચતુર પશુવતજી. ૯
બેહુ પ્રકારે એહેને ન વરવી, માટે પાછા ફરવુંજી;
માણસ વરે ને દેવ ફરે એથી, આપે ભલું મરવુંજી. ૧૦
શક્ર કહે નળરાજાને, જમરાજ લો જમલોકજી;
આફણીએ આપણને વરશે, થશે હંસનું કીધું ફોકજી. ૧૧
ધર્મ ભણે જે એ શી લઘુતા, વણ ખુટે મરે કયમજી?
એમ ચાલતું હોય તો લઊં દમયંતીને, એમ કહેવા લાગ્યા જમજી. ૧૨
અગ્નિ કહેરે ભલો શ્રમ કીજે, કદાપિ થાય સાચોજી;
દમયંતી ભણી દૂત થૈ જાય, ચારે નળને જાચોજી. ૧૩
પછે નળ પાસે આવ્યા સ્વર્ગવાસી, વેશ વિપ્રનો ધારીજી;
ત્રિપુંડ તાણ્યાં પુસ્તક કરમાં, ગ્રહી સુંદર ઝારીજી. ૧૪
નળે નિર્મળ બ્રાહ્મણ દીઠા, આપ્યાં આદર માનજી;
આસન આપી પૂજા કીધી, પછે પૂછે રાજાનજી. ૧૫
કામકાજ અમ સરખું કહીએ, હરિ મોહોટા છે કરનારજી;
વિપ્ર કહે અમો આવ્યા છૈયે, તુંને જાણી ગુણભંડારજી. ૧૬

વાસવ વહ્નિ ને વરુણરાય, જમ આદે વર્યાની ઇચ્છાય;
મોકલ્યો છૌં મળીને ચારે, તો હું આવ્યો છૌં માનવી દ્વારે. ૧૮
તું ત્રિભોવનપતિને ભજ, નળ અલ્પ જીવને તજ;
માગ અમરાવતીનો વાસ, અમર ઇક્ષુ ને નળ ઘાસ. ૧૯
સુર પરણે તુંને નહીં મર્ત, નળ વરે દુઃખનું નહીં નિવર્ત્ત;
સુરસંગે ભોગવવા ભોગ, નળ અલ્પ આયુષ ભર્યો રોગ. ૨૦
મનુષ્યને વ્યાધિ શત ને આઠ, મરિ મરિ અવતારનો ઠાઠ;
મનુષ્યને વિજોગ પીડે, આયુષ્ય ઉતાવળું હીંડે. ૨૧
મનુષ્યને ઘડિયે શત ઘાત, પીડે જ્વર શિત સન્નિપાત;
માનવ ભર્યાં હોય મળ મૂત્ર, ઘેલી તે સાથે શા ઘરસૂત્ર? ૨૨
ગંગાજળ તજી કૂપનું અણાવે, તજી કીર કો કાગ ભણાવે?
દેવ સુખ સમૂહના દાતા, નવ ઓસરે અમૃત પાતા. ૨૩
ઈંદ્ર મંદિર હીંડોળે હીંચ, તુંથી દેવાંગના વૃંદ નીચ;
પી સુધા ભોગની વારુણી, થા ત્રૈલોકપતિની તારુણી. ૨૪
થઇશ અમર સુધાને પીતી, પરણુ ઈંદ્રને જગ જિતી;
છાસઠ સહસ્ર રંભા આદે, થઈ તૃપ્ત વાસવસંગ સ્વાદે. ૨૫
ઇન્દ્રાણીને છે તારી બીક, રખે દમયંતી થાતી અધીક;
પરણી ઈંદ્ર સાચવ આ તક, જેની કલ્પવૃક્ષ પારિજાતક. ૨૬
રથ ઐરાવતનું સુખ લેરે, વરવા વાસવને હા કહેરે;
કરી શણગાર સર્વાંગે, ઘટે રહેવું ઇન્દ્ર અર્ધાંગે. ૨૭
વર વહ્નિને હો બાળી, નહીં સમો આવે વળી વળી;
સર્વ દેવતાનું એ વદંન, અગ્નિરૂપ તે કોટી મદંન. ૨૮
વળી વરવા ઇચ્છે છે જમ, તેને ના કહેવાશે કયમ;
છે વરુણને ઇચ્છા ઘણી, રઢ લાગી છે તમતણી. ૨૯
મૂકો બાળ અવસ્થાની ટેવ, ફરી માગું ન મોકલે દેવ;
હંસ મિથ્યા કરી ગયો લવ, રૂપ હીણુ છે નળ માનવ. ૩૦

વલણ

નળ માનવ કદરૂપ કાયા, નળ નિભંછયો નળેરે;
પોતે પોતાનું આપ નિભંછયૂં, તે દેવતાનો દૂત સાંભળેરે. ૩૧

હું તો દૂત છું દેવતા તણો, પાળું છું આચાર આપણો;
તારું પૂર્વ જનમનું પૂન્ય, ભાગ્યમાંહિ કાંઈ નથી ન્યૂન. ૩
જે દેવદૂત ઘેર આવ્યો, મોદવર્ધન વારતા લાવ્યો;
અળગું કરોને અંતરપટ, કરું વાત આણીને ઉલટ. ૪
અમો રૂપ કોટાનકોટ ધરું, તજી સ્વારથ પરમાર્થ કરું;
સાંભળીને બોલ રસાળા, પટ તજીને નીસરી બાળા. ૫
પરિસ્વેદ મુક્તા રહ્યાં ટબકી, બહાર નીસરિ વીજળી ઝબકી;
હિંડતાં હાલે જ્યમ દ્રુમવેલી, નળ નિકટ ગઈ ગર્વઘેલી. ૬
તારુણીનો પ્રતાપ ન માયો, ઝબકારે નળ ઝંખવાયો;
દીઠી મદપૂરણ માતંગી, નળ તકિયે બેઠો ઉઠંગી. ૭
ઘુઘરિ ઝાંઝરની ઝણઝણતી, પગને અંગુઠે પૃથ્વી ખણતી;
કર દીધો છે ગળસ્થળે, એવી નારી દીઠી નળે. ૮
પ્રેમે પ્રેમે થયાં બે ભેળાં, મોહ્યો મહીપતિ દેખી મહિલા;
સત્યવાદિએ સત્ય જ રાખ્યું, મનથી પરણવું કાઢી નાખ્યું. ૯
રખે ઇન્દ્ર નારીને નરખે, નળ મન પાછું આકરખે;
બેઠો આસને આસન વાળી, માંડી વાત તે સત્ય સંભાળી. ૧૦
પરમારથે દેવની વતી, ગોષ્ઠિ માંડિ છે નૈષધપતી;
અહો લલિતા અંબુજલોચની, સુખવર્ધનિ દુઃખમોચની. ૧૧
બેસો આસને લજ્જા છાંડી, પૂછું વાત કહો મુખ માંડી;
કન્યા કહે કહો જે કહેવું, મુને ઘટે છે ઉભાં રહેવું. ૧૨
પર પુરુષ બેઠાં કેમ બેસું? જાણે નળ તો કહેશે એ શું?
વારુ થયું જે તમે મળીયા, શું નૈષધનાથે મોકલીયા? ૧૩
વળી કહોને કહાવ્યું જેહ, સાંભળવા ઇચ્છું છું તેહ;
વળતા બોલ્યા વીરસેનસુત, નહિ હું નળનો દેવનો દૂત. ૧૪
નળ નળ મુખે શું ભાખે? તજી સુધા વિષ કાં ચાખે?
તજી સ્વજન શત્રુને કેમ મળીએ, મુકી ચંદન કાં વળગે બાવળીએ? ૧૫
તજી રત્ન કોડી કો આણે, તજી મદગળ મહીપ પલાણે?
તજી ધેનુ અજા કો બાંધે, તજી સાળ કુસકા કોણ રાંધે? ૧૬
માટે હું છૌં તારો વગીયો, દેવ તેજપુંજ નળ આગીયો;
ઘેલી નળ માનવ શા લેખે? અમરને તું કાં ઊવેખે? ૧૭

પાવક પ્રગટી કાષ્ઠ સીંચી, માંહે કરું ઝંપાપાત;
વહ્નિ વરવા રહ્યો બેશી, વારુ વિવાહની વાત. ૧૫
કંઠપાશ કરું કે વિષ પીઉં, જેમ તેમ પાડું કાય;
તો અવગતે જમલોક પામે, સદ્ય વરે જમરાય. ૧૬
અનશન વ્રતે તપ કરું, મરું ગુફામાં પેસી;
તે પુન્યે તું સ્વર્ગ પામશે, ઇન્દ્ર રહ્યો છે બેસી. ૧૭

વલણ

બેસી રહ્યો છે સુરપતી, તું મુંએ ન છુટશે ઘેલીરે;
અંતે અમર વરે ખરા માટે, પરણુ પ્રેમદા પહેલીરે. ૧૮

કડવું ૨૩ મું—રાગ દેશાખ

દૂત કહે સાંભળ સુંદરી, અમર ન મૂકે પરણે ખરી;
તવ કન્યા કહે જોગી જંન, તમારું નળના જેવું રે વદંન. ૧
જેવું હંસે રૂપ વર્ણવ્યું, તેવું તમારું દર્શન હવું;
નૈ હું નળ, દેવનો દાસ, નારી કહે ન આવે વિશ્વાસ. ૨
બ્રહ્મા કરે કોટી ઉપાય, નળ જેવો અન્ય નહીં નિરમાય;
જો સત્યવાદી હો તો સત્ય વદો, તાતના સમ જો મિથ્યા વદો. ૩
સાંભળી નળને આવ્યું હાસ્ય, દેખી દમયંતી ગઇ પ્રભુ પાસ;
શીદ નહાસો છો અરાપરા, પ્રીછ્યા સ્વામી તમે ખરા. ૪
તોએ નળ સત્યથી નવ ચળે, તે સર્વ દેવનો દૂત સાંભળે;
ધસી દમયંતી ગઈ પ્રભુ પાસ, નળ અંતર્ધ્યાન હવો આકાશ. ૫
જ્યારે મીંટામીટ જ ટળી, ત્યારે ભીમક તનયા ધરણી ઢળી;
મૂળ સ્વામીની લેહ છે સદા, મળી જાતાં વાધી આપદા. ૬
દાસી પ્રતિબોધે છે સબળ, બાઈ તમને વરશે નળ;
વદે બૃહદશ્વ હો ધર્મરાય, નળ પહેલો દૂત શીધ્રે જાય. ૭
વદે સેવક ઈંદ્રને નમી, શે અર્થે રહ્યા છો ટમટમી ?
નળનું કાંઇએ ન લાગ્યું કહેણ, ન ફૂટે હંસે ઝાલ્યું પ્રેમ રેણ. ૮
કામિની કુંદન નળ હીરો સાર, જડનારો હંસ સોવ્રણકાર;
નળે દૂતત્વ મન મૂકી કર્યું, પણ કન્યાયે શ્રવણે નવ ધર્યું. ૯
જેમ ગતિ કરે બળીયો મારુત, તેમ વર્ત્યો વીરસેનનો સૂત;
નળને સત્યે મેઘ વૃષ્ટિ કરે, નળને સત્યે ધરા શેષ ધરે. ૧૦

## કડવું ૨૨ મું–રાગ રામગ્રી

નળને નિંદ્યો પ્રેમદા દાધીજી, દૂતત્વ ન સીખ્યું વિષ્ટિ ન વાધીજી;
એ દુઃખ દાધી ગુણવંત ગોરીજી, વહ્નિ વિજોગનો મૂક્યો સંકોરીજી. ૧

### ઢાળ

નિન્દા કીધી નળતણી છે, વિજોગ વહ્નિ પ્રથમ;
કોમળ કદળી કુહાડાના, ઘાવ સહે કહો કયમ? ૨
વિરહિણી ઘણી વિકળ થઇને, પડી પૃથ્વી માંહે;
સાહેલી ચાંપે હૃદે ને, મુખે વદે ત્રાહે ત્રાહે. ૩
આશ્વાસના કરતી કિંકરી, વળી શ્યામાને સાન;
દૂત પ્રત્યે કહે કન્યા, શું કરું સુર રાજાન. ૪
અપ્રાપ્તિ અમને અમરની ને, અલ્પ માનવ કાય;
જઈ કહો તમો દેવને જે, એ કારજ નવ થાય. ૫
ઉત્કૃષ્ટ અમર નિકૃષ્ટ નળ મેં, તમથી જાણ્યું આજ;
પણ નૈષધપતિને પિંડ સોંપ્યો, અન્યતણું નવ કાજ. ૬
અકળ અજ ને અનંગ અરિ જો, વરવા આવે ત્રણ;
તોહે પણ મૂકું નહીં, ચિત્ત ચોહોંટયું નળને ચર્ણ. ૭
વીરસેન સુતનો દૂત હંસ, મેં દીધી તેને આશ;
ના કહું તો લાજે જનુની, જનમાં હોએ હાસ. ૮
તમો પધાર્યા દૂત થઇને, દેવનું કરવા હેત;
શકે તો નળ વિષ્ટિએ આવ્યા, સુરસું કરી સંકેત. ૯
જથારથ બોલોરે જોગી, ભોગી છો ભૂપાળ;
મનમાં છો તેવા દેખું છૌં, હંસે નાંખી મોહ જાળ. ૧૦
સન્યાસી કહે સુંદરી, કોણ માત્ર નૈષધપત્ય;
દેવ વિના નોહે મનુષ્યને, અગોપ આવ્યાની ગત્ય. ૧૧
બુદ્ધિ હીણ બાળા દેખાય છે, માનવ ઉપર મોહ;
સ્વર્ગ સદન મૂકીને, કાં ઇચ્છે નળ ઘર ખોહ. ૧૨
તું નહીં વરે તો દેવ ચારે, કરશે બલાત્કાર;
કલ્પવૃક્ષ તુંને તાણી લેશે, જો જાચશે સુર લગાર. ૧૩
દમયંતી કહે દેહ પાડું, જળમાં કરું જળશાઈ;
વરુણ વસે છે નીરમાં તુંને, સદ્ય જાશે સાહી. ૧૪

## કડવું ૨૪ મું–રાગ સોરઠી

વૈશંપાયન કહે રાજન, સાંભળ સ્વયંવરનું વર્ણન;
પડો વાજ્યો સુણ્યો સર્વ રાતે, ઉઠ્યા ઉજમ થાતે પ્રભાતે. ૧
શીઘ્રે જઇએ વર્યાની તકે, તેડાં મોકલ્યાં ભાઇયો ભીમકે;
નોહે અતિ કાળ કીધાનું કામ, માંડવે નવ મળશે બેસવાનો ઠામ. ૨
ભીડ ભરાઈ ગામ ભાગળથી, રંક જાયે રાય આગળથી;
મળે શૂકન સામા તેડે, શૂકન વદે ને રથ ખેડે. ૩
કરે તિરસ્કાર સેવકપર રીસ, પડે મુગટ ઉઘાડાં શીશ;
જાયે અસ્વાર બહુ અલબેલા, હય હીંડે જાણે જળના રેલા. ૪
ભરાયે રથ માંહોમાંહે અટકે, ત્રાડે હસ્તી ઘોડા ભડકે;
અસ્વાર પડે છે નીસરી, તે મળે કહીંએ નવ ફરી. ૫
વાહન પડઘાનો ચાલ્યો છબ, ચરણ રેણુએ છાયો નભ;
થઈ રહ્યું છે અંધારું ઘોર, પડી રહ્યો છે શોહોરાશોહોર. ૬
બોલે દુંદુભીના બહુ ડંક, અકળામણનો વજ્યો અંક;
સર્વને દમયંતીનું ધ્યાન, પ્રાણી માત્ર વર નહિ કો જાન. ૭
સ્વયંવર જોવા કારણે, પ્રજા મળી મંડપ બારણે;
દ્વારે ઉભા છે જ્યેષ્ટિકાદાર, તેડે જેને જેવો અધિકાર. ૮
ડાહ્યા થઈ મંડપમાં પેસે, નામ વાંચે ને આસને બેસે;
એક મંત્રી સેવક ખવાસ, ત્રણ ત્રણ સેવક રાયને પાસ. ૯
કોણરૂપ મંડપની રચના, વર્ણવી શકે શું એક રસના;
કદલીસ્તંભ રોપ્યા દ્વારે, માંડ્યા આસન હારો હારે. ૧૦
યશગીત બંદીજન બોલે, મહા ઉન્મત્ત મેગલ ડોલે;
નાનાવિધ ચિત્ર ચિતરીયાં, જાણે દેવવૃંદ ઉતરીયાં. ૧૧
ઉડે અબીલ ગુલાલના છંટા, વાજે ઢોલ ને ઘુઘરા ઘંટા;
સભા માંહે બેઠા મહા મુનિ, લાગી વેદશાસ્ત્રની ધુની. ૧૨
જતિ જોગી બેઠા પાવંન, રાયનાં ભાટ ભણે ભાવંન;
રાયને છત્ર ચામર ઢળે, મુગટે મણિ જળહળે. ૧૩
અગર ધૂપ ત્યાં ઉવેખે, વાજીત્ર નાદ આવે અલેખે;
નટુઆ કરે છે નર્ત, ફરે ફૂદડી કહાડે સર્ત. ૧૪
બોલે ઘુઘરી કેરા રણુકા, ગર્વ ઘેલી નાચે ગુણિકા;
પગ પાનીએ શોભે ઘરા, વાજે કંકણ ને ઘુઘરા. ૧૫

નળ નોહે તો મેરુ નિશ્ચે ડગે, ધર્મ રહ્યા છે નળરાય લગે;
તમે ન પરણો તો કર્મનો વાંક, બાકી નળે વાળ્યો આડો આંક. ૧૧
એવે સમે રાય આવ્યા તહીં, અથઇતિ વાર્તા સહુ કહી;
સ્વામી મારું કહ્યું મન ન ધરે, બીજો મોકલો જેનું કહ્યું કરે. ૧૨
મારે વિષે લીનતા તો હવી, બીજી ન ગમે વાર્તા નવી;
ત્યારે દેવતા કરે વિચાર, ફરી જાતાં હસે સંસાર. ૧૩
આપણો શ્રમ કેમ જાએ વૃથા, તે માટે વરવી સર્વથા;
જો કન્યાને ગમ્યો નળ ભૂપ, તો આપણ લીજે નળનાં રૂપ. ૧૪
દેવ કહે સુણો નૈષધરાય, અમો ધરું તમારી કાય;
પંચ નળ રહિયે એક હાર, ભાગ્ય હોય તેને વરશે નાર. ૧૫
નળ કહે રે કાં નહીં સ્વામ, મેં આવવું તમારે કામ;
માનવ ક્યાંથી સુરની સંગત, દેવ ચારની પામું પંગત. ૧૬
બોલ બંધ કીધો નળદેવ, કાલે એમ કરવું અવશ્યમેવ;
એ કથા રહી ધર્મ એટલે, હવે કન્યાની કોણ થઇ વલે. ૧૭
ગઈ દમયંતી જ્યાં છે માત, તવ સ્વયંવરની કીધી વાત;
લાડ વચન કન્યાનાં ગમે, ઘરમાં ભીમક આવ્યા તે સમે. ૧૮
પુત્રીને શીર મૂકયો ભુજ, કાલે વરને વરજે તુંજ;
ઝંખના તુંને છે જેતણી, તે આવ્યો છે નૈષધધણી. ૧૯
પુત્રી મનમાં પ્રસંન થઈ, પોતાને અંતઃપુર ગઈ;
રાય ભીમક સભામાં આવ્યા, શત પડાદારને તેડાવ્યા. ૨૦
આગના દીધી વૈદર્ભ રાય, જાઓ વજાડો પડો સેનામાંહે;
આવજો સભામાં રાજકુમાર, કાલ કન્યા આરોપશે હાર. ૨૧
આણી માત્ર આવજો સજ થઈ, જાઓ પડો વજાડો એમ કહી;
જેણે શિબિર ઉતર્યા હોય ઘણા, ત્યાં સેવક ફરે ભીમકતણા. ૨૨
ઠામ ઠામ પડા વાજતા, ક્ષત્રી શણગારે સાજતા;
મળીસ્નાન કરે ને અંગ ઉલટ, ફરી ફરી બાંધે મુગટ. ૨૩
રાતમાં શીખે ચાતુરી ચાલ, રખે વીસરી જાતા કાલ;
આખી રાત થયા સાંતરા, ઢળી ઢળી પડે છે ઉજાગરા. ૨૪

વલણ

ઉજાગરા આખી રાતના, સણગાર સજતાં થયું વહાણુંરે;
સ્વયંવરમાં ભૂપતિ મળિયા, કવિ કહે શું વખાણુંરે. ૨૫

કૃષ્ણાગર મર્દન વાસવર્ધન, મહીલા કરે મંજન;
બહુ નાર આવે વધાવે, વરસે મુક્તા પરજંન. ૩
શુભ વચન બોલે શકુન વદે, ઉદયો હર્ષ અનંત;
ભેરી નાદ થાયે ને ગીત ગાયે, બહુ કિંકરી નાચંત. ૪
માનપૂરણ માનુની, મહીપત મોહવા કાજ;
સ્વયંવરના સુભટ જિતવા, ધરે શ્યામા સાજ. ૫
પ્રેમપાશ લીધો પ્રેમદા, નાંખવા મંડપ ક્ષેત્ર;
ભ્રુકુટીધનુષ આકર્શિયું ને, બાણ બંન્યો નેત્ર. ૬
તારુણીને તેડાં મોકલે, રાય ભીમક વારોવાર;
કુંવરી બાહેર નીસરો, કરમાં ગ્રહીને હાર. ૭
વાજીત્ર વાજે ઘોષ ગાજે, થાય કુસુમની વૃષ્ટ;
રાજા માત્ર જુએ બારણે, કેમ મળે દષ્ટે દષ્ટ. ૮
આ કન્યા આવી આ કન્યા આવી, ઘોષ એવો થાય;
શર શબ્દ વાજે ગાન થાએ, વાંકા વળી જુએ રાય. ૯

વલણ

જુએ રાજા ફરી ફરી, કેવું હશે કન્યાનું રૂપરે;
એવે સમે દેવ ચાર સાથે, આવિયો નળ ભૂપરે. ૧૦

## કડવું ૨૬-મું રાગ મારુ

વાગી સ્વયંરમાં હાક, તે નળ આવ્યોરે;
ભાંગાં ભૂપ સર્વનાં નાક, એ નળ આવ્યોરે. ૧
જાણે ઉદયો નૈષધભાણ, તે નળ આવ્યોરે;
અસ્ત થયા સહુ તારા સમાન, એ નળ આવ્યોરે. ૨
તેજ અનંત અનંગનું અંગ, તે નળ આવ્યોરે.
જાણી કનક કાયાનો રંગ, એ નળ આવ્યોરે. ૩
ઝળકે ઝળહળ જ્યોત, તે નળ આવ્યોરે;
મુગટપર ચળકે ઉદ્યોત, એ નળ આવ્યોરે. ૪
જ્યોત રવિની પેર કુંડળ લહેકે, તે નળ આવ્યોરે;
અરગજા અંગે બેહેકે, એ નળ આવ્યોરે. ૫
શોભે વદન પુનેમનો ચંદ, તે નળ આવ્યોરે;
કમળનયન પ્રેમના કંદ, એ નળ આવ્યોરે. ૬

ગીત ગાએ કોકીલસ્વરા, અનંગ વધારે અપ્સરા;
જાણે મંડપ નગરી અમરા, નાચે નારી નરચિત્તહરા. ૧૬
ભીમક ભૂપને દે છે માન, આવી રહ્યા સર્વ રાજાન;
ગાનારી ગાએ ગીત ગાથા, બાંધ્યાં તોરણ દેવાય હાથા. ૧૭
વસ્ત્ર કેસરમાંહે ઝકઝોળ, બેસે આસને આરોગે તંબોળ;
વર થઈ બેઠા પ્રાણી માત્ર, સમાં કર્યાં છે વરવાં ગાત્ર. ૧૮
શરીર ક્ષુદ્ર કાષ્ઠનાં ખોડ, તેને દમયંતી પરણ્યાનાં કોડ;
બાળ યૌવન ને વળી વૃદ્ધા, તેને દમયંતી પરણ્યાની શ્રદ્ધા. ૧૯
કો તો મોટા ઘરના કુંઅર, કો કહે આદ્ય અમારું ઘર;
આશા અભિમાને ભર્યા નર, વાંકા મુગટ ધર્યાં શિરપર. ૨૦
ઘરડા થયા નાના વર, વર્ત્તા કરાવતાં વાગ્યા છર;
તનમન કન્યાને અર્પણ, આગળથી નહીં ટાળે દર્પણ. ૨૧
કેટલાક કરે તિલકની રેષ, કેટલાક કરે માંહોમાંહે દ્વેષ;
કેટલાક કરે પૂછાપૂછ, હું કહેવો કહી મરડે મૂછ. ૨૨
જેનાં મુખ માંહે નહીં દંત, તેને પરણવાનું ચંત;
કેવળ વૃદ્ધ ડાચાં ગયાં મળી, તે બેઠા ટુંપાવી પળી. ૨૩
જોશીની પ્રણિપત્ય કરી, દેખાડે હાથ ને જન્મોતરી;
જો દમયંતી મુને પરણે, તો જોશી હું લાગું ચરણે. ૨૪
જેનાં બેસી ગયાં ગળસ્થળ, મુખમાં રાખ્યાં બબ્બે ફોફળ;
એમ ઉંચાં કરી ગલોઠાં, ઘેલા જુએ કાચમાં કોઠાં;
પૂરણ આશાએ સર્વ કોય, પણ કન્યા નળની વાટ જોય. ૨૫

### વલણ

વાટ જુએ છે નળતણી, દાસીને કહે છે સતીરે;
હું મંડપમાં પછી આવું, પ્રથમ આવે નૈષધપતીરે. ૨૬

## કડવું ૨૫ મું–રાગ રામશ્રી

મંડપમાંહે ભૂપતિ મળિયાજી, અભિમાને ભર્યા રૂપબુદ્ધિ બળીયાજી;
તેડો કન્યાને ભીમક ઓચરેજી, વૈદર્ભી શણગાર અંગે ધરેજી. ૧

### ઢાળ

શણગાર સજતી સુંદરી તે, શોભતી શ્રીકાર;
નળ નથી આવ્યો મંડપે, માટે લગાડે વાર. ૨

કૃષ્ણાગર મર્દન વાસવર્ધન, મહીલા કરે મંજન;
બહુ નાર આવે વધાવે, વરસે મુક્તા પરજંન. ૩
શુભ વચન બોલે શકુન વદે, ઉદયો હર્ષ અનંત;
ભેરી નાદ થાયે ને ગીત ગાયે, બહુ કિંકરી નાચંત. ૪
માનપૂરણ માનુની, મહીપત મોહવા કાજ;
સ્વયંવરના સુભટ જિતવા, ધરે શ્યામા સાજ. ૫
પ્રેમપાશ લીધો પ્રેમદા, નાંખવા મંડપ ક્ષેત્ર;
ભ્રુકુટીધનુષ આકર્શિયું તે, બાણ બંન્યો નેત્ર. ૬
તારુણીને તેડાં મોકલે, રાય ભીમક વારોવાર;
કુંવરી બાહેર નીસરો, કરમાં ગ્રહીને હાર. ૭
વાજીત્ર વાજે ઘોષ ગાજે, થાય કુસુમની વૃષ્ટ;
રાજા માત્ર જુએ બારણે, કેમ મળે દષ્ટે દષ્ટ. ૮
આ કન્યાં આવી આ કન્યા આવી, ઘોષ એવો થાય;
શર શબ્દ વાજે ગાન થાએ, વાંકા વળી જુએ રાય. ૯

વલણ

જુએ રાજા ફરી ફરી, કેવું હશે કન્યાનું રૂપરે;
એવે સમે દેવ ચાર સાથે, આવિયો નળ ભૂપરે. ૧૦

કડવું ૨૬-મું રાગ મારુ

વાગી સ્વયંરમાં હાક, તે નળ આવ્યોરે;
ભાંગાં ભૂપ સર્વનાં નાક, એ નળ આવ્યોરે. ૧
જાણે ઉદયો નૈષધભાણ, તે નળ આવ્યોરે;
અસ્ત થયા સહુ તારા સમાન, એ નળ આવ્યોરે. ૨
તેજ અનંત અનંગનું અંગ, તે નળ આવ્યોરે.
જાણી કનક કાયાનો રંગ, એ નળ આવ્યોરે. ૩
ઝળકે ઝળહળ જ્યોત, તે નળ આવ્યોરે;
મુગટપર ચળકે ઉદ્યોત, એ નળ આવ્યોરે. ૪
જ્યોત રવિની પેર કુંડળ લહેકે, તે નળ આવ્યોરે;
અરગજા અંગે બેહેકે, એ નળ આવ્યોરે. ૫
શોભે વદન પુનેમનો ચંદ, તે નળ આવ્યોરે;
કમળનયન પ્રેમના ફંદ, એ નળ આવ્યોરે. ૬

જાણે નાસા કીરની ચંચ, તે નળ આવ્યોરે;
કોયે ન દેખે સરખા પંચ, એ નળ આવ્યોરે. ૭
કંઠે ગજમુક્તાનો હાર, તે નળ આવ્યોરે;
કર કુંજર શુંડાકાર, એ નળ આવ્યોરે. ૮
હૃદે નાભિકમળ શોભાળ, તે નળ આવ્યોરે;
કટીએ જિત્યો કુંજરકાળ, એ નળ આવ્યોરે. ૯
ચાલતો શાર્દૂલની ગત્ય, તે નળ આવ્યોરે;
નિરાશ થયા નરપત્ય, એ નળ આવ્યોરે. ૧૦
એ તો દમયંતીનો પ્રાણ, તે નળ આવ્યોરે;
હવે એ પરણે નિર્વાણ, એ નળ આવ્યોરે. ૧૧
કન્યાને થયું તવ જાણ, એ નળ આવ્યોરે;
જેનું હંસે કીધું વિખાણ, તે નળ આવ્યોરે. ૧૨
તેજે તો તપે જાણે ભાણ, એ નળ આવ્યોરે;
શીતળતાએ સોમ સમાન, તે નળ આવ્યોરે. ૧૩
ગતે કરીને જેવો વાય, એ નળ આવ્યોરે;
મહીમાએ શંકર રાય, તે નળ આવ્યોરે. ૧૪
મન સ્થિરતાએ જેમ મેર, એ નળ આવ્યોરે;
જાણે ધને બીજો કુબેર, તે નળ આવ્યોરે. ૧૫
સત્યવાદી શિબિ સમાન, એ નળ આવ્યોરે;
ઐશ્વર્યે નિઘોષ રાજાન, તે નળ આવ્યોરે. ૧૬
એ તો જુદ્ધે જાણે ઇંદ્ર, તે નળ આવ્યોરે;
ત્યાગી જેવો હરિશ્ચંદ્ર, એ નળ આવ્યોરે. ૧૭
વિદ્યાયે ગુરુ શુક્ર જેમ, તે નળ આવ્યોરે;
દુઃખહર્તા ધન્વંતરિ તેમ, એ નળ આવ્યોરે. ૧૮
દમયંતી ઘણું હરખે, એ નળ આવ્યોરે;
રખે વાર લાગે મન ફરકે, એ નળ આવ્યોરે. ૧૯
એક આસને બેઠી નાર, એ નળ આવ્યોરે;
દાસી ઉંચલી ચાલે ચાર, એ નળ આવ્યોરે. ૨૦
શોભે સુંદર અતિ સકુમાર, એ નળ આવ્યોરે;
જઈ પહોંતાં મંડપદ્વાર, એ નળ આવ્યોરે. ૨૧

વલણ

બાહેર પધાર્યાં પ્રેમદા, ચતુરાં ઉંચલે ચારરે;
નળ બેઠો સિંહાસન, ચતુરા ચિંતતી તેણી વારરે. ૨૨

કડવું ૨૭ મું–રાગ સારંગ

મંડપ મધ્યે માતુની, આસન બેઠી જાય;
સ્વયંવર સુભટ ને સુંદરી, વર્ણવું તે શોભાય. ૧

છંદ હરિગીતની ચાલ

નૃપભિમક તનયા, રૂપ બનયા, રસીલી રંગપૂરણા;
નર અંગના દેવાંગના, માનિની મનમદ ચૂરણા. ૨
દુઃખમોચની મૃગલોચની, છે લલિત લક્ષણવંતિ એ;
નિજ મન ઉલાસી, વેણાવાસી, અલકલટ વિલસંતિ એ. ૩
રાખડિ અમુલ્યે, શીશ ફુલે, સેંથે સીંદુર શોભિયાં;
શુભ ઝાલ ઝળકિત, રત્ન ચળકિત, ભૂપનાં મન લોભિયાં. ૪
મુખ સુધાસિંધુ, અધર બિંદુ, ભ્રુકુટિ ભમર બે ગુંજ છે;
બે નેત્ર નિર્મળ, દિસે છે કમળ, ફૂલ ફૂલ્યા કુંજ છે. ૫
આંજેલ અંજન, ચપલ ખંજન, મીન મૃગ બે હારિયાં;
પડ્યા રાય શૂરા, જાય પૂરા, બાણ કટાક્ષે મારિયાં. ૬
જુએ વિવિધ પેરે, નયનઘેરે, તિલક ભાલે કીધલાં;
દીપક પ્રકાશા, એમ નાસા, કીરનાં મન લીધલાં. ૭
શોભીત દાડમ બીજ રદ જ્યમ, ચિબુક મધુકર બાળરે;
ગળબંધ જુગતા, હાર મુક્તા, માણિકમય શોભાળરે. ૮
અબળાના અંબુજ, જ્યમ જુગ્મ ભુજ, બાજુબંધ ફુમતા ઝુલે;
થાય નાદ રણઝણ, ચૂડી કંકણ, મુદ્રિકા કર બહુ મુલે. ૯
દશ આંગળી, મગની ફળી, નખ જોત્ય જ્યમપુખરાજ છે;
ફૂલના મનોહર, હાર ઉપર, આભૂષણ બહુ સાજરે. ૧૦
પડિ વેણિ કટિપર, જાણે વિષધર, આવી કરે પયપાનરે;
ગુચ્છ કુસુમ ઉદે, કુચ હૃદે, કુંજર કુંભસ્થળ માનરે. ૧૧
અલકાવલિ લલિતા, વહે સલિતા, ઉદર પોયણપાનરે;
છે ચિત્રલંકી, કટી વંકી, મેખલા ઘુઘર ગાનરે. ૧૨
બે જંઘા રંભા, તણા થંભા, હંસગત્ય પગ છાંડતી;
સુખપાળ મૂકી, રાય ઢુંકી, જાય પગલાં માંડતી. ૧૩

જાણે નાસા કીરની ચંચ, તે નળ આવ્યોરે;
કોયે ન દેખે સરખા પંચ, એ નળ આવ્યોરે. ૭
કંઠે ગજમુક્તાનો હાર, તે નળ આવ્યોરે;
કર કુંજર શુંડાકાર, એ નળ આવ્યોરે. ૮
હૃદે નાભિકમળ શોભાળ, તે નળ આવ્યોરે;
કટીએ જિત્યો કુંજરકાળ, એ નળ આવ્યોરે. ૯
ચાલતો શાર્દૂલની ગત્ય, તે નળ આવ્યોરે;
નિરાશ થયા નરપત્ય, એ નળ આવ્યોરે. ૧૦
એ તો દમયંતીનો પ્રાણ, તે નળ આવ્યોરે;
હવે એ પરણે નિર્વાણ, એ નળ આવ્યોરે. ૧૧
કન્યાને થયું તવ જાણ, એ નળ આવ્યોરે;
જેનું હંસે કીધું વિખાણ, તે નળ આવ્યોરે. ૧૨
તેજે તો તપે જાણે ભાણ, એ નળ આવ્યોરે;
શીતળતાએ સોમ સમાન, તે નળ આવ્યોરે. ૧૩
ગતે કરીને જેવો વાય, એ નળ આવ્યોરે;
મહીમાએ શંકર રાય, તે નળ આવ્યોરે. ૧૪
મન સ્થિરતાએ જેમ મેર, એ નળ આવ્યોરે;
જાણે ધને બીજો કુબેર, તે નળ આવ્યોરે. ૧૫
સત્યવાદી શિબિ સમાન, એ નળ આવ્યોરે;
ઐશ્વર્યે નિર્ઘોષ રાજાન, તે નળ આવ્યોરે. ૧૬
એ તો જુદ્ધે જાણે ઈંદ્ર, તે નળ આવ્યોરે;
ત્યાગી જેવો હરિશ્ચંદ્ર, એ નળ આવ્યોરે. ૧૭
વિદ્યાયે ગુરુ શુક્ર જેમ, તે નળ આવ્યોરે;
દુઃખહર્તા ધન્વંતરિ તેમ, એ નળ આવ્યોરે. ૧૮
દમયંતી ઘણું હરખે, એ નળ આવ્યોરે;
રખે વાર લાગે મન ફરકે, એ નળ આવ્યોરે. ૧૯
એક આસને બેઠી નાર, એ નળ આવ્યોરે;
દાસી ઉંચલી ચાલે ચાર, એ નળ આવ્યોરે. ૨૦
શોભે સુંદર અતિ સકુમાર, એ નળ આવ્યોરે;
જઈ પહોંતાં મંડપદ્વાર, એ નળ આવ્યોરે. ૨૧

### વલણ

બાહેર પધાર્યાં પ્રેમદા, ચતુરાં ઉંચલે ચારરે;
નળ બેઠો સિંહાસન, ચતુરા ચિંતતી તેણી વારરે. ૨૨

### કડવું ૨૭ મું–રાગ સારંગ

મંડપ મધ્યે માનુની, આસન બેઠી જાય;
સ્વયંવર સુભટ ને સુંદરી, વર્ણવું તે શોભાય. ૧

### છંદ હરિગીતની ચાલ

નૃપભિમક તનયા, રૂપ અનયા, રસીલી રંગપૂરણા;
નર અંગના દેવાંગના, માનિની મનમદ ચૂરણા. ૨
દુઃખમોચની મૃગલોચની, છે લલિત લક્ષણવંતિ એ;
નિજ મન ઉલાસી, વેણાવાસી, અલકલટ વિલસંતિ એ. ૩
રાખડિ અમુલ્યે, શીશ ફુલે, સેંથે સીંદુર શોભિયાં;
શુભ ઝાલ ઝળકિત, રત્ન ચળકિત, ભૂપનાં મન લોભિયાં. ૪
સુખ સુધાસિંધુ, અધર બિંદુ, ભ્રુકુટિ ભમર બે ગુંજ છે;
બે નેત્ર નિર્મળ, દિસે છે કમળ, ફૂલ ફૂલ્યા કુંજ છે. ૫
આંજેલ અંજન, ચપલ ખંજન, મીન મૃગ બે હારિયાં;
પડ્યા રાય શૂરા, જાય પૂરા, બાણ કટાક્ષે મારિયાં. ૬
જુએ વિવિધ પેરે, નયનઘેરે, તિલક ભાલે કીધલાં;
દીપક પ્રકાશા, એમ નાસા, કીરનાં મન લીધલાં. ૭
શોભીત દાડમ બીજ રદ જ્યમ, ચિબુક મધુકર બાળરે;
ગળબંધ જુગતા, હાર મુક્તા, માણિકમય શોભાળરે. ૮
અબળાના અંબુજ,જ્યમ જુગ્મ ભુજ, બાજુબંધ ઝુમતા ઝુલે;
થાય નાદ રણઝણ, ચૂડી કંકણ, મુદ્રિકા કર બહુ સુલે. ૯
દશ આંગળી, મગની ફળી, નખ જોસ જ્યમપુખરાજ છે;
ફૂલના મનોહર, હાર ઉપર, આભૂષણ બહુ સાજરે. ૧૦
પડિ વેણિ કટિપર, જાણે વિષધર, આવી કરે પયપાનરે;
ગુચ્છ કુસુમ ઉદે, કુચ હૃદે, કુંજર કુંભસ્થળ માનરે. ૧૧
અલકાવલિ લલિતા, વહે સલિતા, ઉદર પોયણપાનરે;
છે ચિત્રલંકી, કટી વંકી, મેખલા ઘુઘર ગાનરે. ૧૨
બે જંઘા રંભા, તણા થંભા, હંસગત્ય પગ છાંડતી;
સુખપાળ મૂકી, રાય ઢુંકી, જાય પગલાં માંડતી. ૧૩

નેપૂર ઝમકે, અણુવટ ઠમકે, ઘુઘરિનો ધમકાર છે;
ઘાઘરે ઘુઘર, અમુલ્ય અંબર, ફુલેલ છાંટ્યાં અપાર છે. ૧૪
ત્યાં અગરબત્તિબળે, ચમર શિર ઢળે, રસિલિ રામા રાજતી;
ગાય ગીત કલોલક, ચંગ ઢોળક, મૃદંગ વેણા વાજતી. ૧૫
વળિ કીર્તિ અતિ ધણિ, બોલે બંદણિ, ચાલે જ્યેષ્ઠિકદાર ત્યાં;
પંચ કામબાણે, કરિ સંધાણે, રાજપુત્રને માર ત્યાં. ૧૬
ભરમાઇને ભુપ, પડ્યા મોહકુપ, પ્રેમપાશે બાંધિયા;
ઠામથી ડગિયા, સ્વાર્થે રગિયા, સામી મીટે સાંધિયા. ૧૭
કો આડા ઉતરે, ખુંખારા કરે, ભામિનિ નિચું ભાળેરે;
કો આસને પડ્યા, લડથડ્યા, શકે આવી લીધો કાળેરે. ૧૮
બોલી ન શકિયા, ચિત્ર લખિયા, કો નમે વારે વારેરે;
કો સમિપ ધશિયા, મુગટ ખશિયા, પુંઠથી સેવક ધારેરે. ૧૯
કો કનક કાપે, લાંચ આપે, સાહેલીને સાધેરે;
જોઇયે તે લીજે, વખાણ કીજે, વિવાહ મારો વાધેરે. ૨૦
લાંબિ ડોક કરતા, નથી નરતા, કહે હાર આરોપરે;
ફરી મુગટ બાંધે, પ્રેમ સાંધે, પડ્યા નવ ગ્રહ કોપરે. ૨૧
રાય ગોરાં ગાત્રે, તૃણ માત્રે, તારુણી નવ લેખતી;
જોઈ મૂખ મરડે, આંખ થરડે, સર્વને ઉવેખતી. ૨૨

વલણ

અનેકને ઉવેખતી, આઘી ચાલી નારરે;
ગઈ એક નળ જાણી કરી, દીઠી પંચ નળની હારરે. ૨૩

## કડવું ૨૮ મું–રાગ સારંગ

મન ઇચ્છા નૈષધ રાય તણી, કન્યા ગઈ પંચ નળ ભણી;
જુએ તો ઉભા છે નળ પંચ, કન્યા કહે આ ખોટો સંચ. ૧
હંસનું કહ્યું અવસ્થા ગયું, નળનાથનું વરવું રહ્યું;
એક નળ સાંભળીઓ ધરા, આ કપટી કો આવ્યા ખરા. ૨
પાંચે નળ ચેષ્ટાને કરે, લેવા માળ કંઠ આગળ ધરે;
ત્યારે દમયંતી થઈ ગાભરી, દીઠું વિપરીત ને પાછી ફરી. ૩
આવી જોતાં પિતા ભીમક, અરે તાત જુઓ કૌતક;
હું એક નળને આરોપું હાર, દેખી પંચને પડ્યો વિચાર. ૪

ભીમક કહે આશ્ચર્ય જ હોય, તું વિણ પંચ ન દેખે કોય;
શક્રે દેવતા તાંહાં નિરધાર, થઇ આવ્યા નળને આકાર. ૫
એ પરીક્ષા નિમેષ નહીં ચક્ષ, વીરજ વસ્ત્ર ઉભા અંતરીક્ષ;
વાત સાંભળી ભીમકતણી, કન્યા આવી પંચ નળ ભણી. ૬
પિતાએ મારગ દેખાડ્યો, નારીએ નળ શોધી કહાડ્યો;
દમયંતી જેમ વરવાને જાયે, ધસી ઈંદ્ર નળ આગળ થાયે. ૭
એક એકને અળગા કરે, લેવા હાર કંઠ આગળ ધરે;
નહીં આવે સંચ ફરી, ત્યારે દમયંતી થઈ ગાભરી. ૮
ઈંદ્રે મનમાં શાપ્યો હુતાશંન, વાંદરના જેવું થયું વદન;
અગ્નિએ જાણ્યું એ ઈંદ્રનું કાજ, રીંછમુખ થાજો મહારાજ. ૯
વરુણે શાપ મનમાંહે દીધો, જમને માંજર મુખ કીધો;
ધર્મે અંતર ઇચ્છયું એવું, વરુણનું મુખ થાજો શ્વાનના જેવું. ૧૦
રીંછ, વાનર, શ્વાન, માંજાર, કન્યા કહે વર રુડા ચાર;
ઈંદ્ર રાય વાણી એમ ભણે, ખાધાવેધ માંડ્યો આપણે. ૧૧
જમ કહે કાં હસાવો લોક, શાપ કીધા માંહોમાંહે ફોક;
દમયંતી વિચારે વળી, સમાન શોભે પંચ નળી. ૧૨
કોને વરીએ કોને ઉવેખીએ, વરમાળ કોને આરોપીએ;
જોવાને મળ્યા રાજકુમાર, તે એક નળ દેખે નિરધાર. ૧૩
બુદ્ધિમાન નારી છે ઘણું, માન મૂકાવે દેવતાતણું;
ચારોને પૂછે કરી પ્રણામ, તમારા તાતનાં શાં શાં નામ. ૧૪
લોભવિશે નહીં ગણ્યું પાપ, વીરસેન પાંચેનો બાપ;
કન્યા વળતી કરને ઘસે, સખી સામું જોઈ જોઇ હસે. ૧૫
સખી કહે શું ઘેલાં થયાં, શું કપટરૂપને વળગી રહ્યાં?
બીજા પુરુષ છે રૂપનાં ધામ, સાંભળો દેશ દેશનાં નામ. ૧૬
દેશ સકળ નરેશનાં નામ, દાસી કહે વર્ણવી ગુણગ્રામ;
તોયે કન્યાને ન ગમ્યા કોય, ફરી ફરી પાંચે નળને જોય. ૧૭
હું હું નળ પાંચે ઓચરે, પણ કન્યા કોને નવ વરે;
નારદજી અંતરીક્ષ આવીઆ, ઈંદ્રાણી આદે તેડી લાવીઆ. ૧૮
ચારે દેવની ચારે નાર, ગગને દીઠી ભરતાર;
લજ્જા પામ્યા લોભી ઘણું, એ કારજ તે નારદતણું. ૧૯

કન્યાએ દીઠી દેવાંગના, અમર જાણીને માંડી વંદના;
અમો અલ્પ જીવ કરૂપ, તમો ભારેખમ છો ભૂપ. ૨૦
અમો જમ જરાથી ત્રાસીએ, પૂજનીક તમને ઉપાસીએ;
તમો અમને ભીમક રાજાન, હું તમને પુત્રી સમાન. ૨૧
એમ કહીને ભરીયાં ચક્ષ, લાજ્યા દેવ થયા પ્રત્યક્ષ;
ઈંદ્ર વરુણ વહ્નિ જળરાય, શોભે મંડપે જય જય થાય. ૨૨
નળને થયા તુષ્ટમાન, દેવ કહે માગો વરદાન;
બબ્બે વર આપે સુરરાજ, નળનું સહજે સરીયું કાજ. ૨૩
કમળમાળ આપી ઈંદ્રરાય, લક્ષ વર્ષે નહીં સુકાય;
અશ્વમંત્ર આપ્યો રાજંન, દિન એક હીંડે શત જોજંન. ૨૪
કહે અગ્નિ નવ દાઝે તુંય, જ્યાં સમરે ત્યાં પ્રગટું હુંય;
ધર્મ કહે ભોગવે રાજભોગ, ત્યાં લગે પુર મધ્યે નહીં રોગ. ૨૫
જે કરશે તારી કથા વાંછના, તેને નવ હોયે જમજાચના;
વરુણ ભણે સાંભળ નળ રાય, સુકું વૃક્ષ નવપલ્લવ થાય. ૨૬
સમર્યું જળ ઉપજે તત્કાળ, આઠે વર પામ્યો ભૂપાળ;
પછી દમયંતીને આપ્યો વર, અમૃતસ્રાવીયા થજો તુંજ કર. ૨૭
સર્વે સ્તુતિ કીધી દેવતણી, વિમાને બેસી ગયા સ્વર્ગભણી;
દમયંતી હરખી તત્કાળ, નળને કંઠે આરોપી માળ. ૨૮
સાધુ રાજા સર્વે બેસી રહ્યા, અદેખિયા ઉઠીને ગયા;
વરકન્યા પરણ્યાં રીત કરી, ભીમકે પહેરામણી ભલી કરી. ૨૯
લાડ કોડ પહોંતાં કુંવરીતણા, નળને વાનાં કીધાં ઘણાં;
નળ દમયંતી બન્યો જાય, વોળાવી વળ્યો ભીમક રાય. ૩૦
વાજતે ગાજતે નળ વળ્યો, એવે કલિયુગ સામો મળ્યો;
વરવા વૈદર્ભી નારદે મોકલ્યો, આવે ઉતાવળે શ્વાસે હળફલ્યો. ૩૧
બેઠો મહીષ ઊપર કળીકાળ, કંઠે મનીષનાં શીશની માળ
કરમાં કાતુ લોહશૃંગાર, શિર સગડી ધીકે અંગાર. ૩૨
જૈ વર્ક દમયંતી રૂપનિધાન, જુએ તો મળી સામી જાન;
જાણ્યો કન્યાને નળ વર્યો, કળી ક્રોધે પાછો ફર્યો. ૩૩
જો નળે પરણવા દીધો નહીં, આજથી લાગું પૂઠે થઈ;
નળ રાજા આવ્યા પુરવિષે, કરે રાજ નારી સુંસુખે. ૩૪

ભોગવે ભોગ વિવિધ પેર, સ્વર્ગતણું સુખ પામે ઘેર;
પ્રભુ પત્નીને વાધ્યો પ્રેમ, સાચવે બહુ સત્ય ને નેમ. ૩૫
ચોહો વર્ણ પાળે કુળધર્મ, ચાલે યજ્ઞાદિકનાં કર્મ;
તેણે કળીનું ચાલે નહીં, હીંડે છિદ્ર જોતો અહીં તહીં. ૩૬
નગર પૂઠે ફેરા બહુ ખાય, સંત આગળ પ્રવેશ ન થાય;
સહસ્ર વર્ષ વહીને ગયાં, દમયંતીને બે બાળક થયાં. ૩૭
જુગ્મ બાળ સાથે પ્રસવ્યાં, પુત્રપુત્રીરૂપે અભિનવાં;
નળ દમયંતી હરખે ઘણું, બાળકવડે શોભે આંગણું. ૩૮
એક દિવસે નળ ભૂપાળ, મગાવ્યું જળ થયો સંધ્યાકાળ;
રહી પાહાની કોરડી ધોતાં પાગ, કળી પામ્યો પેઠાનો લાગ. ૩૯
સંધ્યાવંદન કીધું રાજાન, પ્રવેશ કળીનો થયો તે સ્થાન;
જ્યાં શય્યા સૂતો ભૂપાળ, સર્વાંગે વ્યાપ્યો કળીકાળ. ૪૦

### વલણ

કળીકાળ વ્યાપ્યો રાયને, ભ્રષ્ટ થયો નૈષધધણીરે;
હવે વહરાકું પીત્રાઇને, કહી ચાલ્યો પુષ્કર ભણીરે. ૪૧

### કડવું ૨૯ સું—રાગ કહાલેરો.

કળીજુગ દ્વાપર મળીને આવ્યા, પુષ્કરકેરે પાસરે;
હસ્ત ઘસે ને મસ્તક ધૂણે, મુખે મૂકે નિઃશ્વાસરે. કળીજુગ. ૧
વેશ વિપ્રનો ધર્યો અધર્મી, ને બન્યો મસ્તક ડોલેરે;
નૈષધપતિ બેઠો તપ કરવા, થઈ તરણાંને તોલેરે. કળીજુગ. ૨
એક કુળમાં ઉદય બન્યોના, તું જોગી નળ રાણોરે;
તે ભોગ ભોગવે નાના વિધના, તારે નહીં જળ દાણોરે. કળીજુગ. ૩
કળિ કહે છે જો જે ભાઇયો, કર્મે વાળ્યો આડો આંકોરે;
એક જ બોરડીના બે કાંટા, એક પાધરો એક વાંકોરે. કળીજુગ. ૪
તારા પિતાસું અમારે મૈત્રી, તે માટે હિત કીજેરે;
એમ કહી કર ગ્રહી ઉઠાડ્યો, આવ આલિંગન દીજેરે. કળીજુગ. ૫
ભેટતામાં પિંડ પુષ્કરના મધ્યે, કીધો કળીએ પ્રવેશરે;
તેડી ચાલ્યો નૈષધપુર ભણી, કરવા નળસું કલેશરે. કળીજુગ. ૬
વાટે જાતાં વારતા પરઠી, ન મળવું નાંખો જાંશારે;
કળી કહે તું દ્યૂત રમજે, હું થાઉં બે પાશારે. કળીજુગ. ૭

પ્રથમ પોણ કરજે વૃષભનું, દ્વાપર થાશે પોઠીરે;
સર્વસ્વ હરાવી લેજે નળનું, એ વાત ગમતી ગોઠીરે. કળીજુગ.
જદ્યપિ પુષ્કર પવિત્ર હુતો, નોહોતી રાજની અભિલાષારે;
ઉપજી અરિસ્યા નળરાય ઉપર, સલ્યા જુગ બે અદેખારે. કળીજુગ.
વૃષભવાહન પાસા કરમાં, આવ્યો રાજસભાયરે;
બાંધવ જાણી દયા મન આણી, નળ ઉઠી બેઠા થાયરે. કળીજુગ.
ભલે પધાર્યા પુષ્કર ભાઈ, જોગી વેશને છાંડોરે;
આ ઘર રાજ તમારું વીરા, રાજની રીતિ માંડોરે. કળીજુગ.
આસન આપી કરે પૂજન, પૂછે કુશળી ક્ષેમરે;
નળને કહે બીજી વાતે ન રાચું, દ્યૂત રમવાનો પ્રેમરે. કળીજુગ.
નળ કહે બાંધવ દ્યૂત ન રમીએ, એ અનર્થનું મૂળરે;
તું જોગેશ્વર કાં ઉપજાવે, ઉદર ચોળીને શૂળરે. કળીજુગ.
પુષ્કર કહે સારો પાંચ મુદ્રાનો, પોઠી જિતું કે હારુંરે;
એકી પાસે બળદ મારો, એકી પાસે રાજ તારુંરે. કળીજુગ.
કળીને સંગે પુણ્યશ્લોકને, પાપતણી મતિ આવીરે;
દ્યૂત રમવું અપ્રમાણ છે પણ, વાત આગળ ભાવીરે. કળીજુગ.

## વલણ

ભાવી પદારથ ભૂપને, વેઠવું છે બહુ કષ્ટરે;
દ્યૂત રમવા બેઠા રાજા, કીધો કળીએ ભ્રષ્ટરે.

## કડવું ૩૦ મું–રાગ મેવાડો

નળ રાજાએ દ્યૂત આરંભ્યું, સત્ય થયું સર્વ શોકજી;
નગ્ર મધ્યે વારતાં જાણી, ત્રાહે ત્રાહે કરે લોકજી. ૧
દમયંતીએ નળને કહાવ્યું, બળદ ભણી મા જોશોજી;
એ વૃષભમાં વેરી છે કારમો, રાજ રમતા ખોશોજી. ૨
ડાહ્યા લોક નગરના વારે, ઘણું વારે પરધાનજી;
કળીજુગે બુદ્ધ ભ્રષ્ટ જ કીધી, કહ્યું કોનું ન ધરે કાનજી. ૩
બેઠા બાંધવ પોણ પરઠીને, ડોલે પુષ્કર રાયજી;
જે હારે તે રાજ મેલી, ત્રણ વરસ વન જાયજી. ૪
ત્રણ વરસ ગુપ્ત જ રહેવું, વેષ અન્ય ધરીજી;
કદાચિત્ ઓળખું પડે તો, વન ભોગવે ફરીજી. ૫

મહિમા મોટો કળીજુગ કેરો, નળને ગમી તે વાતજી;
નળ કહેરે નાખ પાસા, ત્યારે વરસ્યો શોણિત વરસાદજી. ૬
હાહાકાર હવો પુર મધ્યે, વાયુ સામટો વાયજી;
નાખ્યા પાસા પુષ્કર જિત્યો, સર્વસ્વ હાર્યો રાયજી. ૭
હાર્યો નળ ને પુષ્કર જિત્યો, જૈ બેઠો સિંહાસનજી;
આણ પોતાની વર્તાવી પુરમાં, કહે નળને જાઓ વનજી. ૮
વનકુળ પહેરી વન વસો ને, કરો વનફળ આહારજી;
એક વસ્ત્ર રાખો શરીરે, બાકી ઉતારો શણગારજી. ૯
સર્વ તજી એક વસ્ત્ર રાખી, ઉઠ્યો નળ ભૂપાળજી;
દમયંતીને કહાવિયું તું, પીયેર જાજે આ કાળજી. ૧૦
રુદન કરતી રાણી આવી, બાળક ઝાલ્યાં હાથજી;
શીશ નામીને સ્વામીને કહે, મુને તેડો સાથજી. ૧૧
સુખ દુઃખની કહીએ વારતા, એકલાં નવ સોહાયજી;
હું સેવાને આવું સહીરે, થાકો તો ચાંપું પાયજી. ૧૨
કંથ કહે હો કામિની, તું આવે મુજને જંજાળજી;
એ દુઃખ સઘળાં વેઠીએ પણ, ટળવળી મરે બંને બાળજી. ૧૩
રોતી કહે છે કામિનીરે, જેમ છાયા દેહને વળગીજી;
તેમ હું તમારી તારુણીરે, કેમે ન થાઉં અળગીજી. ૧૪

## વલણ

જો અળગી કરશો નાથજી, તો પ્રાણ તજું તત્કાળરે;
નળ કહે આવો વન વિષે તો, પીયેર વળાવો બાળરે. ૧૫

## કડવું ૩૧ મું—રાગ મેવાડો

મોસાળ પધારોરે, મોસાળ પધારો,—
મોસાળ પધારો બાળુઆંરે, મારાં લાડવાયાં બે બાળ;
નમાર્યાં થઈ વરતજો, સહેજો મામીની ગાળ.—મોસાળ૦ ૧
હૃદયા ચાંપેરે, રાણી હૃદયા ચાંપે,—
હૃદયા ચાંપે પેટનેરે, એ છેલ્લું વેહેલું લાડ;
હવે મળવાં દોહલાંરે, મળીએ તો પ્રભુનો પાડ.—મોસાળ૦ ૨

થયાં માત વોહોણાંરે, થયાં માત વોહોણાં,–
માત વોહોણાં થયાં દામણાંરે, તહીં કો રુડો સાથ;
રુએ રાણી હ્રદયા ફાટે રે, કોણ માથે ફેરવશે હાથ.–મોસાળ૦ ૩
મંદિરના ગુરુજીરે, મંદિરના ગુરુજી,–
મંદિરના ગુરુજી સુદેવજીરે, તમારે ખોળે સોંપું બે તંન;
જઇ કહેજો મારી માતનેરે, જીવની પેરે કરજો જતંન.–મોસાળ૦ ૪
પુત્રી જમાઇરે, તમતણાં પુત્રી જમાઇ,–
પુત્રી જમાઈ તમતણાં, કહેજો વનમાં પૂર્યો વાસ;
જઈ કહેજો મારા તાતનેરે, અમ જોગીનો લે તપાસ.–મોસાળ૦ ૫
ચુંબન કરતીરે, માવડી ચુંબન કરતી,–
ચુંબન કરતી માવડીરે, ફરી ફરી મુખ જોય;
હૈયેથકાં નવ ઉતરેરે, એમ કહી દમયંતી રોય.–મોસાળ૦ ૬

## વલણ

રોયે રાણી અતિ ઘણું, વત્સ સોંપ્યાં ગુરુકર માંહિરે;
ઋષિ સાથે બે બાળકાં, વોળાવ્યાં નળરાયેરે. ૭

## કડવું ૩૨ મું–રાગ વેરાડી.

બાળકાં વેળાવ્યાં ઋષિ સંગાતે, દમયંતી કરે આક્રંદ;
હાહાકાર હવો પુર મધ્યે, મળ્યાં સહિયરના વૃંદ. ૧
પડો વાગો પુષ્કર પાપીનો, નળને કો નવ રાખે;
એક અંજળી જળ ન પામ્યાં, જો ભમ્યાં પુર આખે. ૨
દ્વાર અડકાવે નળને દેખી, જે પોતાનાં લોક;
તરશી દમયંતી પાણી ન પામી, કંઠે પડીઓ શોષ. ૩
એક રાત રહ્યાં નગરમાં, ચાલ્યાં વાહાણું વાતે;
પુણ્યશ્લોકની પૂઠ જ લીધી, કળી થયો સંગાતે. ૪
જ્યાં વાવ સરોવર કુવા આવે, પાકા ફળની વાડી;
રીપુ કળીજુગ આગળ જઇને, સર્વ મેહેલે ઉડાડી. ૫
ફળ જળ ને પત્ર ન પામ્યાં, રાણી કરે આંસુપાત;
વનમાં ફરતાં રુદન કરતાં, વહી ગયા દીન સાત. ૬
એકેકું પટકૂળ પહેર્યું, પ્રેમદા કોમળ કાયા દાઝે
પાય પંકજપત્ર જેવા, ત્રીવ્ર કાંટા ભાંજે. ૭

એક માન સરોવર આગળ આવ્યું, તેમાં દીઠું પાણી;
કળજુગથી તે ફોક થયું નહિ, જઈ પીધું રાયરાણી. ૮
વારંવાર પાણી પીએ ને, બેસે વળી હીંડે;
નર નારી વારિએ તૃપ્ત થયાં, પણ ક્ષુધા પાપણી પીડે. ૯
સ્વામી કહે સાંસતાં થઇયે, શ્યામા બેશ થઇને સ્વચ્છ;
જૈ સરોવરમાં શોધી લાવું, જો જડે એક બે મચ્છ. ૧૦
થોડા જળમાં પેઠો નળ રાજા, ઢીમરનું આચરણ;
સાધુ રાયને શ્રમ કરતાં, મીન જડીઆં ત્રણ. ૧૧
આણીને અબળાને આપ્યાં, વામા કહે થયું વારુ;
નળ કહે આપણ બે પ્રાણીને, શું હોશે એટલા સારુ? ૧૨
ભાર્યાના ભુજ મધ્યે સોંપી, ભૂપ ગયો બીજી વરાં;
કળીજુગ સર્પ થઇને બીહાવે, મચ્છ નાશે અરાંપરાં. ૧૩
નળે શ્રમ કીધો ઘટી બે, મચ્છ ન ચઢીયાં હાથ;
પેલાં ત્રણ મચ્છ વહેંચીને લીજે, વિચાર્યું મન સાથ. ૧૪
નળ આવ્યો નિરાશ થઇને, ત્રણ મીનમાં ચિત્ત;
એટલે અંતરમાં દમયંતીને, થઈ આવ્યું વિપરીત. ૧૫
અમૃત સ્રવિયા કર અબળાના, સજીવન થયાં મચ્છ પળમાં;
હાલ્યાં મહીલા મૂકી દીધાં, ઉડી પડ્યાં જઈ જળમાં. ૧૬
ઘેલી સરખી મીનને કાજે, પાણીમાં વેવલાં વીણે;
હવે સ્વામીને શો ઉત્તર આપીશ? રુદન કરે સ્વર ઝીણે. ૧૭
વીહીલે મુખ દીઠી વૈદરભી, નાથ આવતો નીરખે;
ચોહોદશ ભાળે આંસુ ઢાળે, સ્વાતિબિંદુ શું વરષે! ૧૮
રોતી પત્ની પતિએ દીઠી, ઘોળું મુખ થયું દીન?
કહેરે પાપિણી શકે મુજ પાખે, ભક્ષ કર્યાં તેં મીન. ૧૯
હું ક્ષુધાતુર ફરીને આવ્યો, રઝળ્યો પાણી માંહે;
દોઢ દોઢ મચ્છ ભોજન કીજે, લાવ પાપિણી કાંહે. ૨૦
હદે ફાટતે બોલી રાણી, આંસુ પડે મોતી દાણા;
ક્ષુધા પાપિણીએ મચ્છ ભખાવ્યાં, મેં ન રહેવાયું રાણા. ૨૧
નળ કહે હંસે શીખામણ દીધી, વિદાય થયો આકાશ;
એક દ્યૂત ન રમીએ બીજું, ન કીજે નારીનો વિશ્વાસ. ૨૨

બે વાનાં વાર્યાં તે કીધાં, હાથે દુઃખ લીધું માગી;
હું ભુખ્યો ને તેં મચ્છ ખાધાં, શું આગ પેટમાં લાગી ? ૨૩
દમયંતી હા હા કરે, જાણે સમ ખાઉં સાને;
સજીવન થયાં ઉડી ગયાં, કહું તો રાય નવ માને. ૨૪

વલણ

ન માને રાજાએ આશ્ચર્ય મોટું, ઉડી ચાલ્યો નળ રાયરે;
અણુતેડી રાણી દમયંતી, પતિની પૂઠે ધાયરે. ૨૫

## કડવું ૩૩ મું–રાગ વેરાડી

આગળ નળ પૂંઠે પ્રેમદા, સતીને અંતર આપદા;
નળ તિરસ્કાર હીંડતા કરે, હૃદે ફાટે અબળા આંખ ભરે. ૧
ખાધાં મચ્છ હશે શક્તિ ઘણી, તો હીંડે છેરે પાપિણી;
પીરે પાણી ફરી ફરી, કાં જે મચ્છ ખાધાં પેટ ભરી. ૨
બે મારગ આવ્યા આગળે, વિદાય કીધી નારી નળે;
તું નહીં નારી હું નહીં કંથ, આ તારા પીયરનો પંથ. ૩
મારો સંગ તુજને નહીં ગમે, પીયરમાં પેટ ભરીને જમે;
મુને નાથજી કરજો ક્ષમા, મારે નથી પીયરની તમા. ૪
ફોકટ કરો મુજપર રીસ, અજુગત આળ ચડાવો શીશ;
દેવતાનું મુને વરદાન, તે કાં નવ જાણો રાજાન. ૫
હોતી વાત કામિનીએ કહી, કળીને જોગે નળ માને નહીં;
આગળ પાછળ બંને જાય, કળીએ કીધી બગની કાય. ૬
થોડી પાંખ ને માંસજ ઘણું, લોભાણું મન રાજાતણું;
પંખીમાં દિપે ઘણો ભાર, નર નારીનો પૂરણ આહાર. ૭
કોણ પ્રકારે બગને હણું, ઉપર વસ્ત્ર નાખું મુજતણું;
ઉફરાટી કરી સુંદરી, નળ ચાલ્યો દેહ નગ્ન કરી. ૮
લાજ્યાં પંખી ને લાજ્યું વંન, લાજ્યો સૂરજ મીચ્યાં લોચંન;
સ્વાદ ઈંદ્રિયે પીડ્યો મહારાજ, થયો નગ્ન લોપીને લાજ. ૯
પીતાંબર ઝાલી ભૂપાળ, જેમ માછી ગ્રહી નાખે જાળ;
બગ નિકટ ગયો જવ રાય, તેમ તેમ કળી આઘેરો જાય. ૧૦
ધાઈ વસ્ત્રનો નાંખ્યો પાસ, કળીજુગ લૈ ઉડ્યો આકાશ;
એક વસ્ત્ર પંખી ગયો લઈ, નળ બેઠા કપાળે કર દેઈ. ૧૧

અરે દૈવ તેં એ શું કરયું, વસ્ત્ર જતાં કાંઇ ન ઉગરયું ?
ગયું રાજ છત્ર મહિમા ઘણો, ન રહ્યો અંગે સૂત્ર તાંતણો. ૧૨
વિહંગમ વસ્ત્ર ગયોરે હરી, દમયંતી મા જોશો ફરી;
પાછે પગે ગઇ સ્ત્રીજંન, આપ્યું અર્ધું વસ્ત્ર સ્વામી ઢાંકો તંન. ૧૩
એકેકો છેડો પેર્યો ઉભે, તીરથ નાહે તેવાં શોભે;
અન્ન વિના અડવડીયાં ખાય, સતને આધારે ચાલ્યાં જાય. ૧૪
મહાવનની આવી જાંખરાજાળ, તે સ્થાનકે થયો સંધ્યાકાળ;
બંને બેઠાં દ્રુમને તળે, ચુંટી પત્ર પાથર્યા નળે. ૧૫
દુઃખની વાત કરી નવ નવી, દમયંતી નિદ્રાવશ હવી;
ક્ષુધા અંગોઅંગ રહી વસી, મુખ જાણે પૂનેમનો શશી. ૧૬
નળે સુતી દીઠી સુંદરી, નિઃશ્વાસ મૂકયો બે નયણાં ભરી;
કોણ દિવસ આવ્યો શ્રીહરી, એ દુઃખે પ્રાણ ન જાય નીસરી. ૧૭
વૈદરભી વસુધાવશ પડી, દુઃખ નોતું દીઠું એક ઘડી;
ઘણે દોહેલે વરી મેં એહ, રુએ રાજા જોઇને દેહ. ૧૮
નખથી નિરખતાં જોયું મુખ, ત્યારે મનમાં લાગું દુઃખ;
કળિ વળી તેનું ચિત્ત ફેરવે, રાજા મનમાં દ્વેષ મેળવે. ૧૯
શી સગાઇ પરતનયાતણી, દુષ્ટ દમયંતી એ પાપિણી;
પ્રીત છેહ દીધો જેણીએ, હું વિના મચ્છ ખાધા એણીએ. ૨૦
મલીન મન એનું નિર્ધાર, કો સમે મારો કરે આહાર;
ન ઘટે એસું રહેવું મળી, રાયને ઉપજાવે બુદ્ધિ કળી. ૨૧
તે સમેની હૃદેની દાઝ, મૂકું વનમાં એકલી આજ;
બુદ્ધિ ભ્રષ્ટ મન રાજાતણું, કળીનો પ્રેર્યો ક્રોધે ઘણું. ૨૨
મનમાંહે આશંકા ગણે, એક વસ્ત્ર પહેર્યું બે જણે;
મધ્યે ચીર ફાડું બળ કરી, થાય શબ્દ જાગે સુંદરી. ૨૩
હોય છુરી તો છેદું પટકૂળ, કળી થયો કાતું અનર્થનું મૂળ;
નળે લીધું છુરીકા શસ્ત્ર, વચ્ચેથી વહેર્યું અડધું વસ્ત્ર. ૨૪
કટકા બે પટકુળના કરી, મૂકી નળ ચાલ્યો સુંદરી;
ગયો ડગલાં સાત જ ભરી, પ્રીત શ્યામાની સાંભરી. ૨૫
નળ વિમાસણ મનમાં કરે, એકલી એ ફાટીને મરે;
વરી મનેં દેવને પરહરી, વળી વનમાં સાથે નીસરી. ૨૬

ત્રૈલોક મોહનિ એ માનિની, કેમ વેદના સહેશે રાનની?
ન ઘટે મૂકી જાવું અને, નળ આવ્યો દમયંતી કને. ૨૭
દીઠું મુખ અંતર પરજળ્યો, સંભારી અચ્છ ને પાછો વળ્યો;
કળી તાણે વાટ વનતણી, પ્રેમ તાણે દમયંતી ભણી. ૨૮
વિચાર વારિનિધિમાં પડ્યો, આવાગમન હીંડોળે ચઢયો;
સાત વાર આવ્યો ફરી ફરી, તજી ન જાયે સાધુ સુંદરી. ૨૯
બળ પ્રબળ કળીનું થયું, પ્રેમ બંધન ત્રુટીને ગયું;
સર્પ કંચુકીને તજે જેમ, મેં દમયંતી તજવી તેમ. ૩૦
વૃક્ષ પત્રને જેમ પરહરે, પુનરપિ તે અંગી નવ કરે;
જેવું હોય વમનનું અંન, તેવી મારે એ સ્ત્રી જંન. ૩૧
કો વેળા મુને મારે નેટ, હુંપે વહાલું એને પેટ;
એવું કહીને મૂકી દોટ, ઉંવાટે દોડ્યો સાસોટ;
ત્યાં લગે ધાયો ભૂપાળ, રહ્યો જ્યાં થતો પ્રાતઃકાળ. ૩૨

## વલણ

કાળ ઉદે અરુણ તણો, ત્યાં લગે ધાયો ધીશરે;
જાગ્યો હૃદે થયું દુઃખ, ઉદે જ્યારે દીઠો દીશરે. ૩૩

## કડવું ૩૪ મું—રાગ રામગ્રી

નળ જળ નયણે ભરે ને, કરે વિવિધ વિલાપ;
વ્યાકુળ અંગ પોતાતણું, અવની પછાડે આપ. ૧
વૈદરભી વાસા, રંક રાસા, એકલડી વન મધ્ય;
ભય ધરશે, ને ફાટી મરશે, જીવ્યાની ટળી અવધ્ય; ૨
નહીં મળે ફરી, કોકીલા સ્વરી, શો ઉપન્યો વિખવાદ;
અનગમયંતી, બોલ દમયંતી, નળે માંડ્યો સાદ. ૩
વિશ્વ મોહિની, સૃષ્ટિ દોહિની, સુંદરી સુજાણ;
વિરહિણી વલ્લભ, દર્શન દુર્લભ, બોલ પિયુના પ્રાણ. ૪
વન ફરતો, રુદન કરતો, જોતો આવ્યાની વાટ;
કળીએ ચરણ ધરણનાં ભુસ્યાં, વન કીધું નિર્વાટ. ૫
વડડાળે ભૂપાળ વળગ્યો, તે રુએ હૃદયા ફાટે;
મોહ ધારણ, કર્મ કારણ, કહે ભૂજ દેઈ લલાટે. ૬

રાય વિલપે, ઘણું કળપે, સંભારે સુખ સ્નેહ;
કળુષ આવી, મન ભાવી, અન્યાએ દીધા છેહ. ૭
અજગર, વાઘ, વરુ નાગ, છે દારુણ વનની હદ્ય;
કરાડ કોતર, સિંહના સ્વર, શ્યામા ફાટી મરશે સદ્ય. ૮
દોહલે પામી, ગજગામી, દેવ ગયા નિર્મુખ;
સ્વયંવર સાથ, સાંભળી વાત, સર્વ પામશે સુખ. ૯
કોણ નેત્ર લુહે, રાય રુએ, એવે શબ્દ સાંભળ્યો ગાઢો;
જો પ્રેમજળ, મૂકાવ રાય નળ, બળતાને બાહેર કાઢો. ૧૦
સાંભળી વાણી, જાણી રાણી, રોઈ રોઈ બેઠા સ્વર;
હરખે ભરાયો, સ્વરે ધાયો, વીરસેન કુંવર. ૧૧
પાડે બરાડા, બળે દવાડા, તરફડે મોટો વ્યાળ;
કહે દયાસિંધુ, દીનબંધુ, કાઢ નળ ભૂપાળ. ૧૨
વહ્નિ વરદાન, ગયો સુજાણ, નાગે કીધો નમસ્કાર;
આપ પ્રાણદાન, હો ગુણવાન, કાંઇ હું એ કરીશ ઉપકાર. ૧૩
વિષથી ન બીધો, નાગ લીધો, જોજન દેહ પ્રમાણ;
ખાંધે ચહડાવી, મુકયો બહાર લાવી, શાતા પામ્યો પ્રાણ. ૧૪
પુણ્યશ્લોક સાચા, પાલી વાચા, મળ્યો વૈદર્ભીકાંત;
પૂછે નળ, દાઘો સબળ, મુને કહે માંડી વૃત્તાંત. ૧૫

### વલણ

વૃત્તાંત કહે ભાઈ કોણ છે, પામ્યો બહુ પરિતાપરે;
સર્પ કહે રાય સાંભળો, મુને હવો ઋષિનો શાપરે. ૧૬

### કડવું ૩૫ મું—રાગ દેશાખ

બોલ્યો નાગ કરી પ્રણામ, રાય મારું કરકોટક નામ;
હું પ્રાચીન કર્મે પામ્યો સંતાપ, સપ્ત ઋષિએ દીધો શાપ. ૧
વિમાન જાતું હતું સ્વર્ગ ભણી, અજ્ઞાનતા જાગી મુજ તણી;
ફુત્કારી ફણા નાખી જ્વાળ, દાધા સપ્ત ઋષિ ચહડ્યો કાળ. ૨
પતિત તેં નાંખી વિષની લેહેર, બળ દવમાં અવની ઉપેર;
બહુ કાળ લગે વસો વહ્નિમાંય, ભોગવ દુઃખ જીવ નહીં જાય. ૩
મેં જાણ્યું શાપ ટળે નહીં ખરો, મુને શાપનો અનુગ્રહ કરો;
વહ્નિ વેદના દોહેલી ગણું, કહ્યું દર્શન થાશે નળતણું. ૪

પુણ્યશ્લોક બાહેર કહાડશે, તે તુંને શાતા પમાડશે;
તે દિવસનો વન દાઝું છૌ અહીં, સાત સહસ્ત્ર વરસ ગયાં વહી. ૫
તે તમો આજ દુઃખ ટાળીયું, પુણ્યશ્લોકપણું પાળીયું;
મારી દેહને અતિ સુખ થયું, ઋષિ વચનનું ફળ લહ્યું. ૬
એવું કહીને સર્પ જ ધસ્યો, કરકોટક નળને કંઠે ડસ્યો;
લાગી વિષજ્વાળ દાધો ભૂપ, કાળી કાયા થયું કુબડું રૂપ. ૭
કાજળપેં શ્યામતા વિશેષ, વાંકું મુખ પંચવર્ણા કેશ;
છતે દાંતે ડાચાં ગયાં મળી, નીસરી ખુંધ કટી બેવડ વળી. ૮
નળ કહે ધન્ય કદ્રુકુમાર, ઘણો રુડો કર્યો ઉપકાર;
તુંને મેં આપ્યું પ્રાણદાન, તેં હુંને કીધો સાહી સમાન. ૯
નાગ કહે રે રખે દુઃખ ધરો, જોતાં એ ઉપકાર છે ખરો;
ગુપ્ત રહેવું સંવત્સર ત્રણ, કો નવ ઓળખે એવું વર્ણ. ૧૦
ત્રણ વસ્ત્ર આપું છઉં ભૂપ, પરિધાને થાશે મૂળગું રૂપ;
તે જોયાં પહેરી પરીક્ષા કરી, તત્ક્ષણ કાંતિ ભૂપની ફરી. ૧૧
હરખ્યો નળ થયું દિવ્ય કામ, નાગે બાહુક ધરિયું નામ;
ભૂપાળ વ્યાળ થયા વિદાય, ગયો અયોધ્યા નૈષધરાય. ૧૨
દેખી માણસ નાહાસે અરાંપરાં, ધાયે બાહુક પૂઠે છોકરાં;
જે જે મારગ મહિપતિ પળે, ત્યાં માણસ જોવાને મળે. ૧૩
હસે લોક રૂપે લીહ વાળી, પૂઠે છોકરાં પાડે તાળી;
રાજસભામાં રાજા ગયો, પ્રતિહાર સાથ ખસીને રહ્યો. ૧૪
હસી સભા હસ્યો ઋતુપર્ણ, વિધિએ આ કયાં નિર્મ્યું વર્ણ;
હારે કાજળ ને જાંબુફળ, જાણે રૂપે બીજો નળ. ૧૫
કહો કોણ છો સ્વરૂપના ધામ, કેમ આવવું પડયું, શું કામ?
નળ કહે મારું બાહુક નામ, આવ્યો ઉદર ભરવા કામ. ૧૬
અશ્વમંત્ર જાણું રાજન, એક દિવસે ખેડું શત જોજન;
કહે ઋતુપર્ણ મોટું કારણ, આ રૂપ ને વિદ્યા અસાધારણ. ૧૭
નળ ઇંદ્ર વિના કો જાણે નહીં, મંત્રપ્રાપ્તિ તુંને કયાંથી થઈ?
મંત્રપાઠ કરતા નળરાય, હું નળનો સેવક શીખ્યો વિદ્યાય. ૧૮
કો સમે પ્રકાશી ભણતા તેહ, ત્યાંથી વિદ્યા હું પામ્યો એહ;
નૈષધનાથ તે વનમાં ગયો, તે દુઃખે હું આવો થયો. ૧૯

આવ્યો છઉં રહેવા તમકને, અંનવસ્ત્ર આપજો મને;
નહીં કરું હું નીચું કામ, નહીં ધરાવું સેવક નામ. ૨૦
રાયજી તમને નહી નમું, સ્વયંપાક કરીને જમું;
રાજા કહે રહો જેમ તેમ, વિદ્યાવાન જવા દેઉં કેમ. ૨૧
હયદાસપતિનો અધિકાર, સેવક માત્ર કરે નમસ્કાર;
જદ્યપિ માન પામે ઘણું, પણ કહેવાયે દાસત્વપણું. ૨૨
અશ્વપતિ મહારાજા થયો, હયશાળામાં વાસો રહ્યો;
છે વિજોગની વેદના ઘણી, નિત્યે સુએ શ્લોક એક ભણી. ૨૩

**श्लोकः स्वागतावृत्तं**

आतपे धृतिमता सह वध्वा यामिनीविरहिणा विहगेन ।
सेहिरे न किरणा हिमरश्मेर्दुःखिते मनसि सर्वमसह्यम् ॥

**ભાવાર્થ-વસંતતિલકા છંદ***

જે ચક્રવાક દિવસે વહુ સાથ રાખે, તે સંગ રંગ રમતાં રવિતાપ સાંખે;
રાતે વિજોગથકિ ચંદ્રપ્રકાશ ખૂંચે, જો દુઃખ હોય દિલમાં કશુંએ ન રુચે.

**રાગ ચાલતો**

એવું કહિને કરે શયંન, વિસ્મય થાય પાડોશી જંન;
બાળ બીહામણો આવી વસ્યો, કદ્રૂપને વિજોગ તે કશો.
તે સ્ત્રીએ સુકૃત શું કર્યું, જેણે આ સ્વરૂપને વર્યું;
વારુ થયું જે વીપત પડી, આ ભૂતથી છૂટી બાપડી.

**વલણ**

બાપડી છૂટી લોક કહે, રહ્યો રાયને રીઝવીરે;
બૃહદશ્વ કહે યુધિષ્ઠિરને, દમયંતીની શી ગત હવીરે. ૨૪

**કડવું ૩૬ મું-રાગ દોહરા**

સ્વપ્નું આવ્યું નારને, મૂકી જાય છે નાથ;
જાગી ઉઠી અચાનકે, ગ્રેહેવા પ્રભુનો હાથ. ૧
વૈદર્ભી થઇ ગાભરી, વળી જુએ ચોપાસ;
અમ અબળાના હેદે કારમા, બીહું તમારે હાસ. ૨
જોયું વન ફરી ફરી, સમ દેઇ કીધા સાદ;
પછી રુએ બહુવિધ કરી, પામી અતિ વિષાદ. ૩

* કિરાત. સર્ગ ૯. શ્લો. ૩૧.

### રાગ મારુ

અમો અબળા માણસ બીજે નવ કીજે હાસ, હો નળરાય;
કેમ ધીરજ ધરું હું નારી, તમારી દાસ, હો નળ૦
રાત્ર અંધારી તો આહરી, વલે કોણ થાશે, હો નળ૦
તમ ચરણકેરી આણ, પ્રાણ મુજ જાશે, હો નળ૦
આંહાં તો બોલે સાવજ, નાગ વાઘ ને વરુ, હો નળ૦
બોલો બોલો વાહો છો કયમ, સમ હું તો મરું, હો નળ૦
હાંહાંજી જાઓ છો હાડ, રાડ થશે ફ્રાંસુ, હો નળ૦
અગોપ રહ્યા ન આવે દયા, દેખી આંખડીએ આંસુ, હો નળ૦
તમારાં પગલાં નવ પેખું કંથ, પંથ કેમ લહુંરે, હો નળ૦
નિશા અંધારી ભયાનક, સ્થાનક કેમ રહુંરે, હો નળ૦
નૈષધ દેશની રાણી, તાણી અતીસેં રોયરે, હો નળ૦
પ્રભુજી અંગ અવેવ મારા, તારા જોયરે, હો નળ૦
ઘેલી સરખી ચાલે, વહાલે વછોડીરે, હો નળ૦
મોહું વનકું માંડયું જોવા રોવું મૂકયું છોડી, હો નળ૦
વલવલતી વૈદરભી વાટે, ઉચાટે ભરી, હો નળ૦
કારણ સ્વામી શુંય, હુંય પરહરી, હો નળ૦
વહાલા નવ દીજે છેહ, નેહ વિચારો, હો નળ૦
કર્મે વાળ્યો આડો આંક, વાંક શો મારો? હો નળ૦

### વલણ

શો અપરાધ મારો સ્વામી, દારુણ વનમાં મૂકી ગયારે ?
અલ્પ ભ્રાંતે હું તજી, અંતર ન ઉપજી દયારે.

### કડવું ૩૭ મું–રાગ રામગ્રી

વૈદરભી વનમાં વલવલે, અંધારી રાત;
ભામિની ભય પામે ઘણું, એકલડી જાત. વૈદરભી. ૧
રસનાયે નામ જ નળતણું, સુખ જપતી જાય;
શુદ્ધ નથી શરીરની, ભાંજે કાંટા પાય. વૈદરભી. ૨
રોઈ રોઈ રાતી આંખડી, ખૂટયું આંસુનું નીર;
નયણે ધારા બે ઝરે, વહે છે રુધીર. વૈદરભી. ૩
હીંડંતી તે આખડે, વાગે પાયમાં ઠેસ;
ચાલંતી ઉભી રહે, ભરાયે કાંટામાં કેશ. વૈદરભી. ૪

અંગે ઉઝરડા ઘણા, વહે શોણિતધાર;
ઓ નળ ઓ નળ બોલતી, બીજો નહીં વિચાર. વૈદરભી. ૫
ઉંડા કોતર ઉતરે, ચઢે ગિરિ કરાડ;
અશુદ્ધે ઉધડકે નહીં, પાડે વાઘ બરાડ. વૈદરભી. ૬
વાંકી વાટ ટીંબા ટેકરા, ભયાનક ખોહ;
રાફ માંહે સાપ ફુંફવે, ઘણું ધુઘવે ઘોહ. વૈદરભી. ૭
શબ્દ પશુ પંખીતણા, ન પડે કાંઈ પ્રીછ;
વરુવણીઅર બીહાવે, ધાયે પુંઠે રીંછ. વૈદરભી. ૮
શૂકર રોઝ છિકારવાં, ચીતરા દે ફાળ;
ફાલું નાદ હોયે ઘણા, બહુ બોલે શીઆળ. વૈદરભી. ૯
આંબા આંબલી લીસડા, ખેખરાં છે અપાર;
શીમળ સાદડી સેકટી, ન સૂઝે પંથ વિચાર. વૈદરભી. ૧૦
ખેર ખાખર ને કાચકી, કંટાળી શુએર;
બાવળીયા બહુ બોરડી, સરગુવા સમેર. વૈદરભી. ૧૧
આખડી પડતી સુંદરી, ચરણે વેલા વિંટાય;
છૂટા કેશ કામિનીતણા, ઝાંખરે ઝટીયાં ભરાય. વૈદરભી. ૧૨
વૃક્ષ અથડાએ અંગસું, મૂકે કાંટામાં પાય;
શુદ્ધ નથી રે શરીરની, ભજતી નળરાય. વૈદરભી. ૧૩
દિવસ નિશા પ્રીછે નહીં, એવું ઘાડું અરણ્ય;
દમયંતી ભૂલી ભમી, ત્યાં દિવસ ત્રણ. વૈદરભી. ૧૪
અંન ઉદક પામી નહીં, નહિ બેસવું શયંન;
ત્રણ દિવસ એમ વહી ગયા, ભમયંતાં વંન. વૈદરભી. ૧૫

વલણ

વન ભયાનક ભામિની ભમી, દિવસ ત્રણ ગયા વહીરે;
વાટ ઘાટ ને ગામ ઠામ કાંઈ, પ્રેમદા પામી નહીરે. ૧૬

## કડવું ૩૮ મું—રાગ રામગ્રી

ભૂલી ભમે છે ભામિની, નૈષધનાથની નારરે;
ઓ નળ ઓ નળ બોલતી, ભીમકરાજ કુમારરે. ભૂલી. ૧
ધોવાયું કાજળ આંસુએ કરી, વેદનાએ વ્યાકુળરે;
અર્ધ ઉઘાડી દેહડી, નાશે ફાડ્યું છે પટકુળરે. ભૂલી. ૨

એવે દીઠો એક ચીતરો, ધાઈ દમયંતી ઉલટરે;
પૂછે ભાળ નળ ભૂપાળની, છે તારા જેવી કટરે. ભૂલી. ૩
શાર્દૂલ દીઠો વાટમાં, વૈદરભી પૂછે ધરી વહાલરે;
નૈષધનરેશ વાટે મળ્યા, છે તારા જેવી ચાલરે. ભૂલી. ૪
સાવજ થાયે ગાભરા, ભય પામી નાશી જાયરે;
રખે વનદેવી અમને ઝાલતી, પશુ ઘણા કંપાયરે. ભૂલી. ૫
પૂછે ઉંચા દ્રૂમને, તારી ગગને ગઈ ડાળરે;
તરુવર જો મારી વતી, કહીં દીસે ભૂપાળરે. ભૂલી. ૬
પર ઉપકારી સદા તમો, વળી શીતળ તારી છાંયરે;
નૈષધનાથ કયહું દીઠટા, જોઉં છૌં વનમાંયરે. ભૂલી. ૭
તરુ ઉત્તર આપે નહીં, તેમ તેમ રાણી રોયરે;
પુણ્યશ્લોકે જ્યારે પરહરી, શત્રુ થયા સર્વ કોયરે. ભૂલી. ૮
અજગર પડ્યો છે વાટમાં, વીકાશી મુખ ભાગરે;
દમયંતીએ જાણ્યું નહીં, તેના મુખમાં મૂક્યો પાગરે. ભૂલી. ૯
ચરણ ગળ્યો જાનું લગે, વિષ ચઢી ગયું શરીર રે;
પડી ભોમ સાદ નળને કરે, મુખે પાડે રીર રે. ભૂલી. ૧૦
અજગર આનંદ પામીઓ, ભલું જડ્યું ભક્ષ રે;
વૈદરભી ઘણું વલવલે, ઉંચાં ચઢી ગયાં ચક્ષ રે. ભૂલી. ૧૧
કંઠે બંધાઈ કાચકી, મુખે પડીઓ શોષ રે;
મરણ સમે મૂકે નહીં, હદે રસના પુણ્યશ્લોક રે. ભૂલી. ૧૨
રોતી રાણી સાંભળી, પારધી આવ્યો ધાઈ રે;
પગ દીઠો અજગર મૂખમાં, તેણે શ્યામાને સાહી રે. ભૂલી. ૧૩
પારધીએ અજગર મારીઓ, કોહોવાડાને ઘાય રે;
જત્ન કરીને મુકાવીઓ, નળપત્નીનો પાય રે. ભૂલી. ૧૪
વૈદર્ભીને વિષ ચઢ્યું નહીં, છે વાસવનું વરદાન રે;
કરતળ વાસ સુધાતણો, દેહી રહી પરમ નિધાન રે. ભૂલી. ૧૫

### વલણ

દેહી રહી પરમ નિધાન, હળાહળ ગયું ઉતરી રે;
કહે ભટ પ્રેમાનંદ પછે, શું દુઃખ પામી સુંદરી રે. ૧૬

### કડવું ૩૯ મું-રાગ મારુ

વિષધર માર્યો વ્યાધે આવી, મહીલા મૃત્યુથકી મૂકાવી;
વ્યાધે અજગર લીધો હાથે, ચાલ્યો દમયંતી તેડી સાથે. ૧
પારધી હીંડ્યો જુગતે જુતી, વૈદર્ભી જાય બીહીતી બીહીતી;
ગયો એક તળાવની તીર, પ્રક્ષાલન કીધું સર્પ શરીર. ૨
દેખતાં દમયંતી પ્રત્યક્ષ, વ્યાધે અજગર કીધો ભક્ષ;
મુખનું પાસું રહેવા દીધું, બાકી શરીરનું ભોજન કીધું. ૩
દમયંતી વિસ્મય હવી, આ તો વાર્તા દીઠી નવી;
જીવાંતક કહે હો નારી, તમો દીઠી વિદ્યા અમારી. ૪
મનની ખટપટ સઘળી છાંડો, પ્રેમ કટાક્ષ મુજપર માંડો;
હું તો પારધીપતિ છૌં વ્યાધિ, પટરાણી કરું ભલે લાધી. ૫
કુણ માત તાત કુણ સ્વામી, વન નીસર્યાં વૈરાગ પામી;
એકલાં આવ્યાં આણી દશે, કોણ નામ બોલો રળી રસે. ૬
કોણે વચન કહ્યું કવરધું, કાં અંબર અંગે અરધું?
શું નળ નળ મુખે જપો? છો ડાહ્યાં ઘેલામાં ખપો. ૭
જદ્યપિ દુઃખ તમને પડિયું, પણ ભાગ્ય મારું ઉઘડિયું;
એમ કહિને ગયો સ્પર્શ કરવા, ત્યારે અબલા લાગી ઓસરવા. ૮
ધસ્યો રાહુ ચંદ્રને ચાંપે, તેમ દમયંતી થરથર કાંપે;
મા ભરિશ ઓરું ડગ, તુજ પર તૂટી પટશે ખડ્ગ. ૯
હું તો ભીમકરાયની બાળી, અલ્યા હું નહિ ચૂકવાવાળી;
હું તો દમયંતી નળની નારી, પારધિ કહે ભાગ્યદશા મારી. ૧૦
એવું કહીને પારધિ ધસિયો, અબળાને ક્રોધ મન વસિયો;
મૂર્ખ કહ્યું માનરે મારું, હો જમપુરના વટે સારુ. ૧૧
ઉપકાર તારો હું જાણું, તે માટે હું દયા કાંઈ આણું;
બળ મા કર તું મુજ સાથે, મૂર્ખ મરણ ચઢ્યું છે માથે. ૧૨
કેમ જાવા દેઉં ભોળી ભામ, મુજ વિરહીતણો વિશ્રામ;
હુંમાં શો અવગુણ જ દેખો, મને શા માટે ઉવેખો. ૧૩
મારે મંદિર સ્ત્રી છે તરણ, તે રહેશે તમારે ચરણ;
આપણ બે જીવ જીવશું જડિયાં, કોણ સુકૃતથી સાંપાડ્યાં. ૧૪
થનાર હશે તે દેઇશ થાવા, પણ નહિ દેઉં તમને જાવા;
સુખે પારધિ વંશમાં વરતો, હું નળથી નથી કાંઈ નરતો. ૧૫

લક્ષણવંતિ મને લોભાવો, પૂરી વાસ સદન શોભાવો;
અન્ન વસ્ત્ર વિના ન દુભાવો, લ્યો ગૃહસ્થાશ્રમનો લાવો. ૧૬
ભક્ષ દુઃખ ન ધરશો ચિત્ત, શત પશુ વેધું છું નિત્ય;
ઉચું જોઈ કહે ધન્ય વિધાતા, મને દમયંતીનો દાતા. ૧૭
મારી કર્મ દશા છે ચઢતી, વૈદર્ભી પામ્યો રડવડતી;
દેવ નહીં પામ્યા ખપ કરતાં, મને વાર ન લાગી વરતાં. ૧૮
તૃણનો મેરુ ને મેરુનું તરણ, તારી લીલા અશરણશરણ;
ભોગવી ન શકયો નૈષધ સ્વામી, નળે ખોઈ નારી મેં પામી. ૧૯
શું નળ નળ જંખના લાગી, પહોર નિશાયે ગયો ત્યાગી!
શે લોભે લ્યો નળનું નામ, જેણે દુખિયાં કીધાં આમ? ૨૦
બોલો આધાર પ્રાણજીવન, ધાયો દેવાને આલિંગન;
ક્રોધે સતિએ સંભાળ્યું સત્ય, રોઈ સમર્યાં કમળાપત્ય. ૨૧
વિઠ્ઠલજી ચડજો વારે, હું તો રહી છું તમ આધારે;
છો વિપત સમેના શ્યામ, મધુસૂદન રાખો મામ. ૨૨
આપ્યું પદ ધ્રુવને અવિચળ, ગ્રાહથી મૂકાવ્યો મદગળ;
રાખ્યો પ્રહ્‌લાદ વસિયા થંભ, રક્ષા કરો ધરો ન વિલંબ. ૨૩
સત્ય હોય સદા નિરંતર, અસત્યથી હોઉં સ્વતંતર;
ન મૂકયા હોય નળ મનથી, કુદષ્ટે ન જોયું હોય અન્યથી. ૨૪
આપત્કાળ રહી હોઉં સત્યે, નળ સમરી રહી હોઉં શુભ મતે;
પંચ મહાભૂત સાક્ષી ભાણ, ન ચૂકી હોઉં નળનું ધ્યાન. ૨૫
સત્ય બળે દેઉં છૌં શાપ, ભસ્મ થાજો પારધી આપ;
વચન નીસર્યું મહિલાનાં મુખથી, અગ્નિ લાગ્યો પગના નખથી. ૨૬
સ્તવન કીધું બેહુ કર જોડી, નમતામાં થયો રાખોડી;
પ્રેમદા પામી પરિતાપ, ઉપકારીને દીધો શાપ. ૨૭
જદ્યપિ વ્રત ન ભાંગું, પણ લૌકિક લાંછન લાગું;
લોકને પારધિનો સંદેહ, માટે પાડું હું મારી દેહ. ૨૮
પ્રાણત્યાગે નથી હું બીતી, શું કરું સ્વામી પાખે જીવી;
કેશનો પાંગરો ગુંથી ગ્રંથે, લેઈ ભરાવ્યો ફાંસો કંઠે. ૨૯
હો વિષ્ણુ એટલું માગતી મરું, નળની દાસી થઈ અવતરું;
એવે કળજુગે ધાર્યું મંન, કરું કૌતક હું ઉત્પન્ન. ૩૦

મરણથી ઉગારી લીધી, ત્યાં માયા કળીએ કીધી;
તાપસ આશ્રમ દીઠી વાડી, ગઇ દમયંતી ફસી કાહાડી. ૩૧
નગ્ન દિગંબર છે મહંત, ગઇ પાસે હરખ્યું ચંત;
બોલે કળીજુગ નાસા ગ્રહી, અપ્રીત મચ્છ માટ થઈ. ૩૨
શકે ભીમકસુતા દમયંતી, તજી નાથે હીંડે ભમયંતી;
અલ્પ અપરાધની ભ્રાંતિ, કામિની તજી છે કાંતિ. ૩૩
ભીમકસુતા આનંદી અપાર, જોગી જગદીશને અવતાર;
ફરી ફરીને પાગે નમે, નળનું પ્રશ્ન કરોજી તમે. ૩૪
મુનિ કહે નળને છે ક્ષેમ, પણ ઉતર્યો તુજથી પ્રેમ;
નળ નારી શોધે છે અન્ય, તું કરજે જે ઉપજે મન. ૩૫
તવ હરખ્યો પ્રેમદાનો પ્રાણ, મારા પ્રભુને છે કલ્યાણ;
લક્ષ નારી કરો રાજાન, પણ મારે તો નળનું ધ્યાન. ૩૬
ઠરી ઠામ થયો જાણી નળ, નારીએ લીધાં જળ ફળ;
પામી વિરામ કીધું શયંન, નિદ્રાવશ થઇ સ્રીજંન;
સ્વપ્નાંતર દીઠા નળ રાય, જાગી તો દુઃખ બમણું થાય. ૩૭

વલણ

નળની સ્રી નિદ્રામાં, સ્વપ્નવિષે પુણ્યશ્લોકરે;
ચાર ઘડીએ જાગી ચતુરા તો, આશ્રમ વાડી ફોકરે. ૩૮

### કડવું ૪૦ મું—રાગ મહલ્લાર

ભીમકસુતા જાગી કરીને, ચારે દિશાએ જોયરે;
નહીં તાપસ વન બીહામણું, નળની નારી રોયરે. ૧
હું પાપિણીને પગલે કરીને, મુનિએ મૂક્યો ઠામરે;
મેં કોણ કૃત્ય રે આચર્યાં જે, વિપત પડે છે આમરે. ૨
હીંડે સાદ કરંતી વનમાં, ત્રિભોવનનાયક નરરે;
ગગને રહ્યા હરખે ઘણું, જે ઉવેખ્યા અમરરે. ૩
લક્ષણવંતે લોક હસાવ્યા, સ્વયંવરના શત્રુ સર્વરે;
આજ રિપુને વહી જાય છે, કૌતક કરું પર્વરે. ૪
એવું જાણી મારા નાથજી, દાસીની લેજો સંભાળરે;
હો વિહંગમ વેવિશાળિયા, મને મૂકી નળ ભૂપાળરે. ૫
હો વજાવતી માવડી મારું ઢાંક ઉઘાડું ગાત્રરે;
હો ભીમક મારા તાતજી, શોધી મનાવજો જામાત્રરે. ૬

હો નૈષધ દેશના રાજીયા, અણચિંત્યું દો દર્શનરે;
ભૂપરૂપને જાણી ભામણે, હો સલુણા સ્વામીનરે. ૭
વૈદરભી નાથ વિજોગણી, વિરહે વ્યાકુળ શરીરરે;
ચતુરાને વન ચાલતાં, આવ્યું સરિતા તીરરે. ૮
આનંદી અબળા અતિ ઘણું. ઉતરતા દીઠા લોકરે;
ધાઇને પૂછે પ્રેમદા ભાઈ, દીઠા કહીં પુણ્યશ્લોકરે. ૯

વલણ

પુણ્યશ્લોક છે એ સાથમાં, પૂછે નળની નારીરે;
નદી ઉતરતાં આશ્ચર્ય પામ્યા, પરદેશી વેપારીરે. ૧૦

## કડવું ૪૧ મું–રાગ મારુ

શ્વાસ ભરી પૂછે સતી, વેપારીરે; કયહું દીઠા છે નૈષધપતિ, વેપારીરે.
પ્રભુ ગયા છે પરહરી, વેપારીરે; છે તમમાં વાત કહો ખરી, વેપારીરે.
કાંઈ દેખાડો નળ નાથને, વેપારીરે; રુડું હજો સઘળા સાથને, વેપારીરે.
સાચું બોલો જળ તીર છો, વેપારીરે; તમે વિપત સમેના વીર છો, વેપારીરે.
રૂપે બ્રહ્માએ વાળી હદરે, વેપારીરે; મારો સ્વામી ઓળખીએ સદરે, વેપારીરે.
છે અદ્‌ભુત ગોરું ગાત્રરે, વેપારીરે; દીઠે અડસેઠ વળે જાત્રરે, વેપારીરે.
ગોરું મુખ મુછ વાંકડી, વેપારીરે; મોટી આંખ ચાલ છે ફાંકડી, વેપારીરે.
ચાલ જેની છે લટકતી, વેપારીરે; કાંતિ મણિ જેવી ચળકતી, વેપારીરે.
કંઠે મોતીનું લેહેરીયું, વેપારીરે; અરધું પટકુળ પહેરીયું, વેપારીરે.
મુગટે માણેક ચળકતાં, વેપારીરે; કરણે કુંડળ લળકતાં, વેપારીરે.
અધર આંબાની કાતળી, વેપારીરે; વિશાળ હૃદે કટિ પાતળી, વેપારીરે.
બોલ સાકરપેં મીઠડા, વેપારીરે; એવા નૈષધનાથ દીઠડા, વેપારીરે.
વણજારા એમ ઓચરે, સુણ શ્યામારે, નિર્લજ વનમાં શું ફરે, સુણ શ્યામારે.
કો કહે ફૂલ્યા વનવસી, સુણ શ્યામારે; કો કહે દીસે રાક્ષસી, સુણ શ્યામારે.
કો કહે ત્યાં મોટી પાપિણી, સુણ શ્યામારે; કો કહે દીસે શાકિણી, સુણ શ્યામારે.
કો કહે હું નૈષધપતિ, હો ઘેલીરે; આવ આલિંગન દીજે સતી, હો ઘેલીરે.
વાંકી દષ્ટે જોયે ઘણા, હો ઘેલીરે; દુઃખ પામ્યામાં નહીં મણા, હો ઘેલીરે.
રોતી નાવે બેઠી સુંદરી, સુણ રાયરે; લોકમાંહે મળી ઉતરી, ધર્મરાયરે.
વેપારી ત્યાં વાસો રહ્યા, સુણ રાયરે; એ પોહોર નિશાના ગયા, ધર્મ૦
નયણે આંસુડાં ગળે, સુણ રાયરે; દમયંતી બેઠી ઝાડ તળે, ધર્મ૦
ગજજૂથ જળ પીવા આવ્યાં, સુણ રાયરે; સહુ થઇ કળીએ બીહાવીઆં, ધર્મ૦

ભડકી મેગળ મંડળી, સુણ રાયરે; વેપારી માર્યા મગદળી, ધર્મ૦
જે સતીને કુત્સિત વાકય બોલીયા, સુણ રાયરે; તે પાપી ગજે રગદોળીયા, ધર્મ૦
અધિષ્ઠાતા વેપારીતણો, સુણ રાયરે; તેઓ જીવતો સાથ આપણો, ધર્મ૦
ભાઇઓ કુતૂહલ મોટું હવું, સુણ રાયરે; મુને ઘટે છે વન બીજે જવું, ધર્મ૦
એવે કળીજુગ પાપી આવીયો, સુણ રાયરે; વેષ તે જોશીનો લાવીયો, ધર્મ૦
તિથિપત્ર વાંચીને એમ કહે, સુણ રાયરે; ચેતો વેપારી કો જીવતો ન રહે, ધર્મ૦

### વલણ

નહીં રહે કો જીવતા, ઉત્પાત દારુણ હોયરે;
એ કૃત્યા આવી કાલની, તેણીએ ખાધા સર્વ કોયરે.

### કડવું ૪૨ મું–રાગ મેવાડો

દેખાડી દીધી હો, કળિયે સુંદરી; ધાયા વેપારી હો, લાવ્યા બંધન કરી.
સર્વે ઠરાવી હો, અબળા શાકિણી; નળને સમરે હો, મધુર ભાષિણી.
બોલ્યો અધિકારી હો, મારો સર્વે મળી; પડ્યા ત્રુટી હો, અબળાને નાંખી દળી.
ગડદા ને પાટુ હો, પહાણા ને લાકડી; એણી પેરે મારી હો, બાળા બે ઘડી.
રહ્યું બોલાતું હો, કંઠે કાંટા પડે, બંધન ત્રુટયું હો, નાહાસતી આખડે.
હું વધૂ દેખી હો, પૂર્વજ લાજીયા; મુજને રાખો હો, નૈષધ રાજીયા.
ત્રાસે ને નાસે હો, પાછું ફરી જુએ; રાજ માર્ગે હો, દમયંતી રુએ.
અંગે ઢીમાં હો, રુધિર ધારા ઝરે; બહુ સળ ઉઠ્યા હો, અવિલોકન કરે.
ઉષ્ણ જ રેણુ હો, ચરણે દાઝેરે; કળી પુઠે પડીયો હો, દેવા દુઃખ કાજેરે.
નગ્ર એક આવ્યું હો, અબળા ઉલ્લાસીરે; રાજ કરે છે હો, ભાનુમતી માસીરે.
પુરમાં પેઠી હો, આપત અવસ્તારે; ઘેલી જાણી હો, લોક સહુ હસતારે.
બાળક પૂઠે હો, તાળી પાડેરે; શે ઢાંકે કાયા હો, રેણુ ઉરાડેરે.
વૈદરભી વીહીલી હો, શેરી ચહુટે ફરેરે; નાંખે કાંકરા હો, કર આડો ધરેરે.
છજે બેઠી હો, માસી ભાનુમતીરે; દયા તેને આવી હો, તેડાવી સતીરે.

### વલણ

સતી તેડાવી રાણીએ, જૈ અબળા ઉભી રહીરે;
ભાણેજે માસી ઓળખી પણ, માસીએ ભાણેજ ઓળખી નહીંરે.

### કડવું ૪૩ મું–રાગ ગોડી

દમયંતી મંદિરમાં પળે, અવાસ ન આવે આંખડી તળે;
ભાનુમતી જોઈ વિસ્મય હવી, કહે પ્રેમદા કોણે પરભવી? ૧

પ્રભુતા તારા તનમાં રમે, ભાગ્યવાન દીસે કાં વન ભમે ?
છો રુદ્રાણી બ્રહ્માણી કે વૈષ્ણવી, કોણ કારણ રૂપ ધર્યું માનવી ? ૨
લૌકિક કષ્ટ વેઠો છો માત, કહો મન મૂકી જથારથ વાત;
બાઈ હું માનવી સર્વથા, કર્મ જોગે ભોગવવી વ્યથા. ૩
નર નારીએ તીર્થ જાત્રા માંડી, અંતરિયાળ પ્રભુ ગયા છાંડી;
ન જાણીએ શું દુઃખ મનમાં ધરી, નિશાએ નાથ ગયો પરહરી. ૪
કર્મ કથા એ માતા મારી, માસી કહે સાંભળ નારી;
કહીં એક તું દીઠી છે ખરી, જાણે ભગિનીની દીકરી. ૫
પણ તેને નોહે અવસ્થા એવી, રૂપે છે તું દમયંતી જેવી;
સુખે રહે સદનમાં સતી, તું મારે જેવી ઈંદુમતી. ૬
સુબાહુ મારો સુત જેહ, બેન કહીને રાખશે તેહ;
કહે દમયંતી રાખી સામ, નહીં કરું હું નીચું કામ. ૭
દહાડી એક વિપ્રને આપું અંન, હવિષ્યાન્ન કરું ભોજંન;
એવું સાંભળી હરખ્યાં રાણી, રાખી પ્રેમદા ઉલ્લટ આણી. ૮
સતી નામ ધરાવી રહી, દમયંતી ઓળખાઈ નહીં;
રાત દિન કરે નળનું ધ્યાન, વિદેશી વિપ્રને આપે આમાન્ન. ૯
તેડાવે ટેહેલીઓ વાટે જતો, જાણે નળ સ્વામી થાય છતો;
હવિષ્યાન્ન જમે ને અવની સૂએ, દેહ દમન કરી દિન ખૂએ. ૧૦
સાંભરે સુખ ત્યારે તન તપે, રાત દિવસ નળને જપે;
એમ ઘણા દિવસ ગયા વહી, કળીને મન ચિન્તા થઈ. ૧૧
નળથી મંન ચળે નહીં સતી, તો કેમ વરાય મારી વતી;
જો દ્વેષ આણે નળ સાથે, તો દમયંતી આવે હાથે. ૧૨
કાંઈ વળી વિપત પાડું, એને માસી સાથે વઢાડું;
માસીની કુંવરી ઈંદુમતી, એક દિવસે નહાતી હતી. ૧૩
દમયંતી પાસે તે સમે, સંગ ઈંદુમતીને ગમે;
મોતીનો હાર કંઠથી કાહાડ્યો, ભીંતને ટોડલે વળગાડ્યો. ૧૪
ટોડલામાં પેઠો પાપી કળી, મુક્તાફળની માળા ગળી;
ઈંદુમતીએ માંડ્યો શણગાર, જુએ તો નવ દીઠો હાર. ૧૫
અરો પરો તે ખોળ્યો ઘણું, વિચાર્યું એ કૃત્ય દાસી તણું;
પૂછ્યું તેડીને એકાંત, બાઈ તુજપર આવે છે ભ્રાંત. ૧૬

લાવ વહેલી ક્યાં મૂકી માળા, દમયંતીને લાગી જ્વાળા;
બાઈ બેન મા ચહડાવો આળ, પૃથ્વી જાશે રસાતાળ;
જોઈ બોલવું વદને વાંક, સ્વામીદ્રોહી પડે કુંભીપાક. ૧૭

વલણ

કુંભીપાક પડે સર્વથા, સાચું ન બોલે જેહરે;
ઘેર રાખી રંક જાણી, હશે કાં આપો છેહરે.

### કડવું ૪૪ મું–રાગ પરજીયો

ઈંદુમતી કહે બાઈ સાંભળ, લોકને કાં સંભળાવો ?
કહે વૈદરભી વણ ચોરીએ, શા માટે અકળાવો ? ૧
હાથમાંહેથી હાર લઇને, ના કહે કેમ ચાલે ?
તસ્કર કરીને તો બાંધે, જો વસ્તુ હાથે ઝાલે. ૨
મિથ્યા હું કહેતી નથી, કોણ માળા લે તુજ પાખે ?
એવી ચોરટી હું હઉં તો, રાજમાતા કેમ રાખે ? ૩
માતા મારીએ માન દીધું, સતી સરખી જાણી;
અસાધવી મુને કેમ ઓળખી, શું લેતાં ગ્રહ્યો છે પાણી ? ૪
અમે પરીક્ષા તારી કરી, જો ભરતારે પરહરી;
બાઈ હું મેણાં જોગ થઈ, તમારા ઘરની પેટભરી. ૫
ચોરી કરવી આંખ ભરવી, એ તે ક્યાંનો ન્યાય !
એવે રાજમાતા પધાર્યાં, રોઈ બંને કન્યાય. ૬
આપ આપણું દુઃખ કહે માતાને, નયણે ઢાળી આંસુ;
એક કહે મારો હાર લીધો, એક કહે ચોરી ફાંસુ. ૭
ચતુર શિરોમણિ રાજમાતા, અંતરમાં વિમાસે;
માળા ગઈ તે મોટું અચરજ, સતીને કેમ કહેવાશે ? ૮
તું તો દેવી જેવી દીસે, છે નારાયણની દાસ;
આપો હાર કલેશ નિવર્તે, જો કીધું હોય હાસ. ૯
સરખે સરખામાં હોય કૌતક, આપો હાર મોતી તણો;
રાજકુંવર રીસાળ ઘણું છે, જાણે થશે કલેશ ઘણો. ૧૦
માળા હોયે આપણા ઘરની, તો ફરી શોધ નવ કીજે;
છે શ્વસુર પક્ષની સર્વે જાણે, તેને શો ઉત્તર દીજે ? ૧૧
હૃદે ફાટતે કહે દમયંતી, અપવાદ દીધો એવો;
હાં હાં બાઇજી હાર તમારો, લીધો છે મેં દેવો. ૧૨

ન ઘટે રાજમાતાજી તમને, દુઃખ દેવું વેર રાખી;
અમો ન હોઉં ચોરી કરનારાં, છૈં જશનાં અભિલાખી. ૧૩
ઇન્દુમતી કહે આપે છૂટશો, શો શોહોર કરવો ઠાલો?
માળા મારી કરમાં મૂકો, જો જશ હોયે વહાલો. ૧૪
સેવક સખીઓ એમ કહે છે, એણીએ માળા લીધી;
મારો બાંધો તાણો પછાડો, અબળા આકળી કીધી. ૧૫

**વલણ**

કીધી એ નિશ્ચે ચોરટી, રાજમાતાએ જણાવી રીસરે;
દમયંતી દુઃખ પામી ઘણું, પછે સમર્યા શ્રી જુગદીશરે. ૧૬

## કડવું ૪૫ મું–રાગ મારુની દેશી

હો હરિ સત્યતણા સંઘાતી, હરિ હું કહીંએ નથી સમાતી.
હરિ મારે કોણ કર્મના કરતું, પ્રભુ ચોરીથકી શું નરતું? ૧
હરિ હું શા માટે દુઃખ પામું? પ્રભુ જુઓ હું રાંકડી સામું;
હરિ તમે ગ્રાહથી ગજ મૂકાવ્યો, તો હું ઉપર શો રોષ આવ્યો? ૨
હરિ હું નથી દુઃખની ધીર, તમો છો વિપત સમેના વીર;
હરિ તમે મન અપરાધ ન લાવો, હરિ તમે અનાથ બંધુ કહાવો. ૩
હરિ હું હરખે હણાઈ, હરિ હું ચોરટીમાં ગણાઇ;
હરિ હું કેની ને કોણતણી, હરિ જુઓ હું રાંકડી ભણી. ૪
હરિ હું તારી સેવા ચૂકી, તો નળે વનમાં મૂકી;
હરિ મેં વિપ્ર ન પૂજ્યા હાથે, તેથી શું તરછોડી નાથે? ૫
હરિ મેં શિવ ન પૂજ્યા જળે, તો શું રોતી મૂકી નળે?
હરિ દોહેલે ઉદર ભરવું, હરિ મુજને ઘટે છે મરવું. ૬
હરિ હું ભરતારે છાંડી, હવે દુઃખ કહું કેને માંડી?
હરિ મેં કોણ પાતક કીધાં? હરિ મેં સાધુને મેણાં દીધાં. ૭
હરિ મેં રાખ્યું હોય સત્ય, જો વહાલા હોય નળપત્ય;
મારા કોટિક છે અવગુણ, પણ તમો તો છો રે નિર્ગુણ. ૮
અપરાધ સર્વ વિસારી, ચઢો વિઠ્ઠલા વહારે મારી;
જો નહિ આવો જગદીશ, તો પ્રાણ મારો હું તજીશ. ૯
એવું કહિને આંખે ભર્યું જળ, અમો અબળાતણું શું બળ;
એવું મનમાં ધરીયું ધ્યાન, સતીની વારે ચઢ્યા ભગવાન. ૧૦

અંતરજામીએ બુધ દીધી, સતીએ આંખ રાતડી કીધી;
કહે માસીને કરી ક્રોધ, ફરી કરો હારની શોધ. ૧૧
સાખી સૂરજ વિષ્ણુ ને વાય, જો મેં કીધો હોય અન્યાય;
બાઈ હાર તમારો જડજો, લેનારો ફાટી પડજો. ૧૨
એવું કહેતામાં કળીજુગ નાઠો, ત્યારે તડાક ટોડલો ફાટ્યો;
માંહે થકો પડ્યો નિસરી હાર, સતીને તુઠ્યા વિશ્વાધાર. ૧૩
અંત્રિક્ષથી અકસ્માત, વરસ્યો હારતણો વરસાદ;
એક એકપેં અદકાં મોતી, રાજમાતા ટગટગ જોતી. ૧૪
પછે દમયંતીને પાગે, રાજમાતા ફરી ફરી લાગે;
બાઈ તું છે મોટી સાધ, મારો ક્ષમા કરો અપરાધ;
ઈંદુમતી થઈ ઓશીયાળી, મુખડું ન દેખાડે વાળી. ૧૫

વલણ

વાળી મુખ દેખાડે નહીં, સત સતીનું રહ્યું રે;
બૃહદશ્વ કહે યુધિષ્ઠિરને, વૈદર્ભ દેશમાં શું થયું રે. ૧૬

કડવું ૪૬ સું–રાગ દેશાખ

બૃહદશ્વજી કહે કથારે, સુણો ધર્મ ભૂપાળ;
સુદેવ સાંચર્યોરે, લેઇને તે બંને બાળ. ૧
માધવી કેશવીરે, સખી દમયંતીની જેહ;
શોભે સાહેલડીરે, જેમ પ્રાણ વોહોણી દેહ. ૨
કુંદનપુર આવિયાંરે, ઋષિ સખી ને સૂત;
દેખીને દોહેલાંરે, ભીમકે જાણ્યું થયું અકૃત. ૩
છોરુ છેહ પામીયાંરે, રાયે હૃદયાસું લીધાં;
માબાપે મૂકીયાંરે, દીસે દામણાં બીધાં. ૪
સુદેવ શોકે ભર્યોરે, દુઃખે દાધી દાસીની જોડી;
મીટે મીટ મળીરે, મોટે સ્વર રુદન મૂકયાં છોડી. ૫
જાતાં જામાત્રનેરે, જાણ્યું જોગી થઇને જાવું;
સજન સાંભર્યું રે, માંડ્યું નળના ગુણનું ગાવું. ૬
પૂછે વજ્રાવતીરે, બોલો સુત સાહેલી;
દીકરી કયાં ગઇરે, બે બાળકડાંને મેલી. ૭
નાથ નૈષધતણોરે, ગયો માયા ઉતારી;
સુદેવે વાર્તારે, ભૂપને કહી વિસ્તારી. ૮

વિલપે વિદર્ભપતીરે, નિઃશ્વાસે સાગર સૂકે;
ભીમકની ભામિનીરે, બાળક હૃદેથી નવ મૂકે. ૯
કુટુંબ ટોળે મળીરે, ભૂમિ સ્વયંવરની નીરખે;
દમયંતીએ જ્યાં નળ વાર્યોરે, હીંડ્યાંનાં પગલાં પરખે. ૧૦
રાણી કહે રાયજીરે, ફરી શોધ પૂજ્યની કીજે;
જમાઇજી નવ જડેરે, તો આપણ જોગવટો લીજે. ૧૧
શોધી કહાડો સર્વથારે, જો મારું જીવવું જાણો;
દીકરી મળ્યા વિનારે, મુખે નવ મૂકું જળ દાણો. ૧૨
ભીમકે મોકલ્યારે, સેવક સહસ્ર એક;
ખપ કરી ખોળજોરે, કહાડજો ક્ષિતિ કેરો છેક. ૧૩
ઉડતી વાર્તારે, ભીમકે સાંભળી કાન;
દમયંતી એકલીરે, નળે રોતી મૂકી રાન. ૧૪
વણજારે કહ્યુંરે, અમે દીઠી સરિતાને તીર;
રૂપ ઘણું હતુંરે, જાણ્યું શક્તિનું શરીર. ૧૫
કેશ છૂટા હતારે, વસ્ત્ર તે અડધું અંગ જાણ;
વાત ખરી મળીરે, વદતી હતી નળ નળ વાણ. ૧૬
માતા વિલપે ઘણુંરે, દુઃખે દાધું અંતઃકર્ણ;
મેળાવો ક્યાં હશેરે, દીકરી રવડી પામશે મર્ણ. ૧૭
વજ્રવતી માતનેરે, નીર આવે નેણ અષાડ;
પુત્રીને શોધવારે, સુદેવને ચહડાવ્યો પાડ. ૧૮

વલણ

પાડ ચહડાવ્યો સુદેવને, કહે રાણીને રાયરે;
ગુરુજી તમ વિના અર્થ ન સરે, એમ કહી લાગ્યાં પાયરે. ૧૯

કડવું ૪૭ મું—રાગ રામગ્રી

બ્રાહ્મણ ચાલ્યો અનુચર વેશજી, અટણ કરતો દેશદેશજી;
કળા પાડી વરવું ગાત્રજી, જીર્ણ વસ્ત્ર ગ્રહ્યું તુંબીપાત્રજી. ૧

ઢાળ

પાત્ર કરમાં રહિત જોખમ, જયેષ્ટિકા જીર્ણ વસંન;
દુઃખી દરિદ્રી સરખો દેખીએ, જદ્યપિ છે સંપંન. ૨
નિરખે ઓવારા નવાણના, જ્યાં નીર ભરતી નાર;
જોયાં જુથ જુવતીતણાં, પણ ન જડી ભીમકકુમાર. ૩

તીર્થ જાત્રા જગન જાગ્રણ, જ્યાં સ્ત્રીઓનો સંવાય;
અજાણ્યો થઈ જુએ બ્રાહ્મણ, શીશ ધુણીને જાય. ૪
પગે અટણ રસનાએ રટણ, મુખે દમયંતીનું નામ;
એમ કરતાં સુદેવ આવ્યો, રાજમાતાને ગામ. ૫
વિપ્ર પુરમાં આવિયો, વધામણી પામ્યો તર્ત;
સાંભળ્યું જે રાજમાતા, ઉજવે છે વર્ત. ૬
પૂર્ણાહુતિ વેળા હુતી, જોવા મળ્યાં બહુ જંન;
દાસી સાથે દમયંતી, કરે પંથીનું દર્શન. ૭
અપૂર્વ મનુષ્યનું કરે દર્શન, નીરખે નરની કાય;
વિચાર એવો વૈદર્ભીને, આવી મળે નળરાય. ૮
વેદ અધ્યયન કરે વાડવ, અભિષેક આશીર્વાદ;
કિંકરી બહુ ગીત ગાયે, હોય ભેરી નાદ. ૯
દીક્ષા લેઈ સુબાહુ, બેઠો તેજસ્વી જંન;
હુતદ્રવ્ય હોમાએ વિવિધ પેરે, ધુમ્ર ગયોરે ગગંન. ૧૦
દાન આપે ગાય સવચ્છી, રાય ભસ્યો અહમેવ;
જગન કેરા કુંડની આગળ, આવી રહ્યો સુદેવ. ૧૧
દેહ દુર્બળ રેણુએ ભર્યો, જ્યેષ્ટિકાએ તુંબી ભરાવ્યું;
સભા સર્વ ખડખડ હસી, આ રત્ન ક્યાંથી આવ્યું. ૧૨
જગનમંડપ જોયો નહીં, નહીં જોયો દિક્ષિત નરેશ;
ઘેલો જસો આવ્યો ધસ્યો, સર્વને મારે ઠેસ. ૧૩
લોક કહે હો ઘેલીયા, ટેહેલીયા અંતરના અંધ;
ભિક્ષુક ભ્રષ્ટ વિકળ દષ્ટ, શો સ્ત્રી સાથે સંબંધ. ૧૪
કહ્યું કોનું નવ સાંભળે, છે કલેવરમાં કષ્ટ;
એવે સુદેવ ને દમયંતીની, મળી દષ્ટે દષ્ટ. ૧૫
નિમેષ થાતી રહી નયણે, વિચારમાં પડ્યાં બેહ;
મારે પિયરથી પધારિયો, સુદેવ સાચો એહ. ૧૬
વિપ્ર કો વિદર્ભનો એ, નહાનપણ મધ્ય નેહ;
માંહોમાંહે જોયાં કરે, સર્વને થયો સંદેહ. ૧૭
ગુરુએ ગોરી ઓળખી, જડ્યું અબળાનું એંધાણ;
ભામિનીના ભાલ ઉપર, વિધિએ નિર્મ્યો ભાણ. ૧૮

અગોપ રાખતી માસી મંદિર, કેશકેરી લટ;
ખસી વેણી સૂરજ ઝળક્યો, હૃદે ભરાયું ઉલટ. ૧૯
સમીપ આવ્યાં સામસામાં, નેત્ર જળ જેમ નેવ;
સાથે બંન્યો બોલિયાં, હો દમયંતી સુદેવ. ૨૦

વલણ

સુદેવ દમયંતી મળ્યાં, ધરણી ઢળ્યાં મૂર્ચ્છા હવીરે;
સભા સર્વ વિસ્મય થઈ, આ તો વાર્તા દીસે નવીરે. ૨૧

કડવું ૪૮ મું–રાગ વેરાડી

મૂર્ચ્છાંથી મહીલા જાગી, પૂછ્યું ગોરને પાગે લાગી;
શકે છો ઘરના મુની, હા દીકરી કાં તું સુની? ૧
દુર્બળ કોણ કારણે, દાસી માસીને બારણે;
ઓળખી નહીં તુંને માડી, મેં દેહીની કળા પાડી. ૨
શું માસીએ દુઃખ દીધું? નાજી વાછળ* કીધું;
નાથજીએ તને કાં મૂકી, હું નેટ કાંઈ એક ચૂકી. ૩
નથી બાઈ તું ચુકવાવાળી, નહીં તજે અન્યા ટાળી;
માતા પિતા જે તારાં, રોતાં હશે તે ચોધારાં. ૪
પીયરથી આવ્યો સતી, શું પ્રગટ્યા નૈષધપતી?
હા નળની થઈ છે શોધ, મુજને દ્યો છો પ્રતિબોધ. ૫
હા નિશ્ચય નળ પ્રગટ, છે વાણીમાંહે કપટ;
છોરુને છેહ કાં આપ્યાં? છતે બાપે થયાં નબાપાં? ૬
રાજમાતાજી એમ પૂછે, ઋષિ તારે ને એને શું છે?
એ કોણ કોને જાણેજી, એ તો તમારી ભાણેજી. ૭
કેઈ ભાણેજી એ મારી! દમયંતી નળની નારી!
એ વાત તે કેમ નીપજી, ભરથારે એને કાં તજી? ૮
દ્યૂત રમીને નૈષધ હાર્યા, તે માટે વન પધાર્યા;
શું જાણીએ શા કાજે, ત્યાજ કરી મહારાજે? ૯
તું દમયંતી દીકરી, હા થઈ રહી ફિકરી;
સુણી માસી ધરણી ઢળી, સભા થઇ વ્યાકુળી. ૧૦
સુદેવ કહે છે નાટ, એમ ભુલ્યાં તે શ્યામાટ?
જે પોતાનું પેટ, તેને કેમ વિસરીએ નેટ? ૧૧

* વાત્સલ્ય.

હું વરાંસી રે બાપ, એમ માસી કરે વિલાપ;
ત્યાં થઈ રહ્યો હાહાકાર, સુદેવ કહે સૌને ધિક્કાર. ૧૨

વલણ

સુદેવ કહે ધિક્કાર રે, ઓળખી નહીં સુંદરી સતીરે;
રાજકુંવર લાજ્યો ઘણું, રુએ અતિસે ઈંદુમતીરે. ૧૩

## કડવું ૪૯ મું–રાગ ગોડીની દેશી

કાયા કુસુમરૂપે કિંકરીને, દેખી દાધો સુદેવ;
અજાણ્યાં થઇને ઇહાં રહ્યાં, થઈ દાસી કીધી સેવ. ૧
અન્યોન્યે વાત પૂછી ને, હૃદયે પામ્યાં શોક;
રાજમાતા સુબાહુને, સુદેવે દીધો દોષ. ૨
માસી મૂર્છા પામિયાં રે, હવો હાહાકાર;
દમયંતી પરદાસત્વ ભોગવ્યું, પ્રીછ્યો નહિ પરિવાર. ૩
રાજમાતા લજ્જા પામ્યાંરે, આવ્યાં દમયંતી પાસ;
દીકરી દુઃખે દહાડા નિર્ગમ્યારે, વરત્યાં થઇને દાસ. ૪
અધર્મ આળ ચહડાવિયુંરે, ઓછું આપ્યું અન્ન;
ભોજન પેટ ભરી નવ પામિયાંરે, વસતું લેખ્યું વંન. ૫
છબીલી તું મુજને છાનું કહેત, તો નિશ્ચય ન પ્રગટત નેટ;
પરાધીન પિંડ પોખિયોરે, પરવશ ભરિયું પેટ. ૬
રત્ન મારી દીકરી, મેં ગણી ઠીકરી સમાન;
વેદરભી વિપત વેઠી ઘણીરે, ખોયું વપુનું વાન. ૭
દાસપણે રહી બાપડીરે, તેણે દુઃખે હું બાળી;
દુર્બળ દારિદ્રય જણાવિયુંરે, નહીં વાલની વાળી. ૮
સુવાને કાજે સાથરોરે, વસ્ત્ર પહેરવાને જાડું.
શીતળ નીરે નાહી દીકરી ને, નહીં નહેરી ને નાડું. ૯
દાધું કલેવર મારુંરે, ચીરી કોયલા કહાડું;
ફુલફુલી મારી દીકરી રે, અન્ન જમી દીધું ટહાડું. ૧૦
હવે જીવીને શું કરુંરે, વિષ ખાઇને પહોડું;
થઈ ગોઝારી બેન આગળેરે, શું દેખાડીશ મહોડું ? ૧૧
ઇંદુમતી મુખ સંતાડતીરે, હું થઈ છેક છછોરી;
હું ભુંડી ભવોભવ વાર્તારે, ચહડાવી હારની ચોરી. ૧૨

લજ્જા સાગરમાં બૂડી ગયોરે, મસીઆઈ જે સુબાહુ;
સુત સૂરજને આવી ગ્રસ્યોરે, અપરાધ રૂપીઓ રાહુ. ૧૩
એમ ઓશિયાળાં સર્વ થયાંરે, બોલી દમયંતી વાણ્;
માસી તમ ઘેર સુખ પામી ઘણુંરે, સાખી સારંગપાણ. ૧૪
દોહેલા દહાડા ઉતર્યારે, રહી મારી લાજ;
પુત્રી સરખી હું ગણીરે, ન દીધું નીચું કાજ. ૧૫
માસી ભાણેજ બન્યો મળ્યાંરે, ઓળખ્યાનાં આલિંગન;
શત સહસ્ર સ્વાગત માંડી પછેરે, માન્યો ઘણું મુનિજન. ૧૬
વસ્ત્ર વાહન આપિયાંરે, વિનવિયો વિપ્રરાય;
ઘણુંએક દમયંતીને આપ્યુંરે, માસી લાગી પાય. ૧૭
સુબાહુ સાથે મોકલ્યોરે, વળાવ્યાં કુન્દનપૂર;
સુખ શોભાએ જાયે સુંદરીરે, પંથ ઘણા છે દૂર. ૧૮
ભાનુમતી ભેટી ઘણુંરે, દીકરી મારી સાધ;
તું છો છત્રપતીની અંગનારે, મારો ક્ષમા કરો અપરાધ. ૧૯
પગે લાગી માગી આજ્ઞારે, બેસી ખેડી સુખપાલ;
બેન માસી જાતાં માગીયુંરે, વૈદરભી રાખે વહાલ. ૨૦

### વલણ

વહાલ રાખે વૈદરભી, ક્ષેમે મળજો નૈષધધણીરે;
થોડે કાળે પહોંતી પ્રેમદા, પીયર ગઈ વધામણીરે. ૨૧

### કડવું ૫૦ મું–રાગ મેવાડો

હરખ ભર્યાં સુદેવે વાણી ભણી, હો દમયંતી.
આ આવી નગરી ભીમકતણી, હો દમયંતી.
કહો તો લઈ જાઉં વધામણી, હો દમયંતી.
પીયર પુરી જુઓ, નળની વિજોગણી, હો દમયંતી.
આ દીસે ગઢકેરા કાંગરા, હો દમયંતી.
આ હસ્તી સાંકળ લાંગર્યાં, હો દમયંતી.
આ પેલાં ઘર વાડી ઝાડુઆં, હો મુનિજી.
શું કરતાં હશે મારાં બાહુઆં, હો ગુરુજી.
કેમ જીવી હશે બે સાહેલડી, હો મુનિજી.
મુને દેખીને માતા થાશે ઘેલડી, હો ગુરુજી.
આ જાય સ્ત્રીનાં જોડલાં, હો મુનિજી.
આ હણહણે બાપજી કેરાં ઘોડલાં, હો ગુરુજી.

એ દીસે સ્થળ સ્વયંવરતણું, હો મુનિજી.
ત્યાં હાર્યું દેવે દેવતાપણું, હો ગુરુજી.
મુને ન વિસરે અવસ્થા રાનની, હો મુનિજી.
ક્યારે દેખું જાત જજમાનની, હો ગુરુજી.
પિયુ વિના પિયરિયું ગ્રસે, હો મુનિજી.
નળ વિના ઉજ્જડ કો નવ વસે, હો ગુરુજી.
શ્વાસ ભર્યો સુદેવ પુરમાં સાંચર્યો, સુણ રાયજી.
વધામણી વધામણી એમ ઓચર્યો, સુણ રાયજી.
સભા સર્વ વિસ્મય હવી, સુણ રાયજી.
જાણે પ્રગટ્યો નૈષધ રવી, સુણ રાયજી.
હરખે ભીમક પૂછે ફરી ફરી, હો મુનિજી.
એ આવે રાય તમારી દીકરી, કહે મુનિજી.
ચાલ્યો ભીમક કુંવરી ભણી, ક્યાં દમયંતી.
વજ્રૂવતી જાતી હરખે ઘણી, ક્યાં દમયંતી.
ધાયાં ભાઈ ને ભોજાઈ લજ્જા વિસરી, ક્યાં દમયંતી.
હરખે ભર્યાં ઝાંઝર પડે નિસરી, ક્યાં દમયંતી.
ઘેલી સરખી સાહેલી મળવા ધસી, ક્યાં દમયંતી.
શીશ ઉઘાડાં પાલવિયાં જાય ખસી, ક્યાં દમયંતી.
વાયુ ભર્યા કેશ શોભે મોકળા, ક્યાં દમયંતી.
અંબર છૂટે ત્રુટે કટિમેખલા, ક્યાં દમયંતી.
આવીરે પીયર પ્રજા સોહામણી, હો દમયંતી.
દીઠીરે દીકરી દુઃખે દામણી, હો દમયંતી.
ભૂજ ભરી મહિયરીયાંને મળે, હો દમયંતી.
જુએ માવડી ભુજ મૂકી ગળે, હો દમયંતી.
મારી માવડી આવડી શે દુર્બળી, હો દમયંતી.
શું પૂછે માતપ્રીત પીયુની ટળી, કહે દમયંતી.
આંસુ ફેડી તેડી મંદિરમાં ગયાં, સુણ રાયજી.
દાસી વેષનાં વસ્ત્ર મૂકાવિયાં, સુણ રાયજી.

**વલણ**

મૂકાવ્યો વેષ માત તાતે, બાળક મૂકયાં ખોળેરે;
બે વરસે બાળકાં તે, માતાને મળીયાં ટોળેરે.

## કડવું ૫૧ મું—રાગ આશાવરી

વૈશંપાયન વાણી વદે, સુણ જનમેજય ભૂપાળરે;
બૃહદશ્વ કહે યુધિષ્ઠિરને, મળ્યાં બન્યો બાળરે. ૧
સાથ ભ્રાત ને ભોજાઈ મળ્યાં, માતા ને વળી તાતરે;
દમયંતીને નાથ વિયોગે, અંતર માંહે અશાતરે. ૨
કુટુંબ સર્વે પૂછે પ્રેમે, શી શી વાર્તા વીતિરે;
ઘટે તેવો સમાચાર સતીએ, કહ્યો અથ ઇતિરે. ૩
ફરી શોધ નળની મંડાવી, ભીમકે મોકલ્યા દાસરે;
પ્રભુ પાખે દમયંતી, પાળવા લાગી સંન્યાસરે. ૪
અલવણ અંન અશન કરવું, અવનીપર શયંનરે;
આભૂષણ રહિત અંગ અબળાનું, કાજળ વિના નયંનરે. ૫
નિયમ રાખ્યો નાનાવિધનો, ઉગ્ર આખડી પાળેરે;
પતિવ્રતા તો પિયુને ભજે ને, અન્ય પુરુષ નવ ભાળેરે. ૬
નામ નળનું, ધ્યાન નળનું, સખીસું નળની વાતરે;
દુઃખે જાયે દિવસ ને રયણી, નયણે વરસે વરસાદરે. ૭
પરદેશી પંચ વિપ્રને, નિત્ય આપે આમાનરે;
વૈદરભી જાણે વાડવ વેષે, આવી મળે રાજાનરે. ૮
એવે આવી ઋતુ વર્ષાની, વૈદરભી વિરહ વધારણુરે;
ગાજે મેહ ઉધડકે દેહ, સખી આપે હૈયાધારણુરે. ૯
વિનતા હીંડે વાડી માંહે, દ્રુમ લતાને તળેરે;
સુગંધ સંધાતે બિન્દુ શીતળ, ગોરી ઉપર ગળેરે. ૧૦
કોકિલા બપૈયા બોલે, તે શબ્દ ભેદે અંગરે;
વિરહિણી તે વીજળી જાણે, ભેદે હૃદયા સંગરે. ૧૧
વર્ષાકાળે વિજોગ પીડે, માનિનીને મન ભાલોરે;
વૈદરભીને વર્ષાકાળ વીત્યો, આવ્યો શત્રુ શિયાળોરે. ૧૨
આકાશ અંગિયા અંબુજ ઉઘડ્યાં, નિર્મળ ઇંદુ શરદેરે;
પતિવિજોગ પીડે છે પાપી, સતિ રહે છે સત્ય બરદેરે. ૧૩
દુઃખે દિવસ નાંખે દમયંતી, એક વરસ ગયું વહીરે;
ત્રણ સંવત્સરની અવધ વીતી, નાથ આવ્યો નહીરે. ૧૪
સુદેવની તેડી સ્તુતિ કીધી, આંસુ નયણે ઢાળીરે;
નૈષધનાથને કોણ મેળવે, હો ગુરુજી તમ ટાળીરે? ૧૫

જન્મના તમો છો હેતસ્ની, કારજ મનથી કરવુંરે;
ન ઘટે કહ્યાની વાટ જોવી, શોધવા નિસરવુંરે. ૧૬
ધીરજ આપી નૈષધનારને, વેશ નાનાવિધ ધરતોરે;
દમયંતીએ શીખવ્યો હીંડે, ટેહેલ સઘળે કરતોરે. ૧૭
રથે બેઠો ફરે મુનિવર, સેવક સેવા કરેરે;
જ્યાં ગામ આવે ત્યાં કળા પાડી, વેશ ટેહેલીઆનો ધરેરે. ૧૮
ડોઢ માસ ગયો અટણ કરતાં, આવ્યો અયોધ્યા માંયરે;
સભા માંહે ટેહેલ નાખી, જ્યાં બેઠો ઋતુપર્ણ રાયરે. ૧૯
"અલભ્ય વસ્તુની પ્રાપ્તિ થઇ, પરિત્યાજ તેનો કીધોરે;
ધર્મધોરિધર ધિક્ક તુજને, ફરી તપાસ ન લીધોરે. ૨૦
રેંકે રત્નનું જત્ન ન થાયે, જાત નીવડી નેટરે;
વિલપે છે વસ્તુ વોહોરતીઆ વિના, કાં ભરે પરઘેર પેટરે ? ૨૧
કુળ લજાવ્યું કરમી માણસે, કીર્તિ કીધી ઝાંખીરે;
જ્ઞાની પુરુષ વિચારી જો જો, ટેહેલ સુદેવે નાખીરે" ૨૨
સભા સહુ વિસ્મય થઈ કાંઈ, ટેહેલ છે મરમાળીરે;
ગેહેલીયો ટેહેલીયો કરીને કહાવ્યો, કોઈ ઉત્તર નાપે વાળીરે. ૨૩
સુદેવ ગયો હયશાળા મધ્યે, ટેહેલ નાખી તેણે ઠારરે;
મહીલાનાં કહાવ્યાં વચન સુણીને, બાહુક નિસર્યો બહારરે. ૨૪
કદ્રુપ કાયા કામળ ઓઢી, કરમાંહે ખરેરોરે;
પ્રગટ ખારે ખંખારીને બોલ્યો, તીખો ને તરેરોરે. ૨૫
કારમો સરખો કપોળ ચહડાવે, ટુંકડા કર નચાવેરે;
નાસિકાએ સડકા તાણે ને, નયણાં મચમચાવેરે. ૨૬
"ભારે વચન કહ્યાં તેં બ્રાહ્મણ, નિસર્યો મેહેણાં દેવારે;
વસ્તુને વિપત, તો વોહોરતીઓ કરતો હશે પરઘેર સેવારે. ૨૭
વોહોર્યું તે કાંઈ રત્ન જાણીને, કાચ થઈ નીવડીયુંરે;
તત્ત્વ રહિત માટે તજ્યું છે, નથી છૂટી પડીયુંરે. ૨૮
તેહ મિત્રને તજીએ જેનું, મળતું મન વિના ઠાલુંરે;
તે સ્ત્રીને પરહરિએ જેનું, પિયુ કરતાં પેટ વહાલુંરે. ૨૯
વાંક નહીં હોયે વોહોરતીઆનો, રહ્યો હોશે નિજધર્મેરે;
વસ્તુ વિપત પામતી હશે તે, પોતે પોતાને કર્મેરે." ૩૦

ગૂઢ વચન કહી ઘોડારમાં, બાહુક જઇને બેઠોરે;
સુદેવ તો સાંસામાં પડ્યો, પ્રાણ વિચારમાં પેઠોરે. ૩૧
એ બોલી તો નૈષધનાથની, હારદ અનાહુતરે;
નળ ભૂપ એને કેમ કરી માનું, રૂપે બીજો ભૂતરે! ૩૨
જઠરભરણ કો રીસનું જાળું, ફરી ન જાય બોલાવ્યોરે;
પડોશીને પૂછી કહાડયું, ત્રણ વરસ થયાં આવ્યોરે. ૩૩
રાજાએ પ્રીત કરીને રાખ્યો, અશ્વવિદ્યા કોઈ જાણેરે;
પવિત્ર નૈવેદ્યને પાળે, વિજોગનું દુ:ખ આણેરે. ૩૪
એવું સાંભળી સુદેવ ચાલ્યો, આવ્યો વિદર્ભ દેશરે;
વૈદર્ભી તવ આનંદ પામી, વિપ્ર પૂજ્યો વિશેષરે. ૩૫
શ્યામાએ સમાચાર પૂછયો, કહીં સ્વામીની ભાળરે?
સુદેવ કહે નિસાસો મૂકી, જડ્યો નહીં ભૂપાળરે. ૩૬
દેશ વિદેશ ગામ ઉપગામ, અવની ખોળી બાધીરે;
અટણ કરતાં અયોધ્યામાં, શોધ કાંઈ એક લાધીરે. ૩૭
સભા નવ સમજી ઋતુપર્ણની, રહ્યાં મસ્તક ડોલીરે;
બાળબીહામણો ઘોડાર માંહેથી, બાહુક ઉઠ્યો બોલીરે. ૩૮
સ્વરૂપ જોઈ હું છળ્યો છઉં, સ્વપ્નામાં બીહાવેરે;
નાઠો આવ્યો છઉં ફરી ફરી જોતો, રખે પૂંઠથી આવેરે. ૩૯
ભૂત પિશાચ કે જમકિંકર, પ્રેત અથવા રાહુરે;
અયોધ્યમાં રોતાં રાખવા, બાળકને તે હાઉરે. ૪૦
તેણે ટેહેલનો ઉત્તર આપ્યો, કાંઈ સ્વાદ ઇન્દ્રિનો વાંકરે;
કહે વસ્ત ખોટી થઈ નીવડી, શું કરે વોહરતીઓ રાંકરે? ૪૧
પિયુજનથી પેટ જ વહાલું, તેનો સંગ તે માઠોરે;
બેહુને દુ:ખ સરખાં હોશે, કહી ઘોડારમાં નાઠોરે. ૪૨
એ બોલી તો બાહુકીઆની, જુઓ વિચારી બાઇરે;
મર્મ વચન સુણી મહિલાનું, હૃદે આવ્યું ભરાઇ. ૪૩

**વલણ**

ભરાયું હૃદે રાણીતણું, ને આંસુ મૂકયાં રેડીરે;
બાહુક નાહે એ નૈષધપતી, સુદેવ લાવો તેડીરે. ૪૪

## કડવું ૫૨ મું–રાગ સોરઠી મારુ

આંસુ ભરીને કામિની કરે, વાણીનો વિચાર, ગુરુજી.
એ નોહે બાહુકના બોલડા, હોયે વીરસેન કુમાર, ગુરુજી.
એ જીવન પ્રાણાધાર, ગુરુજી, જાઓ મા લગાડો વાર, ગુરુજી. ૧
ભ્રાંત પડે છે રૂપની, તે પ્રગટ્યાં મારાં પાપ, ગુરુજી.
રૂપ ખોયું કહીં રાયજી, એ કોણે દીધો હશે શાપ, ગુરુજી.
મારા જાએ તનના તાપ, ગુરુજી, તમવડે થાય મેળાપ, ગુરુજી. ૨
અશ્વરક્ષકનો નોહે આશરોરે, જાણે અંતરની વાત, ગુરુજી.
બોલે બોલ જ મારીઓરે, નોહે ઘોડારીઆની ધાત, ગુરુજી.
હું જાણું બોલ્યાની જાત, ગુરુજી, હોય પુષ્કરજીનો ભ્રાત, ગુરુજી. ૩
પુનરપિ જાઓ તેડવારે, જીવન વસે છે જાંહે, ગુરુજી.
પરીક્ષા એ પુણ્યશ્લોકની, એક દિવસે આવે આંહે, ગુરુજી.
જાઓ અયોધ્યામાંહે, ગુરુજી, હવે બેસી રહ્યા તે કાંહે, ગુરુજી. ૪
જઈ કહો ઋતુપર્ણ રાયને, તજી વૈદર્ભી નળ મહારાજ, ગુરુજી.
સ્વયંવર ફરી માંડિયોરે, છે લગ્નનો દહાડો આજ, ગુરુજી.
એ વાતે નથી લાજ, ગુરુજી જેમ તેમ કરવું કાજ, ગુરુજી. ૫
કપટે લખી કંકોતરીરે, ઋતુપર્ણને નિમંત્રણ, ગુરુજી.
સુદેવ તેડી લાવજો, જોઇએ બાહુકીઆનાં આચરણ, ગુરુજી.
એનું કેવું છે અંતઃકર્ણ, ગુરુજી, એનાં જોઇએ વપુ ને વર્ણ, ગુરુજી. ૬

### વલણ

આચરણ અશ્વપાલકતણાં, ત્યાં આવે ઓળખાયરે;
પત્ર લેઇ પરપંચનો સુદેવ, આવ્યો અયોધ્યા માંયરે.

## કડવું ૫૩ મું–રાગ સામેરી

સુદેવ સભામાં આવિયો જ્યાં, બેઠો છે ઋતુપર્ણ;
કરમાંહે આપી કંકોતરી, ઉપર લખ્યું નિમંત્રણ. ૧
પ્રીત વિશેષે પત્ર લીધું, કીધું અવિલોકન;
સ્વસ્તિ શ્રી અયોધ્યાપુરી, ઋતુપર્ણ રાય પાવંન. ૨
વિદર્ભ દેશથી લખીતંગ ભીમક, નળે દમયંતી પરહરી;
એને દેવનું વરદાન છે માટે, સ્વયંવર કીજે ફરી. ૩
પૃથ્વીના ભૂપતિ આવશે, તમો આવજો ખપ કરી;
સૂરજ વંશીને વરવો નિશ્ચે, કુંવરીએ ઇચ્છા ધરી. ૪

ભૂપતિ આનંદે ભર્યો, સભામાંહે એમ ભાખે;
ભાઇ વેદવાણી દમયંતી, કોને નહીં વરે મુજ પાખે. ૫
અધર ડસે કર ઘસે, વિપ્ર ઉપર આંખ કહાડે;
નોહોતરીયો નિર્માલ્ય દીસે, આવ્યો લગ્નને દહાડે. ૬
સુદેવ કહે હું કયમ કરું, વેગળું તમારું ગામ;
શત ઠામ થાતાં આવવું, કંકોતરીનું કામ. ૭
ધાઇ ગયા સર્વ ભૂપ જે, પ્રથમ રૂપના પળકા;
ઋતુપર્ણ આસનથી ઉઠે બેસે, થાય પરણવાના સળકા. ૮
આહા ગઈ દમયંતી હાથથી, કંકોતરી આવી મોડી;
એક નિશાનો આંતરો હોત તો, જાત જેમ તેમ દોડી. ૯
ત્રાહે ત્રાહે બોલે મસ્તક ડોલે, નિસાસા મૂકે ઊંડા;
વૈદરભી વરતાં વેર વાળ્યું, અરે બ્રાહ્મણ ભુંડા. ૧૦
સાંઢ તો સાંપડી નહીં, નહીં પવનવેગી ઘોડા;
કંસાર દમયંતીના કરનો, નહીં જમે આ મોહોડાં. ૧૧
સભામાં બેઠો નિરાશ થઈ, પ્રધાન બોલ્યો વચંન;
પેલો બાહુકીઓ શે અર્થે આવશે, બેઠો વણસાડે અંન? ૧૨
ઋતુપર્ણ આનંદ પામ્યો, મોકલ્યો સેવક;
લાવ તેડી બાહુકીઆને, જે જાણે ગયાની તક. ૧૩
શ્વાસ ભરાયો દાસ આવ્યો, અશ્વપાલકની પાસ;
ઉઠો ભાઈ ભૂપ તેડે છે, ગ્રહો પરોણો રાસ. ૧૪
બાહુક ચાલ્યો ચાબક ઝાલ્યો, મુખે તે બડબડતો;
આવ્યો નીચી નાડે નરખતો, નાકે તે સરડકાં ભરતો. ૧૫
સભા મધ્યે સર્વ હસ્યા, આ રત્ન રથખેડણ;
ઋતુપર્ણ બોલ્યો માન દેઈ, આવો દુઃખફેડણ. ૧૬
ઘણે દિવસે કારજ પડ્યું છે, રાખો અમારી લાજ;
તમો પરણાવો વૈદરભીને, વિદર્ભા જાવું આજ. ૧૭
સમુદ્ર સેવ્યો રત્ન આપે, મેં સેવ્યા એમ જાણી;
આજ વિદર્ભા લેઈ જાઓ, ગ્રહું દમયંતીનો પાણી. ૧૮
બાહુક વળતો બોલિયો, ફૂલાવિને નાસા;
આ બિયા પરણશે દમયંતીને, અરે પાપિણી આશા. ૧૯

હંસ કન્યા કેમ કરે, વાયસસું સંકેત ?
નિર્લજ્જની સાથે અમે આવું, તો પછે થાઉં ફજેત. ૨૦
છછોરા ન થઇએ રાયજી, પરપત્નીસું તલખ્યાં;
કેમ વરે વર જીવતે તો, મિથ્યા મારવાં વલખ્યાં ? ૨૧
પુણ્યશ્લોકની પ્રેમદા ને, ભીમક રાજકુમારી;
તમો વિષયીને લજ્જા શાની, થાય ફજેતી મારી. ૨૨
રાય કહે હયપતિ, મારીવતી હયને હાંકો;
મારે તો સર્વસ્વ ગયુંરે, તમો જેવારે ના કોહો. ૨૩
બાહુક વળતો બોલિયો, જ્યાં હોયે સ્વયંવર;
અંતર નહીં સેવક સ્વામીમાં, આપણ બન્યો વર. ૨૪
હાસ્ય કરીને કહે રાય, વર તમો પરથમ;
ભાગ્ય ભળશે કન્યા જડશે, ત્યાં જઇએ જયમ ત્યમ. ૨૫
દુબળા ઘોડા ચાર જોઆ, રથ કર્યો સાવધાન;
શીઘ્રે ત્યાં શણગાર સજવા, સાંચર્યો રાજાન. ૨૬
રાણી કહે ઋતુપર્ણને, પરહરી હુંપર પ્રેમ;
ક્ષત્રી થઇને કરો ધઘરણું, નવ હોયે અંતે ક્ષેમ. ૨૭
પતિએ તજી તે અણછતી, કાંઈ એક ગોરી ગૂધ;
બાહુક વડે પરણવી રાય, થયું ઉજળું દૂધ. ૨૮
સૂરજ વંશતણી એ શોભા, તમથી ઝાંખી હોય;
રીસ ચડી ઋતુપર્ણને, પછી ધણીઆણીને ધોય. ૨૯
અમો ભ્રમર કોટિ કુસુમ સેવું, તું શું ચલાવીશ ચાલ ?
વીજળી સરખી લાવું વૈદરભી, કરું સોકયનું સાલ. ૩૦
એમ કહી સભામાં આવ્યો, દુંદુભિ રહ્યાં છે ગાજી;
રીસ કરી કહ્યું બાહુકને, કાં જોઆ દુર્બળ વાજી. ૩૧
કરણ લૂલા ને ચરણ રાંટા, બગાઈ બહુ ગણગણે;
અસ્થિ નિસર્યાં ત્વચા ગાઢી, ભયાનક હણહણે. ૩૨
ચારે નોહે ચાલવાના, આગળ નીચા પાછળ ઊંચા;
ખુંધા ને ખોડે ભર્યા, બે કરડકણા બે બૂચા. ૩૩
ઋતુપર્ણ જોઈ શીશ ધુણાવીને, બોલ્યો વળતી ખીજી;
એ જોડી શું કુરૂપ લાવ્યા, જોડ ઘણી છે બીજી. ૩૪

પવન વેગે પાણીપંથા, શત જોજન હીંડે ઠેઠ;
એવા ઘોડા મૂકીને કાં, જોડ્યા દૈવની વેઠ. ૩૫
બાહુક કહે શી ચેષ્ટા માંડી ? શું ઓળખો અશ્વની જાત ?
જો પુષ્ટ હયને જોડશો તો, હું ન આવું સાથ. ૩૬
એ અશ્વ રાખવો ને રથ હાંકવો, ચડી બેઠો ભૂપાળ;
રાસ પરોણો પછાડીઓ, બાહુકને ચડ્યો કાળ. ૩૭
આટલીવાર લગે લજ્જા રાખી, બોલ્યો નહીં મા મૂચ;
તું આગળથી રથે કેમ બેઠો, હુંપેં તું શું ઉંચ ? ૩૮
ઋતુપર્ણ હેઠો ઉતર્યો, વિવિધ વિનય કરતો;
જાય રાય પાસે બાહુક નાસે, તે રથ પૂંઠે ફરતો. ૩૯
પ્રણિપત્ય કીધું ઋતુપર્ણે, હયપતિ હઠ મૂકો;
ઉપકારી જન અપરાધ મારો, બેઠો તે હું ચૂકો. ૪૦
બાહુક કહે યદ્યપિ રાસ ઝાલું, બેસીએ બન્યો જોડે;
તુંને હરખ પરણ્યા તણો ત્યમ, હુંએ ભર્યો છૌં કોડે. ૪૧
સામસામા ચક્ર ધરીને, બંને સાથે ચઢ્યા;
એડી દીધી બાહુકે ત્યારે, અશ્વ ઢળીને પડ્યા. ૪૨
મુગટ ખસી ગયો રાયજીનો, માન શુકન હુઆ;
બાહુકે અશ્વ ઉઠાડિયા, હાંકે ને કહે ધણીમુઆ. ૪૩
અંન એવા અશ્વ નિર્બળ, ખાંચે ખીજી ખીજી;
રાય કહે લોક સાંભળે, એ વિના ગાળ દ્યો બીજી. ૪૪
સુદેવ તાણી બેસાડીઓ, રાય કહાડે છે ડોળા;
શેરીએ શેરીએ જાન જોવા, ઉભાં લોકનાં ટોળા. ૪૫
દુર્બળ ઘોડા દરિદ્ર બ્રાહ્મણ, જોગ સારથિનો જોડો;
વૈદરભીને વરવા ચાલ્યા, ભલો ભજ્યો વરઘોડો. ૪૬
હાંકે ને હીંડે પાછા પાછા, ઝુંસરી કહાડી નાંખે;
તાણી દોડે ઘરભણી, ઉભા રહે વણ રાખે. ૪૭
પૃષ્ઠ ઉપર પડે પરાણા, કરડવા પાછા ફરે;
પોહોળે પગે રહે ઉભા, વારે વારે મળ મૂત્ર કરે. ૪૮
રાય કહે હો હયપતિ, નથી વાત એકો સરવી;
બાહુક કહે ચિંતા ઘણી છે, મારે દમયંતી વરવી. ૪૯

ધણે દોહલે ગામ મૂક્યું, રાયે નિસાસા મૂક્યા;
પુણ્યશ્લોકે હેઠાં ઉતરી, કાન અશ્વના ફૂંક્યા. ૫૦
અશ્વમંત્ર ભણ્યો ભૂપતિએ, ઈંદ્રનું ધર્યું ધ્યાન;
અશ્વ ચારે ઉતપત્યા, ઉચ્ચ:શ્રવા સમાન. ૫૧
અવ નએ અડકે નહીં, રથ અંતરિક્ષે જાય;
દોટ મૂકી બેઠો બાહુક, રખે પડતા રાય. ૫૨
માંહોમાંહે વળગીને બેઠા, ભૂપ ને બ્રાહ્મણ;
રાય વિમાસે વરે કન્યા, વરુઆમાં વશીકરણ. ૫૩
કામણગારો કાળિયો, એના ગુણ રસાળા;
ત્રણ કોડીનાં ટટુઆં, એણે કર્યાં પંખાળા. ૫૪
હસી રાજા બોલિયા, થાબડી બાહુકની ખંધ
તારે પુણ્યે મારે થાશે, વૈદર્ભીસું સંબંધ. ૫૫
વાજવિદ્યા વાસવની, તુજ કને પરિપૂર્ણ;
નાની વાત નોહે ભાઈ, રહે વિદ્યાનું સ્મરણ. ૫૬
ઐરાવત ને ઉચ્ચૈ:શ્રવા, હાર્યો ગરુડનો વેગ;
તારે હાંકવે હમણાં થઈશું, વિદર્ભે ભેગાભેગ. ૫૭
વિખાણે પોતાના ભાગ્યને, ભૂપ કહાડે ઘેલાં;
જો દમયંતી મુજને વરે તો, બાહુક પૂજું પહેલાં. ૫૮
ભીમકસુતાસું હસ્તમેળાપક, જો થાશે હયપતિ;
બાહુક કહે વિલંબ શો છે, પ્રબળ તારી રતિ. ૫૯
વાટ ઓસરે વાત કરતાં, ઉડતા ચાલે અશ્વ;
રાય વિદ્યાને વખાણે, ન જાણે મંત્રનું રહસ્ય. ૬૦
તાણ્યા ન રહે ત્રેહેકતા, દે દોટ ઉપર દોટો;
એક ઝાંખરે વળગી રહ્યો, રાયની પામરીનો જોટો. ૬૧
હાં હાં રાખ કહેતાં હય દોડ્યા, રથ ગયો જોજંન;
બાહુકે રથ રાખ્યો, કહે લઇ આવો રાજંન. ૬૨
રાય વળતો બોલિયો, શ્રમ મંન વિચારી;
દમયંતીના નામ ઉપર, નાખી પામરી ઓવારી. ૬૩
જા લાવ બાહુક તુંને આપી, પામરી બેહુ જોડ;
બાહુક કહે દમયંતી ઉપર, તું સરખાં ઓવારું કોડ. ૬૪

રાય મોટા દાનેશ્વરી બોલ્યા, બાહુક જાચક તું થા;
પરણવા જાઉં દમયંતી, લેઉં તારી પામરીના ચુંથા. ૬૫
એવું કહી રથ બેઠીઆ ને, રાય મન વિમાસે;
રંક હોય તો સદ્ય લાવે, મોટો કેમ વરાંસે. ૬૬
હયપતિ તમમાં વિદ્યા મોટી, ગુણે વળિયો છેક;
તારે પ્રતાપે મુજ કને છે, વિદ્યા અનુપમ એક. ૬૭
ગણિત શાસ્ત્રને હું જાણું છઉં, કહો તો દેખાડું કરી;
એટલે બેહેડાનું વૃક્ષ આવ્યું, બન્યો પડ્યા ઉતરી. ૬૮
રાય પ્રત્યે કહેરે બાહુક, ગર્વ વચન શાં આવડાં?
બેહેડાંની જમણી ડાળે, કેટલાં છે પાંદડાં? ૬૯
રાયે વિચારીને કહ્યું, સહસ્ર ત્રણ ને શત ત્રણ;
બાહુકે જઈ વૃક્ષ છેદી, ડાળ પાડી ધરણ. ૭૦
ગણી જોયાં બાહુકે, ઉતર્યાં તંતોતંત;
ઉત્કૃષ્ટ વિદ્યા દેખીને, હરખ્યું નળનું ચંત. ૭૧
ફરી આવ્યો રથ પાસે, કહ્યું રાય તમો ધન્ય;
ભૂપ કહે જો મન મળે તો, વિદ્યા લીજે અન્યોન્ય. ૭૨
માંહોમાંહે મંત્ર આપ્યા, સને મન ગયાં મળી;
પરીક્ષા કરવા વિદ્યાની, નળે ડાળ છેદી વળી. ૭
કહ્યાં તેટલાં પત્ર ઉતર્યાં, ગણિતસંખ્યા મળી;
બીજી વિદ્યાને પ્રતાપે, દેહમાંથી નિસર્યો કળી. ૭૪
પાડાનું ચર્મ પહેરીયું, ઉંટ ચર્મના ઉપરણાં;
ટુંકડા ચરણ ને શ્યામ વરણ, કેશ છે પંચવરણા. ૭૫
કરમાં કાતી આંખ રાતી, મુખે રુધિરના ઓઘરાળા;
ભર્યો રીસે સગડી શીશે, ઉડે અગ્નિની જ્વાળા. ૭૬
નિસરી નાઠો ભયે ત્રાઠો, ઉઠ્યો નળ નરેશ;
લપડાક મારી સગડી પાડી, ગ્રહ્યા કળીના કેશ. ૭૭
વીજળી સરખું ખડ્ગ કહાડ્યું, ન જાય જીવતો પાપી;
રાજભ્રષ્ટ કીધો દુઃખ દીધું, રહ્યો દેહમાં વ્યાપી. ૭૮
રગદોળ્યો રેણું માંહે રોળ્યો, કેમ પક્ડો હુતો પૂઠે?
આંખ તરડે દાંત કરડે, મારે ખડ્ગની મૂઠે. ૭૯

ઉઠે અડવડે અવની પડે, અકળાવ્યો અલેખે;
બાહુકના હસ્ત કળીનાં અસ્થ, ઋતુપર્ણ નવ લેખે. ૮૦
રુદન કરતો આંખ ભરતો, કળી પાગે લાગે;
પુણ્યશ્લોકજી ઉગારીએ, નવ મારીએ ઘણું વાગે. ૮૧
અરે અધર્મનાં મૂળિયાં, તુંને જીવતો કેમ મૂકું ?
અમો ઘણું તેં રવડાવ્યા, નથી નેત્રનું જળ સૂકું. ૮૨
અરે પાપી ધર્મછેદન, વિશ્વ વેદનાકારી;
વિજોગદાતા છેદન શાતા, તેં તજાવી નારી. ૮૩
અવગુણ એવા કરાવી સેવા, પારકે મંદિર;
વદે દીન વાણી મરણ જાણી, નેત્રે ભરિયાં નીર. ૮૪
મહારાજ વળતી મારજો, ગુણ અવગુણ બે જોઈ;
નળ કહે અવગુણ ભાજન, તેં સૃષ્ટિ સર્વ વગોઈ. ૮૫
સ્વામી બે ગુણ મોટા મુજમાં, અવગુણના છેદન:
નળ કહે ગુણ અવગુણ તું, બેહુનું કર વર્ણન ? ૮૬
સ્વામી પ્રથમ અવગુણ વરણવું, મારું જે આચરણ;
જ્યાં હું ગયો ત્યાં ધર્મ નહીં, ને ભ્રષ્ટ ચારે વર્ણ. ૮૭
દંભી લોભી ને લલૂતા, બ્રાહ્મણને કરું ભ્રષ્ટ;
અલ્પ આયુષ ને અલ્પ વિદ્યા, અલ્પ મેઘની વૃષ્ટ. ૮૮
અનાચાર ને અપરાધ બહુ, અનંત આભડછેટ;
સિદ્ધ હોય સંન્યાસી શીળિયો, ભ્રષ્ટ કરું હું નેટ. ૮૯
મર્યાદા લાજને મૂકાવું, ઉન્માર્ગે મંડાવું;
જપ તપ તીરથ ને જાત્રા, દાન દયા છંડાવું. ૯૦
ધ્વંસ કરું હું ધ્યાનમાં, તાપસને' ડોલાવું;
અભક્ષાભક્ષ અસ્પર્શાસ્પર્શ, અસત્ય વાયક બોલાવું. ૯૧
સ્વજન વૈર ને પરશુ મૈત્રી, હોય નીચ સંગત્ય;
વૈષ્ણવતા કેડી વિષય સ્થાપું, એવી મારી મત્ય. ૯૨
માત પિતાને પુત્ર ભિરેખે, દેખે શ્યામામાં સાર;
ક્રીડા કામે આઠે જામે, સ્ત્રીમાં તદાકાર. ૯૩
વિખવાદ કરતાં જન્મ જાય, ગાય ગોરીના ગુણગ્રામ;
લંપટ નિર્લજ થઈ અતિ, જપે નારીનું નામ. ૯૪

હેલામાં બ્રહ્મચર્ય મૂકાવું, જતિ પડે મોહમાંજ;
પાખંડી લાંઠ સુખે જીવે, એવું મારું રાજ. ૯૫
હું વ્યાપું ત્યાં હરિહર નહી, નહિ દેવ દેવસ્થળ;
જ્ઞાન ગોષ્ઠિ કથા નહીં, એવું મારું બળ. ૯૬
સ્વામીદ્રોહી ને મિત્રદ્રોહી, ગુરુદ્રોહી નર ઘણા;
વચનદ્રોહી ને બ્રહ્મદ્રોહી, એ સઉ ગુણ આપણા. ૯૭
પ્રજા ખોટી રાજા લોભી, નિરંકુશ લંપટ નાર;
વ્યભિચારિણી, દ્રોહકારિણી, ભમતી હીંડે બહાર. ૯૮
ભરથાર પહેલી કરે ભોજન, સૂએ સ્વામી પહેલી;
થાકે નહીં તે વાત કરતાં, વઢકણી મન મેલી. ૯૯
ક્રોધમુખી ને ચોરટી, લોભણી ને લઢતી;
સાચી વાત મળે નહીં ને, આઠે પહોર બડબડતી. ૧૦૦
થોડા બોલી સાધુમુખી તે, સુતો સ્વામીને વેચે;
પૂછ્યો ઉત્તર આપે નહિ ને, બોલે પેચે પેચે. ૧૦૧
અભડાવે રસોઇ અન્ન ચાખે, જણાય પરમ પવિત્ર;
કળી કહે છે મારે પ્રતાપે, એવાં સ્ત્રીના ચરિત્ર. ૧૦૨
પંડિત દુખિયા ને મૂર્ખ સુખિયા, ભોગી રોગે ભરિયા;
અસાધુ સુખે અન્ન પામે, સાધુ ઘડિયે નહિ ઠરિયા. ૧૦૩
દાતાર ત્યાં ધન નહીં, દાતાર નહીં ત્યાં ધંન;
ખાનાર ત્યાં અન્ન નહીં, ખાનાર નહીં ત્યાં અન્ન. ૧૦૪
રૂપ હોય ત્યાં ગુણ નહીં, ને ગુણ ત્યાં નહીં રૂપ;
શા શા અવગુણ વરણવું, છે પ્રતાપ મારો અનૂપ. ૧૦૫
શિષ્યની સેવા ગુરુ કરે, સાધુઅસાધુનું આચરણ;
સ્ત્રીની સેવા કરે સ્વામી, શૂદ્રને સેવે બ્રાહ્મણ. ૧૦૬
છળ છળભેદ અધિક અધિકારી, અઘટિત કરે અન્યાય;
અન્ન વિક્રય હય વિક્રય, કરે વિક્રય ગાય. ૧૦૭
પરપત્નિસંગ ને પરનિંદા, ઇર્ષ્યા અપલક્ષણ;
ઉપવીત અન્ન સીમંત અન્ન, ક્રિયા અન્ન ભક્ષણ. ૧૦૮
કન્યા વિક્રય ભૂમિવિક્રય, કરે અકરાવ્યું કામ;
શય્યા લે ને ગોદાન લે, ને બોળે બાપનું નામ. ૧૦૯

વાટ પડાવે વિશ્વાસઘાતી, માંહોમાંહે વેર સાંધે;
પંચ દેવનું પૂજન તજીને, અસુરને આરાધે. ૧૧૦
વૈરાગી વિષયી ને જોગી તે ભોગી, ખોટા વણજ વેપારી;
વિષય સેવન કરે ને ગર્ભ ધરે, નવ વરસની નારી. ૧૧૧
સુરભિ દૂધ થોડું કરે ને, દુકાળ ને દુર્ભક્ષ;
શોક રોગ વિજોગ ઘેર ઘેર, સદા ભરે જળ ચક્ષ. ૧૧૨
કોનું રુડું નવ દેખી શકું, મારે કો સાથે નહિ સ્નેહ;
કળિ કહે નળ રાયજી, છે અવગુણ મારા એહ. ૧૧૩
વિશેષ કેશ આમળી ઝાલ્યો, ચડી રાયને રીસ;
હવે ન મૂકું અધર્મી, હું છેદું તારું શીશ. ૧૧૪
અધર્મી અવનિ વિષે, આવડો તારો ઉન્માદ;
તારો વધ જાણી મને, સઉ દેશે આશીર્વાદ. ૧૧૫
ભયને ધરતો રુદન કરતો, રાયને કહે કળિ;
પછે મુજને મારજો, બે ગુણ મારા સાંભળી. ૧૧૬
કૃત ત્રેતા દ્વાપરે, શત વર્ષ તાપસ તાપે;
તોય તેને હરિહર બ્રહ્મા, દર્શન કોય ન આપે. ૧૧૭
કળી કહે મારા રાજ્યમાંહે, ધ્યાન ધરે વિશ્વાસે;
તો તેને ઇષ્ટદેવતા તે, આવી મળે ખટ માસે, ૧૧૮
એ ગુણ છે એક માહરો, હવે બીજો કહું વિસ્તારી;
શતવાર દાન કરે ત્રણ યુગે, એકવાર પામે ફરી. ૧૧૯
ભાવે કભાવે મારા વારામાં, જે હેતે નર નાર;
પુણ્ય કરે જો એક વારે, તો પામે શતવાર. ૧૨૦
નળ કહે જા નહિ હણું, ઉપજી મુજને માયા;
અનંત અવગુણ તાહરા, તે બે ગુણે ઢંકાયા. ૧૨૧
મારા રાજ્યમાં તું નહિ, જો હોય જીવ્યાનું કામ;
કળિ કહે હું ક્યાં વસું, વસવાનો આપો ઠામ. ૧૨૨
જ્યાં જાઉં ત્યાં નામ તમારું, તો ક્યાં રહું હું દાસ;
નળ કહે બેડાના દ્રુમમાંહે, સદા તારો વાસ. ૧૨૪
જ્યાં કથા હોય મહારી, અથવા હરિકીર્તન;
એવે સ્થાનક તું નહીં, તેનું લીધું વચન. ૧૨૩

રાય બેઠો રથ ઉપર, ઋતુપર્ણ સમજ્યો નહીં;
હર્ષ પૂર્ણસું હય હાંકયા, જાણે પ્રેમસરિતા વહી. ૧૨૫

વલણ

વહી ચાલ્યો પ્રેમરસ, રથ ગાજતો ગડગડાટરે;
કહે ભટ પ્રેમાનંદ નાથની, વૈદરભી જુએ વાટરે. ૧૨૬

કડવું ૫૪ મું–રાગ ગોડી

દમયંતી કહે દાસીને, સુણ સાધવી;
છે વિપ્રનો વાયદો આજ, મહિલા માધવી. ૧
દેહથી ઋતુપર્ણ આવશે, સુણ સાધવી;
જો હોશે નળ મહારાજ, મહિલા માધવી. ૨
અવધ પહોંતી આવ્યા તણી, સુણ સાધવી;
થયા ત્રણ સંવત્સર, મહિલા માધવી. ૩
એવડા અવિનય શા વસ્યા, સુણ સાધવી;
પ્રભુ ફરી ન તપાસ્યું ઘર, મહિલા માધવી. ૪
ન સંભાર્યાં બાળક બાહુઆં, સુણ સાધવી;
કઠણ પુરુષનાં મન, મહિલા માધવી. ૫
હું મોઈ જીવી જોઈ નહીં, સુણ સાધવી;
વેઠયું હશે કેમ વંન, મહિલા માધવી. ૬
આ વાયસ બોલે બારણે, સુણ સાધવી;
મન ઉપજે હરખ તરંગ, મહિલા માધવી. ૭
આજ ફરકે ડાબી આંખડી, સુણ સાધવી;
વળી ફરકે ડાબું અંગ, મહિલા માધવી. ૮
શું મનનો માન્યો આવશે, સુણ સાધવી;
થાશે શુકનકેરાં ફળ, મહિલા માધવી. ૯
શ્રવણે વધામણી સાંભળું, સુણ સાધવી;
કો કહે પધાર્યા નળ, મહિલા માધવી. ૧૦
વધ થાશે વેરી વિયોગનો, સુણ સાધવી;
ગયો જડશે સંજોગ, મહિલા માધવી. ૧૧
વીરસેન સુત આવશે, સુણ સાધવી;
ત્યારે ટળશે સઘળો રોગ, મહિલા માધવી. ૧૨

કો ખાશે આવી વધામણી, સુણ સાધવી;
નથી આપવા સરખી વસ્ત, મહિલા માધવી. ૧૩
અર્પીશ હાર હૃદયા તણો, સુણ સાધવી;
પ્રણમીશ જોડીને હસ્ત, મહિલા માધવી. ૧૪
બારીએ બેસી નિહાળીએ, સુણ સાધવી;
એવે ઉડતી દીઠી રજ, મહિલા માધવી. ૧૫
આ રથ આવે છે ગરજતો, સુણ સાધવી;
વળી ફરકે ગગને ધ્વજ, મહિલા માધવી. ૧૬
એ પડઘી પડે અશ્વચરણની, સુણ સાધવી;
એ હાંકણીમાં છે વિચાર, મહિલા માધવી. ૧૭
એ પરોણો ઉંચો ઉછળે, સુણ સાધવી;
હોય નળ મુખનો ડચકાર, મહિલા માધવી. ૧૮
રથ આવ્યો ગામને ગોંદરે, સુણ સાધવી;
હા હા હોય અયોધ્યાભૂપ મહિલા માધવી. ૧૯
દીસે સુદેવ મેલે લુગડે, સુણ સાધવી;
પણ હાંકણહાર કદરૂપ, મહિલા માધવી, ૨૦

વલણ

કદરૂપ ખેડણ રથ તણો, કયમ કહીએ એ નળરાયરે;
અવસ્થા જોઇ ગામની, ઋતુપર્ણ દુઃખિયો થાયરે. ૨૧

કડવું ૫૫ મું–રાગ કેદારો

ઋતુપર્ણ કહે વિપ્રને, એ શું કારણ સુદેવરે?
ભ્રાંત પડે છે મુજને, નથી સ્વયંવરનો અવેવરે. ૧
મુનિ મુને મિથ્યા લાવિયો, કાંઇ દીસે છે કપટરે;
રિપુલોક હસાવીયા, ફેરો પડ્યો ફોગટરે. ૨
વિવાહકર્મ નથી દીસતું, નથી રચ્યો માંડવરે;
દુંદભિ શે નથી બોલતાં, નથી થતું તાંડવરે? ૩
સુદેવ વળતો બોલિયો, છે છાનું વિવાહનું કર્મરે;
કંકોતરી કોને લખી નથી, નહીં ભાંજવો ભીમકને ભર્મરે. ૪
ક્ષણુંએક રહી આવજો, પુઠેથી મહારાજરે;
આગળથી તે સાંચર્યો, વધામણી લેવા કાજરે. ૫

વૈદરભી જુએ વાટડી, વિપ્ર આવ્યો ઘરમાંયરે;
હરખે ભરી તવ સુંદરી, મુનિને લાગી પાયરે. ૬
રુડી કહેજો વધામણી, શું પધારે પ્રાણનાથરે?
બાઈરુડીપેરે નથી ઓળખ્યો, શતજોજન કીધો સાથરે. ૭
છે રૂપ તેહનું બીહામણું, જાણે બીજો નળરે;
બાહુકને પરીક્ષાને તેડજો, એકાંત વાડી સ્થળરે. ૮
દમયંતી હરખે ઘણું, જો આવ્યા છે ઋતુપર્ણરે;
નગર લોક હસે ઘણું, જોઈ સારથિકેરો વર્ણરે. ૯
ભીમક રાય સામા ગયા, રથથી ઉતર્યા રાયરે;
ત્રણે રાજકુંવર આવી મળ્યા, ઉઠી સર્વ સભાયરે. ૧૦

વલણ

સભા સર્વ બેઠી થઈ, આસને બેઠા ભૂપરે;
ભીમક આદે સર્વ કો, જુએ સારથિનું રૂપરે. ૧૧

કડવું ૫૬ મું–રાગ કેદારો

ભૂપ ભીમક સ્તુતિ કરે ઘણીરે, ભલે પધાર્યા અયોધ્યા ધણીરે;
થાકા અવેવ દીસે દેહેનારે, એકલા શેં નથી સેનારે? ૧
હય દુર્બળે વળીયો છેકરે, સારથિ સંસાર વત્રેકરે;
કાંઈ અટપટું સરખું દીસેરે, એહવે બાહુક બોલ્યો રીસેરે. ૨
ઋતુપર્ણ મુકો રથ તાણીરે, ઉઠો ઘોડાને કરો ચારપાણીરે;
નાખ્યો પરોણોને રાસરે, જઈ બેઠા ઋતુપર્ણ પાસરે. ૩
આવે વળગતો રાય આઘો ખસેરે, સભા મુખે વસ્ત્ર દેઈ હસેરે;
તેમ મચમચાવે આંખડીરે, ખોળામાં વસ્ત્રની ગાંઠડીરે. ૪
ઋતુપર્ણને બાહુક પૂછેરે, કાં વેહવાનો વિલંબ શું છેરે?
રાજા રાખે સાને વારીરે, તેમ બાહુક બોલે ખંખારીરે. ૫
ઋતુપર્ણને પૂછે ભીમકરે, આ શું સખા કરે છે જકરે?
એ મિત્ર કયાંથી ઉપજ્યોરે, જેથી કામ હીંડે છે લાજ્યોરે? ૬
કોહો કાંહાંથી આવ્યા રાણારે, ઘણું થાકા રેણ ભરાણારે?
ઋતુપર્ણ કહે આ બીયા ગુણીરે, નથી એકુ વિદ્યા ઉણીરે. ૭
કોઈ વિદ્યાએ ન જાય વાધીરે, તે માટે મૌત્રી બાંધીરે;
રથહાંકણી વિદ્યા હાથેરે, મેં મૃગયા તેઆ સાથેરે. ૮

વન ભમતાં થયો અતિકાળરે, આંહાં આવી ચહ્યા ભૂપાળરે;
ભીમક કહે કીધી કરુણારે, આજ સહેજે સ્વામી પહરુણારે. ૯
ભૂપ ભીમકે હલમલ કીધીરે, રસોઇની આજ્ઞા લીધીરે;
ભૂપ બાહુક છે તે ભેદીરે, આ ભીયા છે આત્મનિવેદીરે. ૧૦

વલણ

આત્મનિવેદી છે સારથી, હસ્યો ભીમક ભૂપાળરે;
અંન વમન થાય દર્શને તો, આવડો શો સુગાળરે. ૧૧

કડવું ૫૭ મું–રાગ નટ

બાહુક મોકલ્યો વાડીમાંહે, રસોઇસ્થળ એકાંત;
કહે વૈદરભી કીજે પરીક્ષા, પુણ્યશ્લોકની પડે ભ્રાંત. ૧
ભીમક રાયે આજ્ઞા આપી, અશ્વને લ્યો તપાસ;
ઋતુપર્ણ ઉતર્યા ભવ્ય ભુવને, કરે સેવા દાસ. ૨
દમયંતીયે ભીમકને કહાવ્યું, આજ્ઞા તમારી લીજે;
બાહુકમાં છે ગુણ નળરાયના, અમે પરીક્ષા કીજે. ૩
એકાંત વાડી દમયંતીની, કીધું રસોઇનું સ્થળ;
ઠાલો કુંભ આણીને મુકયો, મુકર્યાં કાષ્ટ નહીં અનળ. ૪
બીજાં પાત્ર મુકયાં નાનાવિધ, મુકયું નહીં મેક્ષણ;
માધવી કેશવી મુકી સેવાને, જાણે સર્વ લક્ષણ. ૫
દમયંતી બેઠી ઝરુખે, અંતરપટ આડો બાંધી;
તેડી લાવો રૂપાળાને, જુઓ કેમ જમે છે રાંધી. ૬
દાસી એક તેડવાને આવી, ચાલોં કંદર્પ કોડ;
અમારી વાડીને શોભાવો, ચાલો ચંપક છોડ. ૭
ઉઠ્યો નળ ચાલ્યો અંતઃપુરમાં, આનંદ અંતર આણી;
સખી સાહેલી આશ્ચર્ય પામે, હસે તે સણુગટ તાણી. ૮
જુએ હેરીને દમયંતી, વિસ્મે થઈ મનમાંહે;
આ સ્વરૂપની ન મળે જોડી, જોતાં ત્રણ ભુવનમાંહે. ૯
શરીર દીસે દવનું દીધું, સ્કંધે જાડો પગે પાતળો;
ટુંકડા કર ને નાસા નીસરી, મોટો પેટનો નળો. ૧૦
કાંહાં નળ કાંહા બાહુક, કાંહાં સુરજ રાહુ મંડળ!
વાંકું મુખ ને મસ્તક મોટું, પાઘડી ઉંડળ ગુંડળ. ૧૧

એ સાથે શી જોડડી, ઋતુપર્ણને ભાવેટ લાગી ભવની;
હીંડતાં પગને સ્પર્શે કરીને, કાળી થાય છે અવની. ૧૨
પણ એહેને વિદ્યા હય હાંકયાની, આશ્ચર્ય સરખું દીસે;
કતરાતો આવે નાક ફુલાવે, ભ્રુકુટી ભરી છે રીસે. ૧૩
દમયંતી પાસે હસતી હસતી, ભાભી આવી ત્રણ;
બાઈ આ પુતળું કયમ પધરાવ્યું, વારુ રૂપ ને વર્ણ? ૧૪
કદાચિત નળજી નીવડશે, ને રહેશે એહેવું અંગ
કોહો બાઈ તમો એ પુરુષનો, કહી પેરે કરશો સંગ? ૧૫
શાપ હશે કોઈ તાપસનો, તો રહેશે એવો સર્વાંગે;
આ ભીયા આસન બેસશે, તમો કેમ રહેશો વામાંગે? ૧૬
જાંહાં હશે તાંહાંથી કાલ આવશે, બાઈ તમારો સ્વામી;
એમ વલખાં શું મારો છો? કાંઈ ધીરજ ધરો ગજગામી. ૧૭
વૈદરભી કહે કૌતુક મુકો, બેસી કરો પરીક્ષા;
જાઓ સેવા કરો બાહુકની, દાસીને દીધી શિક્ષા. ૧૮
કેશવી માધવી બંને આવી, બાહુકજીની પાસ;
હૃદે ભરાયું નળરાજાનું, ઓળખી બંનો દાસ. ૧૯
સુકાં વૃક્ષને સ્પર્શ કર્યો તે, તે થયું નવપલ્લવ;
દાસી તવ આનંદ પામી, હોય વૈદરભીનો વલ્લભ. ૨૦
કહે સહીયારી હો આચારી, મન ન આણશો ધોકો.
દ્રુમ તળે સ્થળ પવિત્ર કીધું, અમો દીધો છે ચોકો. ૨૧
નહાવાનું તાંહાં વસ્ત્ર પહેરે, પાગડી પછેડી વરજે;
જંઘાયે ગુંછળાં કેશતણાં ને, શરીર ભર્યું છે ખરજે. ૨૨
નિચું ઉંચું ભાળે શરીર ખંજવાળે, દાસીયે અવિલોકન કીધો;
રાંટે પાયે હીંડે બડબડતો, ઠાલો કુંભ જઇ લીધો. ૨૩
વરૂણમંત્ર ભણ્યો નળરાયે, તત્ક્ષણ કુંભ ભરાયો;
વીસ ઘડા રેડ્યા શીર ઉપર, ઉભો રહીને નાહાયો. ૨૪
દાસી અતિ આનંદ પામી, કૌતુક દીઠું વળતું;
ચુહલા મધ્યે કાષ્ઠ મુકયાં, અગ્નિવિણ થયું બળતું. ૨૫
ઉભરાતું અંન કરે હલાવે, કડછીનું નહીં કામ;
દાસી ગઈ દમયંતી પાસે, બોલી કરી પ્રણામ. ૨૬

વાજી વૃક્ષ ને જળ અનળ, એ ચાર પરીક્ષા મળી;
અંન લાવો અભડાવી એહેનું, વૈદરભી કહે જાઓ વળી. ૨૭
રમતી રમતી નેહે નમતી, નિરખતી નિજ ગાત્ર;
એકે બાહુક વાતે વળગાડ્યો, એક લેઈ નાઠી અંનપાત્ર. ૨૮
અરે પાપિણી કહી બાહુક ઉઠ્યો, દાસીયે મૂકી દોટ;
માધવી કહે ફરી કરો રસોઇ, હું દેઈ આપું અખોટ. ૨૯
ફરી પાક નીપાવ્યો નળરાય, બેઠો કરવા ભોજંન;
પછે દમયંતીયે જોયું ચાખી, અણાવ્યું જે અંન. ૩૦
સ્વાદ ઓળખ્યો એ નળ નિશ્ચે, પાક છે પરમરસાળ;
કિંકરી ફરીને મોકલી ત્યારે, સાથે બંને બાળ. ૩૧

વલણ

સાથે બંને બાળ લેઈ, નળ કને આવી કિંકરી;
બાહુકે દીઠાં બાહુકે તાહરે, આંખડી જળે ભરીરે. ૩૨

### કડવું ૫૮ મું–રાગ રામગ્રી

બાહુકે દીઠાં બાહુઆં, ઉલટ્યું અંતઃકર્ણ;
દામણાં મહારાં બાળકાંને, દેખીને આવે મર્ણ. બાહુકે૦ ૧
કળજુગે કલ્પાંત જ કીધું, બાળક વરત્યાં મોસાળ;
કોણ કૃત્ય મેં આચર્યાં, તજી અબળા અંતરિયાળ. બાહુકે૦ ૨
સંજોગ સાગર ઉલટ્યો, નયણાં વર્ષા સમાન;
આલિંગન દેવા કારણે, સુતને કીધી સાન. બાહુકે૦ ૩
મળવાને તેડ્યાં મીઠડાં, કર લાંબા કીધા ધીશ;
છળ્યાં બીનાં બાળકાં તે, પાડે ચીસે ચીસ. બાહુકે૦ ૪
દાસીએ ચાંપ્યાં હ્રદે સાથે, કીધો બાહુકનો તિરસ્કાર;
રહેવા દે તારું રમાડવું ભાઈ, રુએ છે રાજકુમાર. બાહુકે૦ ૫
બાહુક કહે બાળકને મુને, સાંઇ દેવાનો સ્નેહ;
નારે ભાઇડા ભેટતાં થાયે, કાળી કુંવરની દેહ. બાહુકે૦ ૬
છે છત્રપતિનાં છોકરાં, તુંને મળવાનું કેમ મન;
શે દુખે થાય છે ગળગળો, રોતાં ફૂટશે લોચંન. બાહુકે૦ ૭
બાહુક વળતો બોલિયો મારે, એવાં બાળકની જોડ;
આ દેખીને તે સાંભર્યાં, થયું રમાડવાનું કોડ. બાહુકે૦ ૮

દાસીએ કહ્યું દમયંતીને, બોલ્યો બાહુક જે વાત;
બાઈ આશ્ચર્ય દીઠું અતિઘણું, કાળો કરે આંસુપાત. બાહુકે૦ ૯
દમયંતીએ પૂછ્યું ભીમકને, નળની પડે છે ભ્રાંત;
આજ્ઞા હોય તો બાહુકને, પૂછું તેડી એકાંત. બાહુકે૦ ૧૦
ભીમક કહે સતી સુતા, તુંને શું દેઉં શીક્ષા;
સુખે બોલાવો બાહુકિઆને, કરો નળની પરીક્ષા. બાહુકે૦ ૧૧
વૈદરભી આવ્યાં અંતઃપુરમાં, જ્યાં પોતાની મેડી;
આજ્ઞા આપી દાસીને, લાવો બાહુકને તેડી. બાહુકે૦ ૧૨
શીઘ્ર આવી સાહેલડી, અંતરમાંહી ઉલ્લાસ;
ઉઠો બાહુકજી ઉતાવળા, દમયંતીની પાસ. બાહુકે૦ ૧૩
રાયજી વળતો બોલ્યો, હું છું દીન કંગાલ;
વારુવા સાથે વૈદર્ભીને, વાત કર્યાનું શું વહાલ? બાહુકે૦ ૧૪
સોમવદની સુંદરી, સારંગનયની સુજાણ;
વાત કરતાં બ્રહ્મચર્ય ભાંગે, વાગે મોહના બાણ. બાહુકે૦ ૧૫
પરઘરમાંહે અમો નવ પેસું, સ્ત્રીનાં ચંચળ મન;
સાધુ પુરુષને સદ્ય પાડે, આવીને દે આલિંગન. બાહુકે૦ ૧૬
દાસીને તવ હાસ્ય આવ્યું, દૈવના કૌતુક જોય;
વિશ્વમોહિની દમયંતી તે,આ ભિયાને કયમ નહિ મોહોય. બાહુકે૦ ૧૭
બોર ન ખાય કો કરતણાં, વિપરીત વપુનું વાન;
એવા ઉપર વળી કર્મ લજ્યાં, વળી રૂપનું અભિમાન. બાહુકે૦ ૧૮
બલાત્કારે તેડ્યો બાહુક, દાસી થઈ બાહિઘર;
નીચી નાડે નળ ચાલીયો, જ્યાં ગૃહણીનું ઘર. બાહુકે૦ ૧૯
જાતાં કહે છે કિંકરીને, બ્રહ્મચર્યને છે ઘાત;
વૈદરભી વિકારે ભરી, મને વશ કરવાની વાત. બાહુકે૦ ૨૦
માધવી કહે બોલ વિચારી, કોણ ભાંગે છે ધર્મ;
વૈદરભી તને કયમ નહિ વરે, કરે અગ્નિ કર્મ? બાહુકે૦ ૨૧
નથી આશરો ગયા તણો, કહિ ભીડાવ્યાં કપાટ;
દાસીએ દેખાડી આંખડી, ત્યારે ચાલ્યો પાધરી વાટ. બાહુકે૦ ૨૨
બાહુકને બારણે બેસાડ્યો, ઢાળિ રૂપાનો બાજઠ;
દમયંતી ઉમરા ઉપર બેઠી, આડું ધરિ અંતરપટ. બાહુકે૦ ૨૩

બાહુક ખુંખારે આળસ મોડે, માંડ્યાં વિષયિનાં ચિહ્ન;
ચિત્ત મળ્યું ત્યાં ચક્ર કશોરે, જો નથી ભિન્નાભિન્ન. બાહુક૦ ૨૪

વલણ

જો નથી ભિન્નાભિન્ન તો, મધ્યે અંતરપટ કશું;
નહિ બોલો જો મન મૂકી, તો અમો ઉઠીને જશું. ૨૫

કડવું ૫૦ મું–રાગ કાફી

વિયન સંગાથે બોલ્યાં, વૈદરભી સુંદરી;
શા માટે ઉઠી જાઓ છો, તેડાવ્યા ખપ કરી. ૧
અમને રહેવું ઘટે, બાંધી અંતરપટે;
બોલું કેમ પ્રગટે, પરપુરુષ નિકટે. ૨
બેસોજી બાજઠે, બોલોજી ઉલટે;
ન પૂછું કપટે, બોલવું નિર્મળ ઘટે. ૩
પુરુષ છેડાયો હઠે, ચાલે પોતાની ચટે;
હીંડે નારીને નટે, લાજે નહીં રાજવટે. ૪
જે નર મન કાળા, મુખે વિષની જ્વાળા;
મૂકે વિજોગનાં ભાલાં, કેમ કહી શકે બાળા? ૫
બાહુકજી છો આચારી, સુણો વિનતિ મારી;
કાં મૂકિયે વિસારી, દોહેલે પામી નારી. ૬
નવનવા નેહ ઉદે, વહાવાનાં વાયક વદે;
ભરી હોય જો મદે, પુરુષનાં કઠણ હૃદે. ૭
વળગી હીંડે કાંડે, નવનવી પ્રીત માંડે;
જણાય દુઃખને ટાંડે, સ્નેહીને નિશ્ચે છાંડે. ૮
જાણિયે મળિયે વહેલા, દેખીને થઇયે ઘેલાં;
નારી ન પ્રીછે પહેલાં, પુરુષનાં મન મેલાં. ૯
વહાલપણાં કહીંએ ગયાં, મુખે કહેતા આલૈયા;
વજ્રપેં કઠણ હૈયાં, તરછોડ્યાં નાનાં છૈયાં. ૧૦
બ્રહ્માએ પુરુષ ઘડિયા, નારિને જીવે જડિયા;
દુઃખના દહાડા પડિયા, વેરડા થઈ નિમડિયા. ૧૧
પ્રીતડી જેની વ્યાપિ, તેને મારે અદ્યાપિ;
ફળ બે રુડાં આપે, વૃક્ષને થડથી કાપે. ૧૨

રખે મારી વેલ શૂકે, પ્રવાસ જળ વહેતુ મૂકે;
તે જાણી ચતુરા શું ચૂકે, ફરી આવી ન ઢૂંકે. ૧૩
જે સ્થળનું જળ પીજે, શલ્યા ત્યાં કેમ દીજે;
જેપર દયા ધરીજે, તેનો જીવડો નવ લીજે. ૧૪
જેનો હાથ ગ્રહીએ, તેને મૂકી નવ જઇએ;
અમો અબળા છઇએ, વેદના કોને કહીએ. ૧૫
જેને પામી માનવ જને, દેવતા ન આણ્યા મને;
તેને ન મૂકીએ વને, રાખીએ પોતાકને. ૧૬
બેસી એક પાટે, કામિની કનકધાટે;
થોડા અન્યાય માટે, ન મૂકીએ ઉજડ વાટે. ૧૭
અબળાનાં કોણુ બળ, કદળીપેં કોમળ;
નયણે ભરે જળ, કડવાં કર્મનાં ફળ. ૧૮
વનમાં વાઘ ગાજે, પાવલીએ કાંટા ભાંજે;
બીજા લોકને દાઝે, શઠ સ્વામી નવ લાજે. ૧૯
વનમાં રામા રુવે, કોણુ આંસુડાં લોંએ;
ફરી તપાસી ન જુએ, પોતાનું કુળ વગોએ. ૨૦
આધી ધરે અલેખે, વગડામાં ઉવેખે;
સ્વામી ન આવે લેખે, વેરીડા દેવ દેખે. ૨૧
ન જાણે નાર મોરી, છે છત્રપતિની છોરી;
અજગરે ગળી ગોરી, ચતુરાની શી ચોરી. ૨૨
નયણે આંસુ રેડે, પારધિ લાગો કેડે;
તારુણીને તેડે, છબીલીને છંછેડે. ૨૩
મળ્યા લંપટ લોકો કામી, કેમ જીવે ગજગામી;
કુળને લાગે ખામી, ન જાણે શઠ સ્વામી. ૨૪
નીચપણું નફેટ, કુળ લજાવ્યું નેટ;
કરી માસીની વેઠ, પ્રેમદાએ ભર્યું પેટ. ૨૫
કર્મની લાંબી દોરી, ચઢી શિર હારની ચોરી;
ન જાણે નાથ અઘોરી, ભાંગો શીર ઈંઢણુપોરી. ૨૬
ન કરે પ્રેમદાની મીટ, વળી દવે આવી લીટ;
પુરુષ હૈયાના ધીટ, મન જેહવાં વજ્રકીટ. ૨૭

કહેતાં નહીં આવડે, દુઃખે હૈયાં ધડધડે;
ખોટું આળ ચહડે, ગગન ત્રુટી પડે. ૨૮
પૃથ્વી જાય પાતાળે, સતીને જૂઠે આળે;
વિચાર ભણી ન ભાળે, ન જાણે કૂડી ગાળે. ૨૯
જે કો વિશ્વાસ કરે, પુરુષનો આધાર ધરે;
તે ઘેલી શીદ ઠરે, રોઈરોઈને મરે. ૩૦
ખપ કરીને વરી, દુઃખણી અંતે કરી;
બાહુક કહો વાત એ ખરી, તેને કાંઈ પૂછશે હરિ. ૩૧
છે કર્મની વસમી ગતિ, ભૂંશી નવ જાયે રતિ;
શત્રુ થયો પ્રજાપતિ, બ્રહ્માને દયા નથી. ૩૨
ભલાનો વેરી બ્રહ્મા, કઠણ તે કૃતવર્મા;
લખે લેખ કર્માધર્મા, કલેશને ઘાલે ઘરમાં. ૩૩

વલણ

કલેશ ઘાલે ઘરવિષે, પ્રજાપતિ કઠણ ઘણું;
બાહુકજીને પ્રશ્ન પૂછે, જોયું ડહાપણ તમતણુંરે. ૩૪

**કડવું ૬૦ મું–રાગ છંદ ભુજંગીની ચાલ**

દહિ દેહ વિજોગની બ્રેહજવાળી, મારે મર્મના બાણ પૂછે પ્રશ્ન બાળી;
તારી બુદ્ધ બાહુક બળવંત દીસે, કાંઇ જાણવા ભેદ મમ મંન હીસે. ૧
દિસે શારદા વાસ તમ જીભ અગ્રે, ભલું કીધું પધાર્યા ભીમક નગ્રે;
વિનય યુક્ત દિસો સર્વ સિદ્ધિવાન, ભૂત ભવિષ્ય જાણો તમો વર્તમાન. ૨
એક શોભિતા પુરુષ તે મૂર્ખ મોટા, જેવા સીપમાં મોતીના દાણા ખોટા;
એક રૂપહીણ પુરુષ બહુ ગુણ ભરિયા, જેમ હીરા સાચા સુવર્ણેજ જડીયા. ૩
બાહુક બાપના સમ જો વૃથા ભાખું, તમ ઉપર વિશ્વ ઓવારી નાંખું;
ઈંદ્રવારુણીનાં ફળ કરમાં સાયે, પણ ભક્ષ કરતાં તેના પ્રાણ જાયે. ૪
એક રૂપવંત નારી કો નર નીરખ્યો, તેજવંત શોભે કોટિ કંદર્પ સરખો;
ધરે છત્ર સર્વત્ર જેની આણ વરતે, કરે નવનવા ભોજનો નિત્ય પ્રત્યે. ૫
એવા પુરુષને મોહી કોઈ નાર પહેલી, તપ તેજ સરખી જીવે ગર્વે ઘેલી;
વર અમર મુનિવરતણી આશ ત્રોડી, પંખીરાજનાં વચનપર પ્રીત જોડી. ૬
તજ્યાં માત ને તાત પિયર પડોશી, નવ જાણ્યું જે નાથજી છે સદોષી;
સોંપ્યાં તન મન પ્રાણ નિર્દોષ જાણી, સુણો બાહુકજી કહું કર્મ કહાણી. ૭

જેમ પારધિ કપટના કણ ચણાવી, પાડે પંખીને ફંદમાં સ્નેહ જણાવી;
વેધે મૃગને જેમ ઘંટા વજાડી, તેમ પ્રેમદા પ્રેમને પાશ પાડી. ૮
બહુ રંગ વિલાસનાં સુખ દેખાડી, ગયા હાડ અંતે તે વિપત્ત પાડી;
જ્યાં કંદ ને મૂળ નહીં ફળ પાણી, તેવે ઠામ મૂકી કરી અનાથ રાણી. ૯
ન કોઈ કરે એવું કર્મ કીધું, અપરાધ પાખે ઘણું દુઃખ દીધું;
શત ખંડ કીધી તે વિજોગ શસ્ત્રે, ફરી વંનમાં તારુણી અર્ધ વસ્ત્રે. ૧૦
ત્રણ દિવસ ત્રણ રયણી વનમાંહે ભટકી, નિર્દય નાથને વાત નવ મંન અટકી;
અહીં અજગરે સુંદરી દુઃખી કીધી, મળ્યો પારધી ઇશ્વિરે રાખી લીધી. ૧૧
મળ્યા વાટમાં વાટ જાતા વેપારી કહી ડાકિણી શાકિણી માર મારી;
ચહડી ચોરી માથે મોતી માળકેરી, કરતાં પ્રીત વહાલાં થયાં સર્વ વેરી. ૧૨
પરાધીન થઇને નીચું કામ કરિયું, ધરી દાસી નામે પેટ ભરિયું
ત્રણ વર્ષ નાખ્યાં શ્વેત વસ્ત્ર પહેરી, નહીં કુંકુ કાજળ નહીં નાહું લહેરી. ૧૩
હવિષ્યાન્ન પરાધીન અન્ન પામી, તોય તેણીએ ન તજ્યો નિજ સ્વામી;
તપ નિયમ રાખી નિજ દેહ બાળ્યો, ગૃહસ્થરાજની નારે સંન્યાસ પાળ્યો. ૧૪
કહો બાહુક રાય એ ધર્મ કેવો, ઘટે નાથને એવો છેહ દેવો?
સર્વ પાપમાં શ્રેષ્ઠ વિશ્વાસઘાત, તેને પૂછશે કહો કાંઈ વૈકુંઠનાથ. ૧૫
બાહુક એહ પ્રશ્નનો ઉત્તર દીજે, એવા કપટી પુરુષને શુંય કીજે?
સુણી નર્મવાણી નળનાથ રીઝ્યો, જોવા પ્રિત વિશેષ મહારાજ ખીજ્યો. ૧૬
સુણો પ્રશ્નના ઉત્તર ભીમક બાળા, તે પુરુષને પ્રભવી પ્રેમજ્વાળા;
વરી સુંદરી પ્રેમદા સાધુ જાણી, મોહ્યો નાથ તેને કીધી પટ્ટરાણી. ૧૭
બીજી નારીના સામું સ્વપ્ને ન જોયું, ગુણહીન સ્રીસાથ આયુષ્ય ખોયું;
સગાં મિત્રની પ્રીત તે નાથે ફેડી, ગયો પુરુષ વનમાં નારી સાથ તેડી. ૧૮
વને સાત અપવાસ ભમતાંરે કીધાં, મચ્છ રાખવા નારને ત્રણ દીધા;
કીધો શ્રમ બીજાં મચ્છ નવ લાધ્યાં, પેલી પાપિણી નારે તે મચ્છ ખાધાં. ૧૯
કહો ભીમકબાળા થઇ વાત એવી, પૂછે બાહુક પ્રશ્ન તે નાર કેવી?
જોતાં છે અપરાધ એ નોહે નહાનો, તેને મૂકતાં નાથનો વાંક શાનો? ૨૦
અહીં અજગરે સુંદરી આંસુ ઢાળે, તેમ કંથ ડસ્યો હશે સર્પ કાળે;
થયું શાકિનિ નામ અપવાદ એવો, હશે હશે ભરતારને ભુત જેવો. ૨૧
જેમ સ્રીએ કીધી પરઘેર વેઠ, તેમ તેણે ભરચું હશે પરઘેર પેટ;
કોણ કોનાં દુઃખને કહીને રોશે, બુદ્ધિવાન પ્રાણી કર્મ સામું જોશે. ૨૨

ધોળો સાળુ પહેરી સ્ત્રીએ પિંડ પીજ્યો, કાળો કાંબળો ઓઢીને કંથ હીંડ્યો;
એ પ્રશ્ન ઉત્તર કહ્યા મેં વિચારી, વળી પૂછવું હોય તો પૂછ નારી. ૨૩
કહી મર્મની વાત નિજ નાથ જાણ્યો, ભાંગ્યો ભેદ મનમાંહે ઉત્સાહ આણ્યો;
એવી ગુહ્ય વાણી બીજો કોણ ભાખે, એવું કોણ બોલે નળ નાથ પાખે. ૨૪
થયું ભેટવા મન મર્યાદ નાઠી, અંતરપટનું વસ્ત્ર ગયુંરે ફાટી;
ગજગામિની ભામિની મદમાતી, આવી નાથ પાસે ગુણગ્રામ ગાતી. ૨૫
કરી પ્રદક્ષિણા પછે પાય લાગી, બોલ્યો નૈષધનાથ કહ્યું માન માગી;
અપરાધ અબળાતણા કોટિ હોયે, પરિબ્રહ્મ તો કરુણા મીટ જોયે. ૨૬
વન માંહે મૂકી અપરાધ પાખી, છે મચ્છ આહારના વિષ્ણુ સાખી;
તમ ચરણ વિષે મમ મન રાખું, તમ પાખે હું પેટમાં ધૂળ નાંખું. ૨૭
અમો અબળા નારીમાં બુદ્ધિ થોડી, કરે વિનતિ પ્રેમદા પાણ જોડી;
નથી રૂપનું કામરે ભૂપ મારા, થઈ કિંકરી અનુસરું ચરણ તારાં. ૨૮
સુણી વિનતિ નારની દીન વાણી, ઉઠ્યો બાહુક અંતરે પ્રીત આણી;
કરકોટક નાગનો મંત્ર ભાખી, જીર્ણ કામળું દૂર દીધુંરે નાંખી. ૨૯
ત્રંણે નાગનાં વસ્ત્ર પરિધાન કીધાં, હરખી સુંદરી કારજ સર્વ સિધ્યાં;
જવ મૂળગું રૂપ મહારાજે ધરિયું, શ્વસુર ધામનું તિમિર તે સદ્ય હરિયું.
જેમ તરુવર પુંઠે વિંટલાય વેલી, તેમ કંથને વળગી રહી હર્ષઘેલી. ૩૦

### વલણ

હર્ષ ઘેલી સુંદરી, ભેટી ભીડી બાથરે;
જયજયકાર ઘરમાં થયો, દેખી નૈષધનાથરે. ૩૧

### કડવું ૬૧ મું–રાગ સારંગ

વરત્યો જયજયકાર હો, નૈષધ નાથને નિરખીજી;
ફરી ફરી લાગે પાય હો, સાહેલી હૃદયા હરખીજી. ૧
નળ દમયંતી જોડી હો, જોઇ દોડી દાસજી;
સાસ ભરી સાહેલી હો, આવી ભીમકની પાસજી. ૨
રાયજી વધામણી દીજે હો, અદ્ભુત હર્ષની વાતજી;
ઋતુપર્ણનો સેવક હો, નિવડિયો નળનાથજી. ૩
બાહુક રૂપ પરહર્યું હો, ધર્યું મૂળગું સ્વરૂપજી;
સુણી સૈરંધ્રિની વાણી હો, હરખ્યો ભીમક ભૂપજી. ૪

વાજે પંચશબ્દ નિશાન હો, ગુણીજન વધાઇજી;
પુણ્યશ્લોકને મળવા હો, વર્ણ અઢારે ધાઇજી. ૫
નાના ભાતની ભેટ હો, પ્રજા ભૂપને લાવેજી;
કરે પૂજા વિવિધ પ્રકારે હો, મુક્તાફળ કુસુમ વધાવેજી. ૬
તોરણ હાથા દેવાએ હો, માનુની મંગળ ગાએજી;
દે મુનિવર આશિષ હો, અભિષેક બહુ થાએજી. ૭
વાજે ઢોલ નિશાન હો, મૃદંગ ભેર નફેરીજી;
સમગ્ર નગરે આનંદ વરત્યો હો, શણગાર્યાં ચૌટાં શેરીજી. ૮
મન ઉત્સાહ પૂરણ વ્યાપ્યો હો, ભીમક દીયે બહુ દાનજી;
ગયા અંતઃપુરમાં રાય હો, દીઠું રૂપનિધાનજી. ૯
કાંતિ તપે ચંદ્ર ભાનુ હો, વિલસે શક્ર સમાનજી;
કંદર્પ કોટિ લાવણ્ય હો, દીઠો જમાઈ જાજ્વલ્યમાનજી. ૧૦
પડ્યો ભીમક પૂજ્યને પાયે હો, હસી આલિંગન દીધુંજી;
આપ્યું આસન આદરમાન હો, પ્રીતે પૂજન કીધુંજી. ૧૧
અર્ઘ આરતિ ધૂપ હો, ભૂપતિને પૂજે ભૂપજી;
નખ શિખ લગે ફરી નિરખે હો, જોઈ જોઈ રૂપજી. ૧૨
શ્વસુર શ્વસુરપત્ની હો, શાલક શાળાહેલીજી;
દમયંતીને ઘણું પૂજે હો, ગાયે દાસી સાહેલીજી. ૧૩
લક્ષ્મીનારાયણ શિવઉમયા હો, તેવાં દંપતિ દીસેજી;
દીધું માન શ્વસુરવર્ગે હો, પૂછ્યું નૈષધ ઇશેજી. ૧૪

વલણ

નૈષધનાથને પૂછિયું, કુશળ ક્ષેમની વાતરે;
સમાચાર પરસ્પર જાણ્યો, હરખ્યો સઘળો સાથરે. ૧૫

કડવું ૬૨ મું–રાગ સામેરી

હાં હાં કહીને હાથ ઝાલ્યો, મળ્યા નળ ઋતુપર્ણરે;
ઓશિયાળો અયોધ્યાપતિ, જઈ પડ્યો નળને ચરણ. હાવાં હું શું કરુંરે.
પુણ્ય શ્લોક પાવન સત્ય સાધુ, જાય પાતિક લેતાં નામરે;
તેવા પુરુષને મેં કરાવ્યું, અશ્વનું નીચું કામ. હાવાં હું શું કરુંરે.
જેનું દર્શન દેવ ઇચ્છે, સેવે સહુ નરનાથરે;
તે થઇ બેઠા મમ સારથિ, ગ્રહી પરાણો હાથ. હાવાં હું શું કરુંરે.
શત સહસ્ત્ર જેણે જગ્ન કીધા, મેરુતુલ્ય ખરચ્યા ધંનરે;
તે પેટભરી નવ પામિયા, હું પાપીને ઘેર અંન. હાવાં હું શું કરુંરે.
જેનાં વસ્ત્રથી લાજે વિદ્યુલ્લતા, સ્ફાટિક મૂકે માનરે;
તે મહારાજ મારે ઘેર વસ્યા, કરી કાંબળું પરિધાન. હાવાં હું શું કરુંરે.
મેં તુંકારે તિરસ્કાર કીધો, હસ્યાં પુરનાં લોકરે;
ત્રણ વરસ દોહેલે ભોગવ્યાં, મેં ન જાણ્યા પુણ્યશ્લોક. હાવાં હું શું કરુંરે.
આળસુને ઘેર ગંગા આવ્યાં, ઉઠી નહીં નાયો મૂર્ખરે;
તે ગતિ મારે આજ થઈ, મેં જાણ્યા નહી મહા પુરુષ. હાવાં હું શું કરુંરે.
શ્રાવણકીટને ઘેર જાયે, જેમ ધરાધર શેષરે;
જેમ નીચ મનુષ્યને ઘેર જાયે, ભિક્ષાને મહેશ. હાવાં હું શું કરુંરે.
જેમ ચકલીને માળે આવે, ગરુડ ગુણભંડારરે;
તેમ મારે ઘેર આવી વસ્યા, વીરસેનકુમાર. હાવાં હું શું કરુંરે.
જેમ કૃપણને ઘેર કમળા વસિયાં, પેર ન પ્રીછે વ્યયતણીરે;
તેમ મારે ઘેર નળ વસ્યા જેમ, ભીલને ઘેર પારસમણી. હાવાં હું શું કરુંરે.
જેમ અંધ પત્નીતણાં આભૂષણ તે, વૃથા જાએ સંસારરે;
જેમ તીવ્ર આયુધ કાયરને કર, મર્કટ મુક્તાહાર. હાવાં હું શું કરુંરે.
કળશ અમૃતનો ભર્યો કો, મુરખને પ્રાપ્તિ થઇરે;
છે ભૂર ભોગી વારુણીનો, સુધાપાન પ્રીછે નહીં. હાવાં હું શું કરુંરે.
નિઃશ્વાસ મૂકે ને કંઠ સૂકે, થઈ ભૂપને વેદનાયરે;
અપરાધ વિચારી પોતાનો, ઋતુપર્ણ દુઃખિયો થાય. હાવાં હું શું કરુંરે.
પુણ્યશ્લોકને પાયે લાગે, ફરીફરી કરે વિનતિરે;
એ કૃતકર્મનાં કોણ પ્રાયશ્ચિત્ત, ભર્યાં લોચન ભૂપતિ. હાવાં હું શું કરુંરે.
પાવકમાંહે પરજળું કે, હાળાહળ ભક્ષ કરુંરે;
જીવવું મારું ધિક્ક છે, દેહ હું નિશ્ચે પરહરું. હાવાં હું શું કરુંરે.

### વલણ

પરહરું દેહ માહરો, ગોજારો જીવીને શું કરુંરે;
ઋતુપર્ણનું પરમ દુઃખ દેખી, સમાધાન નળે કરયુંરે.

### કડવું ૬૩ મું–રાગ મારુ

ઋતુપર્ણની પીડા જાણી, નૈષધ નાથ બોલ્યા ત્યાં વાણી;
ન થઇએ કાયર આંસુ આણી, એમ કહી લોહ્યાં લોચન પાણી. ૧
આપત્કાળ કર્મ શું કહીએ, જે જે દુઃખ પડે તે સહીએ;
કોને આસરે નિશ્ચે જઇએ, પંચ રાત્રિ સેવક થઈ રહીએ. ૨
ગુપ્ત રહ્યાનું કારજ સીધ્યું, મારું દુઃખ તમે હરી લીધું;
જે જનુનીનું પય મેં પીધું, તેણે એવડું સુખ નથી દીધું. ૩
દશ માસ તે પેટમાં રાખે, અધિક થાય તો ઓછું ભાખે;
ત્રણ વરસ લગી કોણ રાખે, ભલાઇ તમારી થઇ જુગ આખે. ૪
જ્યાં લગે સંપત્તિ હોય, ત્યાં લગે પ્રીત કરે સર્વ કોય;
ફર્યો સમો ત્યારે સદ્ય વિયોગ, નમતાં તે સામું ન જોય. ૫
જે લોભના લીધા માયા માંડે, થાય પરીક્ષા દુઃખને દહાડે;
ક્ષત્રી જણાએ ઉઘાડે ખાંડે, ભુંડા મિત્ર તે ભીડે છાંડે. ૬
કર્મકથા મેં મારી જાણી, ચોહો વર્ણનાં પોષ્યાં પ્રાણી;
જ્યારે વન નીસર્યાં હું ને રાણી, પ્રજાએ ન પાયું પાણી. ૭
થયો પુષ્કર બાંધવ વેરી, એકેકું અંબર નીકળ્યાં પહેરી;
કીધાં કૌતક લોકે શેરી શેરી, તે દુઃખસાગરની આવે છે લહેરી. ૮
મને ભાઈ પ્રજાએ કહાડી નાખ્યો, સ્વાદ સંસાર સગાઇનો ચાખ્યો;
ઋતુપર્ણ તમો શરણ રાખ્યો, તે ઉપકાર ન જાયે ભાખ્યો. ૯
શત કલ્પ કરે કો ગંગાસ્નાન, કરે કોટી જગન દે દાન;
કુરુક્ષેત્ર કરે જપધ્યાન, નહિ ફળ શરણદાન સમાન. ૧૦
દુઃખ દેખી કલ્પે પુરના લોક, શુભ સમે આંસુ ભરો તે ફોક;
એમ કહી ભેટ્યા પુણ્યશ્લોક, ટાળ્યો ઋતુપર્ણનો શોક. ૧૧
ત્યારે ઋતુપર્ણ કહે છે શીશ નામી, અપકીર્તિ મેં બહુ પામી;
તમો સકળ નરપતિ સ્વામી, સ્વારથ અંધ થયો હું કામી. ૧૨
ભીમકતનયા જનેતા જેવી, પતિવ્રતા સાધવી દેવી;
તે ઉપર કુદૃષ્ટિ એવી, એથી અન્યાય વાત બીજી કેવી. ૧૩

### વલણ

કેવી વારતા અધર્મ છે, શું કરું હું દેહ ધારીરે ?
વૈદરભી સુજમાતા જેવી, વરવાની મેં બુધ કરીરે. ૧૪

### કડવું ૬૪ મું–રાગ ધવલ ધન્યાશ્રી

લજ્જાકૂપમાં ભૂપતિ પડિયો, ઉંચું, નશકે ભાળીજી;
ચતુરશિરોમણિ નૈષધનાથે, વેળા વાત સંભાળીજી. ૧
ભીમકરાયના પુત્રની પુત્રી, સુલોચના એવું નામજી;
દમનકુંવરતણી તે કુંવરી, શુભ લક્ષણ ગુણધામજી. ૨
અનંગ અંગના સરખી સુંદર, દમયંતી શું બીજીજી;
ઋતુપર્ણને તે પરણાવી, દમયંતીની ભત્રીજીજી. ૩
પહેરામણી ઘણું પ્રીતે આપી, સંતોષ્યો ઋતુપર્ણજી;
અયોધ્યાપતિ ચાલ્યો અયોધ્યા, નમી નળને ચર્ણજી. ૪
પરસ્પરે આલિંગન દીધાં, નળે આપી અશ્વવિદ્યાયજી;
પંચ રાત્રી રહ્યાં સ્ત્રી પુત્ર સાથે, પછે વિદાય થયા નળરાયજી. ૫
પ્રજા સર્વ સંગાથે લઇને, ભેટી નૈષધ જાયજી;
નાના વિધના વાજીત્ર વાજે, શોભા ન વર્ણી શકાયજી. ૬
ચતુરંગ સૈન્ય બહુ ભીમકે આપ્યું, સાથે થયો નરેશજી;
નળ રાજા ઘણા જેદ્ધા સંગાથે, આવ્યા નૈષધ દેશજી. ૭
તે સમાચાર પુષ્કરને પોહોતો, તેમ જ ઉઠયો રાયજી;
પ્રજાસંગાથે સામો મળવા, પ્રીતે પાળો પળાયજી. ૮
હયદળ પાયદળ ગજદળ રથદળ, કળ ન પડે કેકાણજી;
પ્રબળદળ સકળ પુરવાસી, નિરખવા નળ તરસે પ્રાણજી. ૯
વાહન કુંજર ધજા અંબાડી, મેઘાડંબર છત્રજી;
કનક કળશ ઘંટા બહુ ધમકે, શોભે સુરીયાં પત્રજી. ૧૦
ભેરી ભેર મૃદંગ દુંદુભી, પટહ ઢોલ બહુ ગાજેજી;
વેણા વેણુ શરણાઇ શંખધુની, તાળ ઝાંઝ ઘણું વાજેજી. ૧૧
ઉદધિ પર્વણી જાણે ઉલટયો, ચંદ્ર પૂર્ણ નળ માટજી;
શ્રવણ પડયું સંભળાય નહીં, થઇ ભારે ભીડ પુરવાટજી. ૧૨
ભીમકનંદન કહે નળ પ્રત્યે, સૈન્યને આજ્ઞા દીજેજી;
પુષ્કર આવ્યો ક્રોધ ધરીને, સજ થાઓ જુદ્ધ કીજેજી. ૧૩

નળ કહે ત્રણે શાલક પ્રત્યે, મિથ્યા વિરોધ વિચારજી;
પુષ્કરતું મન થયું નિર્મળ, નાશ પામ્યો કળી વિકારજી. ૧૪
સાધુ પુરુષને કુબુદ્ધિ આવે તે તો પૂર્વકધર્મનો દોષજી;
પુષ્કરે કીધું કળીનું પ્રેર્યું, કહે વિચારી પુણ્યશ્લોકજી. ૧૫
ધ્રુવ ચળે રવિ પશ્ચિમ પ્રગટે, પાવક શીતળ થાયજી;
વિધિ ભૂલે નિધિ સાતે સૂકે, પુષ્કર ધનુષ ન સાહેજી. ૧૬
એમ ગોઠિ કરતાં પુષ્કર આવ્યો, બંધન કરી નિજ હાથજી;
દંડવત્ કરતો ડગલાં ભરતો, ઘણું લાજતો મન સાથજી. ૧૭
નળ ઉઠ્યો બાંધવને દેખી, ગ્રહી કર બેઠો કીધોજી;
મસ્તક સુંઘી પ્રશંસા કીધી, ભુજ ભરી હૃદયા લીધોજી. ૧૮
એક આસને બેઠા બંને બાંધવ, શોભે કામ વસંતજી;
ત્યારે પ્રજાએ ઘણી પૂજા કીધી, આપી ભેટ અનંતજી. ૧૯
પુષ્કરે ઘણું દીન જ ભાખ્યું, થયાં સજળ લોચનજી;
હું કૃતઘ્ની કઠણ ગોઝારો, મેં દંપતી કહાડ્યાં વંનજી. ૨૦
વણ અપરાધે વિપરીત કીધું, દીધું દારુણ દુઃખજી;
સાત સમુદ્ર ન જાય શ્યામતા, ધોતાં મારું મુખજી. ૨૧
પુષ્કર વીરને નળે સમજાવ્યો, કહીને આતમજ્ઞાનજી;
એક ગજે બેઠા બેહુ બાંધવ, આવ્યા પુરનિધાનજી. ૨૨
ધ્વજા પતાકા તોરણ બાંધ્યાં, ચિત્ર સાથિયા શેરીજી;
અગર ધૂપ આરતિ થાયે, વાજે ભેરી નફેરીજી. ૨૩
ધવળ મંગળ કીર્તન ગાથા, હાથા કુંકુમરોળજી;
ચહુટાં ચોક રસ્તાને નાકે, પ્રજા ઉભી ટોળે ટોળજી. ૨૪
કુસુમ મુક્તાફળે વધાવે, ગોખ ચહડી નર નારીજી;
નૈષધ નગરીની શોભા સુંદર, શું અમરાપુરી ઉતારીજી; ૨૫
અભિજિત લગ્ન મુહૂર્ત સાધી, નળ બેઠા સિંહાસનજી;
મળવા સર્વ સગાં આવ્યાં તે, વોળાવ્યાં રાજનજી; ૨૬
સેનાપતિ પુષ્કરને કીધો, નળે કીધા જગન અનંતજી;
ધર્મરાજ કીધું નળરાયે, વરસ સહસ્ર છત્રીશ પર્યંતજી. ૨૭
નળના રાજ્યમાં બંધન નામે, એક પુસ્તકને બંધનજી;
દંડ એક શ્રીપાવને* હાથે, ધન્ય વીરસેનનંદનજી. ૨૮

* સંન્યાસી.

કંપારવ ધજાને વરતે, પવન રહે આકાશજી;
કુળકર્મ પારધિયે મૂક્યાં, જીવનો ન કરે નાશજી. ૨૯
ભય એક તસ્કરને વરતે, કમાડને વિજોગજી;
દ્યૂત રમે દંપતિ લગન દિન, ત્યાગ વ્યસનનો ભોગજી. ૩૦
ચતુરવર્ણ તો સર્વે શૂરી, જ્ઞાનખડ્ગ તીવ્ર ધારેજી;
દેહ ગેહ મધ્યે ખટ તસ્કર, પીડી ન શકે લગારેજી. ૩૧
શૌચ ધર્મ દયા તત્પરી, આપે તે ગુપ્ત દાનજી;
યાજન અધ્યાપન અધ્યયન, સેવામાં સાવધાનજી. ૩૨
હરિભક્તિ નથી તેનું નામ દરિદ્રી, જેને ભક્તિ તે રાજાનજી,
તેહ મુઓ જેની અપકીર્તિ પુંઠે, અકાળ મૃત્યુ ન થાયજી. ૩૩
માગ્યા મેહ વરસે વસુધામાં, દૂધ ઘણું કરે ગાયજી;
માતપિતા ગુરુ પ્રિય વિષ્ણુની, સેવા કરે સર્વ કોયજી. ૩૪
પર નિંદ્યા પરધન પરનારી, કુદૃષ્ટે નવ જોયજી;
એવું રાજ નળનાથે કીધું, પુણ્યશ્લોક ધરાવ્યું નામજી. ૩૫
પછે પુત્રને રાજ આપી ગયા, તપ કરવા ગુણગ્રામજી;
અનશન વ્રત લેઇ દેહ મૂક્યો, આવ્યું દિવ્ય વિમાનજી. ૩૬
વૈકુંઠ નળ દમયંતી પહોંતાં, પામ્યાં પદ અવિધાનજી;
બૃહદશ્વ કહે હો રાય યુધિષ્ઠિર, એવા હવા ન હોયજી. ૩૭
એ દુઃખ આગળ તારાં દુઃખને, યુધિષ્ઠિર શું રોયજી;
કાલે અર્જુન આવશે રાયજી, કરીને ઉત્તમ કાજજી. ૩૮
કથા સાંભળી પાયે લાગ્યો, મુનિવરને મહારાજજી;
યુધિષ્ઠિર કહે પરિતાપ ગયો મનનો, સાંભળી સાધુ ચરિત્રજી. ૩૯
અવિચળ વાણી ઋષિ તમારી, સુણી હું થયો પવિત્રજી;
થોડે દિવસે અર્જુન આવ્યા, રીઝ્યા ધર્મરાજાનજી. ૪૦
વૈશંપાયન કહે જનમેજય, પૂર્ણ થયું આખ્યાનજી;
શિખે શુણે કે આપે પુસ્તક, સર્વ તીર્થ ફળ સ્નાનજી. ૪૧
કરકોટક ને નળ દમયંતી, સુદેવ ઋતુપર્ણ રાયજી;
એ પાંચેનાં નામ લેતાં, કળજુગ ત્યાંથી જાયજી. ૪૨
પુત્ર પૌત્ર ધન ધાન્ય સમૃદ્ધિ, પામે વળી નર નારજી;
બ્રહ્મહત્યાદિક પાપ ટળે ને, ઉતરે ભવજળ પારજી. ૪૩

વીરક્ષેત્ર વડોદરૂં કહાવે, ગરવો દેશ ગુજરાતજી;
કૃષ્ણસુત કવિ ભટ પ્રેમાનંદ, વાડવ ચોવીસા ન્યાતજી. ૪૪
ગુરુપ્રતાપે પદબંધ કીધો, કાલાવાલા ભાખીજી;
આરણ્યક પર્વની મૂળ કથામાં, નૈષધ લીલા દાખીજી. ૪૫
મુહૂર્ત કીધું સુરતમાંહે, થયું પૂર્ણ નંદરબારજી;
કથા એ નળ દમયંતી કેરી, સારમાંહે સારજી. ૪૬
સંવત સત્તર બેતાળો વર્ષે, પોષ સુદિ ગુરુવારજી;
દ્વિતીયા ચંદ્ર દર્શનની વેળા, થઇ કથા પૂર્ણ વિસ્તારજી. ૪૭
તે દિવસે પરિપૂરણ કીધો, ગ્રંથ પુનિત પદબંધજી;
શ્રોતા વક્તા સહુને થાશે, શ્રીહરિકેરો સંબંધજી. ૪૮

નળાખ્યાન સંપૂર્ણ

# મામેરું



## કડવું ૧ લું–રાગ આશાવરી

શ્રીગુરુ ગણપતિ શારદા, હું સમરું સુખે સર્વદા;
મનમુદા કહું મામેરું, મહેતાતણુંરે. ૧

### ઢાળ

મામેરું મહેતાતણું, પદબંધ કરવા આશ;
નરસિંહ મહેતો ભક્ત બ્રાહ્મણ, જુનાગઢમાં વાસ. ૨
ભાભીએ એક વચન કહ્યું, મેહેતાને લાગી દાઝ;
પરિત્યાગ કીધો ઘરતણો, મહેતો વન ગયા તપકાજ. ૩
તે વનવિષે એક દહેરું દીઠું, અપૂજ્ય શિવનું લિંગ;
નરસૈંયે તેની પૂજા કીધી, અંતરમાંહી ઉમંગ. ૪
ઉપવાસ સાત મહેતે કર્યા, તવ રીઝયા શ્રીમહાદેવ;
કમળની પેરે લિંગ વિકાશ્યું, પ્રભુ પ્રગટ થયા તતખેવ. ૫
કર્પૂર ગૌર સ્વરૂપ શોભા, ધર્યાં ઉમયા ડાબે પાસ;
બિરાજે જટામાં જાહ્નવી, નિલવટ ચંદ્ર પ્રકાશ. ૬
છે રુંઢમાળા સર્પભૂષણ, વાઘાંબર ગજચર્મ;
વાજે ડાક ડમરુ શંખ શંગી, મહેતે દીઠા પરીબ્રહ્મ. ૭
તવ નરસૈંયો જઈ પાયે લાગ્યો, ત્યારે મસ્તક મૂકયો હાથ;
માગ્ય માગ્ય હું કૃપાળ છું, એમ બોલ્યા ઉમિયા નાથ. ૮
મહેતો કહે મહાદેવજી, એક માગું છું સ્વામીન;
તમતણું દર્શન પામિયો, હવે વિષ્ણુનું દર્શન. ૯
ધન્ય ધન્ય સાધુ શિવ કહે, તને ભક્તિની છે આશ;
અખંડ વ્રજમાં ગયા તેડી જ્યાં, હરિ રમે છે રાસ. ૧૦

### વલણ

રાસમંડળતણી રચના, લીલા શી વખાણે કવી;
નરસૈંયો કૃતારથ થયો, તે કૃપા શ્રીહરની હવી. ૧૧

## કડવું ૨ જું–રાગ ધન્યાશ્રી

અદ્દભુત લીલા રાસ વિરાજેજી, દર્શન કીધે ભવદુઃખ ભાજેજી;
ગોપિકા ગાય વાજિત્ર વાજેજી, મહા સુખ દીધું શિવ મહારાજેજી. ૧

### ઢાળ

મહારાજ શિવ મહારાજજીએ, ગ્રહ્યો મહેતાનો હાથ;
તે સદાશિવને દેખીને, સામા આવ્યા વૈકુંઠનાથ. ૨
હરિ હર હરખીને મળ્યા, નમી ગોપી શિવને પાય;
નરસૈંયો જઈ નમ્યો નાથને, તવ પૂછે ગોકુળરાય. ૩
કહો સદાશિવ આ કોણ છે, તમે દેખાડ્યો આ ઠામ;
મહાદેવ કહે એ દાસ તમારો, વિપ્ર નરસિંહ નામ. ૪
ભક્તિ ઇચ્છે તમારી, કીર્તન કરે ગુણ ગાય;
કરુણા કરો શ્રીકૃષ્ણજી, તવ બોલ્યા વૈકુંઠરાય. ૫
હાથ ગ્રહી તમે તેડી લાવ્યા, સદાશિવ ભગવાન;
એ નરસૈંયો મેં ભક્ત કીધો, ઉદ્ધવ વિદુર સમાન. ૬
મસ્તક ઉપર હાથ મૂકી, કહે શ્રીગોપાળરે;
દુઃખ વેળા મને સંભારજે, હું ધાઈ આવીશ તત્કાળ. ૭
કરજે તું કીર્તન ભક્તિ મારી, તરીશ ભવસંસાર;
આ દીઠી તેવી લીલા ગાજે, કેવળ રસ શણગાર. ૮
પછી રાસમંડળતણી રચના, દેખાડી તેણીવાર;
નરસિંહ મહેતા પ્રત્યે બોલ્યા, સ્વામી શ્રીત્રિપુરારીરે. ૯
રખે લોકાચાર મનમાંહિ ગણતો, મસ્તક સાટે ભક્તિ;
રાધાકૃષ્ણનો વિહાર ગાજે, જુએ તેવી જુક્તિ. ૧૦
અંતર્ધ્યાન થયા એમ કહિને, ભોળા શંકર દેવ;
પળ માત્રમાં નરસૈંને મૂક્યો જુનેગઢ તતખેવ. ૧૧
થઈ નરસૈંયાની નિર્મળ વાણિ, કવિ શક્તિ ભક્તિ અપાર;
રાધાકૃષ્ણ શું રંગ લાગ્યો, ગણે તૃણવત સંસાર. ૧૨
પછી તાલ વાતા ગીત ગાતા, પધાર્યા પુરમાંય;
નરસિંહ મહેતો જઇને નમિયા, ભાભીકેરે પાય. ૧૩
તમને ગોરાણી મેં પ્રમાણી, હુંને કહ્યું કઠણ વચંન;
હરિ હર બંને મુજને મળ્યા, તે ભાભી તમારું પુણ્ય. ૧૪

### વલણ

પુણ્ય તમારું માત મારી, મને મળ્યા શ્રીપરિબ્રહ્મરે;
છે સાધવી સ્ત્રી મહેતાતણી, પછી માંડ્યો ગૃહસ્થાશ્રમરે. ૧૫

## કડવું ૩ જું–રાગ વેરાડી

મહેતે માંડ્યો ગૃહસ્થાશ્રમ, પતિવ્રતા ઘેર નારી પર્મ;
દામોદરની સેવા કરે, માળા તિલક ને મુદ્રા ધરે. ૧
સાધુ વેરાગી વૈષ્ણવ સંગ, શંખ તાળ ને વાજે ચંગ;
ચોક માંહી તુળસીનાં વંન, અહર્નિશ થાયે કિર્તંન. ૨
નહિ ખેતી ઉદ્યમ વેપાર, હરિભક્તિમાં મહેતો તદાકાર;
જે આવે તે વૈષ્ણવ જમે, ગુણ ગાઇને દહાડા નિર્ગમે. ૩
વિશ્વંભર પૂરું પાડે અન્ન, વિશ્વાસ ઘણો મહેતાને મંન;
બે સંતાન આપ્યાં ગોપાળ, એક પુત્રી ને એક જ બાળ. ૪
શામળદાસ કુંવરનું નામ, તે પરણાવ્યો રુડે ઠામ;
કુંવરબાઇ નામે દીકરી, પરણાવ્યાં રુડો વિવાહ કરી. ૫
પામ્યાં મરણ પત્ની ને પુત્ર, મહેતાનું ભાંગ્યું ઘરસૂત્ર;
પતિવ્રતા વહુ વિધવા થઇ, કુંવરબાઇ તે કુશળી રહી. ૬
સ્ત્રી પુત્ર મરતે રોયાં લોક, મહેતાને તલ માત્ર ન શોક;
ભલું થયું ભાંગ્યો જંજાલ, સુખે ભજશું શ્રીગોપાળ. ૭
કુંવર બાઇ પછે મોટી થઇ, આણું આવ્યું ને સાસરે ગઇ;
સસરો શ્રીરંગમહેતો નામ, મોટું ઘર કહાવે બહુ દામ. ૮
છે સાસારિયાંને ઘણું અભિમાન, ધનનું તે અતિ કરે ગુમાન;
નણંદ જેઠાણી વાંકું ભણે, કુંવર બાઇને દુબળી ગણે. ૯
આવો વૈષ્ણવની દીકરી, સાસરવેલ સૌ પાવન કરી;
ચેષ્ટા કરે સાસુ ગર્વભરી, કુંવર બાઈ નવ બોલે ફરી. ૧૦
છે લઘુવેષ નહાનો ભરથાર, તે નવ બુઝે વિવેક વિચાર;
કુંવરબાઇનું આવ્યું સીમંત, સાદર વાત ન પૂછે કંથ. ૧૧
રૂપ દેખી અતિ વહુવરતણું, સાસરિયાં મન હરખે ઘણું;
કહે મહેતો હરિનો છે દાસ, મોસાળાંની શી કરવી આશ ? ૧૨
વહુનો ઓરિયો વીતે ખરો, કાંઇક મોસાળું ઘરથી કરો;
દુર્બળની દિકરી રાંકડી, આચાર કરી બાંધો રાખડી. ૧૩
ન કહાવ્યું પિયર ન કોને કહ્યું, પંચમાસી તો એળે ગયું;
શ્રીમંતના રહ્યા થોડા દંન, કુંવરબાઇને થઇ ચિંતા મંન. ૧૪
ઓશિયાળી દીસે દામણી, વહુવર આવી સાસુ ભણી;
બોલી અબળા નામી શીશ, બાઇજી રખે કરતાં રીશ. ૧૫

આપણો ગોર પંડ્યો ખોખલો, જુનાગઢ સૂધી મોકલો;
મોકલો લખાવી કંકોતરી, તવ સાસુ બોલી ગર્વે ભરી. ૧૬
કાં વહુવર તને ઘેલું લાગ્યું? મા મુઈ ત્યારે મહિયર ભાંગ્યું;
તાળ વજાડે કીર્તન કરે, નાચી ખુંદીને ઊદર ભરે. ૧૭
દરિદ્ર ઘરમાં ફેરા ફરે, તે મોસાળું ક્યાંથી કરે?
જે સગાંથી અર્થ નવ સરે, શું થાયે તેને નોતર્યે? ૧૮
મહેતાને વહાલું હરિનું નામ, જોવા મળશે બાધું ગામ;
તમને ડોસો મળવાનું હેત, અમો નાતમાં થઇએ ફજેત. ૧૯
તમારો સસરો લાજે બાઇ, વણ આવે સરશે વેવાઇ;
કુંવરબાઇ તવ આંસુ ભરી, સાસુ પ્રત્યે બોલી ફરી. ૨૦
બાઇજી એમ બોલતાં શું ફગો? દુર્બળ પણ પોતાનો સગો;
અહિં આવી પાછા જાશે ફરી, એ મિષે મળશું બાપ દિકરી. ૨૧
સાસુને મન કરુણા થઈ, પોતાના સ્વામીને પૂછયું જઈ;
રહ્યા સીમંતના થોડા દહાડા કુંવર વહુ લે છે આડા. ૨૨
લખી મોકલો કંકોતરી, મળવા દ્યોને બાપ દીકરી;
વેવાઇને લખીએ એક પત્ર, જેમ તેમ કરતાં આવજો અત્ર. ૨૩
શ્રીરંગ મહેતો પરમ દયાળ, કાગળ એક લખ્યો તત્કાળ;
સ્વસ્તિશ્રી જુનાગઢ ગામ, જે હરિ વૈષ્ણવનો વિશ્રામ. ૨૪
નાગરી નાતતણા શણગાર, સાધુ શિરોમણિ પરમ ઉદાર;
ભક્ત નાયક વૈષ્ણવના ધણી, સદા કૃપા હોય કેશવતણી. ૨૫
સર્વોપમા જોગ કરુણા ધામ, મહેતા શ્રીપંચ નરસૈં નામ;
અહિં સહુને છે કુશળ ક્ષેમ, લખજો પત્ર તમો આણી પ્રેમ. ૨૬
એક વધામણિતણો સમાચાર, અમારાં ભાગ્યતણો નહિ પાર;
કુંવર વહુને આવ્યું સીમંત, અમ ઉપર ત્રૂઠા ભગવંત. ૨૭
માઘ શુદિ સપ્તમી રવિવાર, મુહૂર્ત અમે લીધું નિર્ધાર;
તમો તે દિન નિશ્ચય આવજો, સગાં મિત્ર સાથે લાવજો. ૨૮
ન આણશો મનમાં આશંક, તમ આવે પામ્યા લખટંક;
ઉજળો સગો આવ્યો બારણે, સોનાનો મેરુ કીજે વારણે. ૨૯
જો મહેતાજી નહિ આવો તમો, ખરેખરા દૂભાઇશું અમો;
આપ્યું પત્ર ગુરુના કરમાંય, પંડ્યો ખોખલો કર્યો વિદાય. ૩૦

કુંવર બાઇએ તેડ્યા ઋષિરાય, એકાંતે બેસાડી લાગી પાય;
ત્યાં બે દહાડા પરુણા રહેજો, મહેતાને સમજાવી કહેજો. ૩૧
કાંઈ મોસાળું સારું લાવજો, સંપત્ત હોય તો ત્યાં આવજો;
કાંઈ નામ થાય જો પૃથ્વી તળે, સાસરિયાંનું મેણું ટળે. ૩૨
જો અવસર આ સૂનો જશે, ભવનું મેણું મુજને થશે;
બોલબાણ નણંદી મારશે, શત્રુનું કામ દિયર સારશે. ૩૩
રખે નાગરી નાતે કૌતક થાય, તમારે માથે છે વૈકુંઠરાય;
પંડ્યો બોખલો કીધો વિદાય, સદ્ય પોહોંતો જુનાગઢ માંય. ૩૪

વલણ

જુનાગઢમાં આવ્યા, મહેતો લાગ્યા પાય રે;
સ્તવનસ્તુતિ પૂજા કરી, પછે માંડી પાટ સુખદાયરે. ૩૫

કડવું ૪ થું–રાગ ધનાશ્રી

બોખલે પંડે પત્ર જ આપ્યું, મહેતાજીને હાથજી;
વધામણી કાગળમાં વાંચી, સમર્યા વૈકુંઠનાથજી. ૧
મામેરું પુત્રીને કરવું, ઘરમાં નથી ખોટો દામજી;
ત્રીકમજી ત્રેવડમાં રહેજો, દ્રવ્યતણું છે કામજી. ૨
ભોજન કરાવી દક્ષિણા આપી, મહેતો લાગ્યા પાયજી;
મોસાળું લેઈ અમો આવિશું, પંડ્યો કીધો વિદાયજી. ૩
નરસૈં મહેતે ઘેર તેડાવ્યા, સગા તે વૈષ્ણવ સંતજી;
મોસાળું લઈ આપણે જાવું, છે કુંવર બાઈનું શ્રીમંતજી. ૪
જુની વેલને ધૂંસરિ વાંકી, સાંગી સૌટા ભાગીજી;
કોના તળાયા ને કોની પિંજણિયો, બળદ આણ્યા બે માગીજી. ૫
મેહેતોજી મામેરે ચાલ્યા, સમર્યા શ્રી જગદીસજી;
ત્રણ સખિયો સંઘાતે ચાલી, વેરાગી દશ વીશજી. ૬
સંપુટ ત્રાંબાની ડાબલીનો, તેમાં બાળમુકુંદજી;
કંઠે હાર કરીને નાખ્યા, દામોદર નંદનનંદજી. ૭
બલની પૂંઠે કોથળો બાંધ્યો, માંહી ભર્યાં વાજિત્રજી;
ગાંઠડી એક ગોપીચંદનની, તુળશી કાષ્ઠ પવિત્રજી.
મોસાળાની સામગ્રીમાં, તિલક ને તુળસી માળજી;
નરસૈંયાને નિર્ભય છે જે, ભોગવશે ગોપાળજી. ૯

બળ હીણુ બળદો શું હીંડે, ઠેલે વૈષ્ણવ સાથજી;
સોર પાડે ને ઢાળ ચઢાવે, જે જે વૈકુંઠ નાથજી. ૧૦
એક બળદ ગળિયો થઇ બેસે, આખલો તાણી જાયજી;
પછ્યાને પુંછ ગ્રહી ઉઠાડે, કૌતુક કોટી થાયજી. ૧૧
સાલે સાલ્ર જૂજવાં દીસે, રથતણાં બહુ ચક્રજી;
સાંગીનો શબ્દ જ ઉઠે, ચૂંચવે છે બહુ છક્રજી. ૧૨
ચડે બેસે ને વળિ ઉતરે, લે રામકૃષ્ણનું નામજી;
મધ્યાહ્નને મહેતાજી આવ્યા, જોવા મળ્યું ઉંના ગામજી. ૧૩
શું જાણે વૈષ્ણવનો મહિમા, વિષયીપુરનાં લોકજી;
કોડ પહોંતા કુંવર વહુના, મામેરું છે રોકજી. ૧૪

વલણ

રોક મામેરું મહેતો લાવ્યા, જુઓ વૈષ્ણવની વસાતરે;
એકેકી માળા આપશે તો, પહેરશે નાગરી નાતરે. ૧૫

કડવું ૫ મું–રાગ મારુ

સુણી શ્રીરંગ મહેતો આવ્યા ધાઈ, ભાવે ભેટ્યા બંને વેવાઈ;
મળ્યો જમાઈ જમાઇનો ભ્રાત, મળ્યો સહુ નાગરનો સાથ. ૧
કપટે ભેટી પાછા ખસે, જોઈ જોઈ સામગ્રીને હસે;
ઉતરવા ઘર આપ્યું એક, ઝાઝાં ચાંચર મચ્છ વિશેક. ૨
ખાડા ટેકરા વસમો ઠામ, ઉપર નળિયાંનું નહિ નામ;
કોહ્યું છાજ ને જૂની વળી, ભીંત્યો દોદશ બેવડ વળી. ૩
ઝાઝા માંકણ ઝાઝા જૂઆ, ત્યાં મહેતાના ઉતારા હૂવા;
વેવાઈ ગયા ઉતારો કરી, બોલે હસણી નાત નાગરી. ૪
કુંવર વહુનો વૈષ્ણવ બાપ, દર્શન કરીને ખોઇએ પાપ;
મહેતાને જોવા હરખે ભરી, ઘેર ઘેરથી ચાલી સુંદરી. ૫
મન વિના મહેતાને નમે, સારું થયું જે આવ્યા તમે;
માંહો માંહિ કહે સુંદરી, મહેતો દીઠે દીઠા હરિ. ૬
જુઓ સાથ કેવો ફૂટડો, એને પરમેશ્વર ત્રૂઠડો,
કુંવર વહુનું ભાગ્યું દુઃખ, એવું કહીને મરડે મુખ. ૭
જુઓ બળદ મહેતાજી તણા, બગાઇઓ શબ્દ કરે છે ઘણા;
વજાડશે મંડપમાં ચંગ, નાગરી નાતમાં રહેશે રંગ. ૮

આ ગાંઠડી વળગાડી લટકે, તારના જોડા બાંધ્યા પટકે;
તુલસી કાષ્ઠતણો એ ભારો, હવે મામેરાનો શો ઉધારો. ૯
છાબમાં તુલશી દળ મૂકશે, ઉભો રહીને શંખ ફૂંકશે;
વેરાગી હરિના ગુણ ગાશે, એટલે મોસાળું પૂરું થાશે. ૧૦
એમ નાગરી કૌતુક કરે, ટોળ કરીને પાછી ફરે;
કુંવર બાઇએ જાણી વાત, મોસાળું લઈ આવ્યા તાત. ૧૧
ઉતાવળી મળવાને ધશી, બોલી નણંદી મર્મે હશી;
આ શું પિતા પુત્રિનું હેત, શાને કરવા આવ્યો ફજેત? ૧૨
લજાવ્યું સાત પેઢીનું નામ, સાથે વેરાગીનું શું કામ?
શું મળવા ચાલ્યાં એકલાં? એ બાપથી નબાપાં ભલાં. ૧૩
કઠણ બોલ એવો સાંભળી, કુંવર બાઈ બોલી પાછી વળી;
નણંદી શું મચ્છર આવડો, પુંઠળથી બાઈ શું બડબડો? ૧૪
સુખી પિતા હશે જે તણો, તે પુત્રિને લાભ જ ઘણો;
કોનો પિતા લખેશરિ કહાવે, તે તો મારે શે ખપ આવે? ૧૫
રાંક પિતા આવ્યો મુજ ઘેર, એક કાપડું સોનાનો મેર;
તમે મન માને તે કહો, એ પિતા મારે જીવતો રહો. ૧૬
મર્મ વચન નણંદીને કહી, પછે પિતા પાસે પુત્રી ગઇ;
દૂરથકી દીઠી દીકરી, મહેતાએ સમર્યા શ્રીહરિ. ૧૭
અન્યોન્ય નયણાં ભરી, ભેટ્યાં બેઉઓ આદર કરી;
મહેતે મસ્તક મૂકી હાથ, પાસે બેસાડી પૂછી વાત. ૧૮
કુંવર બાઇ કહો કુશળ ક્ષેમ, સાસરિયાં કાંઈ આણે છે પ્રેમ;
રુડો દિવસ આવ્યો દીકરી, તો મોસાળું કરશે શ્રીહરિ. ૧૯
કુંવરબાઈ બોલી વીનતિ, મોસાળું કાંઈ લાવ્યા નથી;
નાગરી નાતે રહેશે કેમ લાજ, વિના દ્રવ્ય આવ્યા શે કાજ? ૨૦
નિર્મૂલ્ય નિર્ધનનો અવતાર, નિર્ધનનું જીવ્યું ધિક્કાર;
નિર્ધનને કોઇ નવ ગણે, નવ રાખે ઊભો આંગણે. ૨૧
ચતુરપણું નિર્ધનનું જેહ, ઘેલાંમાંહી ગણાએ તેહ;
લોક બોલાવે દુર્બળ કહી, એથી માઠું કાંઈ બીજું નહીં. ૨૨
પિતાજી કાંઇ ઉદ્યમ નવ કરો, ધનનો નવ રાખો સંઘરો;
આ અવસર સચવાશે કેમ, પિતાજી તમે વિચારો એમ. ૨૩

નથી લાવ્યા કંકુની પડી, નથી લાવ્યા મોડ નાડાછડી;
નથી માટલી ચોરી ને ઘાટ, એમ શું આવ્યા બારેવાટ? ૨૪
કેમ કરી લજ્જા રહેશે તાત, હું શે ન મુઈ મરતે માત;
માતા વિના સુનો સંસાર, માતા વિના તે શો અવતાર! ૨૫
જે બાળકની માતા ગઈ મરી, બાપની સગાઇ સાથે ઉતરી;
જેવું આથમતા રવિનું તેજ, મા વિના એવું બાપનું હેત. ૨૬
સુરભિ મરતા જેવું વચ્છ, જળ વિણ જેવું તલફે મચ્છ;
ટોળાં વછોઈ જેવી મૃગલી, મા વિના દીકરી એકલી. ૨૭
લવણ વિના જેવું ફીકું અન્ન, ભાવ વિના જેવું ભોજંન;
કીકી વિના જેવું લોચંન, મા વિના તેવું બાપનું મંન. ૨૮
ઘડો ફૂટે રઝળે ઠીકરી, મા વિના એવી દીકરી;
ગોળ વિના મોળો કંસાર, માતા વિના સૂનો સંસાર. ૨૯
શીદ કરવા આવ્યા ઉપહાસ, સાથે વેરાગી પાંચ પચાસ?
શંખ તાળ ને માળા ચંગ, એ મોસાળું કરવાના ઢંગ. ૩૦
ન હોય તો પિતા જાઓ પાછા ફરી, એવું કહીને રોઈ દીકરી;
મહેતે મસ્તક મૂકયો હાથ, કરશે મોસાળું વૈકુંઠનાથ. ૩૧
પહેરામણી કરવી હોય જેટલી, આસામી લખી લાવો તેટલી;
લખજો સાસરિયાં સમસ્ત, વિસારશો મા એક વસ્ત. ૩૨
વચન મહેતાજીનાં સુણી, કુંવર બાઈ આવ્યાં સાસુભણી;
મારે પિતાએ મોકલી હૂંય, લખો કાગળમાં જોઇએ શૂંય. ૩૩
મુખ મરડીને બોલી સાસુ, શો કાગળ ચીતરવો ફાંસુ;
છાબમાં તુળસીદળ મૂકશે, ઊભો રહીને શંખ ફૂંકશે. ૩૪

વલણ

ફૂંકશે શંખ ઊભો રહી, નરસૈંયો મોસાળું શું કરે?
સંવાદ વહુઅરનો સાંભળી, પછે વડ સાસુ એમ ઓચરે. ૩૫

## કડવું ૬ ઠું–રાગ સામેરી

વડ સાસુ ઘણું ભારે માણસ, બોલ્યાં પરમ વચંન; વહુજી;
વડી વહુઅર તમે કાંઈ નવ જાણો, છે મહેતો વૈષ્ણવજંન. વહુજી. ૧
જેને સ્નેહ શ્યામળિયા સાથે, તેને શાની ખોટ; વહુજી;
પહેરામણી મન ગમતી માગો, કરો નાગરી ગોઠ. વહુજી. ૨

કુંવરબાઇને કાગળ આપ્યો, લખો લખાવું જેમ; વહુજી;
રુડો વેવાઈ આંગણે આવે, કોડ ન પહોંચે કેમ. વહુજી. ૩
લખો પાંચ શેર કંકુ જોઇએ, શ્રીફળ લખો સેં સાત; વહુજી;
વીશ મણ વાંકડિયાં ફોફળ, મળશે મોટી નાત. વહુજી. ૪
પાંચ વસ્ત્રના પંચવિશ વાઘા, ચાર ચોકડી તાસ; વહુજી;
લખો પછેડી પંદર કોડી, પટોળાં પચાસ. વહુજી. ૫
સાઠેક સુગટા ને સોએક સણિયાં, ચીર લખો ચાલીસ; વહુજી;
ધોતિયાં તો બ્રાહ્મણને જોઇએ, તે લખો કોડી સાર. વહુજી. ૬
બે કોડી જરકશીની સાડી, રેશમી કોડી બાર; વહુજી;
સાદિ સાડિયો લખો ત્રણસેં, છાયલ લખો સેં ચાર. વહુજી. ૭
ઘરસાડી લખો દશ ત્રિશ કોડી, સોળ કોડી લખો ઘાટ; વહુજી;
છીંટ મોરવી ટુંકડી સોએક, નવ કોડી લખો નાટ. વહુજી. ૮
મશરુ ગજિયાણી દરિયાઈ, લખો થાન પંચાસ; વહુજી;
હજાર બારસેં લખો કાપડાં, લોક કરે બહુ આશ. વહુજી. ૯
સોલસેં લખો શેલા સાળુ, તેલપાનનો શો આંક; વહુજી;
આશરા પડતું મેં લખાવ્યું, બાપ તમારો રાંક. વહુજી ૧૦
તમને સોળ શણગાર ઘડાવે, બાપ લડાવે લાડ; વહુજી;
ઘટે જમાઇને સોનાનાં સાંકળાં, તેમાં અમને શો પાડ. વહુજી. ૧૧
સહસ્ર મહોર સોનાની રોકડી, કહેતાં પામું ક્ષોભ; વહુજી;
ઘરડાં અમે માટે ધર્મે લખાવ્યું, ન મળે ઝાઝો લોભ. વહુજી. ૧૨
એ લખ્યાથી અદકું કરો તો, તમારા ઘરની લાજ; વહુજી;
તવ સુખ મરડી નણદી બોલી, સિદ્ધ થયાં સર્વ કાજ. વહુજી. ૧૩
ભારે મોટા બે પહાણ લખોની, જે મહેતાથી અપાય; વહુજી;
ડોશી કહે શો શોર કરો છો, લખતાં તારું શું જાય. વહુજી. ૧૪

વલણ

શું જાય લખતાં તાહરું, વડ સાસુ વિકરાળ રે;
કાગળ આપ્યો હાથમાં, પડી પેટડિયામાં ફાળ રે. ૧૫

### કડવું ૭ મું–રાગ મારુ

ડાટ વાળ્યોરે, ડોસીએ ડાટ વાળ્યો રે;
વડ સાસુ વેરણ થઈ મારી, હરખ હૈયાનો ટાળ્યો રે. ડોસીએ. ૧

મીઠાં વચની ને થોડા બોલી, હીંડે હરિગુણ ગાતી રે;
પરમારથી થઈ પત્ર લખાવ્યું, મનમાં મોટી કાતી. ડોસીએ. ૨
કાગળ લઇને કુંવર બાઈ આવ્યાં, પિતા કેરે પાસે રે;
વડ સાસુએ વિપરીત લખાવ્યું, કહો હવે શું થાશે. ડોસીએ. ૩
લખેશ્વરીથી ન પડે પૂરું, એવું માંહી લખાવ્યું રે;
સાધુ પિતાને મહા દુઃખ દેવા, મુને સિમંત શાને આવ્યું? ડોસીએ. ૪
સહસ્ર મહોર સોનાની રોકડી, વસ્ત્રતણું નહિ લેખું રે;
તાતજી હું તમારી પાસે, કોડી એક ન દેખું. ડોસીએ. ૫
પિતાજી તમો પાછા પધારો, અહિં રહે ઇજ્જત જાશે રે;
મહેતાજી કહે પુત્રી મારી, રહો તમે વિશ્વાસે;
ડોસીએ રુડું કીધુંરે, આપણું કારજ સિધ્યું રે. ડોસીએ. ૬
શ્યામળિયો અવસર નહિ ભૂલે, તું કાં આંસુડા પાડે રે;
દામોદર કાંઇ નથી દોહલો, નહિ કરજે કાઢે. ડોસીએ. ૭
કુંવરબાઈ તમે ઘેર પધારો, આપણું એમાં શું જાશે રે;
જો મામેરું હરિ નહિ કરે તો, ઉપહાસ એનો થાશે. ડોસીએ. ૮
પંચાળીનાં પટકુળ પૂર્યાં, નવસેં ને નવાણું રે;
તે રીતે મામેરું કરશે, તું થાવા દેને વહાણું. ડોસીએ. ૯
વિશ્વાસ હૃદેમાં રાખો તમો, છો વૈષ્ણવની બાળ રે;
આપણું એ પ્રતિપાલન કરશે, શ્યામળિયો ગોપાળ. ડોસીએ. ૧૦
હૈડે હેત દીકરીને આવ્યું, સુણી તાતની વાણી રે;
કુંવરબાઈ ફરી મંદિર આવ્યાં, વિશ્વાસ ઉરમાં આણી. ડોસીએ. ૧૧

## કડવું ૮ મું–રાગ ગોડી

જો જો રે કૌતક કલીજુગનાં, વૈષ્ણવની ચેષ્ટા થાયરે;
વાંકા બોલી નાત નાગરી, સહેજે બોલે અન્યાયરે. કૌતક. ટેક. ૧
ભોજન કરવા મહેતાજી તેડ્યા, સાથે બહુ વેરાગીરે;
ટોળે મળે સહુ નાત નાગરી, જોઈ જોઈ હસવા લાગીરે. કૌતક. ૨
ચીર્યાં તિલક ને તુળસીની માળા, છાપા અંગ બીરાજેરે;
વેવાઇનાં રૂપ જુઓરે બાઇઓ, કોટિક કંદર્પ લાજેરે. કૌતક. ૩
મલાર ગાશે નહાતી વેળા, વરસશે વરસાદરે;
પ્રસાદ કરતાં થાળ ગાશે, જમશે જાદવનાથરે. કૌતક. ૪

સ્નાન કરી સઉ નાગર બેઠા, જેને જેશું મળતુંરે;
મહેતાજીને નાહવા અર્થે, જળ મેલ્યું કળકળતુંરે. કૌતક. ૫
જેમ તેલ કઢા તાતી ઉકાળી, સુધનવાને તળવારે;
તેમ વેવાણે જળ ઉકાળ્યું, મહેતાજીને છળવારે. કૌતક. ૬
ઉષ્ણોદક ઉકળતું દેખીને મહેતે, માગ્યું ટાઢું પાણીરે;
મર્મ વચન મુખ મરડીને બોલી, કુંવરબાઇની જેઠાણી. કૌતક. ૭
માગ્યા મેહ વરસે મહેતાજી, તો અમ પાસે શું માગોરે ?
બાજઠે બેઠાં તાળ મંગાવી, બોલ હ્રદેમાં વાગ્યો. કૌતક. ૮
સ્મરણ કીધું શ્યામળિયાનું, આલાપ્યો રાગ મલારરે;
નાગર લોક જોવાને મળિયા, બોલે વ્યંગ ઉચ્ચાર. કૌતક. ૯

## કડવું ૯ મું–રાગ સોરઠ મલાર

મહેતાજી બેઠા બાજઠે, સમર્યા શ્રીગોપાલ;
મલાર ગાયો પ્રીતશું, મેઘ ગર્જ્યો વજાડી તાળ. મહેતાજી. ૧
ઉપહાસ થાય તારા દાસનો, શ્યામળા કરો સહાય;
નાંખ્યું ઉષ્ણોદક અતિ ઉકળ્યું, શ્રીફળ ફાટી જાય. મહેતાજી. ૨
જેમ કઢા ઉકાળી તેલની, કોપ્યો હંસધ્વજરાય;
તારી કૃપાએ ટાઢું થયું, ઉગાર્યો સુધન્વાય. મહેતાજી. ૩
હુંડી શીકારી તેં શ્યામળા, આપ્યા રૂપૈયા સેં સાત;
તે વિશ્વાસે વળગી રહ્યો, વિઠ્ઠલ મોકલજો વરસાદ. મહેતાજી. ૪
સમોવણુ નહિ આપો શ્યામળા, કરશો મામેરું કયમ ?
વિનતિ નરસૈંયાની સાંભળી, પ્રેર્યો ઘન પરિબ્રહ્મ. મહેતાજી. ૫
પળમાંહિ આભે ઘટા થઈ, ચોદશ ચઢ્યો અંધકાર;
ગગન વિષે ઘન ગડગડે, થાય વીજતણા ચમકાર. મહેતાજી. ૬
ઉડે ફોરણુ બહુ કાંકરા, વરસે મૂશળધાર;
વહેવાઇના ઘરમાં જળ ઘસ્યું, કરે લોક પોકાર. મહેતાજી. ૭
સર્વ નાગરીઓ પાયે પડે, ક્ષમા કરો અપરાધ;
અમો અજ્ઞાને ન ઓળખ્યા, તમે શિરોમણી સાધ. મહેતાજી. ૮
શ્રીરંગ મહેતો સ્તુતિ કરે, વહેવાણો માગે માન;
વરસાદ વિસર્જન થયો, કીધું મહેતાજી સ્નાન. મહેતાજી. ૯
ઠગ નાગર કહે થયું સાવઠું, એમ થાય છે બહુ વાર;
પ્રતીત ન પ્રત્યક્ષ પારખે, કલિજુગનો પ્રકાર. મહેતાજી. ૧૦

### વલણ

મહેતોજી ભોજનને બેઠા, કરમાં લીધી તાળરે;
ટોળું વેરાગી તણું, તેણે ગાવા માંડી થાળરે. ૧૧

### કડવું ૧૦ મું–રાગ સામેરી

મહેતે ગાઇ પ્રસાદની થાળી, આરોગાવ્યા શ્રીવનમાળી;
લીધો પ્રસાદ પૂરણ પ્રીતે, પછે શું થયું રજની વીતે. ૧

### ઢાળ

વીતી રજની કીર્તન કરતાં, થયો પ્રાતઃકાળરે;
કુંવરબાઈ આવ્યાં પિતા પાસે, હવે મોસાળાંની કરો ચાલરે. ૨
મહેતાજી કહે પુત્રી મારી, જઈ ન્યાતને તેડાં કરો;
વિશ્વાસ આણી મંડપમાંહી, એક છાબ ઠાલી જઈ ધરો. ૩
જ્ઞાતિ સગાં સહિત પધરાવો, સર્વ કુટુંબ પરિવારજી;
છે વાર જ્ઞાતિ મળ્યાતણી, નથી મોસાળાંની વારજી. ૪
કુંવરબાઈ કહે તાતજી મને, કેમ આવે વિશ્વાસરે;
ઠાલી છાબ હું કેમ ધરું, થાય લોકમાં ઉપહાસરે. ૫
મહેતાજી કહે પુત્રિ મારી, છો વૈષ્ણવની દીકરી;
તારે મારે ચિંતા શાની, મોસાળું કરશે શ્રીહરિ. ૬
મર્મ વચન સુણી તાતનું, સાસુ કને આવી વહુ;
મારો પિતા મોસાળું કરે છે, સગાં મિત્ર તેડો સહુ. ૭
ખોખલે પંજે તેડાં કીધાં, મેળવ્યું બધું ગામ;
વહેવાઈ વરગ એણીપેરે બોલે, મેહતો મૂકાને જાશે મામ. ૮
મંડપમાં મહેતોજી આવ્યા, હાથ ગ્રહી છે તાળરે;
નાગર સઉ ઉભા થઈ, કહે પ્રેમે જેગોપાળરે. ૯
મંગાવી એક છાબ ઠાલી, તે ચોકમાં આણી ધરી;
મહેતાજીએ શંખ પૂર્યો, વિનતિ શ્રીહરિની કરી. ૧૦

### કડવું ૧૧ મું–રાગ મારુ

મહેતે વજાડ્યો શંખ, સમર્યાં વનમાળી;
લાગી હસવા ચારે વર્ણ, માંહોમાંહિ દે તાળી. ૧
જુઓ મોસાળાના ઢંગ, વહેવાઇએ માંડ્યા;
નાગરના વહેવાર, એણે સર્વ છાંડ્યા. ૨

છાપાં તિલક ને તાળ, જુઓ તુળશી માળા;
નરસૈંયો કરશે નૃત્ય, ગાશે ટોપીવાળા. ૩
જોવા મળી નાગરી નાત્ય, બહુ ટોળે ટોળાં;
મુખ મરડી કરે વાત, આપશે ધરચોળાં. ૪
બહુ નહાની મોટી નાર, મંડમાં જ મળી;
કરે વાંકી છાની વાત, સાકરપેં જ ગળી. ૫
મહેતાને કરે જેશ્રીકૃષ્ણ, હશી પરું જોતી;
મુખ ઉપર લળકે સાર, વેસરનાં મોતી. ૬
સજ્યા સોલ શણગાર, ચરણાને ચોળી;
જોબન મદભરી નાર, કરે બહુ ઠંઠોળી. ૭
માળા મોતી હાર, ઊરપર લળકે છે;
જડાવ ચૂડો હાથ, કંકણ ખળકે છે. ૮
સમી રહી ઓઢે ચીર, શણગટ વાળે છે;
અણિયાળાં લોચન, કટાક્ષે ભાળે છે. ૯
છૂટે અંબોડે નાર, વેણી લાંબી છે;
ઝાંઝર ઝમકે પાય, કડલાં કાંબી છે. ૧૦
કેસર તિલક વિશાળ, ભાલે કીધાં છે;
કોઇએ નાહાનાં બાળ, કેડે લીધાં છે. ૧૧
કોઇ જોવા ઠાલી છાબ, અબળા ઉઠે છે;
કોઇ વહુવારૂ લજવાળ, નણદી પુંઠે છે. ૧૨
કો શીખવી બોલાવે બાળ, વારી રાખે છે;
કો વાંકા બોલી નાર, વાંકું ભાખે છે. ૧૩
એવાં કૌતક અનેક, સહુકો દેખે છે;
સહેજે બોલે અન્યાય, હરિને લેખે છે. ૧૪
બાઈ કુંવર વહુનો બાપ, કરશે મામેરું;
લઈશ પટોળી સાર, સાડી નહિ પહેરું. ૧૫
વૈષ્ણવને શી ખોટ, કોટે માળા છે;
વહેવારિયા દશ વીશ, ટોપીવાળા છે. ૧૬
કુંવર વહુ ધન્ય ધન્ય, પિયર પનોતી છે;
બાપે વગાડ્યો શંખ, સાદર પોતી છે. ૧૭

વાંકા બોલા વિપ્ર, બોલે ઉપહાસે;
મૂકો છાબમાં પાણ, વાયે ઉડી જાશે. ૧૮
મૂકયો દીકરીએ નિ:શ્વાસ, આવી પિતા પાસે;
મહેતે કીધી સાન, રહેજે વિશ્વાસે. ૧૯

વલણ

વિશ્વાસ રાખો દીકરી, કરમાં લીધી તાળરે;
કાગળ મૂકયો છાબમાં, મહેતે સમર્યા શ્રીગોપાળરે. ૨૦

## કડવું ૧૨ મું-રાગ સારંગ

ઠાલિ છાબમાં કાગળ ધરિ, નરસિંહ મહેતે સમર્યા હરિ;
વેરાગી સર્વ પુંઠે ગાય, નાગરને મન કૌતક થાય. ૧
વાંકાં વચન બોલે વેદિયા, મહેતો માધવમાં ભેદિયા;
જુઓ છાબમાં મૂકયું સાર, એ દિસે કમખાની હાર. ૨
તે બોલ અંતર નવ ધરે, મહેતો સ્તુતિ માધવની કરે;
જય દામોદર બાલમુકુન્દ, નરકનિવારણ નંદાનંદ. ૩
વિશ્વેશ્વર વૃન્દાવનચંદ, દેવકિનંદન આનંદકંદ;
ગોપનાથ ગોવિંદ ગોપાળ, અનાથબંધુ દીનદયાળ. ૪
હું સેવકની લેજો સંભાળ, મોસાળાંની કરજો ચાલ;
મુખે કીર્તન હાથે તાળ, નાત્ય નાગરી બોલે આળ. ૫
છે દોહેલો લોકાચાર, લજ્જા રાખજો આણીવાર;
મારો શેઠ તું નંદકુમાર, શું કરશે પાપી સંસાર? ૬
તમો પ્રતિપાળો પોતાના દાસ, માટે મુજને છે વિશ્વાસ;
અંબરીષનો નિવાર્યો ત્રાસ, તમે ભોગવ્યા છે ગર્ભવાસ. ૭
લીધો મચ્છતણો અવતાર, શંખાસુરનો કીધો સંહાર;
કચ્છપરૂપ ધર્યું મોરાર, ચૌદ રત્ન મથી કાઢયાં બહાર. ૮
માર્યો હિરણ્યાક્ષ મહા પાપી, ધરણી સ્થિર કરીને સ્થાપી;
અજામેલ સરખો મહાપાપી, પુત્રને નામે પદવી આપી. ૯
પ્રલ્હાદની દોહલી જાણી વેળા, પરમેશ્વર પ્રગટ થયા વહેલા;
ધ્રુવનો જન્મમરણ ભય હર્યો, અવિચળ પોતા સરખો કર્યો. ૧૦
પોપટ પઢાવતી પુંશ્ચલી, વૈમાને બેસી વૈકુંઠ પળી;
તમો ઉચ્છિષ્ટ આરોગ્યા બદરી, તો પરમગતિ પામિ શબરી. ૧૧

કંકાવટીને કરમાં ધરી, સાસુ પાસે વહુ સંચરી;
હાંકીને ગર્વે ઓચરી, જુઓ છાબ સોનૈએ ભરી. ૨
વૈષ્ણવ કહીને દેતાં ગાળ, એ શું મોસાળું કરશે કપાળ;
તમો નિંદતાં તુળસી ને તાળ, તેણે વશ કીધા ગોપાળ. ૩
જુઓ કમાઈ દુર્બળતણી, જીવે છે હરિના ગુણ ભણી;
જો લખ્યાથી આશા હોય ઘણી, તો માગી લેજો પહેરામણી. ૪
સાંભળી કુંવર વહુની વાણી, સાસુએ તેડ્યાં ગોર ગોરાણી;
પૂજ્યા પાગ કરમાં પિંગાણી, આઠ વસ્ત્ર આપ્યાં તેને આણી. ૫
પછે નાગરની ભીડ ઘણી ભાળી, પછેડીની પલવટ વાળી;
આવ્યા છાબ પાસે વનમાળી, છોડે ગાંઠ આપ વસ્ત્ર ટાળી. ૬
મહેતાજી કહે લ્યો દીકરી, સસરાને આપો પામરી;
ગડી જરકશી વાઘાની કરી, હેમ સાંકળી ઉપર ધરી. ૭
એ વરના મુખ આગળ ધરો, નીચું જોઇને પાછાં ફરો;
પહેરામણી મન ગમતી કરો, રખે પગલું પાછું ભરો. ૮
સજોડે તેડ્યાં જેઠ જેઠાણી, આઠે વસ્ત્ર ત્યાં આપ્યાં આણી;
પ્રીતે પૂજ્યાં દીયર દેરાણી, ખૂસટિયો તવ બોલ્યાં વાણી. ૯
જ્યાં નરસૈંયો ત્યાં નવ નીધ, દીયરિયો બેઠો હઠ કીધ;
પંચ મોર સોનાની લીધી, પછી પહેરામણી ચાલતી કીધી. ૧૦
પહેરામણી નણદીએ અટકાવી, કુંવરબાઈપિતા કને આવી;
બે તોલાની રાખડી લાવી, દશ તોલા આપી સમજાવી.
આપ્યા સાસુને સોળ શણગાર, પહેરાવી કીધો નમસ્કાર;
તવ કોપ્યાં વડ સાસુ અપાર, સર્વ કુટુંબનો કીધો તિરસ્કાર. ૧૨

વલણ

તિરસ્કાર કીધો ડોસીએ, હવે પહેરામણી પહેરું નહીરે;
વડી વહુઅર આખળ થઈ, ને હું ઘરડી બેશી રહીરે. ૧૩

endogenous diseases. As regards the prevention of other typ diseases, we shall instruct separately".

"He who rightly observes the rules of health laid down not be deprived of the full measure of the hundred y aseless life."

This knowledge of seasonal regimen was even more impo he women to learn for they thus knew how to protect the and the children from the evils of unwholesome dietary.

भोजने च रुचितमिदमस्मै द्वेष्यमिदं पथ्यमिदमपथ्यमिदमिति च विन्द्यात् ॥

वा. का. अधि ४ अ.

रुचितमिदममुष्मै पथ्यमेतन्न वेति ।
प्रतिदिनमपि भर्तुर्भोजनेच्छां विदध्यात् ॥

ઝમકે ઝાંઝર ઉજ્જ્વલ પાગેરે, વિછુંવા અણુવટ બહુ વાગેરે;
જડાવ ચૂડો કંકણ ખળકાવોરે, માયા મહેતી રૂપે આવેરે. ૧૫
મોહી સભા લક્ષ્મીને નિરખીરે, દેવી દીસે વાણિયણ સરખીરે;
લલિતા વિશાખા એ ખવાસીરે, છે ભક્તિ મુક્તિ ચારે દાસીરે. ૧૬
આવ્યા સજોડે દેવાધિદેવરે, મહેતે હરિ ઓળખ્યા તતખેવરે;
ભલે આવ્યા શેઠ શ્યામળિયારે, મહેતો માધવજીશું મળિયારે. ૧૭
મળતાં બોલ્યા સુંદરશ્યામરે, મારું પ્રગટ ન લેશો નામરે;
રખે વાત અમારી ચરચોરે, તમારે જે જોઇએ તે ખરચોરે. ૧૮
કુંવર બાઈનાં પૂરો કોડરે, એમ કહી બેઠા રણછોડરે;
પછે સભા સહુ સાંભળતાંરે, હરિ વચન બોલ્યા છે વળતાંરે. ૧૯
જાઓ શેઠાણી દુઃખ કાપોરે, કુંવર બાઇને હૃદિયાશું ચાંપોરે;
એવું કહેતામાં કમળા હીંડ્યાંરે, કુંવર બાઇને હૃદિયાશું ભીડ્યાંરે. ૨૦
મારી મીઠી ન ભરીએ આંસુરે, તેડો કયાં છે તમારી સાસુરે;
મળી નાગરીઓ સૌ બેચારરે, જોઈ રૂપ મેલ્યો અહંકારરે. ૨૧
વેવાણ કમળાને એમ પૂછેરે, મહેતા સાથે સગપણ શું છેરે ?
કોકિલા સ્વરે અમૃત વાણીરે ? ત્યારે હસીને બોલ્યાં શેઠાણીરે. ૨૨
વેવાણ તમોએ શું નવ જાણિયાંરે, તમો બ્રાહ્મણ ને અમો વાણિયાંરે;
વેપાર દોશીનો ઘેર કોઠીરે, અમારે ઓથ નરસૈંયાની મોટીરે. ૨૩
અમો ધન મહેતાજીનું લીજેરે, વેપાર કાપડનો કીજેરે;
અમો આવ્યાં મોસાળું કરવારે, ઠાલી છાબ સોનૈએ ભરવારે. ૨૪
મહેતે જે જે વસ્ત્ર મંગાવ્યાંરે, અમો લખ્યા પ્રમાણે લાવ્યાંરે;
એવું કહીને બેઠાં શેઠાણીરે, સહુ નાગરી સાંસે ભરાણીરે. ૨૫
તેડ્યા શ્રીરંગ મહેતો વહેવાઇરે, ભાવે ભેટ્યાં શ્રીજદુરાઇરે;
ત્યારે વિસ્મય થયા સહુ નાગરરે, છાબ ભરી તે કરુણા સાગરરે;
મહેતાને કહે વનમાળીરે, કરો પહેરામણી સંભાળીરે. ૨૬

વલણ

સંભાળી કરો પહેરામણી, એવું કહે સુંદરશ્યામરે;
વળી ઘટે તે માગજો, અમો વાણોતર સરખું કામરે. ૨૭

### કડવું ૧૪ મું-રાગ મારુ

મહેતે તેડાવી દીકરી, આ છાબ જુવો સોનૈએ ભરી;
પહેરાવો સહુ નાત નાગરી, આવો અવસર નહિ આવે ફરી. ૧

કંકાવટીને કરમાં ધરી, સાસુ પાસે વહુ સંચરી;
હાંકીને ગર્વે ઓચરી, જુઓ છાબ સોનૈએ ભરી.
વૈષ્ણવ કહીને દેતાં ગાળ, એ શું મોસાળું કરશે કપાળ;
તમો નિંદતાં તુળસી ને તાળ, તેણે વશ કીધા ગોપાળ.
જુઓ કમાઈ દુર્બળતણી, જીવે છે હરિના ગુણ ભણી;
જો લખ્યાથી આશા હોય ઘણી, તો માગી લેજો પહેરામણી.
સાંભળી કુંવર વહુની વાણી, સાસુએ તેડ્યાં ગોર ગોરાણી;
પૂજ્યા પાગ કરમાં પિંગાણી, આઠ વસ્ત્ર આપ્યાં તેને આણી. ૫
પછે નાગરની ભીડ ઘણી ભાળી, પછેડીની પલવટ વાળી;
આવ્યા છાબ પાસે વનમાળી, છોડે ગાંઠ આપ વસ્ત્ર ટાળી. ૬
મહેતાજી કહે લ્યો દીકરી, સસરાને આપો પામરી;
ગડી જરકશી વાઘાની કરી, હેમ સાંકળી ઉપર ધરી. ૭
એ વરના મુખ આગળ ધરો, નીચું જોઇને પાછાં ફરો;
પહેરામણી મન ગમતી કરો, રખે પગલું પાછું ભરો. ૮
સજોડે તેડ્યાં જેઠ જેઠાણી, આઠે વસ્ત્ર ત્યાં આપ્યાં આણી;
પ્રીતે પૂજ્યાં દીયર દેરાણી, બૂસટિયો તવ બોલ્યાં વાણી. ૯
જ્યાં નરસૈંયો ત્યાં નવ નીધ, દીયરિયો બેઠો હઠ કીધ;
પંચ મોર સોનાની લીધી, પછી પહેરામણી ચાલતી કીધી. ૧૦
પહેરામણી નણદીએ અટકાવી, કુંવરબાઈપિતા કને આવી;
બે તોલાની રાખડી લાવી, દશ તોલા આપી સમજાવી.
આપ્યા સાસુને સોળ શણગાર, પહેરાવી કીધા નમસ્કાર;
તવ કોપ્યાં વડ સાસુ અપાર, સર્વ કુટુંબનો કીધો તિરસ્કાર. ૧૨

વલણ

તિરસ્કાર કીધો ડોસીએ, હવે પહેરામણી પહેરું નહીરે;
વડી વહુઅર આગળ થઈ, ને હું ઘરડી બેશી રહીરે. ૧૩

### કડવું ૧૫ મું–રાગ મેવાડો

વડી વહેવાણ રીસાયાં જાણી, લક્ષ્મીજી પાસે આવ્યાંજી;
સારું ખીરોદક ખાંધે મૂકી, ડોસીને સમજાવ્યાંજી. ૧
જે જેકાર થયો મંડપમાં, ગીત ગાય છે રામાજી;
મોસાળુ તે મહેતાજીનું, બીજા સર્વે ભામાજી. ૨
પોતે પોતાનાં સગાં તેડ્યાં, જેનો જ્યાં સગવેડજી;
મનવાંછિત પહેરામણી દેખી, માંડી તેડાતેડજી.

ઝમકે ઝાંઝર ઉજ્જ્વલ પાગેરે, વિછુંવા અણવટ બહુ વાગેરે;
જડાવ ચૂડો કંકણ ખળકાવેરે, માયા મહેતી રૂપે આવેરે. ૧૫
મોહી સભા લક્ષ્મીને નિરખીરે, દેવી દીસે વાણિયણ સરખીરે;
લલિતા વિશાખા બે ખવાસીરે, છે ભક્તિ મુક્તિ ચારે દાસીરે. ૧૬
આવ્યા સજોડે દેવાધિદેવરે, મહેતે હરિ ઓળખ્યા તતખેવરે;
ભલે આવ્યા શેઠ શ્યામળિયારે, મહેતો માધવજીશું મળિયારે. ૧૭
મળતાં બોલ્યા સુંદરશ્યામરે, મારું પ્રગટ ન લેશો નામરે;
રખે વાત અમારી ચરચોરે, તમારે જે જોઇએ તે ખરચોરે. ૧૮
કુંવર બાઈનાં પૂરો કોડરે, એમ કહી બેઠા રણછોડરે;
પછે સભા સહુ સાંભળતાંરે, હરિ વચન બોલ્યા છે વળતાંરે. ૧૯
જાઓ શેઠાણી દુઃખ કાપોરે, કુંવર બાઇને હૃદિયાશું ચાંપોરે;
એવું કહેતામાં કમળા હીંડ્યાંરે, કુંવર બાઇને હૃદિયાશું ભીડ્યાંરે. ૨૦
મારી મીઠી ન ભરીએ આંસુરે, તેડો ક્યાં છે તમારી સાસુરે;
મળી નાગરીઓ સૌ બેચારરે, જોઈ રૂપ મેલ્યો અહંકારરે. ૨૧
વેવાણ કમળાને એમ પૂછેરે, મહેતા સાથે સગપણ શું છેરે ?
કોકિલા સ્વરે અમૃત વાણીરે ? ત્યારે હસીને બોલ્યાં શેઠાણીરે. ૨૨
વેવાણ તમોએ શું નવ જાણિયાંરે, તમો બ્રાહ્મણ ને અમો વાણિયાંરે;
વેપાર દોશીનો ઘેર કોઠીરે, અમારે ઓથ નરસૈંયાની મોટીરે. ૨૩
અમો ધન મહેતાજીનું લીજેરે, વેપાર કાપડનો કીજેરે;
અમો આવ્યાં મોસાળું કરવારે, ઠાલી છાબ સોનૈએ ભરવારે. ૨૪
મહેતે જે જે વસ્ત્ર સંગાવ્યાંરે, અમો લખ્યા પ્રમાણે લાવ્યાંરે;
એવું કહીને બેઠાં શેઠાણીરે, સહુ નાગરી સાંસે ભરાણીરે. ૨૫
તેડ્યા શ્રીરંગ મહેતા વહેવાઇરે, ભાવે ભેટ્યાં શ્રીજદુરાઇરે;
ત્યારે વિસ્મય થયા સહુ નાગરરે, છાબ ભરી તે કરુણા સાગરરે;
મહેતાને કહે વનમાળીરે, કરો પહેરામણી સંભાળીરે. ૨૬

વલણ

સંભાળી કરો પહેરામણી, એવું કહે સુંદરશ્યામરે;
વળી ઘટે તે માગજો, અમો વાણોતર સરખું કામરે. ૨૭

### કડવું ૨૪ મું–રાગ મારુ

મહેતે તેડાવી દીકરી, આ છાબ જુવો સોનૈયે ભરી;
પહેરાવો સહુ નાત નાગરી, આવો અવસર નહિ આવે ફરી. ૧

જશમાદે જશોદા છબી, જમુના જાનકી વહુજી;
ચરણા ચોળી ને ઘર સાડી, પહેરી ઉભા વહુજી. ૧
માનબાઇને વેલ વહુ ને, રંભાવતી ને રૈયાંજી;
જૂનાં કાઢીને નવાં પહેરાવ્યાં, હેઠાં મૂકી છૈયાંજી. ૨
છાબની પાસે છબીલો બેઠા, જે જોઇએ તે આપેજી;
મશરુ ગજિયાં ને ગજિયાંણી, ગજ ભરીને કાપેજી. ૨૧
પાટ પીતાંબર અતલસ અંબર, ચોળે રંગે ચીરજી;
શોભે સુંદર ભાત્ય નવરંગી, પુતળીઓને કીરજી. ૨૨
સાડી જરકશીની ઓઢણી, ચળકે સુંદર જોરજી;
કેસર છાંટ્યાં ધોળા સાળુ, ફરતી કસબી કોરજી. ૨૩
ચંદ્રકળા ને મોરવી શોભે, દરિયાઇમાં દોરજી;
અતલસ પાંચ પટા આભૂષણ, સોનારૂપાની મહોરજી. ૨૪
કોને અકોટી કોને ટોટી, ગળુબંધ બહુ મૂલજી;
કોને ભમરી કોને સેંથો, ત્રસેંથિયાં શીશ ફૂલજી. ૨૫
કો મહેતા પાસે માળા માગે, ઉભી રહી કર જોડેજી;
કેટલીએક પોતાના બાળક, મહેતા આગળ ઓડેજી. ૨૬

વલણ

ઓડે બાળક જાણે આપે, મનવાંછિત પામ્યાં સહુ;
સાસરિયાનું મહેણું ટળ્યું, પિયર પનોતી કુંવર વહુ. ૨૭

## કડવું ૧૬ મું—રાગ ધનાશ્રી

કોડ પહોંચ્યા કુંવર વહુનાં, ભાગ્યું ભવનું મહેણુંજી;
મનવાંછિત પહેરામણી પામ્યાં, જેને જેવું લેણુંજી. ૧
નાગરી નાત્ય કુટુંબ પાડોશી, ચાકર કોળી માળીજી;
પહેરામણી સહુ કોને પહોંતી, વાચા પ્રભુએ પાળીજી. ૨
સોળે શણગાર કુંવર બાઇને, આપી દીધું માનજી;
કનક પહાણ બે છાબમાં મૂક્યા, હરિ થયા અંતર્ધ્યાનજી. ૩
સભા સહુકો વિસ્મય પામી, અલૌકિક શેઠશેઠાણિજી;
મહેતાને સહુકો પાયે લાગે, ભક્તિ સાચી જાણીજી. ૪
કુંવર બાઇની નણદી આવી, બડબડતી મુખ મોડેજી;
પહેરામણી કોઇને નવ પહોંતી, વેવાઇને અવખોડેજી. ૫
પહેરામણી પરનાતિ પામ્યાં, ઘરનાં માણસ ગયાં ભૂલીજી;
એક કટકો કાપડું નવ પામી, પુત્રી મારી ફુલફુલીજી. ૬

ઘેર ઘેર વાત થઇ નાગરમાં, મહેતો કરે મામેરુંજી;
વિચાર કરતી અબળા દોડી, મનમાની સાડી પહેરુંજી. ૪
ચાર વરણ સઉ ચરણે ચાલી, આવ્યાં મંડપમાંયજી;
પલવટ વાળી શ્રીવનમાળી, તતક્ષણ આવ્યા ત્યાંયજી. ૫
મહેતોજી ઉભા તાળ વગાડે, ગાય વેરાગી ગીતજી;
વડસાસુ કુંવર વહુને કહે, પહેરામણીની રીતજી. ૬
શ્રીરંગજીને શામળ મહેતો, પામ્યાં ધોળાં શેલાંજી;
હેમજી ખેમજી મહેતાને, દશેક ખાંધે મેલ્યાંજી. ૭
કબાય કોને પામરી પટકા, નામ ન જાયે ગણિયાંજી;
કોને મુગટા કોને પિતાંબર, કોને શેલાં ચણિયાંજી. ૮
મગિયાં દોરિયા અસાવળી કોને, શેલાં પટુ સાલજી;
ગુચ્છ પેચ પાઘડીઓ તોરા, દીસે ઝાક ઝમાલજી. ૯
પાયજામા નીમા પછેડી, જામા અવળા બંધજી;
વસ્ત્રતણો તો વરસાદ વરસ્યો, જ્યાં દોશી કરુણાસિંધજી. ૧૦
બાજુબંધ બેરખા અતિ સુંદર, વેઢ વીંટીયો છાપજી;
દુગદુગી માળા ને માદળિયાં, આપ્યાં મોતી અમાપજી. ૧૧
કોને કંદોરા ને કંઠી પોંહચી, કોને સાંકળી માળજી;
કનક કડાં ને કાને કુંડળ, જડાવ ઝાક ઝમાળજી. ૧૨
પહેરામણી પુરુષોને પહોંતી, તેઓ અબળા સાથજી;
પિયળ કાઢીને ખાંધે મૂક્યાં, પટકુલ નાના ભાતયજી. ૧૩
ગંગા વહુને ગજીયાણી સાડી, સુંદર વહુને સાળુજી;
ગોરે અંગે સુંદર શોભે, માંહે કાપડું કાળુંજી. ૧૪
છબીલી વહુને છાયલ ભારે, ભાત તે રાતી ધોળીજી;
કોડ વહુને કલગેર આપી, પ્રેમ વહુને પટોળીજી. ૧૫
રામકુંવર ને કૃષ્ણ કુંવરને, આપ્યા ઉત્તમ ઘાટજી;
છેલ વહુને છીંટ જ આપી, નહાની વહુને નાટજી. ૧૬
પાન વહુ તો પીતાંબર પહેરે, તાકે બચ્ચીબાઇજી;
રૂપકુંવરને રાતો સાળુ, દેવકુંવર દરિયાઇજી. ૧૭
સ્યામકુંવરને સોનેરી સાળુ, ગુણકુંવરને ઘરચોળુંજી;
લક્ષ્મી વહુને, લાછા વહુને, લાલ વહુને પટોળુંજી. ૧૮

જશમદિ જશોદા છબી, જમુના જાનકી વહુજી;
ચરણા ચોળી ને ઘર સાડી, પહેરી ઉભા વહુજી. ૧૯
માનબાઇને વેલ વહુ ને, રંભાવતી ને રૈયાંજી;
જૂનાં કાઢીને નવાં પહેરાવ્યાં, હેઠાં મૂકી છૈયાંજી. ૨૦
છાબની પાસે છબીલો બેઠા, જે જોઇએ તે આપેજી;
મશરુ ગજિયાં ને ગજિયાંણી, ગજ ભરીને કાપેજી. ૨૧
પાટ પીતાંબર અતલસ અંબર, ચોળે રંગે ચીરજી;
શોભે સુંદર ભાત્ય નવરંગી, પુતળીઓને કીરજી. ૨૨
સાડી જરકશીની ઓઢણી, ચળક સુંદર જોરજી;
કેસર છાંટયાં ધોળા સાળુ, ફરતી કસબી કોરજી. ૨૩
ચંદ્રકળા ને મોરવી શોભે, દરિયાઇમાં દોરજી;
અતલસ પાંચ પટા આભૂષણ, સોનારૂપાની મહોરજી. ૨૪
કોને અકોટી કોને ટોટી, ગળુબંધ બહુ મૂલજી;
કોને ભમરી કોને સેંથો, ત્રસેંથિયાં શીશ ફૂલજી. ૨૫
કો મહેતા પાસે માળા માગે, ઉભી રહી કર જોડેજી;
કેટલીએક પોતાના બાળક, મહેતા આગળ ઓડેજી. ૨૬

વલણ

ઓડે બાળક જાણે આપે, મનવાંછિત પામ્યાં સહુ;
સાસરિયાનું મહેણું ટળ્યું, પિયર પનોતી કુંવર વહુ. ૨૭

કડવું ૧૬ મું–રાગ ધનાશ્રી

કોડ પહોંત્યા કુંવર વહુનાં, ભાગ્યું ભવનું મહેણુંજી;
મનવાંછિત પહેરામણી પામ્યાં, જેને જેવું લેણુંજી. ૧
નાગરી નાત્ય કુટુંબ પાડોશી, ચાકર કોળી માળીજી;
પહેરામણી સહુ કોને પહોંતી, વાચા પ્રભુએ પાળીજી. ૨
સોળે શણગાર કુંવર બાઇને, આપી દીધું માનજી;
કનક પહાણ બે છાબમાં મૂક્યા, હરિ થયા અંતર્ધ્યાનજી. ૩
સભા સહુકો વિસ્મય પામી, અલૌકિક શેઠશેઠાણિજી;
મહેતાને સહુકો પાયે લાગે, ભક્તિ સાચી જાણીજી. ૪
કુંવર બાઇની નણદી આવી, બડબડતી મુખ મોડેજી;
પહેરામણી કોઇને નવ પહોંતી, વેવાઇને અવખોડેજી. ૫
પહેરામણી પરનાતિ પામ્યાં, ઘરનાં માણુસ ગયાં ભૂલીજી;
એક કટકો કાપડું નવ પામી, પુત્રી મારી ફુલફુલીજી. ૬

મને આપ્યું તે લ્યો ભાભી પાછું, રાખડી બંધામણજી;
નામ મહેતો પણ નોહે નાગર, દીસે દુર્બળ બ્રાહ્મણજી. ૭
કુંવરબાઇ પિતા કને આવી, તાત હવે શું થાશેજી ?
આટલું ખરચતે મેણું રહ્યું તે, હવે કયમ જીવાશેજી ? ૮
વિસરી દિકરી નણદિ કેરી, નાનબાઈ તેનું નામજી;
છ મહિનાની છે તે છોકરી, એક કાપડાનું કામજી. ૯
મહેતાજી કહે પુત્રી મહારી, સમરો શ્રીગોપાળજી;
એક તાંતણો મુજથી ન પામો, બેઠો વજાડું તાળજી. ૧૦
ફરી ધ્યાન ધર્યું માધવનું, ત્રિકમ રાખજે ટેકજી;
પચરંગી ત્યાં કાપડું સુંદર, આકાશથી પડ્યું એકજી. ૧૧
નણદી સંતોકી કુંવર બાઇની, મહેતાજી માગે વિદાયજી;
સહસ્ર મહોર સોનાના પહાણ્યા, મૂકયા તે છાબમાંયજી. ૧૨
નાગર લોક સહુ પાયે લાગે, પ્રજા કરે વખાણજી;
નાગરી ન્યાતે મોટો નરસિંહ, માથે સારંગપાણજી. ૧૩
ધન્ય મહેતાજી તમ સમોવડ, આ કલીયુગમાં નોયજી;
નાગરી નાત્યનો મહિમા રાખ્યો, ઉજળું કીધું સહુ કોયજી. ૧૪
અમને તો વિશ્વાસ નોતો જે, મહેતો કરે મામેરુંજી;
સર્વની લજ્જા પ્રભુએ રાખી, મેણું ટળ્યું ભવકેરુંજી. ૧૫
પછે મહેતાજી વિદાય માગે, બોલે બેઉ કર જોડીજી;
કુંવર બાઇને વેળાવો, વેલ્ય આણી છે જોડીજી. ૧૬
પછે કુંવરબાઈ વેલે બેસી, જુનેગઢ તે જાયજી;
સહુકો વેળાવી પાછાં વળિયાં, ધન્ય ધન્ય વૈકુંઠરાયજી. ૧૭
વીરક્ષેત્ર વડોદરું, ગુજરાત મધ્યે ગામજી;
ચાતુર્વંશી જ્ઞાતિ બ્રાહ્મણ, ભટ પ્રેમાનંદજી નામજી. ૧૮
સંવત સત્તર ઓગણચાલો, આસોશુદિ નવમી રવિવારજી;
પૂરણ ગ્રંથ થયો તે દિવસે, યથા બુદ્ધિ વિસ્તારજી. ૧૯
પ્રીતે કરી જે ગાય સાંભળે, દારિદ્રય તેનું જાયજી;
એવું જાણી ભક્તિ કરે તેને, સન્મુખ વૈકુંઠ રાયજી. ૨૦

વલણ

વૈકુંઠ નાથ સન્મુખ હોય, જો નિર્મળ મને સાંભળે;
ભટ પ્રેમાનંદ કહે કથા, તેને માધવજી નિશ્ચે મળે. ૨૧

# સુદામા ચરિત્ર

### કડવું ૧ લું–રાગ કેદારો

શ્રીગુરુદેવ ને ગણપતિ, સમરું અંબા ને સરસ્વતી;
પ્રબળ ગતિ, વિમળ મતિ, અતિ પામીએરે. ૧
સ્મારમણ હૃદેમાં રાખું, ભગવદ્લીલા ભાખું;
ભક્તિ રસ ચાખું, જે ચાખ્યો શુકસ્વામીએરે. ૨

ઢાળ

શુક સ્વામી કહે સાંભળ રાજા, પરિક્ષિત પુણ્ય પવિત્ર;
દશમસ્કંધ અધ્યાય એંશીમે, કહું સુદામાચરિત્ર. ૩
સાંદીપનિ ઋષિ સુરગુરુ સરખા, વિદ્યાવંત અનંત;
તેને મઠ ભણવાને આવ્યા, હળધર ને ભગવંત. ૪
તેની નિશાળે વડો વિદ્યાર્થી, ઋષિ સુદામો કહાવે;
પાટી લખી દેખાડવા રામ કૃષ્ણ, સુદામા પાસે આવે. ૫
સુદામો, શ્યામ, સંકર્ષણ, અન્ન ભિક્ષા માગી લાવે;
એકઠા બેસી અશન કરે તે, ભૂધરને મન ભાવે. ૬
સાથે સ્વર બાંધીને ભણતા, થાય વેદની ધુન્ય;
એક સાથરે શયન કરતા, મોરલિધર, બળ સુન્ય. ૭
ચોસઠ દહાડે ચૌદ વિદ્યા, શીખ્યા બેઉ ભાઈ;
ગુરુસુત ગુરુદક્ષિણામાં આપી, વિઠ્ઠલ થયા વિદાઈ. ૮
શ્રીકૃષ્ણ સુદામો ભેટી રોયા, બોલ્યા વિશ્વાધાર;
માનુભાવ ફરીને મળજો, માગું છું એકવાર. ૯
ગદ્‌ગદ્ કંઠે કહે સુદામો, માગું દેવ મોરારી;
સદૈવ તમારાં ચરણ વિષે, મનસા રહેજો મારી. ૧૦
મથુરાથી કૃષ્ણ પધાર્યા, પૂરી દ્વારિકાવાસી;
સુદામે ગૃહસ્થાશ્રમ માંડ્યો, મન જેનું સંન્યાસી. ૧૧
પતિવ્રતા પત્ની છે પાવન, પતિને પ્રભુ કરી પ્રીછે;
સ્વામી સેવાનું સુખ વાંછે, માયાસુખ નવ ઇચ્છે. ૧૨
દશ બાળક થયાં સુદામાને, દુઃખ દરિદ્રે ભરીયાં;
શીતળાએ અમીછાંટો નાંખ્યો, થોડે અન્ને ઉછરિયાં. ૧૩

અજાચક વ્રત પાળે સુદામો, હરિ વિના હાથ ન ઓડે;
આવી મળ્યું તો અશન કરે, નહિ તો ભુખ્યાં સાથરે પોઢે. ૧૪

### વલણ

પોઢે ઋષિ સંતોષ આણી, સુખ ન ઇચ્છે ઘરસૂત્રનું;
ઋષિપત્ની ભિક્ષા માગીને લાવે, પૂરું પાડે પતિ પુત્રનું. ૧૫

### કડવું ૨ જું–રાગ વેરાડી

શુકજી કહે સાંભળ નરપતિ, છે સુદામાની નિર્મળ મતિ;
માયાસુખ નવ ઇચ્છે રતિ, સદા મન છે જેનું જતિ. ૧
મુનિનો મર્મ કોઈ નવ લહે, સઊ વેલો ઘેલો દરિદ્રી કહે;
જાચ્યા વિના કોઈ કેમ આપે, ધણે દુઃખે કરી દિન કાપે. ૨
ભિક્ષાનું કામ કામિની કરે, કોનાં વસ્ત્ર ધુએ ને પાણી ભરે;
જેમ તેમ કરીને લાવે અન્ન, નિજ કુટુંબ પોષે સ્ત્રીજંન. ૩
ઘણા દિવસ દુઃખ ઘરનું સહ્યું, પછે પુરમાં અન્ન જડતું રહ્યું;
બાળકને થયા બે ઉપવાસ, તવ સ્ત્રી આવી સુદામા પાસ. ૪
હું વિનવું જોડી બે હાથ, અબળા કહે સાંભળીએ નાથ;
બાળક ભૂખ્યાં કરે રુદંન, નગરમાં નથી મળતું અન્ન. ૫
ન મળે કંદ મૂળ કે ફળ, બે દિવસ થયાં લેઈ રહે જળ;
સુખશય્યા ભૂષણ પટકૂળ, તે કયાંથી? હરી નથી સાનકૂળ. ૬
ભૂખ્યાં બાળક જુએ માનું મુખ, સ્ત્રી કહે સ્વામીને દુઃખ;
કહેતામાં લાગીશ અળખામણી, સ્વામી જુઓ આપણા ઘર ભણી. ૭
ધાતુપાત્ર નહીં કર સહાવા, સાજું વસ્ત્ર નથી સમ ખાવા;
જેમ જળવિણ વાડી ઝાડુવાં, તેમ અન્નવિણ બાળક બાઢુવાં. ૮
વાયે ટાઢ બાળકડાં રૂએ, ભસ્મમાંહિ પેસીને સૂએ;
હું તે ધીરજ કોઇપેરે ધરું, છોકરાનું દુઃખ દેખીને મરું. ૯
નીચાં ઘર ભીંતડિયો પડી, શ્વાન માંજર આવે છે ચડી;
અતિથિ ફરી નિર્મુખ જાય, ગર્વાનક નવ પામે ગાય. ૧૦
કરો છો મંત્ર ભણીને સેવ, નૈવેદ્ય વિના પૂજો છો દેવ;
પૂન્ય પર્વણી કો નવ જમે, જેવો ઊગે તેવો આથમે. ૧૧
આ બાળક પરણાવવાં પડશે, સત કુળની કન્યા કયાંથી જડશે?
શ્રાદ્ધ સંવત્સરી સહુકો કરે, આપણા પિત્રી નિર્મુખ ફરે. ૧૨

અન્ન વિના પુત્ર મારે વાગલાં, તો ક્યાંથી ટોપી આંગલાં;
અબોટિયું ધોતિયું નવ મળે, સ્નાન કરો છો શીતળ જળે. ૧૩
વાધ્યા નખ ને વાધી જટા, માંહિ ઉડે રક્ષાની ઘટા;
દર્ભતણી તૂટી સાદડી, નાથજી તે પર રહો છો પડી. ૧૪
બીજે ત્રીજે પામો છો આહાર, તે મુજને દહે છે અંગાર;
હું તો દરિદ્રસમુદ્રમાં બૂડી, હેવાતણમાં અકેકી ચૂડી. ૧૫
સૌભાગ્યના નથી શણગાર, નહિ કાજળ નહિ કિડિયાં હાર;
નહિ લલાટે દેવા કંકુ, અન્ન વિના શરીર રહ્યું સુકું. ૧૬
હું પૂછું છું લાગી પાય, આવું દુઃખ ક્યાં સૂધી સેવાય?
દહાડી તમો કહો છો ભરથાર, માધવ સાથે છે મિત્રાચાર. ૧૭
જે રહે કલ્પવૃક્ષની તળે, તેને શી વસ્તુ નવ મળે?
જે જીવ જળમાં ક્રીડા કરે, તે પ્રાણી ક્યમ તરશે મરે? ૧૮
પ્રગટ કરી સેવે હુતાશ, તેને શીત આવે ક્યમ પાસ?
અમૃત પાન કીધું જે નરે, જમકિંકરનો ભય ક્યમ ધરે? ૧૯
જેને સરસ્વતી જીભે વશી, તેને અધ્યયન ચિંતા કશી?
સદ્ગુરુનાં જેણે સેવ્યાં ચરણ, તેને શાનું માયાવરણ? ૨૦
જે જન સેવે હરિને સદા, તેને જન્મ મરણ શી આપદા?
જેનું મન હરિચરણે વસ્યું, તે પ્રાણીને પાતક કશું? ૨૧
જેને સ્નેહ શામળિયા સાથ, તેનું ઘર નવ હોય અનાથ;
છેલ્લી વિનતિ દાસીતણી, પ્રભુ પધારો ભૂધર ભણી. ૨૨
તે છે ચૌદ લોકના મહારાજ, બ્રાહ્મણને ભીખતાં શી લાજ? ૨૩

વલણ

લાજ ન કીજે નાથ મારા, માધવ મનવાંછિત આપશેરે;
દીન જાણીને દયા આણી, દરિદ્રનો દ્રુમ કાપશેરે. ૨૪

## કડવું ૩ જું—રાગ ગોડી

જઈને જાચો જાદવરાય, ભાવઠ ભાંગશેરે;
હું તો કહું છું લાગીને પાય, ભાવઠ ભાંગશેરે.
ધન નહિ જડે તો ગોમતિમાં મજ્જન દર્શન ફળ નહિ જાય; ભાવઠ—ટેક.
સુદામો કહે સ્ત્રીને, નથી માગતાં પ્રતિવાય;
પણ મિત્ર આગળ મમ મૂકી, માગતાં જીવ જાય. મામ ન મૂકીએ રે.

ઉદર કારણે નીચ કને જઈ, કીજે વિનય પ્રણામ;
તો આ સ્થાનક છે મળવાતણું, મામે વણશે કામ. ભાવઠ.
જાદવ સઘળા દેખતાં કેમ, ઓડું જમણો હાથ?
હું દુર્બળનું રૂપ દેખીને, લાજે લક્ષ્મીનાથ. મામ ન.
જે પુરુષ તે ઉદ્યમીરે, જઈ કરે પોતાનું કાજ;
બ્રાહ્મણનું કુળકર્મ છે, તેમાં ભીખતાં શી લાજ? ભાવઠ.
અંતર્યામી અજાણ નથીરે, સ્ત્રી તમને કહું વારંવાર;
દશ માસ ગર્ભવાસ પ્રાણીની, રક્ષા કરે મોરાર. મામ ન.
શો ઉદ્યમ કરિયે એવું જાણી, સંતોષ આણિયે મંન;
સુખલીલામાં હરિ વિસરે, ભાવ થાય આપણો ભિન્ન. મામ ન.
જાચવા ન જઇયે ને પડિ રહિયે તો, ક્યમ જીવે પરિવાર;
એકવાર જાચો જાદવા, તમને નહિ કહું બીજીવાર. ભાવઠ.
રાજા થઈ વિભીષણ જાચ્યા, મહાવીર ધીર જગદીશ;
અખંડ પદવી પામીયા, ધર્યું મેઘાડંબર શીશ. ભાવઠ.
જોડવા પાણી ને દીન વાણી, થાય વદન પીળું વરણ;
એ ચિહ્ન છે જાચકતણાં, જાચવાથી રુડું મરણ. મામ ન.
જગતના મનની વાર્તા જાણે, અંતરજામી રામ;
ઇહાં બેઠાં નવનીધ આપશે, ત્યાં ગયાનું શું કામ? મામ ન.
સુદામો કહે નારને, ક્યમ ચાલે મારા પાય?
મિત્ર આગળ મામ મૂકિયે, ધિક્ પડો મારી કાય. મામ ન.
કહેવું નહિ પડે કૃષ્ણજીને, નથી અંતરજામી અજાણ;
ઘટ ઘટમાં વ્યાપી રહ્યો છે, પૂરણ પુરુષ પુરાણ. ભાવઠ.
દશ માસ ગર્ભવાસ પ્રાણી, શો કરે ઉદ્યમ?
એવું જાણી સંતોષ આણો, હરિ વિસારશે ક્યમ? મામ ન.
તમો જ્ઞાનિ વૈરાગી ત્યાગી થઈ બેઠા, પંડિત ગુણભંડાર;
હું જુગતે જાચું ક્યમ કરી, અબળાનો અવતાર. ભાવઠ ભાંગશે રે.

વલણ

અવતાર સ્ત્રીનો અધમ કહિને, ઋષિપત્ની આંસુ ભરે;
દુઃખ પામતી જાણી પ્રેમદા, પછે સુદામોજી ઉચરે.

કડવું ૪ થું—રાગ રામગ્રી

પછી સુદામોજી બોલિયા, સુણ સુંદરી રે;
હું કહું તે શિખ માન, ઘેલી કોણે કરી રે. ૧

જે નિર્મ્યું છે તે પામિયે, સુણ સુંદરી રે;
વિધિયે લખી વૃદ્ધિ હાણ, ઘેલી કાણે કરી રે. ૨
સુકૃત દુકૃત બેઉ મિત્ર છે, સુણ સુંદરી રે;
તે જાય આત્માને સાથ, ઘેલી કાણે કરી રે. ૩
દીધા વિના ક્યાંથી પામિયે, સુણ સુંદરી રે;
નથી આપ્યું જમણે હાથ, ઘેલી કાણે કરી રે. ૪
જો ખડધાન ખેડી વાવિયે, સુણ સુંદરી રે;
તો ક્યાંથી નિપજે શાળ, ઘેલી કાણે કરી રે. ૫
જળ વહી ગયે શી શોચના, સુણ સુંદરી રે;
જો પ્રથમ ન બાંધી પાળ, ઘેલી કાણે કરી રે. ૬
એકાદશી વ્રત નવ કર્યાં, સુણ સુંદરી રે;
નવ કીધા તીર્થોપવાસ, ઘેલી કાણે કરી રે. ૭
અગ્નિ તૃપ્ત કીધા નહીં, સુણ સુંદરી રે;
નહિ શ્વાન વાયસ ગૌગ્રાસ, ઘેલી કાણે કરી રે. ૮
બ્રહ્મભોજન કીધાં નહીં, સુણ સુંદરી રે;
નથી કીધાં હોમ હવન્ન, ઘેલી કાણે કરી રે. ૯
અતિથિ નિર્મુખ વાળિયાં, સુણ સુંદરી રે;
તો ક્યાંથી પામિયે અન્ન, ઘેલી કાણે કરી રે. ૧૦
પ્રીતે હરિપ્રસાદ લીધો નહીં, સુણ સુંદરી રે;
નિત્ય અશુદ્ધ કીધો આહાર, ઘેલી કાણે કરી રે. ૧૧
આપ ઉદર આપે પાપે ભર્યું, સુણ સુંદરી રે;
છૂટ્યાં પશુતણો અવતાર, ઘેલી કાણે કરી રે. ૧૨
સંતોષ અમૃત ચાખિયે, સુણ સુંદરી રે;
હરિચરણે સોંપી મંન, ઘેલી કાણે કરી રે. ૧૩
ભક્તિયે નવનિધ્ય પામીયે, સુણ સુંદરી રે;
ધરો ધીર તમે સ્ત્રીજંન, ઘેલી કાણે કરી રે. ૧૪
આંખ્ય ભરી અબળા કહે, ઋષિરાયજી રે;
મારું જડ થયું છે મંન, લાગું પાયજી રે. ૧૫
એ તો જ્ઞાન મને ગમતું નથી, ઋષિરાયજી રે;
રુએ બાળક લાવો અન્ન, લાગું પાયજી રે. ૧૬

અન્ન વિના ચાલે નહીં, ઋષિરાયજી રે;
મોટા જોગેશ્વર હરિભક્ત, લાગું પાયજી રે. ૧૭
અન્નવિણ ભજન સૂઝે નહીં, ઋષિરાયજી રે;
જીવે અન્ને આખું જગત, લાગું પાયજી રે. ૧૮
શિવે અન્નપૂર્ણા ઘેર રાખિયાં, ઋષિરાયજી રે;
સૂર્યે રાખ્યું અક્ષયપાત્ર, લાગું પાયજી રે. ૧૯
સપ્ત ઋષિ સેવે કામધેનુને, ઋષિરાયજી રે;
તો આપણે તે કોણ માત્ર, લાગું પાયજી રે. ૨૦
સુર સેવે કલ્પવૃક્ષને, ઋષિરાયજી રે;
મનવાંછિત પામે આહાર, લાગું પાયજી રે. ૨૧
ધર્મ પ્રાણ અન્ન વિના નહીં, ઋષિરાયજી રે;
ઉભો અન્ને સકળ સંસાર, લાગું પાયજી રે. ૨૨
ફેરાનું ફળ જાશે નહીં, ઋષિરાયજી રે;
જઈ જાચો કૃષ્ણ બળદેવ, લાગું પાયજી રે. ૨૩
વિધિયે લખ્યા અક્ષર દરિદ્રના, ઋષિરાયજી રે;
ધોશે ધરણીધર તતખેવ, લાગું પાયજી રે. ૨૪

### વલણ

તતક્ષણ ત્રિકમ છેદશે, દરિદ્રકેરાં ઝાડ રે;
નાથ પધારો દ્વારિકા, હું માનું તમારો પાડ રે. ૨૫

## કડવું ૫ મું–રાગ રામગ્રી

કહે શુક જોગી સાંભળો રાયજી, ફરી ફરી પ્રેમદા લાગે પાયજી;
વિપ્ર સુદામો આપ વિચારેજી, નિશ્ચે જાચવા જવું પડશે મારેજી. ૧

### ઢાળ

જાવું પડશે સર્વથા, ઘણું રુએ અબળા રાંક;
અન્ન વિના બાળક ટળવળે, એમાં માતતણો શો વાંક. ૨
પત્નીપ્રત્યે કહે સુદામો, તમો જીત્યાં ને હાર્યો હુંય;
કહો ભામિની ભગવંત આગળ, જઈ ભેટ આપું શુંય ? ૩
કાકા કહીને નિકટ આવે, કૃષ્ણસુત સમુદાય;
ખાવા માગે મુજકને, ત્યારે શું મેલું કરમાંય ? ૪

સુણી હરખ પામી પ્રેમદા, ગઈ પાડોશણની પાસ;
બાઈ આજ કામકરો મારું, જાણે વણમૂલે લીધી દાસ. ૫
દ્વારામતી મમ પતિ જાય છે, જાચવા જાદવરાય;
અમો બમણું કરીને આપશું, કાંઈ આપો ઉછીતું માય. ૬
પાડોશણને દયા આવી, જો દુર્બળ આવી માંગવા;
સુપડું ભરીને કાંગ આપ્યા, આ બાઈ તમારે દેવા. ૭
ઉખળે ધાલી ઓખણ્યા, તેને કીધા શ્વેત;
તગતગતો કરી કરમાં આપ્યા, ઋષિજી પામ્યા હેત. ૮
મારગમાં છોવાય નહીં, છે ત્રિકમના તાંદૂળ;
લેઈ જાવા છે જુગતે કરી, નથી બાંધવા પટકૂળ. ૯
ઉપરાઉપરી બંધન બાંધ્યાં, ચીથરાં દશ વીશ;
રત્નની પેરે જત્ન કીધું, જયમ ચડે છોડતાં રીશ. ૧૦
ઋષિ સુદામાને કહે બાળકડાં, કરીને રોતાં મુખ;
પિતાજી એવું લાવજો, જેણે જાય આપણી ભૂખ. ૧૧
દીન વાણી સાંભળીને, મુનિએ મૂકયો નિઃશ્વાસ;
સુદામો કહે પુત્રને, પરિબ્રહ્મ પૂરશે આશ. ૧૨
ઋષિ સુદામો સંચર્યા, વોળાવી વળ્યો પરિવાર;
ત્યાગી વૈરાગી વિપ્ર છે, ને ભક્તના શણગાર. ૧૩
ભાલ તિલક ને માળા કંઠે, રસનાએ ભણતો જાય;
મુખ કુખનું* જાળું વાધ્યું, કદ્રુપ દીસે કાય. ૧૪
પવન જટામાંથી ભસ્મ ઊડાડે, ધૂમ્ર ગોટાગોટ;
ઉપાનરેણુંએ અભ્ર છાયે, જોજન કોટાન કોટ. ૧૫
ધસમસે ને ધાય મુનિવર, મુખે શ્વાસ ન માય;
જે મારગમાં સામું મળે તે, દેખી વિસ્મય થાય. ૧૬
તૈલાભ્યંગ સ્વપ્ને ન ઇચ્છે, છે લૂખું ઋષિનું ગાત્ર;
એક હાથમાં ગ્રહી જેષ્ટિકા, બીજે હાથે તુંબિપાત્ર. ૧૭
કૌપીન જીરણ વસ્ત્રનું, વનકૂળ છે પરિધાન;
પણ ભાગ્ય ભાનુ ઉદે થયો, હરિ કરશે આપ સમાન. ૧૮

* કુખનું—કુશનું; કુશનું જાળું વાધ્યું અર્થાત્ ડાભના ભોથાની માફક ઉગેલા અને ઓળ્યા ચોળ્યા વગર જાળાની માફક લાગતા મોંપરના વાળ વધેલા તે.

## વલણ

આપ સમાન કરશે કૃષ્ણજી, શુકજી કહે સુણો નરપતિ;
થોડે શ્રમે ઋષિ સુદામો, પહોંતા પુરી દ્વારામતિ. ૧૯

## કડવું ૬ ઠ્ઠું–રાગ સારંગ

ઋષિ કહે સાંભળ નરપતિ, સુદામે દીઠી દ્વારામતિ;
કનક કોટ ચળકારા કરે, મણિમય રત્ન જડ્યાં કાંગરે. ૧
કોઠા કોશિસાં શોભે પર્મ, જેવું વિશ્વકર્માનું કર્મ;
દુર્ગે ધજા ઘણી ફરફરે, દુંદુભિ ઢોલ ત્યાં ગડગડે. ૨
સુદર્શન ફરતું ત્યાં શોહે, ગંભીર નાદ સાગર મન મોહે;
ગોમતી–સાગર સંગમ થાય, ચારે વર્ણ ત્યાં આવી નહાય. ૩
પરમ ગતિ પ્રાણી પામે ઘણા, નથી મુક્તિપુરીમાં મણા;
ઋષિ સુદામે કીધું સ્નાન, પછી પુરમાં પેઠા ભગવાન. ૪
રૂપ જોઈ જોવા સૌ મળે, ખીજવે બાળક પુંઠળ પળે;
જાદવસ્ત્રી તાળી દેઈ હસે, ધન્ય નગર આવો નર વસે. ૫
કીધાં હશે વ્રત તપ અપાર, તે સ્ત્રી પામી હશે આ ભરથાર;
કોઈ કહે ઇંદુ, કોઈ કહે કામ, એને રૂપે હારશે કેશવ રામ. ૬
પતિવ્રતાનાં મોહશે મન, મર્મ વચન બોલે સ્ત્રીજન;
કોઈ કહે હાઉ આવ્યો વિકાળ, દેખાડો રોતાં રહેશે બાળ. ૭
ઘણી ચેષ્ટા પુંઠળથી થાય, સુણી સુદામો હસતા જાય;
પુંઠે બાળક કાંકરા નાખે, ઋષિજી રામકૃષ્ણ મુખથી ભાખે. ૮
પાડે તાળી વજાડે ગાલ, પુંઠે ફરિ વળ્યાં નહાનાં બાળ;
કોઈ વૃદ્ધ જાદવે દીઠા ઋખી, સાધુની દૃષ્ટિ તેણે ઓળખી. ૯
તેણે બાળક સહુ કાઢ્યાં હાંકી, પૂછ્યા સમાચાર ઊભા રાખી;
કહો કૃપાનાથ ક્યાંથી આવિયા, આ પુરને ક્યમ કીધી મયા? ૧૦
તવ પ્રીત વચન બોલ્યા ઋષિજન, મને હરિ દર્શનનું મન;
તે જાદવે કીધો ઉપકાર, દેખાડી દીધું રાજદ્વાર. ૧૧
હરિ મંદિર આવ્યા ઋષિ રાય, રહ્યા ઊભા નવ ચાલે પાય;
દ્વારપાળ દિગ્પાળ સમાન, ધામ જ્યોત શું દ્વાદશ ભાણ. ૧૨
શોભે હાટ ચૌટાં ને ચોક, છજાં ઝરુખાં બારી ગોખ;
અટારી જાળી મેડી માળ, જડિત્ર કઠોડા ઝાકઝમાળ. ૧૩

ચળકે કામ ત્યાં મીનાકારી, શું અમરાપુરી નાખું ઓવારી?
સભામાં સ્ફાટિકમણિના થંભ, થઈ રહ્યો છે નાટારંભ. ૧૪
મૃદંગ ઉપાંગ મધુરાં તાળ, ગાયે ગુણીજન ગીત રસાળ;
રમક ઝમક ત્યાં ઘુઘરી થાય, તે સુદામોજી જોતા જાય. ૧૫
ધજા પતાકા કળશ બિરાજે, જાંગડ જાંગડ દુંદુભિ વાજે;
બોલે શરણાઈ ભેર નફેરી, ઉત્સવ મંગળ શેરિએ શેરિ. ૧૬
હરતા ફરતા હીંડે ઘોડા, બાંધ્યા હેમતણા અછોડા;
ડોલે મદગળતા માતંગ, ગજશાળાનો નવલો રંગ. ૧૭
હેમકળસ ભરી લાવે પાણી, તે દાસી જાણે ઇંદ્રાણી;
છપ્પન કોટી જાદવની સભા, નવ રાખે દાનવની પ્રભા. ૧૮
અનંત યોદ્ધા ઉભા પ્રતિહાર, સાચવે શામળિયાનું દ્વાર;
ત્યાં સુદામો ફેરા ફરે, સંકલ્પ વિકલ્પ મનમાં કરે. ૧૯
ગહન દિસે છે કર્મની ગતિ, એક ગુરુના વિદ્યાર્થી;
એ થઈ બેઠા પૃથ્વીપતિ, મારા ઘરમાં ખાવા રજ નથી. ૨૦
રમાડતો ગોકુલમાં માકડાં, ગુરુને ઘેર લાવતો લાકડાં;
તે આજ બેઠા સિંહાસન ચડી, મારે તુંબડી ને લાકડી. ૨૧
વળી ઋષિને આવ્યું જ્ઞાન, અલ્પ જીવ હું એ ભગવાન;
એકવાર પામું દર્શન, તો હું જાણે પામ્યો ઇંદ્રાસન. ૨૨
છે વિવેક હરિના છડિદાર, પૂછ્યા સુદામાને સમાચાર;
માનુભાવ કેમ કરુણા કરી? તવ સુદામે વાણી ઓચરી. ૨૩
છું દુર્બલ બ્રાહ્મણ અવતાર, માધવ સાથે છે મિત્રાચાર;
પ્રભુને જઇ કહો મારો પ્રણામ, આવ્યો છે વિપ્ર સુદામો નામ. ૨૪

વલણ

નામ સુદામો જઈ કહો, ગયો ઘરમાં પ્રતિહાર રે;
એક દાસી સાથે કહાવિયો, શ્રીકૃષ્ણને સમાચાર રે. ૨૫

## કડવું ૭ મું—રાગ મારુની દેશી

સૂતા શય્યાએ શ્રી અવિનાશ રે, અષ્ટ પટરાણીઓ છે બે પાસરે;
રુક્મિણી તળાંસે પાય રે, મિત્રવિન્દા ઢોળે છે વાય રે. ૧
ધર્યું દર્પણ ભદ્રા નારીએ રે, જાંબુવતિયે ગ્રહી જળ ઝારી રે;
યક્ષ કર્દમ સત્યા સેવે રે, કાલિંદીજી અગર ઉસેવે રે. ૨

લક્ષ્મણા તાંબુલ લાવે રે, સત્યભામા બીડી ખવરાવે રે;
હરિ પોઢ્યા હિંડોળા ખાટે રે, પાસે પટરાણી છે આઠે રે. ૩
બીજી સોળ સહસ્ત્ર શત શ્યામા રે, કોઈ હંસગતિ ગજગામા રે;
મૃગાનેણી કો એક ચકોરી રે, કોઈ શ્યામલડી કોઈ ગોરી રે. ૪
કોઈ મુગ્ધા બાળકીશોરી રે, ખળકાવે કંકણ મોરી રે;
ચપળાક્ષી ચિતડું લે ચોરી રે, કોટે હાર કંચુકી કોરી રે. ૫
કોઈ ચતુરા સંગિત નાચે રે, કોઈ રીઝવે ને ઘણું રાચે રે;
એક બીજીને વાત વાસે રે, સરખા સરખી ઉભી પાસે રે. ૬
હરિ આગળ હરિગુણ ગાતી રે, વસ્ત્ર વિરાજે નાનાભાતી રે;
ચંગ ઉપંગ મૃદંગ ઘણાં ગાજે રે, શ્રીમંડળ વેણા વાજે રે. ૭
ગાંધર્વી કળા કોઈ કરતી રે, શુભ વાયક મુખ ઉચરતી રે;
ચતુરા નવ ચૂકે તાળી રે, બોલે મર્મવચન મરમાળી રે. ૮
તેના પોંહચે વાંછિત કોડ રે, જેથી રીઝે શ્રીરણછોડ રે;
એમ થઇ રહ્યો થેઈ થેઈકાર રે, રસમગ્ન છે વિશ્વાધાર રે. ૯
એવે દાસી ધાતી આવી રે, જોઈ નાથે પાસે બોલાવી રે;
બોલી સાહેલી શિર નામી રે, દ્વારે દ્વિજ આવ્યો કોઇ સ્વામી રે. ૧૦
ન હોય નારદ અવશ્યમેવ રે, નહીં વસિષ્ઠ ને વામદેવ રે;
ન હોય દુર્વાસા ને અગસ્ત્ય રે, મેં તો ઋષિ જોયા છે સમસ્ત રે. ૧૧
નહીં વિશ્વામિત્ર કે અત્રી રે, નથી લાવ્યો ચિઠ્ઠિ કે પત્રી રે;
દુઃખી દરિદ્ર સરખો ભાસે રે, એક તુંબીપાત્ર છે પાસે રે. ૧૨
પિંગળ જટા ભસ્મે ભરિયો રે, ક્ષુધારૂપી નારીએ વરિયો રે;
શરિયે ઉભા છે થોકાથોક રે, તેને જોવા મળ્યા સહુ લોક રે. ૧૩
તેણે કહાવ્યું કરી પ્રણામ રે, મારું વિપ્ર સુદામો છે નામ રે;
એમ દાસી કહે કર જોડ રે, ખરો ખરો કહે રણછોડ રે. ૧૪
મારો બાળ સ્નેહી સુદામો રે, હું દુઃખિયાનો વિસામો રે;
ઉઠી ધાયા જાદવરાય રે, નવ પહેર્યાં મોજાં પાય રે. ૧૫
પીતાંબર ભૂમિ ભરાય રે, રાણી રુક્મિણી ઉંચાં સાય રે;
અતિ આનંદે ફૂલી કાય રે, હરિ દોડે ને શ્વાસે ભરાય રે. ૧૬
પડે આખડે બેઠા થાય રે, એક પળ તે જુગ જેવી જાય રે;
સ્ત્રીઓને કહી ગયા ભગવાન રે, પૂજા થાળ કરો સાવધાન રે. ૧૭

હું જે ભોગવું રાજ્યાસનરે, તે તો એ બ્રાહ્મણનું પુન્ય રે;
જે કોઈ નમશે એનાં ચરણ ઝાલી રે, તે નારી સહુપેં મને વહાલી રે. ૧૮
તવ સ્ત્રી સહુ પાછી ફરતી રે, સામગ્રી પૂજાની કરતી રે;
સહુ કહે માંહોમાંહી બાઇ રે, કેવા હશે શ્રીકૃષ્ણના ભાઇ રે. ૧૯
જેને શ્યામળિયાશું સ્નેહ રે, હશે કંદર્પ સરખો દેહ રે;
લઈ પૂજાના ઉપહાર રે; રહી ઉભી સોળ હજાર રે. ૨૦
બાઈ લોચનનું સુખ લીજે રે, આજ જેઠનું દર્શન કીજે રે:
ઋષિ શુકજી કહે સુણ રાય રે, શ્યામળિયોજી મળવા જાય રે. ૨૧
છબીલોજી છૂટી ચાલે રે, દીધી દોટ તે દીનદયાળે રે;
સુદામે દીઠા કૃષ્ણ દેવ રે, છૂટર્યા આંસુ શ્રાવણ નેવ રે. ૨૨
જૂએ કૌતક ચારે વર્ણ રે, કયાં આ વિપ્ર કયાં અશરણશર્ણ રે;
જૂએ દેવ વિમાને ચડિયા રે, પ્રભુ ઋષિને પાય પડિયા રે. ૨૩
હરિ ઉઠાડ્યા ગ્રહી હાથ રે, ઋષિજી લીધા હૈડા સાથ રે;
મળ્યા જાદવ જોવા પૂંઠે રે, પ્રેમનાં આલિંગન નવ છૂટે રે. ૨૪
મુખ અન્યોન્યે જોયાં રે, હરિનાં આંસુ સુદામે લોયાં રે;
તુંબિપાત્ર ઉલાળિને લીધું રે, દાસત્વ દયાળે કીધું રે. ૨૫
ઋષિ પાવન કર્યું મુજ ગામ રે, તમે પવિત્ર કર્યો રંક ધામ રે;
તેડી આવ્યા વિશ્વાધાર રે, મંદિરમાં હરખથી અપાર રે. ૨૬
હસ્ત ઝાલી હરખે મુરારી રે, જોઇ હાસ્ય કરે સહુ નારી રે;
ઘણું વાંકાં બોલ્યાં સત્યભામા રે, આવા પુટડા મિત્ર સુદામા રે. ૨૭
હરિ તેને ઉઠીને શું ધાયા રે, ભલી નહાનપણાંની માયા રે;
ભલી જોવા સરખી જોડી રે, હરિને સોંધો એને રાબોડી રે. ૨૮
જો કોઈ બાળક બાર નિસરશે રે, તે તો કાકાને દેખી છળશે રે;
તવ બોલ્યાં રુકૂમિણી રાણી રે, તમે બોલો છો શું જાણી રે? ૨૯

વલણ

શું બોલો વિસ્મય થઈ, હરિભક્તને ઓળખો નહીં;
બેસાડ્યા મિત્રને શય્યા ઉપર, ઢોળે વાયુ હરિ ઉભા રહી. ૩૦

કડવું ૮ મું–રાગ સોરઠી

ભક્તાધીન દીનને પૂજે, દાસ પોતાનો જાણી;
સુખ શય્યાપર ઋષિને બેસાડી, ચમર કરે ચક્રપાણીરે. ભક્તા. ૧

નેત્રશમસ્યા નાથે કીધી, આવી અષ્ટ પટરાણી;
મંદ મંદ હસે સત્યભામા, આધો ઘુંઘટ તાણી રે. ભક્તા. ૨
કનકની થાળી હેઠળ મેહેલી, રૂકિમણિ નાંખે પાણી;
સુદામાના પાગ પખાળે, હાથે સારંગ પાણી રે. ભક્તા. ૩
જેના નાભિકમળથી બ્રહ્મા પ્રગટ્યા, આ જગ પળમાં કીધું;
જેણે મુખમાં જગત દેખાડ્યું, માતાનું મન બીધું રે. ભક્તા. ૪
વિશ્વામિત્ર સરખા તાપસને, દોહેલે દર્શન કીધું;
તેણે સુદામાના પગ પખાળી, પ્રીતે પાદોદક પીધું રે. ભક્તા. ૫
ષોડશોપચારે પૂજા કીધી, અગર ધૂપ ધૂમાય;
કર જોડી પ્રદક્ષિણા કીધી, હરિને હરખ આંસુ થાય. ભક્તા. ૬
પોતાને ઓઢવાની પીત પછેડીએ, લોહ્યા ઋષિના પાય;
ઊભા રહી કર વિંઝણો ગ્રહીને, વિઠ્ઠલ ઢોળે વાય રે. ભક્તા. ૭
થાળ ભરી વૈદર્ભી લાવ્યાં, ઘૃત શાક પાક પકવાન;
શર્કરા સંયુક્ત ઋષિને, કરાવ્યાં પયપાન રે. ભક્તા. ૮
શુદ્ધાચમન કરીને ઉઠ્યા, પ્રીતે ખવરાવ્યાં પાન;
વાધ્યું તે પ્રસાદ પ્રમાણે, આરોગ્યા શામળવાન રે. ભક્તા. ૯
જે સુખ આપ્યું સુદામાને, તે હર બ્રહ્માદિકને નાપે;
ફરી ફરી મુખ જૂએ મુનિનું, આનંદ મુકુંદને વ્યાપે રે. ભક્તા. ૧૦
સુદામાને ચિંતા મોટી, રખે દેખે કાયા કાંપે;
પેલી ગાંઠડી તાંદુલતણી તે, જંઘા નીચે લેઇ ચાંપે રે. ભક્તા. ૧૧

### વલણ

જંઘા નીચે ચાંપે ઋષિ, ગાંઠડી તંદુલતણી રે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરને, જાણ્યાતણી ગત્ય છે ઘણી રે. ૧૨

### કડવું ૯ મું–રાગ મલ્હાર

ગોવિંદે માંડી ગોઠડી, કહોને મિત્ર અમારા;
સાંભળવા આતુર છું, સમાચાર તમારા. ગોવિંદે. ૧
શે દુઃખે તમો દૂબળા, એવી ચિંતા કેહી?
મન મૂકીને કહો મને, મારા બાળ સનેહી. ગોવિંદે. ૨
કોઈ સદ્‌ગુરુ તમને મળ્યો, તેણે કાન શું ફૂંક્યો?
વૈરાગી ત્યાગી થયા, સંસાર શું મૂક્યો? ગોવિંદે. ૩

શરીર પ્રજાળ્યું જોગથી, તપે દુઃખે દેહી;
શે દુઃખે તમે દૂબળા, મારા પૂર્વ સનેહી ? ગોવિંદે. ૪
કે શત્રુ કોઈ માથે થયો, ઘણાં દુઃખનો દાતા ?
કે કાંઈ ચોરીએ ગયું, તેણે નહિ સુખશાતા ? ગોવિંદે. ૫
કાંઈ ધાતુપાત્ર કને નહીં, આવ્યા તુંબડું લેઈ;
વસ્ત્ર નથી શેં પહેરવા ? મારા બાળસનેહી. ગોવિંદે. ૬
કે સુખ નથી સંસારનું, કાંઈ કર્મને દોષે ?
ભાભી અમારાં વઢકણાં, તે શું લોહિડું શોષે ? ગોવિંદે. ૭
કે શું ઉદર ભરાતું નથી, તેણે સુકી દેહી ?
એ દુઃખમાં કીયું દુઃખ છે, મારા પૂર્વ સનેહી ? ગોવિંદે. ૮
પછી સુદામોજી બોલિયા, પ્રભુને શીશ નામી;
તમારું અજાણ્યું કાંઈ નથી, છો અંતરજામી. ગોવિંદે. ૯
અમને તો દુઃખ વિજોગનું, નહીં પ્રભુજી પાસે;
આજ હરિ હુંને જો મળ્યા, પિંડ પુષ્ટ જ થાશે. ગોવિંદે. ૧૦
જેને તમારું સ્મરણ છે, તેને ચિંતા કેવી ?
સુખ દુઃખ બેઉ સમાન છે, મારા અતિરે સનેહી. ગોવિંદે. ૧૧
ગોઠ સુણી ગોવિંદની, સુખ પામ્યો દેહી;
એ સુખ નથી સ્વર્ગ વૈકુંઠમાં, મારા બાળ સનેહી. ગોવિંદે. ૧૨

### કડવું ૧૦ મું—રાગ રામગ્રી

પછી શામળિયોજી બોલિયા, તુને સાંભરે રે;
હાજી નહાનપણાંનો નેહ, મુને કેમ વિસરે રે.

આપણ બે મહિના પાસે રહ્યા, તુને. હાજી સાંદીપની ઋષિને ઘેર; મુને.
અન્નભિક્ષા માગી લાવતા, તુને. હાજી જમતા ત્રણે ભ્રાત. મુને.
આપણ સુતા એક સાથરે, તુને. સુખ દુઃખની કરતા વાત; મુને.
પાછલી રાતના જાગતા, તુને. હાજી કરતા વેદની ધુન્ય. મુને.
ગુરુ આપણા ગામે ગયા, તુને. હાજી જાચવા કોઇક ભૂપ; મુને.
કામ દીધું ગોરાણિયે, તુને. કહ્યું લેઈ આવોને કાષ્ઠ. મુને.
ગોરાણીએ ખાવું બંધાવીયું, તુને. ચણા પોચા વળી સાર; મુને.
તમો છાના આરોગીયા, તુને. તમે કહ્યો દરિદ્રી મહારાજ. મુને.
શરીર આપણાં ઊકળ્યાં, તુને. હાજી માથે તપ્યો અરીષ્ટ; મુને.
સ્કંધે કહોવાડા ધર્યાં, તુને. ઘણું દૂર ગયા રણછોડ. મુને.

આપણે વાદ વદ્યા ત્રણે બાંધવા, તુને. હાજી ફાડચું મોહું ખોડ; મુને.
ત્રણે ભારા બાંધ્યા દોરડે, તુને. હાજી આવ્યા બારે મેહ. મુને.
શીતળ વાયુ વાયો ઘણો, તુને. ટાઢે થરથર ધ્રુજે દેહ; મુને.
નદિયે પૂર આવ્યું ઘણું, તુને. ઘન વરસ્યો મૂશળધાર. મુને.
એકે દિશા સુઝે નહીં, તુને. થયા વીજતણા ચમકાર; મુને.
ગુરુજી ખોળવા નીસર્યાં, તુને. કહ્યું સ્ત્રીને કીધો તેં કેર. મુને.
આપણને હ્રદિયાશું ચાંપિયા, તુને. પછે તેડીને લાવ્યા ઘેર; મુને.
ગોરાણી ગૌ દોતાં હતાં, તુને. હતી દોણી માગ્યાની ટેવ. મુને.
મેં નિશાળેથી કર વધારિયો, તુને. હાજી દીધી દોણી તતખેવ; મુને.
જ્ઞાન થયું ગુરુપત્નીને, તુને. તમને જાણ્યા જગદાધાર. મુને.
ગુરુદક્ષિણામાં માગિયું, તુને. હાજી મૃત્યુ પામ્યો જે કુમાર; મુને.
મેં સાગરમાં ઝંપાવિયું, તુને. તમો શોધ્યાં સપ્ત પાતાળ. મુને.
હું પાંચજન્ય શંખ લાવિયો, તુને. હાજી દૈત્યનો આણ્યો કાળ; મુને.
સંયમની પુરી હું ગયો, તુને. પછે આવી મળ્યો જમરાય. મુને.
પુત્ર ગોરાણીને આપિયો, તુને. હાજી પછે થયા વિદાય; મુને.
આપણે તે દિનથી જૂદા પડ્યા, તુને. હાજી ફરિને મળિયા આજ. મુને.
હું તુજ પાસે વિદ્યા ભણ્યો, તુને. હાજી મોટો કર્યો મહારાજ. મુને.

### વલણ

મહારાજ લાજ નિજ દાસની, વધારો છો શ્રીહરી;
પછિ દરિદ્ર ખોવા દાસનાં, સૌમ્ય દૃષ્ટિ શ્યામે કરી.

### કડવું ૧૧ મું–રાગ વસંત

અઢળક ઢળિયોરે શ્યામળિયો, મુષ્ટિ તાંદુલ માટે;
ઈંદ્રનો વૈભવ સેજમાં આપ્યો, સ્વલ્પ સુખડી સાટે. અઢળક. ટેક. ૧
સકળ સુંદરીઓ દેખતાં, ગોષ્ટિ ગોવિંદે કીધી;
પછે દરિદ્ર ખોવા દાસનાં, ગાંઠડી દૃષ્ટિમાં લીધી. અઢળક. ૨
મનવાંછિત ફળ આજ હું પામ્યો, મિત્રજી મળવા આવ્યા;
કાંઈ ચતુર ભાભીએ ભેટ મોકલી, કહો સખા શું લાવ્યા? અઢળક. ૩
ચરણ તળે ચાંપી રહ્યો સુદામો, કૃષ્ણજી કહે છે કહાડો;
અમજોગ જો ભેટ ન હોય તો, દૂરથકી દેખાડો. અઢળક. ૪
એ દેવતાને દુર્લભ દીસે, જાચે જાદવરાય;
જો પવિત્ર સુખડી પ્રેમે આપો, તો ભવની ભાવટ જાય. અઢળક. ૫

ભગવાનની સ્ત્રીઓ ભર્મમાં ભૂલી, જૂએ મળી સમસ્ત;
અમૃત ફળ કે સંજીવન મણિ, હરિ ઓડે છે હસ્ત. અઢળક. ૬
આમ હરિ જ્યારે હાથ લગાડે, ઋષિ ખસેડે આમ;
ભક્તહેત પોતે દેખાડે, સઉને સુંદરશ્યામ. અઢળક. ૭
અવલોકવા ઊભી સઉ નારી, કર ધરી કનકનાં પાત્ર;
જદુપતિને જાચે સઉ નારી, અમને આપજો તિલ માત્ર. અઢળક. ૮
સુદામો ચિંતામાં પડયો, લજ્જા મારી જાશે;
ભર્મ ભાંગશે તાંદુલ દેખી, કૌતક સરખું થાશે. અઢળક. ૯
સ્ત્રીને કહ્યેથી હું થયો લોભી, તુચ્છ ભેટ અહિંયાં આણી;
લજ્જા લાખ ટકાની ખોઈ, ઘર ઘાલ્યું ધણિયાણી. અઢળક. ૧૦
સુદામાના મનની શોચના, શ્યામળીએ સઉ જાણી;
હસતાં ખસતાં પાસે આવી, તાંદુલ લીધા તાણી. અઢળક. ૧૧
હેઠળ હેમની થાળી મેલી, વસ્તુ લેવા જગદીશ;
છોડે છબીલો પાર ન આવે, છે ચીથરાં દશ વીશ. અઢળક. ૧૨
પટરાણિઓ જોઈ અચરજ પામી, છે પારશ કે રત્ન;
અમર ફળ કે સંજીવનમણિ, આવડું કીધું છે જત્ન. અઢળક. ૧૩
કણ વેરાણા ને પાત્ર ભરાણું, જોઈ રહ્યો જુવતીનો સાથ;
તાંદુલના કણ હ્રદિયે ચાંપી, બોલ્યા લક્ષ્મીનાથ. અઢળક. ૧૪
સુદામા મેં આ અવનીમાં, લીધા બહુ અવતાર;
આ તાંદુલનો સ્વાદ છે એવો, નથી આરોગ્યો એકે વાર. અઢળક. ૧૫
મોટા મોટા મિત્ર સેવક મેં જોયા, ધ્રુવ અંબરીષ પ્રહ્લાદ;
આ તાંદુલનો એક મિત્રે, દેખાડ્યો નથી સ્વાદ. અઢળક. ૧૬
તુચ્છ ભેટ ભારે કરી માની, વિચાર્યું ભગવાન;
સાત જન્મસૂધી સુદામે, નથી કિધાં પુણ્યદાન. અઢળક. ૧૭
જાચક રૂપ થયા જગજીવન, પ્રીત હ્રદેમાં વ્યાપી;
મુખમાં મુષ્ટિ તાંદુલ મૂક્યા, દારિદ્રય નાંખ્યાં કાપી. અઢળક. ૧૮
કર મરડીને ગાંઠડી લીધી, સાથેનાં દુઃખ મોક્યાં;
જેમ ચીથરાં છોડ્યાં નાથે, તેમ ભવનાં બંધન તોડ્યાં. અઢળક. ૧૯
જ્યારે તાંદુલ મુખમાં મૂક્યા, ઊડી છાપરી આકાશ;
તેણે સ્થાનક સુદામાને થયા, સપ્ત ભુમિના અવાસ. અઢળક. ૨૦

ઋષિપત્ની થયાં રુક્મિણી સરખાં, સામ્બ સરીખા પુત્ર;
એ વૈભવને કવિ શું વખાણે, જેવું કૃષ્ણનું ઘર સૂત્ર. અઢળક. ૨૧
બીજી મુઠી જ્યારે મુખમાં મૂકે, ગ્રહ્યો રુક્મિણીએ પાણ;
એમાં શું ઓછું છે સ્વામી, કે અમને આપો ચતુરસુજાણ. અઢળક. ૨૨
અષ્ટ મહાસિદ્ધિ ને નવ નિધી, તે મોકલી વણ માગી;
તે સુદામો નથી જાણતા, જે ભવની ભાવઠ ભાંગી. અઢળક. ૨૩
હાથી ડોલે ને દુંદુભિ બોલે, ગુણિજન ગાયે સાખી;
જડિત્ર હિંડોળો હેમનો બાંધી, હીંચે છે હરિણાક્ષી. અઢળક. ૨૪
હીરા રત્ન કનકમય કોટી, હાર્યો દ્રવ્યે કુબેર;
કોટિધ્વજ લાખેણાં વાજે, છપ્પન ઉપર ભેર. અઢળક. ૨૫

### વલણ

વાજે ભેર અખુટ ભંડારની, ત્રુઠા શ્રીગોપાળ રે;
એમ રાત વાતમાં વહી ગઈ, થયો પ્રાતઃકાળ રે.

### કડવું ૧૨ મું–રાગ મેવાડો

શુકજી કહે સાંભળ રાજંન, પરમ કથા પ્રૌઢી પાવંન;
વળી વિચારે કમળાપતી, મેં સુદામા સરખું આપ્યું નથી. ૧
એકેકા કણ જે તાંદુલતણો, ઇંદ્રાસનપેં મોંઘો ઘણો;
દુર્બળ દાસના ભાવની ભેટ, પ્રેમ વિધિએ ભરાયું પેટ. ૨
હું એ સરખો થઈ વનમાં તાપું, વૈકુંઠની રિદ્ધિ એને આપું;
સોળ સહસ્ર સાથે રુક્મિણી, સેવા કરે સુદામાતણી. ૩
દ્વારિકા આપવા ઇચ્છા કરી, વળિ મુંઠી શ્રીનાથે ભરી;
ત્યારે રુક્મિણીએ સહાયો હાથ, અમે અપરાધ શો કીધો નાથ? ૪
સામું જોઈ રહ્યાં દંપતી, સોળ સહસ્રમાં પ્રીછતી નથી;
સકળ નારીને કરુણા કરી, તાંદુલ વહેંચી આપ્યા હરિ. ૫
તેમાં મૂકયો સ્વાદ અપાર, સ્ત્રી આગળ રાખ્યો મિત્રનો ભાર;
હાસ્યવિનોદ કરતાં વહી શર્વરી, થયો પ્રાત સુદામે જાચ્યા હરિ. ૬
મને વિદાય આપો જગજીવન, હરિ કહે પધારિયે સ્વામીન;
વળી કૃપા કરજો કોઈ સમે, ઠાલે હાથે નરહરિ નમે. ૭
પ્રભુ પોળ લગી વોળાવા જાય, કોડી એક ન મૂકી કર માંય;
સત્યભામા કહે સુણો જાંબુવતી, કૃપણ થયા કેમ કમળાપતિ? ૮

બ્રાહ્મણ વળિ મિત્ર પોતાતણો, દરિદ્ર દુઃખે પીડેલો ઘણો;
તેને વાળ્યો નિર્મુખ કરી, રુક્મિણી કહે શું સમજો સુંદરી ? ૯
એલડિયે વળગ્યા વિશ્વાધાર, સુદામે જાતાં કર્યો વિચાર;
એના વૈભવ આગળ વળિયો છેક, પણ મને ન આપી કોડી એક. ૧૦
સ્ત્રીની ચોરી મનમાં ધરી, પણ કાંઇક ગુપ્ત વાટમાં આપશે હરિ;
પાય લાગી નારી સહુ ગઈ, હશે તોએ પણ કાંઈ આપ્યું નહિ. ૧૧
માધવ માર્ગે વોળાવા ગયા, પછી સુદામોજી ઊભા રહ્યા;
વિઠ્ઠલજી હવે પાછા વળો, તવ ભેટીને રોયા શ્યામળો. ૧૨
વળ્યા કૃષ્ણ ફરિ મળજો કહી, પણ કરમાં કાંઈ મૂકયું નહીં;
ઋષિ સુદામે મૂકયો નિઃશ્વાસ, ચાલ્યો બ્રાહ્મણ થઇને નિરાશ. ૧૩
ઋષિ પામ્યો મનમાં સંતાપ, નિંદા કરવા લાગ્યો આપ;
હું માગવા આવ્યો મિત્ર કને, તેપેં મૃત્યુ શે નાવ્યું મને? ૧૪
સ્ત્રીજિત નર તે શબ સમાન, રંડાયે ઉપજાવ્યું અપમાન;
એકાંતરા જો મળે જે અન્ન, વારકંદમૂળ કીજે પ્રાશન. ૧૫
ભૂખે મરે બાળક નહાનડાં, ખવરાવિયે સૂકાં પાંદડાં;
વા પવન પ્રાશીને ભરીએ પેટ, કે નીચ પુરુષની કરીએ વેઠ. ૧૬
કાષ્ઠ કે તૃણનો વિક્રય કરી, અથવા પર ઘેર પાણી ભરી;
અથવા વિષ પીને પોઢીએ, પણ મિત્ર કને કર નવ ઓડિયે. ૧૭
અજાચક વ્રત મૂકયું આજ, ખોઈ લાખ ટકાની લાજ;
દામોદરે મને કીધી દયા, મૂળગા મારા તાંદુલ ગયા. ૧૮
કૃપણને ઘેર ધન હોયે ઘણું, માટે નગર છે સોનાતણું;
બાંધી મુઠી ને મિત્રાચાર, મોટો નિર્દય નંદકુમાર. ૧૯
એને આપતાં શું ઓછું થાત ? હું દુર્બળની ભાવઠ જાત;
સામા મળી મને ભેટયા હરિ, પાગ પખાળીને પૂજા કરી. ૨૦
આસન વ્યંજન ભોજન ભલું, મુજ રાંકને કોણ કરે એટલું;
એ સર્વ ધૂર્ત કપટની સેવા, લટપટ કરી મારા તાંદુલ લેવા. ૨૧
જેનું લે તેનો નવ રાખે ભાર, હરિને નિંદુ તો મને ધિક્કાર;
જો ગોપીનાં મન લીધાં હરી, તો કસળાનું સુખ પામ્યાં સુંદરી. ૨૨
ઋષિપત્નીનાં ખાધાં અન્ન, તો સાયુજ્ય મુક્તિ પામ્યાં સ્ત્રીજંન;
જો ચંદન કુબ્જાજીનું લીધ, સ્વરૂપ લક્ષ્મી સમાણું કીધ. ૨૩

તુટી સરખી ઝુંપડી ને, લુટી સરખી નાર;
સડ્યાં સરખાં છોકરાં, નવ મળ્યાં બીજી વાર. ૧૧
સંકલ્પ વિકલ્પ કોટી કરતાં, ઋષિ આવાગમન હિંડોળે ચઢયા;
બારીએ બેશી પંથ જોતાં, નિજ કંથ સ્ત્રીની દૃષ્ટે પડ્યા. ૧૨
સાહેલી એક સહસ્ર લેઇને, સતી ગઇ પતિને તેડવા;
જળ ઝારી ભરીને નારી જાએ, જાણે હસ્તિની કલશ રેડવા. ૧૩
હંસગામિની ને હર્ષ પૂરણ, અભિલાષ મનમાં ઇચ્છિયા;
ઝાંઝર ઝમકે ઘુઘરી ઘમકે, વાજે અણવટ વીંછિયા. ૧૪
સુદામે જાણી આવી રાણી, ઇંદ્રાણી કે રુક્મિણી !
સાવિત્રી કે સરસ્વતી, કે શકિત શંકરતણી ! ૧૫
સાહેલી સહુ વીંટી વળી, પદ્મિની લાગી પાય;
પૂજા કરીને પાલવ ગ્રહ્યો, તવ ઋષિજી નાઠા જાય. ૧૬
થર થર ધ્રુજે ને કાંઈ ન સૂજે, છૂટી જટા ઉપાડે શીશ;
હસ્ત ગ્રહેવા જાય સુંદરી, તવ ઋષિજી પાડે ચીશ. ૧૭
હું તો સેજે જોઉં છું ઘર નવાં, મને નથી કપટ વિચાર;
હું તો વૃદ્ધ ને તમો જોબન નારી, છે કઠણ લોકાચાર. ૧૮
ભોગાસક્ત હું નથી આવ્યો, મને પરમેશ્વરની આણ;
જાવા દ્યો મને કાં દમો છો, તમને હજો કલ્યાણ. ૧૯
આંગણામાં કોઈ નર નથી, શકે દીસે સ્ત્રીનું રાજ્ય;
પાપણિયો તમને પરમેશ્વર પૂછશે, હુંને કાં આણો છો વાજ્ય? ૨૦
ઋષિપત્ની કહે સ્વામી મારા, તમે રખે દેતા શાપ;
દારીદ્રય ગયાં નવાં ઘર થયાં, શ્રીકૃષ્ણ ચરણ પ્રતાપ. ૨૧
એવું કહી કર ગ્રહીને ચાલી, તું સાંભળ પરીક્ષિત ભૂપ;
સુદામો પેઠા પોળમાં, થયું કૃષ્ણ સરખું રૂપ. ૨૨

### વલણ

રૂપે બીજા કૃષ્ણ જાણે, જરા ગઈ ને જોબન આવિયું;
બેલડિયે વળગ્યાં દંપતી, રતિ કામ જોડું લજાવિયું. ૨૩

### કડવું ૧૪ મું–રાગ ધનાશ્રી

નિજ મંદિર સુદામો ગયા, તતક્ષણ કૃષ્ણજી સરખા થયા;
દંપતિ રાજ્ય શોભાએ ભર્યાં, શ્રીકૃષ્ણે દુઃખ દોહિલાં હર્યાં. ૧

જો ભાજીપત્રનો કીધો આહાર, તો વિદુર તાર્યો સંસાર;
કૃપા કરી મને જગદાધાર, પણ મારું કર્મ કઠોર અપાર. ૨૪
વિવેક જ્ઞાન સુદામે ગ્રહ્યું, ધન નાપ્યું તો સારું થયું;
ધને કરી મદ મુજને થાત, ભક્તિ પ્રભુની ભૂલી જાત. ૨૫
કૃષ્ણે મુજને કરુણા કરી, દારિદ્રય દુઃખ નવ લીધું હરિ;
સુખમાં વ્યાપે ક્રોધ ને કામ, દુઃખમાં સાંભરે કેશવ રામ. ૨૬

વલણ

રામ સાંભરે દુઃખ વૈરાગ્યથી, ઋષિ જ્ઞાન ઘોડે ચડ્યા;
વિચાર કરતાં ગામ આવ્યું, ધામ દેખી ભૂલા પડ્યા. ૨૭

### કડવું ૧૩ મું–રાગ રામગ્રી

શુકજી ભાખે હરિગુણ ગ્રામજી, દીઠું સુંદર કંચન ધામજી;
મેડી અટારી અદ્ભુત કામજી, ઋષિ વિચારે શું ભૂલ્યો ઠામજી? ૧

ઢાળ

ઠામ ભૂલ્યો પણ ગ્રામ નિશ્ચે, ધામ કોઈ ધનવંતનાં;
એ ભુવનમાં વસતા હશે, જેણે સેવ્યા ચરણ ભગવંતનાં. ૨
એવું વિચારી વિપ્ર વળિયો, બધું નગર અવલોકન કરી;
ઋષિ એંધાણી સર્વ જોતા, તે ભુવન પાછળ ફેરા ફરી. ૩
પછી સુદામો પડ્યા સાંસામાં, વિચાર કરે વેગળા જઈ;
આ ભુવન કોણે કર્યાં હશે, પર્ણકુટી મારી ક્યાં ગઈ? ૪
એ વિશ્વકર્માં રચી રચના, મનુષ્ય પામર શું કરે!
કુટુંબ મારું ક્યાં ગયું? ઋષિ વામ દક્ષિણ ફેરા ફરે. ૫
કોઈ કીર્તિ બોલે હસ્તી ડોલે, હયશાળામાં હય હણહણે;
દાસી કનક કલશે પાણી લાવે, ઉભા અયુત સેવક આંગણે. ૬
દુંદુભિ ગાજે ઢોલ ગાજે, મંડપ તાંડવ થાય છે;
મૃદંગ ધમકે ઘુઘરી ધમકે, ગીત ગુણિજન ગાય છે. ૭
જોઈ સુદામે નિઃશ્વાસ મૂક્યો, કોઈ છત્રપતિનાં ઘર થયાં;
આશ્રમ ગયાનું દુઃખ નથી, પણ બાળક મારાં ક્યાં ગયાં. ૮
હોમશાળા રુદ્રાક્ષમાળા, મારી પવિત્ર કુશની સાદડી;
ગોપીચંદન સન્માર્જની ગઈ, વિપત્ય આવડી ક્યમ પડી! ૯
દૈવની ગત્ય ગહન દીસે, પડ્યો પ્રાણ કર્મ આધીન;
કુટુંબ વિજોગની વેદના, હુંને દૈવે દંડ્યો દીન. ૧૦

# અખો*

## અમદાવાદનો સોની તથા સહુથી શ્રેષ્ઠ વેદાંતી કવિ

વિ. સં. ૧૭૦૦ ના વર્ષમાં એ હૈયાત હતો

### છપ્પા

#### વેષનિંદા અંગ

સૂતર આવે ત્યમ તું રહે, જ્યમ ત્યમ કરિને હરિને લહે;
વેષ ટેક છે આડી ગલી, પેઠો તે ન શકે નિકળી;
અખા કૃત્યનો ચડશે કષાય, રખે તું કાંઇ કરવા જાય. ૧
રંગ ચઢે તે જાણો મેલ, પોત રહે તે સામું સેહેલ;
આપે આતમ સ્વયંપ્રકાશ, કર્મધર્મનો કાઢી પાશ;
અખા એવી સદ્‌ગુરુની કથા, સમઝે નહીં તો વાધે બલા. ૨
ખટ્‌દર્શનના જુજવા મતા, માંહોમાંહી ખાધા ખતા;
એકનું થાપ્યું બીજો હણે, અન્યથી આપને અધિકો ગણે;
અખા એ જ અંધારો કુવો, ઝગડો ભાંગી કોય ન મુવો. ૩
'સમજી રહે' તો સઘળો લાભ, કાયકલેશે વાધે ગાભ;
'હું માને' તો હોય સંતાન, આતમતાનું થાએ જાન;
અખા હરિ જાણી હું† ટાળ, જન્મ કોટિની ઉતરે ગાળ. ૪
માની ત્યાં માયાનો ભાગ, માને માયા પામે લાગ;
કેવળમાં જે બીજું ભળે, કલ્પિત ભ્રમ ટાળ્યો નવ ટળે;
અખા નિજ આતમને સાધ્ય, ઓષધ વોણી જાયે વ્યાધ્ય. ૫
હું ટાળી અછતો થઇ રહે, હરિ પ્રભા માંહેથો વહે;
પોતાપણેથી જે નર ટળે, અણઆયાસે હરિમાં ભળે;
અખા વાત સમજી લે વિધ્યે, જ્યાં છે ત્યાં આકાશ જ મધ્યે. ૬
પડે નહીં જે પૃથ્વી સુવે, કને નહીં તે કહો શું ખુવે?
ટાઢું ઉનું નોહે આકાશ, પાણીમાં નોહે માંખણ છાશ;
બ્રહ્મજ્ઞાન એવું છે અખા, જ્યાં નહિ સ્વામીસેવક સખા. ૭

* અખા કવિના જીવન ચરિત્ર માટે બૃહત્ કાવ્યદોહન ભાગ ૩ જો જૂવો † હું=હુંપણું.

## ઢાળ

દોહેલાં ગયાં ને શોહેલાં થયાં, ભર્યાં ભવન લક્ષ્મીવડે;
એક મુષ્ટિ તાંદુલે જે વિભૂતિ આપી, તે લક્ષ જજ્ઞે નવ જડે. ૨
વસન, વાહન, ભોજન, ભૂષણ ભવ્ય ભંડાર;
ચામર, આસન, છત્ર બિરાજે, ઇન્દ્રનો અધિકાર. ૩
મેડી અટારી છજાં જાળી, ઝળકે મીણાકારી કામ;
સ્ફાટિક મણિએ સ્થંભ જડ્યા છે, કૈલાસ સરખું ધામ. ૪
વિશ્વકર્મા ભૂલો ભમ્યો, જોઈ ભવનનો ભાવ;
માણુક મુક્તા રત્ન હીરા, ઝવેર જોત જડાવ. ૫
ગોળી ગોળા ઘડા ગાગર, સર્વ કનકનાં પાત્ર;
સુદામાના વૈભવ આગળ, કુબેર તે કોણ માત્ર. ૬
ત્યાં જાચકનાં બહુ જુથ આવે, નિર્મુખ કોઈ નવ જાય;
જેને સુદામો દાન આપે, લક્ષપતિ તે થાય. ૭
ઋષિ સુદામાના પુર વિષે, ન મળે દરિદ્રી કોય;
કોટિધ્વજ ને લક્ષદીપક, અકાળ મૃત્યુ ન હોય. ૮
યદ્યાપ વૈભવ ઇન્દ્રનો પણ, ઋષિ રહે છે ઉદાસ;
વિજોગ રાખે જોગનો, થઈ ગૃહસ્થ પાળે સંન્યાસ. ૯
વેદાધ્યયન અગ્નિહોત્ર હોમે. રાખે પ્રભુનું ધ્યાન;
માળા ન મૂકે ભક્તિ ન ચૂકે, એવા વૈષ્ણવ ઋષિ ભગવાન. ૧૦

સુદામાનું ચરિત્ર સાંભળે, તેનું દુઃખ દારીદ્રય જાય;
ભવ દુઃખ વામે મુક્તિ પામે, મળે માધવરાય. ૧૧
વીરક્ષેત્ર વડોદરું, ગુજરાત મધ્યે ગામ;
ચતુર્વંશી જ્ઞાતિ બ્રાહ્મણ, ભટ પ્રેમાનંદ નામ. ૧૨
સંવત સત્તર આડત્રીશમાં, શ્રાવણ શુદી નિદાન;
તિથિ તૃતીયા ને ભૃગુવારે, પદબંધ કીધું આખ્યાન. ૧૩
ઉદર નિમિત્તે સુરત સેવ્યું, ને ગામ નંદરબાર;
નંદીપુરામાં કીધી કથા, જથા બુદ્ધિ અનુસાર. ૧૪

## વલણ

બુદ્ધિમાને કથા કીધી, કરનારે લીલા કરી;
ભટ પ્રેમાનંદ નામ મિથ્યા, શ્રોતા બોલો જે હરિ. ૧૫

સુદામા ચરિત્ર સંપૂર્ણ

આપે આપ પૂરણ બ્રહ્મ હરિ, પોત પસાર્યું રચના કરી;
ચૈતન્ય બ્રહ્મશલાનું ચિત્ર, ઋષિ જક્ષ માનવ પશુ પિત્ર;
થાય જાય એ માયાભેદ, અખા ચૈતન્ય નોહે ઉચ્છેદ. ૧૭

## સહજ અંગ

ધર્મ સતવાદી ભીમ બળવંત, સહદેવ જોશી જાણે તંત;
અર્જુન બાણાવળી નકુળ ચતૂર, સહાય જેને શ્રીકૃષ્ણ હજૂર;
વન ભોગવતા દુઃખિયા થયા, પામી રાજ્ય અધૂરા ગયા;
સહેજે જે થાયે તે થાય, કર્ત્તવ્યનું બળ અખો ન ગાય. ૧૮
સુધું સમજી સુખિયો થા, મૂકી આપ* ઇશ્વરમાં જા;
ધર્મ અર્થ મોક્ષ ને કામ, એ માયા પગ મૂકયાં ઠામ;
નિઃસ્પૃહી તે નિરાળો રહે, અખા લાલચિયો લીધે વહે. ૧૯
સમજે ત્યાં અવળું છે તાન, બીજું ઇચ્છે એહ જ જાન;†
સોના માંહે બીજું ભળે, મૂળ રૂપ તેનું જ્યમ ટળે;
જ્યમ છે ત્યમ એ છે આત્મા, અખા કેની એવી છે ક્ષમા ? ૨૦

## કવિ અંગ

કવિતા ઘણા કવિ કવી ગયા, અદ્યાપિ કવે પ્રત્યક્ષ રહ્યા;
વળી આગળ કવસે બહુ કવિ, મનની વૃત્ય જો જો અનુભવિ;
અખા મનાતીત ત્યમનું ત્યમ, મનની વૃત્તિમાં મનની ગમ. ૨૧
જ્ઞાનીની કવિતા ન ગણીશ, કિરણ સૂર્યનાં કેમ વરણીશ ?
શબ્દ તણો છેડો કેમ થાય, આકાશને કેમ તોળ્યું જાય ?
એવું વચન અલિંગીતણું, અખા નહિ કોઈ પર આપણું. ૨૨
સ્થિતિ નહીં આપાપર‡ તણી, પિંડ બ્રહ્માંડનો થાએ ધણી;
અચવ્યું સરખું દીસે આપ, ભૂત ભવિષ્યનો નોહે થાપ;
અખા જોતાં ચિદઆકાશ, આવિર્ભાવ વિના શ્યો નાશ. ૨૩

## વૈરાગ્ય અંગ

જો ઉપજે તો ભલો વૈરાગ્ય, બીજાં કૃત્યનો ન છબે§ પાગ;
હેલામાં હરિ પામે વેદ,‖ જો ઉપજે સાચો નિર્વેદ;
જ્યમ ફુલ પાછળથું ફળનિદાન, અખા વૈરાગ્ય તે પરમ નિધાન. ૨૪

---

* હું પણું. † જાન=નુકશાન. ‡ આપાપર=પોતાપણું અને પારકાપણું. § છબે=જામે, લાગે.
‖ વેદ—વેત્તા=જ્ઞાની.

એક નહીં ત્યાં બીજું કશું, જાણું નહીં શું વાસો વસું;
પંચ નહીં ત્યાં કેની શાખ્ય, વણ રસના અચવ્યો રસ ચાખ્ય;
અખા સમજે તો સમજી જુવે, બાપના બાપને ઘેલાં રુવે. ૮

### આભડછેટ અંગ

આભડછેટ અંત્યજની જણી, બ્રાહ્મણવૈષ્ણવ કીધા ઘણી;
બારે માસ ભોગવે એ બેય, સૌને ઘેર આવી ગઇ રેય;
અખા હરિ જાણે જડ જાય, નહીં તો મનસા વાચા પેશીરે કયાંય. ૯
પોતાનાં પડખાં નવ જુવે, હાડ ચામડાં મૂરખ ધુવે;
શુદ્ધ કેમ થાય જો ચામડું, મોટું માંહે એ વાંકડું;
હરિ જાણ્યા વિના ભૂલ્યા ભમે, અખા પાર ન પામે કયમે. ૧૦
ઇશ્વર જાણે તે આચાર, એ તો છે ઉપલો ઉપચાર;
મીઠાં મહુડાં માન્યાં દ્રાખ, અન્ન નોય અન્નમાંની રાખ;
સોનામુખી સોનું નવ થાય, અખા આંધળીને પાથરતાં વાણું વાય. ૧૧

### ગુરુ અંગ

ગુરુ થઇ બેઠો હોંશે કરી, કંઠે પહાણ શકે કયમ તરી;
(જ્યમ) નાર નાનડી હવું પ્રસૂત, વળતી વાધે નહીં અદ્‌ભુત;*
શિષ્યને ભારે ભારે રહ્યો, અખા એમ મૂળગેથો ગયો. ૧૨
પોતે હરિ નહીં જાણે લેશ, કાઢી બેઠો ગુરુનો વેશ;
સાપને ઘેર પરોણો સાપ, મુખ ચાટી ચાલ્યો ઘેર આપ;
એવા ગુરુ ઘણા સંસાર, તે અખા શું મૂકે ભવ પાર ! ૧૩
તું તારું સમજીને બેશ, કાં ચોળે દિલે પ્યારી† મેશ ?
તુંબડું જ્યમ માંહેથું મરે, જે લઇ પેશે તે સૌ તરે;
તરુવર ફળ દેવા નવ જાય, અખા આવી જાચે તે ખાય. ૧૪
પહેલો તું પરમારથ પ્રીછ, પછે ગુરુ થાવાને ઇચ્છ;
પારો મુવો તે રોગ નિર્ગમે, પછે ભોજન બોળું તે જમે;
સમ નિરાશે મળે નારાયણ, અખા તું પહેલે એવું જાણ. ૧૫
તું તારા મનમાંહી પ્રીછ, શાને મોટપ લે છે શીશ ?
ઝીણું મળતાં મોટું થાય, મોટું કણયકા થઇને જાય;
અખા તાત વિચારે વિધ્યે, રિધ્ય ઘણી તો રહે સાંનિધ્યે. ૧૬

---

* સરીરનો બાંધો. † પારકી.

અગમ પંથમાં મોટો ભલ્લ,* ચાલી શકે કોય એકલ મલ્લ;
સામો મળે નવ વાંકો જાય, નિજ બળ બળિયો ત્યાં ઠેરાય;
બાકી અખા હોકારા કરે, ભૂમિ વિના પગ કોઇક ધરે. ૩૫
વણ ખાંડે જગતીમાં જિત્ય, જો કોઇ સમજે આતમ રીત્ય;
જાઇશ મા ખોવા પામવા, ઇચ્છિશ મા ટળવા ને થવા;
પ્રવૃત્તિ નિવૃત્તિ દાસી છે બે, જો અખા તો એ ઘેર રહે. ૩૬

## વિચાર અંગ

આપ વિચારે મળશે રામ, વણ સમજ્યો લે કોનું નામ;
બોલે ચાલે જેવડે સુણે, તેને જીવ લેખે નવ ગણે;
કેમ અખા હરિ મળશે તને, કંઠે હાર પાછળ પડ્યો કને ? ૩૭
પૂરો તે જે પૂરણ લહે, બીજા વેહતાકેડે વહે;
જે નર દેખે સઘળે હરિ, પૂર્ણ ભક્તિ તો તેણે કરી;
જ્યાં જેવો ત્યાં તેવો રામ, અખા સઘળાં એનાં નામ. ૩૮
ધીર ધીર મન ધસતું રાખ્ય, કર્મ શાસ્ત્રની ન પૂછે સાંખ્ય;
આગળ મને વિષયે લાલચી, તેને બ્રહ્મ દેખાડે રચી;
અખા મોટું છે એ વાંકડું, જેમ કરજું વિછીએ માકડું. ૩૯
સાચું કહેતાં જૂઠું સમે,† પણ સુધી વાત સૌને નવ ગમે;
જેમ દીવે અંધારું ટળે, તેમ બ્રહ્મજ્ઞાને પરપંચ પળે;
જગતતણી જુગતીશું પ્રીત, અખા ન સમજે આતમ રીત. ૪૦
ત્રણ ગુણનો સઘળો સંસાર, ગુણવડે ચાલે દેહવ્યાપાર;
કાલ ભરાવ્યે ચાલે ગાંઠ, મન આદિ સઘળો આ ઠાઠ;
અખા વસ્તુની ચૈતન શક્તિ, જે સમજ્યા તે પામ્યા મુક્તિ. ૪૧
હું નહીં ગુણ ઇંદ્રિ દેહવાન, પ્રકૃતિ પુરુષનું નહિ મુજ માન;
મુજમાં સહુ, હું સર્વાતીત, હું છું ત્યાં નહીં દ્વૈતાદ્વૈત;
અખા એમ સમજી રહે જેહ, જિવન્મુક્ત યોગેશ્વર તેહ. ૪૨
પ્રીછે તો ગુણ પારે રહે, ગુણમાં આવે તેને દહે;
જે ઉડ્યો જાયે આકાશ, તે નોહે પૃથ્વીની પાસ;
અખા એમ સમજ્યો તે હરિ, તેને સરખી દરી‡ સુંદરી. ૪૩

---

* ભલ્લ રીંછ. † સમે=લાગે. ‡ દરી=ગૂફા.

વૈરાગ્ય વિના તે ઉપજે ખેદ, મારું તારું ભેદાભેદ;
એ સત્ય વૈરાગ્ય ગોળીની ચોટ, લાગે તો થાએ લોટપોટ;
જો ભાગે અખા પરકે પાગ, તોય તળે તે ઉડવા લાગ. ૨૫

સત્ય વૈરાગ્ય શામીનું* હ્રદે, મહા પુરુષ સર્વે એમ વદે;
જે વૈરાગ્ય દેખાડે કરી, એ તો મન કેરી મશ્કરી;
પલકે પલકે પલટે ઢંગ, એ તો અખા માયાના રંગ. ૨૬

સૂરજ તેમ સાચો વૈરાગ્ય, પડતાં ન જુએ ભાગ્ય કુભાગ્ય;
સહુને તેજ કરે તે સહી, પડછાયો પોતામાં નહીં;
જ્યાં ઉપજે સાચો નિર્વેદ, નોહે અખા ત્યાં ભેદાભેદ. ૨૭

સત્ય વૈરાગ્ય સ્વયં જાણો હરિ, ત્યાં માયાને શું ગ્રહિયે આદરી;
જેમ નવ ગ્રહનાં રત્ન મૂલવાય, પણ પારસનું મૂલ કોએ નવ થાય;
અખા તે વૈરાગ્ય વિચાર, વેશ તુંને નહિ મૂકે પાર. ૨૮

પતિ કહાવે તો મનને જિત્ય, બાકી જે કરશે તે રીત્ય;
ચાર વર્ણ ને આશ્રમ ચાર, જ્યાં અવતરે ત્યાં વેષ વહેવાર;
અખા વાત પામ્યો શી નવી, એ લાગું તે છૂટ્યો ભોગવી. ૨૯

એમ સમજે નર પામે પાર, જે તું પ્રથમ હતો કર્તાર;
મુજ જાતે જે રે છે હરિ, વચ્ચે હું રહ્યો માથે કરી;
અખા એમ વિચારી રહે, શીશ પોટલો નાખી વહે. ૩૦

ગોળે મરે કાં શોધે વખ, તપી ભમી કાં પામે દખ;
ફરતા ફરતા દીસે ઘણા, જેમ તાતી વેળુમાંહે ચણા;
અખા ઉડી જો અળગો પડે, વસ્તુ વિચાર સદ્ગુરુથી જડે. ૩૧

હેત વિના પ્રવૃત્તિ વધે, હોંસે કુબુદ્ધિ બેસે ગધે;
દેખાદેખી સહુ કોઇ કરે, કોણ જુવે જે શું છે સરે;†
અખા જો વિચારી જુવે, રોતાં દેખી સહુ કોઈ રુવે. ૩૨

ઘરમાં ઘાયલ મન કામના, કરે કર્મ મોહ્યા દામચામનાં;
કુલે શેકે કેમ નિર્વાણ, જો નહીં ઉપજે આતમ જ્ઞાન;
સૌનામાં સૌ ઉપજે મરે, અખા સમજ તે મોટી શરે. ૩૩

ભૂનાં ભાડ એક જોતાં શરુ,‡ લાગ્યો અગ્નિ કહાવ્યું ઠીકરું;
તેમ જીવ શિવ વસ્તુગત એક, અહંતા કેરી લાગી ટેક;
અખા જીવ અહંતા ભાગ, ઉજ્જવલમાં જેમ કાળો દાઘ. ૩૪

---

* શામી=ષટ્સાધનસંપન્ન. † સરે=અંતે. ‡ શરુ=માટીનું કાચું શાળવું.

અગમ પંથમાં મોટો ભલ્લ,* ચાલી શકે કોય એકલ મલ્લ;
સામો મળે નવ વાંકો જાય, નિજ બળ બળિયો ત્યાં ઠેરાય;
બાકી અખા હોકારા કરે, ભૂમિ વિના પગ કોઇક ધરે. ૩૫
વણ ખાંડે જગતીમાં જિત્ય, જો કોઇ સમજે આતમ રીત્ય;
જાઇશ મા ખોવા પામવા, ઇચ્છિશ મા ટળવા ને થવા;
પ્રવૃત્તિ નિવૃત્તિ દાસી છે બે, જો અખા તો એ ઘેર રહે. ૩૬

## વિચાર અંગ

આપ વિચારે મળશે રામ, વણ સમજ્યો લે કોનું નામ;
બોલે ચાલે જેવડે સુણે, તેને જીવ લેખે નવ ગણે;
કેમ અખા હરિ મળશે તને, કંઠે હાર પાછળ પળ્યો કને? ૩૭
પૂરો તે જે પૂરણ લહે, બીજા વેહતાકેડે વહે;
જે નર દેખે સઘળે હરિ, પૂર્ણ ભક્તિ તો તેણે કરી;
જ્યાં જેવો ત્યાં તેવો રામ, અખા સઘળાં એનાં નામ. ૩૮
ધીર ધીર મન ધસતું રાખ્ય, કર્મ શાસ્ત્રની ન પૂછે સાખ્ય;
આગળ મને વિષયે લાલચી, તેને બ્રહ્મ દેખાડે રચી;
અખા મોટું છે એ વાંકડું, જેમ કરચું વિછીએ માકડું. ૩૯
સાચું કહેતાં જૂઠું સમે,† પણ સુધી વાત સૌને નવ ગમે;
જેમ દીવે અંધારું ટળે, તેમ બ્રહ્મજ્ઞાને પરપંચ પળે;
જગતતણી જુગતીશું પ્રીત, અખા ન સમજે આતમ રીત. ૪૦
ત્રણ ગુણનો સઘળો સંસાર, ગુણવડે ચાલે દેહવ્યાપાર;
કાલ ભરાવ્યે ચાલે ગાંઠ, મન આદિ સઘળો આ ઠાઠ;
અખા વસ્તુની ચૈતન શક્તિ, જે સમજ્યા તે પામ્યા મુક્તિ. ૪૧
હું નહીં ગુણ ઇંદ્રિ દેહવાન, પ્રકૃતિ પુરુષનું નહિ મુજ માન;
મુજમાં સહુ, હું સર્વાતીત, હું છું ત્યાં નહીં દ્વૈતાદ્વૈત;
અખા એમ સમજી રહે જેહ, જિવન્મુક્ત યોગેશ્વર તેહ. ૪૨
પ્રીછે તો ગુણ પારે રહે, ગુણમાં આવે તેને દહે;
જે ઉડ્યો જાયે આકાશ, તે નોહે પૃથ્વીની પાસ;
અખા એમ સમજ્યો તે હરિ, તેને સરખી દરી‡ સુંદરી. ૪૩

---

* ભલ્લ રીંછ. † સમે=લાગે. ‡ દરી=ગુફા.

અહં બ્રહ્મ જાણીને રહે, શબ્દપ્રવાહમાં શેને વહે;
વસ્તુવિચાર વિના અન્ય અભ્યસે, જેમ કંચન તે કથીરે ઘસે;
અખા સમજીરે તું મનમાંહ્ય, બીજાની નવ ઝાલીશ બાંહ્ય. ૪૪

## દોષ અંગ

દોષ ન જોઇશ કેના ભૂર, તો હરિ દેખીશ બહુ ભરપૂર;
મેલી આંખે કયમ દીસે વસ્ત, જેણે જોયાં આમિષ ને અસ્ત;
અખા તો જ દીસે આતમા, જો નાવે રસના તાસમાં. ૪૫
હરિજન સ્વે હરિ, નહિ માનવી, જેમ સરિતામાં ભલી જાહ્નવી;
તેની નિંદા કરતાં ક્રૂર, નિજ આતમથી પડશે દૂર;
હરિજન સર્વાંગે હરિવડે, અખા વેલો તાણ્યો આવે થડે. ૪૬
પુરુષાકારે પૂરણ બ્રહ્મ, જેણે સમજ્યો મૂળગો મર્મ;
કર્મવાક્ય જીવબુદ્ધિ ગાય, સ્વયં વિના સિદ્ધાંત ન થાય;
નિજનું જ્ઞાન નિજરૂપે હોય, પાળો* અખા જ્યમ થાયે તોય. ૪૭
પૂરણતામાં સર્વ સમાય, નદીવડે સાગર ન ભરાય;
જેમ દાવાનળ બાળે સર્વ, તેમ જ્ઞાન દોષ દહે સર્વ;
દેહવિકાર હરિજનને કશા, અખા જેહની મોટી દશા. ૪૮
અણલિંગ હરિજનની કળા, કર્મ ન બાંધે આઘી બલા;
અહંતા પોત વિના નોહે ભાત્ય, દિવસ વિના તે શેની રાત્ય;
લૌકિક લેખું રહે લોકમાં, અખા જિત નહિ ફોકફોકમાં. ૪૯
રૂડું જાણી નથી રાખવા, કૂડું જાણી નથી ત્યાગવા;
તન તપાશી સુજને સોધ્ય, બાહ્ય ઉપચાર મૂકી બુધ્ય બોધ્ય;
તજ્યા ભજ્યા વણ તે યોગેશ, અખા જો માને ઉપદેશ. ૫૦
તજતાં ભજતાં નહિ પૂરવે, જૂનું તજ્યે મન લાગે નવે;
જ્યાં જેવો જીવ કાઢે વેશ, તે સાથે મન કરે પ્રવેશ;
મનની રીત્ય જે ગુંથે જાળ, કાઢ્ય અખા આતમની ભાળ્ય. ૫૧
હરિ જાણીને સુવે નચંત્ય, સુલ્લભ મારગ સમજ્યા સંત;
સનકાદિકે ન ભજ્યો પ્રપંચ, જનકાદિકે ન તજિયો રંચ;
તજવું ભજવું તે સંસાર, અખા સમજતાં આવે પાર. ૫૨

* પાળો=બરફ.

સર્વાતીત શ્રુતિ કહેતા હવા, માયા રંગ બીજા નવનવા;
મનને જોડ માયાશું ઘણો, કરે ઉપાય તે ભજવાતણો;
વસ્તુ વિષે છે મનનો અંત, તેહ અખા લહે વિરલા સંત. ૫૩
હું નહીં, તું નહીં, તે ન કહેવાય, જે જોતાં જોનારો જાય;
ત્રણ પ્રકાર વિના જેમ તેમ, તેથી હેઠો મનનો વેમ;
નહીં પદાર્થ જોવા ઝાલવા, અખા સરખું છે નહિ પ્રીછવા. ૫૪
વસ્તુ અનોપમ છે તે માંય, તો તે કહીએ કેમ ઉપાય?
ઉપમા સર્વ છે માયાવડે, તે ત્યાં કૈવલ્યે નહિ અડે;
અખા વસ્તુ ગુંગાનો ગોળ, ત્યાં ઉપમા તે માયાની ટોળ. ૫૫
સગુણને ઉપમા સર્વે ઘટે, જે ઉપમા ને ગુણ બને વટે;
જ્યાં થાવા ને જાવા નથી, ત્યાં વાણી શું કાઢે કથી?
અખા તેવડે સર્વે જાણ્ય, તો તેને કથી શકે ક્યમ વાણ્ય? ૫૬

## માયા અંગ

માયાના ગુણ કર્મ રૂપ નામ, માયાના ગુણ શ્વેત ને શ્યામ;
માયાને મારા પારકા, દેવ દાનવ એ માયા થકા;
માયાના ગુણ જ્યાં નવ છબે, તેને અખા તે કોણ આલંબે. ૫૭
વસ્તુ નથી ઇન્દ્રિયને ગ્રાહ્ય, શાથી જંત ટળે શું બાહ્ય;
બાહ્ય મધ્ય અંતરપટવડે, અંતરપટ માયા રહી ઘડે;
માયાનાં કૃત્ય માયા લગે, અખા વિચારે પડશે વગે. ૫૮
ક્ષર પિંડ ને અક્ષર આતમા, જે સમજ્યો સરજ્યો વાતમાં;
તત્ત્વ ચોવીશતણો સમુદાય, મુજવડે સહુ આવે જાય;
હું પૂરણ ચૈતનઘન એક, નામ રૂપ ગુણ કર્મ અનેક;
અખા જે સમજ્યો તે આવ્યો, જેણે એ માર્ગ અનુભવ્યો. ૫૯
મનશું વાત વિચારી અખે, જ્ઞાની તે જે માયા ભખે;
નાઠો છૂટે નહીં એથકી, અળગી નહીં છાયા દેહથકી;
જે આશ્રમ દર્શનને ગ્રહે, રસબસ થઈ માયા ત્યાં રહે. ૬૦
સેહુ માયા સમૂળી ગળે, સામું ટળે ને આપે ટળે;
આપાપર ટળતે ઉગરે, સેજ લક્ષ તેમાં સ્થિત કરે;
અખા જિત્યાનું ન ધરે માન, જિત્યો હારે ઝાલે કાન. ૬૧

મહા વળગણી માયા પાપિણી, જેમ સેવતાં ડસે સાપણી;
સિદ્ધિ કાજે યોગી જન, થાવા અજર કરે છે જતંન;
મંત્ર અઘોર* ખવાડે નર્ક, અખા ન દેખાડે આતમ અર્ક. ૬૨
દેહ ઇંદ્રિય ગુણનાં સવ કૃત્ય, દીસે માયા કરતી તર્ત;
તે ક્યાંથી તાણી લે અખા, માન વિના પણ રહેશે કખા;
સર્વે જાણે ભૂતવિકાર, સમજે સેજે પામે પાર. ૬૩
અખા જીવતણી એ વજા, અજને ઠામે પૂજે અજા;
ઇંદ્રિય ગ્રાહ્ય નહીં હરિલિંગ, જીવને જોઇએ નાના રંગ;
રંગ ઢંગ માયામાં ઘણા, સૌકો સેવક માયાતણા. ૬૪
સૌકોની માયા છે માત, મળવા ન દીએ કેને તાત;
પિતાતણું વદન જે જુવે, માતાને ખોળે નવ સુવે;
તાત ભજતાં આડી થાય, અખા સહુ માયાગુણ ગાય. ૬૫
મુક્તિ વાંચ્છવી એ જ બંધન નામ, (જેમ) ઘડી માપતાં પ્રગટ્યો જામ;
વસ્તુ અમોઘ ઇંદ્રિયગુણવર્ત,† માયાની જાણે સંસૃત્ય;‡
અખા વિચારે ત્યમનું ત્યમ, તો સમજે જો હોય ગુરુગમ. ૬૬
જ્યેમ સર્પે નર સમણે ડસ્યો, તે દેખે વેખે મસ્તક જશો;
મણિમંત્ર મેલી ઔષધિ, મૃત્યુ પામ્યો કરતાં વિધિ;
સર્વ મંત્ર ઔષધ ઊપચાર, જાગે અખા ટળ્યો સંસાર. ૬૭
અખા સર્વ માને ત્યાં ભેદ, માને તેને વિધિ નિષેધ;
બંધ મોક્ષ ચૈતનને કશા, જોતાં જડની જડશે દશા;
એ તો વિચાર વિના ઉધરે, દીસે ફરતું ફરતાં ફરે. ૬૮
માનણહાર શોધ્યે નવ જડે, વણશોધ્યે નવ ભમવું પડે;
પડછંદો નર માન્યો નરે, જેમ બોલે તેમ ઉત્તર કરે;
મૂળ તપાસી જોયું અખે, મારો ભ્રમ પૂર્યો મુજ વિખે.§ ૬૯
અણલિંગી કરતાની કથી, માંહી બહાર ચસમાને નથી;
તો તેજ બળ પોખે આંખ્યને, જો જો ભેદ યોગસાંખ્યને;
કહેતામાં તે સમજી જશે, અખા ગુરુનો કર શિર હશે. ૭૦

---

* અઘોર=અઘોરી લાવો. † વર્ત=અતીત. ‡ સંસૃત્ય–સૃતિ=સંસાર. § વિખે=વિષે.

## ક્ષમા અંગ

કિલ્બિષ જન્મ કાલનાં જાય, જેનાં નામતણો મહિમાય;
એવાં નામતણો જે ધણી, તેની મોટપ જોતાં ઘણી;
તેની ભક્તિ કરે ઓળખી, એ સમરેથી અખા નર સુખી. ૭૧
જે બોલે ચાલે સાંભળે, કરતાથકો કેમાં નવ ભળે;
નર નારી ને નપુંસકલિંગ, જળચર થળચર ખેચર અંગ;
કર્ત્તા ભર્ત્તા હર્ત્તા જેહ, અખા ભક્ત જે જાણે એહ. ૭૨
પૂજ્ય તેને સમજી ઓળખી, જે વચને વચને ટાળે દુઃખી;
નરવેશે હરિ પૂરણ બ્રહ્મ, સૂક્તે* કરી સમજાવે મર્મ;
ગુણાતીત ગુણ અંગી કરી, આપે આપ સમજાવે હરી. ૭૩
પૂજંતાં પ્રતિમા ગુણ સેજ, પણ બોલતી મૂર્ત્તિમાં હરિ છેજ;
જડ મૂર્ત્ત મુખ બોલે નહીં, ચેતન કે તુજ સેવા સહી;
પિંડ ન જોઇશ જોજે વસ્ત, અખા મળે હર હસ્તેહસ્ત. ૭૪
અખિલ જગત્ મૂર્ત્તિ રામની, મહા જ્ઞાનીની મૂરત કામની;
જડથી ચૈતન મૂરત ભલી, જ્ઞાની મૂરત સર્વોપરી;
કારણ તેનું એક વિશેષ, અખા હું ન મળે જ્યાં શેષ. ૭૫
કોટિ વર્ષ પ્રતિમા પૂજિયે, પણ જ્ઞાની મૂરત પામી સેવિયે;
પોતા સરખો હરિજન કરે, મોટું માહતમ જ્ઞાતા ધરે;
જડ ચૈતન્ય ગમે તે પૂજ, અખા સેવન તેની સૂજ. ૭૬
પૂજાનો એ ભાળે ભેવ,† જે પૂજી નિપન્યા શુકદેવ;
જનક વિદેહી સેવ્યા દ્વિજે, તે બેઠા જ્ઞાનીને ધ્વજે;
અખા જ્ઞાનીનો મહિમા ઘણો, ઇશે ઈશ રખે કોઈ ગણો. ૭૭
દીસે સૌ સરખા વરતંત, ખાતાં પીતાં મરતાં જંત;
એક અધિકતા જ્ઞાની ધરે, હરિશું વૃત્તિ સ્વતંત્ર જ કરે;
અખા તે વૃત્તિમાં બહુ ભાવ, જળને ભારે તર્યું જાય નાવ. ૭૮
ભક્તિ એકાસી પૂરી થઇ, બ્યાસીમી બુદ્ધિ આવી રહી;
તેવા ભકત જ્ઞાનીને ભજે, નવની‡ કાશ§ નહીં રહે રજે;
પંચ કરે તે સૌકો કરે, અખા એવું વિરલા મન ધરે. ૭૯

---

* સૂક્ત=વેદમંત્ર. † ભેવ=ભેદ. ‡ નવની=નવધાભક્તિ. § કાશ=પીડા.

સોળે અંશે હરિ જાણી હૃદે, જેની વાણી બીજું નવ વદે;
જેમ અગ્નિથી દિવો થયો, દીવામાં દાવાનલ રહ્યો;
તે માટે હરિજન સ્વે હરી, અખા રખે કો પૂછો ફરી. ૮૦

## તીર્થ અંગ

તીર્થ કોટિ હરિજનને ચરણ, કૃપા હશે તે જાશે શરણ;
બારે કાળે હરિજનને હૃદે, હરિ બોલાવે તે જન વદે;
મહા મોટા જનનો પ્રતાપ, અખા થાય હરિ આપેઆપ. ૮૧
જો મુક્તિ વાંછે માનવી, તો એ કાશી એ જાહ્નવી;
પ્રગટ મુક્તિ આપે હરિદાસ, હરિ દેખાડે સર્વાવાસ;
અખા નહીં ઉધારે પડી, હરિજન મુક્તિ આપે રોકડી. ૮૨
રામ રડવડતાં કેહેને મળ્યો, ઘેલો તે ઘર સુખથી ટળ્યો;
હું મારું ખોયાશું કામ, મળે અખા ઘર બેઠાં રામ;
હરિવણ જાણે ક્ષેપણ કાળ, ધોયે હીર ન થાયે વાળ. ૮૩
છળ નિંદા જો નહીં વિસરે, ખડિયો કાંધે શું નિસરે;
મન જાણે હું પાવન થયો, પણ રેખ દોષ પેલો નવ ગયો;
અખા પડી એ સઘળી વેઠ, જો નહીં લાધી હરિની પેઠ. ૮૪
હેતેશું હરિજનને મળે, મૂકી માન માર્ગમાં ભળે;
હરિની તું પ્રીછી લે પેર, પછી ફર કે બેશી રહે ઘેર;
અખા આ તંન જોને હાડ, દહી મથી ઘી અળગું કાઢ. ૮૫
એમ સમજે તે પામે પાર, હરિથી બીજો તે સંસાર;
તપ ત્યાગે કરી તીરથ ફેર, વને તપે બસી રહેજે ઘેર;
કાળા ધોળા સઘળા કેશ, અખા હરિ જાણીને બેશ. ૮૬
લોભે લોકબડાઇતણો, ઊંદર કાજે ડુંગર ખણો;
આગળ એક રીઝવતું મન, તેને કાજે બહૂ જતન;
અખા શું છે ક્રોધે થવા, વ્યસની ચાલ્યો ખાવા હવા. ૮૭
જે કરતવ મોટા આદરે, કરતાં દેખી સૌ કો કરે;
માયા મન નિરંતર સાવ, સૌ બેઠા પણ એક જ નાવ;
અખો તેહને મોટો વદે, જેને રામ રમે છે હૃદે. ૮૮
ધન્ય તને કોય મોટો કુળે, કોય વિદ્યા કોય ખાંડા બળે;
એ મોટમ સઘળી જાય ટળી, આતસબાજી પલકે બળી;
અખા કારણ વિના વડપણ વડું, જેમ અલ્પ મૂકે તારે તુંબડું. ૮૯

કૃત્યે ન મળે વસ્તુ અમૂલ, મટે જાડ્ય તો ભાગે ભૂલ;
કોય શૂર કોય દાતા દયા, કોય તપસી સતવાદી થયા;
સૌને જોડ અધિક થઇ મળે, અખા વસ્તુથી સૌ કો ટળે. ૯૦
સાચી વાત ન માને રગે, સૌ લાગ્યા માયાની ઠગે;
પ્રત્યક્ષ દેવ પોતામાં વસે, મૂરખ સામો જાણી ધસે;
જેમ છે તેમ ન શકે ઓળખી, અખા શી પેરે થાશે સુખી. ૯૧
ચુસે અસ્થિ શ્વાન મહા દુઃખે, નિસરે રુધિર પોતાને મુખે;
રાતો રંગ દેખી મલકાય, પણ કારણ પડ્યું પોતામાંય;
સઘળે રચાણું તારું મન, અખા ગમે તેમ કરે જતન. ૯૨
શબ્દતણી માંડી છે જાળ, ચાળા કરે છે માયા કાળ;
ચણ મૂકે માંહી ફળકામના, મોહ્યા પશુ પડે દામચામના;
ત્રણ ભુવનમાં એક પારધી, અખા કોક ઊગરે સારધી.* ૯૩
જ્યારે ઊપની મન કામના, ત્યારે ફેર પડ્યા ગામના;
સેજે નર થાયે નિષ્કામ, તો નથી લેવા જાવો રામ;
જેમ સૂર ઉગેથી વાદળ ટળ્યું, અખા ધામ દિસે નિર્મળું. ૯૪
અર્થ સમજે છૂટે અનર્થ, જ્યમ અળગો છોડી નાંખ્યો રથ;
કટકે નામ જુજવાં સહી, પણ વે'લ વચ્ચેથી દિસે નહીં;
અખા દેહ ગુણના વ્યાપાર, વાસ્તે તું રાખે નિર્ધાર. ૯૫
સ્વામીનું પદ સર્વાતીત, જે કોય સમજે આતમ રીત;
ચુંબક દેખી લોહ ચેતન થાય, ચુંબક તેમનો તેમ છે પ્રાય;
ત્રણ ગુણ તેમ છે દેહ વ્યાપાર, અખા આતમા આપ વિચાર. ૯૬

## સ્વાતીત અંગ

દેશ કાલનો મહિમા ક્રમ, ભાવ ભેદ નહીં પદ પરમ;
સત્ય જુગ ત્રેતા દ્વાપર કળી, લઘુ દીર્ઘ હસ્તે આંગળી;
અખા હાથ ચૈતન તેમ એક, એમ સમજવો વસ્તુવિવેક. ૯૭
હીસે મન જુગ મહિમા સુણી, અદકે ઓછે નહીં કોય ધણી;
જુગ જુગના વર્તમાન, ક્યાં રે જપ તપ યજ્ઞ ને ધ્યાન;
અખા એ માયા વિસ્તાર, ચારેના ઊદરમાં ચાર. ૯૮

---

*સારધી=સાર ગ્રહણ કરનાર.

મુક્તિબંધ નહીં જુગ માટ, અણજાણ્યા જીવ બાંધે ઘાટ;
સાઠ સહસ્ર સાગરના તન, થયા અવગતિયા પામ્યા પતન;
ત્યારે અખા કલિજુગ ક્યાં હતો, એ બારે કાળ માયાનો મતો. ૯૯
અચાનક જ્ઞાન ઉપજે એમ જાણ, કાંઇ દેશ કાળનું નહીં પ્રમાણ;
જેમ અકસ્માત્ પડે પર્જન્ય, ઋતુ કુઋતુ નહીં મેઘને મન્ય;
વય વર્ણ દેશ કાળ જ કશા, અખા જ્ઞાનની મોટી દશા. ૧૦૦
ધર્યા અવતાર ચોવિશે વિષ્ણુ, તેમાં પૂરણ બ્રહ્મ કહાવ્યા કૃષ્ણ;
તેથી બળિયા બીજા હતા, માનવ દાનવ બહુ દેવતા;
છતે પિંડે કેવળ કૃષ્ણ રહ્યા, અખા અધિક તે તેણે કહ્યા. ૧૦૧
કૈવલ્યને આધારે સહુ, બ્રહ્મા વિષ્ણુ મહેશ જ બહુ;
સહુ તેમાં થઇ રહે જાય, અદકી ઓછી વસ્તુ ન થાય;
તું તદ્રૂપ વિચારે અખા, બાકી શબ્દ સઘળાં મોં રખા. ૧૦૨

## ચેતના અંગ

વારંવાર માનવદેહ નથી, પામ્યો તો ચેતે ઘરથી;
જ્યારે જર્જર થાશે અંગ, ઇંદ્રિય મુકી જાશે સંગ;
ત્યારે અખા જપમાલા ગ્રહે, ભાંગ્યે ઘડે પાણી કેમ રહે. ૧૦૩
તાપ મેલે જેમ લોઢાતણો, વાયે અગ્નિ કાંઈ થોડો ઘણો;
તકેતક થઈ આવે કાજ, હાજર રાખે સઘળો સાજ;
એમ અખા પરમેશ્વર ભજે, પછે મને કાંઈ નહીં નીપજે. ૧૦૪
અવસર ચેતે તે નર ભલો, શૂરો જેમ ઝુઝે એકલો;
મહારથી તેમ સાચા હરિજન, મનમાં નાણે તન કે ધન;
જેમ તેમ કરી સારે નિજ કાજ, અખા જાઓ કે રેજો લાજ. ૧૦૫
વૃદ્ધ થયો વંઠ્યું મન તન, ઉપાય ટળ્યો ને ખુટ્યું ધન;
ત્યારે ધર્મ સાધવા જાય, કોહ્યું કાપડ સોદો થાય;
અખો ભજી નહીં જાણ્યો નાથ, ભોંયે પાડ્યા ચારે હાથ. ૧૦૬
હરિ ભજતાં જોઇએ હેત પ્રીત, માંહે આતુરતા સંતની રીત;
સદ્ગુરુનું શરણ ગ્રહેવું ખપે,* હરિને કાજે મન બહુ તપે;
તે નર હરિને પામે નિર્વેદ, અખા એ જ ભજવાનો ભેદ. ૧૦૭

---

* ખપે=જરૂરનું છે.

આરત વિના ભજે શું થશે, પીતળ સોનામાં કેમ જશે;
દુઃખિયો દુઃખ નિગમવા કાજ, નવરો રુડી ચલાવા બાજ;
કથા કિર્તન બહુ કરતા ફરે, અખા હરિ પ્રાપ્ત લેખે સરે. ૧૦૮
આતુરતા આણી આરાધ, સન્મુખ થઈ સદ્દગુરુને સાધ્ય;
સદ્દગુરુ મળે તો સેંજે તરે, સમજ વિના સૌ ફેરા ફરે;
હરિ વિના ફોકટ ફાંફાં જાણ, અખા રામ નોહે પાણી પહાણ. ૧૦૯

## કૃપા અંગ

પૂરણ બ્રહ્મ રીછવા કાજ, નવધા ભક્તિ વૈષ્ણવ સાજ;
જેમ કશી વસ્ત કનેથી પડી, આદર કરતાં પાછી જડી;
અલ્પ આદરે જો આવે હાથ, તો અખા કાજ શું શોધ્યા સાથ. ૧૧૦
હરિમણિ કંઠે પોતાને અમૂલ્ય, તે પડ્યો જાણી બહાર ખોળે ધૂળ;
ત્યાં કર્મ કાચની કણિકા જડી, તેને વ્યસને લાગ્યો કાઢે હડી;
અલ્પ પ્રાપ્ત ને અતિ આયાસ, અખા ન જાણે આતમ પાસ. ૧૧૧
હરિની ઇચ્છાયે હરિ મળે, તે તો અખા અંતરમાં ગળે;
જનક ખટ્વાંગે ક્યાં નવધા કરી, વિચાર કરતાં પામ્યા હરી;
કૃપા હરિ હસ્તિણીશું કાજ, ઢોળે કળશ તો પામે રાજ. ૧૧૨
સાત દને પરીક્ષિત રાજાન, ભ્રમ ગયો ભેટ્યા ભગવાન;
બીજા બહુ ત્યાં બેઠા હતા, શુકના મુખની સુણતા કથા;
તે તેવાના તેવા રહ્યા, અખા હરિની જોઇએ મયા. ૧૧૩
અખા કામ છે સમજ્યા સાથ, પણ કૃપા રુપિણી જોઇએ આથ્ય;*
બીજો સઘળો દેહવ્યાપાર, જન્મ મરણ ન ટળે સંસાર;
કૃપા સમજ અર્થ સર્વે કૃત્ય, જો ઉપજે તો પામે તર્ત. ૧૧૪
વણ સમજે સબળો સંસાર, સમજે જાયે સઘળો ભાર;
જેમ જેમ સાચું માને જન, તેમ તેમ વાધે દંને દંન;
અખા પ્રેત બીહીનાને ખાય, (પણ) ધીરજવાન તે કુશળો જાય. ૧૧૫
એક અફીણ બીજો સંસારી રસ, અધિક કરે તેમ આપે કસ;
જેમ જેમ અધિકું ખાતો જાય, અંગે અકલે હીણો થાય;
જો મૂકે તો સુવે સરે, નહીં તો અખા તે ખાતો મરે. ૧૧૬

* આથ્ય-અર્થ=પુંજી.

મુક્તિબંધ નહીં જુગ માટ, અણજાણ્યા જીવ બાંધે ઘાટ;
સાઠ સહસ્ર સાગરના તન, થયા અવગતિયા પામ્યા પતન;
ત્યારે અખા કલિજુગ ક્યાં હતો, એ બારે કાળ માયાનો મતો. ૯૯
અચાનક જ્ઞાન ઉપજે એમ જાણ, કાંઇ દેશ કાળનું નહીં પ્રમાણ;
જેમ અકસ્માત્ પડે પર્જન્ય, ઋતુ કુઋતુ નહીં મેઘને મન્ય;
વય વર્ણ દેશ કાળ જ કશા, અખા જ્ઞાનની મોટી દશા. ૧૦૦
ધર્યા અવતાર ચોવિશે વિષ્ણુ, તેમાં પૂરણ બ્રહ્મ કહાવ્યા કૃષ્ણ;
તેથી બળિયા બીજા હતા, માનવ દાનવ બહુ દેવતા;
છતે પિંડે કેવળ કૃષ્ણ રહ્યા, અખા અધિક તે તેણે કહ્યા. ૧૦૧
કૈવલ્યતને આધારે સહુ, બ્રહ્મા વિષ્ણુ મહેશ જ બહુ;
સહુ તેમાં થઇ રહે જાય, અદકી ઓછી વસ્તુ ન થાય;
તું તદ્રૂપ વિચારે અખા, બાકી શબ્દ સઘળાં મોં રખા. ૧૦૨

## ચેતના અંગ

વારંવાર માનવદેહ નથી, પામ્યો તો ચેતે ઘરથી;
જ્યારે જર્જર થાશે અંગ, ઇંદ્રિય મુકી જાશે સંગ;
ત્યારે અખા જપમાલા ગ્રહે, ભાંગ્યે ઘડે પાણી કેમ રહે. ૧૦૩
તાપ મેલે જેમ લોઢાતણો, વાયે અગ્નિ કાંઈ થોડો ઘણો;
તકેતક થઈ આવે કાજ, હાજર રાખે સઘળો સાજ;
એમ અખા પરમેશ્વર ભજે, પછે મને કાંઈ નહીં નીપજે. ૧૦૪
અવસર ચેતે તે નર ભલો, શૂરો જેમ ઝુઝે એકલો;
મહારથી તેમ સાચા હરિજન, મનમાં નાણે તન કે ધન;
જેમ તેમ કરી સારે નિજ કાજ, અખા જાઓ કે રેજો લાજ. ૧૦૫
વૃદ્ધ થયો વંઠયું મન તન, ઉપાય ટળ્યો ને ખુટયું ધન;
ત્યારે ધર્મ સાધવા જાય, કોહ્યું કાપડ સોદો થાય;
અખો ભજી નહીં જાણ્યો નાથ, ભોંયે પાડ્યા ચારે હાથ. ૧૦૬
હરિ ભજતાં જોઇએ હેત પ્રીત, માંહે આતુરતા સંતની રીત;
સદ્ગુરુનું શરણ ગ્રહેવું ખપે,* હરિને કાજે મન બહુ તપે;
તે નર હરિને પામે નિર્વેદ, અખા એ જ ભજવાનો ભેદ. ૧૦૭

* ખપે=જરૂરતું છે.

આરત વિના ભજે શું થશે, પીતળ સોનામાં કેમ જશે;
દુઃખિયો દુઃખ નિગમવા કાજ, નવરો રુડી ચલાવા બાજ;
કથા કિર્ત્તન બહુ કરતા ફરે, અખા હરિ પ્રાપ્ત લેખે સરે. ૧૦૮
આતુરતા આણી આરાધ, સન્મુખ થઈ સદ્‌ગુરુને સાધ્ય;
સદ્‌ગુરુ મળે તો સેજે તરે, સમજ વિના સૌ ફેરા ફરે;
હરિ વિના ફોકટ ફાંફાં જાણ, અખા રામ નોહે પાણી પહાણ. ૧૦૯

## કૃપા અંગ

પૂરણ બ્રહ્મ પ્રીછવા કાજ, નવધા ભક્તિ વૈષ્ણવ સાજ;
જેમ કશી વસ્ત કનેથી પડી, આદર કરતાં પાછી જડી;
અલ્પ આદરે જો આવે હાથ, તો અખા કાજ શું શોધ્યા સાથ. ૧૧૦
હરિમણિ કંઠે પોતાને અમૂલ્ય, તે પડ્યો જાણી બહાર ખોળે ધૂળ;
ત્યાં કર્મ કાચની કણિકા જડી, તેને વ્યસને લાગ્યો કાઢે હડી;
અલ્પ પ્રાપ્ત ને અતિ આયાસ, અખા ન જાણે આતમ પાસ. ૧૧૧
હરિની ઇચ્છાયે હરિ મળે, તે તો અખા અંતરમાં ગળે;
જનક ખટ્‌વાંગે કર્યાં નવધા કરી, વિચાર કરતાં પામ્યા હરી;
કૃપા હરિ હસ્તિણીશું કાજ, ઢોળે કળશ તો પામે રાજ. ૧૧૨
સાત દને પરીક્ષિત રાજાન, ભ્રમ ગયો ભેટ્યા ભગવાન;
બીજા બહુ ત્યાં બેઠા હતા, શુકના મુખની સુણતા કથા;
તે તેવાના તેવા રહ્યા, અખા હરિની જોઇએ મયા. ૧૧૩
અખા કામ છે સમજ્યા સાથ, પણ કૃપા રુપિણી જોઇએ આથ્ય;*
બીજો સઘળો દેહવ્યાપાર, જન્મ મરણ ન ટળે સંસાર;
કૃપા સમજ અર્થે સર્વે કૃત્ય, જો ઉપજે તો પામે તર્ત. ૧૧૪
વણ સમજે સબળો સંસાર, સમજે જાયે સઘળો ભાર;
જેમ જેમ સાચું માને જન, તેમ તેમ વાધે દંને દંન;
અખા પ્રેત બીહીનાતે ખાય, (પણ) ધીરજવાન તે કુશળો જાય. ૧૧૫
એક અફીણ બીજો સંસારી રસ, અધિક કરે તેમ આપે કસ;
જેમ જેમ અધિકું ખાતો જાય, અંગે અકલે હીણો થાય;
જો મૂકે તો મુવે સરે, નહીં તો અખા તે ખાતો મરે. ૧૧૬

* આથ્ય-અર્થ=પુંજી.

ત્યમ એ ભોગતણો સંસાર, જીર્ણ થયો તો પડિયો આહાર;
નવો નીપજે તેમ લાગે સ્વાદ, તો કેમ જાએ ભવની વ્યાધ;
અખા ખસ જેમ સંસાર્યે થાય, (અને) ઘસી ફેદી તો સમૂળી જાય. ૧૧૭
જાય સમૂળો તેમ સંસાર, કરતાં આત્માતત્ત્વવિચાર;
અન્ય ઉપાય નથી એ જવા, સામા બંધ બંધાએ નવા;
કર્મ કરતાં નાવે છેક, અખા વિચારે ન મળે શેષ. ૧૧૮

## ધીરજ અંગ

બ્રહ્માદિક નવ પામ્યા પાર, એમ જાણીને ખાશો માર;
અગમ અગોચર સૌને હરિ, બ્રહ્મા કીટ લગી માયા આવરી;
અખા હરિ જો મળનારા થાય, ન ગણે ઉંચનીચ રંકરાય. ૧૧૯
કુળ અધિકાર અધ્યયન ચાતુરી, પાપી મૂર્ખ ત્યાં ન જુવે હરિ;
જેમ વાયની વલણે લાગે લાય, પણ ડાબું જમણું ન ગણે વાય;
ત્યમ ઊંચ નીચ ન ગણે નારાયણ, અખા એમ ખરાખરી જાણ. ૧૨૦

## સુજ અંગ

સમી સુજ સુજે તે પામ, સુજ વિના સૌ ચાંપ્યા ચામ;
સુજે દુઃખ તે સુખ નીવડે, સુજ્યા વિના જ્યાં ત્યાં આથડે;
અખા સુજ આલે નરહરિ, અણુલિંગી સુજ આવી ખરી. ૧૨૧
સુજે ભજવા તજવા નથી, રાજ કરે કે ભીખે ઘેરથી;
દુઃખ સુખ કાળે આવે જાય, પણ સુજાળો તે ધણી ન થાય;
અખા સુજ વોહોણી તે હાણ્ય, રાજે ભીખે ન ટળે તાણ્ય. ૧૨૨
સુજાળાને સરખું સદા, કારણ વિના તે પામ્યો મુદા;
ચારે જુગ સુજ આગળ ફરે, (પણ) જુગ બળ તેને નવ આવરે;
સુજે વસ્તુ નિરંતર ભજે, અખા અચાનક જો ઉપજે. ૧૨૩
જ્યારે હવી અણુલિંગી સૂજ, આપપર વિનાની જે બુજ;
એકલમલ અણુલિંગી ઓજ, ચિદ અચાનક પામી ચોજ;
તે સ્થળનો સાક્ષી ત્યાં તે જ, ધારવું જેનું ગુણ પારે હેજ.* ૧૨૪
નિર્ગુણમાં ગુણની ઉપાધ્ય, જીવપણાની લાગી વાધ્ય;
ગુણી જીવ નિર્ગુણ સાચા હદે, તે ધ્યેય ધ્યાતા સત્ય જાણી વદે;
દ્વૈત રોગ લાગ્યો મન વિખે, અખા અદ્વૈતપણું સમજ્યા પખે. ૧૨૫

* હેજ=સ્નેહ.

સાધન લખિએ વેદ પુરાણ, અદ્વૈતની ઉપજવા જાણ્ય;
ધ્યે ધ્યાતા જાણવાં એક, નવધા ભક્તિનો કીધો વિવેક;
સાબુ ખારે પટ ઉજ્જવળ થાય, અખા ભક્તિ વૈરાગ્યે દ્વૈત પળાય. ૧૨૬
ચૈતન્ય બ્રહ્મ સદોદિત સદા, સૈજ કલ્લોલ કરે છે ચિદા;
નાટક ચાલ્યું જાય સદાય, કો કહે કર્મ કો કહે માય;
પણ એવાનું એવું અખા, વચે અણછતી કરે પખપખા. ૧૨૭
અંત જુઓ જેની નહીં આદ્ય, કોયે કાળ પડે નહીં ખાધ્ય;*
નિત નિત થાતું જાય નવું, (પણ) કો ન કહે મુજ આગળ હવું;
અખા વિચારી જો એહને, પણ વળગીશ નહીં તું દેહને. ૧૨૮
જ્યારે જગત વિચાર્યું જને, તે ઉંઠાં† હાથને ન રહે તને;
દિસે સ્વતંત્ર ભૂતમાં ભૂત, અદકું ઓછું નહીં અદ્દભૂત;
અખા વિચાર વિના સંસાર, જો સમજે તો ઘરમાં પાર. ૧૨૯
જન કોય ભૂખ્યો ઊંઘી ગયો, કરે આહાર સ્વપ્નવશ થયો;
ભક્ષ કરે પણ માંહે ભૂખ, ઠાલીને ઠાલી રહે કુખ;
તેમ અખા સઘળો સંસાર, ત્રિગુણ ભોગનો કરતો આહાર. ૧૩૦
પ્રત્યક્ષ મૂકી જુવે પરોક્ષ, કર્તવ્યને શિર મૂકે દોષ;
સભર ભરાઈ રહ્યા છે નાથ, હિંડતાં લાગે હરિને હાથ;
અખો કહે ફેરવવું મન, જો જાણો તો જાણો જન. ૧૩૧
એમ જાણે તે હરિનો જન, મારે પોતે કયાંથું મન;
દેહ હરિ ઇચ્છાએ થયો, અણછતો હું તે આવી ગયો.
તારું કર્યું ને તું છે નાથ, એમ જાણી અખે ઝાટકયા હાથ. ૧૩૨
અહંકાર વિચારે કર્યો નિરધાર, હરિસાગરનો જોઇએ પાર;
અહંકાર પાર કાઢવા ગયો, વિચાર વિચારી બેશી રહ્યો;
પાર કાઢતાં અહંકાર ટળ્યો, વિચાર અખા વર્ત્યો‡ હરિ ભલો. ૧૩૩
મળે વિચારે હરિ તે ખરો, બીજાં સરોડાં§ કાં સાંભરો;
કૃષ્ણ ઉદ્ધવનો એ નિરધાર, સ્વરૂપ મારું લહે સદ્દવિચાર;
ગુણ ગુણને કાજે અવતરે, અખા દ્વૈત નોહે માહરે. ૧૩૪
જેને જગત માને હરિ કરી, તે કૃષ્ણે ગીતા ઉચરી;
અર્જુન મહારે નહીં અવતાર, ગુણ ગુણ શું વરતે નિર્ધાર;
મારું ને હું બે જ્યાં નહીં, તે જ શકે અખા સુજ લહી. ૧૩૫

* ખાધ્ય=ટોટો, ખાટ, કમતી. † ઊંઠ=સાઢાત્રણ. ‡ વર્ત્યો=પાર ઉતર્યો. § સરોડાં=નકામી ડાંખળીઓ.

ત્યમ એ ભોગતણો સંસાર, જીર્ણ થયો તો પડિયો આહાર;
નવો નીપજે તેમ લાગે સ્વાદ, તો કેમ જાએ ભવની વ્યાધ;
અખા ખસ જેમ સંસાળ્યે થાય, (અને) ઘસી ફેદી તો સમૂળી જાય. ૧૧૭
જાય સમૂળો તેમ સંસાર, કરતાં આત્માતત્ત્વવિચાર;
અન્ય ઉપાય નથી એ જવા, સામા બંધ બંધાએ નવા;
કર્મ કરતાં નાવે છેક, અખા વિચારે ન મળે શેષ. ૧૧૮

## ધીરજ અંગ

બ્રહ્માદિક નવ પામ્યા પાર, એમ જાણીને ખાશો માર;
અગમ અગોચર સૌને હરિ, બ્રહ્મા કીટ લગી માયા આવરી;
અખા હરિ જો મળનારા થાય, ન ગણે ઉંચનીચ રંકરાય. ૧૧૯
કુળ અધિકાર અધ્યયન ચાતુરી, પાપી મૂર્ખ ત્યાં ન જુવે હરિ;
જેમ વાયની વલણે લાગે લાય, પણ ડાબું જમણું ન ગણે વાય;
ત્યમ ઊંચ નીચ ન ગણે નારાયણ, અખા એમ ખરાખરી જાણ. ૧૨૦

## સુજ અંગ

સમી સુજ સુજે તે પામ, સુજ વિના સૌ ચાંપ્યા ચામ;
સુજે દુઃખ તે સુખ નીવડે, સુજ્યા વિના જ્યાં ત્યાં આથડે;
અખા સુજ આલે નરહરિ, અણુલિંગી સુજ આવી ખરી. ૧૨૧
સુજે ભજવા તજવા નથી, રાજ કરે કે ભીખે ઘેરથી;
દુઃખ સુખ કાળે આવે જાય, પણ સુજાળો તે ધણી ન થાય;
અખા સુજ વોહોણી તે હાણ્ય, રાજે ભીખે ન ટળે તાણ્ય. ૧૨૨
સુજાળાને સરખું સદા, કારણ વિના તે પામ્યો મુદા;
ચારે જુગ સુજ આગળ ફરે, (પણ) જુગ બળ તેને નવ આવરે;
સુજે વસ્તુ નિરંતર ભજે, અખા અચાનક જો ઉપજે. ૧૨૩
જ્યારે હવી અણુલિંગી સૂજ, આપપર વિનાની જે ઝુજ;
એકલમલ અણુલિંગી ઓજ, ચિદ અચાનક પામી ચોજ;
તે સ્થળનો સાક્ષી ત્યાં તેજ, ધારવું જેતું ગુણ પારે હેજ.* ૧૨૪
નિર્ગુણમાં ગુણની ઉપાધ્ય, જીવપણાની લાગી વાધ્ય;
ગુણી જીવ નિર્ગુણ સાચા હદે, તે ધ્યેય ધ્યાતા સત્ય જાણી વદે;
દ્વૈત રોગ લાગ્યો મન વિખે, અખા અદ્વૈતપણું સમજ્યા પખે. ૧૨૫

* હેજ=સ્નેહ.

સાધન લખિએ વેદ પુરાણ, અદ્વૈતની ઉપજવા જાણ્ય;
ધ્યે ધ્યાતા જાણવાં એક, નવધા ભક્તિનો કીધો વિવેક;
સાબુ ખારે પટ ઉજ્જવળ થાય, અખા ભક્તિ વૈરાગ્યે દ્વૈત પળાય. ૧૨૬
ચૈતન્ય બ્રહ્મ સદોદિત સદા, સૈજ કલ્લોલ કરે છે ચિદા;
નાટક ચાલ્યું જાય સદાય, કો કહે કર્મ કો કહે માય;
પણ એવાનું એવું અખા, વચ્ચે અણછતી કરે પખપખા. ૧૨૭
અંત જુઓ જેની નહીં આદ્ય, કોયે કાળ પડે નહીં બાધ્ય;*
નિત નિત થાતું જાય નવું, (પણ) કો ન કહે સુજ આગળ હવું;
અખા વિચારી જો એહને, પણ વળગીશ નહીં તું દેહને. ૧૨૮
જ્યારે જગત વિચાર્યું જને, તે ઉંઠા† હાથને ન રહે તને;
દિસે સ્વતંત્ર ભૂતમાં ભૂત, અદકું ઓછું નહીં અદ્ભૂત;
અખા વિચાર વિના સંસાર, જો સમજે તો ઘરમાં પાર. ૧૨૯
જન કોય ભૂખ્યો ઊંઘી ગયો, કરે આહાર સ્વપ્નવશ થયો;
ભક્ષ કરે પણ માંહે ભૂખ, ઠાલીને ઠાલી રહે કુખ;
તેમ અખા સઘળો સંસાર, ત્રિગુણ ભોગનો કરતો આહાર. ૧૩૦
પ્રત્યક્ષ મૂકી જુવે પરોક્ષ, કર્તવ્યને શિર મૂકે દોષ;
સભર ભરાઈ રહ્યા છે નાથ, હિંડતાં લાગે હરિને હાથ;
અખો કહે ફેરવવું મન, જો જાણો તો જાણો જન. ૧૩૧
એમ જાણે તે હરિનો જન, મારે પોતે ક્યાંથું મન;
દેહ હરિ ઇચ્છાએ થયો, અણછતો હું તે આવી ગયો.
તારું કર્યું ને તું છે નાથ, એમ જાણી અખે ઝાટકયા હાથ. ૧૩૨
અહંકાર વિચારે કર્યો નિરધાર, હરિસાગરનો જોઇએ પાર;
અહંકાર પાર કાઢવા ગયો, વિચાર વિચારી બેશી રહ્યો;
પાર કાઢતાં અહંકાર ટળ્યો, વિચાર અખા વર્ત્યો‡ હરિ ભળો. ૧૩૩
મળે વિચારે હરિ તે ખરો, બીજાં સરોડાં§ કાં સાંભરો;
કૃષ્ણ ઉદ્ધવનો એ નિરધાર, સ્વરૂપ મારું લહે સદ્વિચાર;
ગુણ ગુણને કાજે અવતરે, અખા દ્વૈત નોહે માહરે. ૧૩૪
જેને જગત માને હરિ કરી, તે કૃષ્ણે ગીતા ઉચરી;
અર્જુન મહારે નહીં અવતાર, ગુણ ગુણ શું વરતે નિર્ધાર;
મારું ને હું બે જ્યાં નહીં, તે જ શકે અખા સુજ લહી. ૧૩૫

* બાધ્ય=ટોટો, ખાટ, કમતી. † ઊંઠ=સાઢાત્રણ. ‡ વર્ત્યો=પાર ઉતર્યો. § સરોડાં=નકામી ડાંખળીઓ.

હરિના હોય તે હરિને લહે, બીજા હરિની મોટમ કહે;
સાગર ઉદર માંહેલો મર્મ, માલમ* જાણે જે કુળધર્મ;
બીજા જળવડે કરે વ્યાપાર, અખા જ્ઞાનિજન લે નિર્ધાર. ૧૩૬
હરિ સેવકને કો હરિપુત્ર, કુંવરનું બાંધ્યું ઘરસૂત્ર;
સેવક તે જાણે નિજ દાસ, આપ અન્યને રાખે પાસ;
આત્મ જ તો છે એક આત્મા, ત્યાં અખા કેની શી તમા. ૧૩૭
તાત્પર્યમાં તાણાતાણ, સેજમાં† નહિ વૃદ્ધિ ને હાણ;
સેજ તે જ સ્વે હરિનું રૂપ, તાત્પર્ય તે જીવ સ્વરૂપ;
અખા તે માટે સેજ જ સાર, ચૈતન્ય તે પરમેશ્વર નિર્ધાર. ૧૩૮
માયા મૂકીશ મા તું અખા, નવરો થઇને સુઇને જા;
મરતાં પહેલો જાને મરી, અણુહાલ્યું જળ રહે નીતરી;
ત્યાં કર્મરૂપિયાં ધાલ્યાં ઢોર, મેલું મન અંધારું ઘોર. ૧૩૯
અખા જીવનો અવળો ન્યાય, મેલું વેલું ફાટી જાય;
ઉન્મત્ત મનને યોગ સાધવો, જો કર્મ બોધ કરે નહીં નવો;
જેમ છુટી ધેનુ મારતી ફરે, અંધારે બાંધે ટેવ વિસરે;
અખા તે જાણી કર્યો ઉપાય, ત્યાં સિદ્ધિરૂપી લાગી બગાય. ૧૪૦
એક જ્ઞાની બીજા સાધનવંત, બેનો લક્ષ મળે નહીં તંત;
સ્થિતિ બાંધી સૌ સાધન કરે, અચવ્યું આપ તજ્જ્ઞ‡ જ ઉચ્ચરે;
જેમ અનલ અવનિપર નાવે કયમે, અખા ભૂચર તે ભૂપર શમે. ૧૪૧

## મહાલક્ષ્ય અંગ

તત્ત્વમસિ પદ કહાવે ત્રણ્ય, વેદે જેનું કર્યું વિવર્ણ;
કૈવલ્ય ઈશ્વર ત્રીજો જંત, તેને જાણે પંડિત સંત;
જુક્ત ભલી સમજાવા મન, એ જ અખા અધ્યારોપણ અન્ય. ૧૪૨
જેમ છે તેમ રહી શકતો નથી, જીવને ટેવ પડી ધરથી;
અંતર્ભૂતને પ્રેરે માય, સંકલ્પ વિકલ્પ મન કરતું જાય;
અખા એ બીજો અહંકાર, આપ નહીં તો નહીં સંસાર. ૧૪૩
થયું નોતું હમણાં નથી થવા, રહ્યા સંકલ્પ ઉપજતા નવા;
નિયંતા ઈશ્વર હું નિમિત્ત જીવ, મારે પુરાતન કર્મ સદૈવ;
એમ કેવાને કો નવ રહ્યો, જ્યારે અખા ભ્રમ મૂળગો ગયો. ૧૪૪

* માલમ=વહાણનો મુખી, કપતાન. † સેજ=સહજ સ્વરૂપ આત્મામાં. ‡ તજ્જ્ઞ=તે પદનો જ્ઞાતા.

અંતર ઉપજી મોટી બલા, હું ભુંડો ને હરિ તે ભલા;
બે આરોપણ બેને વિષે, એને વેદ માયા કરી લખે;
અખા ઉપજતું રહે જો એહ, પ્રાયે જાણે કૈવલ્ય તેહ. ૧૪૫
અદબદમાં ઉપજે તે જીવ, જીવના કલ્પ્યા ઈશ્વર શિવ;
જ્યારે જંતે તપાસ્યું આપ, રજ્જુ નહિ તો શેનો શાપ;
અખા તેમનું તેમ સદાય, બંધ મોક્ષ વણસમજ્યા ગાય. ૧૪૬
વાત અલૌકિક અનુભવતણી, પ્રપંચ પારે રહેણુ આપણી;
પંખી ઓછાયો પડિયો જાળ, પણ પોતે ઉડે અલગ નિરાળ;
અખા જ્ઞાનીની એવી કળા, વર્ત્યો જાય તે ઉપરછળા. ૧૪૭
અખા સમજ તે સાધન રાજ, બેઠાં બેસાર્યાં શીઝે કાજ;
નર નૌકામાં આસન કરે, બેઠો બાધી પૃથ્વી ફરે;
કાયકલેશ કરવો નવ પડે, સૂજ સમજમાં સર્વે જડે. ૧૪૮
સૂજ વિના સઘળાં સાધંન, વાધે અદકાં દંનેદંન;
ઘાણીનો બળદ ઘરમાં ફરે, દશ ડગમાંહે થાકી મરે;
એમ અખા સઘળો સંસાર, સમજવિના નહીં પામે પાર. ૧૪૯

## વિશ્વરૂપ અંગ

આળાં ચર્મ કેરાં બહુ રૂપ, નટ દેખાડે ભાસ અનૂપ;
ચામ ખેડામાં બેઠો છપી, રમી રૂપ છપાવી લે ખપી;
ખેલ ચાલે જે દીપકવડે, તેને અખા કાંયે નવ નડે. ૧૫૦
લક્ષ ચોરાશી ખાણે જંત, પડતાં ન મળે ઈશ્વર અંત;
દીપક તે પર્મ ચૈતન બ્રહ્મ, જેવડે ચાલે ઈશ્વર કર્મ;
અખા એમ સમજી રે જેહ, તેને નથી કોય કાળે દેહ. ૧૫૧
પ્રભુ પામવા મારગ એક, સદ્ગુરુ શરણે જ્ઞાન વિવેક;
બીજા મારગ કોટાનકોટ, રહે આવર્યાં ગુણની ઓટવ;*
અખા નૌકાના મુખક જથા, વાર પાર ન જાણે કથા. ૧૫૨
વસ્તુ જાણવા સાધન કાજ, આરોપી બોલ્યા કવિરાજ;
ફળ તેનું તે જ્ઞાનવિવેક, જેમ તેમ કરિ હરિ જાણે એક;
સમઝી અખા સર્વ ધોઈ કાઢય, નહીં તો હરિ માર્ગમાં થાશે આઢ. ૧૫૩

* ઓટવ=પડદો.

## સ્વભાવ અંગ

સ્વયં ભાવે નભ ઉલ્લસે સદા, જેમ હેમ પર્વત અદબદા;
ઘન ઘટા વિના થાયે વૃષ્ટ, એમ જ્ઞાની તે હોએ પુષ્ટ;
ગળી પાલો ગંગા થઈ વહે, ત્યાં અખો શું સાધન કહે? ૧૫૪
નિરાધાર નાટક અટુપટું, સ્વતઃ સિદ્ધ દીસે સામટું;
ઉત્પત્તિ સ્થિતિ લય સેજે થાય, પ્રવાહતણી પેરે ચાલ્યું જાય;
તેમાં આચાર્યે કીધી જુક્તિ, કલ્પ્યો બંધ ને માની મુક્તિ. ૧૫૫
દર્શન ભેદ દાવા મત ઘણા, ગઢ બાંધી રહ્યા આપ આપણા;
એક એકપેં હુંકી રહ્યા, અમે પામ્યા બીજા વહેતા ગયા;
અખા નાટકની એવી રીત, મન લાગે છે દ્વૈતાદ્વૈત. ૧૫૬
જે છે તે ત્યાં આપોઆપ, બીજો તે નારાયણ થાપ;
સમી સમજ સમજ્યાવિના સૌ, આપાપણા મત તાણે બૌ;
અખા ચાલ્યો મત માયાતણો, દ્વૈત અધ્યાસ સૌને છે ઘણો. ૧૫૭
પંડિત ડાહ્યા વિચારો સાત, પણ સાત વાતની એક જ વાત;
જો પ્રગટ હરિ વસનારા થાય, ત્યાં સાધન ધર્મ ન જુવે કાંય;
અખા સાધન બીજાં જે બૌ, કાળ કર્મ કર સોંપ્યાં સૌ. ૧૫૮
ભણે ગણે હરિ નાવે હાથ, દાન તપસ્યા કાળને સાથ;
વ્યાકરણ વેદ સમાધિ અભંગ, જોતાં સર્વ માયાનું અંગ;
અખા અણુલિંગી પદ અનૂપ, જ્યાં ધ્યેય ધ્યાતા ન રહે રૂપ. ૧૫૯
પૂર્વજન્મ કર્મ અનુસાર, ઉત્તમ મધ્યમ ભોગ સંસાર;
જેણે હું મમતા સત્ય માન્યો દેહ, ત્રિવિધ કર્મ કલ્પે છે તેહ;
પ્રાય અખા જ્યાં દ્વૈત અભાવ, ત્યાં પૂર્વ જન્મનો શિયો ઠરાવ. ૧૬૦
મહાવિચાર વિચાર્યો અખે, જે ગગનચંદ નાવે જલવિષે;
વચ્ચે લહરી તરંગ બુદબુદા, બિંદુ વિકાર ઈંદુને નહિ કદા;
એમ પરમાત્મા જાણે પિંડ, તે પરમાત્મા જાણે ભૂમંડ.* ૧૬૧

## પ્રપંચ અંગ

પ્રાય પ્રપંચ આળ પંપાળ, પંડિતે તનાં ગુંથ્યાં જાળ;
શ્લોક શુભાષિત મીઠી વાણ્ય, તેણે મોહ્યા કવિ અજાણ;
કહે અખો મર્મ સમજ્યા પખે, સંસ્કૃતનું પ્રાકૃત કરી લખે. ૧૬૨

* ભૂમંડ=પૃથ્વીનો શણગાર અથવા ભૂમંડળ.

### દોહરા

સતી સત્ય જો ચૂકશે, શેષ ન ઝીલે ભાર;
બ્રહ્માંડ બધું ભાંગી પડે, રહે તે સત્ય આધાર. ૫૧૩
સતીનો સૂરજ સાખીઓ, સત્યનો બેલી સહુ કોય;
સતી સત્ય ચૂકે નહીં, જો કુળ ઉજ્જવલ હોય. ૫૧૪
કહો તો અગ્નિ ઉપાસિયે, કહો તો રાંધું ખીર;
હસ્તી બાંધું (કાચે) તાંતણે, એટલી રાખું ધીર. ૫૧૫
કહો તો જળ બાંધું ગાંઠડે, કહો તે કરું ઉપાય;
પૂરણ દેખાડું પારખું, જેમ પતિજ તમારી થાય. ૫૧૬

### ચોપાઈ

કહે પ્રધાન જેને માથે પડે, તે વણ પાગે મેરુ ચડે;
રાંધે ખીર અગ્નિમાં જાય, સતી નહીં શૂરી કહેવાય. ૫૧૭
કાચે તાંતણે બાંધે ગજ, તે સ્ત્રીચરિત્ર ઉપાસન ધજ;
તે માટે જૂઠી છે નાર, જો ગમે તો વણ વાંકે માર. ૫૧૮
એક વાત ન પહોંચે સાખ, જોઇ સતી કરોડાં લાખ;
અન્યોન્ય લાં વાતો કરે, દ્વિધા ચિત્ત કોનું નવ ઠરે. ૫૧૯
કો જૂઠું કો સાચું કહે, જેવું જેના મનમાં લહે;
કોઈ કહે નારી જૂઠી એહ, કોઈ કહે સાચી સતી નિ:સંદેહ. ૫૨૦
કોઈ કહે સાચો પરધાન, કોઈ કહે જૂઠો છે રાજાન;
સાચા જૂઠાની પરીક્ષા થાય, ન્યાય અન્યાય ત્યાં તોળાય. ૫૨૧
કોઈ કહે સતવાદી એ ભૂપ, એવી વાતો થાય અનૂપ;
હાલે જીભ જેમ પીપળ પાન, કામિનીએ સાંભળિયું કાન. ૫૨૨
વિપરીત વાત લોકોની સુણી, સ્ત્રી ચાલી તે સરિતાભણી;
કૌતુક જોવા મળિયાં લોક, સાથે ધાઈ ચાલ્યા સહુ થોક. ૫૨૩
નદીમાંહી જઈ નહાવણ કરયું, ઈશ્વરનું તે ધ્યાન જ ધરયું;
રેતતણો કીધો અંબાર, તે ઉપર જઈ બેઠી નાર. ૫૨૪
અગ્નિ ઈંધણ નહીં કંઈ પાસ, સકળ લોક કરે ઉપહાસ;
સ્તુતિ કરે છે સૂરજતણી, "તું છે નાધારાનો ધણી. ૫૨૫
મહારાજ રાજ મોટા સુરપતિ, રાખો લાજ હું છું સતિ;
જૂઠી લોક કરે છે આળ, ઉતાર મુજ માથેથી ગાળ;
જૂઠી હોઉં તો નિર્મુખ મેલ, નહિ તો સહૂ સતીમાં ભેળ. ૫૨૬

વિના અગ્નિ બાળે મૂજને, પ્રત્યક્ષ દેવ જાણું તૂજને;
સ્તુતિ કીધી ઘટિકા જ્યાહરે, આપ આદિત્ય આવ્યા ત્યાહરે. ૫૨૭
પ્રત્યક્ષ દેવનું પ્રગટ્યું રૂપ, ભામિનીએ દીઠા તે ભૂપ;
સાક્ષાત્કાર જગતનો નાથ, આવી આડા દીધા હાથ. ૫૨૮
તે તો અન્ય ન જાણે કોય, નારી એકલી દૃષ્ટે જોય;
કહે પદ્મિણી સુણ હે સ્વામ, મહેલ તું મનથી અભિમાન. ૫૨૯
અગ્નિ વિના બાળું હું દેહ, તો તારા મનનો ભાંગે સંદેહ;
એમ કહીને નારી નમી, તેહ વાત સહુ કોને ગમી. ૫૩૦
જો સત્યવાદી હશે પુરપતિ, વિના અગ્નિ બળશે એ સતી;
સાચું સાચું કહે સહુ કોય, વજીર તે તો દૃષ્ટે જોય. ૫૩૧
એહ વાત માની સહુ મંન, ત્યારે બોલ્યો રાયનો તંન;
પ્રધાન પાપી સાંભળ વાત, તારે મુખે કહે સાક્ષાત. ૫૩૨
વિના અગ્નિ સતી બાળે દેહ, તું જૂઠો ને સાચી એહ;
રખે હવે કોઈ સાથે વઢો, લોક દેખતાં શૂળી ચઢો. ૫૩૩
તારે મોઢે નક્કી વાંક, ચઢાવીશ શૂળી આડે આંક;
કુંવર કહે સાંભળરે તું, ઘણું વિચારી મારીશ હું. ૫૩૪

## દોહરા

કહે વજીર સુણ રાયજી, સાચો માનો મર્મ;
સુખે મને તું મારજે, નવ ચૂકિશ તુંજ ધર્મ. ૫૩૫
માનિની માથા ઉપરે, વરસે અગ્નિમેહ;
બાધી એહ બળી રહી, શું બળશે હવે દેહ. ૫૩૬
ઉદરમાં અગ્નિ ભર્યો, તે બાળે જળ અન્ન;
તેને એહ પ્રગટ કરે, તેથી બાળે તંન. ૫૩૭
નિશા જાળ નારી લહે, જાણે નોળી કર્મ;
તેથી દેહ બાળી શકે, તેમાં શાનો ધર્મ? ૫૩૮
એક શૂરાપણું એહમાં, બીજો દેહમાં ક્રોધ;
ત્રીજું કલંક ઉતારવા, દે છે બહુ પ્રતિબોધ. ૫૩૯
જૂઠો રાજા મેં હણ્યો, જૂઠી બળશે નાર;
જૂઠો તું મારિશ મુને, એમાં શો વહેવાર? ૫૪૦

## ચોપાઈ

અબળા બળતી હતી જેટલે, કાને વચન સુણ્યું તેટલે;
જો અગ્નિમાં દેહ બાળીને મરૂં, તોએ કલંક નવ ઉતર્યું. ૫૪૧
અગ્નિમાંથી ઉભી થઈ, કર જોડીને વાણી કહી;
સાંભળો સહુ નગરના લોક, વજીરનો સમે કેમ શોક. ૫૪૨
શી વાતે એ માને મૂઢ, પૂછો એ પાપીને પ્રૌઢ;
મહેલી મામ કેમ શૂળી ચઢે, એને મન કેમ અચરજ અડે. ૫૪૩
એની કેમ હોલાએ દાઝ, તે પ્રતીત દેખાડું આજ;
સાચું તેમાં સઘળું જોર, જૂઠું તે તો માનવો ચોર. ૫૪૪
*સહુકોએ પૂછયું પ્રધાન, ઉતારીએ માનિનીનું માન;
તું કહે તે સર્વે કરે એહ, તો સાચી નારીની દેહ. ૫૪૫
પછે વાત માનો નહિ તમો, પંચ ઇટાળી કરશું અમો;
સાચાનો પરમેશ્વર બેલ, જૂઠાતણો વળી શો મેળ.
એહ વાતનો પાર જ લઉં, પછે શૂળીએ તમને દઉં. ૫૪૬

## દોહરા

વૈલોચન કહે સહુ સુણો, સાચી હોય જો આપ;
સતી જાણું હું એહને, જીવે કુંવરનો બાપ. ૫૪૭
સાચી હશે તો ઉઠશે, સજીવન રાયજી થાય;
તો મન માને માહરું, એ સતવાદી કહેવાય. ૫૪૮
ટાઢાં તેલ ઉનાં કરે, ઉનાં શીતળ હોય;
જળને સ્થાનક સ્થાળ કરે, પાર ન પામે કોય. ૫૪૯
બ્રહ્માંડ રામ ભાંગે ઘડે, આપ છે અકળ સ્વરૂપ;
પતિત મુજને સાચી પડે, જો એ જીવે ભૂપ. ૫૫૦
ત્યાર વિના માનું નહિ, સાચો અક્ષર અંક;
જો રાજા થાય જીવતો, તો માનું મુજ વંક. ૫૫૧
(પછે) પંચ ઇટાળી સહુ કરો, મારો મુજને દાર;
એને વધાવજો મોતીએ, છે સાચો વહેવાર. ૫૫૨
બાકી પતિત દેખાડવી, એ તો આળપંપાળ;
કરે મુવાને જીવતો, એવો દીનદયાળ. ૫૫૩

---

* વધારાની લીટી:—લોક આવ્યા પ્રધાનની પાસ, કહે ભાઈ તાહરે શી છે આશ.

## ચોપાઈ

સહુ સાંભળીને છાના રહ્યા, પ્રતિઉત્તર તેના નવ થયા;
અચરજ વાત અનેરી હોય, સ્ત્રી સામું ત્યાં સહુકો જોય. ૫૫૪
તાળી પાડી લોક જ હસ્યા, મર્મ બોલ વનિતાને વસ્યા;
કામની મન ભેહું કષ્ટ, પ્રત્યક્ષ દેવ દેખાડે દષ્ટ. ૫૫૫
મહારાજ મોટો મહીપતિ, સ્તુતિ કરવા તવ મંડી સતી;
સુધન્વા તેલ તળ્યો જ્યારે, શીતળ તેલ કરયું ત્યારે. ૫૫૬
કષ્ટ ભાંગવા સતિયાં તણું, શેષાદિક નાગે કારણ કરું;
પંચાળીના પૂર્યા ચીર, અનેક ભક્તની રાખી ધીર. ૫૫૭
સીતાજીની વાહરે ચઢ્યાં, રાણા રાવણ સાથે વઢ્યાં;
પ્રહ્‌લાદની વારે ધસ્યાં, લક્ષ્મીવર લાકડમાં વસ્યા. ૫૫૮
ચંદ્રહાસ રાખ્યો શ્રીહરિ, વિષ ફેડી વિષયા કરી;
ભક્ત બહુના કીધાં કાજ, તે માટે મુજને છે વિશ્વાસ. ૫૫૯
મહારાજ સંકટ અતિશે પડયું, કલંક વણવાંકે શિર ચડયું;
એમ કહીને જોડ્યા હાથ, ધરતી વેહેર દેજો મુજ માત. ૫૬૦
દીધો વેહેર માતાએ માગ, સ્ત્રીએ જાવાનો જોયો લાગ;
સ્ત્રી ધરતીમાં જાય જેટલે, કૌતુક એક થયું તેટલે. ૫૬૧
થયો કડાકો મહા ધનઘોર, અંધકાર અધિક જુગજોર;
પ્રલય કાળમાં થાય છે જેમ, આ વેળામાં થયું છે તેમ. ૫૬૨
ધરતીએ જ્યાં દીધો માગ, સાક્ષાત ત્યાં આવ્યો શેષનાગ;
મહાજોગેશ્વરકેરું રૂપ, અમૃતકુપ હાથે અકળ સ્વરૂપ. ૫૬૩
નારી ઉપર આણે સ્નેહ, મનુષાકાર દેવાંશી દેહ;
પ્રમદાએ જોડ્યા બેઉ પાણ, બોલ્યા જોગેશ્વર સત્ય વાણ. ૫૬૪
કહે જોગી સાંભળ રે સતી, જીવતો થશે નગરનો પતિ;
ચંપા તળે દાટ્યો રાય જ્યાં, પડ્યો છે અસ્થિનો કકડો ત્યાં. ૫૬૫
ચંપા ઝાડ તળે તું જા, આશા તૃપ્ત કરવાને ધા;
અમરત છાંટજો જીવશે રાય, શા માટે પાતાળે જાય. ૫૬૬
નંદ નરેશ સાં જીવતો થશે, સહુના મનના સંદેહ જશે;
હું શેષનાગ આવ્યો તુજ સહાય, તારો વધારવા મહિમાય. ૫૬૭
હૃદિયા માંહે રાખી ધીર, અસ્થ ઉપરે સીંચજે નીર;
તારાં દુઃખનો લહ્યો મેં મર્મ, ઇશ્વર રાખશે સૌનો ધર્મ. ૫૬૮

આશા દીધી શ્રીશેષનાગ, નારી પામી નવલો લાગ;
પછી નાગ અલોપ જ હોય, તે તો અન્ય ન દેખે કોય. ૫૬૯
પ્રકાશ રવિતણો ત્યાં થયો, રાયના પુત્રે બોલ જ કહ્યોઃ
કાંરે બાઈ સતી છે તું, તે તો એકલો જાણું હું. ૫૭૦
કુડાં આળ બોલે સહુ લોક, આળપંપાળ બોલે છે ફોક;
આ જન માને તેવું કરો, નહિ તો મંદિર પાછાં પરવરો. ૫૭૧
મુવે કલંક તારું નવ જાય, મેણું તારા શિરપર થાય;
સતી નારી પાછી કયમ વળે, ગઈ ઝાડ ચંપાના તળે. ૫૭૨
નિકળ્યો અસ્થિનો કકડો એક, જોયું દ્દષ્ટે કરી વિવેક;
વિશ્વનાથનું દેહરું જ્યાંય, નાખ્યું અસ્થ જઇને ત્યાંય. ૫૭૩
તે ઉપર તવ ઢાંકયું ચીર, સિંચ્યું અમૃતકેરું નીર;
ઘટિકા ત્રણ થઈ જ્યારે, સજીવન પુરુષ થયો ત્યારે. ૫૭૪

સાચાનો બેલી ઈશ્વર એહ, એ વાતનો નહીં સંદેહ;
સાચી વાતે દેવ પ્રગટ હોય, પ્રત્યક્ષ જાણો સહૂ કોય. ૫૭૫
અંતરિક્ષથી ઉતર્યો ધર્મ, જો હોય સાચો મહિમાં મર્મ;
સાચી સતી કહે સહુ કોય, સાચી સતીને સૌ જન જોય. ૫૭૬
અધવસો સત્યનો છે સાર, તેણે બધો ચાલે સંસાર;
પાપે બૂડે સત્યે તરે, સત્ય થકી સૌ સંકટ હરે. ૫૭૭
સત્ય સ્વર્ગ ને સત્યે મોક્ષ, સત્ય થકી જાયે સૌ દોષ;
સત્ય આધારે રહે છે આકાશ, સત્ય તેજ પૂરણ પ્રકાશ. ૫૭૮
સત્ય જળમાં પૃથ્વી રહે, સત્યે તરે તે સહુકો કહે;
સત્યે સાક્ષી બોલે સહુ વેદ, સાચું સત્ય તેમાં નહિ ભેદ. ૫૭૯
સત્ય ત્યાં ઈશ્વરકેરો વાસ, સત્ય તણો દીવાકર દાસ;
સત્યે કોટી બ્રહ્માંડ જ જેહ, સત્ય આધારે વરસે મેહ. ૫૮૦
સત્યે બાંધ્યું પાકે અંન, સત્ય વસે જ્યાં નહિ અભિમાન;
ક્ષણ માત્ર સૂધી સુણે સૌ ધર્મ, એ વાતનો જાણ્યો સહુએ મર્મ. ૫૮૧
સત્યનું મૂળ ગયું જ્યારે, પ્રલય કાળ થયો ત્યારે,
સૃષ્ટિ પહેલું સરજ્યું સત્ય, મોટા પુરુષ વિચારો મત્ય. ૫૮૨
સત્ય હોનાર હોય તે હોય, સત્ય વિના બીજું નહિ કોય;
આદ્ય પુરુષ જેનું છે કૂળ, સતી સત્ય કેરું છે મૂળ. ૫૮૩

અસત્યથકી ઈશ્વિર છે દૂર, સત્ય તે નારાયણનું નૂર;
સ્રજનાર તે સત્ય જ હોય, સત્ય વિના બીજું નવ કોય. ૫૮૪
સત્ય તે ઈશ્વિર કેરો અંશ, સત્યે સત્ય પૂરણ પ્રશંસ;
આદિ નિરંજન કરતા કામ, સત્ય સ્વરૂપ તે તેનું નામ. ૫૮૫
સત્ય ધરા ધરે નાગેન્દ્ર, સત્યે તપે દિવાકર ચંદ્ર;
અસત્ય ત્યાં અદકેરું દુઃખ, સત્ય વાતમાં સઘળું સુખ. ૫૮૬
જિત્યો જગ જેનું સત્ય રહ્યું, સત્ય મૂકયું તેનું સર્વસ્વ ગયું;
સ્વર્ગે જવાની વાટ જ જેહ, સત્ય નામે ઓળખાયે તેહ. ૫૮૭
બ્રહ્મ પદમાં મોટેરી મત્ય, તેનું તત્ત્વ સાચું તે સત્ય;
સત્ય ઉપર જેની હોડ, તે આગળ ઈશ્વિર રહે કરજોડ. ૫૮૮
સત્ય સાથે જેનો વહેવાર, તે જાણવો ઈશ્વિર અવતાર;
સત્ય ઉપરે નિર્મળ સ્નેહ, તે જાણવો દેવાંશી દેહ. ૫૮૯

સત્ય આધારે સજીવન થાય, આળસ મરડી ઉઠયો રાય;
રાય જીવતો થયો સહી, સાક્ષાત સતી સહુ લોક કહી. ૫૯૦
જેજેકાર જુગ બાધે થયો, પાપી પ્રધાનને સૌએ કહ્યો;
પુષ્પવૃષ્ટિ થઈ અવશ્યમેવ, સાક્ષાત કારણ રાજાની દેહ. ૫૯૧
નથી નંદ રાજાને જ્ઞાન, કે શા કારણે બાંધ્યો પ્રધાન?
શા માટે બાંધ્યો પ્રધાનને, શા માટે મારો એ રાંકને? ૫૯૨
કહો મુજને એના વાંકને, ત્યારે ખબર થાએ મને;
પૂર્વ વૃત્તાંત રાજાને કહ્યું, ત્યારે જ્ઞાન પોતાને થયું. ૫૯૩
રાજાજી બોલ્યા તેણીવાર, સાંભળરે કુંવર નિરધાર;
જોતામાં છે મારો વાંક, શું કરે એ બાપડો રાંક? ૫૯૪
અતિ અઘટિત મેં આચરણ કર્યું, એને તેથી દુઃખસાગર ભર્યું;
સ્ત્રી વેર દવ નવ થાય, કામ અજિત તે નવ જિતાય. ૫૯૫
એ શું જાણે સતિ ને રાય, નિસ્સંશય મન કેમ એનું થાય?
ભલે એણે માર્યો છે મને, ભલો ન્યાય તો સૂઝ્યો તને. ૫૯૬
એમ કરતાં સતિપણું સિદ્ધ થયું, કલંક એ નારીનું ગયું;
હવે એને મારશો માં કોય, હોનાર વસ્તુ તે મિથ્યા નવ હોય. ૫૯૭
છોડો વજીર સરપાવ જ દીયો, જીવ્યાથકી તે વ્હાલો કીયો;
તે પર નવ રાખી દાઝ, પોતાના કુંવરને બેસાડ્યો રાજ. ૫૯૮

ભલિ ભાત રાખી માનિની, કંથને સોંપી કામિની;
જોડ્યા તેહ વજીરે હાથ, સ્તુતિ કરી રાજાની સાથ. ૫૯૯
હું છઉં અપરાધી તાહરો, હવે સંદેહ ભાંગ્યો માહરો;
મોતીપુષ્પે વધાવી નાર, ગયા સહૂ પોતાને ઠાર. ૬૦૦
નિશ્ચે નિષ્કલંક નારી દેહ, સત્યવાદી નંદરાયનો સ્નેહ;
માનતા નારીની ચાલી ઘણી, સાચી શક્તિ તે દેવી તણી. ૬૦૧

## દોહરા

પ્રીત કરે પરનારની, કોઇક વેલા જોશે પ્રાણ;
લેશે અંત પરનારનો, તે નર જાણો અજાણ. ૬૦૨
નારી કહેશે કૂટડી, તેને રુઠ્યો દૈવ;
પરનારીની પ્રીતથી, જાશે સુખ સદૈવ. ૬૦૩
ચતુર હોય તે ચેતજો, એક ઘડીનું સુખ;
પરનારીના ભોગથી, લક્ષ કોટિધા દુઃખ. ૬૦૪
પરનારી પાળીથકી, ભુંડી જાણો એહ;
ક્ષણું ક્ષણું કાયા કાંપશે, સદૈવ દમશે દેહ. ૬૦૫
પરસ્ત્રી દીઠે દુઃખ છે, ખોય છે ખેદે જીવ;
પરસ્ત્રી કેરી પ્રીત કરે, જાણે રુઠ્યો શિવ. ૬૦૬
આ લોકે અતિ દુઃખ છે, પરલોકે બહુ પીડ;
પરનારી નરકની ખાણ છે, કોટિ લક્ષધા કીડ. ૬૦૭
પરનારી નિરખી નહીં, તે જિત્યો સંસાર;
જોગી જન તે તો ખરો, ઉતર્યો તે ભવપાર. ૬૦૮

## ચોપાઈ

રાવણે દશમુખ કીધાં સાજ, ખોયું લંકાગઢનું રાજ;
સ્ત્રીથી ખાંપણ લાગી ચંદ્ર, સહસ્ર ભગ પામ્યો આપે ઇંદ્ર. ૬૦૯
સ્ત્રીથી કૌરવો સોએ શમ્યા, સ્ત્રીથી પાંડવ વનમાં ભમ્યા;
સ્ત્રીથી કીચક હોડે હણ્યા, સ્ત્રીથી દુઃખ પામ્યા નર ઘણા. ૬૧૦
સ્ત્રીસંગથી થયા એ હાલ, સ્ત્રીસંગથી આવેરે કાળ;
પરનારી તે જીવનો કાળ, માથે મૂકે જૂઠું આળ. ૬૧૧
પરનારીને તો પગે લાગીએ, માતા સમાન તેને જાણીએ;
સ્ત્રી તે આદ્યશક્તિ કહેવાય, અજિત એ જિતી નવ જાય. ૬૧૨

સ્ત્રી ખાણ રત્નાકરતણી, સ્ત્રી બળવંત અતીશે ઘણી;
સૃષ્ટિનું મંડાણ સ્ત્રીથી હોય, તેમાં સંદેહ ન રાખો કોય. ૬૧૩
ઘણાક ગુણ સ્ત્રીમાંહે હોય, નારી જિતી શકે ન કોય;
નિરઘોષ ને વિક્રમ રાય, તે પરદુઃખભંજન કહેવાય. ૬૧૪
ભોજરાજ જેવો ભડ ભૂપ, સકળ સૃષ્ટિ રામાથી રૂપ;
કર્ણ વિકર્ણ યુધિષ્ઠિર જોય, જનક સરખા જુગતેથી હોય. ૬૧૫
વ્યાસ વસિષ્ઠ માર્કંડેય મુની, લાગી વેદતણી ત્યાં ધુની;
અનમી અહંકારી જે શૂર, નારીથી પ્રગટ્યાં એ નૂર. ૬૧૬
જોગી ભોગી સિદ્ધ સુજાણ, સૌનાં વનિતા થકી વખાણ;
પંડિત ન્યાયી ડાહ્યા ઘણા, તે સૌ તન છે તરુણીતણાં. ૬૧૭
નારી મોટી નરથી ઘણું, સર્વે તેજ તે નારી તણું;
સ્ત્રી અંબે આરાસુરતણી, તેશું પ્રીત કાજે અતિ ઘણી. ૬૧૮
તે આગળ રહીએ કર જોડ, જુગમાં સ્ત્રીકેરી નહિ જોડ;
તેથી જશ જગમાં પામિયે, વેદના દુઃખ સર્વે વામિયે. ૬૧૯
પરનારીપર ન ધરો કામ, રાખે પ્રીત તો રુઠ્યો રામ;
પરનારી તે વિષની શૂળ, ડાહ્યા નર તે રહેજો દૂર. ૬૨૦
પરનારીપર ધરે જે સ્નેહ, તેના તો વાંકા નવ ગ્રેહ;
કામિનીને જિતી જેહણે, જુગ બાધો જિત્યો તેહણે;
છેલ્લો અક્ષર કહું છું સહી, પરનારી સંગ કરવો નહીં. ૬૨૧

દોહરા

નંદરાયતણી કથા, કવિત ચાતુરી ભેદ;
શ્રોતા વકતા સાંભળો, કોય ન ધરશો ખેદ. ૬૨૨
કથા પુનિત નંદરાયની, સુણે શીખે કે ગાય;
વિજોગ ભાંગે તેહનો, આશા પૂરણ થાય. ૬૨૩
જ્ઞાન હૃદેમાં ઉપજે, કુબુદ્ધિ ન વ્યાપે દેહ;
સત્ય ઉપર મનસા રહે, નારાયણસું સ્નેહ. ૬૨૪
સત્ય રાખ્યું સતીતણું, રાખ્યું જગમાં નામ;
લાજ રાખો સહુ લોકની, કરજો રુડું કામ. ૬૨૫
*શ્રીગોડ માળવી વિપ્ર શુભ, અમદાવાદમાં વાસ;
સુત શ્રી વીરેશ્વરતણો, વારુ બુદ્ધિવિલાસ. ૬૨૬

* પાઠાંતર—શ્રીગોડ બ્રાહ્મણ શામકી, અમદાવાદમાં વાસ;
નંદકથા તેણે કરી, કહે કવિ શામળદાસ.

સેવક સહુ કવિઓતણો, શિવપૂજન પરતાપ;
સામળભટ કવિ કહે, ઇષ્ટ કૃપાએ આપ. ૬૨૭
માતર અગણામાં રવિ, સિંહુજ સકળ શુભ ગામ;
કણબી કરણ સમો વસે, રખીયલ રુડું નામ. ૬૨૮
તેણે કાને સાંભળી, સામળભટની શાખ;
તેડું તેણે મોકલ્યું, પસાય કરી લક્ષ લાભ. ૬૨૯
કવિ રાખ્યો કોડે કરી, સંતોષ્યો દઈ માન;
વસ્ત્રાભૂષણ આપ્યાં ભલાં, ભાવે ભૂમિ દાન. ૬૩૦
ધંન કણબી કુળ કાઉજી, માવજી સુત મેરાણ;
રખીદાસ છે ભોજ સમો, સકળ શાસ્ત્રનો જાણ. ૬૩૧
(નંદરાયતણી કથા, સુણી જે સંસ્કૃત માંહે;
કરો પ્રાકૃત તમો પ્રીતશું, ઇષ્ટ ઉપાસી આંહે.) ૬૩૨
શ્રીગોડ માળવી શામકી, વેગણપુરમાં વાસ;
શ્રીનંદરાય તણી કથા, કહી કવિ સામળદાસ. ૬૩૩
શામળભટે શુભ કહ્યું, નંદતણું આખ્યાન;
સુણે શીખે ને સાંભળે, તેને ગંગા સ્નાન. ૬૩૪
શ્રોતા વકતા સહુ સાંભળો, કરે કવિ કરજોડ;
શામળભટ મુખથી કહે, બોલો જે જે શ્રીરણછોડ. ૬૩૫



endogenous diseases. As regards the prevention of other types of diseases, we shall instruct separately".

"He who rightly observes the rules of health laid down here not be deprived of the full measure of the hundred years of aseless life."

This knowledge of seasonal regimen was even more important the women to learn for they thus knew how to protect the husd and the children from the evils of unwholesome dietary.

भोजने च रुचितमिदमस्मै द्वेष्यमिदं पथ्यमिदमपथ्यमिदमिति च विन्द्यात् ॥

वा. का. अधि ४ अ. १, १०

रुचितमिदममुष्मै पथ्यमेतन्न वेति ।
प्रतिदिनमपि भर्तुर्भोजनेच्छां विदध्यात ॥

कोकाजी

"(The woman) should know that such and such a thing is ectable to the man or detestable or is wholesome or unwholesome him in diet".

"She must know and give to her husband articles which are liked by him and are wholesome to him. She must know articles to be such or otherwise'.

Besides this general knowledge, every house-wife took care to keep a storage of the common but useful drugs.

तथा लवणस्नेहयोश्च गन्धद्रव्यकटुकभाण्डौषधानां च दुर्लभानां भवनेषु प्रच्छन्नं निधानम् ॥

वा. का. अधि. ४ अ. १. २८

"Thus rare drugs and salt, oil, fragrant drugs and pungent drugs, and pot-herbs, should be preserved in the house".

निभृतमसुलभानि स्थापयेद् भेषजानि ।

कोकाजी

"Drugs difficult to obtain must be collected and stored,"

# પંચદંડ

## દોહરા

શ્રી સરસ્વતિને હું નમું, પ્રીતે પૂજું પાય;
કરુણા દષ્ટે જુઓ તમો, સફળ મનોરથ થાય. ૧
આદ્યશક્તિ તું ઈશ્વરી, આરાસુરપતિ જેહ;
નવે ખંડ વ્યાપી રહી, સ્થાવર જંગમ તેહ. ૨
જેને તુજ કિરપા હવી, હવું તેને કલ્યાણ;
ન્યૂનતા એકે નવ રહી, જોતાં એહ પ્રમાણ. ૩
દશરથનંદન હું સ્તવું, નરકનિવારણ નામ;
મહારાજ રાજરાજેશ્વર, રાજીવલોચન રામ. ૪
ભોજરાજ મન હરખિયો, લાયક મુહૂરત લીધ;
સિંહાસન શુદ્ધ કરાવ્યું, શોભા વિધવિધ કીધ. ૫
પંડિત પુરાણિક વેદિયા, મળિયા વિપ્ર સુજાણ;
કીધી શોભા અવનવી, જાણે ઝળક્યો ભાણ. ૬
સિંહાસનપર પગ ધરે, ભૂપતિ ભોજ રાજાય;
બોલી હંસા પૂતળી, હાં હાં ન ધરશો પાય. ૭
એ સિંહાસન ઈંદ્રનું, અતુલ તેજ મહામુલ્ય;
એ ઉપર બેસો તમો, થાવો વિક્રમ તુલ્ય. ૮
એ આસન છે દેવનું, ઈંદ્રાસનનું સાર;

સેવક સહુ કવિઓતણો, શિવપૂજન પરતાપ;
સામળભટ કવિ કહે, ઇષ્ટ કૃપાએ આપ. ૬૨૭
માતર પ્રગણામાં રવિ, સિંહુજ સકળ શુભ ગામ;
કણબી કરણ સમો વસે, રખીયલ રુડું નામ. ૬૨૮
તેણે કાને સાંભળી, સામળભટની શાખ;
તેડું તેણે મોકલ્યું, પસાય કરી લક્ષ લાભ. ૬૨૯
કવિ રાખ્યો કોડે કરી, સંતોખ્યો દઈ માન;
વસ્ત્રાભૂષણ આપ્યાં ભલાં, ભાવે ભૂમિ દાન. ૬૩૦
ધંન કણબી કુળ કાઉજી, માવજી સુત મેરાણ;
રખીદાસ છે ભોજ સમો, સકળ શાસ્ત્રનો જાણ. ૬૩૧
(નંદરાયતણી કથા, સુણી જે સંસ્કૃત માંહે;
કરો પ્રાકૃત તમો પ્રીતશું, ઇષ્ટ ઉપાસી આંહે.) ૬૩૨
શ્રીગોડ માળવી શામકી, વેગણુપુરમાં વાસ;
શ્રીનંદરાય તણી કથા, કહી કવિ સામળદાસ. ૬૩૩
શામળભટે શુભ કહ્યું, નંદતણું આખ્યાન;
સુણે શીખે ને સાંભળે, તેને ગંગા સ્નાન. ૬૩૪
શ્રોતા વક્તા સહુ સાંભળો, કરે કવિ કરજોડ;
શામળભટ મુખથી કહે, બોલો જે જે શ્રીરણછોડ. ૬૩૫


નંદબત્રીશી સમાપ્ત

# પંચદંડ

## દોહરા

શ્રી સરસ્વતિને હું નમું, પ્રીતે પૂજું પાય;
કરુણા દ્રષ્ટે જુઓ તમો, સફળ મનોરથ થાય. ૧
આદ્યશક્તિ તું ઈશ્વરી, આરાસુરપતિ જેહ;
નવે ખંડ વ્યાપી રહી, સ્થાવર જંગમ તેહ. ૨
જેને તુજ કિરપા હવી, હવું તેને કલ્યાણ;
ન્યૂનતા એક નવ રહી, જોતાં એહ પ્રમાણ. ૩
દશરથનંદન હું સ્તવું, નરકનિવારણ નામ;
મહારાજ રાજરાજેશ્વર, રાજીવલોચન રામ. ૪
ભોજરાજ મન હરખિયો, લાયક મુહૂરત લીધ;
સિંહાસન શુદ્ધ કરાવ્યું, શોભા વિધવિધ કીધ. ૫
પંડિત પુરાણિક વેદિયા, મળિયા વિપ્ર સુજાણ;
કીધી શોભા અવનવી, જાણે ઝળક્યો ભાણ. ૬
સિંહાસનપર પગ ધરે, ભૂપતિ ભોજ રાજાય;
બોલી હંસા પૂતળી, હાં હાં ન ધરશો પાય. ૭
એ સિંહાસન ઈંદ્રનું, અતુલ તેજ મહામુલ્ય;
એ ઉપર બેસો તમો, થાવો વિક્રમ તુલ્ય. ૮
એ આસન છે દેવનું, ઈંદ્રાસનનું સાર;
આભૂષણ એ સ્વર્ગનું, તેજતણો અંબાર. ૯
પાળક ગૌબ્રાહ્મણતણો, પરનાર સહોદર જેહ;
એવો જે ઉત્પન્ન થશે, આસન બેશે તેહ. ૧૦
કહે ભોજ સુણ પૂતળી, આસન એ અણમુલ્ય;
વિક્રમ હાથ કેમ આવિયું, સ્વર્ગસૂખ સમતુલ્ય. ૧૧
પંચદંડ એને જચા, તેણે તે શું થાય?
તે કયમ જિતી લાવિયો, પોતે વિક્રમરાય? ૧૨
શું દંડે પરાક્રમ કરચું, પ્રતાપ કર્યો શી પેર?
જિત્યા દંડ શા પરાક્રમે, હતા કોણને ઘેર? ૧૩

પરાક્રમ તેણે શું કર્યું? શું કરિયું પરકામ?
તેવાં પરાક્રમ હું કરું, તો બેશું એ ઠામ. ૧૪

## ચોપાઈ

હંસા પુતળી બોલી વાણ, સાંભળ રાજા ચતુરસુજાણ;
ઉજ્જેણીનું કરતો રાજ, અસત્ય અન્યા તેને લાજ. ૧૫
તેણે પરાક્રમ કીધું ઘણું, ચકવે રાજ તે વિક્રમતણું;
ધર્મવંત સહુ પુરના લોક, નહીં કોને વ્યાધિ કે શોક. ૧૬
સિંહાસન સોનાનું પત્ર, મસ્તક ફરે પંચદંડ છત્ર;
ઉતપત તે સિંહાસનતણી, વિસ્તારી કહી શોભા ઘણી. ૧૭
કહી વાત તેની વિસ્તરી, શુણ મહારાજા હેતે કરી;
નગર ઉજ્જેણી અતિ અનૂપ, રાજ કરે વિક્રમ નર ભૂપ. ૧૮
અતિ પવિત્ર અષ્ટાદશ વર્ણ, કૃષ્ણકથા શુણે નિત્ય કર્ણ;
સહૂકો પ્રશ્નોતરી, વેદપાઠી ને અગનોતરી. ૧૯
ક્ષત્રી રણવટ કૂદી પડે, ગૌ બ્રાહ્મણની વહારે ચડે;
વૈશ્ય કરે વેપારી હાટ, ધર્મતણી ચલાવે વાટ. ૨૦
શીલવ્રત સહુ લોક જ અતિ, પતિવ્રતા ધર્મ પાળે સતી;
એવો રાજા ચતુરસુજાણ, કોઈ કોઈની નવ લોપે આણ. ૨૧

## દોહરા

એક સમે રાજા ચઢ્યો, દેઈ દદામે ઠોર;
ધમકારે પૃથ્વી ગડગડે, વાજે વાજાં ઘોર. ૨૨
આગળ હાર હસ્તીતણી, મદ ઝરતા માતંગ;
અંબાડી કંચન તણી, સિંદૂર ઓપિત રંગ. ૨૩
ધજા નેજા અતિ ફરકતાં, ઐરાવત આકાર;
બીજા ગજ તો અતિ ઘણા, એવા સહસ્રજ બાર. ૨૪
હય અરબી કચ્છી ભલા, ખુરાસાની કાશ્મીર;
કુંતલ કાળા કાબરા, શૂરપૂર રણધીર. ૨૫
ઉજ્જવલ અબલખ ભૂખરા, નીલા પીળા રંગ;
જડિત પલાણ હીરે જડ્યાં, અતિ અતળી બળઅંગ. ૨૬
ગંગાજલા ને હરમજી, પાણી પંથા અમૂલ;
સોરંગી સોરઠા સુજાણપત્ય, તેજી તુરંગી અરબ. ૨૭

અનેક રથ ને પાલખી, અનમી ઉપરિ અસવાર;
ચઢ્યા વેડાંગ બહુ વાંકડા, ઝાઝા મહા ઝુઝાર. ૨૮
વાઢાલા દાઢાલા ભલા, ઘોડે જોડે પૂર;
રમઝમ કરતો નીસર્યો, સિદ્ધ શિરોમણ શૂર. ૨૯
કંઈ પાળા કંઈ પાખર્યાં, કંઈ વાજાં ચેહેચાટ.
કંઈ નાટક ચેટક ભર્લાં, ભણતા ભૂપતભાટ. ૩૦
જશવંતોના જશ ભણે, પિંગળ પાઠ પુરાણ;
ગુણ ભેદ ગણ બહુ ગણે, દે મનગમતાં દાન. ૩૧
વિક્રમ વાડી સંચર્યો, રમવા કારણ આપ;
શેષનાગ લાગ્યો સળકવા, દુશ્મન લાગ્યો તાપ. ૩૨
સામદ સાથે સંચર્યાં, તેથી શોભે દેહ;
ચઢ્યા રાય દેઈ દુંદુભિ, જેમ અષાડો મેહ. ૩૩
જેમ ગાજે સિંહ વન વિષે, જેમ પરાંઠી પૂર;
વિક્રમ સંગ સેના ચઢી, સામદ સઘળા શૂર. ૩૪
જેમ ચઢે લંકાપતિ, જેમ અવનવો ઈંદ્ર;
જેવો ગાંડીવધર ચઢે, તારામાં જેમ ચંદ્ર. ૩૫
સૂરજ સરીખો ઉજળો દાતા જેવો કરણ;
રૂપે કાળ સરીખડો, ચંપા જેવું વરણ. ૩૬
પુણ્ય તણો પરતાપ છે, જેવો ઉગતો ભાણ;
એહ પ્રકારે નિસરયો, વિક્રમ વિર સુજાણ. ૩૭
આવ્યો વાડિએ મલપતો, દિવસ ચડ્યો ઘડી ચાર;
નૃત્ય કરે છે નાયિકા, શોભા અપરમ પાર. ૩૮
રંગ ઓછ્વ અદકો કરયો, સજ્જનને સન્માન;
પુણ્ય કર્યાં બહુ પ્રીતશું, દાનપાત્રને દાન. ૩૯
તે શોભા સુખ નિર્ખતાં, દાતા હરખે મન;
કરપી કળાઈ ખાઈ મરે, ને સૂમ છંડે તન. ૪૦
દિવસ પોહોર રહ્યો પાછલો, ફરી અસવારી પેર;
કંચન મેહ વરસાવતે, જાવા માંડયું ઘેર. ૪૧
જાણ ઉજેણ મધ્યે થયું, આવે રુડો રાય;
શોભા જોવા કારણે, નર નારી સૌ ધાય. ૪૨

કામ અધવચ કોના કહ્યાં, અધવચ મહેલ્યાં અંન;
વેપાર મૂકયો વેપારીએ, તરુણી મહેલ્યાં તંન. ૪૩
વણિક તોળતા ત્યાં રહ્યા, કરયો લાભ તે ત્યાજ;
બ્રાહ્મણ ભણતા ઉઠિયા, નરપત જોવા કાજ. ૪૪
કોઈ મહેલે કોઈ માળિએ, કોઈ ઘરમાં કોઈ બહાર;
અટારિયે નારી ચઢે, ન્હાનાં મ્હોટાં નરનાર. ૪૫
રાજાનું મુખ નિરખવા, ઉલટ અંગ અપાર;
ઇશ્વરને વહાલો ઘણો, દાતાને ઝૂઝાર. ૪૬
એમ વિચારી સંચરે, ન્હાના મ્હોટા લાગ;
મળી અસંખ્ય મેદનિ તહીં, નહિ પગમેલણ માગ. ૪૭
કાન પડ્યું સંભળાય નહિ, વાજે ઘોર નિશાન;
એ રીતે આવ્યો નગરમાં, વિક્રમ વીર સુજાણ. ૪૮
ગજ ઉપર વાહન કર્યું, છત્ર ફરે છે શીશ;
સ્નેહ સાથ બહુ સંચર્યા, પોહોર પાછલે દીશ. ૪૯
પુર અધવચમાં આવિયું, જ્યાં ધાંચણનું બાર;
ત્યાં એક કૌતુક નિપજ્યું, કહું સંક્ષેપે સાર. ૫૦

(અભેદ દંડની વાત)

ચોપાઈ

સુણી વાત વિમાસણ પડી, તત્ક્ષણ દાસી મેડે ચડી;
ઉડાડી રજ દશોદશ ઘણી, આવી અસ્વારી રાયજીતણી. ૫૭
ઉડતી દીઠી અદકી ખેહ, રજે ભરાણી નૃપની દેહ;
ઉડાડે રીસે બહુ છાર, છાર છવાઈ થયો અંધકાર. ૫૮
ફટ ફટરે એ રંડ ગુમાર, શું ઉડાડે છે હમણાં છાર?
અધિપતિ આવે ઊગ્યો ભાણ, કયમ રંડા છાંટે અણજાણ? ૫૯
તે વારી કોની નવ રહી, જયમ વારે ત્યમ બમણી વહી;
ત્યાં છૂટ્યા દશ વીશક જોધ, અંતઃકરણમાં આણી ક્રોધ. ૬૦
કોણે મુક્કી કોણે લાત, કોણે કુંદાકેરી ઘાત;
છૂટી હાથથી નાઠી ત્યાંહ, આવી બેઠી દમની જ્યાંહ. ૬૧
તમારે કહ્યે હું તો ગઈ, અર્ધમુઈ મારથકી હું થઈ;
મારી લઠ્ઠ ને ભાંગ્યાં હાડ, તુજમાં બળ હોય તે દેખાડ. ૬૨
મુજને મારી મહોકમઘણું, તેથી પાણી ગયું તમ તણું;
કોપી દમની સુણતાં વાત, લીધો દંડ ઘરમાંથી હાથ. ૬૩
આગળ જ્યાં હાથીની હાર, શ્યામા આવી તેણે ઠાર;
કોપી વાત સુણીને કરણ, મારગ રેખા કીધી તરણ. ૬૪
રસ્તા વચ રેખા ત્રણ કરી, ઘેર પોતાને પાછી ફરી;
અકસ્માત ભીતો ત્રણ થઈ, અસ્વારી થંભી ત્યાં રહી. ૬૫
રોકયા મારગ રુંધી વાટ, જઈ ન શકે કો આગળ ઘાટ;
સૈન્ય સહુકો થંભી રહ્યું, જાણ રાય વિક્રમને થયું. ૬૬
કોક કામિનિયે કીધો કોપ, મારગ વાટ થઇ છે લોપ;
રુંધી વાટ જાવાની માપ, રાજા આંચ્યો આપોઆપ. ૬૭
ન ખોદી ખોદાય, ન પાડી પડે, અધિપતને મન અચરજ અડે;
અનેક પેરે કીધા બહુ ભેદ, તોયે પાર ન પામ્યા ખેદ. ૬૮
અડાડ્યા હાથી તે સાથ, બેલદાર વળગાડ્યા હાથ;
ટાંકે ટાંકી નવ ટકાય, ખુણો એક ઓછો નવ થાય. ૬૯
આવી દમની દંડ લઈ હાથ, બોલી રાય વિક્રમની સાથ;
બળતણું નહીં રાજા કામ, અભેદ ભીત છે એનું નામ. ૭૦
પંચદંડ (છત્ર) ધરાવે જેહ, પાછી ભીત કરે જન તેહ;
એ ભીત પાછી નહિ થાય, બીજે મારગ જઈએ રાય. ૭૧

### દોહરા

સુંઠ તણો એક ગાંઠિયો, નથી ખાધો કો માય;
નથી મૂંછ મુખ કો તણે, જે બીત પાછી હઠાય. ૭૨
વચન સાંભળ્યું તે તણું, મનમાં થયો ઉચાટ;
પાછો ફરિયો રાયજી, બીજી લીધી વાટ. ૭૩
ઘેર આવ્યો મહા દુઃખમાં, નવ કીધું ભોજંન;
પ્રાતઃકાળ સભા કરી, બેઠા ત્યાં રાજંન. ૭૪
અચરત પામ્યા લોક સહુ, દીઠું આક્રમ પ્રૌઢ;
કોને કામ સુઝે નહિ, થઈ રહ્યા દીગમૂઢ. ૭૫
ઠામ ઠામ વાતો કરે, ટોળે ટોળાં લોક;
શત્રુને સુખ ઊપન્યું, રાયજીને મન શોક. ૭૬
રાયે તેડું મોકલ્યું, માનથી દમની ઘેર;
મહેણું દીધું પંચદંડનું, કીતે કહો તે પેર. ૭૭
પંચદંડ એ નામ શું? તે છે કોને દ્વાર?
કેવું છે કારજ વડું? હું જાઉં તેણે ઠાર. ૭૮
તે મુજ શું બોલો તમો, સાચી જે શુભવાણ;
તેમાં ભેદ ધરું અમો, તો ઈશ્વરની આણ. ૭૯

### ચોપાઈ

દમની કહે સમ ન વદો તમો, હવડાં નવ કહીએ તે અમો;
વગર સમજે કહું જો વાણ, પૃથ્વીપત ખોશો કંઈ પ્રાણ. ૮૦
કન્યા અમારે ઘેર અનૂપ, પ્રથમ તેહને જિતો ભૂપ;
રમત સહુ કરો એકઠી, સેત્રંજ ગંજીફો સોકઠી. ૮૧
રમો તમો જે ઉપર હોડ, મારી પુત્રી કેરી જોડ;
એ જીત્યાનો જશ કહાવશો, પંચદંડ જિતી લાવશો; ૮૨
નહિ જિતો પુત્રીની પાસ, પંચદંડ જિત્યાની મૂકો આશ.

### દોહરા

તેને જો તમો જિતશો, તો મુજને વિશ્વાસ;
નહિ તો કામ સરે નહીં, મૂકો દંડની આશ. ૮૩
એવું કહી પાછી વળી, મંદિર તે તત્કાળ;
કુંવરી તેડું મોકલ્યું, રાજાએ સુખપાળ. ૮૪

શણગાર અંગ સોળે સજ્યા, મોતી પરોવ્યાં વાળ;
પીતાંબર પટ પહેરિયાં, ભલું તિલક છે ભાલ. ૮૫
હાવ ભાવ મૃગલોચની, સિંહલંકી સુંજાણુ;
વનિતા સોળજ વરસની, ભ્રુગુટી કામનું બાણુ. ૮૬
દેવદમનીની દીકરી, નિર્મળ દમની નામ;
શશિવદની મૃગલોચની, રૂપતણું કંઈ ધામ. ૮૭
પાન સરિખૂં પેટડૂં, અધર જાણે પરવાલ;
પોપટવરણી નાસિકા, ગજના સરખી ચાલ. ૮૮
નાગફેણશો ચોટલો, ભ્રૂકુટી ધનુષાકાર;
પયોધર પદ્મ સરીખડાં, સોલ કળા વિસ્તાર. ૮૯
શીખ લેઈ માતાતણી, ચાલી ચતુરસુજાણ;
અહંકાર અતિ મન ધર્યો, રાજા તરણા સમાન. ૯૦
સુખપાલેથી ઉતરી, રાયે દીધાં માન;
આદરભાવ જ કરી ઘણો, મહેલ્યાં ફોફળ પાન. ૯૧
શી શી રમત જાણો તમો, તે ઓચરીએ આજ;
તમો કહો તે સાંભળું, કરિયે રુડાં કાજ. ૯૨
દમની કહે તમને ગમે, રમત માંડો જે જોડ;
હું કહું તે પછે પરઠિયે, હારજિતની હોડ. ૯૩

## ચોપાઈ

હરખ્યો રાજા મનમાં ઘાટ, માંડ્યો ત્રણ પાસાનો પાટ;
રાજા કહે જે તારે કોડ, તેની મુખથી બોલો હોડ;
તું કહે તે મારે મન ખરું, કોટિ ઉપાય કરચે નવ ફરું;
રાજા એમ વિચારે મન, સ્ત્રી હવે કહે છે વચન. ૯૪

## દોહરા

દમની કહે હારું અમો, મૂલ ખરીદી દાસ;
પરણું તમને પ્રીતથી, રહું તમારી પાસ. ૯૫
જો તમો હારો રાયજી, દેશ કરાવું સાજ;
સેવક કરિ રાખું અમો, ભોગવું ઉજેણી રાજ. ૯૬
ચાર દિવસનો વાયદો, થોડે અદકો ઘાટ;
તેનો સૂરજ સાખિયો, ફરિ બોલે જે વાત. ૯૭

## ચોપાઈ

રાજા બાંધ્યો કોલે કરી, રમત રાજ સભામાં ધરી;
વાયુવેગે વાતજ થઈ, બધા નગરમાં ચર્ચા થઈ. ૯૮
પ્રધાન પંડિત જોઇને રહ્યા, સુણી વાત સહુ અચરજ થયા;
રમત રમે બે પહોરજ હોય, નવ હારે નવ જિતે કોય. ૯૯
રાજાને નવ સૂઝે વાટ, અંતરમાં ઉપજ્યો ઉચ્ચાટ;
તે દિવસ રમત એમ રહી, દમની ઘેર પોતાને ગઇ. ૧૦૦
દેવતાર્ચન કીધું રાજંન, ભાવતાં કીધાં ભોજંન;
બીજે દિવસ વહાણે જેટલે, ગઈ રાજસભામાં તેટલે. ૧૦૧
પહેલે દિવસે હુતિ જેમ, રમત બીજે દિન માંડી તેમ;
કોઈ કોઇથી નવ પામે હાર, ઢાળે પાસા વારંવાર. ૧૦૨
બે પહોર મધ્યાહ્ન જ થયા, રાજમહોલમાં રાજા ગયા;
ગઈ જુવતી પોતાને ઘેર, કરે કામ મન વાંછિત પેર. ૧૦૩
દુરાચાર બોલે સહુ લોક, રાજાને મન પ્રગટ્યો શોક;
ત્રીજે દિવસ થયું પ્રભાત, નગર વિશે ચાલી વિખ્યાત. ૧૦૪
રાજસભામાં નારી ગઈ, રમત હતી તે જારી થઈ;
અનેક ઉપાય રાયજી કરે, તેણે અર્થ એકે નવ સરે;
ખરા મધ્યાહ્ન થયા જ્યારે, રમત ઢાંકિ મૂકી ત્યાહરે. ૧૦૫

## દોહરા

રાજાને દમની તવ કહે, રહ્યો કાલનો દીસ;
કાલે પહેલાં જિતશો, પાગ નમાવું શીશ. ૧૦૬
ચેતાવું હું ચતુર નર, સભા શુણતાં પરમાણ;
વળતી કહેશો કહ્યું નહિ, પાળું પરઠણ વાણ ૧૦૭
કાલ પહેલાં જિતો નહીં, તો પાળું મારું વ્રત;
સેવક સહુ દેખતાં કરું, રાજ તજાવું તરત. ૧૦૮
વિક્રમ કહે વનિતા સુણો, રહેશે હુંસ તમ પાસ;
તુજ સરખી લાખો કરી, મૂલ વિનાની દાસ. ૧૦૯

## ચોપાઈ

એવું કહી સ્વસ્થાનક ગઈ, રાજાને મન ચિંતા થઈ;
રખે રાંડ જિતીને જાય, તેનો કાંઇક કરું ઉપાય. ૧૧૦

નિશા ચર્ચા જોઉં બાધે ગામ, લોક વેહવાર બોલે તે ઠામ;
અદૃશ્ય વિદ્યા આપે કરી, જોવા આવ્યો બાધે ફરી. ૧૧૧
ગલી કુંચીને હટિહાટ, ચોરે ચકલે વાટેવાટ;
માનવી ટોળે મળિયાં બહુ, કરે વાત મુખેથી સહુ. ૧૧૨
જિતે કાલ ધાંચણની બાળ, લેશે રાજાજીનો માલ;
કોઈ કહે એ માઠું થયું, રામરાજ વિક્રમનું ગયું. ૧૧૩
કોઈ કહે એ તો વિપરીત, નીચ સંગાથે શાની પ્રીત!
કોઈ કહે રાજા ઘેલો થયો, મંમતે બોલ કામિનીને કહ્યો. ૧૧૪
કો કહે થાશે બીજી વાત, એને માથે હરસિદ્ધ માત;
કો કહે એ વાચા ચૂકશે, કામિનીને કહાડી મૂકશે. ૧૧૫
કોઈ કહે માઠો કરશે મરમ, કેમ મૂકશે રાજા ધરમ?
કોઈ કહે હાથદર્પણ શું કરે? જે તે કાલ વહાણામાં ઠરે. ૧૧૬
એવું સાંભળે વિક્રમ વીર, સ્ત્રીઓ ભરે જ્યાં નિર્મળ નીર;
જુથ્થ મળ્યાંતાં જુવતીતણાં, વર્ણન થાય રાજાનાં ઘણાં. ૧૧૭
એક કહે એ રુડું થયું, માન મોટમ રાજાનું ગયું;
દહાડી ઊઠી ચરચા જુવે, સૌ લોકોની નિંદા કરે. ૧૧૮
કોઇએ છાની વાત ન થાય, ઘેર જઇને ઢુંકે રાય;
કોઇએ હશી ન ગવાએ ગીત, કોઇએ કોઇશું ન થાયે પ્રીત. ૧૧૯
સખી સખીમાં સુખ કે દુઃખ, બોલી ન શકે કોઇએ મુખ;
જાણે રાજા સુણશે કાન, એમ સ્ત્રીનાં ઉતર્યાં માન. ૧૨૦
ધાંચણને પાયે લાગીએ, એની જાતી આપણ માંગીએ;
શાબાશ રાજાશું કીધો વાદ, ઊતરશે નરપતનો નાદ. ૧૨૧
બહુ મુખે બહુ વાતો કરે, હસે તાળી દઈ પાણી ભરે;
કોઈ માઠું કોઈ રુડું કહે, લક્ષણવંતો મનમાં લહે. ૧૨૨
જ્યાં જ્યાં રાજા દૃષ્ટે જોય, બીજી વાત કરે નહિ કોય;
લીધો ગામ બધાનો પાર, નવ સુઝે એકે વિચાર. ૧૨૩
પડી પૂર નિશા જ્યાહરે, મન વિચાર કરે ત્યાહરે;
મોટા જન માન ભંગ જે થાય, પ્રાણ તજે કે વિદેશે જાય. ૧૨૪
માટે પ્રાણ તજું સર્વથી, ઉપાય બીજો એકે નથી;
કોઇને વાત જણાવી નહીં, વાત આપ હૃદેમાં લહી. ૧૨૫

ભરી પૂજન સામગ્રી સાથ, વૈતાળ વીર લીધા છે હાથ;
જ્યાં છે હરસિદ્ધ મોટી માય, પાળો પંથ ગયો છે રાય. ૧૨૬
ચાચર દેવી નગરજતણી, ચાલ્યો મહિપતિ માતા ભણી;
ત્યાં ધરણીપતે ધરિયું ધ્યાન, ધૂપ દીપ ને ફોફળપાન. ૧૨૭
કુમકુમ ચંદન અક્ષત ઘણા, પૂજા બહુ વિધ કરિ નહિ મણા;
પ્રથમ પહોર એક નિશા ગઈ, પૂજા પૂરણ ત્યારે થઈ. ૧૨૮
ખડગ પોતાની કોટે ધર્યું, આવાહન ચંડીનું કર્યું;
પ્રસન્ન થઈ છે મોટી માત, મા મા કહિને ઝાલ્યો હાથ. ૧૨૯
શા માટે તજે છે પ્રાણ, માગ માગ રે વીર સુજાણ;
માતા સર્વે જાણો તમો, મુખથી શું કહું આજે અમો ? ૧૩૦
અંતરમાં પેઠી છે લાજ, પાળો લાજ ને સારો કાજ;
નીચ જાત ધાંચણ છોકરી, મહેણું દીધું તે ડોકરી. ૧૩૧
પંચદંડ ધરાવે જેહ, રમે દ્યૂત દમનીશું તેહ;
તે સંગાથે પાડી હોડ, જિતાડો તો પહોંચે કોડ;
દિગ્વિજય તે સાથે કરું, પંચદંડ શિર છત્ર જ ધરું. ૧૩૨

## દોહરા

ત્યારે હરસત બોલિયાં, એની ઉત્તમ જાત;
એમાં પ્રાક્રમ છે ઘણું, આગળ જોશો ખ્યાત. ૧૩૩
પ્રપંચ એ જિત્યાતણો, તે તમને કહું આજ;
તમે જાઓ ઈંદ્રાસને, ત્યાં રહેશે તમ લાજ. ૧૩૪
વૈતાળ સંગાથે પરવરો, મારો તુંજ શિર હાથ;
ઈંદ્રાસન શોભા ઘણી, ત્યાં મળશે સઉ વાત, ૧૩૫
કામ કરી ઘેર આવશો, પહોંચશે મનનાં કોડ;
એ જુવતીને જિતશો, હુંશ કરીને હોડ. ૧૩૬
છત્ર મળે પંચદંડનું, ચાશે જુગજુગ નામ;
તુજને જિતી નવ શકે, એ નહિ સહેલું કામ. ૧૩૭
પુણ્યે ગ્રહ પીડે નહીં, પુણ્યે નાસે પાપ;
ત્રિદશ વશ એક પુણ્યને, તૂઠે ઈશ્વર આપ. ૧૩૮
વચન શીશ ચડાવિયું, તેઓ વીર અનૂપ;
પવન પહેલો પરવર્યો, વીર તે વિક્રમ ભૂપ. ૧૩૯

ત્યાં ઓચ્છવ છે અતિ ઘણો, શોભા નૌતમ હોય;
નાચ કરે દમની તિહાં, રાજા દૃષ્ટે જોય. ૧૪૦
અચરજ પામ્યો અતિ ઘણું, જેશું પાડી હોડ;
નૃત્ય કરે તે તો અહીં, ઊર્વશીની જોડ. ૧૪૧
દમની નહિ, કોઇ દેવતા, નહિ માનવીનું રૂપ;
એ જિતે અચરજ કશું, ભાગ્યો સંદેહ ભૂપ. ૧૪૨
સભા સહૂ ભરપૂર છે, પછવાડે છે વીર;
અદૃશ્ય રાજા ત્યાં રહ્યો, મનમાં આણી ધીર. ૧૪૩
રાય ઈંદ્ર રીઝયો ઘણું, દીઠી રમત અપાર;
દમનીને ત્યાં આપિયો, અમૂલ્ય એકાવલ હાર. ૧૪૪

## ચોપાઈ

પાછળ હાથ દમનીએ કર્યો, હાર વીર વૈતાળે હર્યો;
તે દમની નવ જાણે કોય, રહ્યા દેવ સહુ દૃષ્ટે જોય. ૧૪૫
બીજી રમતે આપ્યાં પાન, પામી દમની મોટપ માન;
પાછળ આપ્યાં પાન તે ફરી, વૈતાળે લીધાં તે વળી. ૧૪૬
પછે કાનની લીધી ઝાલ, એવો વીર મોટો વૈતાળ;
પછે પગનું લીધું ઝેર, દમનીને નિદ્રાની ઘેર. ૧૪૭
ઉગ્યો સૂર ઊઠી સભાય, આપ આપને સ્થાનક જાય;
નવ જાણે દમની તે પેર, પ્રભાતે આવી નિજ ઘેર. ૧૪૮
દીધાં માન તે મનસું ગમ્યાં વિક્રમ રાજ સૂરપતિને નમ્યાં;
જાઓ વળી કાલે આવજો, વીર વૈતાળ સાથે કહાવજો. ૧૪૯
પ્રણામ કરીને શીખજ લીધ, ઉજેણી પ્રયાણુ જ કીધ;
પુર મધ્યે પ્રયાણુ જ કર્યું, સ્નાન દાન વ્રત પુણ્ય આચર્યું;
આવી બેઠો રાજ સભાય, દમનીને ઘેર તેડું જાય. ૧૫૦

## દોહરા

કયમ ઘર સુખે સુઈ રહી, પ્રીતે માની પાસ?
રાજા તુજને જિતશે, મૂલ ખરીદી દાસ; ૧૫૧
નોહે કામ નાઠાતણું, મોટાશું પાડી હોડ;
બોલ્યાં બોલ અહંકારનો, પહોંચાડો તે કોડ. ૧૫૨

## ચોપાઈ

બેઠી સુખપાલે તે નાર, આવી રાજાને દર
મહિપતિએ મુંછ નાંખ્યો હાથ, વધો વચન દમનીની
ત્રણ દિવસ રમાડ્યા તમો, તેમાં પરાક્રમ જોઈએ
છેલ્લે દહાડે જિતે હોડ, પહોંચે તેના મનના
ત્યારે દમની બોલી વાણ, સાંભળ રાજા ચતુર સુ
મારાથી કંઈ હારી ગયા, તે તો મારા સેવક
મૂકયો વાદ બેઠા તે ઠરી, રમત હતી તે જારી
જોવા મળ્યું છે બાધું ગામ, અચરજ બોલે ઠામો
એમાં કોનું પાણી જાય, જોરાવરિની જિત જ
ઘડી એક બે રમત જ થઈ, (રાયે) દમની પ્રત્યે વાણી
સ્વપ્ન કરી કહું એક વાત, દીઠું ગઈ રાતે સા
જોયો ઈંદ્રાસનનો તાછ, નારી તું કરતીતી
રીઝ્યો નરપત તુજશું સાર, હેતે આપ્યો એકાવલ
તે સાચી કે જૂઠી વાણ? સાચૂં કહે જે હોય પ્ર
ત્યારે જુવતી ઝાંખી થઇ, જૂઠી વાત રાજા તેં
આળપંપાળ જૂઠું એ હોય, સ્વપ્નું સાચૂં કદી ન
પ્રત્યક્ષ ત્યાં દેખાડ્યો હાર, ઝાંખી દમની નવ લાગી
માનભંગ થઈ જેટલે, ચુકી દાવ દેતા
ચટકી અદકી પેઠી ચિત્ત, એક ભાગ રાજાની
બીજી વાર બોલ્યા છે ભૂપ, સાંભળ નારી વાત
(હું) પાસે બેઠો તો ઈંદ્રતણે, નૃત્ય કરતીતી હેં
માનિની તુજને દીધાં માન, તુજને ઈંદ્રિ આ
તે દમની કહે સર્વ જૂઠ, તમે વાત લઈ
(રાયે) પ્રત્યક્ષ બીડાં થાપીયાં, ખીસેથી કાઢી
દીઠાં પાન ઝાંખી થઈ ગઈ, બેહબાકળી જે
એ ભાગે જિત્યો તે રાય, વિમાસણ વ
ત્રીજી ઘડિયે બોલ્યો રાજન, કહું વાત તે
હું ગયો તો ઇન્દ્રાસન ભણી, ત્યાં બેઠો
તારી રમત દીઠી તે ઘડી, ઝાલ કા
તે આવી મારા હાથમાં, મેં લીધી તે

દમની કહે એ જૂઠી પેર, ઝાલ ઉતારી મૂકી ઘેર;
રાજા કહે તું સાચી હોય, આપી ઝાલ પ્રગટ તું જોય;
જ્યાં ઝાંખી થઈ તે નાર, ત્રીજી હાર થઈ તે ઠાર. ૧૬૮

## દોહરા

એ ક્યાંથી ઈંદ્રાસને, લાધ્યો ખરા એંધાણ;
પડી વિમાસણ માનિની, પરવશ પડિયો પ્રાણ. ૧૬૯
કહે રાજા સુણ કામિની, જૂઠી જાતે ફેર;
કહો નારી તે ક્યાં ગયું, પગ તારાનું ઝેર? ૧૭૦
સ્ત્રી કહે મૂક્યું ઘર વિષે, પડી પેટમાં ફાળ;
મનથકી મહિપત વદે, તરુણીશું તત્કાળ. ૧૭૧
તું નૃત્ય કરતી ઇન્દ્રાસને, અમો દ્રષ્ટે જોઈ;
ત્યાં નેપૂર લીધું અમો, અન્ય ન જાણે કોઈ. ૧૭૨
મૂક્યું ઝેર તે આગળે, નરમ થઈ તે નાર;
પાણીથી થઈ પાતળી, ચૂકી ગઈ તે ઠાર. ૧૭૩
પછિ તે પાસા ઢાળતાં, થર થર ધ્રૂજે હાથ;
હારી હારી સહુ કહે, હસી પડ્યો સહુ સાથ. ૧૭૪
વાગી હાક હાર્યાતણી, જિત્યો વડહથ વીર;
પ્રતાપ પુન્ય પોતાતણો, રાખ્યું પ્રભુએ નીર. ૧૭૫
વાગ્યાં વાજાં જિતનાં, ગડગડિયાં નીશાન;
હારી દમની હોડશું, જિત્યો વીર સુજાણ. ૧૭૬
ગાંધર્વ વિવાહ સહિ કર્યો, ક્ષણું ન લાગી વાર;
તે વનિતા વિક્રમ વર્યો, શોભા અપરંપાર. ૧૭૭
સાસુને વિક્રમ કહે, જોડીને બે હાથ;
વાત કહો પંચદંડની, જે બોલ્યાં મુજ સાથ. ૧૭૮
સુણો આપે સજ થઈ, ધીર વીર સજ થાવ;
પ્રથમ કહું છું એટલું, કુંકણ દેશે જાવ. ૧૭૯
ધ્યાન ધરો પરશુરામનું, સોપારાધડ ગામ;
તેમાં વિપ્ર એક વેદિઓ, શિવશર્મા છે નામ. ૧૮૦
રહેજો વાસો ઘેર તે, જો જો એ એંધાણ;
સ્ત્રી ઉમાદે તેહની, ચતુરા ચતુર સુજાણ. ૧૮૧

ચર્ચી જોઇને આવજો, ગામ ઠામ ઘર એહ;
જાગશો તો તો જીવશો, ઊંઘે ખોશો દેહ. ૧૮૨

## ૧ ઉમયાદે નારિ પાસેથી ઉડણ દંડની પ્રાપ્તિની વાત

### ચોપાઈ

રાયે મન માન્યું તે સાચ, માની દમની સાસૂ વાત;
વડા વજીરને સોંપ્યું રાજ, ચાલ્યો કુંકણ જોવા કાજ. ૧૮૩
વૈતાળ સાથે તેડ્યો વીર, ચાલ્યો મન ધરીને ધીર;
અનેક દિવસ હિંડતાં થયા, કોડ ધરી કુંકણમાં ગયા. ૧૮૪
દીઠું નગર થયો આહ્લાદ, દીઠો શિવ સુંદર પ્રાસાદ;
હરખ્યો મહીપતિ પોતે મન, પ્રીતે કીધું છે પૂજન, ૧૮૫
પામ્યો મોહોર પુજારો સાત, કર જોડીને પૂછી વાત;
શિવશર્મા છે વિપ્રજ નામ, કોને ભાઈ વસે કુણ ઠામ? ૧૮૬
કહે પુજારો બ્રાહ્મણ ઘણા, શિવશર્માની શી છે મણા;
ઊંચા નીચા ને વામણા, કો ગોરા દેહે દામણા. ૧૮૭
કાંઈ તેનું એંધાણ જ હોય, તેહ વિના ઓળખે નહિ કોય;
શુભ એંધાણ રાખ્યું છે સાર, ઉમાદે જેને ઘેર નાર. ૧૮૮
જાઓ ડાભી પોળ નિશાળ, બેઠો વિપ્ર ભણાવે બાળ;
શીતળ છાંયાને કારણે, વૃક્ષ આંબલીનું બારણે. ૧૮૯
તેનું વચન હૈડામાં ધરી, લઘુલાઘવી વિદ્યા કરી;
રાજવંશી રઢિયાળું રૂપ, શિવશર્મા ઘેર આવ્યો ભૂપ. ૧૯૦
દંડવત પ્રણામ કર્યો, ચરણામૃત લઈ મુખમાં ધર્યો;
વિદ્યા ભણવા આવ્યા અમો, કૃપા કરી રાખોજી તમો. ૧૯૧
ગોરાણી બાહેર નીસરી, જોઈ વિક્રમને દષ્ટે ભરી;
આનંદ અદકો મનમાં થયો, રીઝીને રાજા ત્યાં રહ્યો. ૧૯૨
ઘેર વિદ્યાર્થી મારે ઘણા, સુખે રહો અહિયાં શી મણા;
માનુભાવ મોટા જે સુખી, વિદ્યાર્થી થયો ત્યાં સુખી. ૧૯૩
કરે ગોરાણી હેત જ ઘણાં, આપે સાકરિયાં ધાણી ચણાં;
ઉદ્દરતણો જેવો હોય તંન, એથી અદકું રાખે મન. ૧૯૪
બાસઠ પહેલા નાના તંન, ત્રેસઠમો વિક્રમ રાજંન;
રમે જમે ભણે મન મોદ. રાત દિવસ તે ચર્ચા જોય. ૧૯૫

એક દિવસે ગઇ મધરાત, સુતા માનવી જાતો જાત;
સહુ કોને છે ધારણુ ઘણું, જાગે રાજા વિક્રમ ભાણું. ૧૯૬
ઊઠી ઉમાદે પ્રચંડ, લીધો હાથમાં ઊડણુ દંડ;
નિકળી બહાર રાખી મન ધીર, તે તો દીઠું વિક્રમ વીર. ૧૯૭
માઝમ રાત ને જાતે નાર, કેમ નીકળી એકલી બહાર;
અરુંપરું જોયું અર્ધઘડી, વૃક્ષ આંબલી ટોંચે ચઢી. ૧૯૮
આંબલિ થડ પોલી ગુફાય, અદૃષ્ટ થઈ ત્યાં બેઠો રાય;
ચઢી ઝાડ ઉમાદે નાર, કીધા દંડના ત્રણુ પ્રહાર. ૧૯૯
ઊડ ઊડ કહ્યું મુખથી વળી, ગયું વૃક્ષ બાધું ઉચળી;
ઉપર ઉમાદે હેઠો રાય, સો જોજન સૂધી તે જાય. ૨૦૦
ત્યાં એક ઔહું છે મશાણુ, સઘળું ભૂતળનું રાણુ;
ભૂત પ્રેત અગ્નિ દવ બળે, સિદ્ધ લક્ષ ચોરાશી મળે. ૨૦૧
બાવન વીર ચોસઠ જોગણી, ભારે ભોગતણી ભોગણી;
ચોસઠ બેઠી ચામુંડા જ્યાં, દેવ દુંદુભિ વાજે ત્યાં. ૨૦૨
તે ઠેકાણે શોભા હોય, વર્ણન કરી શકે નહિ કોય;
જુહાર જુહાર ઉમાદે કહે, જોગણી સહુ સાંભળવા રહે. ૨૦૩
જૂઠી જૂઠી સહુકો કરે, ઉમાદે હેઠી ઊતરે;
તું સાચી ન પડી એક દીસ, આવે દુઃખવા દહાડી શીશ. ૨૦૪

### દોહરા

ઉમાદે કહે જોગણી, સાચી છું હું આજ;
ચોસઠમો આવી ભળે, થાય આપણું કાજ. ૨૦૫
બાસઠ ઘેર પહેલા હતા, ત્રેસઠમો મુજ કંથ;
ચોસઠમો આવી મળ્યો, આનંદ ઉપન્યો મંન. ૨૦૬
બત્રીસ લક્ષણો મળ્યા નહી, તો શી કરિયે પેર?
ભોગ આપવા ભવાનીને, થયા ચોસઠ મુજ ઘેર. ૨૦૭
તમો કહો તેમ હું કરું, ટાળે આપણો રોગ;
મને કરો તમો જોગણી, ભરું ભરપૂરણુ ભોગ. ૨૦૮

### ચોપાઈ

હરખ્યાં જોગણી પ્રીતે પાસ, ઉમાદે તુજને શાબાશ;
અમો કહું તે મનમાં ધરો, ચૌદશ દિન નૈવેદ જ કરો. ૨૦૯

વડાં બાકળા લાડુ ખીર, કરો પાક મન આણી ધીર;
ચોસઠને સ્નાન કરાવજે, હાર કરેણના ધરાવજે. ૨૧૦
સિંદુર તીલક કરજો ભાલ, પાસપાસે બેસાડી બાળ;
ભાણા માંહે ભરજો ખંડ, હાથથી હેઠો મૂકજો દંડ. ૨૧૧
તે પાછળ પ્રદક્ષણા કરો, ઉડો ઉડો મુખથી ઓચરો;
ઉદક અંજલી ભરવી હાથ, લેજો ભોગ ભવાની માત. ૨૧૨
અમો હુંકારો ત્યારે દેઇશું, અકેકો વેહેંચી લેઇશું;
આવ્યાં અમો પાછાં નહિ ફરૂં, નહિ તો તુજને ભક્ષ જ કરૂં. ૨૧૩
એવી તેણે દીધી શીખ, વિદાય થઈ મન આણી બીક;
માર્યા દંડ તેણે પ્રત્યક્ષ, ચઢી આંબલીકેરે વૃક્ષ. ૨૧૪
એક ઘડીમાં આવી ઘેર, નરપત નિરખે સઘળી પેર;
ઉતરી હેઠી ઘરમાં ગઇ, રાજાને મન ચિંતા થઈ. ૨૧૫
દેખાડી સાસુએ વાટ, મોકલ્યો ઘડવા મારો ઘાટ;
વેઠું દુઃખ મારી દેહને, ઉગારું ત્રેસઠ એહને. ૨૧૬
પરાક્રમ એમાં છે પ્રચંડ, કરામત સઘળી તે દંડ;
આવે હાથ તો જિતી લઉં, નહિં તો પ્રાણ આ સ્થાનક દઉં. ૨૧૭
કર્યો વિચાર પોતાને મંન, પ્રાતઃકાળે ઉગ્યો દંન;
શિષ્ય સર્વ સૂતા જાગિયા, ગુરુજીને પાયે લાગિયા. ૨૧૮
સર્વે નહાવણુ કરવા ગયા, વિપ્ર કર્મ કરી સુખિયા થયા;
નરપત કહે જોડીને હાથ, ગુરુસંગે બેઠા સહુ સાથ. ૨૧૯
એક પ્રશ્ન જુઓ ઋષિજંન, આપણે માથે કાંઈ વિઘંન;
જુઓ જ્ઞાન વિચાર જ કરી, સ્વપ્નામાં ભય મન ધરી. ૨૨૦
ત્યારે સહુકો બોલ્યા બાળ, સ્વપ્નું એ તો આળ પંપાળ;
આજ કાલનો તું આવિયો, ડાહ્યો થઈ ડિંગ જ લાવિયો. ૨૨૧

### દોહરા

ત્યારે ગુરુજી બોલિયા, તમો ન સમજો કોય;
હા ભાઈ કહે તું મુજને, સ્વપ્નું શું તુજને હોય? ૨૨૨
આજથકી ચોથે દિવસ, છે ચૌદશનો દંન;
ઉમાદે નૈવેદ વહેંચશે, કરશે ચંડીપૂજંન. ૨૨૩
બેસાડી ખંડ પૂરશે, કંઠ આરોપશે માળ;
ભોગ આપશે ભવાનીને, ચોસઠ ખૂટ્યો કાળ. ૨૨૪

બત્રિશ લક્ષણા સર્વ છે, તેણે માન્યું સત્ય;
ગુરુ સમેત કળે સહુ, કહે તે કરિયે ગત્ય. ૨૨૫
બિહિને નાશી નવ જશો, નહિ દેવા દેઉં નામ;
કહું તે મારગ ચાલજો, થશે તમારું કામ. ૨૨૬
દંડ લેઈ નાશું અમો, કેડે આવજો તરત;
પાછું જોવા જે રહે, તે તો પામે મરત. ૨૨૭
ધિરજ રાખી સહુ કો રહ્યા, થાશે શુભ કલ્યાણ;
જો એ સાચું માનજો, નહિતો કહેજો અજાણ. ૨૨૮
કો કહે જૂઠું બોલિયો, કો કહે સાચું ખાસ;
સાચું માન્યું ગુરુજીએ, કીધો દૃઢ વિશ્વાસ. ૨૨૯
પ્રતિજ્ઞા કરી આવીઆ, કોઇનું ન બેઠું મન;
ત્રણ દિવસ એમ વહિ ગયા, આવ્યો તેરશ દંન. ૨૩૦
ત્યારે ઉમાદે ઊચરી, સાંભળો મારાં સ્વામ;
મારે બાધા નૈવેદની, કહો તો કરું શિરનામ. ૨૩૧

## ચોપાઈ

વારુ કહીને દીધી આશ, સૌને આવ્યો દૃઢ વિશ્વાસ;
દાળ પલાળી અડદ જ તણી, સામગ્રી તે કીધી ઘણી. ૨૩૨
નોતર્યાં સર્વ વિપ્રના તંન, વહાણામાં ચૌદશને દંન;
રસોઇ સર્વે કીધી સાર, તેડી વિપ્રતણા કુમાર. ૨૩૩
તમો બેસજો સર્વે સાર, સંકલ્પ કરવો મારે હાથ;
ચોસઠ જોગણી સંતોખવી, પૂરણ પ્રીતે તે પોંખવી. ૨૩૪
સમજાવ્યા પોતે રાજંન, કોઈ બીક ધરશો મા મંન;
નાહ્યા સર્વ તે ક્ષુધારથી, છે પરવશ સૌ વિદ્યારથી. ૨૩૫
ગુરુપત્નીનું વચન જ જાય, વિદ્યા ભણી તે મિથ્યા થાય;
કુમકુમ ચંદન સિંદુર સાર, ઘાલ્યા કંઠ કુસુમના હાર. ૨૩૬
ભાણામાં પીરસ્યા ભોજંન, સ્વામી સહિત બેઠા સૌ જંન;
પંચામૃત લાડુ ને ઘૃત, પીરસી પાક સામગ્રી તરત. ૨૩૭
કહાડીકુંડ વચ્ચે આણિયા, બત્રીશ લક્ષણ જુગતે જાણિયા;
ઉમાદે વચમાં આવિયાં, ઉડણ દંડ કરમાં લાવિયાં. ૨૩૮
મંત્ર હતો તે સુણુમં આવાહન કીધ;

મહેલ્યો દંડ ને નીચી વળી, પ્રદક્ષિણા કરવાને ફરી;
ઉઠો ભવાની લેજો ભોગ, મનવાંછિત ટાળો મુજ રોગ. ૨૩૯

દોહરા

એટલે વિક્રમ ઉઠીઓ, મારી હાક પરચંડ;
નાઠો ચેતાવી સર્વને, લીધો ઊડણ દંડ. ૨૪૦
ગુરુ સહિત તે દોડિયા, પાછું ન જુવે કોય;
એટલે આવી જોગણી, કારમું કૌતુક હોય. ૨૪૧
ખાઉં ખાઉં કરતી ઉતરી, નર ન દીઠા તે ઠાર;
વેહેંચી ભાગ ચોસઠ કર્યા, ભક્ષ કરી તે નાર. ૨૪૨
હાહાકાર સઘળે થયો, કોપ્યા સાંના લોક;
ચોસઠ ખાધા ભવાનિએ, સજ્જન પામ્યા શોક. ૨૪૩
નાઠા ચોસઠ એકલા, કર્યો મન વિચાર;
વહાણું વાતે નીસર્યા, ત્યાંથી જોજન બાર. ૨૪૪

ચોપાઈ

થાકયા ઘણી લાગી છે ભૂખ, સહુ કષ્ટી વેઠે મહા દુઃખ;
નગર સીમાડે આંબો એક, રાજા બોલ્યો કરી વિવેક. ૨૪૫
સહુ બેસો ઠરીને આ ઠામ, હું જઇને જોઈ આવું ગામ;
રહો અહિંયા ન તજશો આ ઠાર, ભક્ષ ભોજન લાવું આહાર. ૨૪૬

(૨-રાક્ષસ પાસેથી અજિત દંડની પ્રાપ્તિની વાર્તા)

રહ્યા ત્રેસઠ ઠરી તે ઠામ, રાજા ચાલ્યો જોવા ગામ;
વળ્યો નગર ભણી તે વાટ, નહિ માનવી ઉઘાડાં હાટ. ૨૪૭
ભર્યા માલ ખજાના દ્રવ્ય, મનુષ્ય વિનાં સૂનું છે સર્વ;
હાટ ઉઘાડાં દોસીતણાં, ભર્યાં વસ્ત્ર અમૂલક ઘણાં. ૨૪૮
ચારખ સુખડીઆ સોનાર, દુકાન હાટ છે અપરમપાર;
પોળ પાડો પરાં ને કોટ, નહિ પશુ પંખી માનવી ઓટ. ૨૪૯
અચરત પામ્યો અદકું રાય, જોતો જોતો આઘો જાય;
રાય ધીર મનથી નવ ડરે, કાયર નિશ્ચે બિહિને મરે. ૨૫૦
જોયું નગર ને લીધો પાર, એટલે આવ્યો રાજદરબાર;
પેઠો મોહોલા ઉપર અડ્યો, ઊંચી અટારી ઉપર ચઢ્યો. ૨૫૧
પાથરી છે શય્યા એક ત્યાંહિ, બેઠી બિલાડી એક માંહે;
જોઇ રહ્યો છે તેને ભૂપ, નહીં બિલાડી કારમુરૂપ. ૨૫૨

સુના મંદિરમાં બેશી રહ્યાં, નગરતણાં માણસ ક્યાં ગયાં ?
હું ઉજ્જણપતિ વિક્રમ રાય, આવ્યો તારા મોલ જ માંય. ૨૫૩
બિલ્લી બોલ શું છે રે દુઃખ ? ઈશ્વર તારી ભાંગે ભૂખ;
બીલાડીએ સાન જ કરી, કાજળ ડાબલી આગળ ધરી. ૨૫૪
અંજન કીધું છે જેટલે, નવજોબના થઈ તેટલે;
રાજા કહે તારું શું નામ, ઉજ્જડ થયું ક્યમ તારું ગામ. ૨૫૫
ત્યારે સ્ત્રી ત્યાં બોલી વાત, ચંદ્રશેખર તે મારો તાત;
દૈત્યે માર્યાં માણસ ઘણાં, નગર ઉજ્જડ કીધાં અમતણાં. ૨૫૬
લોક સહુ તો દુઃખિયા થયા, કોઈ ખાધા કોઈ નાશી ગયા;
મને એકલી ઝાલી બાંહ, રાખી છે કારાગૃહમાંહ. ૨૫૭
અંજન કરી બિલાડી કરે, ચારા અર્થે વનમાં ફરે;
આવે છે રાતે આ ઠાર, બીજે અંજનથી કરે છે નાર. ૨૫૮
મુજ પર રાખે છે બહુ મન, જેવી પેટની હોયે તંન;
હવડાં આવશે કરતાં વાત, જોતાં કરશે તુજની ઘાત. ૨૫૯
તારો ડરાવ્યો તે નહિ ડરે, કોઈનો માર્યો તે નહિ મરે;
એવું બળ છે મહા પ્રચંડ, અજિત એની પાસે દંડ. ૨૬૦
તે દંડ જ્યારે વાગે શીશ, એ પાપી મરશે તે દીશ;
તે દંડની નિત્ય પૂજા કરે, તે પાછળ પ્રદક્ષિણા ફરે. ૨૬૧
હેઠો મૂકે એટલી વાર, તેનો છે એને આધાર;
લીધી વાત એનાં મનતણી, વળતી બોલ્યો ઉજેણી ધણી. ૨૬૨
છાનો રાખ મને તું ઘેર, હું જ કરું પાપીની પેર;
સ્ત્રીએ જોઇ તેની સૂજ, ઠામ એક દેખાડી ગૂંજ. ૨૬૩

## દોહરા

અંજન આંજ્યું એહને, કરી બિલાડી ત્યાંહ;
રાજા જઈ છાનો રહ્યો, તેનાં મન્દિર માંહ. ૨૬૪
એટલે પાપી આવિયો, સેજ હતી જ્યાં ઠાર;
અંજન આંજ્યું તેહને, તત્ક્ષણ થઇ તે નાર. ૨૬૫
સ્નાનકર્મ તેણે કર્યું, પછે કર્યું સ્મરણ;
દંડ હતો જે હાથમાં, તેને મેલ્યો ધરણ. ૨૬૬

મહેલ્યો દંડ ને નીચી વળી, પ્રદક્ષિણા કરવાને ફરી;
ઉડો ભવાની લેજો ભોગ, મનવાંછિત ટાળો મુજ રોગ. ૨૩૯

દોહરા

એટલે વિક્રમ ઉઠીઓ, મારી હાક પરચંડ;
નાઠો ચેતાવી સર્વને, લીધો ઊડણ દંડ. ૨૪૦
ગુરુ સહિત તે દોડિયા, પાછું ન જુવે કોય;
એટલે આવી જોગણી, કારમું કૌતુક હોય. ૨૪૧
ખાઉં ખાઉં કરતી ઉતરી, નર ન દીઠા તે ઠાર;
વેહેંચી ભાગ ચોસઠ કર્યા, ભક્ષ કરી તે નાર. ૨૪૨
હાહાકાર સઘળે થયો, કોપ્યા ત્યાંના લોક;
ચોસઠ ખાધા ભવાનિએ, સજ્જન પામ્યા શોક. ૨૪૩
નાઠા ચોસઠ એકલા, કર્યો મન વિચાર;
વહાણું વાતે નીસર્યા, ત્યાંથી જોજન બાર. ૨૪૪

ચોપાઈ

થાકયા ઘણી લાગી છે ભૂખ, સહુ કષ્ટી વેઠે મહા દુઃખ;
નગર સીમાડે આંબો એક, રાજા બોલ્યો કરી વિવેક. ૨૪૫
સહુ બેસો ઠરીને આ ઠામ, હું જઇને જોઈ આવું ગામ;
રહો અહિંયા ન તજશો આ ઠાર, ભક્ષ ભોજન લાવું આહાર. ૨૪૬

(૨-રાક્ષસ પાસેથી અજિત દંડની પ્રાપ્તિની વાર્તા)

રહ્યા ત્રેસઠ ઠરી તે ઠામ, રાજા ચાલ્યો જોવા ગામ;
વળ્યો નગર ભણી તે વાટ, નહિ માનવી ઉઘાડાં હાટ. ૨૪૭
ભર્યા માલ ખજાના દ્રવ્ય, મનુષ્ય વિનાં સૂનું છે સર્વ;
હાટ ઉઘાડાં દોસીતણાં, ભર્યાં વસ્ત્ર અમૂલક ઘણાં. ૨૪૮
પારખ સુખડીઆ સોનાર, દુકાન હાટ છે અપરમપાર;
પોળ પાડો પરાં ને કોટ, નહિ પશુ પંખી માનવી ઓટ. ૨૪૯
અચરત પામ્યો અદકું રાય, જોતો જોતો આઘો જાય;
રાય ધીર મનથી નવ ડરે, કાયર નિશ્ચે બિહિને મરે. ૨૫૦
જોયું નગર ને લીધો પાર, એટલે આવ્યો રાજદરબાર;
પેઠો મોહોલા ઉપર અભો, ઊંચી અટારી ઉપર ચઢ્યો. ૨૫૧
પાથરી છે શય્યા એક ત્યાંહે, બેઠી બિલાડી એક માંહે;
જોઇ રહ્યો છે તેને ભૂપ, નહીં બિલાડી કારણરૂપ. ૨૫૨

વચન લઈ તે સંચર્યો, સાસુએ દીધી શીખ;
સાથે વીર વૈતાળ છે, મન નવ આણી બીક. ૨૮૦
પહોંત્યો ગઢ ત્રંબાવટી, નિશા સમે તે ભૂપ;
અદૃષ્ટ વિદ્યાએ કરી, દીઠું નગર અનૂપ. ૨૮૧
મહિસાગર નાહ્યા જઈ, જોયા ઘાટે ઘાટ;
નગર જ નિરખ્યું સ્નેહશું, ગયા રાજની વાટ. ૨૮૨
જોયાં ઘર પુર મેડીઓ, જોયા મહેલ અવાસ;
ચઢ્યો ઉંચે અટારીએ, સ્ત્રી દીઠી તે પાસ. ૨૮૩
ત્રિયા તેર વરસતણી, લક્ષણ ગુણ શુભ રૂપ;
તે ઠામે ઠરિને રહ્યો, પોતે વિક્રમ ભૂપ. ૨૮૪
ચર્ચા જુએ તેહની, નિશા ગઈ છે પહોર;
સાંઢ ઉપર વાહન કરી, આવ્યો દૂત તે ઠોર. ૨૮૫
મેલી ઉંટને બારણે, આવ્યો ઘરમાં તેહ;
વાટ જોતીતી માનિની, જેમ બપૈયો મેહ. ૨૮૬
તારી સાથે આવું છું, બેસો બહાર જ ઠામ;
એટલે પોપટ આવિયો, દામોદર શુભ નામ. ૨૮૭
કાગળ કોટે બાંધિયો, આવ્યો સ્ત્રીની પાસ;
પ્રણામ કીધો પોપટે, સ્ત્રીએ દીધી આશ. ૨૮૮
રાજા વિક્રમ તે જુવે, પરાક્રમ તેનાં પ્રૌઢ;
પોપટ દીઠો પોતાતણો, થઈ રહ્યો દિગ્મૂઢ. ૨૮૯
કાગળ ઉકેલ્યો કામિની, તે વાંચીને જોય;
પાછળ રાજા ઉભો રહ્યો, તે નવ જાણે કોય. ૨૯૦
સ્વસ્તિશ્રી ત્રંબાવટી, રતનમંજરી નામ;
લખિતંગ વાંચણ દમની, વાસ ઉજેણી ગામ. ૨૯૧
સમાચાર એક પ્રીછજો, પાડી વિક્રમશું હોડ;
મુજને જિતી તે વરયો, લાગી મુજને ખોડ.
હુશ ન પોહોંતી આપણી, જે ધારીતી પેર;
કાળાગૃહે પડી કામિની, વિક્રમસેનને ઘેર.
ભલું દુઃખ દારિદ્રયનું, ભલી વેઠવી
તેથી ભૂંડું ભૂપ ઘર, સ્ત્રી માણસને

પ્રદક્ષિણા પોતે કરી નમીને લાગ્યો પાય;
નિરખીને પછે નિસર્યો, મહા બળિયો તે રાય. ૨૬૭
ચેત ચેત રાજા કહે, ચઢાવીને બહુ રીશ;
દંડ હતો તે ઝાપટ્યો, તે પાપીને શીશ. ૨૬૮

### ચોપાઈ

તરફડી પડ્યો દૈત્ય ત્યાં તરત, પામ્યો એક પલકમાં મરત;
વાયુ વેગે વાત જ થઈ, ખબર દશ દિશા ફરી ગઈ. ૨૬૯
તરત લોક આવી ત્યાં વસ્યાં, સુખ પામ્યાં સહુ હેતે હસ્યાં;
સ્ત્રીને ઘેર આવ્યા માબાપ, ટાળ્યા સહુ લોકોના તાપ. ૨૭૦
ન રહ્યું દુઃખ કોને મન કશું, તરત આવીને ગામ જ વસ્યું;
ત્રેસઠ જે પોતાના જંન, મનવાંછિત પામ્યા ભોજંન. ૨૭૧
રાયે જાણ્યા વિક્રમ રાય, તત્ક્ષણ જઈને પડિયા પાય;
સુજને ઓશીંગણ કીજીએ, એ કન્યા રાયજી લીજીએ. ૨૭૨
તે કન્યાને પ્રીતે વરી, કુંકણમાં તે આવ્યા ફરી;
પ્રકાશ થયું પોતાનું નામ, મળવા આવ્યું બાધું ગામ. ૨૭૩
કુંકણ રાયે વિનતિ કરી, પરણાવી પોતે દીકરી;
પુરોહિતને ઘેર કન્યા એક, ગુરુને પરણાવી વિવેક. ૨૭૪
વિદ્યાર્થીને ઘેર મોકલ્યા, રાય ઉજેણ આવ્યા એકલા;
ત્રેસઠનાં ત્યાં ટાળ્યાં દુઃખ, ભાંગી જન્મ જન્મની ભૂખ. ૨૭૫
બેય દંડ બે કન્યા રૂપ, લઈ આવ્યો ઉજ્જેણીભૂપ;
ચતુરાં લાવ્યા ચતુરસુજાણ, હરખે ગડગડિયાં નિશાન;
મેહેલે ઉતર્યાં તે નર નાર, સુંદર શોભા તેણે ઠાર. ૨૭૬

### દોહરા

જઈ દમની ચરણે નમ્યો, પોતે વિક્રમ રાય;
દંડ જિત્યા દેખાડિયા, મહેલ્યા જઈને પાય. ૨૭૭

## (૩) રતનમંજરી પાસેથી અભયદંડની પ્રાપ્તિની વાર્તા

ધન્ય અજિત ધરણીપતી, ત્રંબાવટીએ જાઓ;
જો જો ચર્ચા મહોલની, મહિસાગરમાં નહાઓ. ૨૭૮
કરે રાજ ત્રંબાવટી, ત્રંબક તેનું નામ;
ત્રંબકસેન તો બહુ થયા, પણ એ સાચું નામ. ૨૭૯

ચેતવ્યા વણ તો નવ મારિયે, ક્ષત્રી ધર્મ તે કયમ હારિયે;
પૂછે રાય, કોણ કરે જોર ? દૂત જાર કે સ્ત્રીનો ચોર ? ૩૧૦
ત્યારે દૂતને ચઢી છે રીશ, ગાળો દીધી ત્યાં દશ વીશ;
મારયું ખડગ લીધા છે પ્રાણ, પડ્યો વાટમાં તેહ અજાણ. ૩૧૧
પછે દૂતનું લીધું રૂપ, સ્ત્રી પાસે આવ્યો છે ભૂપ.
જો ગમે તો આવો તમો, ચાલો ખોટી થાઉં છું અમો. ૩૧૨
ઉઠી નાર તે આગળ થઈ, ઉંટ ઉપર બેઠી તે જઈ;
બીક ન આણી કોની ચંત, ખેડી સાંઢણી લીધો પંથ. ૩૧૩
પૂર્વ દિશા હાંકયો જેટલે, નારી તે બોલી તેટલે;
આપણે જવું પશ્ચિમ દેશ, કેમ કરો પૂર્વમાં પ્રવેશ ? ૩૧૪
મારે શું પશ્ચિમનું કામ, તેડી જાઉં પૂરવ મારે ગામ;
વાંકું વચન તે સાથે કરયું, રૂપ પોતાનું પ્રગટ જ કરયું. ૩૧૫
દંડ અને પેટી તો ગઈ, તે નારી તો નરવશ થઈ;
પેટી દંડનું ભાંગ્યું જોર, થઈ ગઈ નારી ત્યાં તો ચોર. ૩૧૬
શું નામ તહારું ક્યાં રહે, ક્યાં લઈ જાઓ મુજને કહે ?
મારું તો જૂગારી નામ, વસવું મારે માળવ ગામ;
કરું કામ અણચિંતવ્યાં ઘોર, સ્ત્રીમાણસનો હું છું ચોર. ૩૧૭

## દોહરા

નિઃશ્વાસ મૂકયો નારીએ, દૈવ ન પહોંતી આશ;
મનનો માન્યો મૂકીઓ, પડ્યાં જુગારી પાસ. ૩૧૮
જુગારી હાથે સાંકળ, મર્કટ કંઠે હાર;
ઘેલી સ્ત્રી શિર બેડલું, રહે કેટલી વાર ? ૩૧૯
ભંગી વ્યસની આળસૂ, લંપટ જુગારી આપ;
એવો કંથ જે કામિની, તેનાં પૂરણ પાપ. ૩૨૦
નમેરો નિદ્રાળુઓ, દીન દયાહિન રોગ;
એવો કંથ જે કામિની, તે કામિનીના ભોગ. ૩૨૧
કાગળ પોપટ લાવિયો, મુજ સહિયરનો મર્મ;
તે વિક્રમને નવ વરી, ત્યાં ફૂટયું મુજ કર્મ. ૩૨૨
પરદુઃખભંજન સુખકરણ, અજિત અભેદી આપ;
એવો પુરુષ મેં પરભવ્યો, ભોગવું તેનાં પાપ. ૩૨૩

વાત કોયશું થાય નહિ, બહાર નવ જવાય;
રુડું ભૂંડું જણાય નહિ, રહિ કાળાગૃહમાંય. ૨૯૫
વચને બાંધી હું રહી, જોડીને બે હાથ;
આપણું રહિયે એકઠાં, વાત કરું તમ સાથ. ૨૯૬
તમ ભણી રાજા મોકલ્યા, આવ્યા છે તુજ પાસ;
તેને તો વરજો તમો, પહોંચે મનની આસ. ૨૯૭
લખનાર નાર પોતાતણી, અચરત મોટું એહ;
પોપટ ઘર પોતાતણો, મહિપત મન સંદેહ. ૨૯૮

ચોપાઈ

રતનમંજરિયે વાંચ્યો પત્ર, રાય વિક્રમે વાંચ્યો તત્ર;
તેનો ઉત્તર લખિયો એટ, બાંધ્યો તે પોપટની કોટ. ૨૯૯
ત્યાં જઇને તો કેજે નાય, રતનમંજરી વરે કોઈ રાય;
સુણી શુક ચાલ્યો જેટલે, કાગળ ફાડી નાંખ્યો તેટલે. ૩૦૦
ઘેલી રાંડ ઘાંચણ દીકરી, તારું પાપ જે એને વરી;
મારું રતનમંજરી નામ, નવ રહું વિક્રમ ગુલામ. ૩૦૧
એવા કંઈ આવે કંઈ જાય, વિક્રમ તો તુજને ગંધાય;
હશી પડી તે સૈયર સાથ, જો આવે વિક્રમ મુજ હાથ. ૩૦૨
મહિપત બાંધું મારે ઘેર, કોઈ ન જાણે તેવી પેર;
દાસીને હેઠી મોકલી, ઉપર રહી રાણી એકલી. ૩૦૩
આવ્યો'તો જે પેલો દૂત, તેઓ ઘરમાં ભંગડભૂત;
કહો તમે કયાંથી આવિયા, સમાચાર શા શા લાવિયા ? ૩૦૪
ઘણું સંભારે વિરભ્રમ રાય, ઘડી ઘડી વડસાસો થાય;
તમને નરપત તેડે આજ, સર્યાં સર્વ આપણનાં કાજ. ૩૦૫
શાને વાર લગાડો વડી ? થાઓ શીઘ્ર ઉઠો આ ઘડી;
લીધા ઘરમાંથી શણગાર, બીજો માલ તો અપરમપાર. ૩૦૬
રત્ન પેટી લીધો અભેદંડ, આપ્યાં દૂતને તે પરચંડ;
જાઓ મૂકો ઊંટ ઉપર જઈ, પછી આપણુ બે જઇએ વહી. ૩૦૭
સાંઢણી ઉપર તે તો ધરચું, પછે વિક્રમે મન વિચારચું;
દંડ પ્રતાપે નાશી જશે, હાથ ન રહી તો શી ગત થશે ? ૩૦૮
દંડ પેટી ઉંટપર મૂકયો, મૂરખ મન તે તો ચૂકિયો;
વૈતાળ ગયો તે વસ્તુ જ હરી, બેઠા રાય ધીરજ મન ધરી. ૩૦૯

## ચોપાઈ

સાબાશ શ્યામા ડાહ્યાં તમો, જોયા વિક્રમ તે તો અમો;
નગર ચર્ચા જોવા આવિયો પોપટ કાગળ ત્યાં લાવિયો. ૩૩૭
તે પૂંઠેથી મેં વાંચિયો, પેટી દંડ મેં તો સાંચિયો;
દૂત હતો તે મેં મારિયો, ચેતાવ્યો જુદ્ધે હારિયો. ૩૩૮
તમને બેસાડી સાંઢે કરી, લાવ્યો પંથે તમને હું હરી;
મારા સમ તમને હોય મંન, ત્યાં પહોંચાડું આણે દંન. ૩૩૯
વચન સાંભળ્યું વિક્રમતણું, હરખી નાર તે મનમાં ઘણું:
ગાંધર્વવિવાહ હેતે કરી, રતનમંજરી વિક્રમશું વરી. ૩૪૦
ચાલ્યાં આવે છે તે વાટ, મટ્યા મંનતણા ઉચ્ચાટ;
એહ વાત અહિંયાંથી રહી, પેલા પોપટની શી ગત થઈ. ૩૪૧

## દોહરા

કાગળ રતનમંજરીતણો, લેઇને ચાલ્યો પંથ;
તેણે વિચાર્યું આવતાં, થઈ વિમાસણ ચંત. ૩૪૨
દીઠું રતનપુર વાટમાં, જુગતે જોતો જાઉં;
મળે જો મારો બંધવો, સહેજે સુખિયો થાઉં. ૩૪૩
મળવાને પરદેશડે, બાંધવકેરે કાજ;
તે રહે છે આ ગામમાં, ભાંગું મારી દાઝ. ૩૪૪
એમ કહિ વળિયો ગામમાં, મળવા મિત્ર જ પેર;
બાંધ્યો રહે તે પાંજરે, નીલી ગુણીકા ઘેર. ૩૪૫
બાંધ્યું પાંજરું બારણે, ગંગારામ છે નામ;
ત્યાં દામોદર આવિયો, બંધવકેરે ઠામ. ૩૪૬
દૃષ્ટે દૃષ્ટ મળ્યા બેહુ, પહોંત્યાં મનનાં કોડ;
ગુંજ કરવા માંડી ત્યહાં, બાંધવ જુગતે જોડ. ૩૪૭
કહો બાંધવ કયમ આવિયો ? ગયા હતા કુણ દેશ ?
સુખ દુઃખ કહો તમતણું, કાં વેઠો પરદેશ ? ૩૪૮
ઉજેણીપત રાજીઓ, પવિત્ર મનશું પેર;
પરણ્યો ધાંચણ દીકરી, હું છું તેને ઘેર. ૩૪૯
કાગળ લઇને નીસર્યો, ગયો ત્રંબાવટી ગામ;
તે રાજાની બેટડી, રતનમંજરી નામ. ૩૫૦

નવ ખંડ જેની નામના, પવિત્ર જેનો દેહ;
તેવો પુરુષ મેં પરભળ્યો, તેનું ફળ આ તેહ. ૩૨૪
સુરજ દેવ સાક્ષી તમો, નિર્મળ તારું નામ;
મેળો કરજો મહીપતિ, કરો કામિનીનું કામ. ૩૨૫
અલ્યા શાપ દેઉં છું તને, હું અબળા સ્ત્રી જાત;
કયમ લાવ્યો મને છેતરી, કીધી મોટી ઘાત? ૩૨૬

## ચોપાઈ

ત્યારે તે બોલ્યો રાજંન, તારું કોના ઉપર મંન?
ત્યાં પહોંચાડી મૂકું તને, શાને રીશ કરે છે મને?
તારા મનમાં જે હોય આંપ, સત્ય ન કહે તો તુજને પાપ. ૩૨૭

## દોહરા

ત્યારે નારી બોલિ સહિ, વિક્રમ ઉજેણુ ભૂપ;
સકળ કળા ગુણ જાણ છે, શીળવંત સ્વરૂપ. ૩૨૮
રાજ રાજેશ્વર છે ગુણી, હરસત માત હજૂર;
તેને મળવા મન ઘણું, જે નારાયણ નૂર. ૩૨૯
વચન પાળ તું તહારું, મેળવ વિક્રમ રાય:
સરે અર્થ તવ માહરો, હૈડું શિતળ થાય. ૩૩૦
ત્યારે જુગારી બોલિયો, કંઈ વિક્રમ એંધાણ?
તેને તું કયમ ઓળખે, બોલ ચતુર સુજાણ? ૩૩૧
પગે પદ્મ છે તેહને, ઢીંચણ સૂધી હાથ;
જમણે હાથે ચક્ર છે, તે પૃથ્વીનો નાથ. ૩૩૨
કમળપત્રશાં નેત્ર છે, અરુણવત છે તેજ;
ચંદ્રવદન ચંચળ મતિ, નારાયણશું હેજ. ૩૩૩
છોડ્યો મણિ ગાંઠે થકી, આપ્યો સ્ત્રીને હાથ;
જાણે દિનકર ઉગીઓ, દીઠો તે નરનાથ. ૩૩૪
પાગે લાગી પદ્મિની, શું છે તમારું નામ?
વીશ વશા વિક્રમ તમો, તેજપુંજ મહા કામ. ૩૩૫
કર જોડીને ઉભી રહી, નમીને લાગી પાય;
મહારાજ મેં તમને ઓળખ્યા, તમો તે વિક્રમરાય. ૩૩૬

## દોહરા

ત્યારેં ગુણિકા ઉચરી, સજો રુડા શણગાર;
જેવા મન તારે ગમે, ભોગવી લે ભરથાર. ૩૬૬
ગુણિકા જાત છે આપણી, મોટા જનશું પ્રીત;
નિત્ય દિવાળી આપણે, નવલા રંગ નિતનિત. ૩૬૭
પલંગ પાન ને હારડા, શુભ સકોમળ સેજ;
નર રુડા નિત્યે નવા, ભોગવ આણી હેજ. ૩૬૮
રાજાને તો સ્ત્રી ઘણી, સંભવે નહિ સંભોગ;
વારો ન આવે વરસમાં, ત્યાં તો પૂરા ભોગ. ૩૬૯
નીચ વાત નારે સુણી, અંગે ઉઠી ઝાળ;
કે મારું કે હું મરું, આણું મારો કાળ. ૩૭૦
પરવશ પડી તે શું કરે, ધારણ રાખી મંન;
મોટાં મંદિર માળિયાં, ભામિની રહી ભૂવંન. ૩૭૧
સોદો લીધો વિક્રમે, આવ્યો તેવો આપ;
વનિતા ન દીઠી વાટમાં, તનમાં પ્રગટ્યો તાપ. ૩૭૨
વળ્યો ગામમાં વીર તે, દંડ પોતાને હાથ;
ગલીકુંચીએ ખોળતો, વિચાર કરે મન સાથ. ૩૭૩
એમ કરતાં નિશા થઈ, દુઃખ પામી તે નાર;
તે નાઠી ઘરમાં થકી, બૂમ મારતી બહાર. ૩૭૪
મળી બહાર બહુ મેદની, માનવ જોતાં વાટ;
તે નગરના નરપતિયે, જાણી સગળી વાત. ૩૭૫
કહે બાઇ તું ક્યાં રહે, શું દુઃખ નિશ્ચે દેહ?
વિજોગ પડ્યો પરણ્યાતણો, સાચું માનો એહ. ૩૭૬
કાષ્ઠ ભક્ષિને હું મરું, એટલું મારે કામ;
બીજા શું બોલું નહીં, કોય ન લેશો નામ. ૩૭૭
કાષ્ઠ ભરાવ્યાં શકટ ભરી, ચાલી સરિતા તીર;
એટલે જોવા ત્યાં ગયો, પોતે વિક્રમ વીર. ૩૭૮

## ચોપાઈ

પોતાનો પતિ દીઠો દૃષ્ટ, ગયું મન થકી સઘળું કષ્ટ;
દીઠી પ્રીત બે જણની ઘણી, પૂછ્યું ગામકેરે તે ધણી. ૩૭૯

મહારાજ વિક્રમ આવિયા, ચર્ચા જોવા કાજ;
કરે રાજ શ્રી રામનું, મોટા જે મહારાજ, ૩૫૧
રતનમંજરી પરણશે, મારા કાગળ માટ;
વહાણું વાતે આવશે, આજ ગામની વાટ. ૩૫૨
શુભ અસ્વારી સાંઢ તે, રતન પેટી પરચંડ;
કન્યા છે તે પદ્મિની; પાસે અમેજિત દંડ. ૩૫૩
તે પહેલાં હું નિસર્યો, ખાઉં વધાઇ વરત;
તે દમની મને આપશે, હાર અમુલક તરત. ૩૫૪
સુખશાતા છે અતિ ઘણી, આનંદ અદકા ચંત;
મળ્યા ભેટ્યા શીખ દ્યો, જાઉં મારે પંથ. ૩૫૫

ચોપાઈ

વારુ કહી તે થયો વિદાય, એક એકની કહી કથાય;
પેલે પોપટે વચન જ કહ્યું, તે ગુણિકાએ સર્વે લહ્યું. ૩૫૬
સુણ્યું વચન એ મારું ભાગ્ય, એવો હું પામું ક્યાં લાગ!
પ્રપંચ કરું હવે રુડી પેર, પેટી પદ્મિની આણું ઘેર. ૩૫૭
એવો મનમાં ઘડિયો ઘાટ, જઈ બેઠી રોકીને વાટ;
પ્રાતઃકાળ થયો જેટલે, આવી સાંઢ નિકટ તેટલે. ૩૫૮
હેઠાં ઉતર્યાં નર ને નાર, તેણે મનમાં કર્યો વિચાર;
ભક્ષ ભોજન અહિંથી લીજીએ, પછે પંથ આપણ કીજીએ. ૩૫૯
ગયા રાય તો ગામજ માંહ, નાર સાંઢ રહી રણમાંય;
એટલે આવી ગુણિકા પાસ, મળી ભેટીને દીધી આશ. ૩૬૦
મુજને તુજશું અદકું હેત, તું તો મારી સગી ભાણેજ;
તું સગી ભગિનીની દીકરી, વારું થઈ વિક્રમશું વરી. ૩૬૧
વિક્રમ ઉતર્યા મારે ઘેર, તેડવા મોકલી તમને ઘેર;
તેનું કપટ તો નવ જાણિયું, જ્ઞાન હ્રુદેમાં નવ આણિયું. ૩૬૨
મળ્યાં વળગ્યાં બાંહે હાથ, ગઈ નારી તે ગુણિકા સાથ;
રતન પેટી ને સાંઢ જ લીધ, કારજ ગુણિકાનું તો સીધ. ૩૬૩
રતનમંજરી ગઈ ઘરમાંહ, ચર્ચા ભુંડી દીઠી ત્યાંહ;
ક્યાં ગયો મારો ભરથાર, જે મારો હઇડાનો હાર. ૩૬૪
તે નર પાખે દેહ ન ધરું, કરડી જીભને હવડાં મરું;
તારા કુળમાં શો વહેવાર, મુજને કયમ લાવી આ ઠાર? ૩૬૫

## દોહરા

ત્યારે ગુણિકા ઉચરી, સજો રુડા શણગાર;
જેવા મન તારે ગમે, ભોગવી લે ભરથાર. ૩૬૬
ગુણિકા જાત છે આપણી, મોટા જનશું પ્રીત;
નિત્ય દિવાળી આપણે, નવલા રંગ નિતનિત. ૩૬૭
પલંગ પાન ને હારડા, શુભ સકોમળ સેજ;
નર રુડા નિત્યે નવા, ભોગવ આણી હેજ. ૩૬૮
રાજાને તો સ્ત્રી ઘણી, સંભવે નહિ સંભોગ;
વારો ન આવે વરસમાં, ત્યાં તો પૂરા ભોગ. ૩૬૯
નીચ વાત નારે સુણી, અંગે ઉઠી ઝાળ;
કે મારું કે હું મરું, આણું મારો કાળ. ૩૭૦
પરવશ પડી તે શું કરે, ધારણ રાખી મંન;
મોટાં મંદિર માળિયાં, ભામિની રહી ભૂવંન. ૩૭૧
સોદો લીધો વિક્રમે, આવ્યો તેવો આપ;
વનિતા ન દીઠી વાટમાં, તનમાં પ્રગટ્યો તાપ. ૩૭૨
વળ્યો ગામમાં વીર તે, દંડ પોતાને હાથ;
ગલીકુંચીએ ખોળતો, વિચાર કરે મન સાથ. ૩૭૩
એમ કરતાં નિશા થઈ, દુઃખ પામી તે નાર;
તે નાઠી ઘરમાં થકી, બૂમ મારતી બહાર. ૩૭૪
મળી બહાર બહુ મેદની, માનવ જોતાં વાટ;
તે નગરના નરપતિયે, જાણી સગળી વાત. ૩૭૫
કહે બાઇ તું કયાં રહે, શું દુઃખ નિશ્ચે દેહ?
વિજોગ પડ્યો પરણ્યાતણો, સાચું માનો એહ. ૩૭૬
કાષ્ઠ ભક્ષિને હું મરું, એટલું મારે કામ;
બીજા શું બોલું નહીં, કોય ન લેશો નામ. ૩૭૭
કાષ્ઠ ભરાવ્યાં શકટ ભરી, ચાલી સરિતા તીર;
એટલે જોવા ત્યાં ગયો, પોતે વિક્રમ વીર. ૩૭૮

## ચોપાઈ

પોતાનો પતિ દીઠો દ્દષ્ટ, ગયું મન થકી સઘળું કષ્ટ;
દીઠી પ્રીત બે જણની ઘણી, પૂછ્યું ગામકેરે તે ધણી. ૩૭૯

મહારાજ વિક્રમ આવિયા, ચર્ચા જોવા કાજ;
કરે રાજ શ્રી રામનું, મોટા જે મહારાજ, ૩૫૧
રતનમંજરી પરણશે, મારા કાગળ માટ;
વહાણું વાતે આવશે, આજ ગામની વાટ. ૩૫૨
શુભ અસ્વારી સાંઢ તે, રતન પેટી પરચંડ;
કન્યા છે તે પદ્મિની; પાસે અમેજિત દંડ. ૩૫૩
તે પહેલાં હું નિસર્યો, ખાઉં વધાઇ વરત;
તે દમની મને આપશે, હાર અમુલક તરત. ૩૫૪
સુખશાતા છે અતિ ઘણી, આનંદ અદકો ચંત;
મળ્યા ભેટ્યા શીખ દ્યો, જાઉં મારે પંથ. ૩૫૫

## ચોપાઈ

વારુ કહી તે થયો વિદાય, એક એકની કહી કથાય;
પેલે પોપટે વચન જ કહ્યું, તે ગુણિકાએ સર્વે લહ્યું. ૩૫૬
સુણ્યું વચન એ મારું ભાગ્ય, એવો હું પામું કયાં લાગ!
પ્રપંચ કરું હવે રુડી પેર, પેટી પદ્મિની આણું ઘેર. ૩૫૭
એવો મનમાં ઘડિયો ઘાટ, જઈ બેઠી રોકીને વાટ;
પ્રાતઃકાળ થયો જેટલે, આવી સાંઢ નિકટ તેટલે. ૩૫૮
હેઠાં ઉતર્યાં નર ને નાર, તેણે મનમાં કર્યો વિચાર;
ભક્ષ ભોજન અહિંથી લીજીએ, પછે પંથ આપણ કીજીએ. ૩૫૯
ગયા રાય તો ગામજ માંહ, નાર સાંઢ રહી રણમાંય;
એટલે આવી ગુણિકા પાસ, મળી ભેટીને દીધી આશ. ૩૬૦
મુજને તુજશું અદકું હેત, તું તો મારી સગી ભાણેજ;
તું સગી ભગિનીની દીકરી, વારું થઈ વિક્રમશું વરી. ૩૬૧
વિક્રમ ઉતર્યા મારે ઘેર, તેડવા મોકલી તમને ઘેર;
તેનું કપટ તો નવ જાણિયું, જ્ઞાન હૃદેમાં નવ આણિયું. ૩૬૨
મળ્યાં વળગ્યાં બાંહે હાથ, ગઈ નારી તે ગુણિકા સાથ;
રતન પેટી ને સાંઢ જ લીધ, કારજ ગુણિકાનું તો સીધ. ૩૬૩
રતનમંજરી ગઈ ઘરમાંહ, ચર્ચો ભુંડી દીઠી ત્યાંહ;
કયાં ગયો મારો ભરથાર, જે મારો હઇડાનો હાર. ૩૬૪
તે નર પાખે દેહ ન ધરું, કરડી જીભને હવડાં મરું;
તારા કુળમાં શો વહેવાર, મુજને કયમ લાવી આ ઠાર? ૩૬૫

## દોહરા

ત્યારે ગુણિકા ઉચરી, સજો રુડા શણગાર;
જેવા મન તારે ગમે, ભોગવી લે ભરથાર. ૩૬૬
ગુણિકા જાત છે આપણી, મોટા જનશું પ્રીત;
નિત્ય દિવાળી આપણે, નવલા રંગ નિતનિત. ૩૬૭
પલંગ પાન ને હારડા, શુભ સકોમળ સેજ;
નર રુડા નિત્યે નવા, ભોગવ આણી હેજ. ૩૬૮
રાજાને તો સ્ત્રી ઘણી, સંભવે નહિ સંભોગ;
વારો ન આવે વરસમાં, ત્યાં તો પૂરા ભોગ. ૩૬૯
નીચ વાત નારે સુણી, અંગે ઉઠી ઝાળ;
કે મારું કે હું મરું, આણું મારો કાળ. ૩૭૦
પરવશ પડી તે શું કરે, ધારણ રાખી મંન;
મોટા મંદિર માળિયાં, ભામિની રહી ભૂવંન. ૩૭૧
સોદો લીધો વિક્રમે, આવ્યો તેવો આપ;
વનિતા ન દીઠી વાટમાં, તનમાં પ્રગટ્યો તાપ. ૩૭૨
વળ્યો ગામમાં વીર તે, દંડ પોતાને હાથ;
ગલીકુંચીએ ખોળતો, વિચાર કરે મન સાથ. ૩૭૩
એમ કરતાં નિશા થઈ, દુઃખ પામી તે નાર;
તે નાઠી ઘરમાં થકી, બૂમ મારતી બહાર. ૩૭૪
મળી બહાર બહુ મેદની, માનવ જોતાં વાટ;
તે નગરના નરપતિયે, જાણી સગળી વાત. ૩૭૫
કહે બાઇ તું કયાં રહે, શું દુઃખ નિશ્ચે દેહ?
વિજોગ પડ્યો પરણ્યાતણો, સાચું માનો એહ. ૩૭૬
કાષ્ઠ ભક્ષિને હું મરું, એટલું મારે કામ;
બીજા શું બોલું નહીં, કોય ન લેશો નામ. ૩૭૭
કાષ્ઠ ભરાવ્યાં શકટ ભરી, ચાલી સરિતા તીર;
એટલે જોવા ત્યાં ગયો, પોતે વિક્રમ વીર. ૩૭૮

## ચોપાઈ

પોતાનો પતિ દીઠો દષ્ટ, ગયું મન થકી સઘળું કષ્ટ;
દીઠી પ્રીત બે જણની ઘણી, પૂછ્યું ગામકેરે તે ધણી. ૩૭૯

કયાંથી આવ્યા કુણ જ ગામ, પ્રકાશ કરો પોતાનું નામ ?
દેવરૂપ દેવાંશી દેહ, અધિક પૃથ્વીપતિ પોતે તેહ. ૩૮૦
કહ્યો સર્વ માંડીને વર્ત, ઓળખ્યો વિક્રમ રાજા તર્ત;
ઘેર તેઓ બહુ વાધ્યો રંગ, આળસુ ઘેર પધાર્યાં ગંગ. ૩૮૧
કહી પ્રતિજ્ઞા સાચી વાત, ઓળખિયો ઉજેણીપતિ તરત;
તેઓ ઘેર દેઈ બહુ માન, મૂકયાં પાન મેવા પકવાન. ૩૮૨
કંગાલને કરુણા કીજિએ, કાંઈ હુકુમ મુજને દીજિએ;
તારા નગરમાં નીલી નાર, તેને તેડાવો આ ઠાર. ૩૮૩
અણાવી સાંઢ પેટી ને ગર્થ, ઘેર બોલાવી સાર્યો અર્થ;
શીશ મુંડી ખર વાહન કરી, બધા નગરમાંહે ફેરવી. ૩૮૪
ઠરી રહ્યો ત્યાં વીર સુજાણ, ત્રંબાવટીએ થયું છે જાણ;
કોએક ચોર પેદા થયો, રતનમંજરી ચોરી ગયો. ૩૮૫
પગલે પગલે કટક જ ચઢયું, પગલું રતનપુર માંહે પડ્યું;
લાગી રાઢ આણીને ક્રોધ, માંહોમાંહે વળગ્યા જોધ. ૩૮૬
વઢતાં દિન વીત્યા છે ચાર, રતનરાયે કર્યો વિચાર;
આપણા ઉપર ત્રંબક વઢે, શે વાંકે સેના એ ચઢે? ૩૮૭
ગયા ભાટ નિવારણ કાજ, વઢો કુણ દિવસની દાઝ ?
તારા નગરમાં મારા ચોર, તેણે કામ કર્યું છે ઘોર. ૩૮૮
રતન પેટી ને રતનમંજરી, તે તો ચોર લાવ્યો છેતરી;
તેને કહાડી આપો મને, તો તો જીવતો મૂકું તને. ૩૮૯

દોહરા

રાજા શું જાણો નહીં? મંન વિચારો જાણ;
રતનમંજરી લાવિયો, વિક્રમ વીર સુજાણ. ૩૯૦
સુણતે આનંદ ઉપન્યો, શીતળ થઈ સૌ કાય;
પ્રદક્ષિણા દેઇને નમ્યો, વિક્રમ કેરે પાય. ૩૯૧
ધન હું, ધન એ દીકરી, ધન મારો અવતાર;
હેતે આવો નગરમાં, શોભે સહુ સંસાર. ૩૯૨
રતનપુરનો રાજિયો, બોલ્યો રતનરાય;
વરો બેટિ એક માહરી, સકળ મનોરથ થાય. ૩૯૩

### ચોપાઈ

એક પરણી તેની કન્યાય, પાછા ત્રંબાવટીએ જાય;
રીત ભાત તે પૂરણ કરી, બીજી વાર તે કન્યા વરી. ૩૯૪
હરખે વાગ્યાં ઢોલ નિશાન, આવ્યો વિક્રમ વીર સુજાણ;
કન્યા પેટી દંડ રતન, લાવ્યો ઘેરે કરી જતંન. ૩૯૫
સ્ત્રીઓ ઉતારી મહોલા પાશ, દેવદમનીને દીધી આશ;
વચન તમારું મસ્તક ધરું, હવે હુકમ દો તેવું કરું;
આણ્યા ત્રણ દંડ તે દીશ, કહો તે વાત ચહડાવું શીશ. ૩૯૬

## (૪ બ્રાહ્મણની પુત્રી પાસેથી વિષધર દંડની પ્રાપ્તિની વાર્તા)

### દોહરા

કહે સાસુ કહું તે કરો, આપ નગર ભૂપાળ;
વીર ભટ નામે વિપ્ર છે, તેડીને ધન આલ. ૩૯૭
બાળક પુત્રી તેહની, તેનું સરસ સ્વરૂપ;
ચર્ચા જો જો તેહની, ભોળા ન થશો ભૂપ. ૩૯૮

### ચોપાઈ

પ્રાતઃકાળ થયો જેટલે, વીર ભટ તેડ્યો તેટલે;
માન દીધું રીઝીને રાય, કુમકુમ ચંદન પૂજી પાય. ૩૯૯
રત્નથાળ તે આગળ કરી, હેતે હેમની મોરો ધરી;
મહારાજ હેતે લીજિએ, પતિતને પાવન કીજિએ. ૪૦૦
લાગ્યું બ્રાહ્મણને અદકું દુઃખ, રાજા ઉપર મરજું મૂખ;
ભાઈ મારે શો એનો અર્થ ? રાજદ્વારમાં જોઇએ ગર્થ. ૪૦૧
માંસ રુધિરનો ભુંડો આહાર, રાજપ્રતિગ્રહ ભારે ભાર;
દશ ખાટકી કરે જેટલું, એક ચક્રીને ઘેર તેટલું. ૪૦૨
દશ ચક્રી કરે જે આપ, તેટલું એક ગુણિકાનું પાપ;
દશ ગુણિકાતણું અઘ જેહ, એક નરપતિને ઘેર તેહ. ૪૦૩
નિંદા કરીને નાશી ગયો, કોડી એક લેવા નવ રહ્યો;
એમ કરતાં પડી જવ રાત, રાયે વિચાર્યું હદિયા સાથ. ૪૦૪
જોઉં ચર્ચા એના ઘરતણી, સમૃદ્ધિ છે એને ઘેર ઘણી;
વાળ્યો કાછડો ફેંટો કશી, ચાલ્યો તે બ્રાહ્મણ ઘર ધશી. ૪૦૫

કોઇને વાત ન કહી તે રાય, છાના વીર ધીર બે જાય;
અદૃષ્ટવિદ્યા મનમાં ધરી, ઘર ચર્ચા જૂએ તે ફરી. ૪૦૬
ઘટિકા બેય નિશા વિસ્તરી, બ્રાહ્મણની પુત્રી નીસરી;
સકલ કળા ગુણ જોબન સાર, લક્ષણ બુદ્ધિવંત છે બાળ. ૪૦૭
તેની પાસે દંડ જ એક, તેની શોભા વિવિધ વિશેક;
નિકળી ઘર મેલી બારણે, રાય નિકળ્યો જોવા કારણે. ૪૦૮
ચૌટે જઇને ઊભી રહી, પ્રધાનપુત્રી તે સ્થાનક ગઈ;
ત્રીજી તનયા વણિકજવણી, તે સહુની શોભા છે ઘણી. ૪૦૯
ચોથી છે ક્ષત્રીની નાર, મળ્યાં એકઠાં ટોળે ચાર;
મળી સહૂ વિચાર જ કરે, અરાંપરાં ચૌટામાં ફરે. ૪૧૦
લીધાં પાન ફોફળ ને હાર, લીધા મેવા અપરમપાર;
લીધી સામગ્રી પરણ્યાતણી, લીધો ચૂડો ચુંદડી ઘણી. ૪૧૧
વસ્ત્રતણો લીધો અંબાર, થયો મણ ઝાઝેરા ભાર;
આપ માથે કોઈ નવ ધરે, તું લે તું લે, એમ સૌ કરે. ૪૧૨
લાવો મજુરને આણે દીશ, આપે લઈ ઉપાડે શીશ;
એક આધી તેડવાને ગઈ, ઊભો રાય મજૂર જ થઈ. ૪૧૩
ભાર ઉપાડવાનું છે મન, પેટ ભરી જમાડો અંન;
ઉપાડ ગાંસડી તું અમતણી, આપશું અંન સામગ્રી ઘણી. ૪૧૪
કંગાળ સરખું દીઠું રૂપ, નવ ઓળખાણો ભારે ભૂપ;
પોતાના મદમાં ચાલી જાય, ન ગણે કોને લેખામાંય. ૪૧૫
અલ્યા તું રહે છે કુણ ગામ, તારું શું કહે છે સહુ નામ?
માટકો મજુર જ નામ માહરું, કામ કરું નિત્યે તાહરું. ૪૧૬
બાલ્યો બોલ ગરીબ કંગાળ, હસે સહુ લાગે છે વહાલ;
રાજાને શિર મેલ્યો ભાર, નિકળ્યાં નગરથકી તે બહાર. ૪૧૭
વહેળા પર્વત નદી ને પહાડ, જે દેખીને ધ્રુજે હાડ;
વિષધર દંડ જે હાથે લીએ, તે કોઇથી નવ બીએ. ૪૧૮
ચાલે ચારે ચતુરસુજાણ, જ્યાં હતું ગાંમ્રનું મસાણ;
જ્યાં હરસત તણો પરસાદ, તેમાં ગયાં આણી આહ્લાદ. ૪૧૯
ભૂત પ્રેત ને વ્યંતર ઘણાં, ટોળાં જક્ષ કિન્નર તે તણાં;
અનેક જોગણી આકાશે ભમે, તે આવીને ચરણે નમે. ૪૨૦

જઈ હરસતની પૂજા કરી, નૈવેદ્યતણી તે થાળી ભરી;
સંતુષ્ટ કરીને અંબે માત, પછે તેહને પૂછી વાત. ૪૨૧
મળ્યાં એકઠાં આપે ચાર, કેયમ આવ્યાં છો આણે ઠાર ?
ત્યારે બોલી ચારે જણી, પરણે છે સઇયર અમતણી. ૪૨૨
પાતાળે વસે છે તેહ, કુંમકુમ વરણી તેની દેહ;
પરણવા આવી હશે ત્યાં જાન, અમને દેશે ઝાઝાં માન. ૪૨૩
કુંમકુમવતી પરણે જેહને, અમ ચારે પરણું તેહને;
અમને જાવા આપો માગ, આજે વર વરવાનો લાગ. ૪૨૪
દંડતણી ત્રણ રેખા કરો, સુખે તે સ્થાનક પરવરો;
માટકા તું બેસી રહે આંહ, અમો આવશું વહાણુંમાંહ. ૪૨૫
ત્યારે માટકો અદકું રોય, મુજને મારી નાંખે કોય;
હું તો નહિ જવા દેઉં તને, હતો ત્યાં મૂકી આવો મને. ૪૨૬
અનેક ચરિત્ર એવાં બહુ કહ્યાં, સજની ચારે મનમાં લહ્યાં;
એક કહે એને મા છેડ, સુખે આપણી સાથે તેડ. ૪૨૭
ખાશે પેટ ભરીને ધાન, કહીશું તે કરશે નિદાનઃ
તે સ્થાનક માર્યો એક દંડ, પડી ગુહા એક મહા પ્રચંડ;
પેઠાં સહુકો વળગી હાથ, તેઓ માટકો પોતા સાથ. ૪૨૮

દોહરા

નગર સમીપે જઈ રહ્યાં, દીઠું સરોવર નીર,
નહાવા કેરે કારણે, જઈ ઉભી તે તીર. ૪૨૯
દંડ વસ્ત્ર ને ગાંઠડી, બીજા શુભ શણગાર;
તે સોંપ્યું મજુરને, ક્ષણું ન લાગી વાર. ૪૩૦
થઈ નગ્ન નહાવા ગઈ, જળમાં ઝાકમઝોળ;
છાંટે નીર એક એકને, કરે આપ કલ્લોલ. ૪૩૧
સમર્યો વીર વૈતાળને, પ્રત્યક્ષ પ્રગટ હોય;
વસ્ત્ર દંડ હરી ગયો, પાર ન પ્રીછે કોય. ૪૩૨
વર આવ્યો ત્યાં પરણવા, તિલક કર્યું તું ભાલ;
તેને વીર હરી ગયો, જાનમાંથી તત્કાળ. ૪૩૩
જળમાં રહીને માગિયાં, માટકા લાવ શણગાર;
હાથ ખંખેરી ઊઠીઓ, બોલ્યો મુખ ઉચ્ચાર. ૪૩૪

આવ્યો એકજન પ્રીતે પાસ, કર જોડીને કીધું હાસ;
મારી પાસે ધનવંતો સાર, થયાં વરસ એક સો ને બાર;
વૃદ્ધ જરા જૂરણ આંધળો, ગાત્ર શિથિલ ને છે પાંગળો. ૪૬૧

દોહરા

ધન અલેખે તેહને, પેટ નથી કાંઈ તન;
સેવા કારણે ઇચ્છતો, પરણ્યા ઉપર મન. ૪૬૨
તેને કુણ દે દીકરી, કાણો વૃદ્ધ કરૂપ;
દીપક હાથે લેઇને, કોણ પડે જઈ કૂપ. ૪૬૩
(વળી) સોળ વરસની બેટડી, શ્યામ કુંવર છે નામ;
ભર જોબનમાં ભામિની, રહે ઉજ્જેણી ગામ. ૪૬૪
મહાસત્યવંતી સાધવી, સતીતણો અવતાર;
વ્રત કુંવારું આચરે, રૂપ તણો ભંડાર. ૪૬૫
મા બાપ પરણવા કહે, એહ ધરે નહિ મંન;
ધર સૂત્ર માંડું નહીં, જુવે નહીં નર જંન. ૪૬૬
વિશ્વ આવીને વિનવે, તોય ધરે નહિ કાન;
શું કરું હું છું જોબના, નહિતર જાઉં રાન. ૪૬૭
નરનું મુખ જોવું નહીં, નરશું ન કરું પ્રીત;
કુંવારી થઇને રહું, રાચૂં એણી રીત. ૪૬૮
પંડિતે એને બહુ પ્રીછવી, વિખાણ કરીને વેદ;
શાસ્ત્ર વચન તમને કહું, ખરી વાતે શો ખેદ? ૪૬૯
ધર્મ શાસ્ત્ર એવું કહે, કુંવારી શિર પાપ;
બાપણ માથે તેહને, સતી તણો છે શાપ. ૪૭૦
કુંવારી અબળા રહી, મૂકે પૃથ્વી પાય;
બ્રહ્મહત્યા એક ડગ ભરે, નિત્ય પોકારે ન્યાય. ૪૭૧
ભક્તિ કરે જે ભરથારની, નિત નિત ગંગાસ્નાન;
પ્રદક્ષિણા પૃથ્વી તણી, ડગે ડગે ગૌદાન. ૪૭૨
શાસ્ત્ર નારીએ સાંભળ્યું, સુખ કરશું સૌ તાજ;
તેહ વરી ધનવંતને, સેવા કરવા કાજ. ૪૭૩
ચરણ તળાંસે તેહનાં, પીરસે તે ભોજન;
ભક્તિ કરે ભલી ભાતશું, માનિની નિર્મળ મંન. ૪૭૪

અવિદ્યા એકે નહીં, સતી શિરોમણ નાર;
દર્શન કરવા કારણે, આવે લોક અપાર. ૪૭૫
આભૂષણ આ દેશમાં, દર્શન દિવ્ય સ્વરૂપ;
એક ધનવંત તો એહ છે, માન્યો ભારે ભૂપ. ૪૭૬
પોળને મોઢે પીંપળો, તેની રુડી છાંય;
ત્રીજું ઘર તો તે થકી, ધનવંત રહે છે ત્યાંય. ૪૭૭

ચોપાઈ

વારુ કહી તે રાજા હસ્યો, તેનો બોલ હ્રદયમાં વસ્યો;
શાને જોઉં હું બાધું ગામ? થાશે મારું એથી કામ. ૪૭૮
રાજા ઉઠી બેઠા થયા, સહુ સહુને ઠેકાણે ગયા;
પડી ઘોર નિશા જ્યાહરે, જોવા સજ્જ થયો ત્યાહરે. ૪૭૯
વાળ્યો કાછડો ઘાટડી ઘણી, ચાલ્યો વીર ધુરંધર ધણી;
સાંભળ્યુંતું ઘરનું એંધાણ, ત્યાં જઈ બેઠો ચતુરસુજાણ. ૪૮૦
બેઠો બારણે સ્થાનક ઠરી, વિપરીત વેશ પોતાનો ધરી;
અદૃષ્ટ વિદ્યા આપ હોય, નવ દેખે તે માનવી કોય. ૪૮૧
જેવી કહીતી તેવી સતી, ચર્ચા જૂએ પૃથ્વીપતી;
કરે ભરથારની આપે સેવ, જેવી દયાળુ દેવી દેવ. ૪૮૨
કંથ કેરા ચાંપે છે ચરણ, પછે આપ પોઢે છે ધરણ;
દીન બે ચારેક જોયું રાય, ચિત્તમાં લાવે છે ચર્ચાય. ૪૮૩
એક દિવસ જૂએ જેટલે, કૌતક એક થયું તેટલે;
મધ્યરાત ગઈ છે ઘનઘોર, એટલે એક ત્યાં આવ્યો ચોર. ૪૮૪
પાડી ખાતર પેઠો ઘરમાંહ, બળે દીપક જોત જ ત્યાંહ;
દીસે જાડો ને ફૂટડો, તેવો સ્ત્રીની દૃષ્ટે પડ્યો. ૪૮૫
રક્ત ફેંટો બાંધ્યો છે શીશ, સુંદર ઘાટડી ભીડી દીશ;
રુડો કાછ પહેર્યો છે પાય, બળવંત છે વળી તેની કાય. ૪૮૬
જ્યાં પોઢીતી ધરણે નાર, આવ્યો તસ્કર તેણે ઠાર;
તસ્કર તે નારીએ દીઠ, અમૃતથી લાગ્યો તે મીઠ. ૪૮૭
રામા રુદેમાં તે ઠામ, તતક્ષણ પ્રગટ્યો તેને કામ;
અગ્નિથકી ગળે જેમ ઘૃત, ગળી નાર તસ્કરથી તૃત. ૪૮૮
વિચાર તેના મનમાં થયો, જન્મારો એળે મૂજ ગયો;
ભોગવ્યો નહીં સંપૂરણ ભોગ, વાત કરી નવ સાધ્યો જોગ. ૪૮૯

આવ્યો એકજન પ્રીતે પાસ, કર જોડીને કીધું હાસ;
મારી પાસે ધનવંતો સાર, થયાં વરસ એક સો ને બાર;
વૃદ્ધ જરા જૂરણ આંધળો, ગાત્ર શિથિલ ને છે પાંગળો. ૪૬૧

## દોહરા

ધન અલેખ તેહને, પેટ નથી કાંઈ તન;
સેવા કારણે ઇચ્છતો, પરણ્યા ઉપર મન. ૪૬૨
તેને કુણ દે દીકરી, કાણો વૃદ્ધ કરૂપ;
દીપક હાથે લેઇને, કોણ પડે જઈ કૂપ. ૪૬૩
(વળી) સોળ વરસની બેટડી, શ્યામ કુંવર છે નામ;
ભર જોબનમાં ભામિની, રહે ઉજ્જેણી ગામ. ૪૬૪
મહાસત્યવંતી સાધવી, સતીતણો અવતાર;
વ્રત કુંવારું આચરે, રૂપ તણો ભંડાર. ૪૬૫
મા બાપ પરણવા કહે, એહ ધરે નહિ મંન;
ધર સૂત્ર માંડું નહીં, જુવે નહીં નર જંન. ૪૬૬
વિશ્વ આવીને વિનવે, તોય ધરે નહિ કાન;
શું કરું હું છું જોબના, નહિતર જાઉં રાન. ૪૬૭
નરનું મુખ જોવું નહીં, નરશું ન કરું પ્રીત;
કુંવારી થઇને રહું, રાચૂં એણી રીત. ૪૬૮
પંડિતે એને બહુ પ્રીછવી, વિખાણ કરીને વેદ;
શાસ્ત્ર વચન તમને કહું, ખરી વાતે શો ખેદ? ૪૬૯
ધર્મ શાસ્ત્ર એવું કહે, કુંવારી શિર પાપ;
બાપણ માથે તેહને, સતી તણો છે શાપ. ૪૭૦
કુંવારી અબળા રહી, મૂકે પૃથ્વી પાય;
બ્રહ્મહત્યા એક ડગ ભરે, નિત્ય પોકારે ન્યાય. ૪૭૧
ભક્તિ કરે જે ભરથારની, નિત નિત ગંગાસ્નાન;
પ્રદક્ષિણા પૃથ્વી તણી, ડગે ડગે ગૌદાન. ૪૭૨
શાસ્ત્ર નારીએ સાંભળ્યું, સુખ કરચું સૌ તાજ;
તેહ વરી ધનવંતને, સેવા કરવા કાજ. ૪૭૩
ચરણ તળાંસે તેહનાં, પીરસે તે ભોજન;
ભક્તિ કરે ભલી ભાતશું, માનિની નિર્મળ મંન. ૪૭૪

અવિદ્યા એકે નહીં, સતી શિરોમણ નાર;
દર્શન કરવા કારણે, આવે લોક અપાર. ૪૭૫
આભૂષણ આ દેશમાં, દર્શન દિવ્ય સ્વરૂપ;
એક ધનવંત તો એહ છે, માન્યો ભારે ભૂપ. ૪૭૬
પોળને મોઢે પીંપળો, તેની રુડી છાંય;
ત્રીજું ઘર તો તે થકી, ધનવંત રહે છે ત્યાંય. ૪૭૭

ચોપાઈ

વારુ કહી તે રાજા હસ્યો, તેનો બોલ હ્રદયમાં વસ્યો;
શાને જોઉં હું બાધું ગામ? થાશે મારું એથી કામ. ૪૭૮
રાજા ઉઠી બેઠા થયા, સહુ સહુને ઠેકાણે ગયા;
પડી ઘોર નિશા જ્યાહરે, જોવા સજ્જ થયો ત્યાહરે. ૪૭૯
વાળ્યો કાછડો ધાટડી ઘણી, ચાલ્યો વીર ધુરંધર ધણી;
સાંભળ્યુંતું ઘરનું એંધાણ, ત્યાં જઈ બેઠો ચતુરસુજાણ. ૪૮૦
બેઠો બારણે સ્થાનક ઠરી, વિપરીત વેશ પોતાનો ધરી;
અદૃષ્ટ વિદ્યા આપ હોય, નવ દેખે તે માનવી કોય. ૪૮૧
જેવી કહીતી તેવી સતી, ચર્ચા જૂએ પૃથ્વીપતી;
કરે ભરથારની આપે સેવ, જેવી દયાળુ દેવી દેવ. ૪૮૨
કંથ કેરાં ચાંપે છે ચરણ, પછે આપ પોઢે છે ધરણ;
દીન બે ચારેક જોયું રાય, ચિત્તમાં લાવે છે ચર્ચાય. ૪૮૩
એક દિવસ જૂએ જેટલે, કૌતક એક થયું તેટલે;
મધ્યરાત ગઈ છે ઘનઘોર, એટલે એક ત્યાં આવ્યો ચોર. ૪૮૪
પાડી ખાતર પેઠો ઘરમાંહ, બળે દીપક જોત જ ત્યાંહ;
દીલે જાડો ને ફૂટડો, તેવો સ્ત્રીની દૃષ્ટે પડ્યો. ૪૮૫
રક્ત ફેંટો બાંધ્યો છે શીશ, સુંદર ધાટડી ભીડી દીશ;
રુડો કાછ પહેર્યો છે પાય, બળવંત છે વળી તેની કાય. ૪૮૬
જ્યાં પોઢીતી ધરણે નાર, આવ્યો તસ્કર તેણે ઠાર;
તસ્કર તે નારીએ દીઠ, અમૃતથી લાગ્યો તે મીઠ. ૪૮૭
રામા રુદેમાં તે ઠામ, તતક્ષણ પ્રગટ્યો તેને કામ;
અગ્નિથકી ગળે જેમ ઘૃત, ગળી નાર તસ્કરથી તૃત. ૪૮૮
વિચાર તેના મનમાં થયો, જન્મારો એળે મુજ ગયો;
ભોગવ્યો નહીં સંપૂરણ ભોગ, વાત કરી નવ સાધ્યો જોગ. ૪૮૯

કંથસ્વાદ કાયા નવ અડ્યો, એ જન્મારો છૂટી પડ્યો;
એવો ઘડીઓ મનમાં ઘાટ, દીઠો તસ્કરનો બહુ ઠાઠ. ૪૯૦
નિરખ્યું રૂપ તે તસ્કરતણું, હરખી નારિ હૈડામાં ઘણું;
ક્યમ આવ્યો છે અડધી રાત ? સાચી કહે તું મૂજને વાત. ૪૯૧
ત્યારે તસ્કર બોલ્યો વળી, દીઠી નારી ચિત્તે ચળી;
મારે મન છે એટલો અરથ, આવ્યો ચોરવા ઘરથી ગરથ. ૪૯૨
શિર માટે આવ્યો અહીં હું, પુછે છે તો સાંભળ તું;
પાડે બૂમ કે બોલે વાણ, મારી ખડ્ગ કાઢું તુંજ પ્રાણ. ૪૯૩

દોહરા

તરુણી તસ્કરને કહે, પ્રીતિ અમશું જોડ;
હેતે ઘર આપું તને, પહોંચાડું મનકોડ. ૪૯૪
મુજશું મન કરી રમો, ટાળ્ય વેહેની આગ;
નિત્યે દહાડી આવજે, જેહ ગમે તે માગ. ૪૯૫
ત્યારે તસ્કર બોલિયો, માનિની સાંભળ મર્મ;
દેખે કંથ આ તાહરો, તે નહીં મારો ધર્મ. ૪૯૬
લોપું લાજ નહિ એહની, જે નવ દેખે દષ્ટ;
એ સન્નિધ તુજશું રમું, તો થાઉં હું ભ્રષ્ટ. ૪૯૭

ચોપાઈ

કામિની કહે કંથ મારું હું, ફરીફરી શું કહે છે તું;
તસ્કર કહે મારો એહને, સંગ કરું તાહારી દેહને. ૪૯૮
ઢીંચણ મુકી પાસા તળે, અંગુઠો દીધો જઈ ગળે;
પલક એકમાં નીકળ્યો પ્રાણ, જુવે વિક્રમ વીર સુજાણ. ૪૯૯
હરખ ઉપન્યો એહને ઘણો, સંગ કર્યો પછી તસ્કર તણો;
તેને આપ્યું અદકું ધન, અમ્રત જેવાં કહ્યાં વચંન. ૫૦૦
નીત નીત રમવા આવજો, સામગ્રી સાથે લાવજો;
ચોર કાઢી મૂક્યો બારણે, રહ્યો રાય જોવા કારણે. ૫૦૧
દીઠો તે તસ્કરને દષ્ટ, મહિપતિ મનમાં પામ્યો કષ્ટ;
ખુની તસ્કર ને ત્રિજો જાર, એને માર્યાનો વહેવાર. ૫૦૨
મહેલ્યું ખડ્ગ કરીને રીસ, છેદ્યું તે તસ્કરનું શીશ;
પડતાં ચીસ નાંખી તે ઠાર, ત્યાં સ્ત્રીએ ઉઘાડ્યાં બાર. ૫૦૩

દીઠો બારણે તસ્કર પડ્યો, સ્ત્રીને મન અચરત અડ્યો;
દીઠી રાત અંધારી ઘોર, માર્યો ચોકીવાળે ચોર. ૫૦૪
નારી મનથી મુકી મામ, મેં તો કુડું કીધું કામ;
કંથની હત્યા માથે લીધ, કારજ એક નવ પામું સીધ. ૫૦૫
હૈડું મેં નવ રાખું હાથ, કાયા વટાળી તસ્કર સાથ;
અરે રાયના લોક જ ધાઓ, મારી જનારાને તો સાઓ. ૫૦૬
મળ્યા એકઠા લાખેક લોક, શેઠ માર્યો તે પામ્યા શોક;
પૃથ્વીપતે જોઈ છે પેર, આવ્યો રાય પોતાને ઘેર. ૫૦૭

દોહરા

પ્રાતઃકાલ જ્યારે થયો, સ્ત્રીએ વિચાર્યું મંન;
દાનપાત્ર મળ્યા ઘણા, લુટાવી દીધું ધંન. ૫૦૮
મ્હેલ મેડિ ને માળિયાં, વળી જે કણ કોઠાર;
કૃષ્ણાર્પણ સર્વે કર્યું, અન્ન વસ્ત્ર શણગાર. ૫૦૯
ચાલ્યો ફેલ એ નગરમાં, ફોગટ બાધે દેશ;
સતી થાય છે સાધવી, જોબન બાળાવેશ. ૫૧૦
સતી સુંદરી નીસરી, સજ્યા સોળ શણગાર;
ચોખા વેરે ચોદશા, અશ્વિનીએ અશ્વાર. ૫૧૧
વાજાં વાજે અતિ ઘણાં, શરણાઇઓ ચોહેચાટ;
જોવા નગર બાધું મળ્યું, જશ કહે ભારે ભાટ. ૫૧૨
માગણ જાએ માગવા, દક્ષણા લેવા દેવ;
નમે લોક સહુ નગરનાં, બહૂ કરે છે સેવ. ૫૧૩
મળ્યા દુઃખિયા રોગિયા, ભુવન ભુવનથી ધાય;
નાનાં મોટાં નગરનાં, જુવતી જોવા જાય. ૫૧૪
થાપા દે કુમકુમતણા, ઉડે અબિલ ગુલાલ;
જે જે બોલે સુખ ઘણા, ભરી ફૂલની થાળ. ૫૧૫
કોને કહે સુત આવશે, કોને આપે ધંન;
કોને કહે જશ પામશે, એમ મનાવે મંન. ૫૧૬
લોક મળિને આવિયાં, જ્યાં બેઠાં છે રાજ;
સતી થાય છે સાધવી, હુકમ કરો મહારાજ. ૫૧૭
રાજા કહે ક્યાં છે સતી, મારું મન પરસંન;
છડી અસ્વારી આવશું, કરવા સતી દરશંન. ૫

કુંચી કંદોયણ રહે જ્યાં, ગયો એકલો રાજા ત્યાં;
અદૃશ્યવિદ્યા આપે કરી, રહ્યો કુંચીના ઘરમાં ઠરી. ૫૪૮
કુંચીને મન અદકું જ્ઞાન, મહિપતને દીધાં બહૂ માન;
ધન્ય ભાગ્ય અમારું આજ, આવ્યા છો નરપત શા કાજ? ૫૪૯
અદૃષ્ટવિદ્યા મનમાં ધરે, તેથી અરથ એકે નવ સરે;
કપટકાજ આવ્યા છો તમો, તે સરવે જાણું છું અમો. ૫૫૦
રાજાએ બે જોડ્યા હાથ, બોલ્યો તે શ્યામાની સાથ;
મોટી વિદ્યા જે માહરી, તે કયમ દૃષ્ટ પડી તાહરી? ૫૫૧
પૃથ્વીમાં નવ બીછે કોય, તે કારણ તુજમાં કયમ હોય?
કુંચી કહે જાણું હું પેર, જ્ઞાનદંડ છે મારે ઘેર. ૫૫૨
મજ આગળ ચાલે નહીં ચોર, ભૂત પ્રેત કરે નહીં જોર;
ઘડી એકમાં બાધે ફરું, કામ ચિંતવ્યાં કોડે કરું. ૫૫૩
આવ્યા છો મારે ઘરબાર, મોકલ્યા ધનવન્તની નાર;
પ્રથમ નારી નરને નમી, તસ્કર સાથે રંગે રમી. ૫૫૪
પછે તેણિએ માર્યો પતિ, સવારે થવા ગઈ સતી;
કૌતક તે સઘળાં તેં લહ્યાં, કામિની આગળ માંડી કહ્યાં. ૫૫૫
સરખી નારી સરવે કહી, ત્યાંથી ચાનક તમને થઈ;
તેણે પારખું જોવા કાજ, મોકલ્યા છે મહિપત મહારાજ. ૫૫૬

દોહરા

ત્યારે વિક્રમ બોલિયો, ખરી તમારી ખ્યાત;
આગળથી તમે ઓળખી, વીગતકેરી વાત. ૫૫૭
અદૃશ્યવિદ્યા કેમ પારખી, કયમ દીઠો મૂજ દેહ?
ગૌહત્યા તુજ શીર છે, ભાંગ મૂજ સંદેહ. ૫૫૮
કંદોયણ તવ ઉચરી, કહું એક તુજને ગૂંજ;
તપાસું ત્રણ લોકને, એવી મારી સૂજ. ૫૫૯
પ્રતાપદંડ મુજ પાસ છે, જે દુર્લભ છે દેવ;
તેથી જાણ જશ છે મને, સદા કરું છું સેવ. ૫૬૦
રાજા કહે તું છે ભલી, પ્રથમ સંદેહ ભાંજ;
સ્ત્રીઓ સરવે એક છે, તેની મોટી દાઝ. ૫૬૧
દેખાડો તે પારખું, માને મહારું મન;
સંદેહ ભાંગવા મનતણો, આવ્યો આણે દંન. ૫૬૨

વચન સાત પરિયાતણું, આપો મુજને હાથ;
દેખીને દાઝો નહીં, તો ઉચરૂં તમ સાથ. ૫૬૩
વચન દીધું ત્યાં વિક્રમે, કુંચી કરમાં આપ;
જો કોપે કો ઉપરે, સ્ત્રીહત્યાદિક પાપ. ૫૬૪

## ચોપાઈ

કુંચી કહે સાંભળ રે રાય, કૌતક જો મમ મંદિર માંય;
ઘરમાં બેઠા ખાઓ પાન, એટલે ત્યાં આવ્યો પ્રધાન. ૫૬૫
ગુપ્ત મજુસમાં ઘાલ્યો રાય, પ્રધાનને દીધો પસાય;
આવો બેસો સુખે રહો, કામ હોય તો મુજને કહો. ૫૬૬
સાંભળ કુંચી મહારી વાત, આજ રાણિએ કરાવી વાત;
સ્ત્રીહત્યાદિક ખાધા સમ, માટે મહેલ જાઉં નહિ ક્યમ? ૫૬૭
મહિપતકેરો મહેલ જ જ્યાંહ, હવડાં મુજને મોકલ ત્યાંહ;
વડી રાણી જે વિક્રમતણી, તે શું પ્રીત મારે છે ઘણી. ૫૬૮
જાવાનો નવ પામું લાગ, મનુષ્ય આગળ કો નથી માગ;
મોકલ્યાં તેડાં રાત જ સાત, મેળવવાની કરને વાત. ૫૬૯

## દોહરા

કહે કુંચી મજુસપર, આપ અસ્વારી થાઓ;
કરો પ્રહાર ત્રણ દંડના, સુખે મ્હેલમાં જાઓ. ૫૭૦
તાળું દીધું પેટિએ, પોતે રાજા પાસ;
પ્રધાન બેઠો ઉપરે, રાણી મળવા આશ. ૫૭૧

## ચોપાઈ

ઉડી મજુસ તે પ્રીતે કરી, જઈ રાણીને મહોલે ચઢી;
મનસા સિધ્ધ દીધાં બહુ માન, આપ્યું બેસણું પૂરણ પાન. ૫૭૨
આજ તાપ હૈડાનો ગયો, સફલ જન્મ અમારો થયો;
દહાડી ઉઠી જોતી વાટ, આજથકી ભાગ્યો ઉચાટ. ૫૭૩
પ્રધાન રાણી પાસે રહ્યો, પ્રીતેથી પ્રભાત જ થયો;
વનિતા કહે વહેલા આવજો, વધાઇ આગળથી કહાવજો. ૫૭૪
વજીર જઈ મજુસે ઠર્યો, પ્રહાર દંડનો ઉપર કર્યો;
આવ્યો પ્રધાન કુંચીને ઘેર, નિરખી રાજાએ સઉ પેર. ૫૭૫
વાટ જોશે શ્રી વિક્રમ રાય, એવું કહીને થયો વિદાય;
નિકળ્યો નરપત ત્યાંથી તેહ, મન તણો ભાગ્યો સંદેહ. ૫૭૬

સતવાદી તે સાંખી રહ્યો, પ્રતિઉત્તર કોને નવ કહ્યો;
કુંચી કહે સાંભળરે રાજ, સફળ થયાં તારાં મનકાજ. ૫૭૭
પ્રતાપદંડ છે મારે ઘેર, તુજને આપું પ્રીતે પેર;
બીજા દંડ જિતે જેહને, પ્રતાપદંડ આપું તેહને. ૫૭૮
મૃત્યુ લોકમાં શોભા જેહ, પંચદંડમાં વશી છે તેહ;
મારે મન હતું એક વરત, તે મેં તમને આપ્યું તરત;
રાય દુઃખ દેહનાં વામિયો, પંચદંડ પુણ્યે પામિયો. ૫૭૯

## દોહરા

માન જ દીધાં મહિપતે, કહિ દમનીને વાત;
જિત્યો જશ પૃથ્વીતણો, વાધી છે જુગ ખ્યાત. ૫૮૦
વાગ્યાં જંજીર જીતનાં, ભાંરે હુતી ભીંત;
કરી નાંખી તે કરકડા, આપે થયો નચિંત. ૫૮૧
અખિલ રાજ તેણે કર્યું, અજિત રહ્યો નહિ કોય;
શક ચાલ્યો છે શાસ્ત્રમાં, જોતીક લખિયો જોય. ૫૮૨
પંચદંડ પરતાપથી, થયું ઈંદ્રને જાણ;
કરામત બાધા કલ્પની, પામ્યો એ પરમાણ. ૫૮૩
ઉણી એકે નવ રહી, થયો ઈંદ્રવત તેહ;
માનવરૂપે મહિપતિ, થયો દેવરૂપ દેહ. ૫૮૪
દૈવત ઈંદ્રાસનતણું, ઈંદ્રતણું આસન;
મન રીઝીને મોકલ્યું, ભૂપતને ભોરંન. ૫૮૫
અંતરિક્ષ વિમાન ઉતર્યું, શુભ સભા મધ્ય સાર;
પાછળ જડિત્ર પૂતળી, પૂરણ વિશ ને બાર. ૫૮૬
સાક્ષાત્કાર કંચનતણું, જડિત રત્ન અમૂલ;
વરતુલ આકાર તેહનો, જેવું કમળનું ફૂલ. ૫૮૭
ફરતું ગજ બતરીસનું, અતુલ્ય તેજ અપાર;
હાથ હાથ છેટે પુતળિ, શ્રણગાર સહિત તે સાર. ૫૮૮
વાજાં તેના હાથમાં, વસ્ત્ર વિવેક અંગ;
શોભા કોણ કહી શકે, રાજસ રુડો રંગ. ૫૮૯
પંચદંડ તેણે જડ્યા, પુંઠળ શોભા પત્ર;
સ્ફાટિક મણિ હીરે જડ્યું, શિર સોહાવ્યું છત્ર. ૫૯૦

મહા પુણ્યથી પામિયો, દેવને દુર્લભ જેહ;
સ્વર્ગપુરીથી ઉતર્યું, શુભ આસન તો તેહ: ૫૯૧
અધિપતિ આસન ભોગવ્યું, બેઠો એ આસંન;
પછે સ્વર્ગ રાજા ગયો, મહિપતિ મોટે મંન. ૫૯૨
શાલિવાહન શક કર્યો, સ્વર્ગ ગયો ભડ ભૂપ;
પૃથ્વીમાં આસન ઉતર્યું, જેનું રુડું રૂપ. ૫૯૩
કહે પૂતળી ભોજ સુણ, એવો થયો તે રાય;
તેવાં જો પરાક્રમ કરો, ધરો સિંહાસન પાય. ૫૯૪
વિક્રમ* મહિમા સાંભળે, આણીને મન ભાવ;
વ્યાધિ શોક પીડે નહીં, સ્વપ્ને નાવે તાવ. ૫૯૫
હરસત કિરપા કરે, મહાકાળેશ્વર નાથ;
ગાય શિખે ને સાંભળે, નવનિધ ઉપર હાથ. ૫૯૬

---

* ફાર્બસ સભાની પ્રતમાં નીચે પ્રમાણે પાઠાંતરવાળી કડીઓ છે.

એહેવો પરાક્રમ જે કરે, તે ધરે સિંહાસન પાય;
મન વિમાસીને જુઓ, અધિક પુણ્ય ભોજરાય!
એહ કથા જ સાંભળે, કરે વિવધ પેરે દાન,
આ લોકે જશ પામશે, પર લોકે સનમાન.
દુશ્મન તો ગંજે નહી, નહી પીડા, દેહ રોગ,
ધર્મ સખા હવો જેહને, તે પામે અષ્ટ ભોગ.
સહુથી મોટો ધર્મ છે, કરો વિચારી આપ,
વિક્રમે દિગ્વિજય કર્યો, (તે) પુણ્ય તણો પ્રતાપ.
ધર્મ થકી લક્ષ્મી મળે; ધર્મ થકી વશ લોક;
જેહને પુણ્ય મનમાં વસ્યૂં, એક દીન નહિ શોક.
એક ગણૂં અહીં આપશે, લક્ષ ગણૂં તિહાં થાય;
પુણ્ય કરજો બહુ સંગતે, સર્વે રંક ને રાય.
રામકથા નવૂં ચરિત્ર, સૂણે નરનારી જન;
એક એક અક્ષર સાંભલે, રેવાનૂં દરશન.
એહેવાં પરાક્રમ છે કરે, તે બેસે આસન,
કહી કથા જે પુતલી, સુણી ભોજ રાજન.
એહવૂં કહીને પુતલી, હંસા ગઈ આકાશ,
અષ્ટ કથા પૂરણ થઈ, કહે કવિ સામલદાસ

પરમારથપર પ્રીતડી, સાહસિક ને શૂર;
દાતા જનને દીલ વસે, નિર્ગુણ જનને નૂર. ૫૯૭
ચરિત્ર એ ચિત્તમાં ધરે, કરે પુણ્ય મહા દાન;
આ લોકે સુખ ભોગવે, પરલોકે જશ માન. ૫૯૮
એવું કહીને પૂતળી, આપે ગઈ આકાશ;
એહ કથા પૂરણ થઈ, કહે કવિ સામળ દાસ. ૫૯૯
શ્રોતા વક્તા સાંભળો, કહે કવિતા કરજોડ;
સામળભટ કહે બોલજો, જે જે શ્રી રણછોડ. ૬૦૦

પંચદંડની વાર્તા સંપૂર્ણ

# અંગદવિષ્ટિ

શ્રીપતિ ગણુપતિ સરસ્વતિ, કર કોટિ શુભ કામ;
કવિ સામળ કર જોડી કહે, ચરિત્ર હ્દે ધરી રામ. ૧

### ઝુલણા છંદ

એક છે રદન વર, વદન ગજશુંઢ શુભ ચિંતામણી શીર છત્ર છાજે,
મદનકદનનો પુત્ર પુણ્ય પરાક્રમી, રિદ્ધિ સિદ્ધિ નિધિ રહે રામ રાજી;
આદ્ય આ શક્તિએ જક્ત જનુની ઉમા, ભક્ત વત્સલ મોટી માત માજી,
સેવ્યરે સેવ્યરે દેવના દેવ એ, ગુણ નિધ્ય ગરૂઓ ગણપત્ય ગાજી; ૨
આરાધું અન્નપૂરણા ચિંતા કર ચૂરણા, કરુણા કર તું ઘણું કામ થાશે,
પૂજ્ય પરબ્રહ્મને ધારીએ ધરમને, કરમ ને શરમથી ધરધાસે;
ભંડાર અભરે ભરે સુખસાગર તરે, સકળ સંકટ હરે ગંગ ન્હાશે,
કહે કવિરાજ રાખે લખ લાજ, જે કોઈ બહુચરી ચરણ સ્હાશે. ૩
ધરમ ને અરથ ને કામ સફળ ફળે, મોક્ષ મહિમા મળે ધરમ ધામે,
સૂત્ર ને પુત્ર સપુત સુખસાગરે, દિવ્ય દાતાર ઠાર ઠામ ઠામે;
સત્ય ને શીળ સંતોષ શ્રીવંતસુખ, કોટિક જનમથી કીધ કામે,
કેહત સામળ સજો તાપ વિવિધ તજો, રિદ્ધિ ને સિદ્ધિ શ્રીરામનામે. ૪

### (રામ–અંગદ સંવાદ) દોહરા

શ્રી રાજરાજેશ્વર રામજી, જગત પાવન જશરૂપ;
લંકાગઢ કોશીસવડે, પોત્યા ભારે ભૂપ. ૫
સેતુપાજ બાંધી સબલ, ઉતરીયા ત્રઠ તીર;
દયાવંત દાતા નિધિ, શ્રીરાજેશ્વર રઘુવીર. ૬
શ્રીરામે હ્દે વિચારિયું, પૂરણ આણી પ્રીત;
જુદ્ધ જોર થાએ નહીં, તો તો રુડી રીત. ૭
વિચારયું વિષ્ટિ કારણે, નર કોણ નિર્ભે હોય;
એમ વિચારી આપથી, સેના સામું જોય. ૮

### છપ્પય

હનુમાન હઠિલો હોય, જોતાં રાડ જ માંડે,
હુંકારો નવ સહે તંન, મનથી રોષ ન છાંડે;

સુગ્રીવ સિંહાસન ઠામ, કામ કયમ એવું કહિયે?
નલ નીલ જાંબુવાન, ચિત્ત વિશ્વાસ ન લહિયે;
શૂરપૂર દૃઢ ધીર મહા, સાહસીક લાયક લહું;
માન સન્માન સુભટ સહિત, કથન અંગદ પ્રત્યે કહું. ૯

દુહા

નિર્મળ નજર નિશ્ચળ કરી, ચાતુર નર ચિત ચહાય,
પ્રીછ્યો અંગદ પ્રેરીને, પ્રીતે પ્રણમ્યો પાય. ૧૦
અંગદ–મહારાજ મુને શી આગન્યા, હુકમ ચડાવું શીશ;
વાત તમારા મનતણી, ધારી મેં જગદીશ. ૧૧

કાવ્ય છંદ (હિન્દી)

રામ–અંગદકું કહે રામ, કામ કરએકું જાઓ;
રાવનસેં કર બાત, વિષ્ટિ કર બેગે આઓ. ૧૨ (૬)
જ્યૌં બાઢે નહિ બેર, પેર ઐસી તુમ કીજે;
રાજ કરો ગઢલંક, સીત લછમનકું દીજે. ૧૩ (૭)
તકસિર બકસિર તોય, કોય નહિ બેર હમારે;
પાછી દીજે સીત, ચિત્ત ક્યોં ચાહ તુમારે? ૧૪ (૮)

છપય

નતરુ ચઢે કપિરાજ, લાજ લોપે ગઢ ભેલેં,
જાંહાં સુખસજ્જા ઠામ, ગામમેં બાંદર ખેલે;
બંશ વિપ્રકો તંન, મનસુ રાઢ ન સાંધે,
નતરુ હરે સબ જોર, ચોર કર પલમેં બાંધે;
પુનિ રાવનકું રીઝાવ લ્યો, કહો સીત દેવે સહી,
સામળ કહે ઐસી બાતમે, કો રોષ દોષ દેવે નહીં. ૧૫ (૯)

દુહા

અં–કહે અંગદ કર જોરકે, નિર્ગુનસો કહા નેહ!
કહા અગર ખર કાકકું, જૈસા ઉખર મેહ! ૧૬
રામ–સ્વભાવ યહ સત બાતકો, અકલ બડીકો અંક;
રામ કહે અપનો પ્રીછે, બડા ન કાઢે બંક. ૧૭

છપય

અંગદ–કહા કપૂતકું ધંન! મન કહા મૂરખ સંગા!
કહા કાકકું કનક! કહા ગર્દભકું ગંગા!

કહા ખરકું અગર! કહા નિર્ગુનસોં નેહા!
કહા સુમકી સેવ! કહા ધરુની બિન ગેહા!
પુનિ કહા બહેરેશું ગાન! કહા ચોરસોં ચાતરી!
કહા રાવનસું રીઝબન! જૈસે દેવ એસી પાતરી! ૧૮

દુહો

રામ—બ્રહ્મરાક્ષસ એ ભૂપતિ, ખરી રત્નાકર ખાણ;
દશે શીશ રણ રોળતાં, હણતાં મોટી હાણ. ૧૯

છપય (હિન્દી)

અં—કહા મૂરખસેં મેલ! કહા કાયાબિન માયા!
કહા રંકસેં રુઠ! કહા સેના બિન રાયા!
કહા નપુંસકસું નાર! અપંગસું કહા અટારી!
કહા દરિદ્રકો દામ! કહા પરસ્ત્રીસેં યારી!
પુનિ કહા કુદસકો કૂટનો! કહા પંડિતસોં પારસી!
કહા રાવનકો રીઝબન! જ્યોં અંધે આગે આરસી! ૨૦

દુહો

રામ—ઈશકો શિષ્ય દશકંધ એ, રિધ સિધ રુડે રાજ;
સીતા દે તો સોંતિએ, ક્રોધ કરું કુણ કાજ? ૨૧

છપય (હિન્દી)

અં—કહા લંડકું લાજ! કહા ચાડીસું ચાતર!
કહા ભીખમે ભોગ! કહા જસબિન ઝુંઝા નર!
કહા જૂઠેકી જીત! કહા ગોવિંદબિન ગાનો!
કહા ડાપણ દારિદ્ર! કહા સતબિને જ્યુ શાનો!
પુનિ કહા મરકટ કંઠે મનિ! જુહારી ઘર ઘોડલા!
કહા રાવનકું રીઝબન! જ્યોં બાવરીકે શિર બેડલા! ૨૨

દુહો

રામ—ગુન કેડે અવગુણ કરે, એ પાપીની પ્રીત;
અવગુણ કેડે ગુણ કરે, તે જ રુડાની રીત. ૨૩

છપય

અં—કહા ખલકે સંગ ખ્યાલ! કહા કુશિષ્યકું બિદ્યા!
કહા બિપ્રસો બેર! કહા નિર્મલકી નિંદા!

કહા એદસો ભેદ, કહા નિર્ગુનસો નેહા,
કહા બેરી બિસવાસ, કહા બિન રતકો મેહા;
પુનિ કહા કીરત કહો સુમકી, કહા રામનામ બિન બોલને,
રાવનકું કહા રીઝબન, જ્યોં કૌવચકો ફળ ફોલને. ૨૪
રામ–સો બાતનકી બાતયે, મોકું સીત મીલાઓ;
તો અંગદ તુમ લંકમેં, બિષ્ટિ કર બેગે જાજો. ૨૫
રામ* કહે અંગદ સુનો, વિષ્ટિ કરને જાઓ;
રાવનસોં બાતાં કરો, મિલ સીતા ફિર આઓ. ૨૬
રાવનકું ઈતનો કહો, સીતા દે ગૂમાર;
નતરુ હમસેં જુધ કરો, ઘડી મેં લ્યાઓ બાર. ૨૭

ઝુલણા છંદ

અં–આજ મહારાજ કરુણા કરો તો કહું, પ્રીતશું દીજીએ પાણ જોડું,
ગડગડે નાદ નિશાણુ નિર્ઘોષના, તે તણા ટેક જઈ તર્ત તોડું;
કોડશું જોડ બેઠો દશાનનતણો, કોટિ બાણુતણાં માન મોડું,
દુષ્ટની સેવથી દેવ મૂકાવીને, ગ્રહ છય ત્રણુતણા તોડું. ૨૮

સોરઠા (હિન્દી)

રામ–રામ કહે સુન બીર, ધીર બડે જ્યોં હારીએ
જો લોં મરે ગુડ ખીર, તો લોં વિષ ન મારીએ. ૨૯
અં–કહો લ્યાઉં દશ શીશ, બાંધી લ્યાઊં સબ ધીરસું
કહો તોડું ગઢ બંક, નાખું લંક સબ નીરસું. ૩૦
રામ–સુન અંગદ કહે રામ, કહો વચન જો તુમ ધરે;
અબ તો એહીં કામ, બિષ્ટિ કરવે બાતસું. ૩૧

ઝુલણા છંદ

અં–કથન અંગદ કહે શીશ નામી પ્રભુ, કોડ મુજને અતિ હોડ હાસું,
આગન્યા હોય તો જાઉં એ ગામમાં, નામ પ્રતાપથી નહિ જ નાસું;
શીશ દશ છેદીને ભુજ વીશ ભેદિને, દુર્ગ પાડી કરું ક્ષેત્ર ખાસું,
રાવણો રંક રજ ચરણ પ્રતાપથી, લંક ઉદ્દવસ્ત કરી હરણ વાસું! ૩૨

* વિ. સં. ૧૮૦૨ માં ઉતારેલી પ્રતમાં અંગદવિષ્ટિનો આરંભ ૨૬ મી કડીથી છે. છાપેલી અને બીજી લખેલી પ્રતોમાં મળી આવતું મંગળાચરણ એમાં નથી.

દુહો

રામ–કરુનાનિધ કહે કા કહું ? અંગદ જો સુન આજ;
વચન ન માને બાવરો, કરવો ઇસ બિધ કાજ. ૩૩ (૧૧)

કવિત

અં૦–કહો તો બલવંત બાનું કોડકું મેં બાંધ લ્યાઉં,
કહો તો આકાશમેં, ઉડાઉં છેક છેકમેં;
કહો તો સાઠ લાખ, કામનિકે કેશ ગ્રહું,
કહો તો નગર ઝઘર, નિર્બંશ કરું નેકમેં;
કહો તો દશકંધકે, દશકંધકું નિકંદ કરું,
કહો તો કર બીસકે, ચાળીસ કરું ટેકમેં;
કહો તો લંક અંક ભરી, નાખું હો નિસંક નીર,
પાઉં હુકમ લાઉં સીત, આઉં ઘડી એકમેં. ૩૪

દુહો

રામ–ડાપણુ છે દશ કોટિધા, અંગદ તુજમાં એન;
એ વિદ્યાએ વિષ્ટિ કરો, ચિત્ત ચતુરાઇ ચ્હેન. ૩૫

સોરઠો

અં૦–અંગદ કહે મહારાજ, ક્ષમા કરો મોયે બંકકું;
બિશ્વપતિકો બચન, કા કહું રાવન રંકકું ? ૩૬ (૧૦)

દુહો

રામ–બેર બેર મેં કા કહું, અંગદ તુજસેં આપ ?
ગુન્હો તકસિર દશકંધકો, મેલ કરો તુમ માફ. ૩૭

( ઝુલણા છંદ )

[ અં૦–એ પાપીનો વધ કરતાંમાં, પાપ પુણ્યતણું શું માપું ?
દુષ્ટ દાનવને દંડ જ દેતાં, છ શાસ્ત્રતણું છે છાપું;
તમો કહો તો શીશ વઢાવું, ફરી ઉત્તર એહનો ન આપું,
જો હુકમ કરે શામળનો સ્વામી, દશકંધના દશકંદ કાપું.
રામ–રામચંદ્ર કહે સાંભળ અંગદ, રાઢ રોષ ન કરશો રીસે,
એક ચૌદચોકડીનું રાજ્ય પામો તો, એવું વરદાન આપ્યું'તું ઇશે;
સીતા શ્રાપ પરતાપીક પંડે, દેહવટ થાશે દિન દશ વીશે,
હુકમ કહે શામળનો સ્વામી, કરો કહ્યું તો મારું મન હીસે. ]*

* આ બે છંદો એક પ્રતમાં વધારે હોવાથી અત્રે આપેલા છે.

અંગ૦–ઘોડલા જોડલા ટોડલા એહના, પોળિયા પોળ પરચંડ પાળા,
મેડિયાં ડેડિયાં માળિયાં જાળિયાં, રાવણા કેરલા રખવાળા;
રોળિયે ઢોળિયે નીરમાં બોળિયે, ચોળિયે એહના ચિત્ત ચાળા,
પ્રતાપ એ નામનો હુકમ હોય રામનો, લંક બાળી કરું સ્તંભકાળા. ૩૮

દુહો

રામ–લંક બાળવી નવ પડે, રૈયત નવ લૂટાય;
શત ગાયોનાં શિંગડાં, તેથી ટાઢાં થાય. ૩૯

છપય

અં–કહો તો ઉદયાચળ ઈંદ્ર, સહિત અસ્તાચળ ઓપું,
કહો તો મેરુ મંડાણ, રીત પ્રાચીદિશ રોપું;
કહો તો ભૂ બ્રહ્માંડ, તોલ તરતીબે તોળું,
કહો તો લંક પરલંક, બહુ જલનિધમાં બોળું;
રજ માત્ર સેવક હું રામનો, કયમ જાઉં કાસદ કારણે ?
સિંહની વાત શિયાળવાં ધરે, બને ન બહુ સ્તુત બારણે. ૪૦
રામ–સાબાશ કહે શ્રી રામ, અંગદ પંચાયન પૂરો,
વીરાધિવીર દઢ ધીર, પૂર સામદ શુભ શૂરો;
બુદ્ધિનિધાન બત્રીશ, બાબંત બોતેરી બૂઝે,
સોળકળા સંપૂર્ણ, શાસ્ત્રગત સઘળી સૂઝે;
ડહાપણ તત્વ ત્રિલોકનું, ક્રોડવાર શું કહું કથી !
સકળ સૈન્ય મેં નિરખ્યું, નર બીજો નિર્ભય નથી. ૪૧
અં–મહારાજ રાજઅધિરાજ, તનુ તનુ સેવક તારો,
વાંક ગુન્હો તકસીર, ક્ષમા કરોજી મારો;
એક કરું છું અર્જ, રીસ ન કરો તો બોલું,
કિંકરનો કિંકર કહેણ, પ્રીત પટંતર ખોલું;
કોને સોંપો છો મોરચા, (કોને) શૂર સામદ ગુણ સૃષ્ટિએ ?
કયમ મુજને સોંપ્યું કાસદું, જે વાત વિખણો વિષ્ટિએ. ૪૨

દુહો

રામ–પદ્મ અઢાર પ્લવંગમાં, બહુ રીછ બોતેર ક્રોડ;
વિષ્ટિ કામ વાલી સુતવિણ, જડે ન બીજી જોડ. ૪૩

સવૈયો

અંગદ–હુકમ હોય હજુરી કેરો, સોપી નાંખુ બાંધો સાયર,
હુકમ હોય હજુરી કેરો, મહાકામ કરવા છું આતુર;

હુકમ હોય હજુરી કેરો, જુધ જોર કરું ત્યાં જાહર,
કાસદ કામ સોંપ્યું ક્યમ મુજને, છેક મુને કેમ કીધો કાયર ?

દુહો

**રામ**–કાયર તુજને ક્યમ કહું ? સાયર શુર સરદાર;
જાહર છો મહા જોદ્ધમાં, અપરંપાર અપાર.

સવૈયો

**અં**–અંગદ કહે આજ્ઞા દો મુજને, જોરે જુદ્ધ કરું ત્યાં [illegible]
હાથી ભાથી સાથી એના, દેખી મારા દિલમાં [illegible]
મંત્ર રામનો મુખ છે મારે, ભડતાં ભૂપતથી નહિ [illegible]
નીચ કામ કાસદનું કરવા, લંકામાં જાતાં હું [illegible]

દુહો

**રામ**–કાસદ કામ એ તો નહિ, એ મોટમ [illegible]
લંકપત શું છત દાખવે, તેજ [illegible]

ઝુલણા છંદ

**અં**–કોતો ગઢ લંકના સહસ્ર કટકા કરું, [illegible]
કોતો હું સાત સાગરજળ સોષિને, [illegible]
કોતો રાક્ષસ બધા રોળી નાંખું વળી, [illegible]
કોતો દશકંધનું દેહવટ વાળિને, [illegible]

[illegible]*

**રામ**–રામ કહે સાંભળરે અંગદ, [illegible]
કહ્યું કરશે નહીં એ હરામી, [illegible]
સોગટિ નામે માર કહું નહિ, [illegible]
પાપી પ્હેલ કાટે આ[illegible]
**અં**–કોતો બાંધી સાહું [illegible]
કોતો અશોક વાડીને [illegible]
કોતો પુત્ર એના [illegible]
હુકમ દિયો સામળા [illegible]
**રામ**–બ્રહ્મરાક્ષસ એ [illegible]
લુંટાય નહિ [illegible]

---

* એક મતમાં સવૈયાને [illegible]

ઇંદ્રજીત સરખું રત્ન રોળાશે, માટે મન માને નહિ મારું,
વિષ્ટિ કરે માને નહિ મૂરખ, કામ પડશેજી તારું. ૫૧
અં–વિષ્ટિ કામ કરવું તે શાને, કરગરિ બોલ શા માટે કહિયે?
નગર ઝધર કરવું નિરવંશી, શત્રુવચન શા માટે સહિયે?
સુત પરિવાર સંઘારું એના, હવે રાજ બેશી કયમ રહીયે?
લક્ષવસા સીતા અહીં લાવું, જરુરપણે અયોધ્યા જઇયે. ૫૨
રામ–અધિકા બોલ કહો છો અંગદ, શૂરપણું જાણે છે સૃષ્ટિ,
મારું મન તેથી નવ માને, રાડથકી નવ થઇએ રૂષ્ટિ;
શિવસેવકને માર્યા ઉપર, નથી ચાલતી મારી દૃષ્ટિ,
મુજને સુખ ઉપજાવો અંગદ, વિવેકવાત કરો ત્યાં વિષ્ટિ. ૫૩
અં–રાજે તમારે મુખ ક્યમ બોલું, જાણે હુકમ થયો તે જવાયું,
ગુણહીણો દેશે મુખ ગાળો, ભાંડ બોલશે એહ ભવાયું;
શત્રુવચન ક્યમ સાંખી રહિશું? તેહ દુઃખે મુજ તંન સવાયું,
સામળ સ્વામી કહો તે કહિયે, લક્ષવસા એ વચન સવાયું. ૫૪

છપ્પા

રામ–સામદ શૂર સાબાશ વખાણ કરું શાં વાતે?
હેતે મૂક્યો શિર હાથ, રીઝથકી રઘુનાથે;
મમત ન મૂકશો માન, નૃપતિને ન કરો નમણાં,
ગુણહીણો દે ગાળ, બોલ કહેજો ત્યાં બમણાં;
વળિ સામ દામ ભેદે કરી, વિષ્ટિ વધારી વાધજો,
મૂરખનું* મન માને નહીં, શૂરપણું ત્યાં સાધજો. ૫૫
અંગદ હરખ્યો મન, હવે મન માન્યું મારું,
ગમતી કરશું ત્યાં ગોઠ, ધીરજ મનમાં ધારું;
સવાયો દોઢો શત સહસ્ર, વાદ કરતાં વાધે,
રઢિયાળો રાવણ રાય, શત્રુવટ શોભિત સાધે;
પછે પરાક્રમથી આજે કરું, અંગદે વિચાર્યું અંકમાં,
સામળ કહે સેવક રામનો, જઈ લૂટ પડાવું લંકમાં. ૫૬

કવિત

બચન ચઢાયો શીશ, ધાયો મહા ધીરધીશ,
દિસ ઘડી ચાર ચઢે, ગયો ગુન ગાય કે:

* રામ કહે અંગદ સુણીયે, જઈ કામ આપણું સાધજો.

લંક સૌ અતિ અનૂપ, દેખતહી રીઝયો ભૂપ,
કૂપ બાગ ફુલ ફલ, ચેત્યો ચિત્ત ચહાયકે;
મહીપત મહેલ આગે, જોર ચેલ ખેલ દેખ,
પહેલે પ્રતિહાર ઠાડો, વજ્ર કર સહાયકે;
બિકટ બાત ટેડી ડેઢી, પર સાત માલ મેડી,
ગઢેલા પર રહ્યો ઉભો, અંગદ જ્યોં આયકે. ૫૭ (૧૨)

છપ્પા (લંકાવર્ણન)

સરોવર સમુદ્રકાર, પંકજ સહસ્ર ખીલે,
સ્ફાટિક મણિની પાળ, ગોપ ગુણવંતા ઝીલે;
કસ્તુરી બહેક બરાસ, વેર્યાં કેસર બહુ વાટે,
હીરાજડિત ઘણી ઘેડ, ઘુમર ઘણી ઘાટે ઘાટે;
ઈંદ્રપુરીની ઉપમા, કહેતાં વિમાસણ કરે કવિ,
લંકલીલા લખ કોટિધા, નિરખે અંગદ નવનવી. ૫૮
[લવિંગ તણી લીલાસ, અધિક એલચી વન ઝુમે,
બોલે ચાતુર મોર, ભ્રમર ગુંજારવ વન ઘુમે;
છપર વનીતા છાજંત, વનસ્પતિ ભાર અઢારી,
નારગર વેલ્ય વસંત, સ્વર્ગથી શોભા સારી;
વળી માગ્યા મેહ વસુધા વહે, અધિક ઉપમા શી અંકમાં,
સુખસાગર સમરથ ધસી, લીલા લહી લક્ષ્મી લંકમાં. ૫૯
પુરમાં શિવપ્રસાદ, છબ છબીતાં છાજે,
કનકેશ્વર મહાદેવ, ઈશશીષ આપ બિરાજે;
નિજ કુળની માતા, રાવણી નિરમળ નામે,
વસે સૌ શુભ ઠામ, શોભિત નિજ કામે;
ઈન્દ્ર જીત્યો ઈન્દ્રજીતે, સમૃદ્ધિ લૂટી લાવ્યો ઘણી,
વૈકુંઠ વાસ્યું વસુધાપરે, એ લીલા લહેર લંકાતણી.] ૬૦
નક્ષત્ર સરખી નાર, ઝવેરની જ્યોતો સરખી,
ચંપક વરણાં ચીર, પદ્મિની પૂરણ પરખી;
કનક મણિમય કુંભ, પ્રેમદા પરવરી પાણી,
આભૂષણ ઉપમાય, ઈંદ્રકેરી ઈંદ્રાણી;
એ લખ જિહ્વાએ કવિ કહે, ભાટ ભાત ન શકે ભણી,
સામળ કહે હું કેમ કહી શકું, લીલા લહર લંકાતણી. ૬૧

દુહા

ચાલ્યો અંગદ ચોંપથી, મુખ જપતો શ્રી રામ;
વેગે આવ્યો પાંસરો, જ્યાં રાવણનું ધામ. ૬૨
રિદ્ધ સિદ્ધ ઉપમા રાવણતણી, કેત્તિ કહે કવિરાજ;
મહિપત મહેલ મઘવા સમા, લંક દેશકે લાજ. ૬૩
પ્રતિહાર બેઠા પોળપર, બોલ્યો મુખથી વાણ;
કહાં જાયરે વાંદરા, મૂરખ મહા અજાણ. ૬૪

છપ્પા

જળહળ જ્યોત ઉદ્યોત, મણિ જળહળતા જડિયા,
ચિંતામણિ ભરભીત, નવે ગ્રહ આવી અડિયા;
પરવાળા પર પોળ, સ્ફાટિક સ્તંભ ઠર્યાં છે,
ચુડામણિ ચોપાસ, કનક કોઠાર કર્યાં છે;
અષ્ટમાસિદ્ધિ નવનિધિ રિધિ, મહાલક્ષ્મિ વાસે વસી,
શિવની આપી સમૃદ્ધિ જ્યાં, ત્યાં ઉપમા કરવી કશી. ૬૫
ઓળગ કરે જ્યાં ઈંદ્ર, ચંદ્ર જ્યાં છત્ર ધરે છે,
દિવાકર કર દીપ, વરુણ જ્યાં નીર ભરે છે;
ચાર વદનથી વેદ, બ્રહ્માજી પાઠ ભણે છે,
ધલહલ તજી ધર્મરાય, ગાનગુણ એહ ગણે છે;
રતન ખાણ રતનાવળી, કલ્પદ્રુમ મોટાં મણી,
રિદ્ધિ ઘણી રાવણ ધરે, અલખત રાયઇન્દ્રતણી. ૬૬
સાત સોનેરી કોટ, એક એકપેં અતિ ઉંચા,
પાંચસે પાંસઠ પોળ, ઓળ ખરી જ્યાં ખાંચા;
દરવાજા દશ વીશ, બસેં બાસઠ છે બારી,
ત્યાં બેઠા બળવંત, ધીર નર ધનુષો ધારી;
વણ આજ્ઞાએ વિચરે નહીં, વાયુ સરખો પણ જિહાં,
એ અતળિબળ અંગદ અધિક, પલક એક પોંહત્યો તિહાં. ૬૭
કરે ગાન સહસ્ર સંગીત, વિવિધ પેર વાજાં વાજે,
ઘંટ ઘડિયાળાં ઘોર, ઘણાં નિશાન જ ગાજે;
નવ લખ નવે હજાર, નવિન નૃત્ય કિન્નર નાચે,
નાટક ચેટક નવરંગ, રાય દેખી મન રાચે;

વળી દેવદુંદુભિ ગડગડે, શોભા સુરનાયકતણી,
બાણું ક્રોડ સામદ સહિત, લાયક બેઠો લંકાધણી. ૬૮
પુખરાજ પ્રવાળાં પાટ, ઝવેરની જ્યોતે જડિયાં,
ચોરાશી જોજનચોક, મહેલ મણિમાણુક મઢિયાં;
જોજન સોલ સભાય, સિંહાસન શોભા સોહિયે,
મઘવાથી મોટમ માન, મહેલ દેખી મન મોહિએ;
વૈમાન દેવ વૈકુંઠનાં, શિવ આપી સમૃદ્ધિ ઘણી,
બહો સમૃદ્ધ વિધ બારણે, લાયક બેઠો લંકાધણી. ૬૯
સત્તર અક્ષૌણી સૈન્ય, શોભે રાવણની સાથે,
મંદરાચળ મંડાણ, હેતે ધરે એક હાથે;
સાઠ લાખ સરદાર, પ્રેમદા પ્રીતે પરણી,
અણુવરી એંશી લાખ, વિવિધ રૂપાળી વરણી;
છે સાત લાખ સીત્તેર સૂત, ઈંદ્રજિત આદે અતિ,
અનમી અહંકારી અંશપતિ, રાવણ મોટો મહિપતિ. ૭૦
એક છત્ર ધર રાજ, પ્રતાપ પામ્યો તે પ્રૌઢે,
દેવ દાનવ નર નાગ, કિંકરો સહુ કર જોડે;
દશ મસ્તક ભુજ વીશ, ઈશ વરદાન જ દીધું,
ચૌદ ચોકડી રાજ, કબુલ એ કર્મે કીધું;
કોઈ થયો નથી થાશે નહીં, બળવંત રાવણ સારખો,
રામ વણ કોઈ જિતે નહીં, પંડિત રુડે પારખ્યો. ૭૧
પાંચ લાખ પરધાન, પાંચ અયુતો પાગેરી,
છે દશ લાખ દિવાન, વીશ હજાર વજીરી;
સામદ સોલ હજાર, લાખ બહોતેરે રાજા,
મંડળિક છત્રીશ લાખ, મુગટધર જોદ્ધા ઝાઝા;
બાણું કરોડ બેઠા રહે, આઠ જામ હરનિશ જિહાં,
સામળ કહે અંગદબળ અધિક, પલક એકે પહોંત્યો તિહાં. ૭૨

(અંગદ પ્રતિહાર સંવાદ)

દુહો

પ્રતિહાર અચરજ પામિયો, લેખી લીલા લંગૂર;
રહે રહે ઉભો વનચરા, સામદ બોલ્યો શૂર. ૭૩ (૧૩)

છપ્પો

પ્રતિ–પેશી ન શકે પવન, ભવન ઉભો રહે ઈંદર,
સુર સહુ સેવા કાજ, ચાકરીમાં રહે ચંદર;
સ્વર્ગ મૃત્યુ પાતાળ, આણ અવનીમાં જેની,
ઈશ સરીખા ધીશ, રહે આજ્ઞામાં એની;
તું પશુ પોળે કયમ પરવરે, હજુ લગણ ધીરજ ધરું,
જારે જયાંથી આવ્યો તિહાં, નહિતર કોટી કટકા કરું. ૭૪

દુહો

અણસમજ્યો આગું ચલે, દેખત પોળે દીશ;
મારું મુદ્‌ગર જોરથેં, તોરૂં તેરો શીશ. ૭૫ (૧૪) (૧૭)

ઝુલણા છંદ

અં–કહે અંગદ પ્રતિહાર સુણ પુરતણા, રાત દહાડો બેઠો દેહ દાખે,
ઓળખે નહિ અલ્યા મૂઢ મૂરખ મને, ભાર ખોવા ભલો ભૂર ભાખે;
હાથ દીઠા નથી હોંસશું માહરા, ચોરટા તેહનો સ્વાદ ચાખે,
સત્ય કહેરે અલ્યા કેમ બેઠો અહીં, કોતણાં ઝુંપડાં રીઝી રાખે? ૭૬ (૧૫)

દુહા

પ્ર–એ મંદિર રાવણતણાં, હીરા કનક જડાવ;
તું જાવા સમરથ નહીં, બહારહીં પાંઉ ટીકાવ. ૭૭ (૧૬)
અં–પ્રતિહારકું કહે પુકારકે, કૈસી તેરી લંક?
રાવણની સમૃદ્ધિ કહે, રાવણ રાય કે રંક? ૭૮

ઝુલણા છંદ

પ્ર–લંક શોભા તે લંગૂર તું શું લહે, ચિંતામણિ ચંદ્ર ચોપાસ ચળકે,
ઈંદ્રજિત ઉપમા પૂછ તું ઈંદ્રને, શૂરપણું સાંભળી શેષ સળકે;
દશકંધ ડરથી દિગપાળ ડોલે દશે, ક્રોડ પચાસ પ્રતિ પ્રાણ પલકે,
પોળિયો કહે પશુ પેર પ્રીછે નહીં, કુંભકર્ણ દેખી તુજ કુંભ ટળકે. ૭૯
અં–લંકલીલા લંગૂર લખ લૂટશે, મેલ મૂરખ મન માન મટકાં,
ઈંદ્રજિત ઉપમા પુણ્ય પરવારિયું, ચાર દિવસતણાં ચોળ ચટકાં;
દશકંધશીશ દશરથસુત રોળશે, લૂંટિ લેશે તાહારાં લાખ લટકાં,
શ્રીરામ પરતાપથી કામ એ તો કરું, કુંભકરણકાયાતણા ક્રોડ કટકાં. ૮૦
પ્ર–લાજ ને કાજ લોપે કયમ માહરી, જાહરી જાખમાં કેમ જાઉં,
કેમ જાય દોટિયે માનશું મેડિયે, મારશું ગેડિયે પૂછ સાહું;

આજે કરું પિંડ આકાશ ઉડાડિશ હું, ચંચળપણું તારું ચિત્ત ચહાઉં,
પ્રતિહારકે પશુતણી ગાળ કયમ સાંખું હું, લંકપતિનું અમો લૂણ ખાઉં? ૮૧
અં–કપિવર કોપિયો લાજ લખ લોપિયો, કોપિયો આપથી ક્રોધ કૂડી,
રણજંગ રોપિયો ચોદિશ ચોંપિયો, ભ્રમર ચઢાવિયાં દૃષ્ટિ ભુંડી;
ગેલશું ખેલશું રેલશું નગરમાં, દેશ બાધામાં તે દાખું હુંડી,
તારે મન અલ્યા લંકપતિ છત્રપતિ, મારે મન લંકપતિ એક લુંડી. ૮૨

દુહા

છત્રપતિ તો એક છે, રિદ્ધિપતિ રઘુનાથ;
એમ કહી પ્રતિહારનો, હોડે સહાયો હાથ. ૮૩
પ્ર–વણ આજ્ઞાએ વાંદરા, પાગ ધરે પુરમાંય; *
કાયા ક્રોડ કટકા કરું, રહે રહે ઉભો ત્યાંય. ૮૪
અં–અંગદ હસીને બોલિયો, રાવણ કેટલે બહુ દૂર ?
જાવાને અટકાવ કયમ, દશકંધની હજૂર ? ૮૫ (૧૮)
પ્ર–વડો મૂરખ તું વાંદરા, વડિ વડિ કરે શું વાત ?
ખિરકી બીજીએ પાઠવું, દિન ઉભો રહે સાત. ૮૬ (૧૯)
એવી ખિરકી સાત છે, દિન જાયે પચાશ;
અરજ સુણે જો રાયજી, મનની પહોંચે આશ. ૮૭ (૨૦)
કહાં મળવા તું આવિયો, શું લાવ્યો છે ભેટ ?
શું આપે છે મૂજને, વાત પહોંચાડું ઠેઠ ? ૮૮ (૨૧)
અંગદે મન વિચારિયું, મળવા ન દે આ દિશ;
કોપ કરીને કર ગ્રહ્યો, પ્રતિહાર ચઢી રીશ. ૮૯ (૨૨)

છપ્પો

પોકારી પ્રતિહાર, ધીર ઉપર તે ધાયો,
દીધી ગાળ દશ વીશ, પૂછ શત્રુનો સહાયો;
અંગદપર એક પ્રહાર, કોપ કરીને કીધો,
ક્યમ લોપે મુજ લાજ, દાવ દોષીએ દીધો;

---

* પાઠાંતરઃ–પ્રતિહાર ઠાડો પોલપર, બોલ્યો મુખથેં વાણ;
કિત જાતા ઈત બાંદરા, મુરખ તુહીં અજાણ.
અંગદ હસકર બોલિયો, રાવણ કેત્તિક દૂર;
મોકું મહિપત્ય કબ મિલે, એકહી કાજ અધૂર.

પછિ અંગદ ખીજ્યો અંગમાં, ઘાટ પ્રથમ એનો ઘડું,
સામળ કહે સેવક રામનો, નરપતિને વળતે નડું. ૯૦

કવિત

પ્રતિહારે દીધી ગાળ, અંગદને ઉઠી ઝાળ,
ઉઠ્યો ત્યાંથી તતકાળ, દાવે દાંત કરડીને;
બે ચારેક ભરી ફાળ, કૃતાંત સરીખો કાળ,
અધિક કરંતો આળ, ઘણી રીસ ધરડીને;
સ્વાયો ગવાયો વાળ, ભલેરું તિલક ભાળ,
બુદ્ધિનિધિતણો બાળ, બાઝ્યો વપુ વરડીને;
પકડ્યો ત્યાં પ્રતિહાર, મહોકમ દીધો માર,
કહું કેત્તી વાર? લીધાં પાંચે શીર મરડીને. ૯૧

દુહો

દુસરી ખિડકી સંચર્યો, બીહીક નહીં કછુ મંન;
વે પાંચુકો તુર્ત હને, યે બાનરકો તંન. ૯૨ (૨૬

કવિત

દપટાવીને દીધી દોટ, ચાતુરીથી કીધી ચોટ,
કર્યો લોટપોટ સહુ, ધીરપણે ધાઇને;
મસ્તકની માણી મોટ, કુદિયો કનક કોટ,
અધિક જોરની ઓટ, ચઢ્યો ચિત્ત ચાહીને;
હલાવતો હાથ હોઠ, પૂછતો પ્રહાર પોટ,
ઘણા ગુણતણો ગોટ, ગયો રામ ગુણ ગાઇને;
બેઠો જિહાં લંકાધીશ, હ્રદેમાંહે રાખી રીશ,
પાંતરીશ શીશ ઉભો, સભામાંહે સાહીને. ૯૩

ઝુલણા છંદ

ચતુર નગર ચાલિયો, મન સમો માલિયો, પાળિયો બોલ અધિક એથું,
નગર શુભ નરખતો, હ્રદયમાં હરખતો, વરખતો ઝેહેરનો વરણવેથું;
દશકંધશું ડોલશું, બહુ વિધ બોલશું, બોલશે લંક તો દંડ દેશું,
શૂરવીરપણું સાધશું, વિષ્ટિએ વાધશું, રામની પાસથી લાભ લેશું. ૯૪

(અંગદનો ત્રાસ) છપ્પા

હાલક હુલક ત્રાસ, પડ્યો ડોઢી ને ડેઢી,
બૂંબારવ ચોપાસ, વિકટ વાટો જ્યાં ટેઢી;

પ્રાજે કીધા પ્રતિહાર, દ્વાર ઉઘાડી ધાયો,
પાંત્રીશ શીશ કરમાંય, અતિ અહંકારી આયો;
તે જોદ્ધા સહુ જોઇ રહ્યા, કર ઊંચો કો નવ થયો,
સામળ કહે સેવક રામનો, તે ધાહડ મલ્લ ઘરમાં ગયો. ૯૫

ધાયો અંગદ ધીર, નીર ઉતાર્યાં નરનાં,
દેહવટ કીધો દરબાર, વખાણ શાં કહું વાનરનાં!
પુરમાં પડ્યો પુકાર, છેક હિમ્મત છુટાણી,
વાયે ચાલી વાત, લંક બાધી લુંટાણી;
ત્યાં ખલક બાધિ ખળભળી, નાસવા લાગી નારિયો,
કોઈ ઉંચી ચઢે અટારિયે, બંધ કરે કોઈ બારિયો. ૯૬

લપેટી વાટે લાખ, ઝપેટી કીધો જોરો,
અટપટી કરતો આળ, ટેક દેખાડ્યો તોરો;
કરતો હૂકાહૂક, ઊડતો એ આકાશે,
કુદતો કરતો પ્રહાર, વખાણ ઘણેરાં વાસે;
પ્રતિહાર પ્રાજે કરી પરવર્યો, ધાટ ઘણા જણનો ઘડ્યો,
પછી રાવ થઈ ત્યાં રાવલે, રાવણ પણ રોષે ચઢ્યો. ૯૭

ગઢલંકા ઘેર ઘેર, વાત વાયુવત વાધી,
ચઢયું રામનું સેન, લંક લૂંટાણી બાધી;
(કો) કહે માર્યો કુંભકર્ણ, કહે રાવણ રણ રોળ્યો,
(કો) કહે ઇંદ્રજિત અજિત, તે ચાંચડવત ચોળ્યો;
ગુલબાન ઘણું ગલિ કુંચીએ, લાખ કરોડ લોકે લહ્યો,
કહે રુઠ્યો રામ રાવણપરે, ઉલ્કાપાત એવો થયો. ૯૮

દેશ બધે ડમડોલ, થયો લંકા ગુણ ગામે,
લૂટ્યા મહીપના મહેલ, કીધી અસ્વારી રામે;
માથે લીધાં માંટ, રૈયત નાઠી દશ દેશે,
બહાંયે લીધાં બાળ, કામિની છૂટે કેશે;
કહે ફટ ફટરે તું રાવણા, સતિ સીતા શાને હરી?
સામળનો સ્વામી કોપિયો, કનકલંક લોહની કરી. ૯૯

થયું રાવણને જાણ, દેશમાં દુંડી વાહી,
પ્રતાપવંત પ્રધાન, ચઢ્યો ચોખુંટે ચાહી;

દીધિ રૈયતને ધીર, વીર હંકાર્યો વાટે,
જોરાળા મહા જોદ્ધ, મૂક્યા બહુ ઘાટે ઘાટે;
તાપ લાગ્યો સહુ તરફ્ક્યા, ધૈર્ય કોઇનું નવ રહ્યું,
સામળ કહે સેવક રામનો, અંગદ જાતાં એટલું થયું. ૧૦૦
પ્રતિહાર પરાક્રમી પાંચ, પ્રાજે કીધા પળ પાંચે,
બીજા તેથી બળવંત, અંગદે લીધા આંચે;
સાત પાંચ પાંત્રીશ, શીશ કરમાં શોભંતો,
રામ રામ કરતો માગ, લાજ સહુની લોપંતો;
હલકા હોલ હલહલ થયો, ડર નવ આણ્યો દશકંધનો,
વાળ વાંકો નવ થયો વાલિસૂત, બંધન છોડાવ્યો બંધનો. ૧૦૧
પાંત્રીશ હણી પ્રતિહાર, શીશ ગ્રહ્યાં છે હાથે,
જોરાળા વડ જોદ્ધ, બહુ વળગ્યા છે બાથે;
હનુમંત થકી હજાર, ઘણો જોરાવર જાતે,
આવ્યો સભામાં શૂર, પ્રાજે કરતો પ્રભાતે;
કલ્પાંત કોલાહલ કૂદતો, ક્રોદ્ધ એનો શું કહું કથી,
કોઇને ગણતીમાં નવ ગણે, નિમિષ માત્ર નમતો નથી. ૧૦૨
પુરમાં પડ્યો પુકાર, ઢોલ ઢમકાવ્યાં ધીરે,
બહુ બણગાં રણતૂર, વિપરીત વજડાવ્યાં વીરે;
ભારે ફૂંકી ભેર, ધુંબારવ બૂમ પડાવી,
દરવાજે દીવાન, ચોપખે નાળ ચઢાવી;
વળી હલહલ કરી હજુરિયે, હલકારો હિત હામનો,
મહારાજ રાજ સુણ મહિપતિ, કોઇ સેવક આવ્યો રામનો. ૧૦૩

( અંગદ રાવણસભા પ્રવેશ )

દુહા

વાત ગઈ બહુ વેગથી, રાવણ રાય હજુર;
પ્રતિહાર પાંત્રીશુ મારિને, આવ્યો વાંદર શૂર. ૧૦૪ (૨૪)
અધિપતે મન વિચારિયું, આવ્યો એ હનુમાન;
કનકપુરી ઘડી એકમાં, બાળી કીધું રાન. ૧૦૫ (૨૫)
મનમાહે વિચારીને, કીધી વિપરિત વાત;
ઉછળ્યો સિંહાસનથકી, ઘડવા તેનો ઘાટ. ૧૦૬ (૨૬)
સભા મધ્ય બંધન કરી, કોટ રચ્યો તે દીશ;
નીચો થઇને આવશે, નમાવશે પછી શીશ. ૧૦૭ (૨૭)

અંગદ જ્યાં આગળ ગયો, ખિડકી જોઈ દ્રષ્ટ;
રામ અરિને શું નમું? મનમાં પામ્યો કષ્ટ. ૧૦૮ (૨૮)
ક્રોધ કરીને કુદિયો, કરી જોર અપાર;
કોટ ઓળંગી હુલકિયો, ગયો સભાને દ્વાર. ૧૦૯
આભ અવનિ એકત્ર કરી, કીધો હુલકાપાત;
અંગદ ઉતર્યો આકાશથી, ગર્જ્યો કડકડાટ. ૧૧૦
દીગ્મૂઢ થયા સહુ દેખતાં, દીઠો કૃતાંત કાલ;
પર્વત સરખો પ્રચંડ નર, ફરિને દીધી ફાલ. ૧૧૧

છપ્પો

અંગદ ઉઠ્યો આકાશ, કોટ કૂદી માંહે પડિયો,
બાણું ક્રોડ બળવંત, આપ તે મધ્યે અડિયો;
પ્રલય કાળની આંચ, ક્રોધિલો જમદૂત સરખો,
પડ્યો ત્રાસ ચોપાસ, નરેંદ્રાદે સહુ નરખ્યો;
સંભાળી શસ્ત્ર કો નવ શકયા, શુદ્ધ બુધ સર્વ ભૂલી ગયા!
સામળ કહે સેવક રામનો, દીઠે જોધ ઝાંખા થયા! ૧૧૨

ઝુલણા છંદ

ક્રોધે દંત કરડિયો, મુખ મૂછ મરડિયો, આપ આધિકાર અધિપત એઠો,
દીસે બહો હાથિયા, શોભિતા સાથિયા, ભાથિયા ભીડી રીસાળ રેઠો;
શૂર મહા પૂર એ ક્રૂર કોપે ભર્યો, નૂર નરપતિ બળવંત બેઠો,
શુભ સભા સાથમાં પાંત્રીશ હાથમાં, પોકાર બહુ કરતો બહુ પ્લવંગ પેઠો. ૧૧૩

છપ્પા

લંકપતિ એક લક્ષ, બેઠા બળવંતા એ બહુને,
સિંહાસન છત્ર ને ચામર, શોભે સુખ સાગર સહુને;
એક એક કેડે બાણું કરોડ, ધીર રણ ધનુષો ધારી,
કૃતાંત સરીખા કાળ, અતલિબળ અપરંપારી;
જઈ અંગદ તે મધ્યે અડ્યો, સભા દેખી દિલમાં હસ્યો,
મહિમા દેખાડું માહરો, વિચાર એવો મનમાં વસ્યો. ૧૧૪
મરડતો મૂછ ને પૂંછ, ઢીંગ જઈ પોત્યો ઠેઠ,
પાંત્રીશ શીશ જે પાણ્ય, ભૂપતને કરશું ભેટ;
કો સાથ કરશું વાત, કો સાથ બોલજ બોલું,
મુજ પરાક્રમ બળબુદ્ધ, તે કો આગળ જઈ ખોલું;

વાંકાં વેણ વદ્યા વિના, એ જૂઠો જાહર નહીં જડે,
અંગદ એમ વિચાર કરી, નરપતને વચને નડે. ૧૧૫

### દુહો

દશકંધને દુઃખ મનાવવા, અધિપત ઓળખવા એન;
ઇષ્ટસંભારી અંગદો તિહાં, વદ્યો વિપરીત વેણ. ૧૧૬

### (અંગદ–સામદ સંવાદ)

### કવિત

અં–બહોતસેં બેઠે તૈસે, દેખે જવ અંગદને,
ભૂપકા હૈ રૂપ કોન, બોલ્યો ક્રોધ કરકે;
લંકાપત એક સુન્યો, બાલીકી કક્ષમાંકો,
માસ ખટ પાસ રહ્યો, ભાગ્યો પાઉં પરકે;
દુજે કાર્તવીર્ય ઘર, બાંધ લિયો પારણેમેં,
બાલકકી પીછાડીસેં, પડી ટાલ સિરકેં;
નંગાશીર કરે જો તો, એધાનીસેં ઓલખુંરે,
લંપટ લરાક ચોર, લાયો રતન હરકે. ૧૧૭ (૨૯)

સા–સામદ એક સભાકો, બોલ્યો બલ જોર આપ,
ત્રિલોક સકલ માને, લંકાપત સાજકો;
બોલી તું જાને નહીં, મહીપકે મુખ આગેં,
જંગલી જટીલ જેસો, કાસદ કે કાજકો!
તનુ ટુક ટુક કરૈં, તારો અબ શાયત મેં,
ગુદતાંહો ગુન્હો તેરો, ઈષ્ટ બલી આજકો;
અકલસેં ઓળખ લે, ભૂપ રૂપ રાવનકો,
નતરુ અવસાન આયો, તેરી દેહ તાજકો. ૧૧૮ (૩૦)

### ઝુલણા છંદ

અં–બોલિયો બળ કરી બુદ્ધિ નિધાન ત્યાં, અંગદ કહે સાંભળો ધર્મમૂર્તી,
કોણ રંડાએ રાવણો જનમિયો, વૃશ્ચિકી સર્પણી હરણિ કુતિ;
કરકટી મર્કટી કે અજા અર્ભકી, જાહૂં જંપે તે તો ખાય જૂતી,
સંદેહ ભાંગો અલ્યા સેવકા માહરો, રાવણની માત તે કવણ હતી? ૧૧૯
સા–લંબ પૂછા અલ્યા લંડ લવરી કરે, મૂરખા મન ગમી ગોજ માંહે,
કાસદા દાસડા લેખ લખી લાવિયો, નીચ નિર્મોલ્ય ગુણ ગાન નાંહે.

ક્રોડ તેત્રીશ કર જોડી ઉભા રહે, હોડ હારે જેહો તેડ તાણે,
જશતણો રૂપ એ ભૂપ ભૂમંડળે, લંકપતને ત્રણ લોક જાણે. ૧૨૦
અં–ઓળખાવ અજાણ અલ્પબુદ્ધઅધિપતિને, તો પાડ ક્રોડ માનીશ તારો,
ગાળ ટુંકાર તારો નહી સાંખીએ, પેર પાંત્રીશ ત્યમ તારો વારો;
રિદ્ધિ રાવણ તણી પુણ્ય પરવારિયું, આવી રહ્યો એહનો આયુઆરો,
દશકંધ એ અંધ એ ધંધ ધાયે ઘણો, ચિત્તમાં ચેત એ ચોર મારો. ૧૨૧
સા–ઉંધકર્માં અલ્યા અભાગિયા વાનરા, ચેતરે ચેત ચોપક્ષ ચિત્તે,
કોણ ગજું તાહરું કિંકરા કાસદા, બોલી ન જાણે નરપતિ નીતે!
પાગ લાગ પરણામ કર જોડીને, પામીશ લહાણુ પુરપત પ્રીતે,
રાજ મહારાજ રાજેંદ્રનો રાજીઓ, રાજસભાતણી બોલ રીતે. ૧૨૨

છપ્પા

અં–રામચંદ્રની નાર, સતિ સિતા માતા મોરી,
દૈત્ય દાનવ કો દુષ્ટ, ચંડાળ કરી લાવ્યો ચોરી;
દયાનિધિ દાતાર, ધર્મ હજુ મનમાં ધારે,
પાછી આપે જો સીત, તો એને નવ મારે;
નહિતર દેશ દેહવટ કરે, એવી આજ્ઞા આપી મુને,
ચતુર હોય તો ચેતજે, ચેતાવા આવ્યો તુંને. ૧૨૩
સા–મરદ મુંછાળો વીર, રામની રામા લાવ્યો,
શૂર પૂર દઢ ધીર, ક્રોડ કંદર્પવત કહાવ્યો;
દશકંધ નામ દરિયાવ, તરવાર તાતી ત્રિલોકે,
જોર હોય તો જુઓ, સિતા મૂકી અશોકે;
પાછી લેતામાં પ્રીછશો, અદકું બોલે અનર્થ થશે,
લાડ કરંતા આવો છો લંકમાં, જરૂર જીવ સહુના જશે. ૧૨૪

દુહા

અં–જનની કુણ રાવણ તણી, બહુ ઉપજાવ્યાં બાળ;
જાત શ્વાન કે સુવરી, ભુંડણ કે શિયાળ. ૧૨૫ (૨૧)
કે વીંછણ કે નાગણી, કે કરકટની નાર;
કે આજ એ કોણ છે, બોલત નહીં ગમાર. ૧૨૬
બોલત નહિ કછુ નીચ હો, કે મુંગા કે ઢોર;
કે અમારો દીન હો, કે જાતિકે ચોર. ૧૨૭
પૂછત હું બડિ બેરકો, ફેર ન પાઉં બ્યાન;
કે ફૂટીહૈ આંખડી, કે સુનતે નહિ કાન? ૧૨૮

ઝુલણા છંદ

પોકાર કરતાં ઘડી પાંચ પૂરણ થઈ, બોલતાં શે નથી કર્મ ફૂટ્યા,
રીસ ચઢશે મુને શીશ તમ તોડશું, કૃતાંત કોપતાં કાળ ખૂટ્યા;
ચોર માટે બીહો છો સહુ ચિત્તમાં, તોલ અહંકારના ટેક ટૂટ્યા,
અંગદ કહે ઉત્તર શે નથી આપતા, સર્વની આંખ કે કાન ફૂટ્યા? ૧૨૯

(અંગદ-રાવણ સંવાદ)

દુહા

વાંકાં વચન શ્રવણે સુણી, ચડિ રાવણને રીશ;
પગથી જ્વાળા પ્રગટિ તે, જઇને ભેદી શીશ. ૧૩૦
વાઘને વળી વકારિયો, શુભ છંછેડ્યો સાપ;
સિંહ પંખાળો પાખરો, અંતલીબળ એ આપ. ૧૩૧

ઝુલણા છંદ

દેહ દાઝ્યો દશાનન ઘણું દિલ વિષે, એક આપે થયો તેહ તાથે,
ઉછળ્યો એક કર આપ આસન થકી, મુખ મૂછ મરડિ હીત હોડ હાથે;
રા–કોણ તુજ નામ ને ગામ ને ઠામ કહે, કામ કશું છે પશુ ભૂપ સાથે?
કો તણો મોકલ્યો હ્યાં લગી આવિયો, આભ બાથો ભરે બાંય બાથે? ૧૩૨ (૩૧)
અં–વાળીનો પુત્ર ધરસૂત્ર શુભ પર્વતે, નામ અંગદ મારુ હરખ એવા,
શરણે રહું છું રઘુનાથના ચરણમાં, દેવનો દેવ અધિદેવ દેવા;
ધુમ્રપાને કરી ધ્યાન જોગી ધરે, ઈંદ્ર બ્રહ્મા કરે ઈશ સેવા,
તે તણી નારને તસ્કરી લાવિયો, લંક લગિ આવિયો સૂધ લેવા. ૧૩૩ (૩૨)

દુહો

રાવણ–કહેરે અંગદ કોન હે, વાળી બડેરા ઝટ?
મુખસે બોલ સમાલકે, જાનુ ભરિયો ઘટ? ૧૩૪ (૩૩)

કવિત

અં–તાતકી નિશાની એહ, દેહ પરચંડ જાકો,
મેઘ ઘન ગાજે એસા, તોર રહે તનમેં;
શૂર મહા સુભટ હે, પૂરહેં પ્રતાપનકો,
નારાનકો નૂર આપ, પશુ જાત જનમેં;
સુગ્રીવકો સહોદર, મિત્ર હનુમાન જુકો,
નામ નવ ખંડ જાને, બાલી ગિકટ બનમેં;

કક્ષિપટ રાખ્યો પાસ, પૂરે ખટમાસ તોકું,
જ્ઞાનપને જ્ઞાન આન, સમઝ મૂઢ મનમેં. ૧૩૫ (૩૩)

દુહો

રાવણુ–અબ તેરો આદર ભયો, અંગદ આયો અંત;
સાચો બોલ બતાય તું, કોનહિ હૈ હનુમંત? ૧૩૬

કવિત

અં૦–બુજયો હનુમાનજી જો, સેવક શ્રી રામજીકો,
અજની કુમાર હે, આધાર યહ રંકકો;
પવનકો પુત્ર, અવતાર મહારુદ્રજીકો,
મહેરાંણુકો તારન, મારન દુષ્ટ બંકાકો;
જનમકો જતિ આપ, સતીકો શોક હરન,
ફેરન બંન ખંડનમેં, કરત નાદ હંકાકો;
અક્ષયકું માર ડાર્યો, સંધાર્યો પ્રધાન તેરો,
અંગદ કહે રાવનસું, સુણુ બે લૂટનહાર લંકાકો. ૧૩૭

દુહા

શત યોજન સાયર તર્યો, શિરકર લછમન હોય;
અગન ઉડાઇ લંકમેં, વે હનુમંતો જોય. ૧૩૮
રાવણુ–સુગ્રીવમેં કયા સાનપન, કહા સુગ્રીવમેં શૂર;
બાનર બાનરકી ઉપમા, નીચ ગમાવે નૂર. ૧૩૯

છપ્પા

અં૦–શું (પૂછે) સુગ્રીવનું શૂર, ચતુરપણે લે ચાહી,
વાળી સરખા વડહથ, ભુપ ભારે ગુણ ભાઇ;
હનુમંત સરખો બળવંત, હરોલ હઠીલો હાથી,
લૂટી લીધી લંક, તેહ સુગ્રીવના સાથી;
અનમી નરો નમાવિયા, બળિયાશું બાંધે બાકરી,
અઢાર પદ્મ બોતેર ક્રોડ નર, તે કરે સુગ્રીવની ચાકરી. ૧૪૦

દુહા

પ્રાજે કરે પલ એકમાં, કરે જે ઉપર ક્રોધ;
શૂર સાંમદ સુગ્રીવનો, જાંબુવાન છે જોધ. ૧૪૧
રાવણુ–અધિક બોલે કયમ અંગદા, જાંબુવાન તે કોણ?
નથી દીઠો નથી સાંભળ્યો, કયમ પેદા થયો ઓણ? ૧૪૨

છપ્પો

અં–જોબનવંત જશવંત, અધિક પરાક્રમ આપે,
કરે સુગ્રીવ જે રાજ, તેહ એને પરતાપે;
નલ નીલ જેનાં નામ, તેહ કિંકર છે જેના,
અઢાર પદ્મનો પ્રધાન, તોલ ત્રહો પક્ષે તેના;
જિતે જાંબુવાનને, સરજ્યો નથી કોઈ સૃષ્ટમાં,
સામળ કહે અધિક પરાક્રમી, નથી વર્ણ્યા કોઈ વૃષ્ટમાં. ૧૪૩

દુહો

રાવણ–નલ વાનર તે કોણ નર, વાનર કરે વખાણ?
નીચ ઉપમા કરે ઊંચ તું, અંગદ નામ અજાણ. ૧૪૪

છપ્પો

અં–નલ વાનર નર તેહ, હોડ કરી તે હાર્યા,
નલ વાનર નર તેહ, પાણ પાણી પર તાર્યા;
નલ વાનર નર તેહ, સાગર ખાબડ કીધો,
નલ વાનર નર તેહ, પયોધિ પયવત પીધો;
જળ ઉપર જેણે સ્થળ કર્યો, વિકટ વાટ જળવંકમાં,
સામળ કહે નર તે નીલ નલ, લશ્કર લાવ્યો લંકમાં. ૧૪૫

દુહો

રાવણ–કિંકર ઉપમા સિદ્દ કરે, નીચ જાત કોણ નીલ?
મારે મન તો પિપીલિકા, તારે મન તો શીલ. ૧૪૬

કવિત

અં–સહસ્રાર્જુન સુર બડો, નવ ખંડકો નરેંદ્ર,
જાકે દરબાર ઠાઢો, રાવણ તું રહ્યોહે;
રમાઓ જમાઓ રીત, પશુ જાન પ્રીત કીની,
દીની શીખ દોડ આયો, લછન સબ લહ્યો હે;
એક દીસ નીલ ગયો, નરેન્દ્રકે નગરમેં,
પકરી પૂરપાતકું, આકાશ બીર બહ્યો હે;
કર જોરકે પ્રનામ કિયો, નીલમનિ ભેટ દિયો,
લિયો જશ ઘેર આયો, નીલ નામ કહ્યો હે. ૧૪૭

### દુહા

નીલ નરકું નહિ જાનીયો, તાકો નામ અજાન;
દશકંધ જાન તું દિલ બિખે, બાનરકો બિખ્યાન. ૧૪૮
સહસ્રાર્જુનકી પેશકશ, ધ્યાયો નીલ ગુનગ્રામ;
નિરખ્યો નિલમનિ નગ્રમે, નીલ ધરાયો નામ. ૧૪૯
લાયક લછમન સારખો, પ્રીતે રખે જે પાસ;
ઓલખ લો તુમ આપસેં, બસસેં તોરે બાસ. ૧૫૦
રાવણ–કહેરે લછમન કોન હે, જાકો કરે બિખ્યાન?
જૂઠી બાત જલ્પે યહાં, તો પરઠે તુજ પ્રાન. ૧૫૧

### કવિત

અં–સુમિત્રાજીકો નંદન, જગતકો હે બંદન,
દુષ્ટકો નિકંદન, ચંદનતરુ શિદ્ધ કો;
રઘુબરકો બીર, ધર્મકો ધુરંધર ધીર,
શુદ્ધ હેં શરીર સત્ય, જતિ જોગ દછાકો;
નરપતકો નાયક, સબ ગુનમેં લાયક,
સાહક કવિ સામલજુકો, પૂર્ન પ્રીત પછાકો;
આપ ઘેર જાય પૂછ, બૂઝવે લછમનજીકો,
કાન નાક છેદે તેરી, બેન સૂર્પનછાકો. ૧૫૨

### દુહા

(તેરી) ભગિનીકું જ્યોં ભેટિયો, હોડસું બાંધી હાથ;
કાન નાક દો છેદિયે, સોઈ રામકો ભ્રાત. ૧૫૩
રાવણ–કેસો તેરો રામ હે, કિસ બિધ કીનો કામ?
ફેર ફેર બકે બહો, રસનાંમેં શ્રી રામ. ૧૫૪

### કવિત

અં–પુછે કહા શ્રીરામનકું, જગતકો સર્જનાર,
ઇસ જૈસેં ધ્યાન ધરે, જ્યાકો તું ચોરહે;
ગરીબનકો નિવાજ, નાથ હેં અનાથ નરકો,
પતિતકો પાવન, પ્રતિપાલ ભગત કેરોહેં;
તાટકાકો પ્રાન લિયો, ખર દૂખર દૂર કિયો,
ત્રિશિરાકું તોર્યો અબ, આદર તો તેરો હે;

સામળ કહે સધારે, પાનીપર પહાન તારે,
પલકમેં સિલ્યા તારી, સોહી મેરા રામ હે. ૧૫૫ (૩૮)

દુહો

ત્ર્યંબક ત્રોડિ સીતા વર્યો, નીચે આયે પાન;
તોકું છોડાયો તિહાં, સોહી રઘુબર જાન. ૧૫૬ (૩૯)

ઝુલણા છંદ

રાવણ–વખાણુ કરે અલ્યા વાનરા રામનું, કેટલું સાંભળ્યું જૂઠ જેવું ?
સીત સાટે કરી લંક લગિ આવિયો, લોળિયું લાભનું શું જ લેવું ?
દેહ માનવતણી એહમાં બળ કશું, સિદ્ધ શ્રી જાણીને શીદ સેવું ?
જાણતો હોય તો કહે અલ્યા વાનરા, જોર કરતૂત પ્રાક્રમ કહેવું ? ૧૫૭ (૪૦)

છપ્પા

અં–હણ્યો જેણે હિરણ્યાક્ષ, સાક્ષ પ્રહ્‌લાદાં દીધી;
ફરશીધર ફરશુરામ, નેક નક્ષત્રી કીધી;
બલિ ચાંપ્યો પાતાળ, સહજેમાં અહલ્યા તારી,
દુષ્ટનો ફેડ્યો ઠામ, વાળિને નાંખ્યો મારી;
પાષાણ તાર્યા પયોનિધિ, સેતુપાજ બાંધ્યો સબ,
મમત મૂઢ મૂરખ કરે, એ નર ઓળખશો અબેં. ૧૫૮ (૪૧)
રાવણ–મૂરખ મૂઢ અજાણ, પહાણથી દીસે પોઢો,
શઠ તણો સરદાર, જગતમાં નહિ કો જોડો;
બાપડિયાં કાંપડિયાં, જટાળ જોઢાં જોગી,
ભુખ દુઃખ ભિખારી ભૂર, કહે તેને એ ભોગી;
એવા અસંખ્ય અલેખધા, ચરણ ચાંપે નિસ માહરા,
મુજ* સાથે જુદ્ધ એ શું કરે, રામ લક્ષ્મણ બે તાહરા ! ૧૫૯ (૪૨)
અં–રિદ્ધિ હિરો રઘુનાથ, પથ્થર રાવણ પરિયટનો,
તે શું જાણે તોલ, રાજસભા નિવટનો !
રિદ્ધિ અમૃત રઘુનાથ, ઝેરથી રાવણ કડુઓ,
દાતાને દુઃખ દેનાર, બુદ્ધિહીણ બુદ્ધિ બડુઓ;
વળિ ઉપાસક તું ઈશનો, જેવડે તું જોરો કરે,
અંગદ કહે ઈષ્ટ મારાતણું, અહર્નિશ ધ્યાન ધર્મે ધરે. ૧૬૦ (૪૩)

* પાઠાંતરઃ–તેનો કિંકર તું કહાવિયો તોલ જાણ્યાં મેં તાહરા

ઝુલણા છંદ

રાવણ—જા અલ્યા જીવતો કહે તારા રામને, ગામ કેમ આવિયો ધામ ધાતો,
દેહ દીઠી નથી તેં દશાનન તણી, કાન સુણી નથી વેણ વાતો;
કુંભકર્ણ આળસ તજી ઉઠશે, લાખ સવા મણ ખીચ ખાતો,
ક્રોડ બોતેર ને પદ્મ અઢારમાં, ઝાંખશો નહિ કોણ એક જાતો. ૧૬૧ (૪૪

અં—અલ્યા રામ આગળ કશી વાત તે તાહરી, શ્વાનની વાત શી સિંહ સાથે,
રંક કીરત કશી રાજ રાજેંદ્રને, લાભ શો લીજીએ તેહ ત્યાંથે!
દેખાડ તાહરો ડાહ્યરો દળપતિ, માંહરો બળ સહે બાંય બાથે,
ક્રોડ કુંભાતણા માન મોડું અમો, એવી હોંસ રાખું ઘણી એક હાથે. ૧૬૨ (૪૫)

દુહા

રાવણ—વઢવા આવ્યો વાંદરા, તો તે કરીએ પેર;
જા મુકું છું જીવતો, ઘણા હેતથી ઘેર. ૧૬૩ (૪૬)
અં—નહી લઢને મેં આયો હું, કહેને આયો બાત;
જો સૂતો તો મેં કહુ, જો કહાવી રઘુનાથ. ૧૬૪ (૪૭)
રાવણ—દેઊં દુહાઈ રામકી, જો મુખ બોલે જૂઠ;
એક બાત એસી કહે, પ્રતિ ઉત્તર લે ઉઠ. ૧૬૫ (૪૭)

(વિષ્ટિ) કવિત

અંગદ—સુનો યું લંકાધીશ, દસહી ધરાયો શીશ,
ઇસકે પ્રતાપ આપ, બેઠે હો જુ પાંચમે;
રામજીકું સીત દીજે, રાજ બેઠે લંક કીજે,
બીજે નહીં કોઈ સિદ્ધ, પામોગે સાંચમે;
ન તો ગઢ લંક લૂટ્યો, જાનો આપ કાલ ખુટ્યો,
રુઠ્યો જબ રામ નામ, કાલે લિયો ચાંચમે;
સામળકી યેહિ બાત, અંગદ જ્યું કહે સાચ,
મન રાય નાચ કરે, થયે આઈએ આંચમે. ૧૬૬ (૪૮)

રાવણ—બાનરા બિપ્રીત બાત, કહા કહે રામજીકું,
તેરે કછુ ચાહીએ, મનમેં કા મોર હૈ?
જા તું તેરે રામ આગું, શીશહિ પછાર કે,
બેગે આઓ લંકમેં જ્યોં, લરનેકો કોર હૈ;
જંગલી પ્રધાન જાકો, મહિમામેં જાકે દેખો,
દેખો હે તું દૂત જેસો, એસો તેરો જોર હૈ;

એકહી ગુલામ મેરા, મારી ચકચૂર કરે,
રામ જૈસે સેવકહિ, લાખહિ કરોર હૈ. ૧૬૭ (૫૯

અં–સુન બે દશકંધ અંધ, ઓરતકો તું હૈ ચોર,
જગતમાતા જાનકી, કિંકર હર લાયો હૈ;
અબ તેરી સમૃદ્ધ ગઈ, ગઈ લંકા ઓર જાન,
નવ ગ્રહ છોર ડારે, દેવ સૂખ પાયો હૈ;
વાકું તું નવ બુઝે, સુઝે નહીં તોય જાયે,
તું પ્રતીત જાકે ગુન, બેદ જેસે ગાયો હૈ;
પ્રચંડ દંડ તોકું દેગો, અબે કહ્યો મેરો માન,
તેરો ઘાટ ઘડનેકું, આપ રામ આયો હૈ. ૧૬૮ (૫૦)

રાવણ–મસ્તકમેં જટાધારી, કહાવત હૈ બ્રહ્મચારી,
બનફલ અહારી સારી, આયુધ ધરી ફરતા હૈ;
કહા જાને કોન કાજ, ગામ લોક કિયે તાજ,
સંગ નહીં કોઉ સાજ, રાજ કાકે કરતા હૈ?
દેખનેમેં બીર દોઈ, ઐસે નહિ ધીર કોઈ,
અપની ઓરત ખોઈ, બાનર મેં ઠરતા હૈ;
સામલ કહે સુવેખી, સેના મેં બહોત પેખી,
માંકડે અલેખે દેખી, રાવણ કા ડરતા હૈ? ૧૬૯ (૫૧)

દુહો

લખમણિયા ઘોષા ગડગડે, પોઢા જેની પીઠ;
મરોડે મણિ મણિધરતણી, કયાં ડરે દેડક દીઠ? ૧૭૦

અંગદ–ધકેટમેં ધર ધ્રુજે, એહમેં ન દિન સુઝે,
બુઝે નહિ તોય માન, મરદુંકે મોરેગો;
નાલ ગોલ બાન છુટે, ગામ કોટ લંક લૂટે,
રુઠેગો રામ દાઓ, દેખકે ગ્રહ છોરેગો;
હનુમાનકું હકારે, ડરેગો તું ડચકારે,
નગારે સબ ફૂટ ફૂટ, પીટફાટ ફોરેગો;
સામલ કહે બેર બેર, આયો હૈ અજીત શેર,
ધેર લેગો કરી રીશ, અબ રામ તારેગો. ૧૭૧ (૫૨)

### ઝુલણા છંદ

રા–અંગદા અંગમાં શે તું સમજે નહીં, કૂખ કાયરતણી તું જ આવ્યો !
કપુત વાળીતણા કુળ વિષે અવતર્યો, કે શકે નીચનું થાન ધાવ્યો !
શતખંડ કટકા કર્યા તાત તારાતણા, તેતણી ભક્તિમાં ભૂર ભાવ્યો !
વાનરા સર્વનો ઘાટ ઘડાવવા, લખવસા લક્ષ્યમણો આંહીં લાવ્યો ! ૧૭૨ (૫૩)
અં–પાષાણ અજ્ઞને પ્રીછવું કેટલું, જેહમાં ગુણ નહિ જ્ઞાન જ્ઞાતા !
વીશ છે નેત્ર પણ અંધવપુએ થયો, શોધતો શે નથી ચિત્ત ચહાતા ?
જે કરે જેટલું ભોગ તે ભોગવે, તે તમે દેખશો ધંધ ધાતા,
વળી વૈકુંઠ પદ પામિયો પ્રીતથી, શ્રીરામજી મુક્તિપદ દિવ્ય દાતા. ૧૭૩ (૫૪)
રા–કાપડી વેષ લઈ વન વિષે જે ફરે, શીશ જટા ધરે સંગ સારો,
સીતની શુદ્ધ નવમાસ નિરખી નહીં, આજ સાગર તણો દીઠ આરો;
લાવિયો રીંછ લંગૂર લખ કોટિધા, માનવી મૂળ મુખવાસ મારો,
લંકપતિ છત્રપતિ રાય રાવણ સાથે, રાઢમાં જીતશે રામ તારો ! ૧૭૪ (૫૫)
અં–એક કિંકર અહીં આવશે રામનો, તે નહીં તાહરો બોલ સાંખે,
તાત મારાતણી કીર્તિના કવિ તમો, હું ખમું બોલ જે ભુંડ ભાખે;
અન્ય જણને ઓશિઆળ શી તાહરી, જો ઘડી એકમાં જોર ઝાંખે,
લંક પરલંક એ અંક એકે ભરી, નિમિષમાં નિધિતણે નીર નાંખે ! ૧૭૫ (૫૬)
રા–કહે દશાનન સુણો વાળીના દીકરા, પ્રીત સંભાર તું પેર પૂઠી,
રામ ઉપર તને હેત કેમ ઉપજે, (જેને) તાતને મારિયો કાળ કૂટી;
પિંડ પાળે તારું વેર વાળે નહીં, પેટની વેઠમાં વાટ ઉઠી,
કર અહિં ચાકરી બાંધ્ય ત્યાં બાકરી, રામશું રાઢ કર આવ્ય રૂઠી. ૧૭૬ (૫૭)
અં–બુદ્ધિબળહીણ તું ક્ષીણ આયુષ થયો, રાવણ મૂઢ મુખ શું જ ભાખું ?
રાજમહારાજ અધિરાજજી કેરડાં, દર્શનો નિત્ય હું દિવ્ય દાખું
એહ અમૃત રસખાણ પૂર પ્રેમની, તે તજી ઝેર નીરવત ચાખું,
સ્વામી શામળતણા ચરણ પ્રતાપથી, તુજ સમા કિંકરા કોડ રાખું ! ૧૭૭ (૫૮)
રા–વેદ અવસાન આવ્યો હવે વાનરા, પશુય જાણી નોતા દંડ દેતા,
પંડ તારો શતખંડ કટકા કરે, ક્રોધથી ઉઠશે જોધ જેતા;
ખાલ નખ નખ લઈ દુઃખ દઈને દમે, લંકથી છુટશો લાભ લેતા !
શ્રીરામની આણ જો સત્ય તું કહે નહીં, જે તું સમા સેનમાં સુભટ કેતા? ૧૭૮ (૫૯)
અં–શુભ સુભટ ઘણા જુગત જોડે જમા, તે થકી લક્ષધા હરખ હેમે,
રૂપાતણા રાચમાં ભોજ્ય ભાવે કરે, કાંસની થાળ કંઈ પત્ર પ્રેમે;

મૃત્તિકામાંહી અશન કંઈ કોટિધા, એમ મરજાદ સહુ નરત નેમે,
તેતણી જુઠ વીણી અમો જીવીએ, હું હનુમંત બે ખાંત એમે. ૧૭૯ (

છપ્પો

૨૦—મૂરખ મૂઢ અજાણ, જૂઠું બોલે કયમ ઝાઝું ?
કોણ ગણતીમાં રામ ? લવરી સુણતાં હું લાજું;
કોઠ બીલાં ખાનાર, લંગૂરાં કોટિક લાવ્યો,
વાઘણ કેરાં દૂધ, મણિધર મણિ લેવા આવ્યો;
વળી તારુણી મારી તાટિકા, તે પરાક્રમ દીઠું તમો,
વળી હોય પરાક્રમ રામનું, કહે કિંકર સુણિયે અમો. ૧૮૦

ઝુલણા છંદ

અં—કરતૂક પૂછે કશ્યાં એહ કરતારનાં, જેહમાં જોરના જુગત ઝાઝા;
કોટિ બ્રહ્માંડ મંડાણ સૃષ્ટિતણો, મોક્ષ મહીમાતણો મૂળ માઝા;
અવતાર અંશે કરી વંશ દિલીપ કુળ, કીધ પરમારથ કોટિ કાજા,
ગરવરાગુણનિધિ તારીયાં તુંબ જયમ, શીશ રણ રોળશે રામ રાજા. ૧૮૧ (૬૨)
રા—વધતું વેણ વદે અલ્યા વનચરા, કેટલી બુદ્ધિ તરતીબ તારી !
પ્રાશન કરે પિલવાં વાલિઓ વાનરો, મોટાઈ જુઓ એને નાંખ્યો મારી !
તાટકા તારુણી રાંકડી રંડ એ, જીતિયો નીચ નિર્માલ્ય નારી,
રામનાં કામ જાણે બધા જગતમાં, ધીર એ વીર બે ધર્મધારી। ૧૮૨
અં—ત્ર્યંબક ત્રોડિયું માન તુજ મોડિયું, છોડિયો ત્યાં તુને ધર્મ ધાર્યો,
દશ મસ્તક (જે) દક્ષમાં રાખિયો કક્ષમાં, પલક એક પક્ષમાં હોડ હાર્યો,
કોટિ રાક્ષસ હણ્યા, ભય તેના નવ ગણ્યા, વેદ ભણિયા હવે તુજ વારો,
મારવો રંકને લૂટવી લંકને, પાપથી ઓસરે રામ મારો। ૧૮૩
રાવણ-માનવી માનવી સંગ રહે છે સહુ, માકડાં સાથે મન એનું મોહ્યું,
નાનપણા-માંહિથી નામ કાઢયું જુઓ, પરવર્યાં પુરથકી રાજ ખોયું;
ક્ષત્રીવટ ખોઇને જોગ જટા ધરી, શરમ ને કરમ ને ધરમ ધોયું,
મંત્રી તુજ સારખા પ્રાક્રમી પારખ્યા, દશકંધ કહે રામનું જોર જોયું. ૧૮૪

ચોબોલો

અંગદ—મંત્રી તે પુણ્યવંતા પૂરણ, ઘર બેઠા લખ લૂટે છે,
શ્રી દશરથના નંદન સાથે, ધારા વેદની છૂટે છે;

લાયક લીલા લક્ષ્મણ સાથે, અમૃતના ઘન ઉઠે છે,
અભાગિયો અક્કરમી અંગદ, રત્ન પથ્થરશું કૂટે છે! ૧૮૫

છપ્પા

રાવણ—બોલે વધતા બોલ, તોલ ખુવે છે તારું,
રવિ સામા નાંખે રેણું, માન ઘટે નહિ મારું;
આયુષ તારું અલ્પ, એક ઘડીમાં આવ્યું,
તાતનું લેતાં વેર, ભાગ્ય તુજ ભુંડું ભાવ્યું;
અવતાર અફળ તારો ગયો, વેર ન વાળ્યું વેઠમાં,
શત્રુને જઈ શરણે રહ્યો, પાવક ઉઠો તુજ પેટમાં! ૧૮૬

અંગદ—અન્યાઈ બોલે આળ, ગાળ ગુણ હીણા દે છે,
અધર્મી અવતાર, ભાર શું માથે લે છે!
મુજને તુજપર હેત, ખેદ રાખી નહી ખીજું,
આપણ બન્ને ભ્રાત, બતાવું કારણ બીજું;
જો વાળિ તાત છે આપણો, છૈયે સહોદર સુખમાં,
તુજને રાખ્યો તો કાખમાં, મુજને રાખ્યો તો કૂખમાં! ૧૮૭

રાવણ—વાળી સરખા કેક્રોડ, ચરણ મારાં ચાંપે છે,
સુગ્રીવ સરખા લાખ, કૃત્ય દેખી કાંપે છે;
ઈંદ્ર આદિ સુર સાથ, હાથ જોડે જણ ઝાઝા,
નથી સાંભળ્યો કાન, રિદ્ધિપતિ રાવણ રાજા;
ડોલાવું દશ દિક્પાળને, સળકાવું શેષ ધામને,
તું અલ્પ બુદ્ધિ સમજે નહીં, રહ્યો વખાણે રામને. ૧૮૮

અંગદ—શેષતણો અવતાર, તેહ લક્ષ્મણજી લાયક,
ફરશીધર ફરશુરામ, રામ નરપતનો નાયક;
મહાલક્ષ્મી અવતાર, માત એ સીત સતી છે,
એકાદશમો જે રુદ્ર, જોગ હનુમાન જતી છે;
ખસખોઈ કેસરતણી, બહો ગુણ બેહેક બરાસનો,
તરણ તારણ ત્રૈલોકનું, તે સ્વામી સામળદાસનો. ૧૮૯

સવૈયો

રાવણ—કીડીથી કુંજર કયમં બીહીશે? ડકર કરી દેખાડે ડકરી,
સ્વપ્નામાં સીતા નહીં આપું, પકર અમે પકરી તે પકરી;

જીવજાન તુજ જોખમ થાશે, મેલ જનાવર ઝાઝી જકરી,
શાર્દૂલ શેર સિંહસો રાવણ, બીજા બળવંતા તે બકરી! ૧૯૦

ઝુલણા છન્દ

અં-જોડિને કર કહું વાત તુજ કામની, નરપતિ ગર્વ તુજ એ બે જાશે,
સીત શું પ્રીત તે મોતની રીત છે, ચાંચડવત ચોળશે ચિત્ત ચહાશે;
ઈશ હતા તૂજ શીશ પર ગાજતા, તે સાથે શત્રુતા બહુજ થાશે,
સામળતણા સ્વામીની નીચ નિંદા કરે, ચોકડી ચૌદનું રાજ જાશે. ૧૯૧

સવૈયો

રા-રાંકની જાત તે રત્ન શું ઓળખે, આખર ચેતન ચાકરનો?
ગરીબતણે ઘેર પેટ ભરે તે, ઠાઠ શું જાણે ઠાકરનો?
મેરુતણો મહિમા નવ પ્રીછે, કરે વખાણ તે કાંકરનો,
"ખાખરની ખીલોડી" અંગદ, સ્વાદ શું જાણે સાકરનો? ૧૯૨

ઝુલણા છન્દ

અં-આરોગિયાં અમૃત ફળ જેણે અતિ ઘણાં, તેહને ઝેર તે કુણ લેખે!
હાર પહેર્યા જેણે હેમ મોતીતણા, કાચ કથીર કુણ પૂઠ પેખે!
પદ્મિની પારખી જેમણે પ્રેમદા, શંખણી દાખું તે લાભ લેખે,
રામ હૃદે વસ્યો ત્યાંય રાવણ કસ્યો? માન સાચું નહીં મીનમેખે. ૧૯૩
રા-કપુત ઉઠ્યો અલ્યા પેટ વાળીતણે, તાતની દાઝ તો તેં ન જાણી,
તાત જેણે હણ્યો, ભય તેનો નવ ગણી, પેટ ભરે તેના ગુણ વખાણી;
મુખ શું લેઈ મુજ સાથ બોલે બકે? એહ પ્રતીતથી જોર જાણી,
એ જીવ્યાપેં મળ્યું મોત માથે ભલું, બુડ ભરિ ઢાંકણી પૂર પાણી. ૧૯૪
અં-મંદોદરી શુભ સતી તેહનો તું પતિ, તેટલા માટે હું બોલ્યું સાખું,
દિવસ દશ બારમાં મોત હવે આવિયું, સંભાર કોઇ ઇષ્ટને સત્ય ભાખું;
કુંજરતણે આગળે કીટ શું કોપશે? એ વિષે તાહરું જોર ઝાંખું,
રામ દે આજ્ઞા હવડાં હું કરું, લંક બાંધી તુંને નીરે નાખું. ૧૯૫
રા-કરગરે કોડ દહાડા થઈ કિંકરો, કામિની કાજથી દીન દાસ,
લેતો નથી આક્રમ લંકપતિ ફેરડાં, દેવ દાનવ રહે ઘેર વાસ;
આપ અસ્વાર આસન થકી ઉઠશું, બાંધશું નરપતિ નાગ પાસ,
કારાગૃહ નાંખીને કોડ પહોંચાડશું, આજ અયોધ્યાતણી મેલ આશ. ૧૯૬ (૧૭)

### કવિત

અંગદ--કહા જાને મૂરખ, તું દશરથકે નંદનકું,
સનકાદિ જોગી જેસેં, પીર ધ્યાન ધરત હે;
પતિતકો પાવન એ, ખાવન હે ખલકકો,
ભક્તનકો બચ્છલ, કામ કરુના કરત હે;
શશિ શેષ શારદ જુ, નારદ બસિષ્ઠ બર,
ભૂપર જીવા જો ન વાકું, ભરતપુર ભરત હેં;
સામળ જ્યુંકે સ્વામીકી, પ્રતિત તું પર્ખ દેખ,
ગિરિવર ગંભીર ધીર, નીર પર તરત હેં! ૧૯૭

### ઝુલણા છંદ

રા–સીત લેતાં ઘણું સમજશો સૌ વસા, વાટ વાંકી ઘણી વિકટ વાંટા,
બિબુક સૂકાં બળે લક્ષ લાગે નહીં, ચોહ પથ્થર પડે છે છેક છાંટા;
રેત પીલ્યા થકી તેલ તે કર્યા થકી, અધિક અંતર વિષે આડ આંટા,
રામને કામ છે સાથ રાવણતણે, ખાવો છે ગુંદ મહિં કોડ કાંટા! ૧૯૮ (૯૩)

### છપ્પો

અંગદ–અંધ થયો દશકંધ, ધન્ધ ધારી શું બેઠો?
કુળ અંગારો આપ, પાપરૂપી થઈ પેઠો;
દશ છેદાશે શીશ, દીસ થયા તુજ વંકા,
ઈશ થવા ઉફરાંટ, લક્ષ લૂંટાશે લંકા;
પુત્ર તારા પ્રાજે થશે, વિધવા નાર તારી થશે,
સમઝ મૂઢ મન મૂરખ મને, ચૌદ ચૌકડી ચોવટ જશે. ૧૯૯

### ( રાવણનો કોપ–ગર્વ )–ઝુલણા છંદ

રા–શૂર સામદ છે સુભટ કો હાજરે, વાનરો મૂરખો મૌજ માલે,
પૂછે ગ્રહી ફેરવો શીશ પાછળથકે, વખાણનાં નામની લાણ આલે!
કોડ પહોંચાડો કરતૂક એના તણાં, જીભ ઝાલી કરી ચિત ચાલે,
સેન એનું જુવે તેમ કટકા કરો, પેસવા લંકમાં ન કો હામ ઘાલે. ૨૦૦ (૬૮)
અં–સૃષ્ટિ બ્રહ્માતણી સરજિયો કો નથી, રામ સેવક તણે મુખ બોલે,
ત્રિલોકના નાથનાં ચરણ સેવું અમો, તેહ પ્રતાપ તું કોણ તોલે;
રાવણ રંક જાણી તને ગુજરું, લંક ઉદવસ્ત કરું ખાંત ખોલે,
સામળતણા સ્વામીની રેણ વંદનથકી, લેઉં વેંચાતી હું માન મોલે. ૨૦૧ (૬૯

### કવિત

રાવણ—અર્ણવકો નીર આટે, કનકકો દુર્ગ કોટ,
ખોટ એક નહીં લંક, દેખનેકી જાત્રહૈં;
ઓલગ કરત ઇંદ્ર, અહર્નિશ દશ દીશ,
ભુજ બીજ ઇશ ધીશ, પૂજવેકો પાત્રહૈં;
સામલકે સદા જોર, સાત લાખ પુત્ર કોર,
તોર ટેક દેખ મેરા, પ્રૌઢ ગુન ગાત્ર હૈં;
બાલ સૂત વાલકેરે, ઉતારું અંકાર તેરે,
મેરે આગુ રામ લક્ષ્મન, માનવી કુન માત્ર હૈં ? ૨૦૨ (૭૦)

અંગદ—રઘુવંશી રઘુપત, નિર્મળહૈં જાકી મત,
સેનાપત સુગ્રીવ જેસેં, જુક્ત જોડ જોડ હૈં;
શુભકે સુભટ સિંધુ, લક્ષ્મનકે બાંય બંધુ,
ઇંદુપત અજોધાકે, બંદી છોડ છોડ હૈં;
સેવકકું સાધારન, દુષ્ટનકું નિવારન,
તારક કવિ સામલકો, હિત હોડ હોડ હૈં;
પતિતકો પાવન ગુની, જન જશ ગાવન,
રાવન જેસેં રામ અંગે, રામ ક્રોડ ક્રોડહૈં. ૨૦૩ (૭૧)

### છપ્પો

રાવણ—દશે શીશ ભુજ વીશ, ઇશનો આદ્ય ઉપાસી;
ધરે છત્ર શિર ચંદ્ર, ઇંદ્ર ઘેર ખાસ ખવાસી;
વરુણ ભરે નિત નીર, વીર કુંભકર્ણ અભીતો,
અગ્નિ નિપાવે અન્ન, તન જેણે શકકું જિત્યો;
બ્રહ્મા ભણે ઘેર વેદ, ખેદ કરે નહીં કોઈ,
વિષ્ણુ માને શરમ, કરમ જોરાવર હોઈ;
રછપતિ જમરાય, વાયુ મુજ મહેલ સમારે,
નવ ગ્રહ કરે સબ સેવ, દેવ જુદ્ધસેં હારે;
કહે સામળ સમૃથ ધણી, શશિલંક ઘેર ગામડાં,
રાવન કહે અંગદ સુનો, કોન માત્ર હૈ રામડા ? ૨૦૪ (૭૨)

અંગદ—મનિકે આગે મોહોર, મેર આગું જ્યૌં કંકર,
રાયકે આગું રંક, લંક આગું જ્યૈં છપર;

પંડિત આગું ભેદ, ખેદ આગું જ્યૌં જોનો,
કુંજર આગું કીટ, ગીત આગું જ્યૌં રોનો;
લછમન આગે કુંભ, કોયલ આગે જ્યૌં કગ્ગા,
સિંહકે આગું શ્વાન, હંસ આગું જ્યૌં બગ્ગા;
અમૃત આગું બિખ જ્યૌં, ઈશ આગું જ્યૌં (ખડ) ખાવના,
અંગદ કહે એહી પટંતરે, રામકે આગું રાવના. ૨૦૫ (૭૩)

ઝુલણા છંદ

રા–ક્રોડ તેત્રીસ તો દેવ સેવે સદા, સાત સાગરતણી ખાડ ખાઈ,
ધરસૂત્ર કંચનતણા પુત્ર શત લખસવા, કુંભકો પ્રાક્રમી ભરત ભાઈ;
દશ શીશ વીસ ભુજ બાહુબળ બળ ઘણું, જગત જીવે મારા ગુણ ગાઈ,
અંગદ અંગ શતખંડ તારાં કરું, કરે રામની વાનરા શી બડાઈ? ૨૦૬ (૭૪)
અં–શેષની આગળે અળશિયાં જયમ ફરે, સિંહને આગળે શ્વાન સોનું,
કંચન કથીર જયમ કેળ ને કાચકીને, અમૃતરસ આગળે વિખઓણું;
વેદ જોડે જયમ ભેદ પાખંડના, (દેવ) દર્શન આગળ જોષ જોણું,
રામજી આગળે રાવણ સમ તમો, ગાનગુણ આગળે રાંડરોણું. ૨૦૭ (૭૫)

કવિત્ત

રા–ચલતી હૈ આગું આગું બંનચર જીભ તેરી,
ગુદર્તી હું ગુહ્ના તેરા, પશુ જાત જાની મૈં;
બહાવરે આગું કહે, બાત તો બનાય બડી,
મેરે આગું સ્વલ્પ સબે, પથર જ્યું પાનીમૈં;
અનમિ અહંકારી નૃપ, નવખંડ ભૂમિ મૈં કે,
બલમેં બતા કો દેઉ, મુજ સમો માની હૈ?
તેરી તે રસનાહિ મૈં, તાલુસેં નીકાલ ડાલું,
બાંઘારેલ તેલ કાઢું, પીલું ધમ્મર ઘાનીમૈં? ૨૦૮ (૭૬)
અં–મેરી તો બલાય બોલે, મૂરખકે ભૂપ આગું,
ચલતા ચેતાય તોકું, જો તું ચિત્ત ચહાયગો;
ખાવન હુકમ નહિ, તેરે સાથ લઢનેકો,
નતરુ સમઝાવું તોયે, આપ દુઃખ પાયગો;
બતાઉં ઉપાય એક, રાવન તું ઉગરે તો,
સીત દેકે શીશ નામ, શેષ ગુન ગાયગો,

સામલકે સ્વામી સાથ, રાવન તું રુઠા રહે,
અંગદ કહે અંધ તુંહી, ખાત માર ખાયગો. ૨૦૯ (૭૭)

ઝુલણા છંદ

રા—દેવ દાનવ સહુ જિતિયા જગતપત, આણ ત્રણ લોક અહંકાર મારો,
સૂર્ય ને ચંદ્રમા ઈંદ્ર તે જિતિયા, શેષથી આદ્ય સંસાર સારો;
પશુ પંખી માનવી દેવ ને દાનવી, ચેતરે ચિત્ત ચિંતવ્યો ચારો,
રાવણ કહે અંગદા એક છે જિતવો, ભૂપતિ નરપતિ રામ તારો. ૨૧૦ (૭૮)
અં—રામ અજિત એ કોણે નથી જિતિયો, વેદ વચનથકી થીર થાપી,
તમે કહ્યા જેટલા તેટલા કિંકરા, અલખત ભોગવે એની આપી;
ભકતવત્સલ એહ નાથ અનાથનો, નાંખે કોટિક કલિ કષ્ટ કાપી,
સામળતણા સ્વામીને સાધુજન ઓળખે, ઓળખે નહીં રાવણો દુષ્ટ પાપી. ૨૧૧ (૭૯)
રા—ખડખડ હસ્યો દશાનન દશ વદનથકી, તારા તનનું તોલ તોલ્યું,
તાતના વેરથી તન વધાર્યું તુંએ, ગુણપણું તારું ઘેર ધોલ્યું;
માંકડતણો મહિપતિ કહે તું તે નરપતિ, જોગ લીધો જેણે રાજ રોળ્યું,
બાળબુદ્ધિ ડહાપણ અલ્પા તાહરું, તાત વાળીતણું નામ બોળ્યું. ૨૧૨ (૮૦
અં—લંક બાધી બળી તોય સમજ્યો નહિ, અશોક વાડીતણો શોક કીધો,
આળપંપાળ કર્યો નીર અર્ણવતણાં, પ્રૌઢ પયોનિધિ પાજ પીધો;
કુંવર તુજ રત્નશ્યો રણમાં રોળિયો, સીત આણ્યાથી શો લાભ લીધો?
જા વિભીષણ મળ્યો (તારો) ભ્રાત રઘુનાથને, દેશ લંકાતણો દાન દીધો. ૨૧૩ (૮૧)
રા—કહો એક પુત્રથી આંહિ ઓછું કશું, જેમ પટ આગળે એક ધાગો,
સમૃદ્ધ ઘણી ભાઇની ભોમ લીધી અમો, એક એકાકીએ ભુર ભાગ્યો;
રત્નચિંતામણી ખાણ કંઈ કોટિધા, નાગા નર જેવાને એક વાગો,
સિંધુમાં બિંદુ મુંડામાંય મુઠડી, "એક ખજુરાતણો ચરણ ભાંગ્યો!" ૨૧૪ (૮૨)
અં—દુષ્ટ દુર્જનને સજ્જન તે કશ્યો, ભ્રષ્ટ પાપિષ્ટ આચાર કહાવ્યો,
જાર જન જુવતીને જનેતા કહે જ્યાં, જાર તે શું કરે ચિત્ત ચહાયો?
અધર્મી અકર્મી ધર્મ ધારે નહિ, પાપની બુદ્ધિનો પાય પાયો,
નક્ટ પૂંઠે વૃક્ષ બાવળ ઉગીઓ, "તો કહે મારે ઠીક છાયો!" ૨૧૫ (૮૩)
રા—બાપનું નામ બોળ્યું બુદ્ધિહીણ તેં, સેવક થઇ શત્રુને રહે છે શરણે,
પેટને કાજ પ્રપંચ એ શ્યો કરે? વખાણ કરે વેરીનાં વિવિધ વરણે;
લાજરે લાજ કંઇ માલ હોય મૂળમાં, તાત હણનારનાં ચાંપ ચરણે,
અંગદ તુજ સમો અખિલ અવનિ વિષે, કપૂત નથિ સાંભળ્યો કોઇ કરણે. ૨૧૬

### છપ્પય

અંગદ—કપૂત નામ તો તેહ, સંતાડે સીત સતીને,
કપૂત નામ તો તેહ, જપે નહીં જોગ જતીને;
કપૂત નામ તો તેહ, રામ શું રાઢે રીઝે,
કપૂત નામ તો તેહ, ખરું કહેતામાં ખીજે;
અહંકારી વિચારો એ આપમાં, મોત ભાગા મનમાં બિયો,
સામળ કહે સેવક રામનો, કપૂત રાવણથી બીજો કિયો ? ૨૧૭

રાવણ—બોલે બીજો બળવંત, મુછાળો હોયે મારું,
પૂછાળો મારે પાપ, હોડ તે માટે હારું;
વાનર વનચર જાત, જનાવરપર શો જોરો ?
શત્રુને રહે શરણ, તેહ ઉપર શો તોરો ?
કાન કાસદીઆ તણા, છેદેથી મોટમ નહિ મૂને,
લંકપતિ કહે રે લંગુરિયા, તેથી જીવતો મુકું તૂંને ! ૨૧૮

અંગદ—જોનાર મુજ સામું કોય, નથી જન્મ્યો કો જાતે,
જોનાર મુજ સામું કોય, સુંઠ નથી ખાધી કો માતે;
જોનાર મુજ સામું કોય, નથી સરજ્યો બ્રહ્મસૃષ્ટે,
જોનાર મુજ સામું કોય, નથી વર્ષ્યો કો વૃષ્ટે;
મુજ સામું નથી બોલતો, જીવ રહ્યો ત્યાં જડી,
બોલે આયુશ આવિ રહ્યું, જમલોક પહોંચાડું તે ઘડી. ૨૧૯

રાવણ—જમ ચોકી કરનાર, લંક કેડે હરનીશે,
ગ્રહે નવ દે કોઈ નામ, વરદાન એ આપ્યું ઇશે;
ચાંપે પનોતી ચરણ, કરમ કર જોડી રહે છે,
અષ્ટોત્તર શત વ્યાધ, ખમા ખમા નિત્ય કહે છે;
નિકટ મોત નહીં નગરમાં, માઝા કુણ લોપે મારી,
જશવંતા રાવણ જીતે જશ, જુગ બાધામાં જારી. ૨૨૦

અંગદ—ઈશ હતા તુજ શીશ, તે ગુણ ઘાટ ઘોળાણું,
ચૌદ ચોકડી રાજ, રિદ્ધ સિધ સર્વ રોળાણું;
આયુશ થઈ ગયું અલ્પ, સતી સીતાને શાપે,
પરવાર્યું જપ તપ પુણ્ય, પ્રેમદા હરિ તે પાપે;
દિવસ બે ચાર દશ બારમાં, લંકાગઢ તારું ગયું,
હજુર મોત આવ્યું હવે, રાજ વિભીષણનું થયું. ૨૨૧

રાવણ–વિભીષણ કેરી ભોમ, લક્ષ્મી મેં લીધી લૂટી,
પ્રેમદા સહિત પરિવાર, કહાઢયાં લંકાથી ફૂટી;
પોઠી પંચાણું કોટ, ઝવેરખાનું જે જાણ્યું,
એ કેડે અશ્વ ને રિદ્ધ, અલખત સર્વે ઘેર આણ્યું;
સજ્જન દીધા એના શૂળીએ, જમલોકને તે જઈ મળ્યા,
મૂરખ મન વિચાર કર, પ્રથમ રામ તેને ફળ્યા. ૨૨૨

અંગદ–લોભીને શી લાજ, નિર્લજને શી નરનારી!
પાપીને શું પુણ્ય, અધર્મિને શો ધર્મધારી!
વ્યભિચારી શો વિવેક, શી ભગિની શી માતા!
ચંડાળતણું શું ચિત્ત, કાં પિતા કાં ભ્રાતા!
લોભી લંપટ નીચ નર, કુળમાં અંગારા અતિ,
સકળ સજ્જન સંહારવા, મોટા અવતર્યા મહીપતિ. ૨૨૩

રાવણ–લંકાની લીલા લહર, મૂર્ખ ત્યાં તું નહિ માયર,
કનકકીરમય કોટ, શોભિત તે પેઠે સાયર;
વરુણ વાયુ કુબેર; અધિક ભેટો તે આપે,
દિવાકર દશ દિક્પાળ, વચન મારું થીર થાપે;
છન્નુ કોટિના છત્રપતિ, કિંકર કર જોડી રહે,
રિદ્ધિ સમૃદ્ધિ રાવણતણી, લંગુર જાતે તે શું લહે? ૨૨૪

અંગદ–સાત લાખ સીન્તેર, પુત્ર તારા છે ઓઢા,
ઇંદ્રજિત કુંભકરણ, જુગ જાણીતા જો...
બાણું ક્રોડ બળવંત, શોભિતા સામ...
છનુ કોટિ છત્રપતિ, ભારે ભૂમિપ...
એ સર્વેને સંઘારવા, પાપે કુંભ...
હૃદે વિચાર રે રાવણ... ળરૂપે

ઈંદ્રજીત કુંભકર્ણ તુંબકર્ણ તોલવત, હુંબકર્ણ દેખીને હિત હરખું।
ચરવણું ચાવણું ભૂખનું ભાવણું, રાવણું ધાવણું બાળ સરખું। ૨૨૭

છપ્પા

રાવણ–જુઠું બોલ્યાનું જોર, તોર દીસે છે તારો,
રખે વખાણો રામ, મેળ નહિ આવે મારો;
એવા લક્ષ કરોડ, હોડ કરંતા હાર્યા,
નમ્યા તે જીવ્યા જંન, માન કર્યું તે માર્યા;
ડહાપણ ડીંગ માર્યાતણું, ગાઢ ગુણ તુજમાં ઘણું,
શું વિખાણ કરે વાનરા, રામતણું મોટમપણું। ૨૨૮

અંગદ–કુબેર તણાં વિમાન, સુખસાગર સુખ સેજે,
ઝવેર જડિત્ર મહેલ, તપે તરણીવત તેજે;
સાઠ લાખ શ્યામા સહિત, હીંચે હીંચોળા ખાટે,
અલખત અપરંપાર, પુખરાજ પરવાળાં પાટે;
દશાનન તુજપર દયા, અંગદ કહે આવે મૂને,
લંગુર લંકા લખ લૂટશે, તે માટે કહું છું તૂને. ૨૨૯

કવિત

રાવણ–આવ્યા છો અનેક જન, વાનર વિવેક વિના,
ખાસો મોકમ માર સૌ, જાસો જીવ ખોઇને;
સેવો છો શું જાણી એને, રાજ ભ્રષ્ટ થયો રામ,
ગામ ધામ કામ કુળ, રહ્યો ધર્મ ધોઇને;
સિદ્ધિપણું રિદ્ધિપણું, નિધિપણું નેક નહીં,
સેવક કે શહાનેકી, કર નહિ કોઇને;
સતી સીત હરી જ્યારે, તોલ અમો કર્યું ત્યારે,
જીવતા મેલ્યા તે દીસ, શીશ જટા જોઇને. ૨૩૦

અંગદ–રક્ષપતિ તારા તે, મારા લેખામાં કુણ,
મરોડીને લેઉં માસ, દેઉં માર માર માર;
કનકના કોટ ઓટ, દપેટી દેવટ કરું,
ફરું હરું, ફોજ માંય, ભાંજુ ભાર ભાર ભાર;
ચેતાવું અચેત તુંને, ચેત ચેત ચેત ચિત્ત,
આયુશનો આરો તારો, પામ્યો પાર પાર પાર;
રામચંદ્ર રાજ રુઠ્યો, કામી તારો કાળ ખુટ્યો,
લંકાસરખી લાખ તારી, લૂટું લાખ લાખ વાર. ૨૩૧

રાવણ–વિભીષણ કેરી ભોમ, લક્ષ્મી મેં લીધી લૂટી,
પ્રેમદા સહિત પરિવાર, કહાઢયાં લંકાથી કૂટી;
પોઠી પંચાણું કોટ, ઝવેરખાનું જે જાણ્યું,
એ કેડે અશ્વ ને રિદ્ધ, અલખત સર્વે ઘેર આણ્યું;
સજ્જન દીધા એના શૂળીએ, જમલોકને તે જઈ મળ્યા,
મૂરખ મન વિચાર કર, પ્રથમ રામ તેને ફળ્યા. ૨૨૨
અંગદ–લોભીને શી લાજ, નિર્લજને શી નરનારી!
પાપીને શું પુણ્ય, અધર્મિને શો ધર્મધારી!
વ્યભિચારી શો વિવેક, શી ભગિની શી માતા!
ચંડાળતણું શું ચિત્ત, કાં પિતા કાં ભ્રાતા!
લોભી લંપટ નીચ નર, કુળમાં અંગારા અતિ,
સકળ સજ્જન સંહારવા, મોટા અવતર્યા મહીપતિ. ૨૨૩
રાવણ–લંકાની લીલા લહર, મૂર્ખ ત્યાં તું નહિ માયર,
કનકકીરમય કોટ, શોભિત તે પેઠે સાયર;
વરૂણ વાયુ કુબેર; અધિક ભેટો તે આપે,
દિવાકર દશ દિક્પાળ, વચન મારું થીર થાપે;
છન્નુ કોટિના છત્રપતિ, કિંકર કર જોડી રહે,
રિદ્ધિ સમૃદ્ધિ રાવણતણી, લંગુર જાતે તે શું લહે? ૨૨૪
અંગદ–સાત લાખ સીન્તેર, પુત્ર તારા છે પ્રૌઢા,
ઈંદ્રજિત કુંભકરણ; જુગ જાણીતા જોડા;
બાણુ ક્રોડ બળવંત, શોભિતા સામદ સાથી,
છન્નુ કોટિ છત્રપતિ, ભારે ભૂમિપતિ ભાથી;
એ સર્વેને સંધારવા, પાપે કુંભ ભારે ભર્યો,
હૃદે વિચાર રે રાવણા, કાળરૂપે તું અવતર્યો. ૨૨૫

સુલણા છંદ

રા–આબલાં ઓઢવા ઉંબરાં વીણતાં, લાવિયો વાનરાં વેર લેવા!
માંકડાં રાંકડાં રીંછડાં પીંછડાં, સિદ્ધ જાણી કરે એહ સેવા!
હુકતાં કુદતાં હુકતાં ફુદતાં, જિતવા આવિયા જોધ જેવા!
નરપતિ છત્રપતિ ઇંદ્રપતિ પાસથી, સીતને પામશો તર્ત તેવા! ૨૨૬
અં–લોક કહે લંકપતિ ફોક મારે મને, અશોક શોકવત નગર નરખું!
લંકનો વંક તે અંક રજ રંકવત, નિશ્શંકપે પૂરો પંખ પરખું!

પાપ પાસે પડ્યો ઘાટ તારો ઘડ્યો, સીત હરવા અડ્યો ઝેર પીવો,
માન મોટમ મોટ્યો આયુષ્ય અવશ્ય ઘટ્યો, વંશ વર્ત્યો નહિ સાખ દીવો.૨૩૭(૮૪)
રાવણ–ક્રોધ પૂરણ કરી રાય બોલ્યો ફરી, હઠ કરી તું હરી ધીર ધારી,
દૃષ્ટિ જો મેં કરી, જાશે તું સહજ સરી, શું જાતું નથિ ફરી પુઠ પારી;
ખાંત રાખે ખરી તો રહે નહિ ઠરી, રીસ ભુંડી ભરી માન મારૂં,
વાત તારી સૂણી ભ્રાંત નહોતી કરી, જાન જોખમ કરું તર્ત તારૂં. ૨૩૮ (૮૫)

છપ્પય

અંગદ–શ્રીરામચંદ્ર પરતાપ, કોણ મુજ સામુ જોશે?
શ્રીરામચંદ્ર પરતાપ, જીવ નિજ દુશ્મન ખોશે;
શ્રીરામચંદ્ર પરતાપ, કોણ મને શસ્ત્રજ મારે?
શ્રીરામચંદ્ર પરતાપ, ક્રોડ તુજ સરખા હારે;
શ્રીરામચંદ્ર પરતાપથી, જળને સ્થાનક સ્થલ કરું,
કવિ સામળ અંગદ કહે, કહે તો આભ ઉંડળ ભરું. ૨૩૯

ઝુલણા છંદ

રાવણ–હવણાં તો વંશ ગયું અલ્યા વાલીનું, મરત છે ઢુંકડું તરત તારું,
તાળવે જીભ કાઢું તજી તાહરી, હજુ લગી દીલમાં ધર્મ ધારું;
ચરણ ગ્રહી ફેરવું તરણવત તુજને, રામ ગુણ ગાય તો નિશ્ચે મારું,
આકાશ ઉડાડશું પવનવત પલકમાં, દેખશે દળ કપિસેન સારું. ૨૪૦ (૮૭)

કવિત

અંગદ–ગયો તેરો તેજ સબે, હેજ હેતકારી કોય,
ગયો દમ નામ ઠામ, ગયી કીર્ત કેહેનેકી;
ગયો ધરસૂત પૂત, અરથ ગરથ ગયો,
તખત અલખ ગઈ, તર્તીબ જ્યોં તાનકી;
ઘોડે જોડે ગયે પોઢે, ગયે પરતાપ તેરે,
હાથી સાથી ભાથી ભૂપ, મમત ગઈ માનકી;
જાન ગઈ જોખમ ગઈ, રાજરિદ્ધિ રોખ ગઈ,
જ્યા દિનતેં લ્યાયો મૂઢ, જગતમાત જાનકી. ૨૪૧ (૮૮)

છપ્પો

રાવણ–રામતણા ગુણ ગાય, છેક તે ક્યમ રે છાનું?
રામતણા ગુણ ગાય, મૂઢ તે ક્યમ હું માનું?

### છપ્પા

રાવણ—રામના દંતમાં દેઈ, સિતાજી હું હરી લાવ્યો,
રોતો ફરતો રાન, દશ માસે અહિ આવ્યો;
પામરકેરી પેર, ભીખારી ભાવે ભમતો,
માંકડ કુકડમાંય, રહ્યો રાજી થઈ રમતો;
મરદ મૂછાળા પાસથી, કઠણ લેવી છે કામિની,
જાઓ જાઓ મુકું જીવતા, જરૂર આજની જામિની. ૨૩૨

અંગદ—મરદ મૂછાળો હોય, તેહ શિદ થાય ભિખારી?
નરપતિ હોય નરેંદ્ર, ચોરે તે કાં પરનારી?
સામદ હોયે શૂર, રિદ્ધિપતિ રાવ કે રાણા,
તે શિદ પાડે બુમ, કાર્મુકે કર ચંપાણા?
ઉંચા અધર્મ નવ આચરે, ભુંડા બોલે ભાંડમાં,
તોલ ઘટે તુંને મારતાં, રામને મન તું રાંડમાં. ૨૩૩

રાવણ—સાત લાખ છે પુત્ર, એક મારે શું થશે?
લાખ એંશી હજાર, જામાત્ર પ્રૌઢ છે પાસે;
એક વિભીષણ ભ્રાત, ભૂર ભૂંડો થઈ ભાગ્યો,
જયમ સુડેલનો પાગ, પટ આખે એક ધાગો;
લંગુર મૂઢ લવરી કરે, મમત ન મૂકે મનમાં,
કાસદ કિંકર કયમ મારિયે। તોલ વિચારું તનમાં. ૨૩૪

### ઝુલણા છંદ

અંગદ—કુંવર લાખ તારાકેરી કામિનિ કરું, વાંઝણી એટલી ધીર ધારું,
સ્યામા સાઠ લક્ષ તરુણ ઘર તાહરે, ગર્ભ ગાળું રડે તુજ સારું;
ક્રોડ બળવંતનો અંત આણું અલ્યા, હોડ હઠ કોડથી નવ્ય હારું,
રામ(ચરણ) રજ અંશ એ પુણ્ય પ્રશંસએ, કરું હુંય નિર્વંશ એ નગ્ર તારું. ૨૮૫ (૮૬)

રાવણ—માંકડાં રાંકડાં જા ઘેર જીવતો, વાંકડા ફાંકડા બોલ કેવા?
કાયાતણા કટકડા ક્રોડ કરાવશે, વનચરા પાસથી લાણ લેવા;
ભૂખતણા મટકડા ભાવ ભૂલી જશો, ચટકડા સેવશો સિદ્ધ સેવા,
લટકતાં શીશ રેશે ધડ જુજવાં, રામ નહીં આવશે હાથ દેવા. ૨૮૬ (૮૭)

અંગદ—રાંકડો જાણિ કહે તું મને માંકડો, આંકડો મેલશો તોજ જીવો,
સંકટ ઘણું સાંકડો પાપ પૂરણ ઘડો, ચોર ચિત્તે ચઢ્યો કાજ કીવો;

### છપ્પા

રાવણ–એ પેલી મહેલી સીત, અશોક વન વારું વાડી,
ત્યાં છે અટપટી જાગ, ખેલ રત્નાકર ખાડી;
લક્ષ્મણ સરખા કોટ, રામ સરખા બહુ રાજા,
જાવું ન પામે કોય, જંત જોરાવર ઝાઝા;
તું કિંકર થઈને કરગરે, કર ઓઢે ભીખારી થઈ,
જો બળ હોય બુદ્ધિ હીણમાં, તો તું તેડી જા તહીં. ૨૪૮

### કવિત

અંગદ–પૂર્વ જન્મ પાપ થકી, સીતાના શાપ થકી,
અક્કલ ઓછી આપ થકી, સેજ પડ્યો શૂળમાં;
અક્ષરના અંકથકી, વિધાતાના વંકથકી,
રંજાડ્યા કો રંકથકી, ધન મેળવ્યું ધૂળમાં;
અહંકાર અતિ આણ્યાથકી, મમત મૂઢ માણ્યાથકી,
નિરગુણ નાણ્યાથકી, તણાયો તું પૂરમાં;
છેક બુદ્ધિ છોછી થકી, અક્કલ આપ ઓછી થકી,
રાવણ તેં હાથ ઘાલ્યો, ગોખરુના મૂળમાં. ૨૪૯ (૯૪)

### ( અંગદ બંધન )

### ઝુલણા છંદ

કવિ–દષ્ટિ ભુંડી કરી રીસથી રાવણે, રાજમદ જોરથી રાજ રૂઠ્યો,
જાવું ન પામે હવે જીવતો વાનરો, એમ કહી આપ અધિપત્ત ઉઠ્યો;
ગુરજ ગુપ્તિ ગ્રહી સામદો સંચર્યા, કોટ કોટ્યાન જેમ રાફ છુટ્યો,
પુત્ર વાળીતણો વીંટીઓ વિધ વિધે, બાણનો શિર વરસાદ વુઠ્યો. ૨૫૦ (૯૫)
હાલક હુલક હલકાર, હળ હળ થયો, મારો મારો કરી ભુંડ ભક્ષા,
અધિપતિ આજ્ઞા કોણ લોપી શકે ? શૂર સામદતણી દીધ શિક્ષા;
વીંટીઓ વાળી સૂત ઘેર ધુમ્મર ઘણે, રીસ તે દનતણી ક્રોધકક્ષા,
લખવસા લાજ કોણ લઈ શકે એહની, જેહને શીર શ્રીરામરક્ષા ! ૨૫૧ (૯૬)
એક શ્રીરામનું નામ રસના જપે, જન્મ કોટિતણા તાપ ત્રાસે,
એક શ્રીરામનું નામ રસના જપે, અષ્ટ મહાસિદ્ધિ નવનિધ વાસે;
એક શ્રીરામનું નામ રસના જપે, નિમિષમાં પાપના ઓઘ નાસે,
એક શ્રીરામનું નામ રસના જપે, બેસી વૈમાન વૈકુંઠ જાસે. ૨૫૨ (૯૭)

રામતણા ગુણ ગાય, વચન માનું કિમ તારું ?
રામતણા ગુણ ગાય, ડગે કિમ મનડું મારું ?
અલ્યા રામતણા ગુણ ગાયા થકી, જોખમ તારે જાને થશે,
ઉડાડી દેઉં આકાશમાં, એટલે રામચરણે જશે ! ૨૪૨

અંગદ–ગયું રાજ ઘરસૂત્ર, પુત્ર સહોદર સાથી,
ઘોડા જોટા જોખ, શેખરિદ્ધ વિધ હિત હાથી;
ગયું તેજ હિત હેજ, સિંહાસન વિમાનવાસી,
દેવ કરતાતા સેવ, ગયા દિવાન ને દાસી;
પુણ્ય સર્વે પરવારિયું, મમત ગયું મૂઢ માનકી,
વળી ઈશ ગયા તૂજ શીશથી, જે દિન લાવ્યો જાનકી. ૨૪૩

ઝુલણા છંદ

રાવણ–પૂત કપૂત તું કૂળ લજામણો, ભૂપ સાથે ભિડે બળ ભારી,
દેશપતિ દીકરો દૂત થઈ આવિયો, ટેક તરતીબ એ જોઈ તારી !
ક્રોડ બોતેર તે પદ્મ અઢારમાં, રામ ને લક્ષ્મણ કારભારી,
એ સર્વ ગર્વ તે સેલ મારે મને, ચિંતવું તે દિન ચાર મારી. ૨૪૪ (૮૯)

અંગદ–ઈશના ઈશને શીશ નામ્યું હશે, રીસ ખમું તારી તેહ માટે,
જગદીશ એ શીશ છેદશે તાહરાં, વેદ વદ્યાં જશે સ્વર્ગ વાટે;
હરનિશ દિનેશ જે દીપ દેખાડતો, તે ટળ્યું આજથી જ્ઞાન ઘાટે,
વીશ વસાએ જીવ તારો જશે, સીત હરી તેહ પાપ સાટે. ૨૪૫ (૯૦)

છપ્પો

રાવણ–રાંક ઉપર શી રીશ ! કરવી તે ન ઘટે સુજને !
દેઉં છું જીવતદાન, જીવતો મૂકું તુજને;
કાસદકેરા કાન, વાઢતામાં હું લાજું,
તરણાપર શો ટેક ? દીલ મારામાં દાઝું;
તું બુદ્ધિહીણ બકતો રહે, ફૂથલી શી ઝાઝી કરે ?
ગમાર જાણી નહિ ગુંદરું, ફરી બોલે નિશ્ચે મરે. ૨૪૬

ઝુલણા છંદ

અં–વૈષ્ણવ વિપ્રના વંશમાંહે તમો, ચિંતા તાહરી ઘણી ચિત્ત વ્હાલું,
કરતાં ઉપદેશ કદાચ તું ઉગરે, સહજના સંઘમાં ગંગ ન્હાવું;
મૂરખને મન તે શીખ શોભે નહીં, બેહેરા આગળે કોણ ગાવું ?
શીખની રીત શી રાવણ આંગણે, “ગાંઠનું ખાઈ ઘેલા સાથે જાવું.” ૨૪૭ (૯૨)

### ઝુલણા છંદ

અં–નામ નર કોઇનું રામ હોય રીતમાં, બોલાવતે કોટિ કલ્યાણ કાયે,
રામ કહી નહાય કો છેક જઈ છિદ્રમાં, સહેજ ફળ ગંગ તરંગ થાયે;
અજાણ કે મૂર્ખ રસનાથકિ રામ કહે, પંચ પદારથ પ્રીતે પાયે,
સામળ કહે રામ અક્ષર એક બોલતે, દુઃખ દરિદ્ર દેહવટ જાયે. ૨૫૮

રા–આપ અજાણ અજાણના કિકરા, પુત્ર અજાણના કૂડકારી,
બાંધિયા નવ ગ્રહ જે અલ્યા બારણે, વેદ ભણે ઘેર બ્રહ્મચારી;
અહર્નિશા ઓળગે ઇંદ્ર ઉભો રહે, ધર્મ ધલહલ રહ્યો ધર્મધારી,
દિલીપકુલ દશરથ દેહનો દીકરો, ભૂપ સાથે ભિડે બ્રહ્મચારી. ૨૫૯ (૧૦૦)

અં–દેખ અલ્યા દાનવી, એ નહીં માનવી, એણે સૃષ્ટિ આ સ્થિર સ્થાપી,
એકવીશવાર નક્ષત્રી અવની કરી, કોટિધા ભક્તનાં કષ્ટ કાપી;
બળીને પૂછ બળ પ્રાક્રમ એહનું, ત્રણ ડગે લીધી ત્રિભોમ માપી,
અંગદ કહે કહું અજાણને કેટલું, પ્રીછે નહિ રાવણો મૂઢ પાપી. ૨૬૦ (૯૯)

### છપ્પો

કવિ–તરકસતિ તલવાર, બાણ વરસાદ જ વરસે,
કરડંતા કરે કોપ, ધીર ધસમસતા ધરસે;
નાળ ગોળા રણતૂર, માર બહુ દૈત્યે દીધો,
વીંટ્યો વાળીનો પુત્ર, ઘુમ્મરમાં ઘેરી લીધો;
ત્યાં માર માર સહુકો કરે, પ્રહાર પગે પાટુતણા,
બહુ અંગદ કીધો આકળો, જોદ્ધા આવ્યા અતિઘણા.* ૨૬૧

### કવિત

અં–અંગદ કહે એહિ સભામે, હૈં કોઉ બુદ્ધનિધ,
લૂન લખ લાજ રખે, સામદ સિફારસી;
બુઝવે વેં બાવરેકું, જીવ જાન રખો ચહે,
ભોગવેં ધરસૂત પૂત, કર કોઉં કારસી;
રાનીકો જાઓ ભહિ, કોઉં રાજબીજ નહિ,
સબીહિં સરિખ ખર, ખરી નીતિ ખારસી;
ગ્યાન કહા ગુમારનકું, કાકકું કપૂર કહો !
મર્કટકું માનક કહા, કા અંધેકું આરસી ! ૨૬૨

---

* પાઠાંતરઃ–લંકપત્ય કોપ્યો લખવસા, મોહોકમમાં નહિ મણા.

શ્રવણે સુણે રામનું નામ જો સ્વપ્નમાં, તેહને ભવતણી ભીડ ભાજે,
ઇંદ્ર કંઈ કોટિધા તેહ નરને નમે, છત્ર ચિંતામણિ છાંય છાજે;
અચળ ને અમર વૈભવ વૈકુંઠના, અનહદ નાદની વેણુ વાજે,
ઉણમ કશી તેહને દેહમાં દુઃખ કશું! સામળતણો સ્વામી જે શીશ ગાજે. ૨૫૩ (૯૮)

અં–રીજ કે ખીજથી રામ હૃદે રહે, જપ જાપ કે તપને મૂળ માને,
દેહ દાતાર નવ રામ કોડે કહે, સમજ્યો તે ઘણું શાસ્ત્ર શાને;
ઓધારિયા આપ ઇકોતરાં તે નરે, પોખિયો દેહ અમૃત પાને,
મરણ સમયાંતરે કરણ કિંચિત સુણે, યમદૂત નાસે જયમ હરણ રાને. ૨૫૪

રા–શી જીત કિડિ પરે, કટક તે શું ચઢે, તૃણના ઉપર તે શા કૂવાડા!
રંકપર રુઠવું રાજની રીત એ, તુચ્છ પેટે કશી તાન તાડા!
ગુદરું છું ગુહનો વાર ઘણી થઈ, બુદ્ધિહીણા બકે બોલ આડા,
લાજ ને કાજથી મૂકું છું જીવતો, કહેશે કાસદ તણા કાન વાઢ્યાં. ૨૫૫

છપ્પો

અંગદ–જપે રામનું નામ, દૂત લખ જોજન નાસે,
જપે રામનું નામ, વાસ વૈકુંઠે વાસે;
જપે રામનું નામ, દોહલાં દેહવટ જાયે,
જપે રામનું નામ, અગર જળ શીતળ થાયે;
રામનામ જપતા જેહજન, લજ્જા કોણ લોપી શકે?
શસ્ત્ર ઘાવ વાગે નહીં, રામ નામ જો હૃદે રખે. ૨૫૬

(અંગદને શિક્ષા)

કવિત

રાવણ–દાવે બોલ્યો દશકંધ, ધાકડો કરે છે ધંધ,
બાંધી લ્યોને એને બંધ, મારી નાંખો મૂઢને;
ફેડી નાંખો એનો ફંદ, છંછેડીને કરો છંદ,
મોટમ એની કરો મંદ, કહાડી નાંખો કૂડને;
મૂછ પૂછ કૂછ કાપો, તન એનું તાપે તાપો,
અધિક એ લાણ આપો, પ્રાજે કરો પ્રૌઢને;
વાનરો આવ્યો છે વાસે, પોકાર કરે છે પાસે,
ઉડાવી નાંખો આકાશે, આકડાના તૂરને. ૨૫૭

નાગપાશ અણાવિયું જોર જણાવિયું, તાણિયું બાણ ટંકાર કીધો,
ગાળ દશ વીશ ત્યાં દીધી રીસે કરી, વાળીસૂત ધુમ્મરે ઘેરી લીધો;
રા–સંભાર કોઈ ઇષ્ટને આ સમે અંગદા, પલક એકમાં તૂજ પ્રાણ પીધો,
નામ ટાળ્યું તારું રામ તુજ શત્રુએ, દાદો ત્યમ દીકરો દાવ દીધો. ૨૭૦ (૧૦૮)
અં–કુડ બોલે અલ્યા કુંવર કૈકસીતણા, નાક છેદન કરું નિમિષ નાથે,
જીવતાં જોર દેખાડવા માંડિયું, જોર હોતે તો વળગ્યા બાંય બાથે;
પ્રીતથી પ્રત્યુત્તર કરે તો હું પરવરું, હુકમ નથી રાઢનો તુજ સાથે,
લેખ લખ્યા બ્રહ્મતણા લક્ષવસા, રાવણ તણું મોત શ્રીરામ હાથે. ૨૭૧ (૧૦૯)

(અંગદ રાવણ વિવાદ)

કાવત

રાવણ–રાવ કહો રાવણની, રામ આગે રીસ કરી,
પરવરે પુરમાંથી, પેર કહું પ્રીતની;
જોર હોય જુદ્ધ કરો, રાઢ રણજંગમાંય,
લક્ષ્મી સહિત લંક લીજે, જંગીર વાહો ઝીતની;
કાયર હો સાયરથી, નાસો નિરમાલ્ય થઇ,
નાસતાને મારું નહીં, રંક જેવી રીતની;
લખ કોટિ વીસ વસા, ઉત્તર કહે અંગદ તું,
દેહ જીભે આપું નહી, આશ મૂક સીતની. ૨૭૨ (૧૧૦)
અંગદ–જાણી છું જરૂર હવે, પ્રીછ્યો પૂરો પાર તારો,
આવી રહી રેખા તારા, આયુષના અંકની;
બારમો છે રાહ તુંને, પનોતી હજુર હૈયે,
વાંકા એક આઠ ઈશ, વિધાતાના વંકની;
એ તો વાત રહી અહીં, કેવી નથી કોયે તહીં,
રાવ કશી રામ આગે, રાવણ તું રંકની;
વરદાન ઇશે દીધું, તુજ પાસે લાંચ લીધું,
સામળ કહે કાર્ય સિધ્યું, લાલચ મેલ લંકની. ૨૭૩ (૧૧૧)
રાવણ–તરુણી હણી તાટકા, રોળ્યો રાક્ષસ રંક જેવો,
જે જે કીધું કામ રામે, હર્ખ હેત હાથનો;
બાપડો બચારો પેલો, ત્રિશિરાને તર્ત હણ્યો,
દાખ્યું અને દૈવત મેં, શોભા સમરથનો;
જાંબુ જમનારો પેલો, વાંદરીનો વાળિ બેટો,

## ( અંગદ પુનઃ બંધન )

### ઝુલણા છંદ

રા–એક વાર સીતા હરી, જો તું હવે ફરી, જાઉં અયોધ્યા ભણી ધીર ધાયો,
ઉદવસ્ત કરું એહની આણ જ્યાં લગી ફરે, જાણજો ભ્રાતને બાંય સહાયો;
નરનાર લખ કોટિધા લંક લગી લાવશું, ચિંતવું તે ઘડી ચિત્ત ચહાયો,
અંગદા સહિત બોળું સહુ અરણવે, જાણજો કૈકસી કૂખ જાયો ! ૨૬૩ (૧૦૧)
કુ–એ વિધે વાક્ય સુણ્યાં જવ અંગદે, ચિત્તથી કોપ ચોપાસ ચઢિયો,
નિકટ નરપતિતણે વિકટ બહુ બોલિયો, અટપટી અંકથી આપ અડિયો;
ઝટપટી ઝાલિયો કર દશાનનતણો, ચટપટી જીભની જલ્પ જડિયો !
અં–બોળિયું કુળ અલ્યા બાપના બાપનું, કૈકસીપેટ તું પહાણ પડિયો ! ૨૬૪ (૧૦૨)
કુ–તુચ્છકારો કરી ત્યાંથકી ઉઠીઓ, રીસ ઝાઝી કરી રિદ્ધ રાજા,
ગુંદરો કયમ ગુહ્નો, એહ ગુણહિણનો, મટે મહિપતતણી એહ માઝા;
ફેરવી નઝર ચોપાસ એ નરપતે, ધસમસ્યા ધીર તરતીબ તાજા,
ઔઠ આયુધ પડે અંગદા ઉપરે, માર જોરાવરી જોધ ઝાઝા. ૨૬૫ (૧૦૩)
બાંધવા માંડિયો બળ કરી બહુ જણે, ચોગમાં બાણની ચોટ નાંખી,
વકારે વિમાનેથકો રાય રાવણ ઘણું, શૂર સામદ કેમ રહે સાંખી ?
હડબડાવ્યો ઘણું કહી હો હો કરી, તરવર્યા જોધ જ્યમ મધમાખી,
રામનું નામ અંગદતણે અંતરે, પડે જયમ શસ્ત્ર અંગફૂલ પાખા. ૨૬૬ (૧૦૪)
આપ જોરે કરી ઉછળ્યો અંગદો, કારમો કોપ આકાશે કીધો,
વળી ગયા હાથ તે તો રહ્યા હીંચતા, દોષી દેહવટ કરી દાવ દીધો;
બ્રહ્માંડ ભાંગી પડે એમ ભૂપર થયું, મધ્ય પડ્યાં જ્યાં શૂર સીધા,
નાઠા નૃપતિ સહિત દાનવો દશદિશા, પાંચ કોટિતણા પ્રાણ પીધા. ૨૬૭ (૧૦૫)
બુમ પાડી બધા દેશમાં બહોવિધે, રૈયત ઘણું નાસવા છેક છૂટી,
પ્રાજે કરી પૂછવડે કંઇક પરાક્રમી, હિમ્મત હઠીલાતણી ટેક ત્રૂટી;
વિદાર્યાં ઘણું વાનરે નખ વડે નર ઘણા, આયુષ અચુતાંતણી ખાંત ખૂટી,
વ્યાપી વાત વીપરીત સૌ વિશ્વમાં, વાનરે એકલે લંક લૂટી. ૨૬૮ (૧૦૬)
નાસતા નર દીઠા ઘણા નરપતે, વાસ બાધા માંહે ત્રાસ પેઠા,
લંગૂરનું જોર લેખે લખધા લહ્યું, અહંકાર તજે કયમ એહ એઠા ?
હુંકાર ને હોડ એ મોડ કોડે કરી, ફરી ભૂપ સભા ભરી ઘાટ પેઠા,
દંત કરડી મહા મૂછ મરડી પછી, આસને રાય બળવત બેઠા. ૨૬૯ (૧૦૭)

કોટિ કોટિ કરે કામ, દુઃખથી જોડાવે દામ,
ચાડિયાની જીભ માંહે, જર તો ગણાય છે. ૨૭૮ (૧૧૫)
અંગદ–ચાડિ ચતુરાઇ કહે, ચિત્ત તારા માંહે ચ્રહે,
લે તો કહું વાત અર્થ, પરમાર્થ કામનું;
કેવું પડશે ત્યાં સાચું, કામ થાશે તારું કાચું,
રાચે રાય રાવણ તું, દેખી જોર દામનું;
ગંગા કદિ ઉલટી વહે, નેવે નીર મોભે ચઢે,
પડે ધ્રૂવ પલકમાં, મેરુ ડગે મામનું;
પૂર્વ રવિ પ્રાચી જાય, એટલું કદાપિ થાય,
અફળ ન જાય એક, બોલ બાણ રામનું. ૨૭૯ (૧૧૬)
રાવણ–ઉગ્યો તે આથમ્યો દીસ, દુઃખવાને આવ્યું શીશ,
રીશ કરું કેત્તી તુંને, ઠગવાનો ઠાઠ છે!
આવરદા દીસે તારું, મન કોમળ થયું મારું,
હારું એક વચન મૂઢ, કાસદા તું માટ છે?
જા જઇને કહે તહીં, શું બકે છે ઉભો અહીં,
જાંહે જશે જીવ તારો, લખ્યું એ લલાટ છે;
મોકલ્યો છે શીખ દેઈ, લોભે લાભ લાંચ લઈ,
એ ભલાઈ બોલે શકે, ભૂપતનો ભાટ છે. ૨૮૦ (૧૧૭)
અંગદ–કીરત કરે રામની, શેષ રવી શારદા જુ,
મહા રુદ્ર ઇંદ્ર ચંદ્ર, જપ્યા જોગ જાપ છે;
વરુણ વાયુ વિશ્વેદેવ, નગ નાગ નદી નદ,
નક્ષત્ર જોતા ગ્રહ તારા, છયે ઋતુ છાપ છે;
ત્રણ દેવ ત્રણ ભોમ, ત્રણ નાદ ત્રણ વેદ,
ત્રણ કાળ ત્રણ રૂપ, અલખ એ આપ છે;
સામળ કહે અહર્નિશ, પુણ્યવંત રામ જપે,
રામ જેને નહિ હૃદે, તેનાં પૂર્ણ પાપ છે. ૨૮૧ (૧૧૮)
રાવણ–રામ જપ રામ ભજ, રામ સાથે સ્નેહ કર,
રામજીને રીઝવીને, રામ રાખ્ય મનમાં;
રામ કેરું કર કામ, રામ કેરે વશ ધામ,
રામ રામ રાતે કહે, રામ કહે દનમાં;

જોર તો જણાયું એનું, દિકરો દશરથનો;
દેખાડરે દેહ દુજા, દશ શીશ વીશ ભુજા,
જિતવો અજિત રાય, રાવણ દશ મત્થનો. ૨૭૪ (૧૧૨)
અંગદ–ત્રોડવું તરણ તુચ્છ, જમવું ઘી ખીચડીનું,
કીડી સાથે કુંજરનું, હોડે જેવું હારવું;
ઉષ્ણ કાળે નીર પીવું, પાપ ધન લેતા બીહીવું,
સ્હેજ દિને શ્રાદ્ધ જેવું, સોદરનું સારવું;
સૂમને નકારો કે'વું, દાતા પાસે ધન રેવું,
કહેવું કથન કંથ આગે, નીર તુંબ તારવું;
સામળ કહે સત્ય માન, અંગદ કહે જ્ઞાન આણ,
રામ હૃદે ધરે એમ, રાવણને મારવું. ૨૭૫ (૧૧૩)

છપ્પો

રાવણ–નથી મારતાં વાર, રંજકમાં રણ રોળું,
અંગદ તારું અંગ, ચિત્ત ચાંચડવત ચોળું;
કાઢું તાળવે જીભ, વદે જો વેર વાણીમાં,
વાંદરેલ કઢાવું તેલ, પીલાવું હું ઘાણીમાં;
જોર હોય તો જુદ્ધ કરે, મુજ કિંકરના સાથમાં,
એમ કહી અંગદને તિહાં, લીધો બળવંતે બાથમાં. ૨૭૬

ઝુલણા છંદ

દશકંધ કેમે માર્યો મરશે, ચંદ્રશેખર ચરચ્યા છે ચંદન,
દશકંધ કેમે માર્યો મરશે, વેદનાથનાં કીધાં છે વંદન;
દશકંધ કેમે માર્યો મરશે, નવ નાડનું કર્યું નિકંદન,
અંગદ–ઈશ્વર ગત ઈશ્વર સૌ જાણે, દશકંધ હણશે દશરથ નંદન. ૨૭૭ (૧૧૪)

કવિત

રાવણ–બાંધે છે સમશેર સહુ, ઝુઝવાને જાય રણ,
શોભા તેમાં શૂર કેરી, ઘાઓ મુખ ખાય છે;
શ્યામ કહે સઉ સતી, પતિ માને આપ પતિ,
રતિવંત રામ જેવો, પાવકે પળાય છે;
દાતા દાતા કહે સહુ, બોલે ન અદાતા બહુ,
બૌ લખણ લાખ જર, દેતામાં જણાય છે;

નિશકુંભલા નારાયણી, જનક જનેતા જાણજે,
માતા હરવા તેં મન કર્યું, મોત અખુટે આણજે. ૨૮૬

ઝુલણા છંદ

રા–વાત વિવેકની તે તું શઠ શું લહે, જંગલી જટ કુડાં કર્મ કૂટે,
આકના તૂરની પેર ઉડી જશો, જે દિવસ માહરાં બાણ છૂટે;
જાનવર જાણીને મૂકીએ જીવતો, લાજ લંગૂરની કોણ લૂટે,
પ્રાજે કરી નાંખશે પલકની પલકમાં,એકલો ઇંદ્રજિત આપ ઊઠે. ૨૮૭

કવિત

અંગદ–માન કર્યું મૂઢ મતિ, જ્ઞાનહીણ ગૂઢ ગતિ,
શ્રાપ દીધો સીતા સતી, પડ્યો પાપ પાશમાં;
મોકલ્યો કાસદ કામે, હુકમ ન દીધો રામે,
નહિ તો વાસું ઠામ ઠામે, વાનરાં અવાસમાં;
હદે નથી રહેતી રીશ, ત્રોડી નાખું તારું શીશ,
ભાગું ભુજ વીશ હજુ, હેત રાખું હાસમાં;
ભલપણ ભાખું ભાખ, શાસ્ત્રતણી દેઉં સાખ,
ઇંદ્રજિત જેવા લાખ, ઊડાડું આકાશમાં. ૨૮૮

ઝુલણા છંદ

રા–ડેંડરાં દાદુરાં ખેલતાં ખાબડે, તેહને હોંસ થઈ સિંધુ તરવા,
કાગલાં બગલાં મેડકાં માણતાં, ચાહ્ય તે ચિત્ત મોતી જ ચરવા;
કાપડ્યાં બાપડિયાં ડાભડાં પહેરતાં, આવિયાં ઊંડળે આભ ભરવા,
કીડને પાંખ આવી તે તો તરફડે, મરણ આવ્યું માથે મેલ મરવા. ૨૮૯

કવિત

અંગદ–લાખવરાં દૂધવડે, કાલવીએ કાજળને,
શામતા ન શમે તેની, કાલવતાં કાયરી;
બ્હેકની બરાસ માંય, લસણ લોટાઓ લાખ,
ગંધ ગુણ ઘણી ઘણી, શોભે નહીં સાયરી;
કોટિ કલ્પ કાગ વસે, માનહિ સરોવરમાં,
થાય નહિ હંસ હેત, જુગમાંહે જાહરી;
દશકંધ ધંધ ધાયે, ચતુર ન ચિત્ત ચાયે,
અંગદ કહે ટેવ તેવી, કર્મ ફૂટ્યા તાહરી. ૨૯૦

### (રાવણનો ક્રોધ)

ક-રીશ ચઢી રાવણને, કોપિયો કૃતાંત કાળ,
હુકમ કર્યો હાથ વડે, હઠીલે હજૂરમાં;
રાવણ-મારી નાંખો મૂરખને, મત્ત કરે માન માટ,
શું જુઓ છો સભા સહુ, શોક ભાર શૂરમાં ?
શીદ એવું બોલ્યું સાંખો? ઊડાડી આકાશે નાંખો,
કાપો પૂછ કિંકરનું, નાક છેદો નૂરમાં;
વડા શું વિવાદવડે, ફરી ન કો આવી ચઢે,
પ્રાજે કરો ત્યાંય પડે, લાખીણા લંગૂરમાં ! ૨૯૧
ક-શિંગાળા ધીંગાળા ધાયા, અંગદના પાણ સહાયા,
દેખે રાય રાણા શૂર, શોભા પામે સાથમાં;
ઝબકે તલવાર તીર, વીંટીઓ વાનર વીર,
અંગ શતખંડ કરો, વકારે બૌ વાતમાં;
મારો મારો કહે મૂઢ, પ્રાક્રમ દેખાડે પ્રૌઢ,
ગૂઢ ઘણા ઘાવ કરે, હથિયારાં હાથમાં;
જીવતો ન પામે જાવું, ખરે દિલે આપો ખાવું,
કીધો ક્રોડ જોધ, બળવંત લીધો બાથમાં. ૨૯૨

### (અંગદ રાવણ યુદ્ધ)

#### છપ્પા

રૂઠ્યો રાવણરાય, ધીર ધસમસતો ધાયો,
મારી મુઠ મરોડ, શૂર પુછેથી સહાયો;
પાગરણ પરિયટ પેર, ઝાપટી ઝીકે જ્યારે,
અંગદે સમર્યા રામ, તનથી ફૂલ્યો ત્યારે;
મસ્તક પછવાડે ફેરવ્યો, સંઘારવા માંડ્યો સાથથી,
સામળ કહે સેવક રામનો, હઠ કરી છુટ્યો હાથથી. ૨૯૩
અંગદે સમર્યા ઇષ્ટ, દાવ દોષીને દીધા,
પાંચ સહસ્ર પ્રચંડ, કિંકરો કૂટો કીધા;
પટક્યા પાપી પ્રાણ, ચંચળ કંઈ ચાંપ્યા ચરણે,
પ્રાજે કીધા કંઈ પૂછ, ધીર ઢોળ્યા બહુ ધરણે;
કરડ્યા વતરડ્યા કંઇ દંતથી, અધિક જન લીધા અંકમાં,
ડમડોલ થયો બહુ દેશમાં, લૂટ પડી ગઇ લંકમાં. ૨૯૪

નાસે નરપતિ નાર, રાય રાવણની રાણી,
મારમાર સંભળાય, વિપરીત બોલાએ વાણી;
શેરીમાં રોયાં શ્વાન, કાગણ કળકળવા લાગી,
જાગ્યો ઘુવડ ગંભીર, ભયભિત થઈ રૈયત ભાગી;
મંદોદરિએ માણુસ મોકલ્યાં, જરૂરપણે જઇને જુઓ,
બૂમ પડી શી નગરમાં, ઉલ્કાપાત એ શો હુઓ ? ૨૯૫

ઈંદ્રજિત થઈ જાણ, અધિક કોપેથી ચડિયો,
સજ્યાં અંગ હથિયાર, આપ પોતે જઇ અડિયો;
ભમર ચઢાવ્યાં શીશ, શૂર સામદ શુભ સાધ્યો,
પૂછ ચરણ પ્લવંગ, બહો જોરેથી બાંધ્યો;
જયમ મેરુ શૃંગ પર મેહ પડે, ત્યમ માર અંગદ ઉપર પડ્યો,
તવ કાયા લાગિ કંપવા, ચતુર નર કોપે ચઢ્યો. ૨૯૬

હૃદે સમર્યા શ્રીરામ, કામ કીધું તે વેળા,
ઉડ્યો ત્યાંથી આકાશ, ભૂપત સહુ કીધા ભેળા;
તૂટ્યા બંધ તરતીબ, કાયર કોટિ કંપાણા,
પડ્યો સભામાં શૂર, ચંડાળ ચરણો ચંપાણા;
અં—જો જોર હોય તો જુદ્ધ કરો, નહિતર આજ્ઞા દો મુને,
તું ચેત ચેતરે ચતુર નર, તરતીબવત જાણ્યો તુને. ૨૯૭

રાવણ—નવ ગજ જેને નાક, દંત ગજ દશ દીસંતા,
ચાર હજાર ગજ ચર્ણ, હજાર હાથ હિસંતા;
પંચાણુ ગજની પુઠ, પ્રતાપ પંચાયણ પ્રોઢો,
ત્રણ હજાર તન ટેક, જગતમાં નહિ કો જોટો;
છે કાય કારમી કુંભકર્ણની, કારણ કોયે નવ કળે,
જાઓ જંગલિયો જીવતા, ઘડી એકમાં સૌને ગળે. ૨૯૮

અંગદ—વાનર ઝેરી વછનાગ, ખાનારો ક્ષણમાં ખૂટે,
રીંછ સાપનો રાફ, તેને અડતાં તન ત્રૂટે;
રામ કાળનો કાળ, શત્રુવટ શોભા સાટે,
તન અતલિબળ આપ, અવતાર લીધો તમ માટે;
છે જોગણીરૂપ એ જાનકી, ખાંત થકી ખપ્પર ભરે,
રણજંગ રાવણ જ્યારે રોપશે, ભુપ માંસ ભક્ષણ કરે ૨૯૯

રાવણ—બાંધે બહુ શમશેર, ઝુઝવા કારણ જાયે;
શૂરાતણાં વિખાણ, ધાઓ જે શિરપર ખાયે;
સ્ત્રીઓ સહુ કહેવાય, કોઇ એક સતી નિકળશે,
પોતાના સ્વામી સાથ, સહુ અગ્નિમાં બળશે;
વિખાણ કરે તું વાનરા, તેણે મન મારું કઢે,
મરદ મૂછાળા જાણશું, જો ઇંદ્રજિત સામો વઢે. ૩૦૦
અંગદ—અંગદ કહે સાબાશ, મૂળ મન માન્યું મારું,
રણસંગ્રામે શૂર, દૃઢ મન રાખે તારું;
હિરણ્યકશિપુ હિરણ્યાક્ષ, વેર ઝાઝેથી વઢિયા,
સાક્ષાત્કાર વૈકુંઠ, સ્વર્ગ સમીપે ચઢિયા;
આદ્ય અંત ને મધ્ય લગણ, સ્થિરતા મન એવું હશે,
અંગદ કહેરે સુણ રાવણા, કોટિ કલ્યાણ તારું થશે. ૩૦૧ (૧૨૨)
રાવણ—રામ સરખા રણમાંય, રાખું છું હું હજારા,
અટવાશે જીવ અનેક, વાનર તે રીંછ બચારા;
ઇંદ્રજિતની આણ, હાક ફરશે રણ માંહે,
દૃઢતા થઇને પાગ, કોણ ટકાવે ત્યાંહે ?
કુંભકર્ણ ભૂપ ભૂખાળુવો, દેખે તે આશન કરે,
મૂરખ મન વિચાર કર, વાનર દેખી તે કયમ ડરે ? ૩૦૨ (૧૨૩)
અંગદ—વાનર તે તો વાળિ, કક્ષમાં રાખ્યો તુજને,
એકસો સિત્તેર દિન, મૂર્ખ કહેવડાવે મુજને;
વાનર તે હનુમાન, અશોક વન બાળ્યું જેણે,
વાનર તે નળ નામ, પહાણ તાર્યા જળ તેણે;
એ વાનર અંગદ સારખા, રંક કિંકર શું કહું કથી ?
સુગ્રીવ સુભટ નર સારખા, નરપત તેં દીઠા નથી. ૩૦૩ (૧૨૪)
રાવણ—રાજા કહેવાય રણમાંય, રાતે જે ઘુવડ બોલે,
રાણા ગોલા કહેવાય, કરે વાહન જે ખોલે;
રાજા કહેવાયે ભાટ, હીંડે કવિ કીરતન કરતા,
રાજા સર્વ કોકિલ, વસ્ત્ર લોકોનાં હરતા;
એકેક ગામના અધિપતિ, એમ રાજાઓ અનેક છે,
પણ આણ સ્વર્ગ પાતાળમાં, રાજા રાવણ એક છે. ૩૦૪ (૧૨૫)

રાવણ–બાંધે બહુ શમશેર,઼ઝુઝવા કારણ જાયે;
શૂરાતણાં વિખાણ, ઘાઓ જે શિરપર ખાયે;
સ્રીઓ સહુ કહેવાય, કોઇ એક સતી નિકળશે,
પોતાના સ્વામી સાથ, સહુ અગ્નિમાં બળશે;
વિખાણ કરે તું વાનરા, તેણે મન મારું કઢે,
મરદ મૂછાળા જાણશું, જો ઇંદ્રજિત સામો વઢે. ૩૦૦

અંગદ–અંગદ કહે સાબાશ, મૂળ મન માન્યું મારું,
રણસંગ્રામે શૂર, દ્દઢ મન રાખે તારું;
હિરણ્યકશિપુ હિરણ્યાક્ષ, વેર ઝાઝેથી વઢિયા,
સાક્ષાત્કાર વૈકુંઠ, સ્વર્ગ સમીપે ચઢિયા;
આદ્ય અંત ને મધ્ય લગણ, સ્થિરતા મન એવું હશે,
અંગદ કહેરે સુણ રાવણા, કોટિ કલ્યાણ તારું થશે. ૩૦૧ (૧૨૨)

રાવણ–રામ સરખા રણમાંય, રાખું છું હું હજારા,
અટવાશે જીવ અનેક, વાનર તે રીંછ બચારા;
ઇંદ્રજિતની આણ, હાક ફરશે રણ માંહે,
દ્દઢતા થઇને પાગ, કોણ ટકાવે ત્યાંહે?
કુંભકર્ણ ભૂપ ભૂખાળુવો, દેખે તે આશન કરે,
મૂરખ મન વિચાર કર, વાનર દેખી તે કયમ ડરે? ૩૦૨ (૧૨૩)

અંગદ–વાનર તે તો વાળિ, કક્ષમાં રાખ્યો તુજને,
એકસો સિત્તેર દિન્ન, મૂર્ખ કહેવડાવે મુજને;
વાનર તે હનુમાન, અશોક વન બાળ્યું જેણે,
વાનર તે નળ નામ, પહાણ તાર્યાં જળ તેણે;
એ વાનર અંગદ સારખા, રંક કિંકર શું કહું કથી?
સુગ્રીવ સુભટ નર સારખા, નરપત તેં દીઠા નથી. ૩૦૩ (૧૨૪)

રાવણ–રાજા કહેવાય રણમાંય, રાતે જે ઘુવડ બોલે,
રાણા ગોલા કહેવાય, કરે વાહન જે ખોલે;
રાજા કહેવાયે ભાટ, હીંડે કવિ કીરતન કરતા,
રાજા સર્વ કોકિલ, વસ્ત્ર લોકોનાં હરતા;
એકેક ગામના અધિપતિ, એમ રાજાઓ અનેક છે,
પણ આણ સ્વર્ગ પાતાળમાં, રાજા રાવણ એક છે. ૩૦૪ (૧૨૫)

અંગદ—સકળ જનાવર માંય, પ્રૌઢ ગુણ સિંહ પરવરિયો,
નવ કુળમાંય નરેંદ્ર, શેષ અવનિ શીર ધરિયો;
આઠ અધિપત માંય, મેરુ ગઢ મોટો કહે છે,
પંખી માંહે પ્રૌઢ, ગરુડ હરિ શરણે રહે છે;
રાક્ષસમાં મોટો રાવણો, દેશમાં લંકા ગુણગ્રામ છે,
અંગદ કહે ઉતપત કારણ, સામળનો સ્વામી રામ છે. ૩૦૫ (૧૨૬)

રાવણ—રામ અયોધ્યામાંય, કાલ અવતરિયો આપે,
શ્રવણ હણ્યો તો વિપ્ર, બાણુથી એને બાપે;
ખાવા પીવા જોગ, થયા જોરાવર જોટા,
કાઢી મૂકયા વનવાસ, પ્રતાપ એ જો જો પ્રૌઢા;
કનક કુરંગ નવ ઓળખ્યો, ધાયો કરમાં ધનુષાં લિયે,
અંગદ અક્કલ ગઇ તાહરી, એ બળથી રાવણ કયમ બિહિયે? ૩૦૬ (૧૨૭)

અંગદ—દશ અવતારીક રામ, નામ તે સર્વે એનાં,
પાણી પવન આકાશ, પંચમહાભૂત જન જેનાં;
રસ ગંધ સ્વર સ્વાદ, જાગ્રત સ્વપ્ન મન માને,
મનસા વાચા કર્મ, વાત જન્મની જાણે;
સરજિત પાલક સંહારમાં, ભારે કરમી ભૂપ છે,
સમજ રાય રાવણ હૃદે, સ્વામી સામળનાં રૂપ છે. ૩૦૭ (૧૨૮)

રાવણ—મન માનીતો તુંય, હુંય કયમ માનું સાચું?
તું કરે તરણનો મેર, મારે મન સર્વે કાચું;
સ્તુતિ કર જંઈ તું ત્યાંય, તેગ શો ઝાઝો તાડો!
બાહુ માંયે બળ હોય, તો ઈહાં આવી દેખાડો;
નાચે પૂત પોતા તણો, માતપિતા લે ભામણાં,
બારવાટ વાજાં દલે, તુચ્છ વચન ત્યમ તુજ તણાં. ૩૦૮ (૧૨૯)

અંગદ—માનીતો સુગ્રીવ, સન્મુખ ઉભો કર જોડી,
માનીતો પ્રહ્લાદ, પદ્દી પામ્યો જે પ્રૌઢી;
માનીતો બળિરાય, ચતુર્ભુજ ચાંપ્યો ચરણે,
માનીતો ધ્રુવ ધીર, અચળ કરી રાખ્યો શરણે;
માનીતા મહારાજના, દર્શનથી તો દિલ ઠરે,
અણમાનીતો અંગદો, માથાકૂટ તુજશું કરે. ૩૦૯ (૧૩૦)

રાવણ—રાવણ કહે રે મૂઢ, પહાણથી દીસે પ્રૌઢો,
મૂરખના મહિપતિ, જગતમાં નહીં તુંજ જોડો;
નફ્ટતણો નરેંદ્ર, અધિક દીસે છે અનાડી,
વખાણીને વાત, કરે કરવી હોય ચાડી;
જે ડાહ્યો હોય તે દલ ધરે, સંક્ષેપે શિક્ષા લહે,
અંગદ શાં વગદાં કરે, આટલું કહે કેમ ઉભો રહે? ૩૧૦ (૧૩૧)

અંગદ—ઉગરે કોએક જીવ, ત્યાંય બોલીએ જૂઠું,
ઉગરે કોએક જીવ, કરિએ દીઠું અદીઠું;
ઉગરે કોએક જીવ, અક્કલ ફેલાવું આડી,
ઉગરે કોએક જીવ, કરિયે ચોરી કે ચાડી;
હાંકી કાઢે છે હડ કરી, તોય ઉભો છું બારણે,
અંગદ કહે રાવણ રંક સુણ, જીવ જીવાવણ કારણે. ૩૧૧ (૧૩૨)

રાવણ—ઉગારવા આવ્યો દેહે, ઉગારવાં વાનર રીંછાં,
તે ઉડશે આકાશ, કાગ તણાં જ્યમ પીંછાં;
કોય સતી નવ થાય, પતિકો અવર મરંતે,
આપ ન ભાળે ભૂખ, પારકું ભેટ ભરંતે;
પ્રાક્રમ પરમારથ તાહરું, કુડ કપટ કરવા કામનું,
પિતા માર્યો તે પ્રીતથી, રુડું ચિંતશે રામનું. ૩૧૨ (૧૩૩)

અંગદ—ઇંદ્રજિત સરખો તંન, તેહ તુજ રણ રોળાશે,
કુંભકર્ણ સરખો જોધ, ચાંચડવત તે ચોળાશે;
સાત લાખ પ્રૌઢા પુત્ર, કાયર થઈ કૂટાશે,
રત્ન ખાણની રીદ્ધ, લંક લક્ષ્મી લૂંટાશે;
તું શિવ વરદાનથી શૂર છે, માન મગ્ન છે મનથકી,
તુજ શીશથી ઈશ અળગા થયા, સીતા હરી તે દિન થકી. ૩૧૩ (૧૩૪)

રાવણ—પૂછ ઇંદ્રને વાત, હાથ દીઠા મુજ તનના,
રે'શે હામના હામ, મનોરથ તારા મનના;
બાર વર્ષ જળ અંન, તજે નિદ્રા ને નારી,
ઇંદ્રજિતને જિતે તેહ, ભૂપ ભડે એહ એવો ભારી;
એકાએક કાળ હોયે નહી, ભાવ અક્ષર તું શું ભણ્યો?
મુજ સાથે સંગ્રામે મળે, નથી જગમાં જંતુની જણ્યો. ૩૧૪ (૧૩૫)

અંગદ–ઈશતણો એ ઈશ, એ જ બ્રહ્માનો બ્રહ્મા,
અવતારિક એ અંશ, કંઈ મનમાં તું શરમા;
લોઢે લકડ દિનરાત, હિરણ્યકશિપુ નવ સરતો,
વરદાન હતાં વિપ્રીત, અહંકાર તુજ પેરે ધરતો;
તે નૃસિંહ થઈ નખે હણ્યો, તે પેરે તુજને થશે,
સામળ કહે તારા મોતની, પ્રભુએ જાગ રાખી હશે. ૩૧૫ (૧૩૬)

રાવણ–રાવણ કહે રામદુવાઈ, દેઉં છું અંગદ તુજને,
પલક ટકાવે પાગ, ફરી ઉત્તર દે મુજને;
શરમ નવ રાખીશ, જરૂર કહેણ ત્યાં જઇને,
વધારજે મુજ વેર, પ્રીતથી તેનો થઇને;
જે મૂછ ધરાવે મુખ પર, નીર વધારો નામનું,
રાવણ કહે આવો અહીં, મારે કામ છે રામનું. ૩૧૬ (૧૩૭)

અંગદ–અંગદ કહે સાબાશ, હોડ હઠ હિંમત તારી,
તુજમાં પ્રાક્રમ પ્રૌઢ, ખરી નીશા થઇ મારી;
ભલું રામશું વેર, ભલું ગંગામાં મરવું,
ભલું ગયાવત માંય, દંડ જે ભારે ભરવું;
ભલું પત્ર શિષ્ય ને વિપ્રથી, હોડે કોડે હારવું,
ભલું મોત રાવણતણું, જો રામને હાથે મરવું. ૩૧૭ (૧૩૮)

રાવણ–મૂરખનો સરદાર, વિના બોલાવ્યો બોલે,
મૂરખનો સરદાર, આપથી અધિક અમોલે;
મૂરખનો સરદાર, કરે લવરી જે ઝાઝી,
મૂરખનો સરદાર, પ્રૌઢ સાથે હઠ પાજી;
આણ્ય ન માને રામની, જાત્રા મન નહિ જાણિયો,
કહે રાવણ તું મૂર્ખપતિ, પૂરણ મેં પરમાણિયો. ૩૧૮ (૧૩૯)

અંગદ–રામદુવાઈ ખાઉં, જો મુખ બોલું જૂઠું,
રામદુવાઈ ખાઉં, રીશે જો તુજપર રૂઠું;
રામદુવાઈ ખાઉં, વાત કહું પૂરણ પ્રીતે,
રામદુવાઈ ખાઉં, રાવણપર રીઝું રીતે;
છે રામદુવાઈ શ્રીરામની, ચિતવી જે દિન રણ ચઢે,
મુજને નિશ્ચે છે એટલું, દશ મસ્તક પૃથ્વી પડે. ૩૧૯ (૧૪૦)

### કવિત

રાવણ—નવ મળે ખોટો દામ, કામ વિવાહનું માંડે,
ઉછીનું ઉધાર કરી, ધંધે ઘણું ધાય છે;
ચોર કો ચોકીમાં પડ્યો, અડ્યો સંકટમાં આવી,
છળ કરે છૂટવાનો, ચિત્ત ઘણું ચહાય છે;
કુંવારો કુંવર ઘેર, પેર નહીં પલ્લા તણી,
કન્યાતણે કાજ, વેવિશાળિયો વહાય છે;
અકરમી નર નેટ, પૂરું ન ભરાય પેટ,
અંગદની પેરે પાતી, ખોટા સમ ખાય છે. ૩૨૦ (૧૪૧)

### સવૈયો

અં—ચક્રવર્તી રામ ચૌદ લોકનમેં, ચિતવું દશકંધકું ચાકરિયાં,
સિંહકો સિંહ સુરપતકો સુર, દશકંધ બાંધો તુમ બાકરિયાં;
મહારાજધિરાજ શ્રીરામ મેરુપત, કિંકર રાવન કાકરિયાં,
કલ્પવૃક્ષ કોટિ રામ, કરુણાનિધિ લંકપતિ લખ લાકરિયાં. ૩૨૧

### છપ્પો

રાવણ—અભાગી અંગદ અજાણ, રામની આણજ લોપે,
વિદાય થતો કરે વાત, કિંકર થઈ તું ક્યમ કોપે?
મારી કાઢતાં મૂઢ, વણ તેડ્યો ક્યમ આવે?
શીદ ખુવે છે જીવ, કિંકરનો કિંકર કહાવે?
લવરી કરે છે લક્ષગણી, બહુ સ્તુતિ કરે છે બારણે,
બળ્યા અવતાર બુદ્ધિહીણ તુજ, કૂડા પેટને કારણે. ૩૨૨
અંગદ—જઉં છું હવે જરૂર, વચન કહું છું એક છેલ્લું,
ખમું છું તારી ગાળ, મમત તુજ સાથે મેલું;
પૂછ ઘેર તારી નાર, મંદોદરી શુભ સતીશું,
કહો તો માંડું રાઢ, લક્ષ્મણ જોગ જતીશું;
પૂછી આવો તમો પુરપતિ, ત્યારસૂધી ઉભો રહું,
એમ કરતાં તમો ઉગરો, ઉપદેશ સત્ય સાચો કહું. ૩૨૩ (૧૪૨)
રાવણ—અંગદ અક્કલના હીણ, વચન તું જો વિચારી,
નવ ખંડતણો નરેંદ્ર, શીખ શી દેશે નારી?
રામા વશ તે રામ, કોડ વસાએ કહાવે,
પરવશ પડી તે પાશ, ઇહાં અથડાતો આવે;

નારનાં કહ્યાં તે નર કરે, નપુંસક નારે જીતિયાં,
રામાને રાવણ પૂછે નહીં, તે રામતણે ઘેર રીતિયાં. ૩૨૪ (૧૪૩)
અંગદ–રામતણી એ રીત, અધમતણો ઉદ્ધારણ,
રામતણી એ રીત, દુષ્ટ દાનવ સંઘારણ;
રામતણી એ રીત, સોગટી નામે ન મારે,
રામતણી એ રીત, હેતુ જનથી એ હારે;
રામતણી એ રીત છે, ભોગવે જે જેવું કરે,
એટલું કેતાં નવ ઓળખે, પાપે રાવણ તું મરે. ૩૨૫ (૧૪૪)
રાવણ–રામતણી તુંને આણ, વદે અંગદ તું વાણી,
રામતણી તુંને આણ, પલક પીવા રહે પાણી;
રામતણી તુંને આણ, હવે જો જીભ હલાવે,
રામતણી તુંને આણ, જો તું ચરણ ન ચલાવે;
રામ આણથી કહે જઈ તહિં, જહિં સૈન સકળ છે તમતણું,
રાવણે કહાવ્યું રામથી, મહિમા દેખાડ મોટમપણું. ૩૨૬ (૧૪૫)

## ( સીતા મેલાપ )

કવિ–ઉઠ્યો સુણી આકાશ, અંગદ અતલીબળ આપે,
મહિમા વધારી માન, રામચરણરજ પ્રતાપે;
આવ્યો જિહાં અશોક, અલૌકિક જ્યાં છે વાડી,
દુઃખ નવ વ્યાપે દેહ, ખરી રત્નાકર ખાડી;
બેઠી સીત સ્વરૂપ તિહાં, રૂપ રઢિયાળી શુભ સતી,
પ્રદક્ષિણા દેઈ પાગે નમ્યો, મોકલ્યો છે લક્ષ્મણ જતિ. ૩૨૭ (૧૪૬)
અંગદ–સાંભળજો મુજ માત, વાતમાં એહ વધાઈ,
લક્ષ્મણ સહિત શ્રીરામ, પધાર્યા ભૂપત ભાઈ;
વાનર પદ્મ અઢાર, બોતેર કોટીક સાંધી,
મળ્યો વિભીષણ ભ્રાત, પાજ સમુદ્રે બાંધી;
મેં વિવિધ પ્રકાર વિષ્ટિ કરી, ટેવ એહની ટોડિયો,
સીતા પ્રત્યે અંગદ કહે, ગઢ લંક વાનરે વીંટિયો. ૩૨૮ (૧૪૭)
સીતા–સીતા કહે સુણ વીર, ધીર થઈ ધીરજ ધરજો,
જોરાવર જન એહ, કામ ઘણું પાકું કરજો;
લલોપતો નહીં લાગ, શોભે નહીં શૂરા સાથે,

### કવિત

રાવણ—નવ મળે ખોટો દામ, કામ વિવાહનું માંડે,
ઉછીનું ઉધાર કરી, ધંધે ઘણું ધાય છે;
ચોર કો ચોકીમાં પડ્યો, અડ્યો સંકટમાં આવી,
છળ કરે છૂટવાનો, ચિત્ત ઘણું ચહાય છે;
કુંવારો કુંવર ઘેર, પેર નહીં પલ્લા તણી,
કન્યાતણે કાજ, વેવિશાળિયો વહાય છે;
અકરમી નર નેટ, પૂરું ન ભરાય પેટ,
અંગદની પેરે પાતી, ખોટા સમ ખાય છે. ૩૨૦ (૧૪૧)

### સવૈયો

અં—ચક્રવર્તી રામ ચૌદ લોકનમેં, ચિતવું દશકંધકું ચાકરિયાં,
સિંહકો સિંહ સુરપતકો સુર, દશકંધ બાંધો તુમ બાકરિયાં;
મહારાજધિરાજ શ્રીરામ મેરુપત, કિંકર રાવન કાકરિયાં,
કલ્પવૃક્ષ કોટિ રામ, કરુણાનિધિ લંકપતિ લખ લાકરિયાં. ૩૨૧

### છપ્પો

રાવણ—અભાગી અંગદ અજાણ, રામની આણજ લોપે,
વિદાય થતો કરે વાત, કિંકર થઈ તું ક્યમ કોપે?
મારી કાઢતાં મૂઢ, વણ તેડ્યો ક્યમ આવે?
શીદ ખુવે છે જીવ, કિંકરનો કિંકર કહાવે?
લવરી કરે છે લક્ષગણી, બહુ સ્તુતિ કરે છે બારણે,
બળ્યા અવતાર બુદ્ધિહીણ તુજ, ફૂડા પેટને કારણે. ૩૨૨

અંગદ—જઉં છું હવે જરૂર, વચન કહું છું એક છેલ્લું,
ખમું છું તારી ગાળ, મમત તુજ સાથે મેલું;
પૂછ ઘેર તારી નાર, મંદોદરી શુભ સતીશું,
કહો તો માંડું રાઢ, લક્ષ્મણ જોગ જતીશું;
પૂછી આવો તમો પુરપતિ, ત્યાંરસૂધી ઉભો રહું,
એમ કરતાં તમો ઉગરો, ઉપદેશ સત્ય સાચો કહું. ૩૨૩ (૧૪૨)

રાવણ—અંગદ અક્કલના હીણ, વચન તું જો વિચારી,
નવ ખંડતણો નરેંદ્ર, શીખ શી દેશે નારી?
રામા વશ તે રામ, ક્રોડ વસાએ કહાવે,
પરવશ પડી તે પાશ, ઇહાં અથડાતો આવે;

નારનાં કહ્યાં તે નર કરે, નપુંસક નારે જીતિયાં,
રામાને રાવણ પૂછે નહીં, તે રામતણે ઘેર રીતિયાં. ૩૨૪ (૧૪૩)
અંગદ–રામતણી એ રીત, અધમતણો ઉદ્ધારણ,
રામતણી એ રીત, દુષ્ટ દાનવ સંઘારણ;
રામતણી એ રીત, સોગટી નામે ન મારે,
રામતણી એ રીત, હેતુ જનથી એ હારે;
રામતણી એ રીત છે, ભોગવે જે જેવું કરે,
એટલું કેતાં નવ ઓળખે, પાપે રાવણ તું મરે. ૩૨૫ (૧૪૪)
રાવણ–રામતણી તુંને આણ, વદે અંગદ તું વાણી,
રામતણી તુંને આણ, પલક પીવા રહે પાણી;
રામતણી તુંને આણ, હવે જો જીભ હલાવે,
રામતણી તુંને આણ, જો તું ચરણ ન ચલાવે;
રામ આણથી કહે જઈ તહિં, જહિં સૈન સકળ છે તમતણું,
રાવણે કહાવ્યું રામથી, મહિમા દેખાડ મોટમપણું. ૩૨૬ (૧૪૫)

## ( સીતા મેલાપ )

કવિ–ઉઠ્યો સુણી આકાશ, અંગદ અતલીબળ આપે,
મહિમા વધારી માન, રામચરણરજ પ્રતાપે;
આવ્યો જિહાં અશોક, અલૌકિક જ્યાં છે વાડી,
દુઃખ નવ વ્યાપે દેહ, ખરી રત્નાકર ખાડી;
બેઠી સીત સ્વરૂપ તિહાં, રૂપ રઢિયાળી શુભ સતી,
પ્રદક્ષિણા દેઈ પાગે નમ્યો, મોકલ્યો છે લક્ષ્મણ જતિ. ૩૨૭ (૧૪૬)
અંગદ–સાંભળજો મુજ માત, વાતમાં એહ વધાઈ,
લક્ષ્મણ સહિત શ્રીરામ, પધાર્યા ભૂપત ભાઈ;
વાનર પદ્મ અઢાર, બોતેર કોટીક સાંધી,
મળ્યો વિભીષણ ભ્રાત, પાજ સમુદ્રે બાંધી;
મેં વિવિધ પ્રકાર વિષ્ટિ કરી, ટેવ એહની ટોડિયો,
સીતા પ્રત્યે અંગદ કહે, ગઢ લંક વાનરે વીંટિયો. ૩૨૮ (૧૪૭)
સીતા–સીતા કહે સુણ વીર, ધીર થઈ ધીરજ ધરજો,
જોરાવર જન એહ, કામ ઘણું પાકું કરજો;
લલોપતો નહીં લાગ, શોભે નહીં શૂરા સાથે,

મંદ્રચળ શો મેર, ઉપાડે છે એક હાથે;
કુંભકર્ણ કહેવાય છે કારમો, દેખે તેટલું ખાય છે,
એવું જાણી ઈહાં આવજો, રામ તો મોટા રાય છે. ૩૨૯ (૧૪૮)

અંગદ–(માજી)કહો તો મેરુ સહિત,ઉદયાચળ હું ઉપાડું,
કહો તો લંકપર લંક, અધિક અવનિમાં ગાડું;
કહો તો બાણું ક્રોડ, જોધને બાંધી જાઉં,
કહો તો ઈંદ્રજિત કુંભકર્ણ, દૈત્ય સર્વેને સાઉં;
મા કહો તો લંકને લૂટિયે, વસુધા વિપરીત નાંખિયે,
પણ હુકમ નથી હજુરનો, માટે સર્વે સાંખિયે. ૩૩૦ (૧૪૯)

સીતા–છાંનો રે ભડ ભ્રાત, વાત શી કરવી ઝાઝી,
કરો કહ્યું તે કામ, રામ જે વાતે રાજી;
કરતા હો જે કાલ, આજ સવેળા સાધો,
દેખશે કો એક દુષ્ટ, વાયુવત્ વેગે વાધો;
જ્યાં આગન્યા માગી અંગદે, જોધ જાવા લાગ્યો જવે,
રાક્ષસીએ બુમ પાડી ઘણી, જોધ તરવરી રહ્યા તવે. ૩૩૧ (૧૫૦)

(અંગદ સહ યુદ્ધ)

કવિ–માર માર કરતા મૂઢ, ધીર ધસમસતા ધાયા,
અંગદકેરાં ચરણ, પૂછ શત્રુએ સહાયા;
સહસ્ર લાખ કરોડ, હઠીલે હોડે હકાર્યાં,
તીડાન તીડનો રાફ, વાનરપર વેદ વકાર્યાં;
ત્રાસ પડ્યા ત્રહોવિધતણો, દાવાદળ બહૂ દેશમાં,
દાખું લોકો દશકંધને, લંગુર આવ્યો એક દેશમાં. ૩૩૨

મોકલ્યો એક મહીપત, એંસી લખ જોધા આદે,
બહુ વિધ મેલતો બાણ, વખાણ કરું શાં વાદે!
પ્રાક્રમ કીધું પ્રૌઢ, અંગદને મારવા મંડ્યો,
રૂઠ્યો તેને રામ, દુષ્ટને દૈવે દંડ્યો;
જીવતો મૂક્યો એક જન, કથન રાવણને કહ્યો,
લંકા લૂંટી તારી લંગુરે, બળવંત શું બેશી રહ્યો. ૩૩૩

કરડતો દંત દશકંધ, અસ્વારી આપે કીધી?
એક પલકે અશોક, વાડી તો વીંટી લીધી;

પકડ્યો પૂછ પ્લવંગ, ઝાપટી ઝાંકયો જ્યારે,
સમર્યા મન શ્રીરામ, તરત છુટ્યો કર ત્યારે;
ત્યાં જુદ્ધ જોર ઝાઝું થયું, હઠીલો હોડે હારિયો,
એ વાત લંકામાં વિસ્તરી, મહીપત મોટા એ મારિયો. ૩૩૪
ધરતી ડોલાં ખાય, કોય વદે નહીં વાણી,
ખબર પોતી જઇ ત્યાંય, રાય રાવણની રાણી;
ઉઠી કૂટતી શીશ, પૂતને તેડ્યો પાસે,
મંદોદરી–કયમ બેઠા બળવંત, વિપરીત થયું છે વાંસે;
લશ્કર પેઠું સર્વ લંકમાં, ભય તારો તે નવ ગણ્યો,
ઉઠય ઉઠય આળસ તજી, કહે છે તાત તારો હણ્યો. ૩૩૫
કવિ–મેઘરાવણ* મહારાજ, ધજ ફરકાવી તેણે,
ઇંદ્રજિત જશ રૂપ, ઇંદ્ર જિત્યો તો જેણે;
ઢમકાવતો ઢોલ નિશાન, કૃતાંત સરીખો કહાવ્યો,
પિતા પાસ તે પુત્ર, એક પલકમાં આવ્યો;
એક પહોર રણજંગ મચ્યો, કહી ન શકે કોયે કવી,
સંહાર થાય સૃષ્ટિ તણો, શોભા લંક એવી હવી. ૩૩૬

## (શ્રીરામની ચિંતા)

પડી લંકમાં બૂમ, મમત મૂકયો સૌ માને,
રામચંદ્રે તે તણો, કોલાહલ સુણિયો કાને;
રામ–રામે તેડ્યો હનુમંત, અંગદ લંકામાં અડિયો,
કોપ્યો દીસે દશકંધ, પ્રૌઢ સંકટમાં હશે પડિયો;
બાળક જાણી બીવરાવશે, હાલક હુલક હલહલ હુવો,
કલેવર કળ પડતી નથી, જરૂર ખબર તેની જુવો. ૩૩૭
બહુ વિધ પડે છે બુમ, બહુ વિધ બણગાં વાજે,
બહુ છૂટે છે બાણ, ઘણાં નિશાન જ ગાજે;
ચોવિધ પડે છે ચીસ, રીશથી રણવટ બોલે,
ધ્રુજે સર્વ ધરણ, દિક્પાળ દિશા દશ ડોલે;
રખે અંગદ માર્યો જતો, રામજી રોશ ધરી રટે,
હનુમંત તમો બેસી રહ્યા, એ તો ગુણગણ નવ ઘટે. ૩૩૮

---

* પા.--મેહેરામણ.

મંદ્રાચળ શો મેર, ઉપાડે છે એક હાથે;
કુંભકર્ણ કહેવાય છે કારનો, કેએ તેટલું ખાય છે,
એવું જાણી અહીં આવજો, રામ તો મોટા રાય છે. ૯૨૯ ([illegible])

અંગદ–(મારુ)કહો તો મેરુ સહિત,ઉદયાચળ હું ઉપાડું,
કહો તો લંકપર લંક, અધિક અવનિમાં ગાડું;
કહો તો બાણું ક્રોડ, જેધને બાંધી જાઉં,
કહો તો ઇંદ્રજિત કુંભકર્ણ, દૈત્ય સર્વેને સાઉં;
ના કહો તો લંકને લૂટિયે, વસુધા વિપરીત નાંખિયે,
પણ હુકમ નથી હજુરનો, માટે સર્વે સાંખિયે. ૯૩૦ ([illegible])

સીતા–છાનો રે ભડ ભ્રાત, વાત શી કરવી કાચી,
કરો કહ્યું તે કામ, રામ જે વાતે રાચે;
કરતા હો જે કામ, આજ સવેળા સાધો,
દેખશે કો એક દુષ્ટ, વાયુવત્ વેગે વાધો;
જ્યાં આગન્યા માગી અંગદે, જેધ જાવા લાગ્યો જવે,
રાક્ષસીએ બુમ પાડી ઘણી, જેધ તરવરી રહ્યા તવે. ૯૩૧ ([illegible])

(અંગદ સહ યુદ્ધ)

કવિ–માર માર કરતા મૂઢ, ધીર ધસમસતા ધાયા,
અંગદકેરાં ચરણ, મૂઢ શત્રુએ સહાયા;
સહસ્ર લાખ ક્રોડ, હડીને હોડે હકાયાં,
તીડાનં તીડનો રાફ, વાનરપર દેહ વકાયાં;
ત્રાસ પડ્યો ત્રહોવિધતણો, હાવાહળ બહુ દેશમાં,
હાયું લોકો દશકંધને, સંગુર આવ્યો એક દેશમાં. ૯૩૨
મોકલ્યો એક મહીપત, એસી લખ જોવા આટે,
બહુ વિધ મેલતો બાણ, વખાણ કરું શાં વાટે!
પ્રાક્રમ કીધું પ્રૌઢ, અંગદને મારવા મંડ્યો,
રુઠ્યો તેને રામ, દુષ્ટને દૈવે દંડ્યો;
ઉવતો મૂક્યો એક જન, કથન રાવણને કહ્યો,
લંકા લૂંટી તારી લંગુરે, બળવંત શું બેશી રહ્યો. ૯૩૩
કરડતો દંત દશકંધ, અસ્વારી આપે કીધી ?
એક પલકે અશોક, વાડી તો વીંટી લીધી;

"ફરી ફરી એ કહું છું, (તને) સાચો થઈ ભજ કૃષ્ણ,"
સાચો થઈ ભજ કૃષ્ણ, સુખી કર સહુ દેહ ધારી;
દયા ભલું જો ચાય, શીખ માની લે મારી,
બાવન કુંડળીયે કરી, નિજ મન શિક્ષા દીધી;
દયારામ દ્વિજ કૃષ્ણ-દાસ આ રચના કીધી,
કીધી ગુરુ કરુણા થકી, પૂરણ થઈ મન-તૃષ્ણ;
ફરી ફરી એ કહું છું, (તને) સાચો થઈ ભજ કૃષ્ણ. ૫૨

# ષડ્ઋતુ વિરહ—વર્ણન



## વર્ષાઋતુ

### રાગ ધોળ

શ્રી ગુરૂ વલ્લભ દેવનાં, પદ પ્રણમું સુરંગે;
તથા શ્રી વિઠ્ઠલ શ્રી ગોપીજન વલ્લભ સંગે. ૧
દ્યો સુમનીષા શુભગિરા, અતિ આનંદકારી;
ષડ્ઋતુ વિરહ વર્ણન કરૂં, કાંઇ શ્રી વૃજનારી. ૨
શ્રી રાધા કહે સુણો સખી, લલિતાદિ વિશાખા;
આવી વૃષાશ્રી મૃષા હવાં, અમરણ અભિલાખા. ૩
આ ઋતુમાંજ કરી પરી, હરિ નંદકુમાર;
તો શી હવાં હણતાં મુને, પલ્લ મારને વાર? ૪
આવ્યું કટક જો આ કટકટી, મનમથ પથ વ્યોમ;
સુણી ચોબદાર પોકાર એ, કેકી તેડે છે ભોમ. ૫
એ ના ગગન ઘન ગડગડે, મનો ભવના નિશાણ;
ચપળા ના, જરી ધ્વજ ફરહરે, જોઇ થરહરે પ્રાણ. ૬
ગાન કરે પિક અપ્સરા, દાદુર કડતાલ;
સાજ અવર દ્વિજ જે વદે, સુણો મદન ભૂપાળ. ૭
છળવા મુને સ્મર જો રચી, એ અજા વિપ્રીત;
પ્રિયતમ વર્ણ વિયત કર્યું, જાણે ધનુ પટ પીત. ૮
મુક્ત માળ બક પંકતી, અભ્ર ગો છબી લાવે;
ચાતક પિયુ પિયુ કહી સહી, મુને પ્રતિત ઉપજાવે. ૯
પડી ઝડી જો આ શરતણી, નોહે અંબુદ ધારા;
સુસવાટા સાંગ એ સમીરના, લેશે વૈ અસુ મારા. ૧૦
પ્હેર્યાં નીલાંબર જો ધરા, લહી પિયુ રસ માતી;
ઇંદ્રગોપના એ ચુંદડી, ચીરમાં રંગ રાતી. ૧૧
વળગી વૃક્ષ જોની વેલડી મારી એલડી ત્રૂટી;
કૃષ્ણ વિના લખી સુખ સખી, લીધું કંદર્પે લૂટી. ૧૨

હરિ સંગે હિંદોળે હિંચતી, સિંચતી દગ જ્યારે;
મુખથકી લેઈ સમારતા, કચ કેશવ ત્યારે. ૧૩
માન્ય શિક્ષા તું, રક્ષા તજી, હેલિ! હઠ રખે લેતી;
મુજ વજ્યો વિરહ અમર થશે, માટે કહું સુણ નેતી. ૧૪

### શાર્દૂલવિક્રીડિત વૃત્ત

જાણીને ઘન ગર્જે દુઃખ મુજને, તન ત્યાગ્યું પંચાનને;
ચિત્ત પ્રચુર ચકોર કલેશ મહારો, આણી ઉદાશી રહે;
પાવશ પાવકથી અધિક મુજને, દે કષ્ટ વ્હાલા વિના;
નિર્દય નંદકિશોર ચોરી ચિત્તને, માણે મધુપુરીમાં. ૧૫

### માલિની વૃત્ત

ઘન સમ ઘનશ્યામ, બે કર્યું એક કામ;
તમ વિરહ અગાધા, મુગ્ધ કરી જગત રાધા;
નિશ દિન કો ન જાણે, ઉભય એક જ પ્રમાણે;
સખી ઇહાં સમઝાવે, કોકભવને બતાવે. ૧૬



## શરદૃઋતુ

### રાગ ધોળ

વિતી વૃષા વૃષભાનુજા, કહે શરદ્ જો આવી;
નાથ હજી ન વળ્યા સખી, (કે) પાણિ પત્રિયો ના'વી. ૧
જળ વાદળ નિર્મળ થયાં, પળ્યા પંથી સુપંથ;
ચળે ન તદપિ કંસની, કિંકરી થકી કંથ. ૨
ખંજન પ્રકટ થયાં ગયાં, આંસુ અંજન વહીને;
રંજન મન ભંજન કર્યાં, સુખ શશિ રહ્યો દહીને! ૩
આતપ કયમ થઇ ચંદ્રિકા, આતે સોમ કે સૂર!
સુખકર વિપ્રીત પિયુ વિના, દે દુઃખ પ્રચૂર. ૪
ક્યાં તે શરદ્ ક્ષપા ચંદ્રમા! ક્યાં તે ત્રિવિધિ સમીર!
ક્યાં સુખ પુંજની કુંજ! ક્યાં! તે શ્રી યમુના તીર! ૫
ક્યાં તે મોહન છબી માધુરી! વન રાસ વિલાસ;
આજ સરવ અવળાં થયાં, પતિ પાખે દે ત્રાસ. ૬

ફૂલ્યાં કમળ લખી અમળતા, રવિ મિત્ર સુરંગ;
કુમળાયું મુજ હૃદે કંજતો, વિના પિયુજી પતંગ. ૭
વિજ્યા લગી ગુણ નવ નિશા, આસક્તિ ગવાશે;
પ્રભુએ તો આસક્તિ તજી, મારી શી ગતિ થાશે. ૮
સીપ પપૈયા પોષિયા, સ્વાતિ જળ ધારે;
હું તો નિરાશ હજી લગી, પતિ પોષશે કયારે. ૯
શોકય કામણ કરશે સખી, આજ ચૌદશ કાળી;
મૂકી એને આવશે-હવાં-શીદ વૃજ વનમાળી ? ૧૦
રાત દીવાળી શી વિતતી, મૂળે જાત રૂપાળી;
કામણ કામના ત્યાં સખી, છબી કામણવાળી. ૧૧
પાક નાના અનકૂટ તે, કોણ ભોજન કરશે;
પ્રભુ વિના પાકારિ કોપશે, કદા, ગિરિ કોણ ધરશે. ૧૨

## શાર્દૂલવિક્રીડિતવૃત્ત

અમૃત ઉદધિ અનંત વાળી નાખું, રસ પ્રેમ ઉપર અણું;
અનુભવી વેદ્ય, અવેદ્ય સર્વ કોઇને, દુર્દર્શ વસ્તુ અતિ;
બ્રહ્માનંદથકી બહુ જ અધિકો, નિઃસ્વાર્થ સ્નેહ કૃષ્ણ શું;
પ્રાણથકી પ્રિય રૂપ, નૂપ, આનંદ મન વાગીથી વેગળો. ૧૩

## માલિનીવૃત્ત

શું કહું મમ પતિને, ગ્રહી રતિ નારતિને;
લવ ન ધવરતિને, દુષણ તે રતિને;
ધન્ય છે હર મતિને, રહે સમીપે સતીને;
ધન્ય પર પ્રકૃતિને, રહે ન સ્ત્રી આરતિને. ૧૪



## હેમંતઋતુ

### રાગ ધોળ

હેમંત આવી ના આવીઆ, હરિ હિંમત ભાગી;
અંગ અનંગ અગન તો, પ્રતિ રોમે જાગી; ૧
કયમ કરૂં, રે કોને કહું, કયાં જાઉં, રે સજની;
કોટિ કલ્પ મોટી પલક પા, કાઢું કયમ દિન રજની ? ૨

વૃદ્ધિ પામી રે વિભાવરી, દુર્બળ થયો દિન;
ચિંતા મુને ચક્રવાકીને, જગ જુગ સુખ પીન. ૩
મનસુત ભૂત ભ્રમાવે છે, મન કાય કંપાવે;
શીત–લખી સખી સમઝતી, રખે પાવક લાવે! ૪
આજ કરૂં શું અંગીઠડી, દીઠડી નથી દેહ?
અંતર આગ્ય શું નીઠડી, પ્રભુ સાંધ્યો શું નેહ? ૫
એમ કહેતાં અચેતન થઈ, હાં હાં કહી ઢળી ધરૂણી;
આવી સમીપ ધશી અલિ, ભલી ભાસે ન તરૂણી. ૬
જાત ઘટિ છેક રાત જયમ, અર્ક કર્ક થાય;
અતિ શિથિલ પડી કાંચળી, પાંસળીયો ગણાય. ૭
ગોરી થઈ ઘણી ગોરટી, લાલ વિણ ઘટિ લાલી;
મેદ ન સમ ખાવા રહે, ધીરજ કયમ રહે ઝાલી! ૮
એવી જોઈ રોઈ સહચરી, ઉર સરશી લીધી;
અલ્પ પ્રયત્ન વિધિ કરી, શ્યામા જાગ્રત કીધી. ૯
દીર્ઘ નિશ્વાસ મુહુર્મુહુ, મૂકે હરિ વિના ખાળા;
ઉષ્ણ એવા જાણે પ્રલયના, અગ્નિની જ્વાળા. ૧૦
મધુવ્રત મન અરવિંદમાં, કંજ તરણિની માયા;
ત્યમ તલખું હું કૃષ્ણને, તે તો કુબ્જા લોભાયા. ૧૧
'મિરચ વિના ન બરાસ રે', મિરી સુખી સદા આપે;
એકને પ્રીતિ ના એકને, ત્યમ રહે પરિતાપે. ૧૨

## શાર્દૂલવિક્રીડિતવૃત્ત

વૃદ્ધિ સ્નેહાન સુખ હાની કદને, પરમાર્થ હોયે કદા;
'યાથા તથ્ય અખંડ ચોલ દુકૂલે, ભાતી પટોલે યથા.'
ગુણરૂપાદિક સર્વ ત્યાંજ ભાસે, જ્યાં પ્રેમ સંલગ્નતા;
તે સર્વે પુર્વોક્ત રાખી પરિવ્રઢ, કયમ ચિત્ત ત્યાંથી ચળે? ૧૩

## માલિનીવૃત્ત

પતિ અવગુણ આણું, પણ ન ઠરવા ઠેકાણું;
ઉર સુગુણ ભરાણું, ત્યાં શું નિંદુ વખાણું;
જીવન જળ મકરનું, હેત શે કામ પરનું;
સ્વલ્પ શામળતાનું, તદપિ ત્યાં મિન માતું. ૧૪

## શિશિરઋતુ

### રાગ ધોળ

શિશિર ઋતુ લખી શશિમુખી, કહે સખીશું વચન;
કંજ પ્રજાળ્યાં જો હીમે, કામે ત્યમ મારૂં તન. ૧
સૂર્ય શીતળ શશિ સમ થયો, ગરમી ધરી શીત ત્રાસે;
આવી પળી સહુ મુજ હૃદે, લહી કુટિલ મેવાસ. ૨
શાને કંપે સખી શીતથી, સેવ્ય મંદિર મારૂં;
છેક સમીપ આવીશ મા, દાઝશે તનુ તારૂં. ૩
આર્દ્ર અંબર આ ઋતુ, ઓઢી અલિ આવે પાસ;
તદપિ તપે તન તે તણું, થાયે સ્વેદ પ્રકાશ. ૪
વિરહાનલ અનિલ સુખ સ્મૃતિ, સપત્ની સુખ ક્ષાર;
હેમ હાર માટે નહીં, દ્રવી નીસરે ધાર. ૫
વિદ્રૂમ ઉર મુકતા થયાં, તરડાં તડકિયાં કોઈ;
મલિન માલ્ય માળા થઇ, દષ્ટે અલિકર જોઈ. ૬
ગંગા ધર આવી ઉર્ધ્વથી, શિવ શીર રહી સમાઇ;
ત્યમ દગ ધાર ઉરજ પડી, સમી, અગ્ર ન ધાઈ. ૭
સ્નાન કરૂં યમુના વિષે, તપતોદક થાય;
નીર નિમગ્ન સોપાન તે, પદ સ્પર્શી સૂકાય. ૮
મિટ પડે જ્યાં જ્યાં મુને, ત્યાં ત્યાં મોહન ભાસે;
ત્યમ ત્યમ દુઃખ અનુભવી લહે, અન્ય આશ્ચર્ય વાસે. ૯
ભાન નહીં ખાન પાનનું, નિમિષ ન નિદ્રાય;
વીતે વિચારે વાસ ક્ષપા, હા હા પ્રતિ પળ થાય. ૧૦
કદા ચિત્રવત થઇ રહે, કદા ધ્રુશકે રોય;
કવાસિ કવાસિ કરી કુ લુઠે, સ્રવે પલપુટે તોયે. ૧૧
વિતનું વિડારે ઉર અતિ, કળ કયમ પળ પામે;
પિયુ હરિ હર સામા જો મળે, રતિપતિ બળ વામે. ૧૨

### શાર્દૂલવિક્રીડિતવૃત્ત

પ્રલયાનલ થકી તાપ અગણિત ઘણો, વિરહાગ્નિ કેરો હિતુ;
નિશ દિન તે મમ ઉર અખંડ પ્રજળે, કહે કોણ જઈ કૃષ્ણને!

મહદ્ આશ્ચર્ય મુને તથા સરવને, રહે કયમ અસુ એ દુઃખે;
પણ કારણ ભાસે મુને ટકયાનું, આશા હરિ આવવા. ૧૩

### માલિનીવૃત્ત

જ્યમ જ્યમ સ્નેહ દાધે, ત્યમ રતિ વેલ વાધે;
મલણ પોષણ સાધે, ન્યૂનતા નિત્ય લાધે;
પણ ન સહન થાયે, ચલણ પાખે રે'વાયે;
જખમી જળજ માગે, મીચ ભયથી ન ત્યાગે. ૧૪



## વસંતઋતુ

### રાગ ધોળ

જો વયસ્યા! વદે રાધિકા, ઋતુ આવી વસંત;
સંજોગી સુખ સાગરી, વિરહી દુઃખદા અનંત. ૧
ફૂલ જાસૂલનું અલિ તજ્યું, ભજ્યું તે મધુ પેખી;
રસિક પ્રિતમને ન સાંભરે, સ્નેહ તે ઋતુ દેખી. ૨
કુસુમિત વન ઉપવન થયાં, ગુંજે ભૃંગ મદ માતા;
મદન રતિ જાણે લગ્ન લહી, મગ્ન મંગળ ગાતાં. ૩
કિંશુક ફૂલ પીત રક્તતા, લાગે એજ પ્રમાણે;
વિતનું વ્યાઘ્ર વિરહી હૃદે, વિડાર્યું નખ જાણે. ૪
ત્રિવિધ સમીર વૃંદાટવી, પરભૃત કલ બોલે;
લલિત સુમન મધુકણ સ્રવે, હરિ વણ ઉર છોલે. ૫
પ્રફુલ્લિત દ્રૂમ સહકારનાં, દ્વિજ પ્રમૂદિત ઝૂમે;
અનુપમ મોરી એલચી, લચી ગોસ્તની લૂમે. ૬
હા! હા! હીતુ રીતુ રાજમાં, ન મળ્યા વૃજરાજ;
સાજ સુખદ સુરભી તણો, મારે આજ અકાજ. ૭
ચુઆ ચંદન પિચકારીઓ, ચારૂ કેસર રંગ;
અબીલ ગુલાલ વિલોકતાં, દાઝે ઉલટું અંગ. ૮
ઝાલ મૃદંગ ડફ ઝાંઝનો, રવ કાળજ કાપે;
કૃષ્ણ કંથ હોય સંઘતો, સહુ આનંદ આપે. ૯
આજ બનસીબટ ચોકમાં, હોય ધુમાર્યોની ધૂમ;
જુગલ જૂથ ચાચર મળે, થાય રૂમાઝૂમ. ૧૦

ગાળ ગાયે રે ગોપાળજી, મીઠી અમૃત સરખી;
ક્યાં તે રસિક છબી રંગભરી, રીઝતી જેને નીરખી! ૧૧
હૈડે પ્રકટી હુતાશની, કુસુમાકરે ઝાઝી;
અનંગ અનિલ ધમે તે થકી, નખશિખ દેહ દાઝી. ૧૨

## શાર્દૂલવિક્રીડિતવૃત્ત

નટવર, નંદકુમાર, માર મનહર, કોટિ લલિતાકૃતી;
મોર મુકુટ, પટકેસરી, શ્રીઅંગે, રંગે ભર્યાં રસ છકયા;
કર પીચકારી, ગુલાલ મુષ્ટિ મુક્કા, વાંકી કટાક્ષે લખી;
તકી ભુજ મુખ, ડશી ઓષ્ટ છાંટી, છબી તે, ખસ્તી હૃદેથી નથી. ૧૩

## માલિનીવૃત્ત

ક્યમ કરૂં, ક્યાં જાઉં, ભેળી ક્યાં કંથ થાઉં?
હવાં ન અલિ જીવાશે, તરફડી જીવ જાશે;
પતિ વસંત વિહારી, ભોગવે શોકય મારી;
પિયુ પણ ન વિચારે, આ (જ) સમો આજ મારે. ૧૪



## ગ્રીષ્મઋતુ

### રાગ ધોળ

ગ્રીષ્મ વિષમ આવી અલિ, કહે પ્રભાવતી કન્યા;
નાથ ન આવ્યા, હજી હશે-મારો એવડો શો અન્યા? ૧
એક જ્વાળા હૃદે વિરહની, બાહ્ય આતપ બીજી;
આશા ઉગરવાની ટળી, ગઇ નખશિખ શીઝી. ૨
વીજન કોટી કારંજથી, મુજ તાપ ન જાય;
તપ્ત તેલ જેમ જળ મળે, ભડકો ત્યમ થાય. ૩
અપ ગુલાબ મલિયાગરે, મુને શીતળતા તેવી;
દાદુર છાયા ફણી ફણા, સુખદાયક જેવી. ૪
ચંદ કિરણ ચિત્ત ના ઠરે, ચોબારૂં વિખ જ્વાળા;
ચક્ષુઃશ્રવા સરખી સખી, ઉર પ્રસૂનની માળા. ૫
લૂ વાએ સહુ લોકો કહે, વણ જાણે મરમ;
નિશ્વાસ મૂકે કો વિરહિણી, દુઃખ પામીને પરમ. ૬

સર્વ નવાણુ સૂકી ગયાં, મુજ તાપ બળેથી;
ઉદધિ અધિક તે કારણ કહું, મારાં અશ્રુ મળેથી. ૭
વૃક્ષ વેલ સહુ શુષ્ક તે, લખી કૃશ મારૂં તન;
અર્ક જવાસા ફૂલિયા, સુખ શોકચે પ્રસન્ન. ૮
કહેતાં પ્રેમ સમાધિ થઈ, થયું તદવત મન;
ભાવાત્મક પિયુ કૃષ્ણુનાં, થયાં સ્ફૂટ દર્શન. ૯
વિરલા લહે કો એ મર્મને, એ વિરહ ભિન્ન જાતી;
જેમ લુહારની સાણશી, શીતળ ક્ષણુ તાતી. ૧૦
પરમ પુનિત ત્રટ નર્મદા, ચંદ્રિપુર વાસ;
જ્ઞાતિ નાગર સાઠોદરો, કવિ કૃષ્ણુનો દાસ. ૧૧
દયારામ ષડ્ઋતુ કથી, શ્યામ–વિરહને વ્યાજે;
રાધા કૃષ્ણુ એક રૂપ છે, લીલા ભક્તને કાજે. ૧૨

## શાર્દૂલવિક્રીડિતવૃત્ત

રાધાકૃષ્ણુ સ્વરૂપ એક નિશ્ચે, સંધે નથી સર્વથા;
કાયા છાયાવત્ સંયોગ નિત્ય છે, ને અર્થ શબ્દે યથા.
સર્વેશ્વર સર્વાત્મ તર્ક મહિમા, ક્રીડા વિચિત્રા ગતિ;
વેદાદિકને અગમ્ય રૂપ એ છે, પ્રાપ્તેક પ્રેમે કરી. ૧૩

## માલિનીવૃત્ત

રતિ સહ ઋતુ ગાશે, પાપ સંતાપ જાશે;
સુમતી ઉર ભરાશે, કૃષ્ણુશું પ્રેમ થાશે;
સફળ (જે) ચિત્ત ચહાશે, વિઘ્ન સર્વે પળાશે;
પરમ હરખ છાશે, સ્નેહ રસ પીજે પાશે. ૧૪

# ચાતુરીનો ગરબો

સર્વ કામ છોડીને પરથમ, ગુરુગોવિંદને ભજીએજી;
સકલ કામના સિદ્ધિ જેથી, વારે તેને તજીએ. શિક્ષા શાણાને. ૧
મૂળથી મ્હોટી સંગત કરિયે, નીચ સંગત પરહરિયેજી;
સંગતને વશ મન રહે છે, જેથી તરીયે મરીયે. શિક્ષા. ૨
હર પ્રકારે પ્રીત મૃદુવાણી, મ્હોટા જન તે જાણોજી;
નિર્દય આપસ્વારથી જુઠા, કપટી નીચા પરમાણો. શિક્ષા. ૩
ખરી મહેનતનું દ્રવ્ય જોડિયે, નીચ નજર ના કરિયેજી;
પાછળથી પસ્તાવો ઉપજે, હાંસીથી તો ડરિયે. શિક્ષા. ૪
સહસા કામ ન કરિયે કદાપિ, ડરિયે હરિ જગને મારેજી;
ઉતરેલું જલ મોતીનું તે, ન ચડે કોટી પ્રકારે. શિક્ષા. ૫
રીતે ચાલતાં દુઃખ પડે તો, ભલું સુખ અનીતે કુડુંજી;
એશી નાવ બુડે નહીં કહેવત, તરી ઉતરો તોએ ભુંડું. શિક્ષા. ૬
વિના વિચારે કામ કરે, તે પાછળથી પસ્તાયેજી;
બગડી બુંદ હોજે ન સુધરે, મળે ન જે તક જાયે. શિક્ષા. ૭
કોઇનું કાહાડીને ખરચ ન કરિયે, દાટી ના સહિયે દુઃખજી;
જેવી સંપત તેવું ભોજન, સદા પામિયે સુખ. શિક્ષા. ૮
પૂર્વે વૈર તાંહાં સ્નેહ ન કરિયે, પુર્વ મિત્રશું વેરજી;
મિત્ર કોક દીન ગુંજ પ્રકાશે, શત્રુનાં છૂટે ઝેહેર. શિક્ષા. ૯
આપ વખાણ અવરની નિંદા, પરપત્નીશું હાસ્યજી;
અતિ કુભાષણ જીભ લાલચે, મ્હોટપણાનો નાશ. શિક્ષા. ૧૦
સુખ આવે છલકી નવ જઇએ, દુઃખ આવે નવ ડરિયેજી;
આપણથી અધિકાને જોઇને, ગરવ કલેશને હરિયે. શિક્ષા. ૧૧
શોભીજન ધનવડે સાધિયે, ગરવી જોડી પાણીજી;
મુરખનું મનગમતું કરિયે, પંડિત સાચી વાણી. શિક્ષા. ૧૨
હરિ ગુરુ સાથે સાચા રહિયે, સ્ત્રીશું જુઠું કહિયેજી;
મોટાં આગળ કોઈ સમે પણ, મુખે મોટાં નવ થઇયે. શિક્ષા. ૧૩
રીત નભે નહીં રંદા કેરી, વાંસલે વરવું થાયજી;
કરવતની કક્ષા ગ્રહી રાખો, ઉભય લોક સુખદાય. શિક્ષા. ૧૪

દિવસે વાત વિચારી કરિયે, નિશા વિવેક છાનીજી;
કોઈ સમે કોઈ કેવું સાંભળે, ઉપજે મ્હોટી હાની. શિક્ષા. ૩૦
મ્હોટા સાથે નવ બગાડવું, નીચ ભલાઈ ન સારીજી;
નૃપ યોગીનો નહીં આસંગો, ક્ષણમાં કરે ખુવારી. શિક્ષા. ૩૧
નમી ભીંત, પરનાળો, બારી, નવ ડરવું તે હેઠજી;
ભગ્ન ભ્રષ્ટ તત્કાળ પરતાવો, વણ સ્વારથની વેઠ. શિક્ષા. ૩૨
જાર જુગારી તસ્કર વ્યસની, વિશ્વાસે નવ રહેવુંજી;
વહેવારે વેપારે લજ્જા નવ ધરવી, ત્હાં સ્ફુટ કહેવું. શિક્ષા. ૩૩
હરિ વણ ક્યાંય લુબ્ધાઈ ન જાવું, જૂઠું સર્વ સમજવુંજી;
કાળ ઝપેટો અચક લાગશે, ભગવત ભજન નવ તજવું. શિક્ષા. ૩૪
જે જે વાતે મીઠું કડવું, આપણને જેમ લાગેજી;
તે જ પ્રમાણે સમજી લેવું, સહુને સુખ દુઃખ જાગે. શિક્ષા. ૩૫
દંપતી વચ્ચે દૂત ના થવું, કુડી સાખ ના ભરવીજી;
ના કરીએ અરિ કેરી ચુગલી, અધરમ પક્ષ ન કરવી. શિક્ષા. ૩૬
માણસ જોઈને કામ પાડીએ, મૂરખ મિત્ર ન કરિયેજી;
હઠ ના કરવી ખોટી વાતે, ક્રૂરદેવ ન સમરીએ. શિક્ષા. ૩૭
દીન સગાને દઈ ન માગવું, દે ધણું માગ્યું વાળીજી;
દાનો દુશ્મન ગુણે મારિયે, શકે ન ઉંચું ભાળી. શિક્ષા. ૩૮
મરમ વચન કોઈને નવ કહિએ, સુણતાં પામે સંકોચજી;
વાટે જતાનું કષ્ટ કાપિએ, જાહાંલગી આપણી પોંહોંચ. શિક્ષા. ૩૯
મધુરી વાણી વદિયે સહુથી, ઉદર રાખીએ ઉંડુંજી;
મળ્યા મનુષ્યને પ્રાણ આપીએ, કેનું ન કરિયે ભુંડુ. શિક્ષા. ૪૦
કૃત ઉપકાર ના ભુલી જઈએ, ગુણ સઘળેથી સેવોજી;
અંનદાતાને આધીન રહેવું, લાલચ દગો ન દેવો. શિક્ષા. ૪૧
મ્હા મ્હોટું કંઈ સંકટ આવે, શ્રી હરિ ચરણે જાવુંજી;
હીંમત રાખી ઉપાય કરવો, પ્રાણ મુક્ત નવ થાવું. શિક્ષા. ૪૨
મૂરખથી કહીં મમત ન કરવો, ગાંઠ ગોદડે દેવીજી;
અણી ચુકાવી કામ કહાડવું, આગળ બનશે કેવી.
કદળી ઢોલ કુટીલજન કાપ્યા, કુટ્યા વણ ફળ નવ આપેજી;
દુષ્ટની સામાં સાધુ ન થાવું, થતાં અતિ સંતાપે.

કેવળ આપ સ્વારથ કૃતિ વાંસલાની, સહુ પરમારથ રંદોજી;
કરવત બેપાસ ઘટતું છાંડે, રેહે હરિ ઘેર બંધો. શિક્ષા. ૧૫
લાખ ગમાવા સાખ રાખજો, સાખે મળશે લાખજી;
લાખ ખરચતાં સાખ નવ મળે, સાખ ગયે સહુ ખાખ. શિક્ષા. ૧૬
મળી સ્હેજ પોળી નવ તજીયે, દુર મોદક અભિલાષેજી;
ઉછંગ સુત અળગો કેમ કરિયે, ઉદરગર્ભની આશે. શિક્ષા. ૧૭
સામાને શોભા આપેથી, આપણને શોભા આવેજી;
પતિસુખ શોભા સ્ત્રીને કરે, જેમ સ્ત્રી પતિને દરશાવે. શિક્ષા. ૧૮
જે કરતાં પરિણામે હાણી, તે કારજ નવ કરવુંજી;
આપણી પોંચ પ્રમાણે સઘળે, સમજી ડગલું ભરવું. શિક્ષા. ૧૯
જે ઘરથી પ્રીત વધ્યાની ઇચ્છા, તે ઘેર ત્રણથી ડરિયેજી;
વાક્‌વિવાદ, ધન, પરોક્ષે વામા વાત ન કરિયે. શિક્ષા. ૨૦
માત પિતાશું હેત રાખિયે, કદી ન ધરિયે દોષજી;
નાગરવેલ વણસે દળ વણસે, જે પોંચ્યું શતકોશ. શિક્ષા. ૨૧
કૃષ્ણવિના કોઈ થકી કદાપિ, જારપ્રીત નવ કરિયેજી;
ગળે પડી છૂટે નહીં કેમે, પાપતાપ પચિ મરિયે. શિક્ષા. ૨૨
થોડું બોલ્યામાં સુખ શોભા છે, બહુ બોલે પત જાયેજી;
ચો કોડીનો ચાંદલો ભાળે, શતના પાછળ થાય. શિક્ષા. ૨૩
કામ વિવેક કરિયે કદાપિ, કષ્ટ પડ્યું તે માંહેજી;
તે પછી હરિ ઇચ્છા એમ લહેવું, હરબડવું નહીં તાંહે. શિક્ષા. ૨૪
પાણી વાણી ને દૃષ્ટિ દઢ, રાખી સઘળે જઇએજી;
મોહોટપ આવે માન પામિયે, કહિ દુખીયાં નવ થઇયે. શિક્ષા. ૨૫
જે ભાવે જે પૂછે તેને, તેહવો ઉત્તર દઇએજી;
ભાષણમાં ભિતરનું હારદ, સેજે સમજી લઇએ. શિક્ષા. ૨૬
જે વિના ચાલે નહીં તેની, મરજી માફક રહેવુંજી;
સમો આપણો સમજી લેવો, ભૂલ્યું બગડ્યું સહેવું. શિક્ષા. ૨૭
તન મન વ્યસનથી સુવિમળ રાખિયે, આળસ ક્રોધ ન કરવોજી;
પરદુઃખ દેખી પ્રસંન ન થવું, પાખંડધર્મ ન ધરવો. શિક્ષા. ૨૮
મ્હોટા જનની અદબ રાખવી, બાળક શિક્ષા દેવીજી;
ગુરુજન સેવા દયા દીનશું, સ્ત્રીને વશ કરી લેવી. શિક્ષા. ૨૯

## બૃહત્

# કાવ્યદોહન

## વિભાગ બીજો

## ભાલણ

આ કવિ નરસિંહ મેહેતાનો ઉત્તરકાલીન છે, તથાપિ એની ભાષા વગેરે નરસિંહ મેહેતાથી જૂદી પડે છે. એ વિ. સં. ૧૪૯૦ થી ૧૫૭૦ સુધીમાં હૈયાત હતો. એ પાટણનો રહીશ અને તરવાડી મોઢ બ્રાહ્મણ હતો. એનાં રચેલાં એ નળાખ્યાનો, ધ્રુવચરિત્ર, દશમસ્કંધ, પદ્ય કાદંબરી, સપ્તશતી, શિવભીલડી સંવાદ વગેરે કાવ્યો પ્રસિદ્ધ છે. એની કવિતા મીઠી અને રસાળી છે.

## શ્રી રામચરિત્ર

### બાળલીલા*

### પદ ૧ લું

(રાગ–થયો અસુરને ઘેર બાળરૂપ મેનારક છે. એ રાહ)

થયાં મંદિર તેજ પ્રકાશ, એ રૂપ કોણ કળે;
અવનિકારણ શ્રી અવિનાશ, મહારૂપ કોણ કળે. ૧
કિરીટ મુકુટ શિર સાર, એ રૂપ કોણ કળે;
જાણે દિનકરનો ઝળકાર, મહારૂપ કોણ કળે. ૨

* જે પ્રત ઉપરથી આ કાવ્ય છાપ્યું છે તે પ્રત અધુરી મળી હતી. એમાં શ્રીરામજન્મથી તે સીતા સ્વયંવર સુધીનાં પદો છે. ભાલણે કદાચ આખું શ્રીરામચરિત્ર રચેલું હશે?

કામ કપેચું કાંઇએક આવે, ધીરા થાવું જાણીજી;
જલદ થયાથી જોખમ લાગે, પથ્થર નિચે પાણિ. શિક્ષા. ૪૫
જેવા સમો વિધિ પણ તેવી, કરતાં કારજ થાયજી;
એકે રીતે અટકી નવ રહેવું, રોગ પ્રમાણે ઉપાય. શિક્ષા. ૪૬
અગમ વિચારી સરવે કરવું, ગફલત કહીં ન રહેવુંજી;
સહુનું વચન વિચારી જોવું, રોમરોમ ચિત્ત દેવું. શિક્ષા. ૪૭
ગુણવંતની ઇતરાઈ ન કરવી, વૃદ્ધપણે લાલાઈજી;
ગુમાન ગરજ સમે નવ ધરવું, ભાગી જાએ ભલાઈ. શિક્ષા. ૪૮
પરઘર જઇને દુઃખ ના રોવું, કોઇ નવ થાય વિભાગીજી;
પાછળથી પસ્તાવો ઉપજે, ભાર જાય સહુ ભાગી. શિક્ષા. ૪૯
પરઘરમાં અચાનક ન જાવું, વાત કરી નવ હસવુંજી;
ગુંજ કરતાં હોય બે જણાં ત્યાં, વણ તેડ્યા નવ ધસવું. શિક્ષા. ૫૦
કૌતુકમાં કુમક વણ સજજન, દુરિજન સાથ નવ વઢવુંજી;
ગજ ગ્રેહેવાનો સામાન લઇને, બકરી બંધન ચઢવું. શિક્ષા. ૫૧
રીતે પણ ખોટાની સાથે, વાદ ન કરવો વાતેજી;
ખરાબ ઠામે પથ્થર નાંખી, છંટાવું નિજ હાથે. શિક્ષા. ૫૨
ઉલટી કૃતિ ઘેલાની ગ્રહિયે, દાસ દક્ષના થઇયેજી;
સર્વ ઠામથી ગુણ ગ્રહી લેવો, એમ ચતુરાઈ લહિયે. શિક્ષા. ૫૩
કલેશની ઉપર કલેશ રાખવો, ક્રોધની ઉપર ક્રોધજી;
મન મોહ મદ મચ્છર ના ધરવો, મનનો કરવો બોધ. શિક્ષા. ૫૪
આ વ્હેવાર ચાતુરીની શિક્ષા, ધરશે ઉરમાં રાખીજી;
ભવસુખ હરિપદ શુભકીર્ત્તિ, આબરુના અભિલાખી. શિક્ષા. ૫૫
પચીસ પચાસનું ખત ના લખિયે, અંતે આવે એકજી;
ગળે પડે કોઈ ગુલામ માણસ, હાનિ વાત વિશેક. શિક્ષા. ૫૬
સકળ ચાતુરિ એક વચનમાં, કહું છું સહુ સાંભળજોજી;
હરિ ગુરુ હરિજન સેવા સમરી, જનમ મરણથી ટળજો. શિક્ષા. ૫૭
આશ્રમ ચારવિષે ગૃહસ્થાશ્રમ, એક વાતથી મ્હોટોજી;
શ્રીહરિની સેવા બની આવે, માટે, નહિ તો જાણે ખોટો. શિક્ષા. ૫૮
મન માને તે આશ્રમ માંણો, મારે નહિ લેવા દેવાજી;
દયો કહે મારે તે મ્હોટો, જે કરે કૃષ્ણની સેવા. શિક્ષા. ૫૯

## પદ ૨ જું

કરે સ્તુતિ કૌશલ્યા માત, આગે તપે ત્રુઠ્યા વિખ્યાત;
જય પુરણ બ્રહ્મ અખંડ, સચરાચર સકળ બ્રહ્માંડ. ૧
જય ભોમીતણા ભૂપાળ, કેમ માનું હું નાનું બાળ?
તારી માયાએ ભૂલે બ્રહ્માય, ગુણ નેતિ નેતિ કરી ગાય. ૨
શિવ સનકાદિક ધ્યાનમાં ધ્યાય, જેની માયામાં સહુ ભૂલાય;
મુને અચરજ અદ્દકું થાય, મુખડું જોઇ મન હરખાય. ૩
વિશ્વ કર્તાને શું ધવરાવું? જક્ત ધર્તાને શું હું લાવું?
કૃપા કરુણા સાગર દેવ, મુજ ઉપર ત્રુઠ્યા દેવ. ૪
માતા બ્રહ્માકાર થઈ જ્યારે, મેલી વૈષ્ણવી માયા ત્યારે;
ઉવાં ઉવાં સુણતાં જાગી, ધણી ભાલણ ભ્રાંતિ ભાગી. ૫

## પદ ૩ જું

રાજા દ્યોને વધાઈ, પ્રભુ પ્રગટીઆ ઘરમાંહ. ટેક.
તતક્ષણ ત્રંબાળું વાગ્યાં, કાંશા ને ઘડીઆળ;
ચરણા ચોળી પહેરી ચતુરા, કર મોતીની થાળ. રાજા. ૧
ધીનકિત ધીનકિત મૃદંગ વાજે, ગુણકા કરતી ગાન;
કનક પાત્ર મુકતાભરી આપ્યાં, આપ્યાં ગૌ મહી દાન. રાજા. ૨
કુંકુમ કેરા પુર્યાં સાથીઆ, આંગણે કદળી સ્તંભ;
તરીઆ તોરણ બાર બંધાવ્યાં, થઇ રહ્યો નાટારંભ. રાજા. ૩
પવન નિર્મળ પાવક ઉજ્વલ, દિનકર તેજ અપાર;
સુર કારણ અવતરીઆ સ્વામી, હરવાને ભૂભાર. રાજા. ૪
નવ પલ્લવ ફુલી રહી વસુધા, મુનિમન મોદ અપાર;
શિવ સનકાદિક શુક બ્રહ્માદિક, વેદ વદે મુખ ચાર. રાજા. ૫
જાણ્યા જોશી જુકતે તેડ્યા, જન્મ અક્ષર મંડાય;
પળમાં પ્રાક્રમ પુરણ ભાસે, તતક્ષણ ત્રિભુવનરાય. રાજા. ૬
ભૂપતિ કહે છે સુણો ભૂદેવો, નીરમો એનું નામ;
રોમ રોમ વ્યાપી રહ્યો, માટે રાજીવલોચન રામ. રાજા. ૭
રૈયત સૌકો જોવા આવે, દશરથ કેરે દ્વાર;
આદર દઇને વહેંચે સાકર, શણગારાં છે બાળ. રાજા. ૮
નગરનીવાશી જોવા આવે, નાની મોટી નાર;
દશરથ બાલક સબજુગ પાલક, ભાલણ ભય હરનાર. રાજા. ૯

શોભે મૃગમદ તિલક લલાટ, એ રૂપ કોણ કળે;
સુદ અષ્ટમી સોમનો ઘાટ, મહારૂપ કોણ કળે. ૩
ભલી ભ્રકુટી તે ધનુષ આકાર, એ રૂપ કોણ કળે;
શોભે અંબુજ નેણ વિશાળ, મહારૂપ કોણ કળે. ૪
મકરાકૃત કુંડળ કાન, એ રૂપ કોણ કળે;
અંગ સુંદર શ્રી ભગવાન, મહારૂપ કોણ કળે. ૫
નાસિકા શુદ્ધ શુકની ચંચ, એ રૂપ કોણ કળે;
શોભે હીરાકણી શા દંત, મહારૂપ કોણ કળે. ૬
સોહે લાલ પ્રવાળી અધુર, એ રૂપ કોણ કળે;
હાસ્ય વદનમાં અમૃત પુર, મહારૂપ કોણ કળે. ૭
શુદ્ધ શંખ સરીખી કોટ્ય, એ રૂપ કોણ કળે;
જાણે અધર્મ ઉપર દોટ્ય, મહારૂપ કોણ કળે. ૮
શોભે કંકણુ અંગદ પાણ, એ રૂપ કોણ કળે;
શંખ ચક્ર ગદાંબુજ જાણ, મહારૂપ કોણ કળે. ૯
કોટે કૌસ્તુભ ઝાક ઝમાલ, એ રૂપ કોણ કળે;
વળી વિજયંતી વનમાળ, મહારૂપ કોણ કળે. ૧૦
ભ્રગુલાંછન શોભે સાર, એ રૂપ કોણ કળે;
ઉર હાર સહિત શણગાર, મહારૂપ કોણ કળે. ૧૧
પેટ પોયણી કેશરી લંક, એ રૂપ કોણ કળે;
કશ્યા પીતાંબર પીળે રંગ, મહારૂપ કોણ કળે. ૧૨
ઝંઘા કોમળી કદળી પાય, એ રૂપ કોણ કળે;
જેમાં મુનિઓનાં મન લલચાય, મહારૂપ કોણ કળે. ૧૩
ચર્ણે ચિહ્ન પડ્યાં સંયુક્ત, એ રૂપ કોણ કળે;
ધ્વજા ચમર ને પદ્મ અંકુશ, મહારૂપ કોણ કળે. ૧૪
માતા દેખી થઈ દીગમૂઢ, એ રૂપ કોણ કળે;
જવ ઓળખ્યા ગરૂડારૂઢ, મહારૂપ કોણ કળે. ૧૫
પ્રભુ ભાગીએ મનની ભ્રાંત, એ રૂપ કોણ કળે;
લઘુ લાલ ખેલાવવાની ખાંત, મહારૂપ કોણ કળે. ૧૬
તવ તુર્ત થયા શિશુ રૂપ, એ રૂપ કોણ કળે;
ધણી ભાલણના સુરભૂપ, મહારૂપ કોણ કળે. ૧૭

કર ગ્રહી લાવે કૌશલ્યા, મહેલે પડશાળે;
ગોત્રજમાનો ઘૃતદીવડો, તે મુઠીમાં ઝાલે. રામ. ૨
દીવડો મ્હેલાવી કૌશલ્યા, મણી કરમાં આલે;
મણી લઇને મુખમાં મેલે, દેવ નભે ભાળે. રામ. ૩
સુમિત્રા લાવે શેલડી, તે બાલકને ભાવે;
કટકા લઈ કોરાણે મૂકે, પાળી લઈ ચાવે. રામ. ૪
ઘુઘરા ધમકે તેથી ચમકે, ઉતાવળા ચાલે;
કરતણી કોમલ આંગળીઓ, તે ચણીઆરે ઘાલે. રામ. ૫
ધૂલર ધસે ખડખડ હસે, ક્રોધ કરે માતા;
બાળપણાને બલિહારી જાય, શંકર ને વિધાતા. રામ. ૬
અતિ આકળી થઈ માતા, લઈ બારણીએ બેસે;
રાયતણા મસ્તાના મદગળ, વચ્ચે જઇ પેસે. રામ. ૭
અતિ અડપલા કુંવર આપણા, કહો દિન ક્યમ જાશે?
ભાલણ પ્રભુ રઘુનાથજીને, બાંધે પ્રેમતણે પાસે. રામ. ૮

### પદ ૭ મું-(ઢાળ એજ)

દેવ ડગલાં ભરે, પ્રભુ પગલાં ભરે. ટેક.
ડગમગ કરતા ડગલાં ભરતા રમતા રાજકુમાર;
લડથડતા સિંહાસન પકડે બ્હીતા અપરંપાર. દેવ૦ ૧
સિંહાસન મુકાવે રાજા, છુટા રખાવે હસ્ત;
થરથરે ધ્રુજે, કાંઈ નવ સૂજે, ઝાલી રહે છે વસ્ત. દેવ૦ ૨
આફણીએ વળી ઉભા થાએ, અચાનક બેસે;
વશિષ્ટ કહે છે, શું વર્ણવું, નારાયણ નરવેશે? દેવ૦ ૩
મનમાં માન્યા મસ્તાના થઇ, ઉલાળે અલંકાર;
સદા રહે અર્ધાંગે કમલા, શો કરશે શણગાર? દેવ૦ ૪
સખા સહિત સોહાતા ચાલે, જમ માહાલે માતંગ;
ભાલણ પ્રભુ રઘુનાથ મારો, સદા રહે સંતસંગ. દેવ૦ ૫

### પદ ૮ મું-(ઢાળ એજ)

લાલા બોલો બોલો, બાળબાલા (રાઘુબાલાલા) બોલો બોલો. ટેક.
કર જોડીને કહે કૌશલ્યા, કોઈ બોલાવે રામ;
એક વાર મુખ માતા કહે, તો સારૂં સઘળા કામ. લાલા. ૧

## પદ ૪ થું

હેલી, હીંડો હીંડો, લાડકડા લઘુ વેશ, રૂડા રામને તેડો રે. ટેક.
કાળો છે પણ કળ્યો ન જાએ, નૌતમ નવલે રંગ;
નીલમણિ શો શોભે, રાઘવ કૌશલ્યા ઓછંગ. હેલી૦ ૧
મુખડું જોતાં મોહ પામી છું, મન ગળ્યું છે મારૂં;
સર્વ કળાએ શોભે સુંદર, કોટી કામને વારૂં. હેલી૦ ૨
બંદીજન બારણીએ બોલે, જાચક જે જે વાણ;
લુણ ઉતારે માવડી ને, દશરથ દે છે દાન. હેલી૦ ૩
મહીમંડળના મુનિયો આવ્યા, પ્રભુને નામે પાગ્ય;
રાય તો પુન્ય પૂર્ણ જ કીધાં, આખી અવધ્યનાં ભાગ્ય. હેલી૦ ૪
માનુનીઓ મોતીએ વધાવે, સજીને શણગાર;
ભાલણ પ્રભુ રઘુનાથ મારો, મુક્તિનો દાતાર; હેલી૦ ૫

## પદ ૫ મું (ઢાળ–ગાવાનો ઉપર પ્રમાણે)

એવા દશરથના બાળ, લાલ પારણે ઝુલે; ટેક.
શ્યામ સ્વરૂપ દેખીને મારૂં મન ભૂલે. એવા. ૧
મૈયા હાલો હાલો મુખે હાલરું કહે;
વળી શ્રુતિ ને વેદ જેની કંઠે રહે. એવા. ૨
મૈયા ઢળકતી ઢળકતી તાણે દોરી;
શિવ સનકાદિક ને બ્રહ્માદિક રહ્યા હેરી. એવા. ૩
બાંતે ધાવે ખેલણી વળી પડી રહે મૂકે;
એવા રમતા રામ નામ ધ્યાન સાંબ ન ચૂકે. એવા. ૪
અદપણીયાળી આંખડી મીંચે ને ઉઘાડે;
બાળકોને બહાર કાઢી મૈયા પ્રભુને પોરાડે. એવા. ૫
ઝડપ નાખે ઝરમરને વળી પાયવતી તોડે;
ભાલણ પ્રભુ રઘુનાથ માહરો ભવબંધન છોડે. એવા. ૬

## પદ ૬ ઠું–(ઢાળ ઉપર મુજબ)

રામ રંગે રીખે, કૌશલ્યાકુમાર રામ રંગે રીખે. ટેક.
છબ છબ કરતા છેડા પલાળે, પાણીડાં ઢોળે;
ચંચળ ચતુરા રૂદયે ચાંપી, બેસારે ખોળે. રામ. ૧

કર ગ્રહી લાવે કૌશલ્યા, મ્હેલે પડશાળે;
ગોત્રજમાનો ઘૃતદીવડો, તે મુઠીમાં ઝાલે. રામ. ૨
દીવડો મ્હેલાવી કૌશલ્યા, મણી કરમાં આલે;
મણી લઇને મુખમાં મેલે, દેવ નભે ભાળે. રામ. ૩
સુમિત્રા લાવે શેલડી, તે બાલકને ભાવે;
કટકા લઈ કોરાણે મૂકે, પાળી લઈ ચાવે. રામ. ૪
ઘુઘરા ઘમકે તેથી ચમકે, ઉતાવળા ચાલે;
કરતણી કોમલ આંગળીઓ, તે ચણીઆરે ઘાલે. રામ. ૫
ધૂલર ધસે ખડખડ હસે, ક્રોધ કરે માતા;
બાળપણાને બલિહારી જાય, શંકર ને વિધાતા. રામ. ૬
અતિ આકળી થઈ માતા, લઈ બારણીએ બેસે;
રાયતણા મસ્તાના મદગળ, વચ્ચે જઇ પેસે. રામ. ૭
અતિ અડપલા કુંવર આપણા, કહો દિન ક્યમ જાશે?
ભાલણ પ્રભુ રઘુનાથજીને, બાંધે પ્રેમતણે પાસે. રામ. ૮

પદ ૭ મું-(ઢાળ એજ)

દેવ ડગલાં ભરે, પ્રભુ પગલાં ભરે. ટેક.
ડગમગ કરતા ડગલાં ભરતા રમતા રાજકુમાર;
લડથડતા સિંહાસન પકડે બ્હીતા અપરંપાર. દેવ૦ ૧
સિંહાસન મુકાવે રાજા, છુટા રખાવે હસ્ત;
થરથરે ધ્રુજે, કાંઈ નવ સૂજે, ઝાલી રહે છે વસ્ત. દેવ૦ ૨
આફૂણીએ વળી ઉભા થાએ, અચાનક બેસે;
વશિષ્ટ કહે છે, શું વર્ણવું, નારાયણ નરવેશે? દેવ૦ ૩
મનમાં માન્યા મસ્તાના થઇ, ઉલાળે અલંકાર;
સદા રહે અર્ધાંગે કમલા, શો કરશે શણગાર? દેવ૦ ૪
સખા સહિત સોહાતા ચાલે, જસ માહાલે માતંગ;
ભાલણ પ્રભુ રઘુનાથ મારો, સદા રહે સંતસંગ. દેવ૦ ૫

પદ ૮ મું-(ઢાળ એજ)

લાલા બોલો બોલો, બચ્છબાલા (રાઘુબાલાલા) બોલો બોલો. ટેક.
કર જોડીને કહે કૌશલ્યા, કોઈ બોલાવે રામ;
એક વાર મુખ માતા કહે, તો સારૂં સઘળા કામ. લાલા. ૧

ચતુરા એક ચકલુ લઈ આવી, મુખમાં કરાવો સાદ;
આદિત્યવારે કર્યો ટુચકો, જય બોલે રઘુનાથ. લાલા. ૨
હસતે મુખે કરે હુંકારા, લખારા એહ અપાર;
શિશુપણું સંપૂરણ દાખે, આદ્ય પુરૂષ અવતાર. લાલા. ૩
જ્ઞાનદષ્ટિમાં ગુરૂ નમે છે, ઉત્તર અલગો આલ;
વિરંચી તો વડો દીકરો, આ શા આદર્યાં ખ્યાલ? લાલા. ૪
પળમાં બ્રહ્માંડ ભાગે સરજે, પાર ન પામે વેદ;
અગમને તારી ગમ નહિ, તો કોણે કળાયે ભેદ? લાલા. ૫
વશિષ્ટ સામું વેગે જોઇને, મુખથી કહી તવ માત;
ભાલણ પ્રભુ રઘુનાથ, તાહારી ગહનગતિ અધાત. લાલા. ૬

પદ ૯ મું–(ઢાળ ચાલતો)

આજ વડીરે વધાઈ, આજ વડીરે વધાઇ; ટેક.
મુખ માતા કહે, શ્રુતિ વેદ લહે, આજ વડીરે વધાઇ. આજ. ૧
હસતાં માતા હર્ષ ન માહાતા, લુંટાવ્યા ભંડાર;
અર્થ ગર્થ સૌકાને આપ્યા, તેજી ને તોખાર. આજ. ૨
વાજાં વાગે ગુણકા નાચે, ગુણીજન ગાએ ગાન;
વધાઇયા દશરથ ભણી દોડ્યા, બોલ્યા બાલારામ. આજ. ૩
વેદમય વાણી છે જેની, બોલે અમૃત સાર;
માતા મોહ પામી નવ જાણ્યા શ્રુતિના શણગાર. આજ૦ ૪
સભા સરવે સામું જુએ, શો કરશે ઉચ્ચાર!
ભાલણ પ્રભુ રઘુનાથ માહરો, તત્ત્વ તણો વિચાર. આજ૦ ૫

પદ ૧૦ મું–(દેશી ફેર)

નાચો નાચો નિરમલ નાચ રામ લાલા; ટેક.
તમે ભેગા રમોને ભૂપતિ બાલા. નાચો૦ ૧
શિરપર ઘુઘરીઆળા ઘુમતા ઘુમતા કેશ ફરકે;
નાથ નાચે ને દુષ્ટોનાં મન થરકે. નાચો૦ ૨
બંને કાને મકરાકૃત કુંડળો ઝળકે;
નાકે બુલાખ શોહે સુંદર મોતી લટકે. નાચો૦ ૩
ઉરપર ભૃગુ લાંછન કૌસ્તુભ માળા;
નાચો થેઈ થેઈ થેઈ જગત પ્રતિપાળા. નાચો૦ ૪

પ્રભુ પાડે તાળી ને વળી તોતળું બોલે;
નાનું નાનું નૃત્ય સાંભળી શંકર ડોલે. નાચો૦ ૫
પ્રભુ ઢળી પડે ને ધરણીથી આપે ઉભા થાય;
મૈયા ચુંબન કરીને ચાંપે રૂદયા માંહ્ય. નાચો૦ ૬
પાયે નેપુર રમઝમ વાજે મંદિરમાં રાજે;
કટી કંદોરા મેખલાની ઘોર ગાજે. નાચો૦ ૭
ચાલો ચાલો સખી રામ જોવા જઇએ;
ભાલણ પ્રભુ રઘુનાથને ચાંપુ હઇએ. નાચો૦ ૮

### પદ ૧૧ મું–(દેશી ઉપર મુજબ)

મૈયા લાલને શણગારે, ચાલો જોવા જઇએ; ટેક.
શ્યામ સ્વરૂપ દેખીને શીતળ થઇએ. મૈયા૦ ૧
શીશ સાંકડે રાખી મૈયા ઘાલે ચંદો ચાક;
વળી ઘુઘરીઆળી ગોફણીને માથે મોતીલાગ. મૈયા૦ ૨
કાને મકરાકૃત કુંડળ કેરી જોડ;
નાકે બુલાખ વળી મુખમાં તંબોલ. મૈયા૦ ૩
મૈયા મુખડું ધોઇને, કરે કેશરની આડ;
વળી નેત્રો સમારી કરે, કાજળ ટપકું ગાલ. મૈયા૦ ૪
કોટે કૌસ્તુભ મણી ને માણુક ઓપંત;
વળી ઘુઘરીઆલું ઘુલરૂં તે કરડે છે નિજદંત. મૈયા૦ ૫
બાંહે બાજુબંધ બેરખામાં સોનાની સાંકળ;
વીંટી જડીયા હીરલા કાંઈ તારાનું મંડળ. મૈયા૦ ૬
કટી ત્રોટી કંદોરથી ઘુઘરડાના ઘોર;
કોરી પહેરી ઝાંઝરી ને પાની રાતી ચોળ. મૈયા૦ ૭
રાજનીતિના રમકડામાં માગે ધનુષ ને ચાંપ;
ભાલણ પ્રભુ રઘુનાથ ભજતાં ટળશે તનના તાપ. મૈયા૦ ૮

### પદ ૧૨ મું–(દેશી ઉપર મુજબ)

બાઈ કોઈ બતાવો મને રામ લાલા; ટેક.
હું તો શોધી વળી સઘળા બાળા. બાઈ૦ ૧
મેં તો કેડેથી ઉતાર્યો, કશું કામ પડ્યું;
મારી નજર ચુકીને, રૂડું રતન રડ્યું. બાઈ૦ ૨

આહાં ઉઠો અનુચર, પાણી પીજો પછી;
બાઈ, બ્રહ્માંડે ભરાણો એ તો ખચાખચી. બાઈ૦ ૩
મુનિ વશિષ્ટ વરણવે વેદનો વિચાર;
બાઈ, રોમ રોમ રામ રમે સકળ સંસાર. બાઈ૦ ૪
જૂઓ, ઉઠો, અનુચર, જુઓ ચારે દેશ;
બાઈ, રામ તારાને શોધે શેષ ને મહેશ. બાઈ૦ ૫
રાજા રાતા તાતા થાએ, કરો સરજ્યુમાં શોધ;
ભાલણ પ્રભુ રઘુનાથ ભરાણા કૌશલ્યાની ગોદ. બાઈ૦ ૬

## પદ ૧૩ મું–(દેશી ઉપર મુજબ)

મૈયા બાવરી થઇરે, માતા બાવરી થઈ; ટેક.
લૂગડે લપેટયો લાલ દીઠો નહિ. મૈયા૦ ૧
હેલી, ગોદમાં ઘાલી ઇણે બાહાર માન્યો;
એવો ચંચળ ચકોર કેમ રહ્યો છાનો? મૈયા૦ ૨
મૈયા આશ્ચર્ય પામી કહે, કહું છું તુને;
આવો અકળ કુંવર માહારો વરશે કુને? મૈયા૦ ૩
હેલી, પરિબ્રહ્મમાં પ્રાક્રમ નથી થોડું;
એવું સરજ્યું હશે વિરંચીએ વિશ્વમાં જોડું? મૈયા૦ ૪
શિવસનકાદીક ઇમ કહે છે, વ્યાપ્યો ચૌદે લોક;
કેશ આવે નેત્ર આડે તે ઉંચા કરે કોક! મૈયા૦ ૫
શાં કીધાં તપ કૌશલ્યાએ ઓછંગે માહાલે?
ભાલણ પ્રભુ રઘુનાથ, માનો પાલવડો ઝાલે. મૈયા૦ ૬

## પદ ૧૪ મું–(દેશી ફેર)

કરૂં થાપડ થાપડ પાણા, તમે જમો રઘુબા રામા. ટેક.
થાપ્યા બ્રહ્મા, થાપ્યા શંકર, થાપ્યા નિગમ ચાર;
વિશ્વવસુ ને વસુધા થાપી, કોઈ ન પામ્યું પારરે. કરૂં૦ ૧
ત્રણ ભ્રાતને માત પીતા મળી રમાડે ઘર માંહ્ય;
અગમ અગોચર અતિશે ઉંડા કર્તાના ઘર કયાંયરે! કરૂં૦ ૨
પા પળમાં પ્રગટે સંહારે, તેને હુલાવે માત;
ખડ ખડ ખડ હસે બોલતાં, ગતિ જેની અઘાતરે. કરૂં૦ ૩
કાનમાં પેશી કરે કરરૂ, સુણે શાણા થઇને વાત;
રઘુકુળમણી ભાલણ ધણી, શીશુ રૂપ રઘુનાથરે. કરૂં૦ ૪

### પદ ૧૫ મું-(દેશી પદ ૧૩ પ્રમાણે)

હરિ પાવલાં પાડે, પ્રભુ પાવલાં પાડે. ટેક.
કૌશલ્યા હુલાવે રામને, કૈકયે લીધા ભર્થ;
સુમિત્રાએ શત્રુઘ્ન તેડ્યા, લક્ષ્મણ લોટયા તર્ત. હરિ૦ ૧
માયામાં બ્રહ્માંડ ભમાડે, વિરંચી વિસ્મે થાય;
આદ્ય પુરૂષની ઇચ્છા શક્તિનો, મોટો મહિમાય. હરિ૦ ૨
કૌશલ્યાએ કરથકી કાંઇ, હેઠા મેલ્યા રામ;
સુમિત્રા તો શું હુલાવે, હું હુલાવું આમ. હરિ૦ ૩
રમત જોઇને રાજા રીઝે, શોણું કે આ સત્ય?
વાંઝીયાને ઘેર રમે લાડકાં, કીયા દેવના દત્ત? હરિ૦ ૪
શિવ સરીખા સમાધિમાં શોધે, દિગંબર જે દેવ;
મૃત્યુ લોકમાં મા કેહેવાણી, આશ્ચર્ય અધિકું એવ! હરિ૦ ૫
કોમળ પાનીએ ખુંચ્યા વિછુવા, ટાંકી પડી તે વાર;
ભાલણ પ્રભુ રઘુનાથ ઉતાર્યા સાથેથી સૂત ચ્યાર. હરિ૦ ૬

### પદ ૧૬ મું-(દેશી એની મળતી)

આવો ઝુલડી પહેરાવું (૨)
બાર બાર બલી જાઉં, લાલાને ઝુલડી પહેરાવું. ટેક.
કરમાં લીધી ઝુલડીને, પાડે કૌશલ્યા સોર;
રામ રમો રંગ મોહોલમાં, હું આપું કનકના મોર. આવો૦ ૧
ઉષ્ણકાળનો ઊન્હો વાયુ, કરમાય કોમળ અંગ;
પાયે પ્હેરાવું મોજડી, પછી રમો સખાને સંગ. આવો૦ ૨
કશ્યપસૂત તો કઠણ તપે છે, જક્તને લાગે જ્વાળ;
વિષધર સરખા વિકળ થયા, તમ કોમળ કાયા, બાળ! આવો૦ ૩
ગૂંઝે ઘાલું સૂખડી ખાંતે, મેવા લ્યો મ્હોંમાગ્યા;
ભૂમંડળના ભૂપતિ કહેશે, ન્હાના નરપતિ નાગા. આવો૦ ૪
કૌશલ્યાએ કર ગ્રહીને, પહેરાવી બે બાંહ્ય;
કસકસી કૌસ્તભમણી સરખી, જેમ ન ભૂલે કયાંય. આવો૦ ૫
ઝળકતી શી ઝુલડી પહેરાવી, માતા કરે ચુંબન;
ભાલણ પ્રભુ રઘુનાથ મહારાને, સોંપું તન મન ધન. આવો૦ ૬

### પદ ૧૭ મું–(દેશી એજ)

ઝુલડી ક્યાંય વિસારી, ઝુલડી ક્યાંય વિસારી?
તમે કહો રઘુબા રામા, છો સંત તણા સુખધામા. ઝુલડી. ૧
જુગતે પેરાવી ઝુલડી, મૈયા ગઈ નિજ ધામ;
અનુચર એક ઉનાતો આવ્યો, ઝુલડી શોધે રામ. ઝુલડી. ૨
આગળ પાછળ હીરા જડીઆ, વચ્ચે માણેક મોતી;
કરમાં લીધો દીવડો ને હીંડે કૌશલ્યા જોતી. ઝુલડી. ૩
સોના કેરી સૌય મંગાવું, રૂપા કેરા ધાગા;
એ ઝુલડી શીવવાને નવ લખ દરજી લાગ્યા. ઝુલડી. ૪
સમજાવ્યો સમજે નહિ શામો, કહ્યું ન માને કાલો;
રોઇ રોઇને જુલમ કરે, કોઇને જડીજ હોય તો આલો. ઝુલડી. ૫
રોતા રહીને કહે રાઘવજી, જોડીને બે હાથ;
રાજ્યહંસને મ્હેં હોરાડી, ઉડી ગયો આકાશ. ઝુલડી. ૬
ગિરિ ગહ્વર ગુફાઓ જોઈ, જોયો ઝાડે ઝાડ;
વશિષ્ટનો શિષ્ય લાવ્યો ઝુલડી, રામે છોડી રાહાડ. ઝુલડી. ૭
મુખડું જોઇને માતા કહે છે, અકળીત આ કુમાર;
ભાલણ પ્રભુ રઘુનાથ મારો મુકિતનો દાતાર. ઝુલડી. ૮

### પદ ૧૮ મું–(ઢાળ ફેર)

રઘુબા રમે રે, મારો રઘુબા રમે,
શિવ બ્રહ્માદિક પુઠે ભમે, મારો રઘુબા રમે. ટેક.
ઠુંકે હાથે તાળી પાડે રંગે રમે રામ;
મુક્તિની મનવાર કરે છે, છોડો ઘરનાં કામ. મારો૦ ૧
ઘમક વાગે ઘુઘરાને, ઠમક મેહેન્ને પાય;
લાલજી હીંડે લટકતા તો, મસ્તીમાં ન મ્હાય. મારો૦ ૨
નાની સરખી ધનુષડી ને, નાનાં સરખાં બાણ;
રાયતણા છે બાળકા, પણ સહુને વહાલા પ્રાણ. મારો૦ ૩
શરીરે તો સ્વેદ વળ્યો છે, માંહ્ય ભેગો મેલ;
રાજા સરખાએ રજમાં લોટે, ખાંતે કરે ખેલ. મારો૦ ૪
ઘુઘરીઆળી ગોફ્ણી, ને આંકડીઆળા કેશ;
નયણાં આગળ નાગા ફરે, નારાયણ ને શેષ. મારો૦ ૫

મુઠીમાં છે માલપુડા, ને જોડલા ઝુંટી ખાય;
બોલી બોલે કાબલી તે, સમજે એની માય. મારો૦ ૬
માતાએ તો કેડે તેડી, મુખ કર્યાં ચુંબન;
ભાલણ પ્રભુ રઘુનાથ મારાને, ભજશું નિશદિન. મારો૦ ૭

પદ ૧૯ મું-(ઢાળ પદ પહેલાનો)

પ્રીતે પાડે કૌશલ્યા સોર, રઘુ મારો કયાંય રમે;
માહારા કોમળ બાળકીશોર, રઘુબા કયાંય રમે. ૧
દશે દિશ દોડાવોને દુત, રઘુ મારો કયાંય રમે;
નથી લાડકડો લક્ષ્મણ સંગ, રઘુ મારો ક્યાંય રમે. ૨
આનંદમાં ઉઘાડે અંગ, રઘુબા કયાંય રમે;
શકે હરી ગયો કોઈ ભુપ, રઘુબા કયાંય રમે. ૩
જીને હોય કુંવારી કન્યાય, રઘુ મારો કયાંય રમે;
માતા શોધી વળી ધામોધામ, રઘુ મારો કયાંય રમે. ૪
છુપ્યા ભકતોના ભીતર રામ, રઘુબા કયાંય રમે;
પ્રીતી કારણ પ્રપંચ થાય, રઘુબા કયાંય રમે. ૫
તમે શોધોને શિવજીનાં મન, રઘુ મારો કયાંય રમે;
જીને લગન લાગ્યું નિશદિન, રઘુબા કયાંય રમે. ૬
માતા ઉભી થઇને ઢળે ધર્ણું, રઘુ મારો કયાંય રમે;
રૂષિ રદયમાં ખુંચ્યા ચર્ણું, રઘુબા કયાંય રમે. ૭
ગઈ મંથરા તે મહેલની માંહ્ય, રઘુ મારો કયાંય રમે;
પહોઢ્યા પારણે પુરૂષ પુરાણ, રઘુબા કયાંય રમે. ૮
માહાનિદ્રામાં મારો નાથ, રઘુ માહરો કયાંય રમે;
ઘણી ભાલણનો સુખ સાથ, રઘુબા કયાંય રમે. ૯

પદ ૨૦ મું-(દેશી ફેર)

મૈયા કયાંય કરો ચિંતાય, તારો પારણે રાઘવરાય. ટેક. ૧
પારણીએ પોઢ્યા પુરૂષ પુરાણ, જાણે ઉદયા કોટિક ભાણ. મૈયા૦ ૨
દબાણો નીચે લક્ષ્મણ છેક, જાણે નારાયણપર શેષ. મૈયા૦ ૩
શીશે શિથળ થઇ છે વેણ, કુંકુમ ખરી પડ્યાં જેમ નેણ. મૈયા૦ ૪
નૈત્રો નિદ્રામાં ભરપૂર, વેરી વિઘન રહ્યાં છે દૂર. મૈયા૦ ૫
ઘુલરૂં ખુંસું છે કર વામ, જાણીએ ભેટ્યા ચારે ધામ. મૈયા૦ ૬

## પદ ૧૭ મું–(દેશી એજ)

ઝુલડી ક્યાંય વિસારી, ઝુલડી ક્યાંય વિસારી?
તમે કહો રઘુબા રામા, છો સંત તણા સુખધામા. ઝુલડી. ૧
જુગતે પેરાવી ઝુલડી, મૈયા ગઈ નિજ ધામ;
અનુચર એક ઉનાતો આવ્યો, ઝુલડી શોધે રામ. ઝુલડી. ૨
આગળ પાછળ હીરા જડીઆ, વચ્ચે માણેક મોતી;
કરમાં લીધો દીવડો ને હીંડે કૌશલ્યા જોતી. ઝુલડી. ૩
સોના કેરી સોય મંગાવું, રૂપા કેરા ધાગા;
એ ઝુલડી શીવવાને નવ લખ દરજી લાગ્યા. ઝુલડી. ૪
સમજાવ્યો સમજે નહિ શામો, કહ્યું ન માને કાલો;
રોઇ રોઇને જુલમ કરે, કોઇને જડીજ હોય તો આલો. ઝુલડી. ૫
રોતા રહીને કહે રાઘવજી, જોડીને બે હાથ;
રાજ્યહંસને મ્હેં હોરાડી, ઉડી ગયો આકાશ. ઝુલડી. ૬
ગિરિ ગહ્વર ગુફાઓ જોઈ, જોયો ઝાડે ઝાડ;
વશિષ્ટનો શિષ્ય લાવ્યો ઝુલડી, રામે છોડી રાહાડ. ઝુલડી. ૭
મુખડું જોઇને માતા કહે છે, અકળીત આ કુમાર;
ભાલણ પ્રભુ રઘુનાથ મારો મુક્તિનો દાતાર. ઝુલડી. ૮

## પદ ૧૮ મું–(ઢાળ ફેર)

રઘુબા રમે રે, મારો રઘુબા રમે,
શિવ બ્રહ્માદિક પુઠે ભમે, મારો રઘુબા રમે. ટેક.
ઠુંકે હાથે તાળી પાડે રંગે રમે રામ;
મુક્તિની મનવાર કરે છે, છોડો ઘરનાં કામ. મારો૦ ૧
ધમક વાગે ઘુઘરાને, ઠમક મેહેંદે પાય;
લાલજી હીંડે લટકતા તો, મસ્તીમાં ન મ્હાય. મારો૦ ૨
નાની સરખી ધનુષડી ને, નાનાં સરખાં બાણ;
રાયતણા છે બાળકા, પણ સહુને વહાલા પ્રાણ. મારો૦ ૩
શરીરે તો સ્વેદ વળ્યો છે, માંહ્ય ભેગો મેલ;
રાજા સરખાએ રજમાં લોટે, ખાંતે કરે ખેલ. મારો૦ ૪
ઘુઘરીઆળી ગોફણી, ને આંકડીઆળા કેશ;
નયણાં આગળ નાગા ફરે, નારાયણ ને શેષ. મારો૦ ૫

મુઠીમાં છે માલપુડા, ને જોડલા ફુંટી ખાય;
બોલી બોલે કાબલી તે, સમજે એની માય. મારો૦ ૬
માતાએ તો કેડે તેડી, મુખ કર્યાં ચુંબન;
બાલણ પ્રભુ રઘુનાથ મારાને, ભજશું નિશદિન. મારો૦ ૭

પદ ૧૯ મું–(ઢાળ પદ પહેલાનો)

પ્રીતે પાડે કૌશલ્યા સોર, રઘુ મારો કયાંય રમે;
માહારા કોમળ બાળકીશોર, રઘુબા કયાંય રમે. ૧
દશે દિશ દોડાવોને દુત, રઘુ મારો કયાંય રમે;
નથી લાડકડો લક્ષ્મણ સંગ, રઘુ મારો ક્યાંય રમે. ૨
આનંદમાં ઉધાડે અંગ, રઘુબા કયાંય રમે;
શકે હરી ગયો કોઈ ભુપ, રઘુબા કયાંય રમે. ૩
જીને હોય કુંવારી કન્યાય, રઘુ મારો કયાંય રમે;
માતા શોધી વળી ધામોધામ, રઘુ મારો કયાંય રમે. ૪
છુપ્યા ભકતોના ભીતર રામ, રઘુબા કયાંય રમે;
પ્રીતી કારણ પ્રપંચ થાય, રઘુબા કર્યાય રમે. ૫
તમે શોધોને શિવજીનાં મન, રઘુ મારો કયાંય રમે;
જીને લગન લાગ્યું નિશદિન, રઘુબા કયાંય રમે. ૬
માતા ઉભી થઇને ઢળે ધર્ણ, રઘુ મારો કયાંય રમે;
રૂષિ રદયમાં ખુંચ્યા ચર્ણ, રઘુબા કયાંય રમે. ૭
ગઈ મંથરા તે મહેલની માંહ્ય, રઘુ મારો કયાંય રમે;
પહોઢ્યા પારણે પુરૂષ પુરાણ, રઘુબા કયાંય રમે. ૮
માહાનિદ્રામાં મારો નાથ, રઘુ માહરો કયાંય રમે;
ધણી બાલણનો સુખ સાથ, રઘુબા કયાંય રમે. ૯

પદ ૨૦ મું–(દેશી ફેર)

મૈયા કયાંય કરો ચિંતાય, તારો પારણે રાઘવરાય. ટેક. ૧
પારણીએ પોઢ્યા પુરૂષ પુરાણ, જાણે ઉદયા કોટિક ભાણ. મૈયા૦ ૨
દબાણો નીચે લક્ષ્મણ છેક, જાણે નારાયણપર શેષ. મૈયા૦ ૩
શીશે શિથળ થઇ છે વેણ, કુંકુમ ખરી પડ્યાં જેમ નેણ. મૈયા૦ ૪
નૈત્રો નિદ્રામાં ભરપૂર, વેરી વિઘન રહ્યાં છે દૂર. મૈયા૦ ૫
ઘુલરૂં ખુંચું છે કર વામ, જાણીએ ભેટ્યા ચારે ધામ. મૈયા૦ ૬

કટી તટ કંદોરાની ખેલ, જાણે વિરંચીએ પાડી વેલ. મૈયા૦ ૭
દુશાલો ઝુલી હોઢી ચર્ણુ, કમળા ચાંપતી હોય જેમ ચર્ણુ. મૈયા૦ ૮
શી કહું સૈન તણી શોભાય, ભાવે ભામણે ભાલણ જાય. મૈયા૦ ૯

પદ ૨૧ મું-(ઢાળ એજ)

બાળા વત્સ દેખાડો બાઈ, ભૂપતિ ભુવનમાં આવ્યા ધાઈ. ટેક. ૧
કૌશલ્યા દે દાસીને માન, બાઈ ત્હેં આપ્યાં જીવતદાન. બાળા૦ ૨
હસતા ધસતા દશરથ રાય, હરખે આનંદે ફુલી કાય. બાળા૦ ૩
આંગણીએ ભીડ થઈ છે ધામ, લાધા લાધ્યા લક્ષ્મણ રામ. બાળા૦ ૪
આંગણે વાજી રહ્યાં વાજીંત્ર, ગુણીજન ગાયે રામ ચરિત્ર. બાળા૦ ૫
ખુમારી ખુબ બની અનુપ, પૌગંડા વચ્ચે ત્રિભુવન ભૂપ. બાળા૦ ૬
રાયે પહોચ્યા દીઠા રામ, જાણે શેશ અને ઘનસ્યામ. બાળા૦ ૭
ઉઘાડી અદપણીઆળી નેણ, ભાલણ ભવ ભવ ભજશે વેણ. બાળા૦ ૮

પદ ૨૨ મું-(દેશી ઢાળ ફેર)

આજ રૂડો દહાડો, રંગીલા રામે લીધો આડો ટેક.
આડો કરે છે અતી ઘણોને પછાડે બે પાગ;
આકાશને ઉતરડી જનની ! આદિત્ય સુજને આપ. આજ. ૧
દિનકરથી આ દેહ તમારો, મહા મોટો સંબંધ;
સમજાવ્યો સમજે નહિ, અર્ભક વસમો કરતાં ધંધ. આજ. ૨
દશરથ દહાડી દુઃખ ધરતા, જે બાળ વિના બળ્યું રાજ;
આજ તો ભૂપત અતિ અકળાણા, માતા આવ્યાં વાજ. આજ. ૩
હીરલા કેરી ગુંથી ઉઢાણી, મણિ મુક્તા ચોપાસ;
કૌશલ્યાએ કરમાં આલી, હરીને આવ્યું હાસ્ય. આજ. ૪
આડો જોવા આદિત્ય થંભ્યા, વિસ્મે પામ્યા સુર;
ભાલણ પ્રભુ રઘુનાથ ભરાણા, બ્રહ્માંડે ભરપુર. આજ. ૫

પદ ૨૩ મું-(ઢાળ એજ)

શ્રીહરિ આંગણે ખેલે, શાં તપ કીધાં રામે જન્મ પેલે ? ટેક.
રમઝમ કરતા રમવા ચાલ્યા ચારે ચપળ ચકોર;
બહુ મુનિયોના ઘેરા કરતા, શ્રુતિઓના શોર. શ્રીહરિ૦ ૧
સરખે સરખા સાથીડાને બોલાવે અમૃત વેણ;
જેમ તારામાં ચંદ્રમા, તેમ રાજે રાજીવનેણ. શ્રીહરિ૦ ૨

જોગી બેઠા જાપ જપે ને, કરતા વેદની ધુન્ય;
અજન્માને જન્મ કશોએ, માઈનાં મોહોટાં પુન્ય. શ્રીહરિ૦ ૩
રાજ્યનીતિનાં રમકડાં એ, માગે ધનુષ ને ચાપ;
ભાલણ પ્રભુ રઘુનાથ મારો, હરશે સૌ સંતાપ. શ્રીહરિ૦ ૪

પદ ૨૪ મું—(ઉપર પ્રમાણે બાબત ઢાળ એજ ફેર)

બાળુડા બારણે રમે, માહરું તેજ જોવા મન ભમે. ટેક. ૧
ખેલે શસ્ત્રઅસ્ત્રની સાધ્ય, માંહોમાંહ માંડે છે વાદ. બાળુડા૦ ૨
કર કાંસી ઘુઘરડા ને ગેડી, મૈયા રજ લુહે કેડે તેડી. બાળુડા૦ ૩
નિરંજન નાના ને નાગા, દેખી અમર તણા ભય ભાગ્યા. બાળુડા૦ ૪
આઘા લાવે ને પાછા દોડે, ફરે રવિ શશિ જેમ જોડે. બાળુડા૦ ૫
રમતા આવે ને રાયને ભેટે, વાઘા વસ્ત્ર છુટે કટી હેઠે. બાળુડા૦ ૬
કરે કૌતક કોટી અનંત, ખેલે ભાલણ પ્રભુ ભગવંત. બાળુડા૦ ૭

પદ ૨૫ મું

કૌશલ્યા લાલ લડાવે, મહામુનિઓના ધ્યાનમાં નાવે. ટેક.
સહસ્ર વદને વદે વેદ ધારા, રમે સબ જુગ સરજનહારા. કૌ૦ ૧
પ્રભુ અકલીત અખંડ પોતે, શિવ સમાધિમાંહે ગોતે. કૌ૦ ૨
માથે ટોપી મોતીડાની દોર, મુખ બાળક ચંદ્ર ચકોર. કૌ૦ ૩
કાને ઝુમખે જડીઆં મોતી, મુખ જાણીએ કોટી ઉદ્યોતી. કૌ૦ ૪
કંઠે ઘુલરામાં સિંહનખ, પ્રભુ પધાર્યા અવની પખ. કૌ૦ ૫
બાંહે બાજુબંધ ને પોંહોચી, રામા મુનિ તણા મન ખુંચી. કૌ૦ ૬
સુર કારણ મનુષ્ય શરીર, રઘુવંશ મ્હારા રણધીર. કૌ૦ ૭
પાએ ઝાંઝરી કોમળ પાની, રહ્યા ભાલણ ત્યાં મન માની. કૌ૦ ૮

પદ ૨૬ મું—(ઢાળ ઉપરનો)

કૌશલ્યા રામને રોકે, કુડી દૃષ્ટિ નિહાળશે કોકે. ટેક.
તારા છુટા બાળા કેશ, મ્હારા લાડકડા લઘુવેશ. કૌ૦ ૧
માતા ઘાલે સાદળીઆમાં ચીઠી, જોઈ અમર હશે ઠીઠીઠીઠી. કૌ૦ ૨
તારી કંદર્પ કોટીક કલાય, દેખી મુનીઓનાં મન લલચાય. કૌ૦ ૩
ક્રોધી કપટિ છે લંકાનો ઈશ, જીને વીસ ભુજા દશ શીશ. કૌ૦ ૪
જીનાં થાણાં ફરે ઠામોઠામ, રૂષિ રોઈ છોડ્યા નિજધામ. કૌ૦ ૫
કાંઈ કાલા માહારૂં કહ્યું માનો, ભાલણ પ્રભુ ભય શાનો. કૌ૦ ૬

### પદ ૨૭ મું—(ઢાળ એજ)

મૈયા મુને દશાનન દાખો, મ્હારા મન તણો સંદેહ ભાગો. ટેક.
એ તો કેવો છે, વ્રક્ષ જેવો, એને મારીને દંડ દેવો. મૈયા૦ ૨
જેથી પીડાય દેવ ને દુનિયા, ઉઠો લક્ષ્મણ છેદીયે પળમાં. મૈયા૦ ૩
મારી સૂરજ વંશમાં સાખ, એને મારી જાળી કરું ખાખ. મૈયા૦ ૪
અમો શૂરામાં વળી શૂર, ભાલણ પ્રભુ ભરપુર. મૈયા૦ ૫

### પદ ૨૮ મું—(ઢાળ ઉપરનો)

બાળા મારા બોલો વિચારી, ઇને તપે ત્રુઠ્યા ત્રિપુરારી. ટેક. ૧
ઇને તપે ત્રુઠા છે વિધાતા, પાપી પૃથ્વીને પીડે અધાતા. બાળા. ૨
સુરભી સહિત ગયા સુરવીરા, ગીરા ગગન થઈ ગંભીરા. બાળા. ૩
જેથી શક્ર સરીખે ન ચાલે, કોઈ વઢવાને હામ ન ઘાલે. બાળા. ૪
કરશે કુળ સહિતે તેનો સંધાર, ધણી ભાલણ રાજકુમાર. બાળા. ૫

### પદ ૨૯ મું

ઝાંઝરનો ઝમકારો વાગે, નેપુરનો ઠમકારરે;
આવ્યો છે અવધ ધણી અધમ ઉધારરે. ટેક.
ઇંદીવર અંગે સુંદર ભાનુ કુળ ભુપરે;
કોટી કામ વારી નાખું જોતાં જેનું રૂપરે. આવ્યો છે. ૧
મુખ જાણે કોટિ શશી, ફરકે બાળા કેશરે;
કાને કડાં ઝુમખાને હતો બાળે વેશરે. આવ્યો છે. ૨
ભ્રગુટીમાં બ્રહ્માંડ ભાગે, નેણ બે વિશાળરે;
કંઠે ઝળકે ધુલરૂં, ગુંચવાણી મોતી માળરે. આવ્યો છે. ૩
બોલી બોલે કાબલી ને વાણી છે રસાળરે;
અધુર રંગ પરવાળી શાંત બોલેલા ગાલરે. આવ્યો છે. ૪
બાજુબંધ બેરખાને, કનક કડાં પાણુરે;
કટીત્રટી કંદોરામાં, ખોશ્યા ધનુષ બાણરે. આવ્યો છે. ૫
પાએ પહેરી ઝાંઝરીને, દડબડ દોડરે;
ભાલણ પ્રભુ રઘુનાથ મારો ભવથકી છોડરે. આવ્યો છે. ૬

### પદ ૩૦ મું—(ઢાળ ફરતો ઘોળની દેશી)

માતા લડાવે લાલને, મુખડે કરેરે ચુંબન;
સુરને શોધ્યો તે નવ જડે, ધ્યાન ધરતા મહા મુન્ય. ટેક.

કૌશલ્યા કહે છે કૈકે સુણો, પ્રગટયું પુરવનું પુન્ય;
નાહ્યાં જઇનેરે જાહન્વી, કીધાં શિવ પુજન. માતા. ૧
સાતે સાગર મીઠા થયા, ઉગ્યો પશ્ચિમ ભાણ;
વસુધા વાધીરે મોતીડે, ધન્ય અજોધ્યાને જાણ. માતા. ૨
નેત્ર સરોજ અંજાવતાં દોડી દુર પ્રભુ જાય;
કાજળ ખરડી આંગળી, જનની અતિ અકળાય. માતા. ૩
આતા, આંખ અંજાવીએ, નૌતમ દુઃખ નહિ નેણ;
આંખથી આદિત્ય ઉપન્યા, માનાં મિથ્યા છે વેણ. માતા. ૪
પાયે ઉરાડે રેણુકા, માતા મન ધરે રીશ;
એ રજ શિવજી શોધે, સદા ચડાવે વિરંચી શીશ. માતા. ૫
મહેલોમાંહા મસ્તી કરે, કુંવર દોઆ દોઅ;
હોડે પડ્યા હારે નહિ, જોવા સરખી છે જોડ. માતા. ૬
ખાંતે ખોળામાં ખેલતાં, વળી વળી કરે પયપાન;
ભાલણ પ્રભુ રઘુનાથજી, અંતર પડી ઓળખાણ. માતા. ૭

## પદ ૩૧ મું–(ઢાળ એજ)

રાજા રમાડે રામને, રમતા રવીકુળભૂપ. ટેક.
માયાયે માનવદેહ ધર્યો, આત્મા અકળ સ્વરૂપ. રાજા. ૧
કરમાં લીધો છે લાડવો, વીટીવળો છે કાગ;
સુરપતિ જુએ આકાશથી, ધનધન્ય દશરથનાં ભાગ્ય. રાજા. ૨
તારામાં શોભે ચંદ્રમા, સભામાં શોભે શ્રી રામ;
મેઘમાં ચમકે જેમ વીજળી, રાજે ઇન્દીવર શામ. રાજા. ૩
બોલી બોલે છે કાબલી, હસતાં સભાનો સાથ;
લાજે જોઇ શેષ સરસ્વતી, વાણી વેદ વિખ્યાત. રાજા. ૪
લક્ષ્મણ નાની જૂમના ગણી, સૈહેજમાં સળકી જાય;
ભાઇઓ ભુરાઠા બહુ પડે, ઝાલી લાવે રઘુરાય. રાજા. ૫
બાહાર ના જાશોરે બાળકા, રાક્ષસનું સબળ છે જોર;
જાગ ને જગન ઝંપાઇ ગયા, મુનિને કષ્ટ કઠોર. રાજા. ૬
રાક્ષસ મારાં રમકડાં, મારૂં તાણી તીર;
દશશીશ દળવાને દોડશું, ધરાવું ધરણીને ધીર. રાજા. ૭

વાણી સુણી વિસ્મે થયા, કરશે કાંઇક ધંધ;
બહુ ફૂળ બેઠાં શેલડી, સૌને વળગ્યો સુગંધ. રાજા. ૮
દૂરથી આવે હરિ દોડતા, જનની બેઠી હોય જ્યાંહ;
કાજળ ભુસે છે કાંચળી, પેશી ખોળાની માંહ્ય. રાજા. ૯
ધાવી ધરાઇ કરે કોગળા, સૌને છાંટે શરીર;
એઠાં થઇએ જો આપણે, ધર્મ ધુરંધર ધીર. રાજા. ૧૦
છેડો ઝાલીને માતનો, ઢોળી પાડે છે ધર્ણ;
ભાલણ પ્રભુ રઘુનાથજી, રાખો સદા તમ શર્ણ. રાજા. ૧૧

## પદ ૩૨ મું–(ઢાળ એ જ)

રાઘવ રમતારે આંગણે, કુંવર ચારેની જોડ્ય. ટેક.
હીંડ સખી હરખે ઉતાવળી, પહોંચે મનના કોડ. રાઘવ૦ ૧
કાળા કેશ બહુ ફરફરે, શોભે સુંદર મુખ;
વળી વળી વિચારે માવડી, શાં તપ સાધ્યાં આ સુખ. રાઘવ૦ ૨
વશિષ્ટ વર્ણવે રાયને, રાય પુરણ તમ પુન્ય;
ધાતા ધરતારે ધ્યાનમાં, કરતા વેદની ધુન્ય. રાઘવ૦ ૩
પાયે વાગેરે ઘુઘરા, વાગે ધમ ધમ ધમઘોર;
રમણીક રૂપ હું શું કહું, જોડી બાળ કીશોર. રાઘવ૦ ૪
ભાથા ખોસ્યા કંદોરડે, નાના ધનુષને બાણ;
ચંચળ નિહાળે ચોદશા, શોધે નિશિચરના પ્રાણ. રાઘવ૦ ૫
કરમાં લીધો ગેદીદડો, ચાલ્યા સરજ્યુની તીર;
પુઠે લક્ષ્મણજી દોડતા, ઉભા રહો રઘુવીર. રાઘવ૦ ૬
જોડી મળી યુવરાજની, હીંડે હંસની ચાલ;
મુખડાં દેખી મુનિ ચળે, નીરખી થાયે બે હાલ. રાઘવ૦ ૭
શ્યામ વર્ણ શરીરનું, જાણે ઉદયા છે ભાણ;
આદિત્ય ઉનાળે આકરો, શ્રીવર શોભાની ખાણ. રાઘવ૦ ૮
દુરથી દડુલો દોડાવીયો, જઈ પડ્યો સરજુને પાર;
અતિબળ બાહુમાં ચળવળે, ઉતારવા ભૂતળનો ભાર. રાઘવ૦ ૯
કોમળ વચને બહુ કરગરે, હો રૂવિ દડુલો આલ;
સ્વામી સરજ્યુનું શું ગજું ? કરશો સાગરમાં પાલ ? રાઘવ૦ ૧

એક આશ્ચર્ય હું શું કહું, ટાળશે દશશીશનો ઠામ;
ભય નહિ રાખો બ્રહ્માંડમાં, નીવારશે નિશિચરનું નામ. રાઘવ૦ ૧૧
માંહોમાંહ રૂષિ કહે, કાઢશે સરવનું શુળ;
લઘુ લઘુ વેશે એ લાડકા, વેદ વૃક્ષનું મુળ. રાઘવ૦ ૧૨
શાને શોધું સમાધમાં આત્મા, અકળ સ્વરૂપ;
ભાલણ પ્રભુ રઘુનાથજી, રાજા રવિકુળ ભૂપ. રાઘવ૦ ૧૩

પદ ૩૩ મું–(ઢાળ જુદો)

ગુરૂ આવ્યારે, ગુરૂ આવ્યા, રૂડા રાઘવ રામ બોલાવ્યારે. ૧
પુજા કીધી, પુજા કીધી, રૂષિ અવિચળ આશીશ દીધીરે. ૨
પુછે રાજા, પુછે રાજા, કહો અમ સરખું કાજરે. ૩
ગુરૂ ભાખે, ગુરૂ ભાખે, નૃપ કોણ પુછે તમ પાખેરે. ૪
નૃપ મોરા, નૃપ મોરા, બહુ રાક્ષસ ભય કઠોરારે. ૫
યજ્ઞ ભાગે, યજ્ઞ ભાગે, તમો બાળક લઇશું આગેરે. ૬
રાજા ધ્રુજે, રાજા ધ્રુજે, મુનિ આગળ કાંઈ ન સુઝરે. ૭
ગુરૂ મારા, ગુરૂ મારા, બહુ કષ્ટે પામ્યો છું કુમારારે. ૮
રાજા બોલે, રાજા બોલે, એને દુખડે તે ડુંગર ડોલેરે. ૯
ગુરૂ મોરા, ગુરૂ મોરા, સુત કોમળ વયે કીશોરારે. ૧૦
અમો ચાલું, અમો ચાલું, તમ મખનું કરૂં રખવાળુંરે. ૧૧
ગુરૂ કહે છે, ગુરૂ કહે છે, ધરણીધર્મ ધુરંધર એ છે રે. ૧૨
માટે માગું, માટે માગું, સુર સમસ્તનું દુઃખ ભાગું રે. ૧૩
તજો ચિંતા, તજો ચિંતા, અમો ભણાવું વેદની સંધ્યારે. ૧૪
સત્ય વાણી, સત્ય વાણી, રામ યોગ્ય લઇ આવશું રાણીરે. ૧૫
રાજા રીઝયા, રાજા રીઝયા, લ્યો બાળક આલું બે બીજાંરે. ૧૬
આજ્ઞા દીધી, આજ્ઞા દીધી, સુત સધાવા સામગ્રી કીધીરે. ૧૭
થયા ઉભા, થયા ઉભા, સ્વામી સભા થકી સુર સુભારે. ૧૮
નહિ ઘોડા, નહિ ઘોડા, બાળા કેશ કસ્યા અંબોડારે. ૧૯
ચાંપ ખાંધે, ચાંપ ખાંધે, કસ કસતા ભાથા બાંધેરે. ૨૦
કમર કસી, કમર કસી, મહારા મનમાં એ મુરત વશીરે. ૨૧
હીંડે લટકે, હીંડે લટકે, પ્રભુ આડો પંથ જોઈ અટકેરે. ૨૨
શીશ પુછે, શીશ પુછે, સ્વામી સુધે મારગ શું છે રે. ૨૩

સુણો બાળા, સુણો બાળા, ત્યાં રાક્ષસ ઘોર વિકરાળારે. ૨૪
રણ સુનું, રણ સુનું, જોતાં જન જડે નહિ જુનુંરે. ૨૫
જઇશું જુદા, જઇશું જુદા, અમો સૂરજવંશી સુધારે. ૨૬
નહિ વાંકે, નહિ વાંકે, ભૂપ ભોમીના ભય કેમ સાંખેરે. ૨૭
કર્યાં ટંકારા, કર્યાં ટંકારા, રંડા ધસતી વદે મારો મારોરે. ૨૮
તાણ્યાં તીર, તાણ્યાં તીર, છેદ્યાં દુષ્ટ કઠોર શરીરરે. ૨૯
દીવ્ય નારી, દીવ્ય નારી, ધણી ભાલણ શ્રાપ ઓધારીરે. ૩૦

## પદ ૩૪ મું

પ્રભુ ત્યાંથી થયારે વિદાય, પરીણ પહેલાં કર્યાં;
મુનિ અંગ ઉલટ ન માહાય, સંગ બે બાળ ગ્રહ્યા. ૧
આવ્યા આનંદે આશ્રમ માંહ્ય, શુદ્ધ ભોમી બ્રહ્મ સભા;
દેખી શામલ ગૌર શરીર, સહુ મુનિ થયા ઉભા. ૨
મળ્યા અંગ સંગ રૂષિરાય, આવ્યા તે યજ્ઞ સ્થાને;
મુનિસંગ શોભે બે વીર, રવિ શશી સમજાણે. ૩
ભરપુર રહ્યા બ્રહ્માંડ, સાહ્ય કરે સુરતણી;
મુનિ મનન કરે દિનરેણુ, ક્રીપાનાથ દિનમણી. ૪
મારી સુરજવંશીમાં સાખ, ધાક હવે પાડું સહી;
કરૂં નિષ્કંટક નિરધાર, ભોમી ભય રાખું નહિ. ૫
હોમો હવ્ય સહિત બહુ ઘૃત, વાધો વહ્નિ ઘૃતપીધરા;
જેનો ધુમ્ર ગયો આકાશ, ધશ્યા દુષ્ટ ક્રોધે ભર્યા. ૬
કરવા માંડ્યો જગ્નનો ભંગ, સીંહ બન્યા રામ પોતે;
લેવા સુબાહુના પ્રાણ, સુરમુનિ સર્વે જોતે. ૭
કર કોમળે ગ્રહ્યા બાણ, પ્રાણ હર્યાં પાપી તણા;
મેહેલ્યો મારીચ સાગરતીર, આગે અરિ હણવા ઘણા. ૮
જય જય જક્ત પ્રતિપાળ, બાળ કેમ માનું હમો;
માહા માયાથી સ્વીયાખેલ, ત્રીગુણમાં તત્વ તમો. ૯
પ્રભુ ક્રીડા કરે દિનરેણુ, જોઈ રૂષિ રીઝે ઘણું;
આવી કંકોતરી રૂષિ ઘેર, જનકપુર કાજ બણ્યું. ૧૦
કહે વિશ્વામિત્ર, હો રામ, કામ આજ કરવું સહી;
કરો ત્ર્યંબકના ત્રણ ભાગ, જનકપુર જુગતે જઈ. ૧૧

કસ્યું પીતાંબર નીજ કેડ, તેડી રૂષિ પંથે વળ્યા;
કોઈ વિપ્રનાં વર કન્યાય, શુભ શુદ્ધ શુકન મળ્યા. ૧૨
જોઈ મોહ પામ્યા મુનિ મન, વન આવ્યા ગોત્તમના;
બોલે શુક હંસ ચકોર, શુદ્ધ સરોવરના. ૧૩
માંહે ભ્રમર કરે ગુંજાર, હાર શોભે કમળતણી;
મીન મકર કરે જળપાન, માંહ્ય મસ્તાન બણી. ૧૪
ઉપર પુષ્પલતાની વેલ, કેળ ભારે ઝુલી રહી;
વળી ઝમરૂખ જાંબુ ને જાય, નાળ નારંગ રહી. ૧૫
અખોડ બદામ ને દ્રાક્ષ, સાખ ભલી આંબા તણી;
આંગણીએ છે અગ્નિહોત્ર, કુંડ પાસ મઢી બણી. ૧૬
પડ્યો સરવો સાદરી સાજ, કાજ ઇનાં કુણ કરે;
પ્રભુ રમતા પેઠા માંહ્ય, શુન્ય જોઈ પાછા ફરે. ૧૭
ગુરૂ પ્રત્યે પુછે રામ, ઠામ આ કહોજી કુનો;
મારૂં મન પામે વિશ્રામ, કહો કેમ પડ્યો સુનો. ૧૮
વિશ્વામિત્ર કહે સુણો તાત, વાત જે પુછો તમો;
મહા માયાથી રચીઆ ખેલ, પુછો તો કહું છું અમો. ૧૯
અહિં રતિ ગાતમકેરી નાર, સતીમાં શીરોમણી;
જોઈ વિહ્વલ થયા સુરરાય, કરી વાત છળવા તણી. ૨૦
મુનિ ગયાતા ગંગા તીર, સુર્યને અર્ઘ્ય દેવા;
જેની દૃષ્ટિ તપે ત્રીકાળ, સિદ્ધમાં સનક જેવા. ૨૧
મુનિ મધ્યાહ્ને આવ્યા ઘેર, પેર એને કોણ કહે;
યોગદૃષ્ટિએ જુએ છે મન, જ્ઞાનમાં સર્વ લહે. ૨૨
ઈંદ્ર આવી કરી ગયો જાર, માંજારનો વેષ લીધો;
મુનીને તતક્ષણ ચડીઓ ક્રોધ, શક્રને શ્રાપ દીધો. ૨૩
થયો સહસ્ત્ર ભગ સુરરાય, શરીરની શોભા ગઈ;
અહલ્યા થઈ પડી પાષાણ, ઓધારોને આજ સહી. ૨૪
પ્રભુ બાળપણાનો વેશ, ઠેસ મારી જ્યાં હતી સલ્યા;
થયું મહા મનોહર રૂપ, થઇ નાર રૂપે ઉભી અહલ્યા. ૨૫
જય પુરણ બ્રહ્મ દયાળ, આળ મને અલ્પ ચડયું;
પાપી પંડ થયો પાષાણ, કોણ પુન્યે ચર્ણ અડયું. ૨૬

ચરણે શુક સનકાદિક ધાય, ગાય શ્રુતિ વેદ વિશે;
જોગી નિશદિન જપતા જાપ, ધ્યાનમાં લોક દેખે. ૨૭
ચર્ણુ રેણુ તણા મહીમાય, સદાશિવ સસ લહે;
શેષ શારદા ન લહે પાર, ગ્રંથમાં ગોતી રહે. ૨૮
અમો અબળા અધમ અજાણ, વાણુ મુજ ચાલે નહિ;
નયણે વહે છે નીર નિરધાર, કર જોડી ઉભી રહી. ૨૯
સતી શાને કરો છો શોક, દોષ કાંઈ તમ તણો;
શક્ર સદાનો વ્યભિચાર, નારાયણે નીરમ્યો બણો. ૩૦
થયો સહસ્ર ભગ સુરરાય, સાહ એની કોણ કરે;
તમે બેસો જઈ નીજ ધામ, ગમ હવે નહિ જ ફરે. ૩૧
અહલ્યા લળી લળી લાગે પાય, જાય નીજ ધામ ભણી;
ધણી ભાલણના રઘુનાથ, આવ્યા લહેર ગંગા તણી. ૩૨

### પદ ૩૫ મું–(ઢાળ ફરતો)

### (બંજારાને મળતો)

રાઘવ રહો ઉભા, રહો ઉભા;

તમને જાણ્યા અવધ પુરી સુભા, હો રાઘવ રહો ઉભા ઉભા. ટેક. ૧
તમો પાષાણુની કરી નારી, અમો વાત કહું છું વિચારી. હો રાઘવ. ૨
તમો ચર્ણુમાં પડીયા જંત્ર, મોટા મુનિ સધાવે મંત્ર. હો રાઘવ. ૩
તમો બાળક પણ બહુ રંગા, તમો ચર્ણુમાં પ્રગટી ગંગા. હો રાઘવ. ૪
તમો કોમળપણુની કચ્યા, મોહ રૂપ ધરી થયા મચ્છા. હો રાઘવ. ૫
તમો પૂર્ણુ માયા પરપંચી, તમો નાભીથી નિરમ્યા વિરંચી. હો રાઘવ. ૬
નાથ જાણું નહિ કાંઈ ભોળો, પૃષ્ટે મંદ્રાચળ તોળો. હો રાઘવ. ૭
તમો કર્તા ને અકર્તા, દાઢાગ્રે ધરણી ધરતા. હો રાઘવ. ૮
તમો મટાડો ગર્ભનિવાસા, લે નરસંઘ થે સ્થંભ પ્રકાશા. હો રાઘવ. ૯
પાણી પહેલી બાંધુ પાળ, છળી બળી ચાંપ્યો પાતાળ. હો રાઘવ. ૧૦
વળી વાત કહું છું છેલી, માતા શીરપર ફરસી મેલી. હો રાઘવ. ૧૧
અમારો નિશ દિનનો વહેવાર, માહરો કેમ જીવે પરિવાર. હો રાઘવ. ૧૨
વાહલા વાંક નથી તમારો, આજ ફરો સિતારો અમારો. હો રાઘવ. ૧૩
તમો ચર્ણામૃતનો આસક્ત, હુંને જાણો પોતાનો ભક્ત. હો રાઘવ. ૧૪
રાઘવ કહે તમો કહો તેમ કરીએ, લાવો પાત્ર તો પગલાં ધરીએ. હો રાઘવ. ૧૫

લાવો નાવ પોતાને હાથે, ભીલે પધારવા ચર્ણ રઘુનાથ. હો રાઘવ. ૧૬
નારી નીર લઈ ચર્ણ ચોળે, પડાં ચિન્હ તે તંત્રને ખોળે. હો રાઘવ. ૧૭
પાય ધોઇને કીધાં પાન, ટળું નાવ થયું વૈમાન. હો રાઘવ. ૧૮
નાથ પોચાડ્યા ગંગાપાર, ધણી ભાલણ રાજકુમાર. હો રાઘવ. ૧૯

પદ ૩૬ મું–(માલવ રાગ, થયો અસુરને ઘેર સુબાળ એ રાગ)

પ્રભુ ગંગાથી ઉતર્યાં પાર, મિથિલાના મંગળ જોવા. ટેક.
ગુરૂ સંગ બે રાજકુમાર, મિથિલાના મંગળ જોવા. ૧
એક ઇંદુ ને એક છે કામ, મિથિલાના. એક ગૌર ને એક ઘનશ્યામ. મિથિલા૦ ૨
પ્રભુ હીંડે છે લટકતી ચાલ્ય, મિથિલાના. જોઈ સર્વે થયા બે હાલ. મિથિલા૦ ૩
થઈ જનક રાયને જાણ, મિથિલાના. મુનિસંગ બે ભોમીના ભાણ. મિથિલા૦ ૪
લઈ પુજાનો ભરી થાળ, મિથિલાના. રાજા સામા આવ્યા તતકાળ. મિથિલા૦ ૫
વાજે વાજીન્ત્રના નિરઘોશ, મિથિલાના. રૂપ જોઈ મોહે ત્રીઇ લોક. મિથિલા૦ ૬
આલ્યાં ઉત્તમ અનોપમ વાસ, મિથિલાના. ગુરૂ સહિત રહ્યા અવિનાશ. મિથિલા૦ ૭
રાજા પુછે ને સુત સામુ જોય, મિથિલાના. જોઈ જોઈ મનડુ મોહ્ય. મિથિલા૦ ૮
તમો કયાંથી લાવ્યા બે બાળ ? મિથિલાના. કીયા સુત કેરા ભુપાલ ? મિથિલા૦ ૯
તમો સાંભળો રાય વૈદેહ, મિથિલાના. મારે દશરથ સાથે સ્નેહઃ મિથિલા૦ ૧૦
અમો માગી લાવ્યા બે બાળ, મિથિલાના. મમ મખ કરવા રખવાળ. મિથિલા૦ ૧૧
મમ જગ્ન કરાવો સંપૂર્ણ, મિથિલાના. ભૂમીભાર સંહારતો મલવર્ણ. મિથિલા૦ ૧૨
ઇના પ્રાક્રમનો નહિ પાર, મિથિલા. માર્યાં રાક્ષસ ચૌદ હજાર. મિથિલા૦ ૧૩
આવી કંકોતરી અમ ઘેર, મિથિલા. અમો નિસર્યાં આનંદ ભેર. મિથિલા૦ ૧૪
ચર્ણ ઓધારી ગૌતમનાર, મિથિલા. રામ પ્રાક્રમનો નહિ પાર. મિથિલા૦ ૧૫
રાજા સુણતાં થયા રળીયાત, મિથિલા. જઈ સુનયનાને કહી વાત. મિથિલા૦ ૧૬
આવ્યા ઇક્ષ્વાકુળ ગાદીના રાય, મિથિલા. જીના ભાલણ જનગુણ ગાય. મિથિલા૦ ૧૭

પદ ૩૭ મું–(ઢાળ ઉપરનો)

પ્રાતસ્કાળે ઉઠ્યા રામ, સીયાજીના સ્વયંવર વિશે. ટેક.
શુદ્ધ આચમન કીધાં તે ઠામ, સીયાજીના સ્વયંવર વિશે. ૧
સ્નાન ધ્યાન કર્યાં બે ભ્રાત, સીયાજી. થઇ મનમાં રહે રળીયાત. સીયાજીના. ૨
ગુરૂ ચરણે નમાવ્યાં શીશ, સીયાજી. મુની અવીચળ દીધી આશીશ. સીયાજીના. ૩
ચાલ્યા નગ્ર જોવા રઘુનાથ, સીયાજી. લઘુ લટકાળો લક્ષ્મણ સાથ. સીયાજીના. ૪
જોયો નગ્રતણો ઉજાશ, સીયાજી. જાણે લક્ષ્મીએ પુર્યો વાસ. સીયાજીના. ૫

આંગણે આંગણે કેળના થંભ, સીયાજીના. જળ ભરી મેલ્યાં કુંભ. સીયાજીના. ૬
વાજે ઢોલ દદામા ને ભેર, સીયાજીના. આનંદ ઓછવ ઘેરે ઘેર. સીયાજીના. ૭
ધ્વજા પતાકા હારોહર, સીયાજીના. દીપક હાંડીનો નહિ પાર. સીયાજીના. ૮
રંગ્યાં છજાં બારી ને ગોખ, સીયાજીના. માણેક મોતીએ પુર્યાં ચોક. સીયાજીના. ૯
કર કામની કંચન થાળ, સીયાજીના. ગાયે માનુની મંગળ સાર. સીયાજીના. ૧૦
આવ્યા ધનુષતણો જ્યાં જાગ, સીયાજીના. ભુપ આડે નહિ ભોમી ભાગ. સીયાજીના. ૧૧
આવ્યા રઘુવંશ ગાદીના રાય, સીયાજીના. જોઈ નૃપ સર્વે ઉભા થાય. સીયાજીના. ૧૨
રાજા ઝાંખા પડી ગયા એમ, સીયાજીના. રવિ આગળ તારા જેમ. સીયાજીના. ૧૩
નીજ બાગ જોવા રઘુવીર, સીયાજીના. મહા ધનુર્વિદ્યામાં ધીર. સીયાજીના. ૧૪
સીતા કહે, હો મારી માય, સીયાજીના. ગૌરી પુજ્યાનો મહીમાય. સીયાજીના. ૧૫
ગુંથી વેણી જેમ વળગ્યો શેશ, સીયાજીના. નયને કાજળ સારાં રેશ. સીયાજીના. ૧૬
મુખ શરદ પુનમનો ચંદ, સીયાજીના. નાકે નથ મનમથના ફંદ. સીયાજીના. ૧૭
કુંકુમ આડ બીરાજે ભાલ, સીયાજીના. શીર દામણી ઝળકે ઝાલ. સીયાજીના. ૧૮
ધર્યાં ભુષણ ભાત વિચિત્ર, સીયાજીના. કન્યા વસ્ત્ર પહેર્યાં પવીત્ર. સીયાજીના. ૧૯
કંઠે ધરેણાનો નહિ પાર, સીયાજીના. પાયે ઝાંઝરનો ઝમકાર. સીયાજીના. ૨૦
લઇ પુજાનો ઉપહાર, સીયાજીના. સતી ચાલ્યાં ગૌરીને દ્વાર. સીયાજીના. ૨૧
ગૌરી પુજા કરે ભલી ભાત, સીયાજીના. વર માગવા મોટી ખાંત. સીયાજીના. ૨૨
ધુપ દીપ ને પુષ્પના હાર, સીયાજીના. ખટરસ ભોજન તાંબુલ સાર. સીયાજીના. ૨૩
પુજી અરચીને લાગ્યાં પાય, સીયાજીના. દેવી ચાલે મંદિરની માંયે. સીયાજીના. ૨૪
આવ્યાં રમઝમ કરતાં દ્વાર, સીયાજીના. સખી સહીત સીયા સુખસાર. સીયાજીના. ૨૫
અંબા ઓટલે ઉભાં સર્વ, સીયાજીના. સીતા કહે મને પડીઓ ભર્મ. સીયાજીના. ૨૬
બેની પશ્ચિમ ઉગ્યો ભાણ, સીયાજીના. મારૂં મનડું થયુંરે અજાણ. સીયાજીના. ૨૭
પુષ્પ લતામાં ઉગ્યો સુર, સીયાજીના. જેના તેજ વાધ્યાં ભરપુર. સીયાજીના. ૨૮
બેની માં કરો સોરા સોર, સીયાજીના. સીતા નિહાળે ચંદ્ર ચકોર. સીયાજીના. ૨૯
બેની સુરજવંશીના તન, સીયાજીના. જેને તેડી લાવ્યા મુનિજન. સીયાજીના. ૩૦
રાઘવ કહે છે હો રખવાળ, સીયાજીના. તારા બાગમાં આળ પંપાળ. સીયાજીના. ૩૧
નથી ગિરિ ગહવર આકાશ, સીયાજીના. ભાગ્યે ભાનું થયો છે પ્રકાશ. સીયાજીના. ૩૨
થયો દામનીનો ચમકાર, સીયાજીના. થાય આશ્ચર્ય અધિક આવાર. સીયાજીના. ૩૩
એ તો જનક સુતા મહારાજ, સીયાજીના. દેવી પુજવા આવ્યાં આજ. સીયાજીના. ૩૪

માંહોમાંહે જાણી રહ્યાં મર્મ, સીયાજીના. એનો કોઈ ન જાણે ભર્મ. સીયાજીના. ૩૫
આવ્યાં રમઝમ કરતાં બહાર, સીયાજીના. ધણી ભાલણ રાજકુમાર. સીયાજીના. ૩૬

## પદ ૩૮ મું

(રાગ–ઢાળ. હો જસોદાજી આવડો લાડકવાયો લાલ ન કીજીએ. તેને મળતો)

કહો રઘુવર રામ, મહાસુખ ધામ, આવડલો અંબાનો પરચો કેમ પળ્યો;
મમપ્રાણ આધાર, રાજકુમાર, આવડલો અંબાનો પરચો કેમ પળ્યો. ટેક.
કહે વિશ્વામિત્ર પર્મ, પવિત્ર ભવાની ભરપુર રહી બ્રહ્માંડમાં ઠાલો નહિ;
ઠામ ધામો ધામ, આદ્ય શક્તિ અંબા સઘળે લહી. કહો૦ ૧
જેની અનંત કાય, કે ન વર્ણવી જાય, જોઈ બ્રહ્માદિક ભુલા ભમે;
તંતુ પટ જેમ, વ્યાપક તેમ, વિશ્વ વિશે વીલસી અંબા રમે. કહો૦ ૨

* * * * *

પ્રગટયા એ આપ, ભાગે શીવનું ચાપ, વર આપે વરદાયિની સુખ દેછે સહી. કહો૦ ૩
દશાનન રાય, અતી બળકાય, છપતો આવ્યો મધ નીશાયે તે સમે;
નિદ્રામાં સર્વ, આણી ગર્વ, ધનુષ શાળામાં પેઠે મન હરખે ભમે. કહો૦ ૪

(રાગ–ઢાળ ફેર. ઓખા હરણમાંના)

શંકર સમરીને ઘાલ્યા હાથ, સાહ્ય કરો ત્રીભુવન નાથ. ૧
ત્ર્યંબક તસુ માત્ર ન હાલે, બહુ બાહુ બળે કર ઘાલે. ૨
થરથર ધ્રુજે ને કાંઈ ન ચાલે, પાછા ધનુષ તળે કર ઘાલે. ૩
ગર્વ મેલ્યો રાવણ રાણા, ધનુષ ન ભાગ્યું કર ચંપાણા. ૪
પીડા પામી ધ્રુજે કાય, પડી ભુરાઠો નાઠો જાય. ૫
જાતા ભૂપતી મન વિચારે, ધનુષ ભાગે તે મુજને મારે. ૬
આજ સભામાં પેખું પ્રત્યક્ષ, વેરભાવે જેને લાગ્યો લક્ષ. ૭
તતક્ષણ ફેડે મુજ ઠામ, ભાલણ પ્રભુ શ્રી રામ. ૮

## પદ ૩૯ મું

રાયે દુત પ્રેરા તેણી વાર, તમે સૌ થાઓ તૈયાર. સદાશિવનું ચાપ વધાવો. ટેક.
રાય સુરામાં સરદાર, ઠાલી શાને લગાડો વાર. સદાશિવ૦ ૧
ઇમ કહે છે રાય વૈદેહી, તમો ધનુષ ભાગોને ભાઈ. સદાશિવ૦ ૨
એમ સુણતાં ઉભા થયા સુર, જાણીએ સાગર વાધ્યા પુર. સદાશિવ૦ ૩
વાજે ઢોલ દદામાના નાદ, સુણી સહુ પામ્યા હુલાદ. સદાશિવ૦ ૪

વાંકા વરણાગીયા છે નરેશ, કીધો ધનુષ શાળામાં પ્રવેશ. સદાશિવ૦ ૫
જેવે ધનુષ ઉપાડવા જાય, કાયા ધ્રુજે ને લથડે રાય. સદાશિવ૦ ૬
ત્યારે શિથિલ થયાં તેનાં ગાત્ર, ચાપ હાલ્યું નહિ તલમાત્ર. સદાશિવ૦ ૭
એવો રામ તણો રે પ્રતાપ, નાશે ગરૂડ આગળ જેમ સાપ. સદાશિવ૦ ૮
રાજા જનકને ચિંતા હોય, નથી રાણીજાયો કોય. સદાશિવ૦ ૯
સુણી નીચું નિહાળે નરેશ, ત્યારે ધડધડી ઉઠયા શેશ. સદાશિવ૦ ૧૦
રાજા શું બોલો છો અજાણ? પાડું પૃથ્વીમાં ભંગાણ. સદાશિવ૦ ૧૧
કહો તો ઉતરડું આકાશ, તારી સભામાં પાડું ત્રાસ. સદાશિવ૦ ૧૨
તમો વિચારી કરો વાત, બેઠા દિનમણિ શ્રી રઘુનાથ. સદાશિવ૦ ૧૩
તમો ઉઠોને અશરણ શર્ણ, ભાગો ચાપ કરો પાણી ગ્રહણ. સદાશિવ૦ ૧૪
કરો જનક સુતાની સાહ્ય, જેના ભાલણ જન ગુણ ગાય. સદાશિવ૦ ૧૫

## પદ ૪૦ મું

(રાગ–ઢાળ પદ ૩૭ માનો)

ગુરૂ કહે છે હો રાઘવ રામ, ઉભા થાઓ અવધ ધણી;
પુરો જનક સુતાની હામ, પધારો પ્રીત કરી. ૧
તમો મહા બળીયા ભુપાળ, ઉભા. લ્યો સતી તણી સંભાળ. પધારો૦ ૨
એવું કહેતા ઉભા રઘુનંદ, ઉભા. જાણે તારા સમિપે ચંદ. પધારો૦ ૩
ગુરૂ ચરણે કર્યાં પ્રણામ, ઉભા. ગુરૂ મન પામ્યા વિશ્રામ. પધારો૦ ૪
જોવા નગ્ર નિવાસી આવે, ઉભા. પુષ્પ અક્ષત લઈ વધાવે. પધારો૦ ૫
જોવા દેવ ચઢ્યા વૈમાન, ઉભા. બોલે બંદીજન જય જય વાણ.* પધારો૦ ૬



* (અહિયાથી પ્રત અધુરી હોવાથી ભાલણના પ્રભુ રઘુનાથનું ચરિત્ર અપૂર્ણ રહ્યું છે.)

# કવિ બહદેવ



આ કવિની કવિતામાં ઉંચો રસ અને ભાવ રહેલાં છે. તેનાં બીજાં રચેલાં કાવ્યો મળ્યાં નથી. પણ આ તેનું "ભ્રમરગીતા" નામનું કાવ્ય તેની કીર્તિ સાચવવા બસ છે. એ વિ. સં. ૧૬૦૯ માં હૈયાત હતો.

## ભ્રમરગીતા

### કડવું ૧ લું–રાગ ધન્યાશ્રી

પ્રભુ તમ યાચું કરિને પ્રણામજી, મોરે મુખે આવો સુંદર શ્યામજી;
આશ ઘણી છે મુજને તમારીજી, રસનાએ રમોજી મુકુંદ મુરારીજી. ૧
હેમસુતાસુત ચરણે લાગુંજી, કમળભુતનયા વાણી માંગુંજી;
ભ્રમરગીતાને ભાવે યાચુંજી, બેહેદે કહે હરિ આપો મુને સાચુંજી; ૨
સદ્‌ગુરુકેરાં ચરણ ઉપાસીએ, હેલાં હરિગુણ તો આવે હૈએ;
કાંઈ એક ગોપીનાં વચન પ્રકાશીએ, વળતાં કાંઇએક ઉદ્ધવનાં કહીએ. ૩

ઢાળ

એમ કહે કૃષ્ણજી સુણો ઉદ્ધવ, વેગે વ્રજે જાઓ તમો;
બહુ શોક ધરતી અંગના, તેને તજીને આવ્યા અમો. ૪
નિજ જ્ઞાન કહીને પ્રીછવો, વ્રજનાર દુખ આણે રખે;
શ્રીકૃષ્ણજીએ એમ કહાવિયું, વેહેલા મળીશું, હે સખે! ૫
ઉત્તમ રથ જોતરી ઉદ્ધવ, વ્રજ આવ્યા સંધ્યા સમે;
પેહેલું નંદજીશું નેહે મળ્યા, પછે યથાયોગ્ય સહુને મળે. ૬
અતિ આદરે ઉદ્ધવ અરોગ્યા, પછી કૃષ્ણ કુશળ પ્રકાશીએ;
નંદ યશોદા કહે હરિકનેથી આવ્યા, પ્રેમે ચરણ ઉપાશીએ. ૭

### કડવું ૨ જું–દેશી ચાલતી (૨)

નંદજી પૂછે ઉદ્ધવ ઓચરે, વાત વિમાસી અન્યો અન્ય કરે;
યશોદાને નયણે નેહે જળ ઝરે, શ્રીકૃષ્ણ કેરા ગુણ બહુ સાંભરે. ૧

ઢાળ

સાંભરે જે બકી પીધી, ઉદ્ધવને અરપીઉં;
શકટ તૃણાવર્ત તરુવર, વળી સર્વ સમરપીઉ. ૨

ઇંદ્રનું એણે માન મોડ્યું, વહ્નિ પીધો વ્રજપતિ;
બહુ અસુર મોડ્યા નંદ છોડ્યા, કેશી લગે કહું વીનતી. ૩
ઉદ્ધવ કહે આઇ દુઃખ નાણો, જમલે જાણો નરહરી;
ઘટ ઘટ માંહે રહ્યો વ્યાપી, પ્રગટ પૂરણ શ્રીહરી. ૪
નિજ બુદ્ધિ દીધી નંદને, જેનું ધ્યાન યોગેશ્વર ધરે;
એણે અનુભવે હરિ મળે, નંદ પૂછે ઉદ્ધવ ઓચરે.

### કડવું ૩ જું–દેશી ચાલતી

વાત કરંતાં વીતી જામની, ભુવને ભુવનેથી ઊઠી ભામની;
ગાથા ગાએ ગોવિંદ રામની, નયણે આંસૂ ઢાળે કામની. ૧

ઢાળ

કામની ગોરસ મથે તેનો, પ્રેમ ઉદ્ધવજી સુણે;
બાહેર આવ્યાં રથ દીઠો, નંદ કેરે આંગણે. ૨
આ તેહ રથ અક્રૂરનો; એ વળી શાને આવીઓ ?
એ કરો કારણ આપણું, ઉર માંસ લેવા આવીઓ ! ૩
એણે પ્રાણ તો પેહેલા હર્યા, હવે પિંડ ઉપરે આદર્યું;
તેણે સમે આવી ઉદ્ધવે, પ્રણામ તો પ્રેમે કર્યું. ૪
હરિગણ જાણી લજ્જા આણી, આશિષ દે સર્વ કામની;
ઉદ્ધવ કહે, કૃષ્ણજીએ મોકલ્યો, મને આવ્યાં થઇ એક જામની. ૫

### કડવું ૪ થું–દેશી ચાલતી

સાંભળોજી ઉદ્ધવ કહું એક વીનતી, મળવા આવ્યા છો નંદ યશોમતી;
હરિને વહાલો ગોકુળે કો નથી, સુહૃદ તમારો તે છે મહાયતી. ૧

ઢાળ

યતી તે જ્યમ ગૃહસ્થ શું, વ્યવહાર આહાર લગે કરે;
વન દહે હરણી, ફળ વિના, જ્યમ વૃક્ષ ખેચર પરહરે. ૨
વાલિ તન જ્યમ જરા છાંડે, પુંશ્ચલી નિર્ધન તજ્યાં;
વારિ વિન સર હંસ છાંડે, ઋત્વિજ જ્યમ દક્ષણા ગ્રહ્યાં. ૩
એ કરમની સ્તુતિ ત્યાં લગે, મહા પુરુષને જાણે નહીં;
જ્યમ સંજોગી વિદ્યા એવી રમે, કૃષ્ણજીએ કીધું સહી. ૪
ઉદ્ધવ કહે, એમ કાં કરો, તમો સાંભળો સર્વ યૂવતી;
સ્વદેહે કૃષ્ણજીએ કહાવીઉં, તે તમને કહું છું વીનતી. ૫

## કડવું ૫ મું—રાગ મારુણી (૩)

ઉદ્ધવ કહે એમ કાં કરો, તમો સાંભળો મોરી માય;
સંદેશો શ્રીહરિ કહાવીઓ, તે કહું લાગીને પાય.
—માઈ સાંભળો એક ચંત, હું કહેવા આવ્યો સિદ્ધાંત. ટેક. ૧
માઈ હું સેવક શ્રીહરિ તણો, હરિ આણે મુજશું નેહ;
પૂછી શકો તે પૂછજો, હું કહેવા આવ્યો છું તેહ.
માઇ સાં૰ હું કહેવા૰ ૨
કાસલ કાંઈ ન રાખશોરે, રહું રાત દિવસ હરિ સાથ;
કાંઈ પૂછો, કાંઈ કહો, પેલા એહેદેના પ્રભુની વાત.
માઈ સાં૰ હું કહેવા૰ ૩

### દેશી ચાલતી

એહુ કર જોડી ગોપી ઉચરે, કહોને ઉદ્ધવ હરિ ત્યાં શું કરે;
કેવારે કો વ્રજનું હરિને સાંભરે, નગરની નારી નેહ કેવો ધરે. ૧

### ઢાળ

ધરે કેવો નેહ નવરસ, નાર ત્યાં મધુપુરતણી;
મારા બાપજીના સમ્મ જો, મુને આશ એહની છે ધણી. ૨
તમો પધાર્યા પાસે થકા, કાંઈ કહોને કૃષ્ણજીએ કહાવીઉં;
અમો દુઃખ ખમ્યું તે મન ધર્યું, કે હરિને હૈયે નાવીઉં. ૩
ચને વેણ વાઈ તેડીઆં, ઈક્ષણા એક નવ ગણી;
થયાં ઘેલાં ગયાં વ્હેલાં, જયમ નદી જળનિધિ ભણી. ૪
પછે શ્રીકૃષ્ણે કીધું તે, કૃષ્ણ વિના કો નવ કરે;
જળ વહે નયણે સુણો ઉદ્ધવ, એહુ કર જોડી ગોપી ઊચરે. ૫

## કડવું ૬ હું—દેશી ચાલતી

નયણે આંસુ ઢાળે સુંદરી, શરદ્ નિશાની ક્રીડા મુને સાંભરી;
જુઓની ઉદ્ધવજી એણે જે પેર કરી, પહેલી પ્રીતે લીધું મારૂં મન હરી. ૧

### ઢાળ

મન હરી વૃંદાવને તેડ્યાં, પછે મૂક્યાં એકલાં;
અમો વ્યાકુળ થયાં વન શોધતાં, કહો લક્ષણ એહ કીયાં ભલાં. ૨

યમુના જળમાં ઝીલતાં, એણે વસ્ત્ર શ્યામાનાં હર્યાં;
જોઉં અસન પણ આદર્યું, જે ઉદકથી અળગાં કર્યાં. ૩
નાનાં થકાં મારૂં મંન વેધ્યું, યૌવન થયે યૌવન ગ્રહ્યું;
જાતાં અમારો જીવ લીધો, કલેવર કારણ રહ્યું. ૪
ઘર લગે ધૂતારો ગયો, અવધિ આવ્યાની કરી;
નિજનેહ નિર્મળ જોયો ઉદ્ધવ, આંસુ ઢાળે સુંદરી. ૫

કડવું ૭ મું–દેશી ચાલતી

બાળી બોલી બહુ રોષે ભરી, ઉદ્ધવ એણે અમો ધર્યાં બાંહોલાં ધરી;
મધુપુર જાતાં ગયા કામણ કરી, તેણે તો ન જાયેરે ક્ષણ મુને વીસરી. ૧

ઢાળ

વીસરી ન જાયે નેહ, કાંઈ એક વશીકરણ છે એ કને;
તમો તો છો ભ્રાત એહના, કાંઈ આવડે તો કહો અમને. ૨
એણે નગરમાં જઈ કરીને, અસંભાવ્ય કીધું ઘણું;
પેલી ચેરીના ચંદના માટે, આપીઉં કમળાપણું. ૩
પય દધી ગ્રહે તો અમતણાં, બાઈ અમે સોંપ્યો આતમા;
નંદકુંવર કાંઈ કીધું જાણે તો, રહે વ્રજના સાથમાં. ૪
અપરાધ સહ્યા અમો અતિ ઘણા, તે કયમ ગયા એને વીસરી;
ઉધ્રસે ઉરવર જુઓની ઉદ્ધવ, બાળી બોલે બહુ રોષે ભરી. ૫

કડવું ૮ મું–દેશી ચાલતી

વિરહની વેધી વિરહિણી ઉચરે, મનોહર વાણી ઉદ્ધવ મન ધરે;
તેણે સમે આવીને મધુકર સ્વર કરે, ચરણે ગોપીને સહજે અનુસરે. ૧

ઢાળ

અનુસરે અલીઅલ ચરણે ગોપીને, ખેદ પામ્યાં ત્યાં થકાં;
અમ અડીશ માં ભાઈ રહેને અળગો, જા તું આવ્યો ત્યાં થકો. ૨
મધુપને મખાંતરે, ઉદ્ધવજીને કહે અંગના;
તું સંઘે રહેવા આવીઓ, જા દુષ્ટ દૂત શ્રી રંગના. ૩
દેખાડવા તારૂં વદન રાતું, માંડ ગોકુળે મોકલ્યો;
નંદનો દીકોલીઓ શું, આજ થઇ બેઠો ભલો. ૪
મધુપ મેં સહી જાણીઓ, તારૂં વદન અતિ શોભા ધરે;
આકરાં વચન સુણે ઉદ્ધવ, વિરહે વિરહિણી ઉચરે. ૫

## કડવું ૯ મું–રાગ શ્રી (૪)

માનનીએ મધુપ નયણે નિરખ્યો, હરિદૂત વિના નહિ હરિ સરખો;
હરિના સેવક હરિ સરખા હોય, રખે સંદેહ મન આણતું કોય. ૧
અમો રે અજાણ કાંઈ નથી, કાંઇ નાટ, તું કાળો ભમરા કીયા દુઃખ માટ;
કાળી રે કોયલ શ્રી કહાનને વાન, કાળો રે ખેહદેનો પ્રભુ માણસ મ જાણ. ૨

### દેશી ચાલતી

કાળા સઘળા હોય કૂડે ભર્યા, ચંપક સરખા કાળે પરહર્યા;
તમો શું ઉદ્ધવ કાળો અનુસર્યા, આગે કાળે અમશું છેહ કર્યા. ૧

### ઢાળ અથવા ડોઢ

છેહ કરીને છળ રમ્યો, પછે માંડ મધુકર મોકલ્યો;
મુજ મનાવા મુખે ગાન કરતો, ચતુર ચરણે નમ્યો ભલો. ૨
ઘર લગે જેના ધણી ધૂરત, ભ્રાત ક્યમ હોયે ખરા;
તારૂં વદન રાતું ભણી એમ શું માણે મોટમ મધુકરા. ૩
મારી શોક્યને ઉરે અણુસર્યો, તારી કુંચ્યે* કુંકુમ લાગીઉં;
વંન માળા તવ ગ્રહી, જવ આયસ આવ ન માગીઉં. ૪
માળા તણો મકરંદ લેતાં, હવું ભૂષણ મધુકરા;
ગદગદ કંઠે કહે ગોપી, કાળા હોય કૂડે ભર્યા. ૫

## કડવું ૧૦ મું–દેશી ચાલતી

શ્યામલડાને રખે કો વિસશે,† શ્યામલડામાં સહજે વિખવસે;
શ્યામ ભુયંગમ પય પાતાં ડસે, વયણ સુણીને ઉદ્ધવ મન હસે. ૧

### ડોઢ

મન હસે ઉદ્ધવ મોહ પામ્યા, ભક્તિ દીઠી નારની;
જળ નયણે મૂકે વયણ સૂકે, કરે વાત મુરારની. ૨
મધુપ કેરી ગતિ એવી, કાળ કુટિલજ જાણવા;
નિજ કમળ ઉપરે નેહ ધરે, મકરંદ તેનો માણવા. ૩
કાળા કર્મ રહીત કાળા, નિર્ગુણ સગુણ કાંઈ નવ લહે;
એનું રૂપ વિચાર કરતાં, નેતિ નેતિ નિગમ કહે. ૪

* ડાંખે. † વિશ્વાસ કરે.

નટ વેષ વ્રજ લીલા ધરે, પરનારશું પ્રેમે હસે;
એવો આદિ અકલ જુઓ ઉદ્ધવ, શ્યામલડાને રખે કો વીસરે. ૫

કડવું ૧૧ મું–દેશી ચાલતી

પ્રેમ પીડી બોલે વિરહણી, જનની એની એણે હાથે હણી;
હત્યા ન ગણી મંન માતાતણી, આપણ કુશળાં પૂરવ પુણ્ય ભણી. ૧

ઢાળ

પૂરવ પુણ્ય ભણી ઊગર્યાં તો, વીસર્યાં એને કાં વળી;
જોગ એવો અભ્યસ્યો, જે વાત સઘળે સાંભળી. ૨
વલ્કલ પેહેરી જટા ધારી, બ્રહ્મચારી વન વસ્યો;
નાક છેદ્યું નારિનું, ત્યાં જોગ એવો અભ્યસ્યો. ૩
સીત સરખી વન મુકી તો, આપણ શું દુઃખ આણીએ;
જે દમી આપણ દેખતાં, તે બકીને શે ન જાણીએ. ૪
પય પાન કરતાં પ્રાણ લીધા, વિનય કીધા અતિ ઘણા;
આપણ મૂક્યાં જીવતાં તો, ગુણ સંભારો એ તણા. ૫
કૂડ કરી વૃંદા છળી, વળી વાત એની છે ઘણી;
બાંધીઓ બળિ દાન દેતો, પ્રેમે પીડી બોલે વિરહિણી. ૬

કડવું ૧૨ મું–દેશી ચાલતી

વળી વળી બોલે સહિયર સર્વે મળી, લક્ષણ એનાં કો ન શકે કળી;
શાને કહો છો સખિયો વળી વળી, ઘેલાં થાશો ગુણડા સંભારી. ૧

ઢાળ

ગુણ સંભારી ઘેલાં થશો, પછે દેહનો સાંસો થશે;
એને ગુણેથી નહિ ઓસરે, તે જોગ પેહેરી વન જશે. ૨
સ્વભાવ એહનો છે એવો, એના ગુણે જે લાગી રહ્યા;
પ્રિયવ્રત સરખા રાજ્ય મૂકી, યતી થઈને વન ગયા. ૩
કથા મૂકો એહની તો, વિષય નાના ભોગવો;
તન ધન પતિ પરિવાર પામી, જન્મે જન્મે અનુભવો. ૪
નહિ વીસરે તે જાણશે, આગળે જે થાશે વળી;
નિર્ગુણ નિર્દય એ સરખો થાશે, જે રહેશે એને મળી. ૫

કડવું ૧૩ મું–રાગ વિરાડી ૫

જદ્દિપ જાણુંરે, સેવે તે સરખો થાય. ટેક.
નેહ બંધાણો પૂર્વ જન્મનો, તે ક્યમ મિથ્યા થાય. જદ્દિપ. ૧

તેને સંગત કોની ન સોહાય, તે તો અખાડે ગવાય;
તેના બવાડા જોડાય, તેનાં બેહુએ વાનાં જાય. જદ્દિપ. ૨
નંદસૂતુ જેણે રૂદે ધર્યો, તેણેરે ધીવંતે ધર છાંડ્યાં;
ધર થકી સનકાદિક સરખે, બાપડે ધર ન માંડ્યાં. જદ્દિપ. ૩
જ્યાં જેવાને સેવીએરે, ત્યાં તેવો ઉપકાર;
એવો ધર ભંજ્ને બેહેદનો સ્વામી, એવું જાણી સંભાર. જદ્દિપ ૪

(દેશી ચાલતી)

સાંભળોજી ઉદ્ધવ ગોપી ઊચરે, વૈરી નેહડો કયમે ન વીસરે;
એ સ્રીજીતને કો નવ સાંભરે, સુંદર નારી પામે કયહાં ઠરે. ૧

ઢાળ

ઠરે સુંદર નારશું, આહીરડાં એને કયમ ગમે;
જે રામા સરશી રૂદે લઇને, દિવસ તેશું નિર્ગમે. ૨
જનક સ્વયંવરમાં જઈ, ઋષિ સાથે પોતે ગાજીઓ;
સુંદરી કારણ સજ થઇને, કઠીએ કોદંડ ભાજીઓ. ૩
ગુણવંત પામ્યો ગોરડી, તેને વને તેડી સાંચર્યો;
વિરહ પામી રુદન કીધું, અંત દશ મુખનો કર્યો. ૪
પ્રિયા કારણ પ્રીતિ, વાંનર રીછશું કો નવ કરે;
એ સ્રીજીતનું પારખું, ઉદ્ધવ સાંભળો ગોપી ઓચરે. ૫

કડવું ૧૪ મું–દેશી ચાલતી

વળતી વાણી ઉદ્ધવ ઊચરે, નેહ દેખી નયણે જળ ઝરે;
વયણ રસાળાં વળી વળી સાંભરે, વિરહિણી કેરી પ્રશંસા કરે. ૧

ઢાળ

પ્રશંસા કરે ને ચરણ વંદે, આપણપું નિંદે ઘણું;
ચરણ રજ તો અડે મુજને, આજ એ ગોપીતણું. ૨
ઉદ્ધવ કહે હું વૃક્ષ વલ્લિ, વૃંદાવને શે ન અવતર્યો;
વ્રજનારની ચરણ રજ લાગતાં, કૃષ્ણ કાં અંતર કર્યો. ૩
ગોપીકાનું ભાગ્ય જોતાં, શક્ર બ્રહ્મા તે કશા;
જે યોગીયાંચે ધ્યાને નાવે, તે કૃષ્ણ પ્રીતે વ્રજવસ્યા. ૪
ચરણ રજ તો જેની મુનિવર, બ્રહ્મા શંકર શિર ધરે;
ઉગ્ર તપ સખિયો તમે કીધું, વળતી વાણી ઉદ્ધવ ઊચરે. ૫

### કડવું ૧૫ મું–દેશી ચાલતી

ઉદ્ધવ બોલ્યા માધવ મન ધરી, વિરહે વીસારી સઘળી સુંદરી;
તમો શું સખિયો કોણે ઘેલી કરી, નાથ નથી ગયો તમને પરહરી. ૧

ઢાળ

પરહરી નથી ગયો નાથ તમને, પામવા જો પેર લહો;
પુષ્પનું શું કાજ ઘેલી, પ્રેમશું પરિમળ ગ્રહો. ૨
કાષ્ટ માંહે વહ્નિ છે તે, મથી જોતાં પરગટે;
એમ દેહ માંહે દેવ છે, તું જાણ એણે પલવટે. ૩
જયમ દૂધ માંહે ઘૃત છે, તે મથ્યા વિણ નવ નીસરે;
એણે અનુભવે હરિ મળે તો, તાપ સઘળો વીસરે. ૪
વાસનાએ વસે અછતો, માનજો સાચો કરી;
મોહ પરિચય મૂકો ઘેલી, ઉદ્ધવ બોલ્યા માધવ મન ધરી. ૫

### કડવું ૧૬ મું–દેશી ચાલતી

વળી કહે ઉદ્ધવ સુણો બાઈ વીનતી, અંતર્યામી તે અળગો નથી;
હૃદે કમળમાં છે કમળાપતી, જેને જોતા હીંડે મહા જતી. ૧

ઢાળ

જતી નહિ જે દૂર પેખે, જમલેથો જાણે નહીં;
મૃગ નાભે છે કસ્તૂરિકા, પાષાણને સુંઘે સહી. ૨
ભુવન ભૂલ્યો આપણું, વિશ્રામ તેને ક્યાં હશે;
જળ ચંદ્ર જોગે જાણ જમલો, નાથ અળગો ક્યમ થશે. ૩
ઘટ ઘટ માંહે રહ્યો વ્યાપી, એક પૂરણ આતમા;
દર્પણનું શું કાજ ઘેલી, પેખ કંકણ હાથમાં. ૪
ઉપાધિ મનની કલ્પના, રજ માત્ર કૃષ્ણ વિના નથી;
કૃષ્ણ કહેતાં કૃષ્ણ થાશો, કહે ઉદ્ધવ વિનતી. ૫

### કડવું ૧૭ મું–રાગ સામેરી (૬)

સુખ દુઃખ કારણ મનતણાં, બાઈ અણછતો શોક ન આણ;
તમો કહો છો મધુપુર ગયો, તે હૃદે રમતો જાણ. ટેક. ૧
પરહરો મોહ અજ્ઞાન, નિહાળો જમલો શ્રીભગવાન;
એવી સમજી લેજો સાન, બાઈ અણછતો શોક ન આણ. ૨

તમો કહો છો મધુપુર ગયો, તે રુદે રમતો જાણ.
બ્રહ્માંડ ક્રોડે વ્યાપી રહ્યો, તે તમારો કહાન;
ઉદ્ધવ કહે મોહ પરહરીને, નિહાળો શ્યામળ વાન. બાઈ૦
તમો કહો છો. તે રુદે૦ બાઈ૦ ૩

ચૌદ લોક એણે કીધી કલ્પના, વસ્તુતઃ અદ્વૈત;
પ્રપંચ પાર એ છે સદા, સત્યા સત્ય અતીત. બાઈ૦
તમો કહો છો. તે રુદે૦ બાઈ૦ ૪

તત્વ તે વારે એ કહ્યાં, જે સોહં બેહેદનો રાય;
લીલાએ બ્રહ્માંડ વ્યાપી રહ્યો, તેનું કારણ કહ્યું ન જાય. બાઈ૦
તમો કહો છો. તે રુદે૦ બાઈ૦ ૫

(દેશી ચાલતી)

કનક ને કુંડળ બાઈ અંતરો, જીવેશ્વરનો એહ પટંતરો;
પાંચ ઊણાં ત્રીશે પરહરો, પછે પ્રકાશે તે તમો દૃઢ કરો. ૧

ઊઠ

દૃઢ કરી જળહળ મળ પેખો, પામશો પાસે થકો;
ભરપુર છે ક્યમ દૂર થાશે, જો દૃષ્ટ એક રાખી શકો. ૨
જ્યમ નલી બેઠો સૂડલો, તે તેને વાંકે સાહીઓ;
રજ્જુ સર્પ જાણી ત્રાસ આણી, જીવ માયાએ વાહીઓ. ૩
અણછતો સંસાર ઊભો, ભાંડ* માયા એ કરો;
કલ્પના મૂકી કૃષ્ણ કહો, સંસાર જન્મ સહજે તરો. ૪
જીવ સમરથ છે ભલો, આધીન અજ્ઞાને કર્યો;
ઉદ્ધવ કહે એ જીવેશ્વરનો, કનક કુંડળનો અંતરો. ૫

કડવું ૧૮ મું–દેશી ચાલતી

વળી કહે ઉદ્ધવ સુણો તમો સર્વ સખી, હરિ તમે રાખો હૈએ ઓળખી;
શીખ અનુપમ જે તમને દાખી, જેને પૂરે શ્રુતિ સમર્થ સાખી. ૧

ઊઠ

સાખિ પૂરે વેદાંત ગીતા, કહું તમને વીનતી;
ભાંડ નાના પેખીએ, પણ મૃત્તિકા બીજી નથી. ૨

---

* અમથું, સહજ, નકામું.

### કડવું ૧૫ મું–દેશી ચાલતી

ઉદ્ધવ બોલ્યા માધવ મન ધરી, વિરહે વીસારી સઘળી સુંદરી;
તમો શું સખિયો કોણે ઘેલી કરી, નાથ નથી ગયો તમને પરહરી. ૧

ઢાળ

પરહરી નથી ગયો નાથ તમને, પામવા જો પેર લહો;
પુષ્પનું શું કાજ ઘેલી, પ્રેમશું પરિમળ ગ્રહો. ૨
કાષ્ટ માંહે વહ્નિ છે તે, મથી જોતાં પરગટે;
ત્યમ દેહ માંહે દેવ છે, તું જાણ એણે પલવટે. ૩
જ્યમ દૂધ માંહે ઘૃત છે, તે મથ્યા વિણ નવ નીસરે;
એણે અનુભવે હરિ મળે તો, તાપ સઘળો વીસરે. ૪
વાસનાએ વસે અછતો, માનજો સાચો કરી;
મોહ પરિચય મૂકો ઘેલી, ઉદ્ધવ બોલ્યા માધવ મન ધરી. ૫

### કડવું ૧૬ મું–દેશી ચાલતી

વળી કહે ઉદ્ધવ સુણો બાઈ વીનતી, અંતર્યામી તે અળગો નથી;
રુદે કમળમાં છે કમળાપતી, જેને જોતા હીંડે મહા જતી. ૧

ઢાળ

જતી નહિ જે દૂર પેખે, જમલેથો જાણે નહીં;
મૃગ નાભે છે કસ્તૂરિકા, પાષાણને સુંઘે સહી. ૨
ભુવન ભૂલ્યો આપણું, વિશ્રામ તેને ક્યાં હશે;
જળ ચંદ્ર જોગે જાણ જમલો, નાથ અળગો ક્યમ થશે. ૩
ઘટ ઘટ માંહે રહ્યો વ્યાપી, એક પૂરણ આતમા;
દર્પણનું શું કાજ ઘેલી, પેખ કંકણ હાથમાં. ૪
ઉપાધિ મનની કલ્પના, રજ માત્ર કૃષ્ણ વિના નથી;
કૃષ્ણ કહેતાં કૃષ્ણ થાશો, કહે ઉદ્ધવ વિનતી. ૫

### કડવું ૧૭ મું–રાગ સામેરી (૬)

સુખ દુઃખ કારણ મનતણાં, બાઈ અણછતો શોક ન આણ;
તમો કહો છો મધુપુર ગયો, તે રુદે રમતો જાણ. ટેક. ૧
હરો મોહ અજ્ઞાન, નિહાળો જમલો શ્રીભગવાન;
વી સામજી લેજો સાન, બાઈ અણછતો શોક ન આણ. ૨

તમો કહો છો મધુપુર ગયો, તે રુદે રમતો જાણ.
બ્રહ્માંડ કોડે વ્યાપી રહ્યો, તે તમારો કહાન;
ઉદ્ધવ કહે મોહ પરહરીને, નિહાળો શ્યામળ વાન. બાઈ૦
તમો કહો છો. તે રુદે૦ બાઈ૦ ૩
ચૌદ લોક એણે કીધી કલ્પના, વસ્તુતઃ અદ્વૈત;
પ્રપંચ પાર એ છે સદા, સત્યા સત્ય અતીત. બાઈ૦
તમો કહો છો. તે રુદે૦ બાઈ૦ ૪
તત્વ તે વારે એ કહ્યાં, જે સોહં બેહેદેનો રાય;
લીલાએ બ્રહ્માંડ વ્યાપી રહ્યો, તેનું કારણ કહ્યું ન જાય. બાઈ૦
તમો કહો છો. તે રુદે૦ બાઈ૦ ૫

(દેશી ચાલતી)

કનક ને કુંડળ બાઈ અંતરો, જીવેશ્વરનો એહ પટંતરો;
પાંચ ઊણાં ત્રીશે પરહરો, પછે પ્રકાશે તે તમો દૃઢ કરો. ૧

ઢાળ

દૃઢ કરી જળહળ મળ પેખો, પામશો પાસે થકો;
ભરપુર છે ક્યમ દૂર થાશે, જો દૃષ્ટ એક રાખી શકો. ૨
જયમ નલી બેઠો સૂડલો, તે તેને વાંકે સાહીઓ;
રજ્જુ સર્પ જાણી ત્રાસ આણી, જીવ માયાએ વાહીઓ. ૩
અણછતો સંસાર ઊભો, માંડ* માયા એ કરો;
કલ્પના મૂકી કૃષ્ણ કહો, સંસાર જન્મ સહજે તરો. ૪
જીવ સમરથ છે ભલો, આધીન અજ્ઞાને કર્યો;
ઉદ્ધવ કહે એ જીવેશ્વરનો, કનક કુંડળનો અંતરો. ૫

કડવું ૧૮ મું–દેશી ચાલતી

વળી કહે ઉદ્ધવ સુણો તમો સર્વ સખી, હરિ તમે રાખો હૈએ ઓળખી;
શીખ અનુપમ જે તમને દાખી, જેને પૂરે શ્રુતિ સમર્થ સાખી. ૧

ઢાળ

સાખિ પૂરે વેદાંત ગીતા, કહું તમને વીનતી;
ભાંડ નાના પેખીએ, પણ મૃત્તિકા બીજી નથી. ૨

* અમથું, સહજ, નકામું.

દશવર્ણું ગાયો દોહી જોતાં, દૂધ ભેદ તે અનુભવે;
આદિ અંત્ય ને મધ્ય માધવ, કેમ બીજો સંભવે. ૩
ઉદક સૈંધવ સિદ્ધ જોતાં, વિરહે કયાંથો પામીએ;
એણીપેર મળીએ કૃષ્ણને, તવ કોટિ વેદના વામીએ. ૪
અમ તમ અંતર એહ અવિગત, અબળા લ્યો તમે ઓળખી;
એક થકી અનંત ભાસે, કહે ઉદ્ધવ સુણો સખી. ૫

## કડવું ૧૯ મું–દેશી ચાલતી

વળી વિચારી ઉદ્ધવ એમ કહે, ગુરુ વાણી વિના કોએ નવ લહે;
જે જાણે તે સમદષ્ટે રહે, સુખદુખ પામે તે સઘળાં સહે. ૧

ઢાળ

સહે સુખ સંતોષ હોયે, જો સહજનું ઘર અનુસરે;
કૃષ્ણ વિન કાંઈ ન દીસે, મોહ સઘળો વીસરે. ૨
અક્ષર* જુઓ તમ ઓળખી, ક્ષર વસ્તુ કાળે ભાંજશે;
તવ તમારો કૃષ્ણજી, બ્રહ્માંડ કોટિયે ગાજશે. ૩
ઉત્પત્તિ સઘળી એ થકા, વળી પ્રલય થઈ માંહે ભળે;
મધ્ય માંડી રમત એણે, ભરમ ભાગ્યો તેટલે. ૪
મુક્તિબંધન ત્યાં લગે, ગુરુભાગ ગુરુ પાસે રહે;
અર્કને જયમ દિવસ રયણી, વસ્તુ વિચારી એમ કહે. ૫

## કડવું ૨૦ મું–દેશી ચાલતી

વળી કહે ઉદ્ધવ ગોપી સાંભળે, અક્ષર અક્ષર પય સાકર ભળે;
એણે ઉપદેશે હરિ હવડાં મળે; આર્ત ભાજે જો રે બાઈ મન ગળે. ૧

ઢાળ

મન ગળે ઇંદ્રિય ચળે, જો વિષય પૂઠે ધા કરે;
મન દૂત પ્રેરીને મળે, તો વસ્તુ વિન મિથ્યા ધરે. ૨
વિષયમાંહે ચિત્ત પેઠું, ચિત્તમાં વિષયા વસે;
છે અન્યો અન્ય સંબંધ ધરતાં, વિચારે અળગો થશે. ૩
તે વારે શ્રીહરિ ભાસશે, આનંદ થાશે અતિ ઘણો;
બાઈ તમારો કૃષ્ણજી, વિશ્રામ તો વૈષ્ણવ તણો. ૪

---

* અવિનાશી.

ભમરી દેતાં પેખીએ, આ ચરાચર સહુએ ચળે;
એવો ભર્મ ભાંજી બ્રહ્મ થઇએ, કહે ઉદ્ધવ ગોપી સાંભળે. ૫

કડવું ૨૧ મું–રાગ રામગ્રી (૭)

દેહડી વીસરીરે, સખી એ, જાણે ચિત્રામણ લખીએ;
મૂરતિ એક હુઈ હરિ ભજતાં, પૂર્વ સ્થળ પેખીએ.
હરિની વિરહણિયાં, વિરહણિયાં, નંદનંદન તણિયાંરે; ધ્રુવપદ. ૧
સત્ય વિચાર સાર જાણીને, પાછાં આવ્યાં ઠાર;
અંતઃકરણ ઓળખ્યો અવિગત, બાહેર બુદ્ધિવિચાર.
હરિની. વિર. નંદનંદન. ૨
ઉદ્ધવ સાથે વચન બોલવા, બાહેર બુદ્ધિ વિચાર;
સ્નેહ પ્રેમ સંભારી શ્રીહરિ, નયણે ભર્યાં જળ વાર.
હરિની. વિર. નંદનંદન. ૩
કહોજી ઉદ્ધવ હરિ કહીંયે આવે, સાંભળો વિનતિ સત્ય;
અંતરયામી એ તો સુધો, પ્રપંચ પંચ અનિત્ય.
હરિની. વિર. નંદનંદન. ૪
સત્યસ્વરૂપ હુતા હરિ અહિંરે, તે કહો કેમ ન દીસે;
અવિગત સાથે કહોને ઉદ્ધવ, કેઈ પેરે રાસ રમાશે.
હરિની. વિર. નંદનંદન. ૫
સુરીજન તે જે સદાએ સરખો, હવે કાં જોગ દેખાડે;
કૂપ માંહે ઘડો પાણી, રજ્જુ વેરી હોય તે વાહાડે.
હરિની. વિર. નંદનંદન. ૬
મેઘશ્યામ મુખ શરદ નિશાયે, અધરામૃત રસ પાયાં;
ઉદ્ધવ અમો બેહેદેને રાગે, ઘરથી ધંધેળાયાં.
હરિની. વિર. નંદનંદન. ૭

(દેશી ચાલતી)

સત્યજી ઉદ્ધવ તમે કહ્યું, અમો અમારી બુદ્ધિ સારું લહ્યું;
મુગ્ધપણું તે હજીએ નવ ગયું, નંદસૂતુને રૂપે મારૂં મન ગ્રહ્યું. ૧

ઢાળ

ગ્રહ્યું મન જે ગાંઠ બાંધી, આજ કહો ક્યમ છોડીએ;
જેને હંસ કલ્પના સબળ છે, તેને અબળ કહો કયમ મોડીએ. ૨

વ્રજનારનું મન કૃષ્ણ સરખું, વિધાતાએ સબળ જડ્યું;
તે રહ્યું રૂડીપેર કરીને, કયમ ન જાયે ઊચડ્યું. ૩
પ્રીતિ પેલા ભવતણી, તે આજ કયમ અળગી થશે;
રંગ બેઠા ચોલનો, તે દેહિ સાથેથો જશે. ૪
અમને રખે તમો હસો ઉદ્ધવ, આજ અતિ રૂડું થયું;
અમ વિયોગણીને યોગ કહાવ્યો, વળી કહો કૃષ્ણજીએ જે કહ્યું. ૫

## કડવું ૨૨ મું

અમ દુઃખણીશું ઉદ્ધવ એમ ઘટે, પેર ન જાણી વાણી પલવટેઃ
આંસુ અસમર્ધા નયણે ઊલટે, મન્મથ પીડે દેહડી આવટે. ૧

ઢાળ

દેહડી આવટે કટાવ કરીને, નાથ ભલો ભવાડશું;
પણ જોગનાં ઉપસ્કરણ ઉદ્ધવ, કહોને કયાંથાં કહાડશું? ૨
જે કહે તે વહે વીરા, રીત એવી જાણજો;
દંડ મુદ્રા ભસ્મ શિંગી, વેગે શોધી આણજો. ૩
મુકુંદે મોકલ્યાં હોય તો, આજ અમને કૃપા કરો;
ઉદ્ધવજી ઓશંકતા, તમે રખે રાખો પટંતરો. ૪
વૈરાગ્ય ભરીઆં વિષય આવે, દિવસ દોહેલે કયમ વટે;
અમો સર્વસ છાંડી પ્રીત માંડી, તો અસ દુઃખણી શું ઉદ્ધવ એમ ઘટે. ૫

## કડવું ૨૩ મું—દેશી ચાલતી

કહોને ઉદ્ધવજી આજ, અમો કયમ કરૂં, હવડાં પ્રપંચ કેઈ પેરે પરહરૂં?
અબળા એકલડાં કહો કયહાં નીસરૂં? કયાં કયાં જોઉં, કોને અનુસરૂં? ૧

ઢાળ

અનુસરૂં કોણ દેવને, જો કર્મે અમારે હરિ લખ્યો;
છૂટશે ક્યમ છાંડતાં, જો અમો આદે આળખ્યો. ૨
જે લખ્યા છઠ્ઠી રાતના, તે આજ ક્યમ પાછા થશે
એના રૂપ સાથે રંગે રમતાં, મુક્તિ તો અમને હશે. ૩
હાયમાંથી હારવીને, પાસે કહો ક્યાં માંડીએ?
રત્ન કોટે હાર કહાનો, શે વશેખે છાંડીએ? ૪
છાંડતાં નવ છૂટીએ, અમો સત્ય વાણી ઓચરૂં;
અવિગતની આરાધના, તે કહોને ઉદ્ધવ ક્યમ કરૂં? ૫

### કડવું ૨૪ મું–દેશી ચાલતી

ગુણ અચ્યુતને તત્ક્ષણ તન ગ્રહ્યું, દૂભણ ભાગી મન નિર્મળ થયું;
તમે તો ઉદ્ધવ અતિ ઉત્તમ કહ્યું, મોક્ષાર્થીને મન લાગી રહ્યું. ૧

ઢાળ

રહ્યું લાગી મંન તે તો, તમે ઉદ્ધવજી સુણો;
પણ મુક્તિ પોહે ભક્તિ માંહે, ભાવ વીરા છે ઘણો. ૨
જ્ઞાન નહિ તે સદા ઘેલા, ભક્તિનો જે દ્રોહ કરે;
ભક્તિ નહિ તે સદા ભૂલા, જ્ઞાનદીપ નીરાકરે. ૩
નિજ ભક્તિ ને જ્ઞાન બેહૂ, ઠામે એકે જ્યાં વસે;
મુકુંદ પદવી તેણે પામી, સાંભળી ઉદ્ધવ મન હસે. ૪
મારા બાપજીના સંમ જો, જાતાં શ્રીકૃષ્ણે એમ કહ્યું;
આલય લાગી આવવા, તેણે લોભે મન લાગી રહ્યું. ૫

### કડવું ૨૫ મું–રાગ સારંગ (૮)

પ્રીત બની હૈ ઐસી નીકી ટેક.
નાહીં રી ઉધો દિવસ ચારકી,
મોહે તો પેલે ભવકી, પ્રીત બની હૈ ઐસી નીકી. ૧
દિન દિન પ્રીતિ બઢી જાએ ઉધો, તિલ કયો આ તન છૂટે;
અબનિશિ ગાંઠ પડી માધોસું, નવિ છૂટે તન તૂટે.
પ્રીત બની હૈ ઐસી નીકી. ૨
માધો બિન મેરે હૈએ ઉધો, ઉર ના કોય સુહાયે;
બિબિધિ રૂપ છાંરી મેરે નયનાં, સ્વરૂપ શ્યામકો ચાહે.
પ્રીત બની હૈ ઐસી નીકી. ૩
બચન પરાયે સુનત દુઃખ ઉપજે, હરિલીલા બિન સોઈ;
બેહેદે પ્રભુ બિનારી ઉધો, બાની સફલ ન હોઈ.
પ્રીત બની હૈ ઐસી નીકી. ૪

(દેશી ચાલતી)

તમો તો ઉદ્ધવ અતિ ઉત્તમ કહ્યું, રખે એમ જાણો વેહેતે જળે ગયું;
હરિનાં હુતાં તેમણે સર્વ લહ્યું, ભુવને પધારો વીરા અસુર થયું. ૧

ઢાળ

અસુર થયું અરોગવા, તમે ઘણા દિવસ ગોકુળે વસો;
અમ દુઃખણીનાં કથન કાલાં, રખે સંભારી હસો. ૨

નિત્ય નવાં નૈવેદ્ય ભોજન, સેજ આસન અતિ ધરી;
ઉદ્ધવને અચ્યુતની પ્રીતે, પ્રેમે પેખે સુંદરી. ૩
પ્રાતઃકાળે ગોવાળ ઉદ્ધવ, વૃંદાવનમાં સાંચરે;
હરિક્રીડાનાં ઠામ દેખી, સંભારી શોચ્યા કરે. ૪
ઉદ્ધવ કહે મુજ ઉગ્ર તપનું, આજ આ મેં ફળ લહ્યું;
વ્રજ ઉપકંઠનો સંગમ પામ્યો, વિચારી ઉદ્ધવે એમ કહ્યું. ૫

કડવું ૨૬ મું–દેશી ચાલતી

ગોપી ગોવાળા ઉદ્ધવ એમ કરે, દિન દિન ઊઠી વન વન સાંચરે;
પગલે પગલે પ્રભુને પરવરે, જે પદ બ્રહ્મા શિવજી અનુસરે. ૧

ઢાળ

અનુસરે જે અમરપદને, પ્રેમે પેખે સુંદરી;
આપણે કૃષ્ણે જુઓ ઉદ્ધવ, આંહી જે ક્રીડા કરી. ૨
બકી પીધી, શકટ મોડ્યો, તૃણાવર્ત તત્ક્ષણ હણ્યો;
વચ્છ બકનો અંત કીધો, હણ્યો ભય સેવક તણો. ૩
બકાસુરની ચાંચ કાઢી, વતરડી વીડારીઓ;
ઉદરમાંહે વૃદ્ધિ પામી, એમ અઘાસુર મારીઓ. ૪
પછે આંહી પધારીઆ તે, અમોને નવ વીસરે;
ઉદ્ધવતણે કાલે હવું તે, હરિ વિના હવે કોણ કરે. ૫

કડવું ૨૭ મું–દેશી ચાલતી

ઉદ્ધવ અમને બ્રહ્મ ગયો હરી, વચ્છ ગોવાળાં સઘળાં સાંભરી;
નવાં નીપાયાં એણે નરહરી, વાર ન લાગી એકે ક્ષણ ખરી. ૧

ઢાળ

અધક્ષણમાંહે અનંતરૂપે, પ્રેમે ગોકુળ આવિયા;
અસન મજ્જન તિલક અંજન, વચ્છ નાના ધાવિઆ. ૨
અમને એક વરસ રાખી, જોવા મધુવને આવીઆ;
કમલભૂને કર્મ લાગ્યું, વંનવંન ભમાડીઆ. ૩
વિરંચી નવ ઓળખે, જે વચ્છગોપ કીયાં ખરાં;
કૃષ્ણકેરે ચરણે લાગી, બોલીઆ ગદગદ ગિરા. ૪
પ્રજાપતિ કહે મંદધી મેં, અવિદ્યા પ્રભુશું કરી;
તું તો એક અનેક અવિગત, બુદ્ધિ મારી માયાએ હરી. ૫

## કડવું ૨૮ મું-દેશી ચાલતી

અદષ્ટ વિચારેજી ઉદ્ધવ આપણાં, અકલ ચરિત્ર છે નંદનંદનતણાં;
ગણના કરતાં નવ લાભે ઘણાં, બ્રહ્માંડ કીધાં શ્રીકૃષ્ણે અતિઘણાં. ૧

ઢાળ

અતિઘણાં બ્રહ્માંડ કીધાં, જુજુવાં જે પશુપતિ;
સકલ લોક દિગ્પાલ સરસા, મુનિ સહિતા સરસ્વતી. ૨
એકેકા વત્સગોપપ્રત્યે, એમ અહીં લીલા કરી;
હંસારૂઢે એમ કહ્યું, અદ્ભુત ચરિત્ર તારાં શ્રીહરિ. ૩
બ્રહ્મા બહુપેરે બોલીઆ, તે તો અમને સાંભરે;
રોષ નાવે માતને, જો બાળક બહુ અન્યા કરે. ૪
ઉદરમાંહે માતને, નિજ બાળ દુઃખ દાખે ઘણું;
અપરાધ ક્ષમા કીજે સ્વામી, હું બાળક છોરૂ આપણું. ૫

## કડવું ૨૯ મું–રાગ કેદારો (૯)

હરિ તારા ચરણની રેણરે પતિતપાવન કરે, નામે અઘતણા ઓઘ ત્રાસે;
ચરણ તજીને અવર આરાધે તો, ધાઢુઆ થાય તે ઘણું અભ્યાસે. તારા. ૧
પશ્ચમ બુદ્ધિઆ બંભ કહાવે સદા, બોલતાં બોલતાં અજ ધ્રુજે;
કૃષ્ણ આગળ રહ્યા દોય કર જોડીને, મુકુટના મણિ વડે ચરણ પૂજે. તારા. ૨
કોટિ બ્રહ્માંડની સૃષ્ટિ ક્ષણમાં કરો, કોટિ બ્રહ્માંડનો છે તું રાજ;
ઘટઘટ સકળ પ્રભુ તું જ વ્યાપી રહ્યો, સૃષ્ટિ કર્ત્તા તવ નામ સાચ. તારા. ૩
એમ અજે સ્તુતિ કરી પ્રસન્ન હૂઆ હરિ, આયસ દીધું અજ ઠામ જાયો;
એહદેના પ્રભુતણાં ચરિત્ર ઉદ્ધવ સુણો, એહ ગોવાળીઓ પ્રેમે ગાયો. તારા. ૪

(દેશી ચાલતી)

મજ્જન કરતી અહીં સર્વ સુંદરી, વસ્ત્ર હરીને કદંબે ચઢ્યા હરિ;
વચન પ્રકાશે બોલે જળ ભરી, બાહેર તેડ્યાં શ્રીકૃષ્ણે બુધ કરી. ૧

ઢાળ

બુધ કરી ચાલી ચતુર બાળી, ક્રીડા સ્થાનક કર ધરી;
પછે નિરખવા મન કૃષ્ણ કહે, તમો અતિ વરાંશી સુંદરી. ૨
પ્રણામ કરો તમો દોય કર જોડી, વસ્ત્રવિના જળમાં ગયાં;
લાજે ન સરે કાજ ઘેલી, છૂટશો નિર્લજ થયાં. ૩

ભુજ યુગમ જોડી નમી ચેડી, લજ્જા છોડી મોહ ગયો;
ગ્રહી દડો ગેડી કૃષ્ણ સાથે, રમતાં અતિ રંગજ થયો. ૪
હરિ હસે બાળી અતિ રસાળી કામના અંગી કરી;
ઉદ્ધવજી આ તેહ જળ થળ, કરતાં ક્રીડા કૃષ્ણ ને સુંદરી. ૫

કડવું ૩૦ મું–દેશી ચાલતી

જોતા જોતા વળી વનમાં ગયા, બાંધવ બેહુ અહીં ભૂખ્યા થયા;
ઋષિને આશ્રમે અમો ત્યાં જઈ રહ્યા, હરિના સેવક તેમણે નવ લહ્યા. ૧

ઊથલો

નવ લહ્યા સેવક મંદધીએ, અમો પાછાં આવીઆં;
ઋષિનારીએ તવ દયા કીધી, અન્ન પોતે લાવીઆં. ૨
આણે ઠામ બેસી હરિ જમ્યા, અહીં જમ્યા સર્વ ગોવાળીઆ;
ઋષિનારને તવ દયા કીધી, પ્રેમે પાછાં વાળીઆં. ૩
એકવાર સર્વ ગોવાળ ઉદ્ધવ, તાલવનમાં સાંચર્યા;
ધેનુક નામે દૈત્ય તેના, પ્રાણ બળદેવે હર્યા. ૪
એકવાર આણે જળે પેશી, નાગશિર નટુવા થયા;
કાલિંદી દ્રહ નિર્વિષ કીધો, કુટુંબ સઘળાં તળે ગયાં. ૫

પદ ૩૧ મું–દેશી ચાલતી

અહિં અમો રાખ્યાં સઘળાં દાઝતાં, ઉપર એને અમો અતિ ગાજતાં;
હસવે હરિને અમો ન ભાજતાં, જીવન જમલાં અતિ વિરાજતાં. ૧

ઊથલો

વિરાજતાં ને વિચરતાં, આનંદ કરતાં અતિ ઘણો;
એક વારનો આ ગિરિ ધરીને, ભય નિવાર્યો વ્રજતણો. ૨
એક વાર કૃષ્ણે નંદ છોડ્યા, વૃક્ષ મોડ્યા રીખતાં;
ઉદ્ધવજી હવે અમને કાંઈ, ઉગર્યું નહિ હરિ જતાં. ૩
એકવાર અમને કૃષ્ણે ઉદ્ધવ, ભાંડીર વટ દેખાડીઓ;
ગોપ થઇને પ્રલંબ આવ્યો, હેલાં રામે મારીઓ. ૪
અહિં શંખચૂડ નિપાતીઓ, સહુ ગોપિકાને હરી જતાં;
અમ કાજે દવ દ્રયવાર પીધો, જાણ્યું રખે અમારા દાઝતાં. ૫

કડવું ૩૨ મું–દેશી ચાલતી

વળી એક અદ્ભુત ઉદ્ધવજી સુણો, બોલ પ્રમાણ્યો વહાલે આપણો;
શશિયર ઊગ્યો શરદ નિશાતણો, વંશ વજાડી મોહ લાવ્યો ઘણો. ૧

ઢાળ

વંશ વાઈ મોહ લાયો, જોવા ચાલી ભામની;
વિપરીત આભર્ણ અંગે પેહેર્યાં, કામવશ થઈ કામની. ૨
ઉન્મત્ત થઇને નીસરી, સ્નેહ પામી સુંદરી;
કટાક્ષ કરતાં કૃષ્ણને તવ, કામના અંગીકરી. ૩
રંગરેલ વહાલે બોલ બાધે, માન અતિ અમને થયું;
ત્રૈલોક્ય સુંદર રત્ન મારૂં, કાચને સાટે ગયું. ૪
તવ વિરહ પામી શોક કીધો, વિલાપ કીધો અતિ ઘણો;
તેણે કાળે જે હવું તે, તમો ઉદ્ધવજી સુણો. ૫

કડવું ૩૩ મું—રાગ દેશાખ

નાથ ગયો મારો સાથ તજી મારો, પાપી પ્રાણ ન જાય હજી;
અમો સઘળી નવિ ઈશ ભજી, વૈરી રુદે ન ફાટે વજ્ર હજી. ૧
વલવલતી દીસે વિરહિણી, અમો પુછણે ચાલી વૃક્ષ ભણી;
ઍહાં વિકશી દીઠી કેલિ ઘણી, કહ્યું આ તે નારી નાથ તણી. ૨
અરે આપણ સખિયો પાપણી, શે ન સરજી સઘળી સાપણી;
ગોપી લડસડતી ડગલાં ભરે, તેનાં ઉર ભીંજે આંસૂ ઝરે. ૩
મુખે હરિ હરિ એમ ઊચરે, શરીરની શુદ્ધિ નવ કરે;
હરિકેરે વિરહે જે મરે, તે ભૂતળે દેહી નવ ધરે. ૪
અમો વનની માંહે રડવડી, જ્યમ વાયે વિકશી કેલિ પડી;
ઍમ બેહેદે પ્રભુ વિન દેહડી, મનસુખ નહિ ઉદ્ધવ અધ ઘડી. ૫

(દેશી ચાલતી)

પછી અમો ઉદ્ધવ બહુ વિનય કર્યા, મધ્યેથી પ્રગટ્યા હરિ પ્રેમે ભર્યા;
બુદ્ધિ કરીને અમ સહુને વર્યા, તાપ અમારા પેરપેરના હર્યા. ૧

ઢાળ

હર્યાં તાપ અનંત રૂપે, ઘણે રંગે રમાડીઆં;
સુરનર મુનિજન માંહે ઉદ્ધવ, અમો ભલાં ભવાડીઆં. ૨
તેણે કાળે જે હવું, અમો કહી ન શકું તેટલું;
મધુવન અતિ વિરાજીઉં, વૈકુંઠ કોટિપેં ભલું. ૩
વળી વળી છે તે કયમ કહું, પછે જળતણી ક્રીડા કરી;
બ્રહ્મરયણી વને રાખી, પ્રાતે ઘેર ગઈ સુંદરી. ૪

પ્રાકૃતની પેરે અંગે મારે, પોઢતા નિદ્રા ભર્યા;
ઉદ્ધવજી અમ સાથે કૃષ્ણજીએ, ભાવ પેરપેરના કર્યા. ૫

કડવું ૩૪ મું—દેશી ચાલતી

આ જુઓને ઉદ્ધવ ગતિ ગબડી તણી, ધાગડ ધૂની ખાંત હુતી ઘણી;
અહિં અમો રમીઆં આંખ મીંચામણી, ભાત લઇ આવ્યાં અહિં અમો હરિ ભણી. ૧

ઊઠ

હરિ ભણી લાવ્યાં કરમલો, અમ માંહે બેશી જમતો;
તે મદે માતો કંઠે લાતો, રંગે રાતો રમતો. ૨
વળી વેણુ વાતો ગીત ગાતો, નૃત્ય કરતો માંહે વળી;
મળી ભાંડુ ગામડે એ, દદૂલે રમતો વળી. ૩
મલ્લવિદ્યા મળી રમતો, મેઘની પેર ગાજતો;
કપિતણી પેર ફાળ ભરતો, ગોપમાંહે વિરાજતો. ૪
અહીં બઈ ગુંજા શીશ ધરતો, થાત શોભા અતિઘણી;
નટવેશ ધરતો વિચરતો, વળી રમત એની છે ઘણી. ૫

કડવું ૩૫ મું—દેશી ચાલતી

તસ્કર થઇને વ્યોમ પધારીઓ, શ્રીકૃષ્ણે તે મરડી મારીઓ;
શૃંગ ધરીને અરિષ્ટ સંહારીઓ, કેશી સરખો દુષ્ટ વિડારીઓ. ૧

ઊઠ

વિડારીઆ એણે દુષ્ટ કોટી, વાત મોટી હરિતણી;
દેખાડીઉં વૈકુંઠ અમને, દયા કરતો અતિઘણી. ૨
મૃત્તિકામિશે વદનમાંહે, ચૌદ લોક પ્રકાશતો;
એના જન્મથી જાતાં લગે, અદ્ભુત ઉચ્છવ અહિં હતો. ૩
એકવાર નારદ આવીઆ, કાંઈ વાત હરિ સાથે કરી;
તેણે સમે તત્કાળ સાંઝે, અક્રૂર આવ્યો રથ જોતરી. ૪
પ્રાણ અમારા લઈ ગયો, અમો પરવશ્યાં બહુ વારીઆં;
તેણે કાળે એવું ભાખતાં, અક્રૂર લેઇ પધારીઆ. ૫

કડવું ૩૬ મું—દેશી ચાલતી

પલવટ વાળી અમો પૂઠે પળી, જીવન જાતાં થઈ અતિ આકળી;
બોલે પ્રભુને અમો પાછી વળી, શુદ્ધિ તો હરિની તમથી સાંભળી. ૧

ઢાળ

સાંભળી સંતોષ નોહે, મળ્યા વિન મન નવ ઠરે;
કહે ગોપી ઉદ્ધવને તવ, અસમર્થાં આંસૂ ખરે. ૨
અક્રૂર ને તમ વચ્ચે ઉદ્ધવ, વિગત તો દેખું ઘણી;
સગપણ છે કાંઈ વેગળું, પણ સહજ બુદ્ધિ આપાપણી.* ૩
દૃઢ બુદ્ધિ સખિયો તમતણી, હવે શીખ દ્યો મુને ચાલવા;
સમર્થ તેણે સમે ન દીસે, વદને વાણી બોલવા. ૪
અતિ પ્રેમે ઉદ્ધવ પૂજીઆ, પછે નંદાદિક નમીઆં વળી;
કહે ગોપી લાજ લોપી, ઉદ્ધવને પૂઠે પળી. ૫

કડવું ૩૭ મું–રાગ મેવાડો

ઉદ્ધવ સાથે એક સંદેશડો, કહાવે ગોકુળનીરે નાર;
કીયા દિવસનાં શ્રીહરિ રૂશણાં, ધરી રહ્યા હૃદય મુઝાર. ૧
એકવાર આવો આણે નેસડે, ગોકુળ પોતાનું જાણિ;
નાવો તો નંદજીની આણ, વ્રજને તું ધન ધન પ્રાણ.
એકવાર આવો આણે નેસડે. ૨
કોકેરાંરે સ્વામી અમો કોતણાં, કોણ કરે અમારી સાર;
ધણી વિનારે જ્યમ ત્યાં ધલહરાં, ત્યમ તુજ વિના વ્રજનાર.
એકવાર આવો. ૩
વ્રજને કાજે ગિરિ તે કર ધર્યો, પાવક પીધો દૂયવાર;
એહેદેના પ્રભુને કેહજો એટલું, ગોકુળને તારો આધાર.
એકવાર આવો. ૪

(દેશી ચાલતી)

ઉદ્ધવ કહેજો હરિને એટલું, દુખ દઈ ગયા છો સાગર જેટલું;
વળી વિનવજો જાણો તેટલું, કહેજો હરિને કીધું અતિ ભલું. ૧

ઢાળ

ભલું હવું જે ભરમ ભાગ્યો, હેજ જાણ્યું હરિ તણું;
ઉદ્ધવજી તમો સાંભળો, એ થોડા માંહે છે ઘણું. ૨
પ્રાણ અમારા હરિ કને, અમો લબ્ધ આશાએ જીવતાં;
વિસાર† સો તન છૂટશે, હો ઉદ્ધવજી તમને જતાં. ૩

---

* અર્થાત્ આપઆપણી. † સો વસા.

કર્મને વશ દેહિ છે તે, ભોગવ્યા વિન ક્યમ પડે;
એકવાર હરિ જો મોકલો, ઉદ્ધવજી આણે નેસડે. ૪
પ્રીત હોય જ્યાં જેટલી, હરિ રૂશણું ત્યાં તેટલું;
અધક્ષણ સુખ નહિ કૃષ્ણ પાખે, ઉદ્ધવ કહેજો હરિને એટલું. ૫

કડવું ૩૮ મું-(દેશી ચાલતી)

મધુકર મોહ્યો મધુવને શાભણી, કમલી અનુપમ વ્રજ હૂતી ઘણી;
પેર ન જાણી અમોએ હરિતણી, વળી વળી વિલપે વિરહે વિરહિણી. ૧

ઊથલો

વિરહિણી ઉર કામ પીડે, હરજી હૈયે જાણજો;
દુઃખે દાધી દામણી, અમ ઉપર કરુણા આણજો. ૨
યૌવન જાએ જૂનું થાએ, હાણ મોટી અમને;
ઉદ્ધવજી હવે લાજ મૂકી, આજ કહું છું તમને. ૩
યૌવન જાય ને નાથ ન મળે, તે અમો ન શકું ખમી;
ગુણ અમારી કૂપ છાયા, કૂવામાંહે વીસમી. ૪
અવસર ચૂક્યો મેહુલો, તે વાત શી વૂઠ્યા તણી;
યૌવનજઈ શિર શ્વેત થાયે, તે વારે આવજો ગોકુળ ભણી. ૫

કડવું ૩૯ મું-દેશી ચાલતી

રખે કાંઇ કહેતાં ઉદ્ધવ વીસરે, તૃપ્તિ ન પામે નયણે જળ ઝરે;
અન્યો અન્યે મન સહેતાં કરે, શુદ્ધિવિન શ્યામા સહુએ ઊચરે. ૧

ઊથલો

ઉચરે જે વતી અમારી, સાંઇ દેજો નાથને;
ઉદ્ધવ નયણે નીર પૂરે, વળી નમે વ્રજ સાથને. ૨
આજ્ઞા માગી વળ્યા ઉદ્ધવ, સખી સર્વ સુની થઇ;
મધુપુરે જઈ મહારાજને, ઉદ્ધવે શુદ્ધ સઘળી કહી. ૩
ઉદ્ધવ કહે મુજ એક રસના, મંદધી ન શકું કહી;
ગોપિકાનો પ્રેમ કહેવા, શેષ તો સમરથ નહીં. ૪
વ્રજનારની વાણી સુણી, શ્રીકૃષ્ણ વળતા ઊચરે;
કુરુક્ષેત્રમાંહે મળશું ઉદ્ધવ, ગોપિ ક્રમે ન વીસરે. ૫

કડવું ૪૦ મું-દેશી ચાલતી

ઉદ્ધવ સાથે સખિયે કહાવીઉં, શ્રીકૃષ્ણજીને મન તે ભાવીઉં;
કુરુક્ષેત્રમાં સાં સહુ આવીઉં, ગોપી કેરૂં મંન મનાવીઉં. ૧

ઢાળ

મનાવ્યું મન મંદધીનું, રાંક જે રગતાં ઘણું;
ચક્ષુરહિત અનુદિન કથા કરવા, કોડ ભ્રમરગીતા તણું. ૨
અર્થ હું એકે ન જાણું, પ્રભુએ કહેવરાવ્યું તે કહ્યું;
નર નાર ગાયે સાંભળે જે, તેનું કુળ પાવન થયું. ૩
સંવત (૧૬૦૯) સોળનવોતરો, વૈશાખ શુદ એકાદશી;
સોમવારે ગ્રંથ પહોત્યો, હરિકથા મોરે મન વશી. ૪
કવિજન કેરૂં કષ્ટ ભાગ્યું, ચિંતામણિ કરી આપીઉં;
મહીદાસ સુત બહેદે કહે, કૃપા કરી શ્રીહરિ કહાવીઉં. ૫

પદ રાગ વસંત (૧૨)

સંવાદ ગોપી ઉદ્ધવતણો, જેનું ભાગ્ય હોય તે શે ન ભણો;
ભણો નહિ તો પ્રેમે સાંભળો, સાંભળતાં રસ છે અતિ ઘણો;
રઢિયાળો રાસ સોહામણો, મુખ મંડન શ્રીહરિતણો. ૧
હીર સખર દોરી વણી, વિદ્યા મુગતે કીધી ઘણી;
વચવચમાં રચના છે ઘણી, રચી રચના ભ્રમરગીતા તણી. ૨
બસેં બ્યાસી પદ બાર રાગ, મૂક્યા એકાદશ જોઈ ભાગ;
ચાળીશે કડવે સમ વિભાગ, ફળ ગાતાં બહેદે કહે કોટિયાગ. ૩

ભ્રમરગીતા સમાપ્ત

# વલ્લભ ભટ્ટ

એ કવિએ ગુજરાતી કવિતામાં પહેલા ગરબા ગરબી દાખલ કીધાં છે.

## શણગારનો ગરબો

પ્રથમ પાર્વતીના પુત્રને, પાયે નમું રે લોલ;
દીન જાણિ વાણિ દીજીએ, કહું સમું રે લોલ. ૧
સરસ્વતી તણાં ચરણ, પ્રતાપથી રે લોલ;
નવે નીધ રીધ સીધ, આપો આપથી રે લોલ. ૨
કરું ગાન ધરું ધ્યાન, બહુચરાતણું રે લોલ;
કરો સાર વાર વાર શું, કહું ઘણું રે લોલ. ૩
આજ બહુચરાજિ માત, ગરબે રમે રે લોલ;
સૂરનર મુનિવરે, સર્વને ગમે રે લોલ. ૪
માજી રૂપ રાધિકાથકી, ઘણું બણી રે લોલ;
કોટિ કામ શશિ સૂર્યની, છબી હણી રે લોલ. ૫
શત રોહિણી રનાદે, આદિ સુંદરી રે લોલ;
પલક પલવટે ઉમા રમા, પુરંદરી રે લોલ. ૬
વેણ વાસુકી સરીખી, શિશ રાજતી રે લોલ;
ક્ષુદ્ર ઘંટ ગોફણા ને, મધ્ય ગાજતી રે લોલ. ૭
ભરી માંગ મૂગતા તે, મહા મૂલ્યની રે લોલ;
રાજે રાખડી રુડી તે, રત્ન તુલ્યની રે લોલ. ૮
કુલી ખેટલી સેંથો ભર્યો, સમો પડ્યો રે લોલ;
ચાક ચમરીશું ચોટલો, કટી અડ્યો રે લોલ. ૯
સ્વરણ સિંદૂર આકાર, સર્વ સીપના રે લોલ;
સોળ શોભિતા શણગાર, સર્વ નીપના રે લોલ. ૧૦
કાને વાળિયો જડાવ, ઝાલ ઝુમખા રે લોલ;
જોતિ મોતિયે પરોવ્યાં, લુંબે લુંમખા રે લોલ. ૧૧
સોના સાંકળી સરી, શિક્કા—જડામણી રે લોલ;
કોર તોરણ મોતિની, દિસે દામણી રે લોલ. ૧૨
તેજ શું કહું તાટંકતણે, લોલકે રે લોલ;
કળાફુલ જડ્યાં નંગ, તે અમૂલકે રે લોલ. ૧૩

અર્ધચંદ્રમાં કપોળ, શું કહું કથીરે લોલ;
ચૌદ ભુવનમાંહી બહુચરા, સમું નથીરે લોલ. ૧૪
ભાલ લાલ આડ કુમકુમની, રાતડીરે લોલ;
તપે ટીલડી કહી ન જાયે, વાતડીરે લોલ. ૧૫
ત્રિપૂટી મધ્યે સિંદૂરની, બીંદી કરીરે લોલ;
ચોખ્ખા ચોખલા કપોળ, લોલશું ભરીરે લોલ. ૧૬
ભ્રુકુટી કમાન કાન, કોરશું અડીરે લોલ;
કીર નાસિકા વિદેહિ, કરે તે ઘડીરે લોલ. ૧૭
આંખ ઉપમાને નાવે, કોઈ પલવટેરે લોલ;
વરણ્ વરણવું જે અન્ય, ઉપમા ઘટેરે લોલ. ૧૮
પદ્મ દીપક તારાના, તેજ ત્યાં ગળ્યાંરે લોલ;
મીન ખંજન મૃગ માન, મૂકિને પળ્યાંરે લોલ. ૧૯
લક્ષ લક્ષ કાંતિ તિલકની, લીલા જુવેરે લોલ;
ગોરા ગાલમાં ત્રિલોક મોહ્યાં, તાજુવેરે લોલ. ૨૦
મોહરૂપ ધર્યું બહુચરાજિ, બાળિયેરે લોલ;
ગ્રહ ચાર રહ્યા નવેસરની, વાળિયેરે લોલ. ૨૧
ગુરુ હેમ લાલ ભોમ, ભૃગુ મુક્તામાંરે લોલ;
શનિ કીકિયે જોતાં, જણાય જુક્તમાંરે લોલ. ૨૨
અધર બિંબ કે પ્રવાળ, લાલમાં મળીરે લોલ;
દંતપંક્તિ જુક્તિ દાડમ, કેરી કળીરે લોલ. ૨૩
ચળકે ચૂનિયો જડાવ, ભાવ રેખમાંરે લોલ;
વદન નિરખતાં ન આવે, મીન મેખમાંરે લોલ. ૨૪
હાવ ભાવશું કટાક્ષ, નેન સેનનુંરે લોલ;
ચિબુક ચારુ વીચ ઈંદુ, બિંદુ મેનનુંરે લોલ. ૨૫
કંઠ કોકિલા કપોત, જોત પોતનીરે લોલ;
ભાનુ જુક્તિને પ્રમાણુ, તે ઉદ્યોતનીરે લોલ. ૨૬
કોટે ચીનમાળા ચપકળી, ચમકતીરે લોલ;
ઘણી ઘૂઘરી અરીસે, દિસે ધમકતીરે લોલ. ૨૭
ગળે ઘરેણાં થાં ઘણયાં, ઘચુંબલેરે લોલ;
કનક સાંકળી તુશી દોરે, ને ઝૂમણેરે લોલ. ૨૮

હિરા સાંકળી પોશીની, સેર ચારનીરે લોલ;
મુક્તામાળા તે એકાવળના, હારનીરે લોલ. ૨૯
એ હમેલમાં હિરાના, ઝબકારડારે લોલ;
પારિજાતક મંદારકેરા, હારડારે લોલ. ૩૦
બાહુદંડ જુગમ સુંઢ, સરખા સહીરે લોલ;
હાથ હાથની હાથેળિયે, મથ્યાં મહીરે લોલ. ૩૧
અતિ અદ્ભુત અંગૂઠા, સંગ આંગળીરે લોલ;
અનૂમાનમાં આવે તે, મગની ફળીરે લોલ. ૩૨
વીશ નખ રાત દિવસે, તારા તપેરે લોલ;
અન્ય ઉપમાનો અર્થ, વ્યર્થમાં ખપેરે લોલ. ૩૩
બાંહે બાજુબંધ બેરખા ને, ફૂમતાંરે લોલ;
બાંધ્યા બાદલા બન્યા રહ્યા, ઝૂમતાંરે લોલ. ૩૪
પાણ ચૂડલો પ્રમાણ, ચતુર રંગનોરે લોલ;
અતિ અરુણ તરુણ દંત, તે મતંગનોરે લોલ. ૩૫
બાહૂ કોરમાં જડાવ, લાલ લંકણીરે લોલ;
મધ્ય માણેક હિરાની, હાથ કંકણીરે લોલ. ૩૬
હાથે પોચિયો જવાળી, ભાળિ કંગણીરે લોલ;
છલા છાપ આરશી, અતિ સુચંગનીરે લોલ. ૩૭
ઊર ઓપતું રસાળ, તે વિશાળનુંરે લોલ;
કમળ કોશકુચ અગ્રમાં, મરાળશુંરે લોલ. ૩૮
કંચુકી કનક તાર, હારશું બનીરે લોલ;
ચુવાચંદન ચરચીત, શોભે શોભતીરે લોલ. ૩૯
લેંઘો લાહ્યનો પેર્યો તે, રંગ જૂજવેરે લોલ;
કસબ કોર જોર સાળુ, કશુંબે ચુવેરે લોલ. ૪૦
પેટ પોયણી પ્રમાણ, ક્ષીણ લ્હેકણીરે લોલ;
સજી મેખળા રસાળ, કશી કિંકણીરે લોલ. ૪૧
ઉદર ઉપર તે ત્રીવળી, વળી રહીરે લોલ;
ગિરિશ્વેત દેહ મધ્ય, ત્રિવેણી વહીરે લોલ. ૪૨
નાભિ કોમળ કૂવો, કર્યો સુમારનોરે લોલ;
ભર્યો વારિ તે અખૂટ, ઇંદુસારનોરે લોલ. ૪૩

કંઠ હેઠ હેઠ વાસો તે, એકત્ર છેરે લોલ;
અધો મૂખનું અખંડ, કેળ પત્ર છેરે લોલ. ૪૪
કટી કેસરી હરિ, નિતંબ દળીરે લોલ;
જંઘા જુગમ તે અધો મુખે, છે કદળીરે લોલ. ૪૫
ચારુ ચરણામાં ચિત્ર લખ્યાં, . લોલ;
પગ આંગળાં વળ્યાં, ચંપા કળી જશારે લોલ. ૪૬
ભરી જાવક કટોરિ હેમ, નાનિયોરે લોલ;
ઈંદુ બિમ્બને આકારે, એડિ પાનિયોરે લોલ. ૪૭
જેહર લંઘર તોડાલે, ઘૂઘરી તળેરે લોલ;
પાગે નેપુર ને વીછુવે, મુનિ ચળેરે લોલ. ૪૮
નયણે કાજળ સાર્યાં તે, કુમકુમ રોળશુંરે લોલ;
મંદ હાસ્ય કરે મુખ ભર્યાં, તંબોળશુંરે લોલ. ૪૯
ઠરી ઠાઠ આઠ આઠ, સખી સંગમાંરે લોલ;
બાળી બહુચરા કલોલ, કરે રંગમાંરે લોલ. ૫૦
કરે ગાન તાન પાન–પાત્ર હાથમાંરે લોલ;
રમે રમક ઝમક ઠમક, સખી સાથમાંરે લોલ. ૫૧
દંત ઘૂઘટ ગ્રહી રહી, રસાળિયોરે લોલ;
એક એકથી લે હાથોહાથ, તાળિયોરે લોલ. ૫૨
કેશપાસ કશી વાળિયા, અંબોડલારે લોલ;
ફેર ફૂદડી ફરે ને લે, હંબોડલારે લોલ. ૫૩
એ અખંડ ખેલ ખેલે, બાળિ બહુચરીરે લોલ;
ત્રણે દેવ લે છે વારણાં, ફરી ફરીરે લોલ. ૫૪
વિષ્ણુ વાંસળી વગાડે, શબ્દ નાદશુંરે લોલ;
ડાક વગાડે મહાદેવ, મરજાદશુંરે લોલ. ૫૫
ધરી પાણિ પોથિયો, તે મહા મૂનમાંરે લોલ;
બ્રહ્મા વેદ ભણે મૂખ, ચારે ધૂનમાંરે લોલ. ૫૬
પુષ્પ ચંદન વરસાવે, વળી દેવતારે લોલ;
અઠ્યાશી–સહસ્ર ઋષિ, ચરણ સેવતારે લોલ. ૫૭
ગિરિશ્વેત તજી સેવક, કાજે ધશીરે લોલ;
કળિ કાળમાં ચુંવાળમાં, આવી વસીરે લોલ. ૫૮

ભૂર શું લહે ભવાનીકેરા, ભેદનેરે લોલ;
આદ્ય અંત એ અગમ્ય, વાદ વેદનેરે લોલ. ૫૯
આ અખંડ ગરબો ગાય, જે કોઈ માનવીરે લોલ;
ચરણ ચરણને ઉચારે, સ્નાન જાહ્નવીરે લોલ. ૬૦
નવે નિદ્ધ રિદ્ધ લીજીએ, ઓવારણાંરે લોલ;
દેવી વાંઝિયાં બંધાવે, દ્વાર પારણાંરે લોલ. ૬૧
મન મોળાં ગોખ ચાચર, સોહામણેરે લોલ;
ભટ વલ્લભ મેવાડે, માને ભામણેરે લોલ. ૬૨

## કળિકાળનો ગરબો

પરમેશ્વરીને પાયે પડી હો બહુચરી, કહું કળિજુગનાં કર્મ;
અકલ નથી કાંઈ એવડી હો બહુચરી, શક્તિ રાખજો શર્મ. ૧
જીવનું જીવન તું જડી હો બહુચરી, મૂરખ નવ લે મર્મ;
અવતારીને આ ઘડી હો બહુચરી, આઇજિયે રાખ્યા ધર્મ. ૨
આ દિન દુઃખ દેખડાવિયાં હો બહુચરી, જનમી કીધા જોખ;
સમે સરવ સપડાવિયાં હો બહુચરી, ગુણવંત કીધા ગોખ. ૩
હવે હૈયું નથિ ચાલતું હો બહુચરી, કઠણ જ આવ્યો કાળ;
તું વિના કો નથિ ચાલતું હો બહુચરી, પ્રજા થઈ પિંડપાળ. ૪
કળિજુગ આવ્યો કોપતો હો બહુચરી, કરવા શુભ સંહાર;
લાજ મર્યાદા લોપતો હો બહુચરી, ભ્રષ્ટ કર્યા આચાર. ૫
દુર્મતિ દીધી દેશને હો બહુચરી, સુમતિ કરાવી તાજ;
વિપરીત ધારી વેશને હો બહુચરી, કળી કરે છે રાજ. ૬
પ્રથમ પહાણ વરસાવિયા હો બહુચરી, પછે પૃથ્વી ડુબાઈ;
કાળે દુકાળે આવિયા હો બહુચરી, પ્રજા ન પ્રીછે કાંઈ. ૭
કુમારગ સૌ ઉલટે હો બહુચરી, તજી સુમારગ પંથ;
રહે કુકર્મ કુળે ઘટે હો બહુચરી, અરે ન આવે અંત. ૮
મહાજન મોટાં મહેશ્વરી હો બહુચરી, માને બધા માનંત;
ત્રુઠ્યાં દેખીને તપેશ્વરી હો બહુચરી, જાત ન જાણી અંત. ૯
ગૌબ્રાહ્મણ સેવા તજી હો બહુચરી, જોગી જતિને ધાય;
હાણ હોય નવ લે હજી હો બહુચરી, લક્ષ્મી લહેર જાય. ૧૦
કથા કહે કુપાત્રને હો બહુચરી, ગમે જોષીના જોશ;
જોડું તજી જાય જાતરે હો બહુચરી, દિલમાં ન ગણે દોષ. ૧૧

ઉંચ નીચ એકઠા મળિ હો બહુચરી, બેસે બહુ એકાંત;
માને મનમાની રળિ હો બહુચરી, જાણી ન આણે ભ્રાંત. ૧૨
હિંદુ તરકમાં એહવી હો બહુચરી, સમજ્યા સારોધાર;
જાત ન જાણી જૂજવી હો બહુચરી, વરત્યો એકાકાર. ૧૩
ધર્મ ગયો ધરણી ધશી હો બહુચરી, પુણ્ય ગયું પાતાળ;
પાપ રહ્યું ભ્રૂતળે વસી હો બહુચરી, નર નારી વૃદ્ધ બાળ. ૧૪
દયા દેવ લોકે ગઈ હો બહુચરી, દિસે નહીં લવલેશ;
કૂડાં કર્મ કરે કંઈ હો બહુચરી, અવર ન દે ઉપદેશ. ૧૫
સત્ય રહ્યું સંતાઇને હો બહુચરી, સૂઝે નહીં સ્વલ્પ માત્ર;
ઘટમાં રહ્યું ઘુંટાઇને હો બહુચરી, કળિયે કિધાં કુપાત્ર. ૧૬
શત્રુ સગાં સંસારમાં હો બહુચરી, વધ્યું વાલામાં વેર;
અવલોકો આ વારમાં હો બહુચરી, કળિ કરાવે કેર. ૧૭
પ્રીતની રીત બધી ઘટી હો બહુચરી, સ્વારથીયો થયો સ્નેહ;
માયા મનમાંથી મટી હો બહુચરી, તુરત દગો દે તેહ. ૧૮
વ્યભિચારી વાધ્યા ઘણા હો બહુચરી, કુળમાં ન ગણે કોય;
માઠામાં ન મુકી મણા હો બહુચરી, હદ હળાહળ હોય. ૧૯
કુળવધુ કઈ કુટિલા થઈ હો બહુચરી, ગણે ન ગુરુજન લાજ;
પૈસે પરપુરુષે ગઈ હો બહુચરી, પ્રગટ પેખતાં આજ. ૨૦
અણઘટતું અવલોકિયે હો બહુચરી, ઘટે તે ઘટતું સર્વ;
કેમ કાર કોઇને ટોકિયે હો બહુચરી, પ્રજા પૂર્વનું પર્વ. ૨૧
વય વિના વનિતા વેષમાં હો બહુચરી, ગર્ભ જ ધરે અનેક;
દશ દિવસ દાખ્યું દેશમાં હો બહુચરી, વાધ્યો વિષય વશેક. ૨૨
લક્ષણ લઘુતાનાં વધ્યાં હો બહુચરી, તુચ્છ તરુફળ થાય;
નદિયે નીર બધે ઘટયાં હો બહુચરી, આયુષ્ય અલ્પ ઉપાય. ૨૩
સંવત સત્તર સત્યાશિએ હો બહુચરી, સૃષ્ટિ તજાવ્યું સત્ય;
અકળાવ્યા અઠાશિયે હો બહુચરી, વિધવિધ પડી વિપત્ય. ૨૪
અકરાકેર અતિ થયું હો બહુચરી, માઠા વુઠ્યા મેહ;
દૈવત દુનિયાનું ગયું હો બહુચરી, દુર્બળ દીસે તેહ. ૨૫
વિત્ત વિના વસુધા કરી હો બહુચરી, રસ કસ ન રહ્યો રેષ;
અમૃતતા અળગી ધરી હો બહુચરી, સ્વાદ ન પામે શેષ. ૨૬
અન્ન અતિ મોઘાં હુવે હો બહુચરી, અધર્મ વાધ્યો અસાધ્ય;
કો કોની કરણી જુવે હો બહુચરી, એકથકી એક અગાધ. ૨૭

ઉદર થકી ઉપજાવિયાં હો બહુચરી, ઉભયતણો જે અંશ;
તે તન પેટ તજાવિયાં હો બહુચરી, વિક્રય કીધો વંશ. ૨૮
નિર્મળ જનમન નિસ્તર્યું હો બહુચરી, એજ અધિક ઉતપાત;
વિશ્વ બાધામાં વિસ્તર્યું હો બહુચરી, વિશ્વાસીશું ઘાત. ૨૯
આપી થાપણ ઓળવે હો બહુચરી, જુઠા ખાયે સમ;
ભરમે ભુરને ભોળવે હો બહુચરી, કુડાં કરે સૌ કર્મ. ૩૦
આપી સુકૃત આપનું હો બહુચરી, લક્ષ્મીથી લલચાય;
જે ધન જોઈશું પાપનું હો બહુચરી, તે ધન તેમ વવરાય. ૩૧
જે હાકેમ રક્ષા કરે હો બહુચરી, જાય તે હાકેમ હાડ;
અવળું આ જુગ આચરે હો બહુચરી, ખેતર ખાયે વાડ. ૩૨
ચોર ચાડિયા તેવડે હો બહુચરી, નગર થયું નિર્ધન;
ત્રાહિ ત્રાહિ તણિ પડે હો બહુચરી, રાત દિવસ અનુદીન. ૩૩
માણસ જ્યાં ઘણાં સુવાં હો બહુચરી, પરાં શહેર નદી પાર;
કહિ મંદિર ખાલી હુવાં હો બહુચરી, ભૂ પાસે ભયંકાર. ૩૪
દેહ ધારી દુખિયા થકી હો બહુચરી, દયા ન આણે મનં;
દિન દિન દુકૃતતા થકી હો બહુચરી, કાષ્ઠ થયાં વન વન. ૩૫
છળ છળભેદ ન છુટિયે હો બહુચરી, પ્રસર્યો બહુ જ પ્રપંચ;
ખૂટ્યામાં નવ ખૂટિયે હો બહુચરી, ખરું ન રાખ્યું રંચ. ૩૬
વાંક વિધાતાનો નથી હો બહુચરી, વાવ્યું તેમ લણાય;
આપ ન જાણ્યું આપથી હો બહુચરી, ભુંડે ભલું કેમ થાય. ૩૭
નવ દીઠું નવ સાંભળ્યું હો બહુચરી, આ દુઃખ દુનિયા માંય;
પાપ પ્રજાજનનું સળ્યું હો બહુચરી, કહો જે કહિયે કયાંય. ૩૮
ભૂતળ ભુર દેવે નહી હો બહુચરી, સૂરપુર કર્યાં પ્રયાણ;
હાજરાહજુર તમે છો અહીં હો બહુચરી, પુરુષ નમ્યા પરમાણ. ૩૯
અપલક્ષણ સંસારમાં હો બહુચરી, લોકે વાળી લીક;
અરજ સુણી આ વારમાં હો બહુચરી, બહુચર ભાંગો બીક. ૪૦
ઈંદ્ર આદિ બધા દેવનાં હો બહુચરી, કંઈ કંઈ કાપ્યાં કષ્ટ;
નીર મોભે ગયાં નેવનાં હો બહુચરી, શક્તિ રાખજો સ્પષ્ટ. ૪૧
મહાકાળી મહાકાળમાં હો બહુચરી, સુણી કરો છો સાર;
તે બળ બહુચર બાળમાં હો બહુચરી, ઉગારો આ વાર. ૪૨
હદ વળી હવે શું જુઓ હો બહુચરી, પાપે પૃથ્વી ખવાય;
સર્વનું સોમપણું ખુવો હો બહુચરી, પુણ્યે પાપ પળાય. ૪૩

કોઇક સાધુને સતે હો બહુચરી, શંખલપુરથી જાગ;
છેક વળે છે તું છતે હો બહુચરી, હોલવ બળતી આગ. ૪૪
ત્રાણ કરો ત્રિપુરેશ્વરી હો બહુચરી, તમો તમ સામું જોઈ;
પ્રીત કરો પરમેશ્વરી હો બહુચરી, ખરી આળસને ખોઈ. ૪૫
સરજ્યાં સર્વે શક્તનાં હો બહુચરી, સુરનર જાયા જેહ;
છોજી જનેતા જગતનાં હો બહુચરી, છોરુને નવ દો છેહ. ૪૬
ઉછેરીને ન ઉશેટિયે હો બહુચરી, કોઈ પ્રજા હોય પેટ;
વિષમ વેળામાં વેઠિયે હો બહુચરી, મા નહિ છૂટો નેટ. ૪૭
પાળ્યાં ત્યાં લગિ પોખિએ હો બહુચરી, પેટ તણી પરજાય;
સમર્થ લગિ સંતોખિયે હો બહુચરી, મહેરમાં ન કરો મણાય. ૪૮
ઘણી ગઈ થોડી રહી હો બહુચરી, તેમાં નિત્ય ઘટાય;
બોળિયે નહિ બાંહે ગ્રહી હો બહુચરી, પાર કરો પ્રભુતાય. ૪૯
નજર કરો નભ્યાશિયે હો બહુચરી, નગર કરો સરદાર;
વિશ્વ અવાસે વાસિયે હો બહુચરી, પરાં શહેર નદિપાર. ૫૦
મ્હો માગ્યા મેહ મોકલો હો બહુચરી, ખટ રસ નાવે ખોટ;
સર્વતણા હરિ શોક લ્યો હો બહુચરી, કરુણા કીજે કોટ. ૫૧
કામદુધા થઈ દૂજિયે હો બહુચરી, સુખ પામે સંસાર;
સમ ખાતામાં સૂજિયે હો બહુચરી, નોધારાં આધાર. ૫૨
ભૂતળ ભુરને દીજિયે હો બહુચરી, ભાત ભાત રસ ભોગ;
લાડ લડાવી લીજિયે હો બહુચરી, ભલાં ટળે વિજોગ. ૫૩
આઈઅમિ છાંટો નાંખીએ હો બહુચરી, છોરું ઢોરું ને ગ્રામ;
ભગવતિ ભવમાં ભાખિયે હો બહુચરી, સમસ્યા પૂરો કામ. ૫૪
નેઉવેથકી નારાયણી હો બહુચરી, દેશમાં દો નવનિદ્ધ;
દેવી સદા દુખદાયિણી હો બહુચરી, પરમેશ્વરી પ્રસિદ્ધ. ૫૫
ગરબો સુણી કળિકાળનો હો બહુચરી, જથા શક્તિ દે દાન;
પરતો બહુચર બાળનો હો બહુચરી, પામે ધન સંતાન. ૫૬
વરણુ અધિકાર વેદમાં હો બહુચરી, ભગવતિ બ્રહ્માણિ એક;
ઉચ્ચર્યો અધિક ઉમેદમાં હો બહુચરી, ત્રિપુરા ન તજો ટેક. ૫૭
તમે છો ત્રિભુવનનાં પતિ હો બહુચરી, સૂર સુરેશ સમાન;
વલ્લભ ગુલામની વિનતિ હો બહુચરી, સુણજો સઘળી કાન. ૫૮

# રત્નો

આ ભાવસાર ખેડાનો હતો-એની કવિતા રત્ન
જેવી ઝળકારો મારી રહી છે

## મહિના

### સાખી

કારતક રસની કુંપળી, નયણામાં ઝળકાય;
અંગ સમારે રાધિકા, મન્મથ રહ્યો શોભાય. ૧
કારતકે કંથ મેલી ગયા, સાંભળ સૈયર વાત;
ગોકુળનીરે ગોવાલણી, ઘસવા લાગીરે હાથ. ૨
વાયદા ઉપર વધતા ગયા, દિવસ ગણતાંરે માસ;
અમોરે વિશ્વાસે વળગી રહ્યાં, મોહન મળવાની આશ. ૩
સગાંરે સહોદર છે ઘણાં, નાથવિનારે શી નાર ?
બળરે કરી નવ બોલિયે, મસ્તક નહિરે મોરાર. ૪
અમોરે મળતાં શું મળી ગયાં, બાકી રાખ્યું ન કાંય;
કહેવા સરખું રહ્યું નહીં, જાણે જાદવરાય. ૫
પૂર્વની પ્રીત સંભારિયે, જાણિ પોતાની દાસ;
રત્નના સ્વામીરે શામળા, પૂરો અબળાની આશ. ૬
ઓધવજીરે સંદેશડો, કહેજો મથુરા મોઝાર;
જેરે દહાડાના ગયા નાથજી, ઝુરે વ્રજની નાર. ઓધવજીરે. ૭

### સાખી

માગશર મન મેગળ થયો, ઉપર નહીં ભરથાર;
મધુપુરમાં વાસો વસ્યો, અંકુશનો દેનાર. ૧
માગશર મહિનો આવિયો, નાવ્યા નંદકુમાર;
સંભારતાં સાંસો પડે, આંખે આંસુની ધાર. ૨
આશા ઉમેદે અવતર્યાં, અબળાનો અવતાર;
કહોને અમે કેમ કીજિયે, મેલી ગયારે મોરાર. ૩

પ્રથમ તો મધુકર મોકલ્યો, વ્હાલે કાવ્યો છે જોગ;
આપણ અબળાને એ ઘટે, જો જો કરમના ભોગ. ૪
ઘરમાં તે હળવી હું પડી, બહાર નવ રે બોલાય;
કૂવા તે કેરી છાંયડી, કુવામાં રે સમાય. ૫
મળતાં મોટમ નવ રાખિયે, આવો શ્રી ભગવાન;
રત્નાના સ્વામી રે શામળા, દોને દરશન દાન. ઓધવજીરે. ૬

## સાખી

પોષે તો પરવશ પડી, વ્રેહ વ્યાપ્યો અતિ અંગ;
ઓષડ ગુણ લાગ્યો નહીં, ડશિયો શ્યામ ભૂજંગ. ૧
પોષે તે પહેલા પૂરમાં, જોબન બાળેરે વેષ;
પૂરણ પાપ તેનાં મળ્યાં, જેનો પિયુ પરદેશ. ૨
આછી પટોળીરે ઓઢવા, શિયાળાનીરે ટાઢ;
પાંચ પંહોરની રાતડી, વ્હાલે કીધી છે રાઢ. ૩
સાંજ સંજોગે સૌ મળ્યાં, જુવે વાલાની વાટ;
વિસાર્યા કેમ વિસરે, ઉભા જમુનાને ઘાટ. ૪
ઘણુંરે ગાઢું કરી રાખિયે, હૈડું નવ રહે હાથ;
પ્રીત કરી કેમ પરહર્યા, નાવ્યા નગણા રે નાથ. ૫
બળતી બોલું છું હું હવે, રખે રાખતા રીશ;
રત્નાના સ્વામીરે શામળા, પાયે નામું છું શીશ. ઓધવજીરે. ૬

## સાખી

મહા મહીને મન માહરું, આકુળ વ્યાકુળ થાય;
રુવે વિજોગણ રાધિકા, એકે ન સૂઝે ઉપાય. ૧
હરિ હરિ શે નવ આવિયા, આવ્યો મકર માસ;
ભાગ્ય વિના કેમ પામિયે, વ્હાલાજીનો વિલાસ. ૨
કુબજા સરખી કામિની, આવિ હરિનેરે હાથ;
આપ કાળા ને એ કૂબડી, ભલી ભજિ છેરે ભાત. ૩
સરખા સરખી સાહેલડી, જમુના નહાવારે જાય;
પૂજીને માગે રે પ્રેમદા, મળજો જાદવરાય. ૪
એક દુઃખે અમો દાઝિયે, બીજું કુબજાનું શૂળ;
નિર્ગુણ જોગ વળી લખે, દાઝ્યા ઉપર લૂણ. ૫

દયારે દામોદર દિલ ધરી, ભેટો શ્રી ભગવાન;
રત્નાના સ્વામીરે શામળા, કયારે મળશોરે કહાન. ઓધવજીરે. ૬

સાખી

ફાગણ આવ્યો હે સખી, કેશું ફુલ્યાં રસાળ;
હૃદે ન ફુલી રાધિકા, ભમર કનૈયોલાલ. ૧
સઘળો શિયાળો વાહ ગયો, આવ્યો ફાગણ માસ;
અંતરમાં અતિ ઉપજે, હોળી રમવાની આશ. ૨
વસંત વધાવવાને હું જતી, કુમકુમ ભરીને કચોળ;
કેસરી સાળુરે પહેરવા, મુખ ભરીને તંબોળ. ૩
અબિલ ગુલાલ ઉડે ઘણાં, વાગે તાલ મૃદંગ;
કોકિલ શબ્દ સોહામણા, કંપે અબળાનું અંગ. ૪
તરુવર આંબો મ્હોરિયો, ફુલ્યાં કેસુડાં વન;
અમો અબળાને એ ઘટચું, મરવું મુંઝાઈ મન. ૫
વેરી વિધાતાએ લખ્યો, વ્હાલાતણો રે વિજોગ;
રત્નાના સ્વામીરે શામળા, આવી કરોરે સંજોગ. ઓધવજીરે. ૬

સાખી

ચૈત્રે ચતુરા સંચરી, ઉભી જમુનાને તીર;
પંથ ન્યાળતી પ્રેમદા, રડતાં ભીંજે ચીર. ૧
ચૈતર માસનો ચાંદલો, રુડી નિર્મળ રાત;
સ્વપનામાં સ્વામી રમી ગયા, હૃદે થઈ રળિયાત. ૨
જાગીને જોતાં દીસે નહીં, ફાળ પડી છે પેટ;
બોલાવ્યા બોલે નહીં, નાશી પેઠા રે નેટ. ૩
કોમળ કર ધરિ દીવડો, ચતુરા ન્યાળે ચોપાસ;
ખોળતાં ખુટીરે રાતડી, ન મળ્યા શ્રી અવિનાશ. ૪
પાછલી રાત પરોઢિયું, ઉઠી પ્રાતઃકાળ;
જોશીડા જોશ સંભાળજે, આ શું આળપંપાળ. ૫
સૂખ સ્વપ્નાનું સાંભરે, ભીતર ભડકારે થાય;
રત્નાના સ્વામીરે શામળા, આવી મળે તો ઓલાય. ઓધવજીરે. ૬

સાખી

વૈશાખ આવ્યોરે સખી, વહી ગયા ખટમાસ;
હજી સંદેશો નાવિયો, કાગળની શી આશ. ૧

વૈશાખે વાયારે વાયલો, પાક્યાં દાડમ દ્રાખ;
પાકી તે રાયણ આંબલી, ગળી આંબાની સાખ. ૨
લુકનાં લહેરાં લાગે ઘણાં, બહાર નવ નીસરાય;
ધરતી ધખે ને રવિ તપે, કોમળ મુખ કરમાય. ૩
ફુલડાંની સેજ સમારિયે, બહેકે ચંપો ને જાય;
વ્હાલાજિ કેરે વીંઝણે, કેને ઢોળુંરે વાય. ૪
માંગ સમારું રે મોતીએ, સેંથે ભરુંરે સિંદુર;
નાથજિ લ્હાવો લીજિયે, જોબન જાય ભરપૂર. ૫
ગ્રીષ્મ ઋતુ અતિ દોહેલી, વ્હાલા વિચારો મન;
રત્નાના સ્વામીરે શામળા, સોંપ્યું તન મન ધન. ઓધવજીરે. ૬

સાખી

જેઠ જોડી સોગઠી, પાસા લીધા હાથ;
જાણ્યું પડશે પાધરા, અવળા પડિયા નાથ. ૧

જેઠ લગી જોઈ વાટડી, કોઈ આવે ને જાય;
કાગળ કટકો મળ્યો નહીં, લખવા જાદવરાય. ૨
મરવું તે સુખથી કેમ કહું, મરણ હરિને હાથ;
પ્રીતમ ગત મૃત્યુ થઈ રહી, જાણે વૈકુંઠનાથ. ૩
સગપણ સાચું સૌ કહે, પ્રીત પીતળ ફોક;
એરે ઉખાણો સાચો મળ્યો, ભલા હસાવ્યા લોક. ૪
દોષ અમારાં અદૃષ્ટનો, વાલાજીનો શો વાંક;
સુખ દુઃખ સરજ્યું દેહને, મારી વિધાતાએ ટાંક. ૫
ચતુર થઈ નવ ચૂકિયે, જાણો અબળાનો ધર્મ;
રત્નાના સ્વામીરે શામળા, વળતી બેસશે કર્મ. ઓધવજીરે. ૬

સાખી

આષાડ આવ્યો હે સખી, કેમ કરિ કાઢું દન;
નાથ નમેરા થઈ રહ્યા, હૃદે પડિયાંરે રતન. ૧

આષાડોરે ઘન ઉલટ્યો, માગ્યા વરસેરે મેહ;
વીજલરી ચમકાર કરે, વ્હાલે દીધોરે છેહ. ૨
મોરના સોર સોહામણા, દાદુર બોલેરે જોર;
કોયલડી ટૌકા કરે, નાવ્યા નંદકિશોર. ૩
રાત અંધારિ ઊડે આગિયા, દેખી ઝબકેરે મન;
દીવડો દીસે બિહામણો, નાવ્યા જગના જીવન. ૪

લીલા ચરણા અવનિએ ધર્યાં, તરુવર ગેરગંભીર;
પંખીડે માળારે ઘાલિયા, જ્યાં ત્યાં ભરિયાંરે નીર. ૫
જોગીડા પણ પંથ પરહરી, બેઠા એક આસન;
રત્નાના સ્વામીરે શામળા, આવો જગના જીવન. ઓધવજીરે. ૬

## સાખી

શ્રાવણ માસે સજ થઈ, દરપણ ન્યાળે અંગ;
તતક્ષણ તે ધરણી ઢળી, જાણે ડસ્યો ભુજંગ. ૧
શ્રાવણ માસ સોહામણો, હિણ્ડોળાના રે દંન;
હિંચે તે ગોરી રાધિકા, ઘણું પીડે અનંગ. ૨
સખિરે સાહેલી સૌ મળી, જમુના નાવારે જાય;
કેસરી તિલક સોહામણાં, કોમળ રંગ્યારે પાય. ૩
ગૌરી પૂજે સાહેલડી, કરમાં પુષ્પની માળ;
બીજા રે કરમાં કુંકાવટી, મુખે શ્રીગોપાળ. ૪
ચાર પહોર જાગરણ કરે, ગોરી ગરબા રે ગાય;
રાત થોડી ને રમત ઘણી, રખે વહાણું રે વાય. ૫
શ્રાવણે પાકયો આંબલો, કોને કરિયે ભેટ;
રત્નાના સ્વામીરે શામળા, આડો જમુનાનો બેટ. ઓધવજીરે. ૬

## સાખી

ભાદરવે ભવન પાંચમે, ખલકે હિંડોળાખાટ;
પુષ્પને પંખે પદ્મણી, જુવે વ્હાલાની વાટ. ૧
ભાદરવો ભરપૂરમાં, ભલું જણાયે જોર;
ગગન વિષે કરે કાટકા, નાચ્યા નંદકિશોર. ૨
ઉત્તર દેશથી ઉલટયો, થયો ઘોર અંધાર;
વીજલડી ચમકા કરે, નાચ્યા નંદકિશોર. ૩
પંચરંગના આભમાં, મોટા તાણ્યા રે મચ્છ;
ચંપક વરણી રે રાધિકા, ચીર ભીંજાયે સ્વચ્છ. ૪
નદિએ નીર ભર્યાં ઘણાં, નવ દીસે ઉતાર;
વેરણ જમુના પૂરે ચઢી, પીયુડો પેલેરે પાર. ૫
બાળ્યું બધું સુખ દેહનું, જેનો નાથ નઠોર;
રત્નાના સ્વામીરે શામળા, બળતી બોલું છું જોર. ઓધવજીરે. ૬

## સાખી

આસોએ આશા હતી, મળવાની મનમાંય;
ઓધવજી ભલે આવિયા, વીરા થાઓ વિદાય. ૧

દુઃખનારે દહાડા વહી ગયા, આવ્યો આસોરે માસ;
સૌકો સપરમે દહાડલે, વસે પોતાને વાસ. ૨
નવરે દહાડા ગયાં નોરતાં, નાવ્યા દશેરા રે માંય;
મોટો ઓછવ દીવાળીનો, આવી કરજો ઇહાંય. ૩
સખી સાહેલી સૌ મળી, હરિને લેવાને જાય;
આણે મારગ હરી આવશે, ઉલટ અંગ ન માય. ૪
ધનતેરશે ધન ધોઇને, સજ્યા સોળ શણુગાર;
નયણે તે કાજળ સારિયાં, મળવા નંદકુમાર. ૫
કોમળ કરમાંરે દીવડો, હઇડે હરખ અપાર;
હરિને નિહાળવા નીસરી, ઉભી આંગણાં બહાર. ૬
મનના મનોરથ વહી ગયા, એકે સિધ્યું નહિ કાજ;
રત્નાના સ્વામીરે શામળા, દોહોલું કીધું છે રાજ. ઓધવજીરે. ૭

સાખી

અધિક માસ વળિ આવિયો, તેથી ઉપજ્યો ત્રાસ;
વળિ એ કેવો વિતશે, વીત્યા બારે માસ. ૧
બારે માસ તો વહી ગયા, તેરમાની શી પેર;
પુરુષોત્તમ પહેલો નથી, કોણે કીધો છે કેર. ૨
બાર રવિ બાર પર્વણી, અધિકું ઓછું ન થાય;
અધિક માસ કર્મે કર્યા લખ્યો, ઘણો થયો દુઃખદાય. ૩
વર્ષ પછવાડે વાછરું, મુકયો છે મળમાસ;
રખે વળી ચૌદમો કરે, એનો શો વિશ્વાસ. ૪
રાધાને લલિતા ચંદ્રાવળી, ભામા આદ્યે જે વામ;
સૌકોનાં મન મનાવિયાં, આવ્યો સુંદર શ્યામ. ૫
તેરે માસ પૂરણ થયા, જે કો પ્રેમે રે ગાય;
સાંભળતાં સુખ ઉપજે, બેહુ વૈકુંઠ જાય. ૬
પદ ઓગણોતેર રાગ સોરઠી, બતરીસો રે બંધ;
ગુણીજન મન વિચારજો, એ છે રસનો રે કંદ. ૭
સંવત સત્તર પંચાણુંઓ, માસ માગશર સાર;
પ્રથમ પક્ષ એકાદશી, ઉત્તમ ચંદ્ર વાર. ૮
મન કર્મ વચન બુધે કરી, રચ્યા ત્રયોદશ માસ;
રત્નાના સ્વામીરે શામળા, પ્રીતે પૂરજો આશ. ઓધવજીરે. ૯

# જીવરામ ભટ્ટ

## પ્રેમાનંદ ભટના વિવેકવણજારાની નકલ કીધી છે

### જીવરાજ શેઠની મુસાફરી

### હીરછંદની ચાલ

શિવરાજ શેઠ પુત્ર જીવરાજને, મોકલે વિદેશમાં કહી સુકાજને;
જાઓ મૃત્યુ લોકમાં ગુમાસ્તા લેઇને, માલ વોરજોજિ પુત્ર શુદ્ધ જોઇને. ૧
સાથ રાખજો દલાલ સંત કોઇને, લેવરાવશે સુમાલ સારો જોઇને;
આગવો સુસંગ લેઇ રાખજો કને, ધીરશો મા કામ ક્રોધ લોભ ચોરને. ૨
મૂકજો કુસંગ ફાંસિયાતણી પુરી, આવશે અપાર મોહિની નદી ખરી;
બેસજો વૈરાગ્ય નાવમાં ફરી ફરી, ચાલજો સુવાટ પેલી પાર ઊતરી. ૩
વિકટ છે અવાટ બીજી વાટ ચૂકશો, જાણ દેશ રહી જશે અજાણમાં જશો;
વિષય ધૂર્ત મધ્ય જાળમાંહિ ડૂબશો, કામરૂપ દંભ ત્યાં વિવેક ભૂલશો. ૪
પરખ્યા વિના પ્રપંચ માલ વોરશો, લાભ કાળ વહિ જશે દિવાળું ફૂંકશો;
તો ત્રસાળે ખોટ દેખી પોક મૂકશો, કોઈ ધીરશે નહીં વિદેશ શું કરશો ? ૫
દેશ દેશ કાઢજો દુકાનો ધર્મની, છાંડજો પ્રપંચ વાત ક્રૂર કર્મની;
ધારશો ન કર્ણ વાત વિષય ઘાતની, કાવજો ભલાઈ આપ સારી વાતની. ૬
યત્ન રાખજો શરીર વાટ ઘાટમાં, તાપમાં ન ચાલશો કુકર્મ સાથમાં;
જ્ઞાન યોગ ભક્તિ માલ જો ગમે તને, ખોટ લાભ પૂછજો ને વોરજો તમે. ૭
એટલી વિવેક વાત ચિત્ત રાખશો, તો ભવાટવી તરી સ્વપૂર આવશો;
એક વાર સર્વ વસ્તુ લેઈ આવશો, તો પ્રદેશ પરહરી સ્વધામ બેસશો. ૮
શીખ લેઈ શેઠજી પ્રદેશ સંચર્યા, નાત જાત નગર લોક સર્વને મળ્યા;
નગર શેઠ પુત્ર જીવરાજ નીકળ્યા, રામ રામ જેગોપાળ શબ્દ કહી વળ્યા. ૯
જીર્ણ મૂકીને નવા પોશાક પેરિયા, દેખતાં પિતાએ નેત્ર નીર ઓરિયાં;
ત્યાં કુટુંબ નાત લોક તો રહી ગયા, જીવરાજ શેઠ ત્યાં થકી વિદા થયા. ૧૦
શહેર બહાર સર્વ સાથ એકઠો થયો, શિવરાજ શેઠ ત્યાં વળાવવા ગયો;
પુત્રને વળાવી શિવરાજ ત્યાં રહ્યો, જીવરાજ ત્યાં થકી વિદેશમાં ગયો. ૧૧
જીવરાજ વ્યસનના તરંગમાં ઝળ્યો, મનોવેધ તુર્ત મૃત્યુલોકમાં પળ્યો;
કર્મયોગ ત્યાં ભવાબ્ધિ પાર ના જર્યો, ધણિકવાર જીવરાજ તીર્થ આથડ્યો. ૧૨

દૈવયોગ એક દેહ નાવ સાંપડ્યું, દ્વારસપ્ત ઉર્ધ્વ કાળ શિલ્પિનું ઘડ્યું;
પંચ પાટિયાં પ્રપંચ લોહનું જડ્યું, જૈ ભવાબ્ધિ નીલ પંકજાળમાં પડ્યું. ૧૩
સ્ત્રી જુવાન એક બેઠી દીઠી નાવમાં, બુદ્ધિ આગળી સ્વરૂપ હાવભાવમાં;
મંદ હાસ ચતુર છે વિચાર વેણમાં, મધુરી વાણીમાં અને મૃગાક્ષિ નેણમાં. ૧૪
શેઠ પાસ આવી વાત પૂછી સાનમાં, કોણ માત તાત કોણ નાત જાતમાં;
કોણ નામ ઠામ વાસ કોણ દેશમાં, કેમ છો ઉદાસિ આ વિચિત્ર વેશમાં. ૧૫
સ્વસ્થ ચિત્તે શેઠજી કહે વિચારી વાત, કોટિ લક્ષ જન્મ કોટિ લક્ષ માત તાત;
કોટિ લક્ષ નામ કોટિ લક્ષ નાત જાત, મૂળ નામ એક છે સુણો પિતાની વાત. ૧૬
શિવરાજ છે વિદેહી નગર શેઠિયો, પુત્ર તેમને હું જીવરાજ વેઠિયો;
ઉદ્યમાર્થ અર્થ મૃત્યુ લોક આવિયો, ભૂલમાં હું આ ભવાબ્ધિ મધ્ય ભટકિયો. ૧૭
પાર ના જડિયો હું દેખતો જ આંધળો, ભૂલમાં ભમ્યો હું ચાલતો જ પાંગળો;
જાત નાત તાતથી થયો હું વેગળો, તાત છે સમીપ તેમને હું ના મળ્યો. ૧૮
આશરા વિના થયો ઘણો હું આકળો, વાટ ઠામ તું મળી થયો હું મોકળો;
ધણિક નાર મેં કરી તથાપિ એકલો, દુઃખ સોચના થકી થયો હું દૂબળો. ૧૯
નવ મટે થનાર વાત કર્મની લખી, આજ દુઃખ વિસર્યું થયો ઘણો સુખી;
ગુહ્ય વાત મેં કહી તને ન ઓળખી, મેં કહ્યું તને, તમે મને કહો સખી. ૨૦
તે નિવૃત્તિ નાર શેઠને કહે કથી, ઓળખો મને પવિત્ર માત તાતથી;
મન પિતા સુબુદ્ધિ ને કુબુદ્ધિ માતથી, ત્રણ બેન નિપની બને ન મૂળથી. ૨૧
મન પિતાનું હેત ઝાઝું મા કુબુદ્ધિથી, મારી મા સગી સુબુદ્ધિ તે થકી નથી;
હું નિવૃત્તિને તમે સ્વયંવરે હરી, શેઠ જે વિદેહ નામ શહેર જઈ વરી. ૨૨
માત તાત પાસ હું નિવૃત્તિને ધરી, નાથ મૃત્યુલોકમાં ગયા તમે ફરી;
ત્યાં ગયા પછી પ્રવૃત્તિ ભ્રાંતિને વર્યા, તેમનું સ્વરૂપ જોઇને તમે ઠર્યા. ૨૩
લંપટિ કુબુદ્ધિ સાસુના કહ્યાગરા, મૂળથી ખરી સુબુદ્ધિ સાસુ વિસર્યા;
તવ સુબુદ્ધિ માત મારિ પાસે આવિયાં, માત દિકરી વિદેહ શહેરમાં રહ્યાં. ૨૪
શિવરાજ સ્વસુર આશરે સુખી થયા, સ્વસુર સાસુના પવિત્ર ચરણ સેવિયાં;
ત્યાં તમારિ શાંત મા રડી રડી મરે, શિવરાજ તાત તે ઉદાસમાં ફરે. ૨૫
દેહ વસ્તુ સાક્ષિરૂપ ગર્વ ના ધરે, રોજગાર ના કરી વૈરાગ્ય આદરે;
સમર્પણ ધર્યું હશે નવું ન સંઘરે, આગલી કમાઈ સંતને મુખે ધરે. ૨૬
ગૂણથી અતીત પંથ એકલો ફરે, ખાય ના પિયે ના પુત્ર પુત્ર ઉચરે;
એકવાર હું નિવૃત્તિ ઘેર આવિયા, સ્વસુરજી અમારિ પાસ ગળગળા થયા. ૨૭

કહે વહૂજિ તમ પતિ વિદેશમાં ગયા, કોટિ કલ્પ વહિ ગયા હજૂ ન આવિયા;
ક્યમ થયું હશે મળ્યા શું વિષયિ ફાંસિયા, કામ ક્રોધ લોભ તસ્કરે શું લૂટિયા. ૨૮
કે શું લેવું દેવું અધિક નૂન્યથી રહ્યા, કે કુસંગ ધૂર્ત સંગથી વહી ગયા;
જા વહૂ નિવૃત્તિ બાપ મૃત્યુલોકમે, વૃદ્ધ આ મુનીમ સુસંગ સાથ લો તમે. ૨૯
સાથ લો દયા સખીથી વાટ નિર્ગમે, તું ગયા વિના ન થાય અર્થ આ સમે;
લેઈ આજ્ઞા થયાં સવાર તે સમે, આ દયા સખી સુસંગ સાથ બે અમે. ૩૦
મૃત્યુલોક આવિયાં ભવાબ્ધિ તીરમે, દેશ દેશ ખોળિયા મળ્યા નહીં તમે;
ઘણીકવાર ખોળિ ખોળિ થાકિયાં અમે, દાલું નાવ દેખિયું ભવાબ્ધિ નાળમે. ૩૧
પૂછિયું ન કોઇને હું બેઠી આ સમે, તેટલે જ શેઠ દૃષ્ટિએ પડ્યા તમે;
ઓળખું તમોને મને ન ઓળખી તમે, શીદ ઓળખો ગરીબ નાર છું અમે. ૩૨
હું વિના અનેક નાર ઇશકિને ગમે, આજ કાળ ભ્રાંતિ નારમાં રમો તમે;
ક્યાં ગઈ પ્રવૃત્તિ વ્હાલી નાર આ સમે, માત તાત વિસર્યાં પ્રવૃત્તિ નારમે. ૩૩
હું નિવૃત્તિ વીસરી ભલી જ ભ્રાંતિમે, આવડા અજાણ શેઠ ક્યમ થયા તમે;
અમ જેવી દયાની વાત કાનમાં ધરો, મુનિમ વૃદ્ધ આ સુસંગનું કહ્યું કરો. ૩૪
પૂર્વ નાર હું નિવૃત્તિ ચિત્તમાં ધરો, શિવરાજ શાંતિ માની સેવના કરો;
ભ્રાંતિ પ્રવૃત્તિ નારિ વેગળી કરો, તો ભવાબ્ધિ આ શરીર નાવથી તરો. ૩૫
ઘાટ ઘાટ ફેરવો સુમાલથી ભરો, વસ્તુ સારી લેઇને સ્વદેશ સંચરો;
છેલ્લું છેલ્લું શેઠજી ચડો શરીર વ્હાણ, હું નિવૃત્તિ નાર હાથમાં ગ્રહું સુકાન. ૩૬
આગુવા ભલા દયા સુસંગ છે પ્રમાણ, પૂર્વદેશ જાતાં વાટ રોકનાર કોણ;
જીવરાજજી થયા પ્રસન્ન ચિત્તથી, હાથ સાહી નારને ચડ્યા સુમાનથી. ૩૭
પંચ માસનું ફળેલ વ્હાણ નાળથી, હાલતું થયું તથાપિ નીકળતું નથી;
જીવરાજ ફેરવે ઘણું ઘણું મથી, નાળ સાંકડેથિ લાગ લાગતો નથી. ૩૮
તે સમે અનેક બંદગી કરે કથી, કાઢ વ્હાણ, કાઢ વ્હાણ નાથ નાળથી;
વ્હાણ નીકળ્યા પછી છ માસ દૂધ પીશ, ચાર પાંચ વર્ષ પાઘડી વિના ફરીશ. ૩૯
વર્ષ એક બે મુનિવૃત્તને ધરીશ, કાઢ વ્હાણ, કાઢ વ્હાણ હે કૃપાળ ઈશ;
મુનિમ વૃદ્ધ આ સુસંગનું કહ્યું કરીશ, મનસ્વસુરથકી સુબુદ્ધિ સાસુ મેળવીશ. ૪૦
શ્રી નિવૃત્તિ સંગ પતિવ્રત આચરીશ, શિવરાજ શાંત માનિ સેવના કરીશ;
આ દયા સખીની વાત કાનમાં ધરીશ, મનસ્વસુર થકી કુબુદ્ધિ સાસુ પરહરીશ. ૪૧
ભ્રાંતિ ને પ્રવૃત્તિ નાર વેગળી કરીશ, આજથી પરાંગનાને દૂરથી તજીશ;
એકવાર વ્હાણ સાથ બહાર નીકળીશ, તો ફરીથી રોજગાર વ્હાણનો તજીશ. ૪૨
દૂરથકી કુસંગ ફાંશિયાથકી ડરીશ, કામ ક્રોધ લોભ ચોર વેગળા કરીશ;
એ પ્રકારે જીવરાજ બંદગી કરે, શ્રી નિવૃત્તિ સાથ ભક્તિ ભાવને ધરે. ૪૩

તે સમે પ્રસૂતિ કાળ વાયુ સંચરે, દેહ વ્હાણુ નાળમાં અહીં તહીં ફરે;
નાળમાં નવેક માસ એકલું ખડચું, સૂતિકા પ્રચંડ વાયુ ડોલમાં પડયું. ૪૪
ત્યાંથકી મહા ભવાબ્ધિ પૂરમાં પડયું, મોકલું થયું અનેક ખડકે આથડયું;
પૂર્વના ગુમાસ્તા શીવરાજના હતા, એ નવાણુ શેઠજીની ખબર પૂછતા. ૪૫
જીવરાજ કહે હું ઓળખું છું લૈ જતાં, નિર્વિકારને લેઈ વિકાર મૂકતાં;
ગુહ્ય અર્થ સમજીયા વિવેકિ રિઝિયા, દેહ સાધના કરી વિદેહમાં ગયા. ૪૬
બુદ્ધિહીન મૂર્ખલોક તે ન સમજિયા, વિષય તુચ્છ લોભથી ભવાબ્ધિમાં વહ્યા;
એ કથા રહી પછી વિચાર શા થયા, મૃત્યુલોક વાયુ જેટલે જ લાગિયા. ૪૭
કેટલેક માસ વ્હાણુ ચાલતું કરે, બાર વર્ષ બાળપણુમાં જઈ ફરે;
તે પછી પલાણુ જોબન અશ્વનું કરે, નવનવા પોશાક ખાન પાન શું ભરે. ૪૮
કારમો કુસંગ મિત્ર સાથે સંચરે, તેની વાતચિત્ત કર્ણ દેશમાં કરે;
ભ્રાંતિ ને પ્રવૃત્તિ નારિ ચિત્તમાં વસે, મનસ્વસુર કુબુદ્ધિ સાસુથી ઘણું હશે. ૪૯
વ્હાણુ ફેરવે જુવાનિ અશ્વ ખેલવે, ઘાટ ઘાટથી પ્રપંચ દ્રવ્ય મેળવે;
દેશ દેશમાં નવી દુકાન ખૂપવે, ત્યાં મુનિમ છે ઘણા હીસાબ ચૂકવે. ૫૦
નાત શેઠ પારકી લડાઈ શીજવે, કારમું કુટુંબ માત તાત રીઝવે;
મુખ્ય સાહુકાર લાખે લેખું લેખવે, અન્યની હુંડિ પાછી નવ ફરે. ૫૧
દેશપાળ હાથમાં દિવાન જઈ નમે, અમલનો છકેલો સર્વ લોકને દમે;
કીર્તિ લોભિયાની વાત આપને ગમે, દ્રવ્યને મદેથી સાધુ સંતને દમે. ૫૨
ઉદ્યમે અજાણુ પલક નિર્ગમે વૃથા, ધર્મ વાસના ન થાય કૃષ્ણની કથા;
દામ સાહેબીનું અભિમાન સર્વથા, સ્વાર્થમાં ખુશાલ પરમાર્થમાં વૃથા. ૫૩
નવનવી મિઠાઈ દૂધ કૂરશું જમે, રંગ મહેલમાં પ્રવૃત્તિ નારિશું રમે;
લોભ લાભ પુત્ર પાસ લેઈને ભમે, ભાવહીન આપ કીર્તિ સર્વથા ગમે. ૫૪
જરકશી પોશાક કીનખાબ ખોળિયાં, પામરી રુમાલ રંગચોળ મોળિયાં;
વેઢ વાંકડાં અમુલ્ય કર્ણ ચોકડાં, હીમરુ ગલેચા શેઠ ગાદિએ પડ્યા. ૫૫
રંગ તાન નાચ થાય છે ખડા ખડા, થયા ભાઈસાહેબ તો અમલથી બડા;
ઘેર તાયફા અખંડ નાચતા વડા, પ્રેમથી વેચાય રોજ પાનના પડા. ૫૬
ચૌદ માળની હવેલી ખુબ બંગલા, હીંચકા પલંગ ત્યાં સુવર્ણ સાંકળ્યા;
ભાગ્ય પાંશરેથિ સર્વ વૈભવો મળ્યા, વાંકડું થતાં જ વૈભવેથકી ટળ્યા. ૫૭
દૈવ કોપતાં જ દેશપાળ કોપિયો, સેજ વાંકમાં અનંત માલ લૂટિયો;
દેશ દેશની દુકાન સર્વ અટકિયો, માલ ખોટ જોઈ જીવરાજ પટકિયો. ૫૮

ઉત્તરાણિ બંધ કરજ તો ખરું થયું, કોઈ ધીરનાર નહીં કામ ડુબીયું;
કરજદારે ઘેરિયો દીવાળું ફુકિયું, એ પ્રકારે પાપ દ્રવ્ય વ્યસ્ત થઈ ગયું. ૫૯
હાય દૈવ હાય દૈવ કાંઈ નવ રહ્યું, છપન ઉપર ભેરતાન ભુંગળું ગયું;
નાત શેઠ તે હવે ન કો કરે કહ્યું, બ્રહ્મભોજ્ય દાન પુન્ય કાંઈ ના થયું. ૬૦
ભાગતી દશાયે તોલ ભાગતો ગયો, મહા દરિદ્રતામાં આહાર ચોગણો થયો;
બહૂ ખરાબદસ્ત કારભાર ના રહ્યો, માનહીન બાપડો ફરે વહ્યો વહ્યો. ૬૧
એ સ્થિતિમાં જુવાની ઘોડિ ગુજરી, સ્ત્રી પ્રવૃત્તિએ જણી ખરાબી દીકરી;
લોભ લાભ પુત્ર તે સમે ગયા મરી, દુઃખમાંહી સાંભર્યા જ શ્રીહરી. ૬૨
કાળ પેંગડેથિ વૃદ્ધ ઘોડલે ચડ્યો, ટેક લાકડી લગામ શ્વેત કાઠડો;
વેગહીન ચાલતો તે જો કદી પડ્યો, માર ચાબખાનિ ચોપથી કરે ખડો. ૬૩
કાળનું ભરેલ દેહવ્હાણ પૂરિયું, આ ભવાબ્ધિ તીર નામ નર્મદા ગયું;
ચક્રપાણ ઓરસંગ ઘાટ છીપીયું, શ્રીકુબેર સોમનાથ ભેટવું થયું. ૬૪
તીર્થવાસી વિષ્ણુ ભક્તને મળ્યો જઈ, તેમને સમાગમે કથા રુચી થઈ;
તે સમે સુસંગ મિત્ર તે મળ્યો જહીં, ભેટતાં પ્રવૃત્તિ ભ્રાંતિ વેગળી રહી. ૬૫
વરણ વેષ ફેરવ્યો નવો ધર્યો તહીં, વૃદ્ધ જ્યેષ્ઠ જોઈ લાજપૂરમાં વહી;
તે વહ્યા પછી પટંતરો રહ્યો નહીં, તે પછી સુસંગ મિત્ર ઓળખ્યો સહી. ૬૬
ઓળખ્યા પછી ફરી વળ્યો હસીધસી, ભેદ ભાંગતાં પ્રવૃત્તિ ભ્રાંતિ ગઈ ખશી;
પૂર્વની વિવેક વાત ચિત્તમાં વસી, સાંભરી નિવૃત્તિ નારને થયો ખુશી. ૬૭
મિત્ર મેળવો નિવૃત્તિ નાર આ સમે, શીવરાજ શાંતિ માત ભેટવો તમે;
દેહમાંથી લઈ જશો વિદેહમાં કયમે, તો તમારો પાડ ખુબ માનશું અમે. ૬૮
એ પ્રકારે જીવરાજની ફરી મતી, તે સમે સુસંગ તે થયો દયાપતી;
સુણિ બોધ જીવરાજને થઈ ગતી, બ્રહ્મભાવથી જડી પ્રકાશ પદ્ધતી. ૬૯
મનસ્વસુર સુબુદ્ધિ સાસુ એકઠાં કર્યાં, પૂર્વની નિવૃત્તિ રાણી ચિત્તમાં ધર્યાં;
કોટિ વર્ષના વિયોગ રુશણાં હર્યાં, અસલનું મળ્યું કુટુંબ દુઃખ વિસર્યાં. ૭૦
નિવૃત્તિ નાર સંગ પ્રિતડી થઈ ઘણી, જીવરાજ વશ કર્યો નિવૃત્તિયે ધણી;
પ્રથમ ભક્તિ દીકરી નિવૃત્તિયે જણી, જીવરાજ વશ શેઠને ગઈ વધામણી. ૭૧
તે સમે આનંદી ચિત્ત શેઠનું થયું, કાંઈ ન રાખિયું કને સહુ સમર્પીયું;
નવ પ્રકાર ભક્તિનું સ્વરૂપ સાધિયું, તે સ્વરૂપ જોઈ પ્રેમરૂપ વાધિયું. ૭૨
પ્રેમનો ભરેલ શેઠ નાચતો ફરે, રોમહર્ષ થાય ગાય ગદ્દગદ સ્વરે;
પાય ઘુઘરા સતાર વાજતા ફરે, સપ્તસ્વર ભજ્ઞાથી તાન ગાન ઉચરે. ૭૩

ભક્તિ પાંચ વર્ષની થતાં પિતા ડરે, સ્ત્રી નિવૃત્તિથી વૈરાગ્ય પુત્ર અવતરે:
હર્ષનો ભર્યો વધાઈ મસ્તકે ધરે, વણુ સુસંગ વાત ચિત્ત કાંઈ ના કરે. ૭૪
જ્ઞાન પુત્ર તે પછી થયો નિવૃત્તિને, ગઈ વધામણી વિવેક શેઠની કને;
સમર્પણ કર્યું સહુ તદા વિવેકને, વિધિ નિષેધના વિવેકની થઇ બને. ૭૫
જ્ઞાન ને વૈરાગ્ય પુત્ર હાથમાં ધરે, સ્ત્રી નિવૃત્તિ ભક્તિપુત્રિ સાથ સંચરે;
યોગમાર્ગમાં સુસંગ આગુવો કરે, લિંગ દેહ ત્યાગિને વિદેહ પરવરે. ૭૬
ત્યાં સ્વધર્મમાં ગયા પછી ધસ્યો વળી, જીવરાજ શીવરાજમાં ગયો મળી;
પરમશાંતિ માત આવિ તે સમે વળી, શોક મોહ જન્મમરણની પિડા ટળી. ૭૭
જીવરામ-ભટ્ટ નામ ગામ ધોળકું, ટોળક દ્વીજાત બામણોલનું પર્ખું;
તે નરે વિવેક વાત જોઇને લખ્યું, આ અધ્યાત્મ દીપ જીવ શીવ પારખું. ૭૮
આ વળી નવીન ગ્રંથથી વિચારજો, ઘણીક વાતનો પટંતરો ખુલી જજો;
લિંગદેહ જીવને વણિક પ્રમાણજો, શેઠ ને વણિક વિષે ન ભેદ આણજો. ૭૯
ધામ વૈકુંઠ પૂર્વ જે દેશ જાણજો, શીવરાજ નામ વિષ્ણુ દેહ માનજો;
જીવરાજ તેજ લિંગ દેહ માનજો, શાંતિ માત તેજ મુક્તિ દેહ જાણજો. ૮૦
મન મળે કુબુદ્ધિ માત દામલીન થાય, મન મલિનમાં પ્રવૃત્તિ ભ્રાંતિ જૈ ભરાય;
તે પ્રવૃત્તિ ભ્રાંતિથી કુકર્મ કાંઈ કરાય, ને કુકર્મ બાંધિ જીવ દેહમાં ભરાય. ૮૧
ભ્રાંતિ તામસીથિ ભ્રમણતા અજાણ થાય, રજગુણી પ્રવૃત્તિથી વિચારમાં પડાય;
મન મળે સુબુદ્ધિમાં ન દામલીન થાય, નિર્મળી નિવૃત્તિ શુદ્ધ સાત્વિકી જણાય. ૮૨
પ્રથમ મુખ્ય મુખ્ય તીર્થ સેવના હજો, તીર્થ સેવતાં કથાતણી રુચી થજો;
કથા રુચી થતાં સુસંગ મિત્ર ભેટજો, મિત્ર ભેટતાં પ્રવૃત્તિ ભ્રાંતિ છાંડજો. ૮૩
પ્રવૃત્તિ ભ્રાંતિ નિવૃત્તિ ચિત્ત રાખજો, નિવૃત્તિ ચિત્ત રાખે ભક્તિ સ્વાદ ચાખશો;
ભક્તિને નવે પ્રકારમાં રમાડજો, તે રમાડતાં પ્રભૂથી પ્રેમ આણજો. ૮૪
પ્રેમ આણતાં વૈરાગ્ય તુર્ત ભાવશે, તે સમે પ્રપંચ વાત તુચ્છ લાગશે;
જ્ઞાન આવતે વૈરાગ્યમાં ઠરી જશે, તે સમે વિવેક સત્પદાર્થનો થશે. ૮૫
વિધિ નિષેધના બધા અનિત્ય જાણશો, તે સમે સમાધિ યોગ માર્ગ ઝાલશો;
યોગમાર્ગ ઝાલી લિંગ દેહ ત્યાગશો, લિંગ દેહ ત્યાગે જીવ શીવ થઈ જશો. ૮૬
સંવત અઢાર પડવો પોષ માસનો, આ નવીન ગ્રંથ પૂર્ણ તે સમે બન્યો;
હૂં કવિ અજાણ દોષ હ્રસ્વ દીર્ઘનો, જાણતો નથી સુધારજો કવીજનો. ૮૭



# પ્રીતમદાસ



## એની કવિતા વેદાંત તથા વૈરાગ્યમાં સરસ છે

### કક્કો ૧ લો



#### છપાયા છંદ

કક્કા કર સદગુરુનો સંગ, હૃદે કમળમાં લાગે રંગ;
અંતરમાં અજવાળું થાય, માયા મનથી દૂર પળાય;
લિંગ વાસના હોએ ભંગ, કક્કા કર સદગુરુનો સંગ. ૧
ખખ્ખા ખરેખરી છે વાત, તે શ્રીમુખે કહી સાક્ષાત;
જ્ઞાની મૂની જોગી જતી, ગુરુ કૃપા વણ સિદ્ધિ નથી;
જન્મ મરણની મટશે ઘાત, ખખ્ખા ખરેખરી છે વાત. ૨
ગગ્ગા ગુરુની સેવા કરો, પરનિંદા પરધન પરહરો;
પ્રપંચ તે પડવાનો ઠામ, સાચે રાચે સીતારામ;
એ શીખામણ ચિતમાં ધરો, ગગ્ગા ગુરુની સેવા કરો. ૩
ઘઘ્ઘા ઘણું કહે શું થાય, ભવ તરવાનો એ જ ઉપાય;
સમજીને સંશય ટાળવા, બાહ્યાભ્યંતર હરિ ભાળવા;
જાતાં જીવ દશા તો જાય, ઘઘ્ઘા ઘણું કહે શું થાય. ૪
નન્ના નિર્મળ તેની દશા, જેને હરિ હૃદયામાં વસ્યા;
પોતાના અવગુણને હણે, પરના તો હૃદયે નવ ગણે;
કોના દોષ ન દેખે કશા, નન્ના નિર્મળ તેની દશા. ૫
ચચ્ચા ચિત્તમાં ચેતી લે, માથે મરણ તણો છે ભે;
કાયા ઉપર તાકે કાળ, મોહ પારધિયે માંડી જાળ;
તેમાં હરિ રાખે તો રહે, ચચ્ચા ચિત્તમાં ચેતી લે. ૬
છછ્છા છે માયા ગુણમયી, બળવંતી પણ દીસે નહી;
દાનવ માનવ ને દેવતા, અધીન થઇ સૌએ સેવતા;
હરિજન આગે હારી રહી, છછ્છા છે માયા ગુણમયી. ૭

જજ્જા વિરલા જાણે ભેદ, માયા પ્રપંચ વિધિ નિષેધ;
તે માયાનું તજવું માન, માયાપતિ ભજવા ભગવાન;
અંતરમાં ઉપજે નિર્વેદ, જજ્જા વિરલા જાણે ભેદ. ૮
ઝઝ્ઝા ઝાંખી જોને જેહ, વણ વાદળ જ્યાં વરસે મેહ;
વિના સરોવર અંબુજ સાર, વિના ભમર ઉઠે ગુંજાર;
વિના અર્ક અજવાળું જેહ, ઝઝ્ઝા ઝાંખી જોને તેહ. ૯
નન્ના નામ નાવ છે સાર, જે બેસે તે ઉતરે પાર;
કાળ કર્મ નહિ લાગે લેશ, છે આનંદી હરિનો દેશ;
તે પદ પામે નિરધાર, નન્ના નામ નાવ છે સાર. ૧૦
ટટ્ટા ટેક જનમનો ટળે, અંતરજામી ઘટમાં મળે;
નાના મોટા હરિના ઘાટ, કાંઈ સૂક્ષ્મ ને કાંઈ વૈરાટ;
હરિને ભજતાં હુંપદ ગળે, ટટ્ટા ટેક જનમનો ટળે. ૧૧
ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક, જ્યાં ન મળે બીજાની બીક;
નિર્ભય નારાયણનો વાસ, પ્રેમ ધરીને રાખે પાસ;
સમજુ માની લેને શીખ, ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક. ૧૨
ડડ્ડા ડાહપણ મૂકી દે, સંતગુરુને શરણે જૈ રહે;
વચનતણો રાખી વિશ્વાસ, કુકલ્પનાનો કરજે નાશ;
ઉપાધિથી અલગો રહે, ડડ્ડા ડાહપણ મૂકી દે. ૧૩
ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું, રુડા પુરુષને હૃદયે રહ્યું;
સમજ્યા તેણે લીધો સાર, ગાફલ નર તો ખાશે માર;
જોતામાં જોબન તો ગયું, ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું. ૧૪
રેણા રણ ચોરાશીતણું, તેનું વ્યાજ વધે છે ઘણું;
દાણીગણમાં ડુલી ગયો, દેવાળું કાઢીને રહ્યો;
જમકિંકર કરશે તાપણું, રેણા રણ ચોરાશીતણું. ૧૫
તત્તા તારું આપ તપાશ, કયાંથી આવ્યો કયાં તું જાશ;
ખેપ કરીને ખોળી કાઢ, હરિફ હોય તો લાગે હાડ;
મૂરખના મનમાં નહિ ત્રાસ, તત્તા તારું આપ તપાશ. ૧૬
થથ્થા થિર તો રહેવું નથી, કોણ રંક કોણ પૃથ્વીપતી;
આજ કાલમાં જાવું સહી, કોટિ ઉપાયે રહેવું નહી;
ભાવ ધરી ભજ કમળાપતી, થથ્થા થિર તો રહેવું નથી. ૧૭

દદ્દા દેહ દેવળમાં દેવ, સેવક થઇને કરની સેવ;
પ્રેમ પુષ્પ ને ચંદન હાર, જ્ઞાન દીપક ઘટમાં અજવાળ;
અંતરનો ટાળે અહમેવ, દદ્દા દેહ દેવળમાં દેવ. ૧૮

ધ્ધ્ધા ધરજે ધારણ ધીર, વાચ કાછ રાખે વીર;
શબ્દતણી ગ્રહજે સમશેર, શત્રુ દળમાં પાડે મેર;
સદ્ગુરુ બકતર પ્હેર શરીર, ધ્ધ્ધા ધારણ ધરજે ધીર. ૧૯

નન્ના નિશાન ગુરુનું છેય, ધીર વીર પગ રોપી રેય;
કાયર નરનું નહિ ત્યાં કામ, શૂરવીરનો સાચો સંગ્રામ;
જિત્યા નિરગુણ જગમાં જેય, નન્ના નિશાન ગુરુનું છેય. ૨૦

પપ્પા પૂરાની જે પ્રીત, મેરુ ચળે પણ ન ચળે ચિત્ત;
ધ્રુવની પેરે અવિચળ રહે, સ્તુતિ નિંદા ને સુખદુખ સહે;
નારાયણને નિરખે નીત, પપ્પા પૂરાની જે પ્રીત. ૨૧

ફફ્ફા ફોગટ તે કોણ ફરે, સચેત થઇ હરિ સ્મરણ કરે;
જન્મ મરણમાં આવે નહીં, જેનું મન વસિયું હરિમહી;
જઠરાવાસ ન નિશ્ચે કરે, ફફ્ફા ફોગટ તે કોણ ફરે. ૨૨

બબ્બા બોલે તેને જાણ, મૂકી દેને મનની તાણ;
હું મારું હૃદિયાથી ટાળ, પરમારથમાં પિંડજ ગાળ;
દયા દીનતા મનમાં આણ, બબ્બા બોલે તેને જાણ. ૨૩

ભભ્ભા ભજનથકી ભય ટળે, નિશ્ચય કાલ કરાળ ન ગળે;
ભેખ ધરે જો સિદ્ધિ થાય, ભાંડ ભવૈયા વૈકુંઠ જાય;
જેવો ભાવ તેવા હરિ ફળે, ભભ્ભા ભજનથકી ભય ટળે. ૨૪

મમ્મા માયા મનની જાણ, મારું તારું ખેંચાતાણ;
સઘળે સરખો આત્મારામ, સાંધા વાંધા ધનનું કામ;
માટે મન હરિ ચરણે આણ, મમ્મા માયા મનની જાણ. ૨૫

યય્યા ઓળખ નહિ જેહને, સંશય શોક સદા તેહને;
આત્મબુદ્ધિ ન ઉપજે કદા, આશા તૃષ્ણા બહુ આપદા;
દેહ ધરિશ દેખે દેહને, યય્યા ઓળખ નહિ જેહને. ૨૬

રર્રા રામ ભજનમાં રહે, બીજું બકવું મુકી દે;
વળતો શીદ વદે છે વાદ, નીર વલોવે ન આવે સ્વાદ;
હરિનું હારદ હેતે રહે, રર્રા રામ ભજનમાં રહે. ૨૭

**લલ્લા** લે તું આતમ લાવ, ફરી ફરી નહીં આવે દાવ;
જીતી બાજી હારિશ નહીં, સમજીને શીખામણ કહી;
હવે ન ચુકીશ આવો દાવ, લલ્લા લે તું આતમ લાવ. ૨૮
**વવ્વા** વેદ વચન નિરધાર, જે પ્રીછે તે પામે પાર;
ઉંચ નીચનો અંતર નથી, સમજ્યા તે પામ્યા સદ્‌ગતી;
સંશય સૌ તજવો અહંકાર, વવ્વા વેદ વચન નિરધાર. ૨૯
**શશ્શા** સાધન સર્વે થયું, જેનું ચિત્ત હરિ શરણે રહ્યું;
હરતાં ફરતાં હરિનું ધ્યાન, તપ તીરથ તેને બહુ દામ;
કોટિ વિઘન ભય દુકૃત ગયું, શશ્શા સાધન સર્વે થયું. ૩૦
**ખખ્ખા** ખાંડનાં બીબાં ભરે, કોયલ કાગડો કુંજન કરે;
મીન મગર બહુ જળચર જાત, જેવું બીબું તેવી ભાત;
મિસકિ જોતાં તો મન ઠરે, ખખ્ખા ખાંડનાં બીબાં ભરે. ૩૧
**સસ્સા** સઘળે સુંદર શ્યામ, હરી વિના નહિ ઠાલો ઠામ;
અનેક રૂપે એનાં નામ, આદે અંતે એક જ રામ;
જો સમજે તો પૂરણ કામ, સસ્સા સઘળે સુંદર શ્યામ. ૩૨
**હહ્હા** હરિ ભાળો ભરપૂર, દોષ કર્મ તો રહેશે દૂર;
રવિને રજની નહિ કો કાળ, તેમ આતમા પૂરણ ભાળ;
નિર્મળ નયણે નિરખો નૂર, હહ્હા હરિ ભાળો ભરપૂર. ૩૩
સૌ અક્ષર સંપૂરણ થયા, હરિ ગુરુ સંતે કીધી દયા;
અક્ષર અક્ષર આતમ બોધ, જો સમજે તો ટળે વિરોધ;
કક્કામાં કહ્યું કપરું જ્ઞાન, માને મન તો ચિતમાં આણ. ૩૪
સંવત અઢાર બત્રીની સાલ, ચૈત્ર સુદી સાતમ સોમવાર;
સંધેસર સાધુનું ધામ, ઠાકોર કુંજબિહારી નામ;
પ્રીતમ પ્રેમે અક્ષર કહ્યા, હરિ ગુરુ સંતે કીધી મયા. ૩૫

---

## કક્કો ૨ જો

### (રાગ ધોળ)

કરિયે કૃષ્ણ ઉપાસના, ધરિયે રુદયામાં ધ્યાન;
ફરિયે નહિ ગર્ભવાસમાં, ઠરિયે ઠીક નિદાન. કરિયે. ૧
ખોટો ખેલ સંસારનો, આતસંબાજીનો રંગ;
કરતાં વર્ષ વિસાં ઘણાં, ક્ષણમાં થાશે તે ભંગ. કરિયે. ૨

ગુરુગમ ગાઇયે ગોવિંદને, જીવનું જોખમ જાય;
દયા દાન ને દીનતા, તે તરવાનો ઉપાય. કરિયે. ૩
ઘટ ઘટ પ્રત્યે રચના ઘણી, ભરિયા રત્ન ભંડાર;
હીરા મોતીની હાટડી, સદ્‌ગુરુ ખોળણહાર. કરિયે. ૪
નિર્મળ નામ નારાયણનું, જુગતે જપશે જે કોય;
અવિચળ પદવી તે પામશે, આવાગમન ન હોય. કરિયે. ૫
ચિંતવન કરિયે ચિદરૂપનું, ઇશ્વિર બોલે છે આપ;
એને સમર્પે સુખ ઉપજે, ટળશે ત્રિવિધના તાપ. કરિયે. ૬
છે છતિ વસ્તુ દેખે નહીં, જીવનું જોને અજ્ઞાન;
માયા પડ્યો મધ્યે પડ્યો, ભૂલવણીનું એ ભાન. કરિયે. ૭
જન્મ મરણતણી આપદા, નથી કાંઈ સંકટસેલ;
ધંધો કરતાં ઢળી પડ્યો, જેમ કોઈ ઘાણીનો બેલ. કરિયે. ૮
ઝાઝે લોભે લાગી રહ્યો, માયાની મધલાળ;
તેમ તેમ તૃષ્ણા વધે ઘણી, કૂટાયો કંઇક કાળ. કરિયે. ૯
નૌતમ દેહ દુર્લભ દેવને, પ્રાણી પામ્યો છું તેહ;
હીરો નીછારે નાંખીયો, એમાં ન રહે સંદેહ. કરિયે. ૧૦
ટેક ધરીએ નિજ નામની, સેવા સમરણ ધ્યાન;
તે હરિરસ પીજીએ, મૂકી માન ગુમાન. કરિયે. ૧૧
ઠીક દરીને રે બેસીએ, રાખીને રે વિશ્વાસ;
જઠરામાં જેણે જાળવ્યો, પરહર પારકી આશ. કરિયે. ૧૨
ડગમગ ડોલી શાને કરે, તારું ધાર્યું નહિ થાય;
ગમતું થાશે ગોવિંદનું, કોઇનું જાણ્યું નહિ જાય. કરિયે. ૧૩
ઢાંકયો પાવક ધૂમરે, ઢાંકયો વાદળે સૂર;
માયાયે ઢાંકયો આતમા, સમજણ રહિ ગઈ છે દૂર. કરિયે. ૧૪
રણ સંબંધે આવી મળ્યાં, સુત વિત દારા ને દેહ;
લેવાં દેવાં જ્યારે મટે, મારગ લાગશે તેહ. કરિયે. ૧૫
તોળ્યું તત્વ ત્રિલોકમાં, નહિ હરિ સમાન નામ;
બીજું સરવે એ બાદલું, અંતે આવે નહિ કામ. કરિયે. ૧૬
થિરતા કરિને તું ન્યાળજે, હ્રદે કમળમાં રૂપ;
બાહ્યાભ્યંતર ભાળજે, હરિનું અકળ સ્વરૂપ. કરિયે. ૧૭

દેહતણું ફળ એહ છે, ભાવે ભજીયે ભગવાન;
બીજાં સાધન સંસારનાં, નહીં હરિ નામ સમાન. કરિયે. ૧૮
ધ્યાન ધરજે પરિબ્રહ્મનું, જેમ કોઈ લોભીને ધન;
કામીને જેમ કામિની, એવું કરિયે ચિંતવન. કરિયે. ૧૯
નિશ્ચે જાણો રહેવું નથી, જૂઠો જગત વિલાસ;
એથી રહેજે તું અળગો, આઠે પહોર ઉદાસ. કરિયે. ૨૦
પ્રીત નિરંતર કિજીએ, સદ્ગુરુ સંતની હાથ;
રખે ઢોળી તું નાંખતો, અમૃત આવ્યું છે સાથ. કરિયે. ૨૧
ફોગટ ફંદ સંસારનો, સ્વારથનો તે સનેહ;
અંતે કોઈ કોઇનું નથી, તું તો તેનો રે તેહ. કરિયે. ૨૨
બાવન ઉપનિષદ વેદનાં, તેનું તત્ત્વ વિચાર;
તતપદ ત્વંપદ લાગીને, અસિપદમાં ચિત્ત ધાર. કરિયે. ૨૩
ભારે ભેદ ગુરુદેવનો, કો ન પામે રે પાર;
શિવ વિરંચી ને સારદા, સેવે પદરજ સાર. કરિયે. ૨૪
માયા મૂળ વની વરખડી, મોરી ત્રિભુવન માંય;
નિત્ય નૌતમ ફૂલે ફળે, તાતી શીતળ છાંય. કરિયે. ૨૫
જીવ અનેક નીપજાવતી, સેવે સુરનર વૃંદ;
આણુની આદ્યે અજા ઈશ, સૌને સરખો આનંદ. કરિયે. ૨૬
રહિયે ઈશ્વરને આશરે, ધારણ ધારીને ધીર;
સુખદુઃખ એણીપેરે આવશે, જેમ કાંઇનાળિયેરમાં નીર. કરિયે. ૨૭
લીલા કોઇએ લેતું નથી, એની ભૂલવણિ સોય;
નટ જેમ નજર બંધ કરે, કળી શકે નહિ કોય. કરિયે. ૨૮
વિશ્વ રહ્યું સઉ મોહીને, જૂઠી બાજીને જોઈ;
તેનો કરતા કોરે રહ્યો, જાણે તે જન કોય. કરિયે. ૨૯
શશા શોધ સ્વરૂપને, તેને સમજે સુખ થાય;
નિદ્રા માંહી દુઃખ ભોગવે, તો તો જાગ્યેથી જાય. કરિયે. ૩૦
ખોળે ખોટું સરવે પડે, નજરે નામ ને રૂપ;
બાંધી રુંધી ઉભું કર્યું, જેવું કાષ્ટ સ્વરૂપ. કરિયે. ૩૧
સંશય તેને શાનો રહ્યો, જેને બ્રહ્મ-વિચાર;
અગ્નિને ઉધેઈ અડે નહીં, રવિને નહિ અંધકાર. કરિયે. ૩૨

હરિનો મહિમા અપાર છે, નિગમ નિરંતર ગાય;
અજ ઉમયાપતિ અહિપતિ, નિશિદિન ધ્યાનમાં ધાય. કરિયે. ૩૩
પ્રેમ પયોદ્ધિએ ઝીલીએ, સદ્‌ગુરુ સંતોને સંગ;
પ્રીતમ તમને તે થકી, પ્રગટે પૂરણ રંગ. કરિયે. ૩૪

—————

## ગુરુમહિમા

### સાખિયો

પ્રથમ નમું ગુરુ દેવને, જેણે આપ્યું જ્ઞાન;
જ્ઞાને ગોવિંદ ઓળખ્યા, ટળ્યું દેહાભિમાન. ૧
તત્ત્વ સાર ત્રિલોકમાં, ગુરુ ગોવિંદજ રૂપ;
આદ્ય અંત્ય મધ્ય એહ છે, હરિગુણ સંત સ્વરૂપ. ૨

### મોતીદામછંદની ચાલ

હરિ ગુરુ સંત સદા પદ સેવું, જેનું નિત્ય નામ નિરંતર લેવું;
ગુરુ ગોવિંદ એક રૂપ જાણ, રખે ભિન્ન ભાવ હૃદેમાં આણ. ૩
ગુરુ ગોવિંદથકી છે અધિક, જેની પરમારથ કારણ શીખ;
ગોવિંદના સરજ્યા પડ્યા જિવ જાળ, ગુરુ તેની મુક્તિ કરે તતકાળ. ૪
એવા ગુરુ પૂરણ પ્રેમ દયાળ, પોતાનો જાણીને કરે પ્રતિપાળ;
ગુરુતણું જ્ઞાન ગ્રહ્યું શુકદેવ, સંસાર સમુદ્ર તર્યા તતખેવ. ૫
મળ્યા ગુરુ નારદને સુખ રાશિ, તો ટાળિ તતક્ષણ માયા ચોરાશિ;
ગુરુ વિના કોઈ ના પામે પાર, જેના જશ ગાય ઉમા ત્રિપુરાર. ૬
વિરંચી વ્યાસ વદે ગુરુ ઇષ્ટ, ન જાણે મહીમા પ્રાણિ પાપિષ્ટ;
તેને ગુરુ દ્રોહિ કૃતઘ્ની કહીયે, જેણે ગુરુ જ્ઞાન ધર્યું નહિ હૈયે. ૭
ગુરુને આપ બરાબર જાણે, તેને જમ દૂત વૈતરણિમાં તાણે;
ગુરુને ગાળ કાઢે તે કપૂત, તેનું મુખ સૂળે ભરે જમ દૂત. ૮
ગુરુની સેવામાં ચૂક પડાવે, તેને હરિ ચક્રનિ ધારે ચઢાવે;
ગુરુની નિંદા સુણે નિરધાર, સિસું ગાળિ રેડે તે શ્રવણ મોઝાર. ૯
ગુરુને ચરણે નમાવે ન શીશ, તેને શત્રુ રૂપે ગણે જગદીશ;
ગુરુની સેજે જે પગ ધારે, તેને ત્રિલોકમાં કોણ ઉગારે. ૧૦
ગુરુ મરજાદ ન રાખે કોય, તે તો નર રણમાં રાક્ષસ હોય;
ગુરુ વિના ચાકટ જેવો સાપ, જેનું મુખ દીઠે ચઢે બહુ પાપ. ૧૧

ગુરુ વિના નગરો ફરે જન જેહ, મુવા પછિ ઢોર અવતરે તેહ;
એવું ગુરુ ગીતામાં કહે શિવરાય, જેને વેદ શાસ્ત્ર નિરંતર ગાય. ૧૨
ગુરુ બ્રહ્મ કેવળ જ્ઞાન સ્વરૂપ, જેને હ્રદે આતમ તત્ત્વ અનૂપ;
છે તત્ત્વમસિમાં અખંડ આનંદ, ત્રિગુણાતીત ટાળે ભવફંદ. ૧૩
એવા ગુરુ પ્રેમે કરી જે જે, તેના ઘટ માંહિ ત્રિભુવન સૂજે;
ગુરુનું પ્રેમે ચરણોદક પીધું, તેણે ત્રિલોકનું તીરથ કીધું. ૧૪
પામે પરસાદ ગુરુનો પ્રીતે, જાણે તેણે જગત કર્યાં લક્ષ નીત્યે;
ગુરુને પ્રેમ સંતોષ પમાડ્યા, જાણે તેણે ચૌદે લોક જમાડ્યા. ૧૫
ગુરુને પ્રક્રમા કરી લાગે પાય, તેને સહુ સાધન સેજે થાય;
એવા ગુરુ જાણિને આવ્યો શરણ, નિવારો નાથ જન્મ ને મરણ. ૧૬
ધરિ દેહ પામ્યો મહા દુઃખ, હવે હરિ આપો અવિચળ સૂખ;
પિડાયો પાર વિના મહારાજ, હવે હરિ બાંહ ગ્રહ્યાની લાજ. ૧૭
જોશો અપરાધ અમારા ઈશ, ત્યારે કોઈ કાળે હું કેમ તરીશ?
જ્યારે નિજ માત બાળકને મારે, ત્યારે તેને બીજું તે કોણ ઉગારે? ૧૮
અભય પદ બિરદ તમારું હોય, આવે શરણે તેને હણે ન કોય;
તમ ગુણ ગાયે જો કર્મ ન નાસે, ત્યારે કોણ ચરણ તમારાં ઉપાસે? ૧૯
રવિને ઉગે રહે અંધકાર, ત્યારે તેને શીદ ઇચ્છે સંસાર?
અમૃતને પીધે જો રોગ ન જાય, ત્યારે શો અમૃતનો મહિમાય? ૨૦
સુરતરુ સેવે ન ભાગે ભૂખ, ત્યારે તેને કોણ કહે સુર વૃક્ષ?
ગંગાજી નહાયે ન જાયે પાપ, ત્યારે શો ગંગાજીનો પરતાપ? ૨૧
પારસને પરશે ન હોય હેમ, ત્યારે તેને પારસ કહિયે કેમ?
સિંહને શરણે જાંબુક ખાય, ત્યારે સિંહ શરણે ગયો શું થાય? ૨૨
રામ નામ લીધે દમે અજ્ઞાન, ત્યારે કોણ કહેશે ભલા ભગવાન?
કામ ક્રોધ લોભ લુંટે જ્યારે ચોર, ત્યારે શું નાથ તમારું જોર? ૨૩
ધણીમાં જ્યારે મળે નહિ ઢંગ, તેની ત્રીયા ફરે ઉઘાડે અંગ;
પતિવ્રતા નાગિ પતિને લાજ, જુવો મન માંહી તમે મહારાજ. ૨૪
પિડા પામે દાસ પ્રભુને ખોટ, અમોપર કાળ ચલાવે ચોટ;
પ્રભુનું ભજન કરે તે પિડાય, તેનો તમને બટ્ટો છે જદુરાય. ૨૫
આપો નિજ ભક્તિ સંઘ ઉમરાવ, હ્રદે ખેડું ઉજડ ફેર વસાવ;
બેસારોને બેરખ નામ તમારું, તેણે કરી કારજ થાય અમારું. ૨૬

ત્યારે ફરિ નગર ન લૂંટે કોય, જ્યારે રખવાળું હરિનું હોય;
આવી પ્રભુ કરો હૃદેમાં વાસ, ત્યારે સહુ થાય અવિદ્યા નાશ. ૨૭
વરતાવોને એક તમારી આણ, ઉઘાડોને રામ રતનની ખાણ;
દીનપણું દૂર કરો જદુનાથ, હવે હરિ હેત કરી ઝાલો હાથ. ૨૮
બોલાવી પાસ બેસાડો બાપ, પમાડો શીદ હવે પરિતાપ;
ભમાવો શીદ હવે ભગવાન, દયા કરિ દીજે અભયપદ દાન. ૨૯
નાઠે નહિ છૂટો ત્રિભુવન નાથ, ન મૂકું શ્યામ તમારો સાથ;
વેરી મેઘ બિંદુ બરાબર હોય, તમારો સંગ ન મૂકું તોય. ૩૦
માયાને વારો તમો રામરાય, નથી મુને જંપવા દેતી જરાય;
કરે છે સાંધા વાંધા બહુ જોર, એવું એનું કારમું કામ કઠોર. ૩૧
હરિ ગુરુ સંતમાં અંતર પાડે, જીવને લાલચ લોભ દેખાડે;
એને કોઈ જિતે મહાશૂર વીર, ડગે નહિ ધર્મ ધુરંધર ધીર. ૩૨
સાગર સાત તે અંજલિ નીર, ગોપદ ભૂમી ગગન સમીર;
શૂન્ય પૂરણ દેખે સોય, મૃત્યુ તેને અમૃતનું ફળ હોય. ૩૩
રિદ્ધિ સિદ્ધિ મારે ન જોઈયે મુક્તિ, ન માગું જોગ સિદ્ધિની જુક્તિ;
ન માગું એક છત્ર–સમ રાજ, ઈંદ્રતણા આસનનું શું કાજ. ૩૪
ઇચ્છું નહિ અજપદ ને કૈલાસ, ન માગું ગૌલોક વૈકુંઠ વાસ;
પદરજ એક ચડાવું શીશ, તમારી મહેર માયાને અધીશ. ૩૫
ઇચ્છું નહિ અન્ય પદારથ કાંઈ, રાખો નિજ ચરણ કમળની છાંઈ;
માગું પ્રેમ ભકિત સત સંગ સાર, માગું જશ ગાવા લીલા અવતાર. ૩૬
માગું હરિ પદરજ ચઢે મૂજ શીશ, એ માગું પ્રભુ દો આશીશ;
નડે નહિ કોઈ મને સંસાર, રહું નિજ નામ તણો આધાર. ૩૭
પ્રીતમ પતિ ઉધારણ નામ, તાર્યાં કંઈ કોટી પામ્યા નિજ ધામ.

## સાખી

સત્ય નામ પ્રભુ તમ તણું, સત્ય સત પુરુષ વિચાર;
કહે પ્રીતમ શુભ ભાવશું, દીજે નિત્ય દેદાર. ૧
ગાય શીખે ને સાંભળે, ધરે નિરંતર ધ્યાન;
કહે પ્રીતમ નર નારમાં, નહિ કો તેજ સમાન. ૨



# જ્ઞાનમાસ

## સાખી

સદ્‌ગુરુને ચરણે નમું, માગું પ્રેમ પ્રસાદ;
દયા કરિને દિજિયે, હરિ રસ અમૃત સ્વાદ. ૧
વાણી શકે ન વરણવી, સદ્‌ગુરુતણું સ્વરૂપ;
બુદ્ધિ બળ પહોંચે નહીં, ઉપમા રહિત અનૂપ. ૨
પરથમ પૂરણ પ્રેમશું, વંદુ સદ્‌ગુરુ ચર્ણ;
તાપ ટળે સંસારના, મટે જન્મ ને મર્ણ. ૩

(રાગ સોરઠ–રત્નાના મહીનાનો)

સાંભળ શુદ્ધ ચિત્તે કરી, હરિના ગુણ ગાન;
પ્રાત સહિત નિત નાથનું, હૃદયે ધર ધ્યાન. ૪
ગુરુપદ પંકજ પૂજતાં, ચૌદ લોક પૂજાય;
શિવ વિરંચિ ને સારદા, ગુરુના જશ ગાય. ૫
અંતઃકરણ હોય ઉજળાં, જડ તિમર ટળી જાય;
સરવે લાગે સુજવા, પદરજ મહિમાય.
જપ તપ તીરથ જોગનું, ફળ જે કહેવાય;
પ્રીતમ સદ્‌ગુરુ સેવતાં, તે તો સરવે થાય. સાંભળ. ૭

## સાખી

સદ્‌ગુરુની કરુણા થકી, ઉપજે નિરમળ ગાન;
શુદ્ધ ચૈતન્ય તુરિયા પદે, રહે નિરંતર ધ્યાન. ૧
કારતકે ચિત્ત ચેત્યાં નહીં, ઘડી લાખેણી જાય;
વળતી વિસારીશ જીવડા, પછેથી પસ્તાય. ૨
જો જાણે તો બાંધજે, પાણી પહેલી પાળ;
નીર ગયે નહીં નીપજે, શીર તાકે છે કાળ. ૩
કાયા કુસુમ છે કારમું, વેગે વણસી રે જાય;
અમર થાય જેમ આતમા, એવો કરજે ઉપાય. ૪
કહે પ્રીતમ તું પ્રીછજે, ઇચ્છજે કલ્યાણ;
સંત સમાગમ કીજિયે, મૂકી મનની રે તાણ. સાંભળ. ૫

## સાખી

મનનાં પ્રપંચ મૂકજે, કરજે તત્ત્વ વિચાર;
રત્ન પદાર્થ જન્મ છે, નાવે વારંવાર. ૧

માગસર માથા ઉપર, મોટું મરણનું સાલ;
મારગ વહે છે ઉતાવળો, કોઈ આજ ને કાલ. ૨
અંતે કોઈ કોઇનું નહી, રામનું લેને નામ;
એક ઘડી ન વિસારિયે, સૂખ સાગર શ્યામ. ૩
જુઠી બાજી જોઇને, મનમાં આવી ભુલ;
રુડા રંગે રળિયામણાં, સિમળાનાં ફૂલ. ૪
સુત વિત મંદિર સુંદરી, સૂખ સુપન વિચાર;
કહે પ્રીતમ સહુ કારમું, દીસે છે દિન ચાર. સાંભળ. ૫

## સાખી

મોતી સૌ ઉદકતણાં, તેના હાર ન થાય;
મિથ્યા મન મોદક કરે, તેણે ભૂખ ન જાય. ૧
પોસે તે પ્રાણી પ્રીછજે, જેને ગુરુગમ હોય;
પરમારથ પારકું રત્ન છે, જતન કરશે જે કોય. ૨
અણચતું આપું માનીને, દુઃખ પામે અપાર;
શ્વાન સમાન આ જીવ છે, વહે શકટનો ભાર. ૩
સામગ્રી સર્વે હરિતણી, ભોગવે સંસાર;
મારું મારું તે કરી રહ્યાં, તેણે ખાય છે માર. ૪
તન મન જેણે સોંપિયું, શ્રીહરિનેરે હાથ;
કહે પ્રીતમ તે પામિયા, વૈકુંઠનો સાથ. સાંભળ. ૫

## સાખી

તજશે આપે આપદા, ભજશે પૂરણ બ્રહ્મ;
પલકમાંહિ પ્રલયજ થશે, કોટી જન્મનાં કર્મ. ૧
માહ મહિને માયાતણો, મર્મ જાણે જેહ;
ભૂલવણીમાં ભૂલે નહીં, તરે ભવજળ તેહ. ૨
બાજીગરનો બાળકો, ગ્રહે હાથ ભુજંગ;
ઔષધ જુટ્ટીને ઓળખે, વીષ વ્યાપે ન અંગ. ૩
નામ અમૃત જન જે પિયે, તે તો અમર થાય;
જનમ મરણની આપદા, તેની તતક્ષણ જાય. ૪
અજ ઉમયાપતિ અહિપતિ, જપે નિશદિન જેહ;
અનંત કોટી ગૃહી ઓધાર્યા, પ્રીછે પ્રીતમ તેહ. સાંભળ. ૫

### સાખી

સદ્‌ગુરુ સંત કૃપા કરે, પ્રગટે નિરમળ જ્ઞાન;
રવિ ઉદયે રજની ટળે, રહે નિરંતર ધ્યાન. ૧

ફાગણ ફુલ્યો સોહામણો, ફુલી જુજવી જાત;
જોયાની રચના ઘણી, રંગ જૂજવી ભાત. ૨
વિધ વિધ પેરની વાસના, ઉઠે અનંત અપાર;
મન ભમરો ભોગી થયો, રહ્યો વનમોઝાર. ૩
ઠારે ઠારે દ્રુમ ઢાંકિયાં, આશા અમરવેલ;
નવપલ્લવ નૌતમ સદા, કોકિલ કરે કેળ. ૪
લીલા લલિત સોહામણી, શોભાનો નહીં પાર;
જન પ્રીતમ એવું જોઇને, રીઝયા હૃદયમોઝાર. સાંભળ. ૫

### સાખી

નિરમળ નયણે નિરખતાં, દરશે નિજ દેદાર;
સાગરમાં સૌ ઉપજે, લહરી લોઢ અપાર. ૧

ચૈતરે ચિત્ત ચિદરૂપમાં, થઈ રહ્યું તલ્લીન;
નિમિષ માત્ર ન્યારું નહીં, જેવું જળનુંરે મીન. ૨
ચૈતન્ય સિંધુ ઝીલતાં, થયું શુદ્ધ શરીર;
સૌ ઇશ્વર સૌને વિષે, જેમ મણિકામાં હીર. ૩
એને આધારે સૌ રહ્યું, પિંડ ને બ્રહ્માંડ;
સચરાચર શોભી રહ્યો, અવિનાશી અખંડ. ૪
બ્રહ્મ જથારથ ભાળતાં, ભાગે મનનીરે ભ્રાંત;
પ્રીતમ પ્રીછે પાધરું, થાય સમજે તે શાંત. સાંભળ ૫

### સાખી

સદચિત–આનંદ સરવમાં, ભરી રહ્યો ભરપૂર;
દિન રજની રહે રંગમાં, નિરમળ વર્ષે નૂર. ૧

વૈશાખે જોતાં વેદમાં, મહા વાયક જ્ઞાન;
તત્ત્વમસિ તે તુંજ છું, અળગો નહિ આન. ૨
વાયુને ખોળે વંટોળિયો, એમ ઇશ્વર જીવ;
વસ્તુ વિચારતાં એક છે, શ્યામ–સૂત્ર સદીવ; ૩
અરસ પરસ છે એકમાં, જેમ તરણીમાં તેજ;
ભિન્ન નહીં એમ બ્રહ્મથી, ઓળખે પદ એ જ. ૪

સરિતા સાગરમાં રહે, સાકર માંહે મીઠાઈ;
પ્રીતમ પુષ્પમાં વાસના, એવી ગુરુગમ પાઈ. સાંભળ. ૫

સાખી

પટ તંતુ ન્યારો નહીં, જ્યમ હાટકને હાર;
જડ ચૈતન જગદીશમાં, તેજ પુંજ એક તાર. ૧
જેહ જનમ સફળ થયો, જાણ્યા જગદીશ;
અખિલ ભુવનનો આત્મા, ગુણ માયાનો ઈશ. ૨
વિશ્વ વિચિત્ર છે જેવડે, કરે રંક કલ્લોલ;
થંભ વિના થંભાવિયું, બ્રહ્માંડનું ગોળ. ૩
રમવાને બાજી રચી, ધરી નવનવાં સ્વરૂપ;
સંશય શોક સ્વભાવથી, થયો જીવ સ્વરૂપ. ૪
વિષય વૃત્તિને આંતરે, અવરાયો અનીત;
પ્રીતમ પોતાને વિસર્યો, કરે પરશું પ્રીત. સાંભળ. ૫

સાખી

અંતરજામી આતમા, માનો મિથ્યા ગર્વ;
માયાને પડદે રહી, મોહ પમાડ્યું સર્વ. ૧
આશાડે અમરિતતણા, વરસ્યા વરસાદ;
હરિ હરિ સઘળે થૈ રહ્યું, થાવર જંગમ જાત. ૨
ચિત ચાતક રંગે રટે, બોલે મન મોર;
જ્યાં ત્યાં ચૈતન–બ્રહ્મના, ઊગતા અંકોર. ૩
સુખ સાગર સેજે ઉછળ્યો, સરિતા શુભસાર;
બ્રહ્મ નિરંતર જળ ભર્યાં, કોઈ ન પામે પાર. ૪
માણે મત્સ મગન થઈ, મરજીવા સંત;
પ્રીતમ પલક ન્યારા નહીં, રસિયા રસવંત. સાંભળ. ૫

સાખી

મહા મુગટ જાણે જગત, જે આપે અદ્વીત;
અણુલિંગી આકાશવત, સ્વયંપદ શબ્દાતીત. ૧
શ્રાવણ સાધન શું કરું, સમરણ ને ધ્યાન;
અહંકર્તા ઉડી ગયો, ગયું સરવ સમાન. ૨
પંચ કોશપદ હું નહીં, નહીં અંતઃકરણ;
ઈંદ્રી અવસ્થા ઉર્મિ નહીં, નહિ વેષ ને વર્ણ. ૩

જીવ નહીં ઈશ્વર નહીં, નહિ માયા ને જ્ઞાન;
ત્રિધાવૃત્તિ ત્રિગુણ નહીં, નહિ જ્ઞાતા ને જ્ઞાત. ૪
સહુ પ્રકાશિત સરવનો, સાક્ષી શુદ્ધ સ્વરૂપ;
પ્રીતમ તે પરમાતમા, એ તો અકળ અનૂપ. સાંભળ. ૫

સાખી

ચેન ચરિત્ર જેને નહીં, સૌમાં વ્યાપક સોય;
પ્રીતમ તેને પ્રીછતાં, આવાગમન ન હોય. ૧
ભાદરવે એક રસ ભર્યો, સચરાચરમાંય;
પ્રલય સમે પાણી વિના, દીસે નહિ કાંય. ૨
કોર કિનારો પાળી નહીં, નહિ આવરણ ને આડ;
એક ચિદાનંદ જોઈને, છળ-વિદ્યા છાંડ. ૩
સ્વતંતર અંતર નહીં, બાહ્યાભ્યંતર બ્રહ્મ;
એમ જાણે તે ઉપાસના, એ વિના મોટો ભ્રમ. ૪
બ્રહ્મનિષ્ઠા પણ નવ ચળે, અનન્યતા એહ;
પ્રીતમ પૂરણ બ્રહ્મશું, જેને સાચો સ્નેહ. સાંભળ. ૫

સાખી

દૃષ્ટ પદારથ જેટલું, તેનો થયો અભાવ;
તનમય તન તુરિયા તણો, તેશું બન્યો બનાવ. ૧
આસો લીલા અખંડ છે, નીરખી નિરધાર;
ઓઘ વળ્યા આનંદના, સૂખ સિન્ધુ અપાર. ૨
ઇચ્છા ટળી ઈંદ્રલોકની, અજપદ કૈલાસ;
નહિ વૈકુંઠની વાસના, ભાળ્યો બ્રહ્મવિલાસ. ૩
અધિકારીને આવશે, સમજણ ને સાન;
મુક્ત થઈ તે માનશે, મૂકી દેહાભિમાન. ૪
સદ્‌ગુરુની કીરપાથકી, ઉપનો આનંદ;
પ્રીતમ તે પદ પામીઆ, નહીં શૂર ને ચંદ. સાંભળ. ૫

સાખી

જાણવુંતું તે જાણિયું, નથી જાણવું કાંય;
પોતે પોતામાં ભળ્યો, જ્યમ પ્યાલો પાણીમાંય. ૧
ઉત્તરસંદે આદર કર્યો, રચ્યા દ્વાદશ માસ;
ખુટજે પ્રેમે પૂરા કર્યા, આણી અંગે ઉલાસ. ૨

સોરઠ રાગ સોહામણો, સુંદર શુભ સાર;
અક્ષરે અક્ષરે અતિઘણો, અનુભવ ભંડાર. ૩
સંવત અઢાર આડત્રીશે, કીધો એ વિચાર;
ચૈત્ર વદી તીથી સપ્તમી, ઉત્તમ ગુરુવાર. ૪
ગાશે સાંભળશે શીખશે, કરશે હૃદયે વિચાર;
કહે પ્રીતમ પદ પામશે, નહીં સંશય લગાર. સાંભળ. ૫

## જ્ઞાન તથા ભક્તિ પ્રકાશ

### પદ ૧ લું

રામજી સત્ય છે સાંભળ સાચું કહું તુજને, એક વાતડલી ચિત ધરજેરે.
જો સુખ ઇચ્છે આપણું, તો સંત સમાગમ કરજેરે. ૧
સંતસંગે સુખ છે ઘણું, દુઃખ કોટિ જનમનું કાપેરે;
જીવતણી બુદ્ધિ પાલટે, સુધ જ્ઞાન જથારથ આપેરે. ૨
શીતલ નિરમલ સંતને, કાંઈ વદન સરોજની વાણીરે;
સાંભળતાં સંશય ટળે, મળે પ્રેમે સારંગપાણીરે. ૩
શબ્દે સંસાર છૂટીયે, જમકિંકરનો ભે ભાગેરે;
નૌકાસ્વરૂપી સંત છે, ભવ તરતાં વાર ન લાગેરે. ૪
એહવી સંગત્ય સંતની, તનમનના તાપ નિવારેરે;
પ્રીતમ પૂરણ પ્રેમશું, સુખસાગર સ્નેહ વધારેરે. ૫

### પદ ૨ જું

સંત વિના સંસારમાં, કો હરિનો ભરમ ન જાણેરે;
શ્રીમુખ મહીમા સંતનો, પ્રભુ પૂરણ પ્રીતે વખાણેરે. ૧
નારદ પ્રત્યે નાથજી, તે સંત તણા જશ ભાખેરે;
સંત મને વહાલા ઘણા, નીત રૂપ હૃદયામાં રાખેરે. ૨
સંત સદા સુખધામ છે, માહરે રે'વાનું નિરધારરે;
સંતની રક્ષા કારણે, ધરું અવનીમાં અવતારરે. ૩
અરસ પરસ રહું એકમાં, જેમ સાકરમાં મીઠાઇરે;
પુષ્પ મધ્યે જ્યમ વાસના, તેમ સંતમાં સહુ સમાઇરે. ૪
તરણી તેજ ન્યારું નહીં, કનક કુંડળ ભીન રૂપરે;
જલ તરંગ નહીં જુજવા, એમ સંત તે માહારું સ્વરૂપરે. ૫

સંત ચરણ રજ વંદશે, તે સર્વ શિરોમણિ થાશેરે;
શિવ વિરંચિ સારદા, તે સંતતણા ગુણ ગાશેરે. ૬
મૂલે પાણી સિંચતાં, ફલફૂલ પાંદડે ફરશેરે;
જે સંતોખે સંતને, તેહનાં સઘળાં કારજ સરશેરે. ૭
સંત તણો મહીમા ઘણો, તે કોઈ વીરલા જન જાણેરે;
પ્રીતમ પૂરણ પ્રેમશું, પ્રભુ સંતનો સુજશ વખાણેરે. ૮

પદ ૩ જું

સંત તે તીરથ રૂપ છે, માંહે રામ સુધાજલ ભર્યુંરે;
વચન લેઈ આનંદમાં, તન પરસે પાતક હર્યુંરે. ૧
સાધુ ચંદન બાવના, સેવે તે શીતલ થાયરે;
તાપ પાપ ભવ આપદા, સૌ દુકીત દૂર પળાયરે. ૨
કામધેનુ ચિન્તામણિ, મનકામના પૂરણ થાયરે;
હ્રદે કોમળ નવનીતથી, પરતાપે ઓગળી જાયરે. ૩
સંત સજીવન ઔષધિ, ભવ રોગોનો તાપ નિવારેરે;
સંસાર અપાર સમુદ્ર છે, એક પલકમાં પાર ઉતારેરે. ૪
સંત વચન બિંદુ સ્વાતિનું, મન છીપમાં મુક્તા થાયરે;
પ્રીત સહીત ચિત્ત પ્રોઈ લે, તેનું જનમતણું દુઃખ જાયરે. ૫
જે જાણે સુખ સંતનું, તે પળભર સંગ ન છાંડેરે;
પ્રીતમ પૂરણ પ્રીતડી, તે મન ક્રમ વચને માંડેરે. ૬

પદ ૪ થું

પ્રીત વિના પ્રભુ દૂર છે, તમે જો જો જુક્ત કરીનેરે;
શુદ્ધ પ્રેમ જેને પ્રગટે, તે ભાવે ભેટે હરિનેરે. ૧
પ્રીત જુઓ વ્રજનારની, જેણે વશ કીધા વનમાળીરે;
તન મન સદા વિસારિયાં, લોકલાજ મરજાદા ટાળીરે. ૨
સાચી પ્રીત એક મીનની, તે નીર વિના નવ જીવેરે;
જુઓ પ્રીત પતંગની, તે દેહ દહન કરે દીવેરે. ૩
ચિત્ત ચોંટયું ચકોરનું ચંદ્રશું, તે પ્રીતે પાવક પ્રાશેરે;
રવિ રહે લખ જોજને, જળ મધ્યે કમળ પ્રકાશેરે. ૪
પય ને પાણીની પ્રીતડી, એકમેક થઇને જાયરે;
આપ બળે પય ઉગરે, તે સાચો સ્નેહ કહેવાયરે. ૫

પ્રીત જુઓ પંખી તણી, જળ ચાતક ચંચ ન બોળેરે;
અંબુ પીએ આકાશનું, અવનીનું નીર ન ડોળેરે. ૬
નર માદા મોતી જુઓ, સત જોજનપર વેંચાયરે;
આવી મળે તે એકઠાં, અધક્ષણું અળગાં નવ થાયરે. ૭
પ્રીતમ એવી પ્રીતડી, ગુરુ સંતની સાથે સાચીરે;
તે પૂરણ પદ પામિયા, કાંઈ કહેણી ન રહી કાચીરે. ૮

## પદ ૫ મું–રાગ બીજો

ગુરુ ગમે ઘટમાં જોયોરે, સંશય સરવ ટળ્યો;
અવિનાશી ચૈતન્ય રે, શબ્દાતીત મળ્યો. ૧
ચતુર દલ ચીતવી રે, ખટ દલ માંહે ખળ્યો;
દશ દલમાં દીઠો રે, દ્વાદશ દલમાં મળ્યો. ૨
ષોડશ દલ ખુપ્યો રે, દ્વિ દલમાં દરસો;
સહસ્ર દલ ચઢ્યો રે, પંખી થઈ પરસો. ૩
નહીં નાદ ને વાણી રે, રવિ શશી જોત રહી;
શુદ્ધ સ્વયં પ્રકાશી રે, દુનિયા ભાસ નહીં. ૪
નહીં અભ્ર એ ઉરમી રે, નહીં માયા મમતા;
પ્રીતમ સ્વયે પોતે રે, શૂન્ય શિખર સમતા. ૫

## પદ ૬ ઠું

આ તનમાં તીરથરે, તત્ત્વ વિચારતણું; ચૈતન્યસાગરમાંરે, નહાવાનું ફળ છે ઘણું;
ગલફીમાં ઝીલોરે, નિરમલ નીરવડે; ગંગા ને જમુનારે, સરસ્વતી પૂર ચઢે. ૧
પરભાતમાં પ્રાગેરે, તાહાં થાયે તરવેણ; મરજીવા જોગીરે, ઝીલે દીન રેણ;
કાયા કાશીમાંરે, વિશ્વના નાથ વસે; પ્રીતમ પદ પરસેરે, તે તદરૂપ થશે. ૨

## પદ ૭ મું

સદ્દગુરુને શબ્દેરે, સઉ તીરથ તેહને; પંડમાં છે પોતેરે, જિતી ફરે જેહેને;
ગુરુદેવ દયા કરેરે, તેહને સર્વે સૂઝે; બોલે બહુનામીરે, બીજો શું બૂઝે. ૧
અંતરગત્ય ઈશ્વરરે, આપે અવિનાશી; પોતાની ભૂલેરે, ભમે લખ ચોરાશી;
છે શ્રીમંત સુખિયોરે, રાંક થઈ રઝળ્યો; માયાને સંગેરે, ત્રિવિધિ તાપે બળ્યો. ૨
સદ્દગુરુને સેવેરે, તો નીજ રૂપ જડે; તનમાંહે તપાસેરે, પોતે પોતાવડે;
નખશિખ લગી ન્યાળોરે, ન મળે કોઈ બીજો; પ્રીતમ એક અદ્વૈતરે, જોઈ હૃદયે રીઝો. ૩

### પદ ૮ મું

પુરણાનંદ પોતેરે, પરપંચ પરહરતા;
કારણનું કારજરે, લઈ અલગું કરતા. ૧
નભ પવન નહીંરે, નહીં અંબુ અવની;
પંચ વીસે ચતુષ્ટીરે, નહીં સુક્ષમ નવની. ૨
દશે ઈંદ્રિ અવસ્થારે, નહીં સ્થલનું ઠેકાણું;
સુરજ જેમ સાક્ષીરે, એમ આત્મા જાણું. ૩
અન્વય વ્યતિરેકેરે, જ્યમ છે ત્યમ જોયું;
પ્રીતમ છે સ્વરૂપેરે, નહિ પામ્યો નહિ ખોયું. ૪

### પદ ૯ મું

ભૂલ ઘણી ભાંગીરે, બ્રહ્માનંદ ભાસ્યો;
શુદ્ધ ચૈતન્ય સાક્ષીરે, સઘળે પ્રકાશ્યો. ૧
ટળ્યું તિમિર ત્રિગુણનુંરે, તુરિયા તેજ ઘણું;
અખંડ અજવાળુંરે, નિરમળ નામતણું. ૨
એકરસ અવિનાશીરે, શુદ્ધ રૂપ સ્વેજ્યોતી;
તરવેણી તારેરે, પ્રોયું મન મોતી. ૩
હરિ હાર હીરાનોરે, પહેરો પ્રીત ધરી;
થઈ પ્રેમ સોહાગનરે, પૂરણ મન મોદભરી. ૪
પામી અચળ એવાતણરે, અખંડ વર વરતાં;
પ્રીતમના સ્વામીરે, સંગ આનંદ ધરતાં. ૫

### પદ ૧૦ મું

જગતનું સુખ ઝાકળનું છે પાણી રે, જાણી લે;
વણશી જાતાં વાર નહીં સત વાણી રે, જાણી લે. ૧
સીસાબાજી સંસારનો છે ખેલ રે, જાણી લે;
એ વિચારી અહંકાર તું મેલ રે, જાણી લે. ૨
જોતાં જોતાં જાવું છે તતકાળ રે, જાણી લે;
રેંહેટ તણી ગેડ્યો જેવી ઘટમાળ રે, જાણી લે. ૩
એક ભરાયે એક ઠાલી થાય રે, જાણી લે;
એક અવતરે એક મરીને જાય રે, જાણી લે. ૪
પરમારથને પંથે પગલાં માંડ રે, જાણી લે;
કુડ કપટ ને છળવિદ્યા તું છાંડ રે, જાણી લે. ૫

પાપ પુણ્યનો ઉત્તર દેવો પડશે રે, જાણી લે;
જમ કિંકર જ્યારે આવી પડશે રે, જાણી લે. ૬
માટે ગરવ તજી ગોવિંદ ગુણ ગાજે રે, જાણી લે;
પ્રીતમ પ્રભુને ભજીને પાવન થાજે રે, જાણી લે. ૭

## પદ ૧૧ મું

મિથ્યા માયામાં શું મોહ્યો મૂઢ રે, ચેતી લે;
હું હું કરતો શું હિંડે છે હૂડ રે, ચેતી લે. ૧
કુબુદ્ધિથી તાહરું કર્તવ્ય કાંઈ ન ચાલે રે, ચેતી લે;
હરિના હુકમ વિના તો તરણુ ન હાલે રે, ચેતી લે. ૨
મુરખ મિથ્યા મમત કરિયે શું થાય રે, ચેતી લે;
તુંજથી ત્રુટો વાળ નવ સંધાય રે, ચેતી લે. ૩
મહારું મહારું કરતો જો સમરીને રે, ચેતી લે;
મનુષા દેહ તે મળ્યો નથી હરિને રે, ચેતી લે. ૪
મલીન માયા મૃગ તૃષ્ણાનું તોય રે, ચેતી લે;
ઓસાતણા મોતીના હાર ન હોય રે, ચેતી લે. ૫
અંજલિનું જળ ક્ષણું ક્ષણું ઓછું થાય રે, ચેતી લે;
એણીપેરે આવરદા તાહરો જાય રે, ચેતી લે. ૬
આવો બનાવ બને નહીં બીજીવાર રે, ચેતી લે;
પ્રીતમ પ્રભુને ભજતાં ભવનો પાર રે, ચેતી લે. ૭

## પદ ૧૨ મું

હું માહરું તે સંસારનું છે મૂળ રે, સમજી લે;
ક્ષણ ક્ષણ સાલે સરો રૂપી શૂળ રે, સમજી લે. ૧
માહરું તાહરું મટતાં ભવનો અંત રે, સમજી લે;
સૌ શાસ્ત્ર પોકારી કહે છે સંત રે, સમજી લે. ૨
દ્રુમ તણે દૃષ્ટાંતે આ વૈરાટ રે, સમજી લે;
પત્ર તણી પેરે આવે જાયે ઘાટ રે, સમજી લે. ૩
કનકકુટ જેમ ઘાટ ઘડીને ભાળે રે, સમજી લે;
એમ એને બ્રહ્માંડની વાર ન લાગે રે, સમજી લે. ૪
ઈંદ્રજાળ જ્યમ બાજીગરનો ખેલ રે, સમજી લે;
કમર કોકડાં ગુંચાયાં ઉકેલ રે, સમજી લે. ૫

શું સુતો છે અચેત આલસ આણી રે, સમજી લે;
આયુષ્ય તાહરું ઓસતણું છે પાણી રે, સમજી લે. ૬
સંસાર સુખથી રહેજે સદા ઉદાસ રે, સમજી લે;
જયમ મધુકર ન કરે ચંપક વનવાસ રે, સમજી લે. ૭
શ્વાસે શ્વાસે સ્મરણ કરજે સાર રે, સમજી લે;
રખે ધરતો તું દેહ તણો અહંકાર રે, સમજી લે. ૮
હરિ નામ હીરો હૃદયામાં રાખે રે, સમજી લે;
પ્રીતમ પ્રેમે પ્રેમ સુધારસ ચાખે રે, સમજી લે. ૯

## પદ ૧૩ મું

રામ રસાયણ પ્રેમ ધરી જે પીશે રે, માણી લે;
તેહને અખિલ લોકોનું દૈવત દીસે રે, માણી લે. ૧
અમર થાય તે મરે નહીં કોઈ કાળ રે, માણી લે;
અપાર હિત થઈ આપોપું સંભાળ રે, માણી લે. ૨
અજર પ્યાલો અધર ફરે છે જેહ રે, માણી લે;
મરજીવા હોય તે મુખમાંડી લેહ રે, માણી લે. ૩
આળસ નિદ્રા ભુખ તરસ સઉ ભાગે રે, માણી લે;
ત્રિભોવન પતીશું તનમાં તાળી લાગે રે, માણી લે. ૪
અખંડ બ્રહ્મ જુએ એક મેક થઈ જાય રે, માણી લે;
સાગર નીર ભળ્યું ન્યારું નવ થાય રે, માણી લે. ૫
તેહના સુખને અવર ન જાણે કોય રે, માણી લે;
અમૃતપાન કરી અતિ આનંદ હોય રે, માણી લે. ૬
મહા મગન થઈ મુંગો મીસરી ખાય રે, માણી લે;
પતિનું સુખ સુંદરીયે કયમ કહેવાય રે, માણી લે. ૭
શુદ્ધ વિચાર કરી સુખ માંહે સમાયો રે, માણી લે;
કહે પ્રીતમ તે રંગમાંહે રંગાયો રે, માણી લે. ૮

## પદ ૧૪ મું–રાગ કોલેરો

જાણે નહીં જગજીવન અભાગી, મરણ તણો ભય મોટોરે;
કાચા કુંભ બરાબર કાયા, જેવો જળ પરપોટોરે. જાણે. ૧
કૌરવ, કંસ, જરાસંધ, રાવણ, દંતવક્ત્ર શિશુપાલરે;
એહવા ગયા તેહની નહીં ગણતી, દેતા સાગર ફાળરે. જાણે. ૨

મણિધરના મુખ માંહિ, મીડકી સાખ્યને મારેરે;
એહવો આ સંસારખેલ છે, વીરલા જ્ઞાન વિચારેરે. જાણે. ૩
જગત જીવ ચતુરાનું ચવણું, કે ખાધા ને કે ખાશેરે;
પ્રીતમ પ્રભુનું ભજન કરી લે, તે નર નીરભે થાશેરે. જાણે. ૪

પદ ૧૫ મું

સાકુટ નરનો સંગ ન કરીએ, મરીયે મહા વિખ ખાઇરે;
પરવત ચઢી પડીયે પાવકમાં, તેથી દુષ્ટ દુઃખદાઇરે. સાકુટ. ૧
લેઈ સાણુસા અંગ મરોડે, વીંછી તોડે તનરે;
સિંહ ખાયે ભાવે વસિયે ભુજંગમાં, પણ મળશો નહીં દુરિજનરે. સાકુટ. ૨
નર તે કેહને કહિયે, જેહને હૈયે દ્વેષ ઘણોરે;
હરિગુરુ સંતની કરે અવગણના, શત્રુ સઉ જુગ જીવ તણોરે. સાકુટ. ૩
નહીં આધીન ગુરુ ગોવિંદનો, જ્ઞાન હીણને ઘણું ગુમાનરે;
કહે પ્રીતમ તેને પરહરીએ, જ્યમ ખર સુકર શ્વાન સમાનરે. સાકુટ. ૪

પદ ૧૬ મું

સત્ય સુધા શ્રીકૃષ્ણ નામ છે, જે જન જુગતે ચાખેરે;
પ્રીત સહિત નિત્ય નેહ ધરિ, હરિરૂપ હૃદયામાં રાખેરે. સત્ય. ૧
કોય કહે સુધા રહે સિંધુમાં, કોય કહે શશિમાં છે સહીરે;
કો કહે વનિતા વદન રહે, જ્યમ કહે છે ત્યમ વાત નહીરે. સત્ય. ૨
સાગરમાં હોતે તો નોય ખારો, શશિકલા કયમ ઝાંખી હોયરે;
પીયુ પ્રેમદાને વદન વસે તો, પતિ પોતાનો નાશ ન હોયરે. સત્ય. ૩
પ્રેમ પીયુખ મુખ વસે વૈષ્ણવને, પ્રેમ ધરે તેહને રસ પાયરે;
કહે પ્રીતમ પીતા હોય અમર, જનમ મરણનું જોખમ જાયરે. સત્ય. ૪

પદ ૧૭ મું

કુરમ કહીપેરે અંગ સમેટે, ઉપર દીસે નહીં આકારરે;
જીવ જંત જોઇને વળે પાછો, તેહને એ ન મળે સંસારરે. કુરમ. ૧
ઇન્દ્રિય દેવ લિષે ગુણ વરતી, સરવ સંકોચ ન કીજેરે;
મોતી કાજ્ય પડે મરજીવા, એમ અમીરસ પીજેરે. કુરમ. ૨
જોગીનો જીવ જડે નહીં જમને, કાલ રહે શીર કુટીનેરે;
અમૃત પાન કોટિ થયાં અમર, શું કરે રવિસુત રુઠીનેરે. કુરમ. ૩
રવિનાં કીરણ રહે જ્યમ રવિમાં, સરિતા સાયરમાંહે રહેરે;
કહે પ્રીતમ એમ હરિમાં હરિજન, નિમિષ માત્ર તે ન્યારા ન રહેરે. કુરમ. ૪

## પદ ૧૮ મું

કાયારે તાહરી કામ ન આવે, જો કરે કોટી ઉપાયરે;
વણશી જાતાં વાર નહીં લાગે, જો કુંદન કાપીને ખાયરે. કાયારે. ૧
દેહીનાં સ્નેહી સકળ સ્વારથિયાં, અંત્યે અળગાં રહેશેરે;
એક ઘડી ઘરમાં નહીં રાખે, કાઢો કાઢો કહેશેરે. કાયારે. ૨
પાંચ સાત દિન કોયક સંભારશે, વળતી મૂકશે વિસારીરે;
પોતે પોતાને મારગ લાગશે, કોણ પુરુષ કોણ નારીરે. કાયારે. ૩
સુપનાનું ધન જોયા સૂધી, તેણે કાંઈ કારજ નવ થાયરે;
પ્રીતમ પ્રભુનું ભજન કરી લે, અમુલખ અવસર જાયરે. કાયારે. ૪

## પદ ૧૯ મું

જે જને હરિનું નામ ન જાણ્યું, તે પસ્તાયા પ્રાણીરે;
વેઠ વેળુ દળી તે પુરુષે, મૃગજળ માયા માણીરે. જે જને. ૧
ધન દારા સુત કુટુંબ કબીલો, મૂઢમતિ શું મોહ્યોરે;
ચિંતામણિ પામ્યો મનુષ્યા દેહ, તે ખડભડમાં ખોયોરે. જે જને. ૨
જનમ ધરી જુગદીશ ન જાણ્યા, હરિ રસ અમલ ન પીધોરે;
કહે પ્રીતમ એળે ગયો અવસર, એકે અરથ ન સીધોરે. જે જને. ૩

## પદ ૨૦ મું

આનંદકારી અચલ વિહારી, ગિરિવરધારી ગોકુળચંદરે;
સુખ સાગર નાગર ગુણઆગળ, ગોપીવર ગોવિંદરે. આનંદ. ૧
ઈંદ્ર કમળ ભૂ શેષ સનકાદિક, નિગમ નિરંતર ગાયરે;
અગમ અપાર હરિનો મહિમા, કોણે કળ્યો નવ જાયરે. આનંદ. ૨
ચિંતામણી સુરધેનુ કલ્પતરુ, જે સેવે શુદ્ધ ચિત્તે સારરે;
રિદ્ધ સિદ્ધ મુક્ત ચતુરધા દાસી, સુખરાશિ હરિનામ ઉદારરે. આનંદ. ૩
પાપ તાપ દીનના ટાળે, અખંડ અભેપદ પામેરે;
કહે પ્રીતમ પ્રભુનામ સમરતાં, અનેક આપદા વામેરે. આનંદ. ૪

## પદ ૨૧ મું

માયા સહુને મોહ પમાડે, હરિજનથી રહી હારીરે;
જેહનો ધણી જોરાવર કહાવે, તેણે કાઢી નારીરે. માયા. ૧
બાજીગરની બાજી માંહે, જંબુરો સઉ જાણેરે;
નાડિનો નાગ કરી દેખાડે, ભેદી ભેદ નવ્ય આણેરે. માયા. ૨

પીછાં કેરું કરે કબુતર, જોઈ જગત મોહ પામેરે;
ધુળનું ધન કરી દેખાડે, સેવક ન ભૂલે ભામેરે. માયા. ૩
હરિરસ અમલ અખંડ ખુમારી, જે પ્રેમે કરી પીશેરે;
કહે પ્રીતમ કારજ સર્યું જેહનું, કયમ બીજાથી બીહીશેરે. માયા. ૪

### પદ ૨૨ મું

કાયા કલ્પદ્રુમ સમ જાણો, શોભા વરણી ન જાયરે;
કર્મનાં મૂળ અનાદિ ઉંડાં, ફૂલે ફળે સદાયરે. કાયા. ૧
શત શાખા શાખા ડાળ દ્વાદશ, પત્ર છત્રીશ હજારરે;
આશા વેલ રહે નવપલ્લવ, પુષ્પ તણો નહીં પારરે. કાયા. ૨
જીવ ઈશ્વર પંખી બેઉ બેઠા, એક જોગી એક ભોગીરે;
જોગી જોગ જોગતે શું જીવે, ભોગી તે અતિ રોગીરે. કાયા. ૩
કાળ કુંજર કરે ધ્વંસ દ્રુમનો, ચૈતન્ય ચોકી રહેનેરે;
જન પ્રીતમ એહવું જાણીને, નામ અમર ફળ લેનેરે. કાયા. ૪

### પદ ૨૩ મું—રાગ કાનડો

નિરમળ નામ નિરંતર લેરે, ટેક.
રામ અનંત મુકુંદ મોરારી, શ્રીગિરિવર ધારી ગોવિંદ તેહરે; નિરમળ.
કેશવ કૃષ્ણ કૃપાનિધિ માધવ, સંભારે સઉ શોક હરેરે; નિરમળ. ૧
શ્રીવર સુંદર શ્યામ મનોહર, રૂપ અનેક થઇને રમેરે; નિરમળ.
નારાયણ મધુસૂદન મોહન, ત્રિભુવન તારણ ત્રીકમ છેરે; નિરમળ.
પ્રીતમ પ્રીત સહિત મન ભાવે, રાત દિવસ હરિ રંગમાં રહેશેરે; નિરમળ.

### પદ ૨૪ મું

નામ વિના ગતિ મુક્તિ નહીરે, ટેક.
સહસ્રાનન ચતુરાનન શંકર, સાંખ્ય સંત શ્રુતિ અગમ કહીરે; નામ.
અજામેલ ગજ ગીધ વ્યાઘ્ર કપિ, ગુણિકા વિમાન ચઢિ ગગન ગઇરે; નામ.
નામ આધાર તરે જળધર મહીધર, મૂઢમતિ મન સમજ સઇરે; નામ.
તપ તીરથ વ્રત દાન જજ્ઞ ફળ, નામ સમોવડ નાવે એહીરે; નામ.
રામનામ સઉ માંહે શિરોમણ, ભજ્ય પ્રીતમ રસ રૂપ થઇરે; નામ.

### પદ ૨૫ મું

રામ સુધારસ જે જન પીવે, ટેક.
અદ્યાપિ સિદ્ધ નવનિદ્ધ મુક્તિ, ચતુરધા ચાર પદારથકુ નહીં છીવે; રામ.

બ્રહ્મપ્રકાશ હોય ઘટ ભીતર, તિમિર ટળી જાય અમીરસ દીવે; રામ.
જરા ન જંપે કાળ ન વ્યાપે, અમર જુગો જુગ તે નર જીવે; રામ.
ધ્રુવ, પ્રહ્લાદ, નારદ, સનકાદિક, અજર પીયાલો પીધો શિવે; રામ.
કહે પ્રીતમ થયા તે તદવત્, જમકિંકરથી કો નવ બીવે; રામ.

## પદ ૨૬ મું

તું તારું તન દેખ તપાસી, ટેક.
મટે મોહ મમતા મદ માયા, તો કાયામાં કેદાર ને કાશી; તું તારું.
જાગ્રત સ્વપન સુષુપ્તિ તુરીયા, રોમ્ય રોમ્ય રહ્યો પ્રકાશી; તું તારું.
તું છે સુક્ષ્મ કારણનો દ્રષ્ટા, આનંદરૂપ અખિલ અવિનાશી; તું તારું.
ઉઠ પીઠકુ લાટક સાહાટક, ભમર ગુફા બ્રમરંધ વિનાશી; તું તારું.
આઠે પહોર રહે એ સુખમાં, પ્રીતમ તેહની ટળી ચોરાશી; તું તારું.

## પદ ૨૭ મું

તું તો રામ રટણ કર રંગમાં, અંગમાં, ઉપજે આનંદ;
ગોવિંદ ભજ ભાવશું.
પરમારથ અરથ વિચારીએ, તજ સ્વારથ માયાનો ફંદ; ગોવિંદ.
કહીએ કાયા તે તારી કારમી, તેને વણસતાં નહીં લાગે વાર; ગોવિંદ.
ઓસ ઉદક બીડી બરાસની, તેને ઉડયતણો આંતબાર; ગોવિંદ.
મૃગ તૃષ્ણાજળ જાસક ભર્યાં, એવો જાણો સકળ સંસાર; ગોવિંદ.
ગુંજા વહ્નિ તે મરકટે માનિયો, તેણે ટાઢ ટળે નહીં લગાર; ગોવિંદ.
સુપનામાં સમૃધિરે પામિયો, જાગી જોતાં મળે નહીં જરાય; ગોવિંદ.
ધુમરના તે ઢગ સોહામણા, તુજ મૂઠીમાં ન ભરાય; ગોવિંદ.
સાચી સંગત સદ્ગુરુ સંતની, જેણે જીવપણું ટળી જાય; ગોવિંદ.
કહે પ્રીતમ પ્રભુને સંભારતાં, મહા પાપી પાવન થાય; ગોવિંદ.

## પદ ૨૮ મું

સંત પારસ ચંદન બાવના, કામધેનુ કલ્પદ્રુમ સાર; સમાગમ સંતનો.
પ્રેમ સમજાણો અંતર ઘણો, તરુ પારસ ત્રણ પ્રકાર; સમાગમ.
એક પારસથી પારસ બંને, એક પારસથી બંને હેમ; સમાગમ.
એક પારસ લોહ કુંદન કરે, સો વસા એમનું એમ; સમાગમ.
એક ચંદનથી વિષ ઉતરે, એક ચંદને અગ્નિ ઓળખાય; સમાગમ.
એક તલભાર તેલમાં જો પડે, ફરી તાતું કયારે નવ્ય થાય; સમાગમ.

સૌ ગજ શિર મોતી ન નીપજે, સઉ નાર્ય સતી નવ હોય; સમાગમ.
સૌ સેના શૂરી નવ જાણીએ, એવી જયુગત વિચારી જોય; સમાગમ.
જ્ઞાન હીણુ ગુરુ નવ કીજીએ, વાંઝ ગાય સેવ્યે શું થાય; સમાગમ.
કહે પ્રીતમ બ્રહ્મવિદ ભેટતાં, ભવ રોગ સમૂળો જાય; સમાગમ.

## પદ ૨૯ મું

સંત લક્ષણ ત્રીસ સોહામણાં, જેહની ચિત્ત થઈ વૃત્તિ શાંત;
એવા જન હરિતણા.
બ્રહ્માનંદ બ્રહ્મરસ ભોગિયા, જીવ ઈશ્વર ભાગી ભ્રાંત્ય; એવા.
દયા દાન દાસીત્વ અતિ ઘણાં, જ્ઞાન ભક્તિ વિવેક વૈરાગ; એવા.
ક્ષમાવંત તપે નહીં તાપમાં, આશા રહિત અમલ અનુરાગ; એવા.
અક્રોધ ઈંદ્રીજિત અનુભવી, કવિ કોમળ શીલ સંતોખ; એવા.
આશા રહિત અમૃત વાણી વદે, સેહેજાનંદ આનંદ કોશ; એવા.
શુદ્ધ સ્નેહી સવારથ નવ મળે, પરમારથ ઉપર પ્રીત; એવા.
શશિ સુરજવત સાક્ષી રહે, ઉદાર અરણવની રીત; એવા.
હરખ શોક વિષે ડોલે નહીં, અર્ધ નિમિષ તજે નહીં નામ; એવા.
સુરતરુ સુરધેનુ ચિંતામણી, મળતાં પહોંચે મન કામ; એવા.
પરિપૂરણ વળણુ સંતનાં, બતરીશમાં ઓછાં બે; એવા.
કહે પ્રીતમ સદ્‌ગુરુ સંતને, સઉ સોંપીને શરણે રહે; એવા.

## પદ ૩૦ મું

સદ્‌ગુરુના તે શબ્દ વિચારતાં, મટે માયા મોહ વિકાર; હરિરસ પીજીયે.
બાળી ભસ્મ કરે બીજી વાસના, ઉર પ્રગટે પ્રેમ અપાર; હરિરસ.
એવો અજર અમીરસ જે પીયે, તેહનાં નેણ વેણ પલટાય; હરિરસ.
લાગી બ્રહ્મ ખુમારી નવ ઉતરે, સુખ મુખે કહ્યું નવ જાય; હરિરસ.
તેને સંભવ નથીરે શરીરનો, થયો આત્મ દ્રષ્ટે ઉઘાડ; હરિરસ.
મરજીવો થઈ હરિને મળે, ગળે જ્ઞાન હિમાળે હાડ; હરિરસ.
બ્રહ્મ ધ્યાને ગગનવત્ થૈ રહે, જયમ કુંભ મહાજળ માંઈ; હરિરસ.
કૃષ્ણ પોતામાં પોતે કૃષ્ણમાં, કૃષ્ણ વિના ન દિસે કાંઈ; હરિરસ.
જે સરિતા સાગરમાં ભળે, તેહનું નામ નદી ટળી જાય; હરિરસ.
કહે પ્રીતમ સદ્‌ગુરુ સેવતાં, ટળે અંતર એકરસ થાય; હરિરસ.

## પદ ૩૧ મું

કાયા બનીરે તાહરી કારમીરે, તાહારો અમર નથી અવતારરે;
હરિનું ધ્યાન ધરજે.

કાચો તે કુંભ જળે ભર્યોરે, તેહને ભાંગતાં કેટલી વારરે; હરિનું.
તરુવરથી ફળ છુટીયુંરે, તે ફરી ન ચોટે ડાળરે; હરિનું.
ગયો અવસર આવે નહીંરે, બાંધ પાણી પહેલી પાળરે; હરિનું.
નદી યોગે હેરી નાવ જર જડીરે, માંહે બેઠા મૂઢ ગમારરે; હરિનું.
ખોટા છે માંહે ખારુઓરે, તે તો હોડીનો હાંકણહારરે; હરિનું.
કર્મ વા આવી આફળેરે, માંહે મોહનાં મોજાં થાયરે; હરિનું.
તટ ન સૂઝે તેહનીરે, તેહનો કરવો કોણ ઉપાયરે; હરિનું.
સદ્ગુરુ શબ્દ વિચારિયેરે, જો કરીએ સદા સતસંગરે; હરિનું.
તો સહેજે પાર પામીએ, કહે પ્રીતમ પ્રગટે રંગરે; હરિનું.

## પદ ૩૨ મું

મનમાં જાણે છે મરવું નથીરે, દેહને, અભિમાને બહુ ગોઠવણ કરતો ગમારરે, દેહને.
મારાં મંદિર મારાં મળીયાંરે, દેહને, કહે મારા પુત્ર વારંવારરે, દેહને.
મારી જગ્યારે મારી જુવતીરે, દેહને, ઉઠી ચાલવું છે આજકાલરે, દેહને.
જમદૂત વરાતી આવશેરે, દેહને, ઉઠી ચાલવું છે આજકાલરે, દેહને.
કાળે ગ્રહ્યા કેશ તારારે, દેહને, તે તો કરશે ઘડીમાં ઘાતરે, દેહને.
વળતી વિચારીશ જીવડારે, દેહને, ઘણું ઘસવા પડશે હાથરે, દેહને.
વાત, પીત, કફ આવી કંઠ રુંધશેરે, દેહને, નહીં આવે ઉપર લવલેશરે, દેહને.
મનનું ધાર્યું રહેશે મનમાંરે, દેહને, પ્રાણી પામશે કષ્ટ કલેશરે, દેહને.
કર્મ પ્રધાન છે જીવનેરે, દેહને, ફળ શુભ અશુભ દેનારરે, દેહને.
જેવાં કર્યાં તેવાં ભોગવેરે, દેહને, ધરે ઉંચ નીચ અવતારરે, દેહને.
પડે પશુ પંખી જાતમાંરે, દેહને, ચાર ખાણ ચોરાશી લક્ષરે, દેહને.
દુઃખનો અંત આવે નહીંરે, દેહને, કહે નિગમ પુરાણ પ્રત્યક્ષરે, દેહને.
ગુરુ ગોવિંદ સેવ્યા નહીંરે, દેહને, કેઈ પેર કર્મનો નાશરે, દેહને.
વાસના બીજ બળ્યું નહીંરે, દેહને, ત્યાં લગી ઉગરવાની શી આશરે, દેહને.
મોહ માયાના મોટા મોરચારે, દેહને, જાતરૂપ જુવતીનું જોરરે, દેહને.
કહે પ્રીતમ કોયક જિતશેરે, દેહને, જેહને સદ્ગુરુ શબ્દ અંકોરરે, દેહને.

## પદ ૩૩ મું

જતન કર્યે જીવવું નથીરે, ચિત્તમાં, ચેત્ય ચોંપે, તજ દેહપણું અભિમાનરે, ચિત્તમાં.
સો વરસ જીવ્યો તો શું થયુંરે, ચિત્તમાં, સરવાલે મરણ નિદાનરે, ચિત્તમાં.
આયુષ નિરંતર અંજલિરે, ચિત્તમાં, તે ટબકે સાસ ઉસાસરે, ચિત્તમાં.
દુરમતિશે નથી દેખતોરે, ચિત્તમાં, આંખ્યો આગળ થયા નર નાશરે, ચિત્તમાં.

દિન દશ પાંચ મુકામ છેરે, ચિત્તમાં, પછે કુચના નગારાં કહેવાયરે, ચિત્તમાં.
સેનાપતિ ચઢી ચાલશેરે, ચિત્તમાં, ત્યાં પાણી પીવા નહીં રહેવાયરે, ચિત્તમાં.
તું તારું સજી બેસજેરે, ચિત્તમાં, પ્રાણી પછે પસ્તાવો ન થાયરે, ચિત્તમાં.
પુણ્ય કર્યું તે પલ્લે બાંધીયુંરે, ચિત્તમાં, કને ખરચી વિના શું ખાયરે, ચિત્તમાં.
શૂરાને શી શોચનારે, ચિત્તમાં, સતીને કોહોનો સંઘાતરે, ચિત્તમાં.
એક ધણી શ્રી રંગ રાખજેરે, ચિત્તમાં, કહે પ્રીતમ પ્રેમની વાતરે, ચિત્તમાં.

## પદ ૩૪ મું–રાગ ધોળ

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને. ૧
સુત વિત દારા શિશ સમરપે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહિ પડ્યા મરજીવા જોને. ૨
મરણ આગમે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઉભો જુવે તમાસો, તે કોડી નવ પામે જોને. ૩
પ્રેમ પંથ પાવકની જ્વાલા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડ્યા તે મહા સુખ માણે, દેખનારા દાઝે જોને. ૪
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહીં સ્હેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને. ૫
રામ અમલમાં રાતા માતા, પૂરા પ્રેમી પરખે જોને;
પ્રીતમના સ્વામીની લીલા, તે રજની દન નરખે જોને. ૬

## પદ ૩૫ મું

સંત સમાગમ જે જન કરશે, તેને પ્રગટે પ્રેમ જોને;
જે ધાતુને પારસ પરશે, તે તો હોયે હેમ જોને. ૧
કથીર કાંસુ હેમ ન હોયે, કોટી પારસ પરસે જોને;
શૂન્ય છીપ તે ઉપર નાવે, સોમણ સ્વાતિ વરસે જોને. ૨
અચેતને ઉપદેશ ન લાગે, શિવ બ્રહ્મા સમજાવે જોને;
જેનાં અવળાં અંતઃકરણો, તેને સમજણ નાવે જોને. ૩
કુબુદ્ધિ કાળપ જેને હૃદયે, તેને ન લાગે રંગ જોને;
અડદ ઉજળા કયમે ન થાયે, જઈ ઝબોળે ગંગ જોને. ૪
કુશકા કૂટેથી શું થાય, કણ ન જડે તેમાંથી જોને;
મંદ અભાગી મૂરખ નરને, સમજણ આવે ક્યાંથી જોને. ૫

પાપીને પરબોધ ન કરિયે, મુન્ય ગ્રહીને રહિયે જોને;
કહે પ્રીતમ તુલસી દલ તોડી, પ્રેત ન પુજવા જઇયે જોને. ૬

પદ ૩૬ મું

હરિ મહિમા મોટા જન જાણે, સનકાદિક શુકદેવ જોને;
અજતનયા ઉમયાપતિ વંદે, કરે કમળા પદ સેવ જોને. ૧
વેદ વિરંચી વ્યાસ વખાણે, અપાર લીલા એની જોને;
નાથ વિના બીજો નહિ બળિયો, જોયું ચિત્તમાં ચેતી જોને. ૨
માટે મારું મનડું મોહ્યું, રસિક વરને રંગે જોને;
સદા સરવદા સુખમાં ઝીલું, સુંદર વરને સંગે જોને. ૩
અમૃતકેરા સાગરમાંહે, મગન થયું મન મીન જોને;
એક નિમિષ ન્યારું નવ થાયે, રહ્યું તે રસમાં લીન જોને. ૪
અગરચંદનનાં વનમાં જઇને, ભોગી ભમરો બેઠો જોને;
ઉડીને અળગો નવ થાયે, સ્વાદ સુખમાં પેઠો જોને. ૫
કમળનેનની સુંદર શોભા, નિરખું નિત્યે નિત્ય જોને;
પ્રીતમના સ્વામીની સાથે, બાંધી પૂરણ પ્રીત જોને. ૬

પદ ૩૭ મું

સંત કૃપાથી છૂટે માયા, કાયા નિર્મળ થાય જોને;
શ્વાસોચ્છ્વાસે સમરણ કરતાં, પાંચે પાતક જાય જોને. ૧
કેસરીકેરે નાદે નાસે, કોટી કુંજર જૂથ જોને;
હિંમત હોય તો પોતે પામે, સઘળી વાતે સૂથ જોને. ૨
અગનીને ઊધઈ ન લાગે, મહામણિને મેલ જોને;
અપાર સિંધુ મહાજળ ઉંડાં, મરમીને મન સહેલ જોને. ૩
બાજીગરની બાજી તે તો, જંબુરો સઉ જાણે જોને;
હારની માયા બહુ બળવંતી, સંત નજરમાં નાણે જોને. ૪
સંત સેવતાં સુકૃત વાધે, સહજે સીજે કાજ જોને;
પ્રીતમના સ્વામીને ભજતાં, આવે અખંડ રાજ જોને.

પદ ૩૮ મું

જા સદ્‌ગુરુને શરણેરે, સૌ સંશય હરશે;
જીવ દશાને ટાળીરે, હરિ સરખો કરશે. ૧
ઉગ્ર દશા અનુભવીરે, છે સમજણ મોટી;
મન કંચનને કસવારે, ગુરુ જ્ઞાન કસોટી. ૨

હોય હેમ લોહ કેરુંરે, જેને પારસ પરશે;
થાય મહા મુક્તાફળરે, જળ સ્વાતિ વરસે. ૩
છીપ રહે સાગરમાંરે, માંય મોતી નિપજે;
જ્ઞાન મીનકા પરસેરે, તેને ઋતુ ઉપજે. ૪
સતસંગે નર સમજેરે, સૌ દુગ્ધા જાશે;
પ્રીતમ તે પ્રાણીનુંરે, સૌ કારજ થાશે. ૫

## પદ ૩૯ મું–ધોળનો રાગ બીજો

સખી આજ આનંદ રંગ અંગમાં; નેહે નિરખ્યા શ્રીનંદ કિશોર,
આ તન રંગ અંગમાં.
હરિને મસ્તક મુગટ સોહામણો; તે પર ચમકે છે ચંદ્રિકા મોર, આ૦ ૧
હરિને લિલવટ તિલક કેસરતણું; બહુ કુંડળ ઝળકે છે કાન, આ૦ ૨
નાકે નિર્મળ મોતી મકરાતણું; સુંદર લોચન કમળ સમાન, આ૦ ૩
ઓપે અધર અરુણ પરવાળાં શાં; મુખ સુન્દર રૂપ રસાળ, આ૦ ૪
કણ્ઠે હીરા મોતીના રે હારડા; કળી કુસુમ ગુંજા મણિમાળ, આ૦ ૫
ભુજ ભૂષણ રતન જડાવનાં; પોંચી મુદ્રિકા વેઢ વિશાળ, આ૦ ૬
નાભિ અગમ ઉદર રેખા ત્રિવલ્લી; કેડે કંદોરો મણિકૃતમાલ, આ૦ ૭
પગ પલ્લવ પંકજ પાંખડી; નખ ચંદ્ર છટા છબી જોર, આ૦ ૮
ઝમકે ઝાંઝર ધમકે રે ઘુઘરી; શબ્દ સંગીત નાદના ઠોર, આ૦ ૯
પેર્યું પીતાંબર દ્યૂતી દામની; તન નવ–ઘન તરુણ–તમાલ, આ૦ ૧૦
સ્વામી પ્રીતમનાની શોભા ઘણી; સદા સેવકનો પ્રતિપાળ, આ૦ ૧૧

## પદ ૪૦ મું–રાગ ગરબી

શું કર્યું ગીતા ગાઇને રે, તેં શું કર્યું ગીતા ગાઇને; ટેક.
ભણ્યો ગણ્યો પણ ભેદ ન જાણ્યો, ધિક પડ્યો પંડિતાઇનેરે; તેં શું.
પોથી વાંચીને પરમારથ ન કીધો, કુટુંબ પોંખ્યું કમાઇનેરે; તેં શું.
ભાગવત ભાખ્યું હેત હૃદે ન રાખ્યું, રહ્યો આપ સ્વારથ સાઇનેરે; તેં શું.
શેષને માથે મણિ છે તોયપણ, જીવે છે જીવ ખાઇને રે; તેં શું.
કહે પ્રીતમ પોતાના ડહાપણથી, ગયો ચોરાશિમાં વહેંચાઇનેરે; તેં શું.

# રેવાશંકર

## આ નાગર કવિએ કૃષ્ણલીલા વગેરે ચંદ્રાવળામાં બહુ કવિતા લખેલી છે

### બાળલીલા

#### છંદ ચંદ્રાવળા

મહા મંગળમાં મુખ્ય મનાયે, ગુણનિધિ ગણપતિ દેવ,
સિદ્ધિ બુદ્ધિ દાયક સિદ્ધિ બુદ્ધિ નાયક, ઉત્તમ સર્વ અવેવ;
ઉત્તમ સર્વ અવેવ તે એના, જશ પ્રસિદ્ધ જગતમાં જેના,
પગરણમાંહી પ્રથમ પુજાયે, મહા મંગળમાં મુખ્ય મનાયે. ૧

શારદ હારદ કોડે કહું છું, હેતે જોડી હાથ,
હરિગુણ ગાવા હરખ થયો, તે ગરવી આપો ગાથ;
ગરવી આપો ગાથ તો ગાઊં, કિરતન કરી કૃતારથ થાઉં,
શરણ તારે તે સારું કહું છું, શારદ હારદ કોડે કહું છું. ૨

રમણ દ્વિપ રણછોડ બિરાજે, સકળ સુરાસુર ભૂપ,
અમર ચમર કરમાં લૈ ઉભા, કોટિક સમર સ્વરૂપ;
કોટિક સમર સ્વરૂપ તે શોભે, લોચન લાવણ્ય જોઇને લોભે,
ત્રિવિધ વિવિધ શૃંગાર તન સાજે, રમણદ્વિપ રણછોડ બિરાજે. ૩

શ્રીરણછોડને શરણે રહેતાં, અકૃત જાય અઘોર,
રેવાશંકર ભૂપ ભયંકર, જમકિંકરનું જોર;
જમ કિંકરનું જોર જ નાસે, દર્શન કરતા અઘ દૂર થાશે,
કરે કૃતારથ કીર્તન કેતાં, શ્રીરણછોડને શરણે રેતાં. ૪

જય રણછોડ જદુકુળ નાયક, જગપતિ જગદીશ,
અજ ઇંદ્રાદિક અમર ઓળખે, ઇશ નમાવે શીશ;
ઇશ નમાવે શિશ આનંદે, પ્રભુપદ પૂરણ પ્રીતિ શું વંદે,
વરણવે વેદ ભેદ વર લાયક, જય રણછોડ જદૂકુળ નાયક. ૫

પરમદયાળ કૃપાળ કમળાવર, ઠાકોર ડાકોર દેવ,

બિર્દ રાખ્યું બોડાણાકેરું, સહજ માનિ લૈ સેવ;
સહજ માનિ લૈ સેવ સંબંધે, પ્રગટ પધાર્યા પ્રેમ પ્રબંધે,
સુણિ શરણે થયો રેવાશંકર, પરમદયાળ કૃપાળ કમળાવર. ૬
દર્શન કીધે દુકૃત જાયે, દુર્મતિ થાયે દુર,
ડાકોર ઠાકોર દેવ શિરોમણિ, ભક્તિ આપો ભરપૂર;
ભક્તિ આપો ભરપૂર પ્રાણીને, કૃપા નિજ જન જાણીને,
મહિમાંહિ મોટો મહિમાયે, દર્શન કીધે દુકૃત જાએ. ૭
જુક્તિ ઝમક ઝડ જરા ન જાણું, નથી અભ્યાસ અનુપ્રાસ,
મૂઢમતિ અતિ ગૂઢમતિમાં, કવિ કોવિદનો દાસ;
કવિ કોવિદનો દાસ કહેવાઊં, ચંદ્રાવળા કરવા ચિત્ત ચાહું,
જયમ ત્યમ જડતા અક્ષર આણું,જુક્તિ ઝમક ઝડ જરા નજાણું. ૮
શ્રાવણમાસ મહા સુખકારી, કૃષ્ણાષ્ટમિ મધરાત,
રોહિણી શુદ્ધ બુદ્ધ જોગ શુભ સુંદર, કરણ બાળવ વિખ્યાત;
કરણ બાળવ વિખ્યાત તે વારે, જયોતિષ શાસ્ત્રતણે અનુસારે,
મહર ઘેર સુતજન્મ દુઃખહારી, શ્રાવણ માસ મહા સુખકારી. ૯
પુત્ર પ્રગટ થયો સાંભળિ કાને, ગુરુજી ગર્ગાચાર,
નંદ નિલય આનંદથી આવ્યા, આશીર્વાદ ઉચાર;
આશીર્વાદ ઉચાર તે કીધો, આદ્યેથી અતિ આદર દીધો,
સનમુખ જઈ લાવ્યા સનમાને, પુત્ર પ્રગટ થયો સાંભળી કાને. ૧૦
પ્રોહિતને પધરાવી પાટે, પ્રેમે જોડી પાણ,
કેવો કુંવર થાશે કુલ દીપક, કહો ગુરુજી ગુણ જાણ;
કહો ગુરુજી ગુણ જાણ તે જોઈ, સાંભળી સુખ પામે સૌ કોઈ,
લખીયા શા શુભ લેખ લલાટે, પ્રોહિતને પધરાવી પાટે. ૧૧
ગ્રહ સઘળા સેવા સુખ લેવા, આવ્યા શુભ આગાર,
પૂર્ણબ્રહ્મ પૂરણ પુરુષોત્તમ, પણ સંસાર વિહાર;
પણ સંસાર વિહારની રીતે, જન્મપત્રિ લખી પ્રોહિત પ્રીતે,
દાસ થઈ મંગળ ફળ દેવા, ગ્રહ સઘળા સેવા સુખ લેવા. ૧૨
ગુરુજી—વૃષભલગ્ન મધ્ય વિધુ વિરાજે, અરુણ ઇંદુ—સુત ચાર,
શત્રુસ્થાને શુકર શનિ કેતુ, અમર—ગુરુ અગિયાર;
અમર—ગુરુ અગિયાર આગારે, રાહૂ બળવંત બેઠો બારે,
ભાગ્ય ભુવન ભુવિનંદન ભ્રાજે, વૃષભલગ્ન મધ્ય વિધુ વિરાજે. ૧૩

ગ્રહ ગુણ જોઈ ગુરુજી બોલે, બાલક બહુ બળવાન,
સુર સમૂહની સહાય કરશે, અસુર અધમ અભિમાન;
અસુર અધમ અભિમાન ઉતરશે, પ્રૌઢ પરાક્રમ પૃથ્વીમાં કરશે,
ત્રણ લોકમાં નહીં કોઈ તોલે, ગ્રહ ગુણ જોઈ ગુરુજી બોલે. ૧૪
દીર્ઘાયુ ઇંદિરા અખંડિત, અતુલ્ય પ્રતાપ અવનીશ,
અજ ઇંદ્રાદિ અમર ઓળગશે, અહોનિશ ધ્યાને ઈશ;
અહોનિશ ધ્યાને ઈશ તે ધરશે, વિપુલ વિશ્વમાં જશ વિસ્તરશે,
પ્રણય પ્રણામ કરશે મહા પંડિત, દીર્ઘાયુ ઇંદિરા અખંડિત. ૧૫
કૈકતણાં કલ્યાણ એ કરશે, હરશે ભૂમી–ભાર,
આદિ પુરુષ અવિનાશી પોતે, ઉદર ધર્યો અવતાર;
ઉદર ધર્યો અવતાર તે ધારી, વ્રજવાસીની વાત વધારી,
ગ્વાલ ગોધન લૈ વનમાં ફરશે, કૈકતણાં કલ્યાણ એ કરશે. ૧૬
કવિ–ચૈલ પલ્લવ ચોકે ચિત્રામણ, ચોદશ છાર્યા ચીર,
ઢોલ નિશાન નફેરી નોબત, વાજે સ્વર ગંભીર;
વાજે સ્વર ગંભીર તે ગાજે, મંગળ કળશ માનની સાજે,
ત્રણે વેદ રસ ભીના બ્રાહ્મણ, ચૈલ પલ્લવ ચોકે ચિત્રામણ. ૧૭
ધામ ધામથી ધાઈ ધસમસતી, અંગે ઉમંગ અપાર,
કુમકુમ આડ લલાટ લટકાળી, શોભતા સેજ શૃંગાર;
શોભતાં સેજ શૃંગાર શરીરે, અતિ અનૂપ ને રૂપ રુચીરે,
હરણ નેણિ હસતી મસમસતી, ધામધામથી ધાઈ ધસમસતી. ૧૮
નંદને ઘેર શેહેર સહુ મોળયું, ફળીયું ઝાક ઝમાલ,
મંગળ ગીત પ્રીતથી ગાયો, ગાયો લઈ ગોવાળ;
ગાયો લઈ ગોવાળ તે ગર્વે, વાગે વાજિત્ર સામટા સર્વે,
ગાજિ રહ્યું બાધું ગોકળિયું, નંદને ઘેર શહેર સહુ મળિયું. ૧૯
ગોપિ તનિયા ટોપી લઇને, ગોપ ગોરસને ઘૃત,
દૂધ દધી દધિજાત દિશોદિશ, નંદ નિકેતે નૃત;
નંદ–નિકેતે નૃત તે કરતા, ગાય ગોકુળ ગલિયે ગલી ફરતા,
એમ ઉભા આંગણામાં જઇને, ગોપી તનિયા ટોપી લઇને. ૨૦
નંદ નિલય આનંદથી આવી, ઉભા અજિર મોઝાર,
જાત કર્મ કરવા કુશ કર લઈ, ઝાંઝ ઝાલર ઝણકાર;

બિર્દ રાખ્યું બોડાણાકેરું, સહજ માનિ લૈ સેવ;
સહજ માનિ લૈ સેવ સંબંધે, પ્રગટ પધાર્યો પ્રેમ પ્રબંધે,
સુણિ શરણે થયો રેવાશંકર, પરમદયાળ કૃપાળ કમળાવર. ૬
દર્શન કીધે દુકૃત જાયે, દુર્મતિ થાયે દુર,
ડાકોર ઠાકોર દેવ શિરોમણિ, ભક્તિ આપો ભરપૂર;
ભક્તિ આપો ભરપૂર પ્રાણીને, કૃપા નિજ જન જાણીને,
મહિમાંહિ મોટો મહિમાયે, દર્શન કીધે દુકૃત જાએ. ૭
જુક્તિ ઝમક ઝડ જરા ન જાણું, નથી અભ્યાસ અનુપ્રાસ,
મૂઢમતિ અતિ ગૂઢમતિમાં, કવિ કોવિદનો દાસ;
કવિ કોવિદનો દાસ કહેવાઊં, ચંદ્રાવળા કરવા ચિત્ત ચાહું,
જયમ ત્યમ જડતા અક્ષર આણું, જુક્તિ ઝમક ઝડ જરા ન જાણું. ૮
શ્રાવણમાસ મહા સુખકારી, કૃષ્ણાષ્ટમિ મધરાત,
રોહિણી શુદ્ધ બુદ્ધ જોગ શુભ સુંદર, કરણ બાળવ વિખ્યાત;
કરણ બાળવ વિખ્યાત તે વારે, જ્યોતિષ શાસ્ત્રતણે અનુસારે,
મહર ઘેર સુતજન્મ દુઃખહારી, શ્રાવણ માસ મહા સુખકારી. ૯
પુત્ર પ્રગટ થયો સાંભળિ કાને, ગુરુજી ગર્ગાચાર,
મંદ નિલય આનંદથી આવ્યા, આશીર્વાદ ઉચાર;
આશીર્વાદ ઉચાર તે કીધો, આધેથી અતિ આદર દીધો,
સનમુખ જઈ લાવ્યા સનમાને, પુત્ર પ્રગટ થયો સાંભળી કાને. ૧૦
પ્રોહિતને પધરાવી પાટે, પ્રેમે જોડી પાણ,
કેવો કુંવર થાશે કુલ દીપક, કહો ગુરુજી ગુણ જાણ;
કહો ગુરુજી ગુણ જાણ તે જોઈ, સાંભળી સુખ પામે સૌ કોઈ,
લખીયા શા શુભ લેખ લલાટે, પ્રોહિતને પધરાવી પાટે. ૧૧
ગ્રહ સઘળા સેવા સુખ લેવા, આવ્યા શુભ આગાર,
પૂર્ણબ્રહ્મ પૂરણ પુરુષોત્તમ, પણ સંસાર વિહાર;
પણ સંસાર વિહારની રીતે, જન્મપત્રિ લખી પ્રોહિત પ્રીતે,
દાસ થઈ મંગળ ફળ દેવા, ગ્રહ સઘળા સેવા સુખ લેવા. ૧૨
ગુરુજી–વૃષભલગ્ન મધ્ય વિધુ વિરાજે, અરુણ ઇંદુ–સુત ચાર,
શત્રુસ્થાને શુકર શનિ કેતુ, અમર–ગુરુ અગિયાર;
અમર–ગુરુ અગિયાર આગારે, રાહૂ બળવંત બેઠો બારે,
ભાગ્ય ભુવન ભુવિનંદન ભાજે, વૃષભલગ્ન મધ્ય વિધુ વિરાજે. ૧૩

ગ્રહ ગુણ જોઈ ગુરુજી બોલે, બાલક બહુ બળવાન,
સુર સમૂહની સહાય કરશે, અસુર અધમ અભિમાન;
અસુર અધમ અભિમાન ઉતરશે, પ્રૌઢ પરાક્રમ પૃથ્વીમાં કરશે,
ત્રણ લોકમાં નહીં કોઈ તોલે, ગ્રહ ગુણ જોઈ ગુરુજી બોલે. ૧૪
દીર્ઘાયુ ઈંદિરા અખંડિત, અતુલ્ય પ્રતાપ અવનીશ,
અજ ઈંદ્રાદિ અમર ઓળગશે, અહોનિશ ધ્યાને ઈશ;
અહોનિશ ધ્યાને ઈશ તે ધરશે, વિપુલ વિશ્વમાં જશ વિસ્તરશે,
પ્રણય પ્રણામ કરશે મહા પંડિત, દીર્ઘાયુ ઈંદિરા અખંડિત. ૧૫
કૈકતણાં કલ્યાણ એ કરશે, હરશે ભૂમી–ભાર,
આદિ પુરુષ અવિનાશી પોતે, ઉદર ધર્યો અવતાર;
ઉદર ધર્યો અવતાર તે ધારી, વ્રજવાસીની વાત વધારી,
ગ્વાલ ગોધન લૈ વનમાં ફરશે, કૈકતણાં કલ્યાણ એ કરશે. ૧૬
કવિ–ચૈલ પલ્લવ ચોકે ચિત્રામણ, ચોદશ છાયાં ચીર,
ઢોલ નિશાન નફેરી નોબત, વાજે સ્વર ગંભીર;
વાજે સ્વર ગંભીર તે ગાજે, મંગળ કળશ માનની સાજે,
ત્રણે વેદ રસ ભીના બ્રાહ્મણ, ચૈલ પલ્લવ ચોકે ચિત્રામણ. ૧૭
ધામ ધામથી ધાઈ ધસમસતી, અંગે ઉમંગ અપાર,
કુમકુમ આડ લલાટ લટકાળી, શોભતા સેજ શૃંગાર;
શોભતાં સેજ શૃંગાર શરીરે, અતિ અનૂપ ને રૂપ રુચીરે,
હરણ નેણિ હસતી મસમસતી, ધામધામથી ધાઈ ધસમસતી. ૧૮
નંદને ઘેર શેહેર સહુ મળિયું, ફળીયું ઝાક ઝમાલ,
મંગળ ગીત પ્રીતથી ગાયો, ગાયો લઈ ગોવાળ;
ગાયો લઈ ગોવાળ તે ગર્વે, વાગે વાજિત્ર સામટા સર્વે,
ગાજિ રહ્યું બાધું ગોકળિયું, નંદને ઘેર શહેર સહુ મળિયું. ૧૯
ગોપિ તનિયા ટોપી લઇને, ગોપ ગોરસને ઘૃત,
દૂધ દધી દધિજાત દિશોદિશ, નંદ નિકેતે નૃત;
નંદ–નિકેતે નૃત તે કરતા, ગાય ગોકુળ ગલિયે ગલી ફરતા,
એમ ઉભા આંગણામાં જઇને, ગોપી તનિયા ટોપી લઇને. ૨૦
નંદ નિલય આનંદથી આવી, ઉભા અજિર મોઝાર,
જાત કર્મ કરવા કુશ કર લઈ, ઝાંઝ ઝાલર ઝણકાર;

ઝાંઝ ઝાલર ઝણુકાર તે થાયે, પૂરણ પ્રેમેં પિતૃ પુજાયે,
ભર્યા ભંડાર દિધા લુંટાવી, નંદ નિલય આનંદથી આવી. ૨૧
દિવ્યદંતિ ગુણવંતી ગાયે, દ્વિજને દીધાં દાન,
ભાત ભાતના ભુષણુ ભાવે, પેર પેરનાં પરિધાન;
પેર પેરનાં પરિધાન પેરાવે, માગતા માગણુની મેહેર આવે,
તોય નૃપતિને તૃપ્તિ નવ થાયે, દિવ્યદંતી ગુણવંતી ગાયે. ૨૨
સાત શૈલ તિલના તે ટાણે, રત્ન મેળવી માંહે,
સ્વસ્તિવાચન કરી વિપ્રને આપ્યા, અંગ ઉમંગ ઉત્સાહે;
અંગ ઉમંગ ઉત્સાહે તે ઉરથી, પુષ્પ વૃષ્ટિ થાય સુરપુરથી,
વ્રજવાસીનાં ભાગ્ય વખાણે, સાત શૈલ તિલના તે ટાણે. ૨૩
અસન વસન અતિ ઓપતાં અંગે, આપ્યાં એમ અનેક,
સુંદરિયો સહુને શણગારી, વદિને વિનય વિવેક;
વદિને વિનય વિવેક કરીને, જશોમતિ કહે જુવતીને હરીને,
દ્યો આશિષ ઉછરંગ ઉમંગે, અશનવસન અતિ અંગે. ૨૪
એક અબધૂત વિભૂત તન ધારી, અશ્રુત ઉજ્જવલ અંગ,
અકલ અરૂપ સકળ સુર સેવે, અદ્રિસુતા અરધંગ;
અદ્રિસુતા અરધંગ તે આણી, ડમરુ ડાક પિનાક છે પાણી,
રેવાશંકર શુભકારી, એક અબધૂત વિભૂત તન ધારી. ૨૫
આંગણે આવી અલક જગાવી, કીધો શિંગી સોર,
નંદરાણી ગભરાણી ઘરમાં, ગોપમાં વાયો હોર;
ગોપમાં વાયો હોર તે જઇને, માતા મનમાં વિસ્મય થઇને,
સુતને લીધો હૃદય લગાવી, આંગણે આવી અલક જગાવી. ૨૬
જશોદા—જશોદા જોગીરાજને નીરખી, ભાવ ભરી ભરપૂર,
લ્યો ભિક્ષા રક્ષા કરો સુતની, દૃષ્ટિ પડે રહો દૂર;
દૃષ્ટિ પડે રહો દુર દિગંબર, પેરો તો આપું પટ અંબર,
હર ઉત્તર હવે દે છે હરખી, જશોદા જોગીરાજને નીરખી. ૨૭
શિવજી—આદ્ય પુરુષ ને અલખ નિરંજન, જે અનંત અવિનાશ,
રોમ રોમ બ્રહ્માંડ ભમે તે, પડખામાં લેઈ પાસ;
પડખામાં લેઈ પાસ પલંગે, અર્ભક જાણીને ઉછરંગે,
અંબુજ આંખે આંજતી અંજન, આદ્ય પુરુષને અલખ નિરંજન. ૨૮

કવિ–શ્રવણ સુણિ શુભ વેણ શંકરનાં, વાધ્યો ચિત્ત વિચાર,
કારમો કયમ લઈ જાઉં કુંવરને, સર્વાંગે સુકુમાર;
સર્વાંગે સુકુમાર શરીરે, શિશુ સંકુચાયે શીત સમીરે,
વચન જાય કયમ જોગેશ્વરનાં, શ્રવણુ સુણી શુભ વેણ શંકરનાં. ૨૯

શિવજી–જશોમતી બીજું કાંઈ ન જાચું, સાચું કહું સુણ વેણ,
અંતરમાં અભિલાષા એવી, નંદ કુંવરને નેણ;
નંદ કુંવરને નેણ નિહાળી, પુત્ર પધરાવ વચન પ્રતિપાળી,
રૂપ જોઈ હૃદયામાં રાચું, જશોમતી બીજું કાંઈ ન જાચું. ૩૦

કવિ–જત્ન કરી જશોદા મહતારી, બાળક લાવી બહાર,
દર્શન કરી દિગંબર રીઝ્યા, ઉમંગ્યા ઉર અપાર;
ઉમંગ્યા ઉર અપાર અવિનાશી, કર્યું કુતુહલ કૈલાસ વાસી,
તાંડવ નૃસ કર્યું ત્રિપુરારી, જત્ન કરી જશોદા મહતારી. ૩૧

પરસ્પરે પ્રભુતાયે પરખ્યા, રીઝ્યા હૃદય મોઝાર,
અદ્ભુત અવિગતિની ગતિ દેખી, તૃપ્ત થયા ત્રિપુરાર;
તૃપ્ત થયા ત્રિપુરાર તે ટાણે, અન્યો અન્ય બન્યો મન જાણે,
હસિયા હરિ હર હઇએ હરખ્યા, પરસ્પરે પ્રભુતાને પરખ્યા. ૩૨

શિવજી–પ્રજાપાલ છે બાળક બાઈ, કંસ કેસિનો કાળ,
લીલા કરવા લઘુવેશ ધર્યો, દેવના દેવ દયાળ;
દેવના દેવ દયાળ દુઃખ હર્તા, સર્વ સૃષ્ટિને મહા સુખ કર્તા,
કોક અવતારની ફળી કમાઈ, પ્રજાપાલ છે બાળક બાઈ. ૩૩

ત્રણે લોકતણો જે ત્રાતા, શ્રુતિ શાસ્ત્રનું સાર,
પુત્ર થઇને પારણે પોઢ્યો, ઉદર ધરી અવતાર;
ઉદર ધરી અવતાર તે આપે, જે જોગીને જડે ન જાપે,
લાડ લડાવી લાવો લે માતા, ત્રણે લોકતણો જે ત્રાતા. ૩૪

કવિ–શ્રીધર શશિધર રમા ઉમાવર, શિવ કેશવ બળદેવ,
ગોધર ગંગાધર ને નગધર, પન્નગધરની સેવ;
પન્નગધરની સેવ જે કરશે, પ્રૌઢ પાપ પરિતાપને હરશે,
હેતે કરીને ભજો હરિહર, શ્રીધર શશિધર રમા ઉમાવર. ૩૫

શિશ નામી આશીષ દઇને, ઇશ પામ્યા આનંદ,
ધન્ય વસુધા વ્રજવાસી વનિતા, ધન્ય જશોદા નંદ;

ધન્ય જશોદા નંદ નરનારી, વિશ્વમાં ખ્યાત વિખ્યાત વધારી,
પછે પધાર્યાં પ્રસન્ન થઈને, શિશ નામી આશીષ દઈને. ૩૬

નાગદમણ–વળી વિવેક કરી વખાણું, પ્રભુએ પ્રાક્રમ કીધ,
હાથથકી હલવે હરજીએ, દડો દોડાવી દીધ;
દડો દોડાવી દીધ તે દડિયો, જલ કાલિંદી દ્રોહમાં પડિયો,
ઇચ્છા ઓળખી સંહુ અકલાણું, વળી વિવેક કરી વખાણું. ૩૭

પાછળથકી પધાર્યાં પોતે, પાણીમાં કરી પ્રવેશ,
નાગણના ગણ નયણે નરખી, કરતી ઘણો કલેશ;
કરતી ઘણો કલેશ કળકળતી, ગદગદ કંઠે થઈ ગળગળતી,
મોહ પામી મુખ સુખમાં જોને, પાછળ થકી પધાર્યાં પોતે. ૩૮

કોમળ કમળ કુસુમસમ કાયા, સર્વાંગે સુકુમાર,
કયમ આવ્યો કહે કેનો કુંવર, નામ દેને નિર્ધાર;
નામ દેને નિર્ધાર તે મુખે, મૃત્યુ માગી લીધું શે દુઃખે?
માત તાતે ઉતારી માયા, કોમળ કમળ કુસુમ સમ કાયા. ૩૯

કૃષ્ણ–નાગણી નીર ભરો કાં નેણે, નિશ્ચે કહું છું નામ,
કહાન કુંવર હું નંદજીકેરો, ગોકુળ મારું ગામ;
ગોકુળ મારું ગામ તે ગમતું, દુષ્ટ દુર્મતિ કોય નથી દમતું,
નિર્વિષ નીર કરવું કહું વેણે, નાગણી નીર ભરો કાં નેણે. ૪૦

નાગણી–વપૂ ચિત્તને વયે વિચારે, વદને વદને વાત,
સુણશે સર્પ તો દર્પ ઉતારશે, કરશે કાળી ઘાત;
કરશે કાળી ઘાત તે તારી, માટે માન શિખામણ મારી,
પ્રથમ કહું પરિણામ પ્રચારી, વપૂ ચિત્ત ને વયે વિચારી. ૪૧

કૃષ્ણ–કાળનો કાળ હું કહાન કહેવાણીં, નાગણી નિશ્ચે જાણ,
નાક ચીરીને નાથ લે ઘાલું, ઝાલું હાથ નિરવાણ;
ઝાલું હાથ નિરવાણ ઝડપથી, અહિ આવ્યો છું એ જ અડપથી,
કમળ કંસને કાજ લેઈ જાણીં, કાળનો કાળ હું કહાન કહેવાણીં. ૪૨

કવિ–વિષમ વેણ લાગ્યાં વિષધરને, કારમો કીધો ક્રોધ,
બળ કરી બળબંધુને બાઝયો, વાધ્યો ઘણો વિરોધ;
વાધ્યો ઘણો વિરોધ તે વળગ્યો, અંગથી અહિ નવ થાયે અળગો,
સહજ ક્રીડા સરખું શ્રીવરને, વિષમ વેણ વાગ્યાં વિષધરને. ૪૩

પ્રભુએ પ્રૌઢ સ્વરૂપ ધરીને, એવું વધાર્યું આપ,
કંધ કુટે પણ બંધ ન છુટે, સંધથી તૂટે સાપ;
સંધથી તૂટે સાપ સંકળાણો, આરતથી અહિપતિ અકળાણો,
ઉભી નાગણી નમન કરીને, પ્રભુયે પ્રૌઢ સ્વરૂપ ધરીને. ૪૪
નાક ચીરીને નાથ લેઈ ધાલી, નાચે નંદકુમાર,
નંદને મન આનંદ થયો નરખી, હરખી જશોદા નાર;
હરખી જશોદા નાર મળતાં, ગોપમાં થયો સંતોષ સાંભળતાં,
ચોદશથી સહુ આવ્યું ચાલી, નાક ચીરીને નાથ લેઈ ધાલી. ૪૫
પરસ્પરે પરિયાણ કરીને, પુતના પાપણ નાર,
તેડી કહ્યું તતક્ષણ તું જા, શિશુનો કર સંહાર;
શિશુનો કર સંહાર સધાવી, ગોકુળ મહરતણે ઘેર આવી,
હળવે હળવે લઈ હરીને, પરસ્પરે પરિયાણ કરીને. ૪૬
ધાઈ ધરીને ધાઈ ધવરાવી, કપટ કરીને કહાન,
પરપંચે પ્રભુને પોઢાડી, ઓઢાડી પરિધાન;
ઓઢાડી પરિધાન તે અંગે, અબળા બોલે ઉર ઉછંગે,
વળગતાં વનિતાને વહવરાવી, ધાઈ ધરીને ધાઈ ધવરાવી. ૪૭
પ્રાણ લીધો પયપાન કરતાં, પુતના પામી પીડ,
બાળકમાં આવડું બળ ક્યાંથી, રીસમાં પાડે રીડ;
રીસમાં પાડે રીડ તે રોતે, જનુની ગતિ દીધી જગ જોતે,
વાર ન થઈ વૈકુંઠ વરતાં, પ્રાણ લીધો પયપાન કરતાં. ૪૮
પ્રબળ પ્રલંબ ધેનુકને ઢાળ્યો, અઘ બગ આદિ અસૂર,
વિકટ શકટ સૂતાં સંહાર્યો, ચરણે કીધો ચૂર;
ચરણે કીધો ચૂર વિચાર્યો, તતક્ષણ તરણાવૃતને તાર્યો,
દંભ દાવાનલ દૂરથી વાળ્યો; પ્રબળ પ્રલંબ ધેનુકને ટાળ્યો. ૪૯
એમ અનેક અસુર ઉડાડ્યા, વ્રજની કીધી વાર,
જન આરત હરવા અવતરિયા, ભૂમિ ઊતારણ ભાર;
ભૂમિ ઉતારણ ભાર ભૂતળમાં, થઈ ગોવાળ ફર્યાં ગોકુળમાં,
સુત જાણિ રાણિયે રમાડ્યા, એમ અનેક અસુર ઉડાડ્યા. ૫૦
ગોપિયો–કેસ ત્રોડે ને વચ્છ વછોડે, ફોડે માખણ માટ,
ઠામ ઢોળે ને ધામ ઢંઢોળે, ખંખોળે છે ખાટ;

ખંખોળે છે ખાટ તે ખાંતે, આવી આળ કરે એકાંતે,
કરગરાટ કરતો કર જોડે, કેસ ત્રોડે ને વચ્ચ વછોડે. ૫૧
ઘેર ધણી થૈ ઘરમાં પેસે, ગોતે ગોરસ ઘૃત,
સુખથી સહુના મુખમાં મેલે, દુઃખ દે છે દિન પ્રત;
દુઃખ દે છે દિન પ્રત તે દહાડે, તાણીને તાળાં ઊઘાડે,
બાળક થઇને બારણે બેસે, ઘેર ધણી થૈ ઘરમાં પેસે. ૫૨
મારગમાં મટુકી ઉઘાડી, દહાડી માગે દાણ,
વગડે પણ ઝગડે જુવતિને, જનની જીવન પ્રાણ;
જનની જીવન પ્રાણ તે જાણી, સુતને દ્યો શિખામણ રાણિ,
કંસને કહું તો મુકશે કાઢી, મારગમાં મટુકી ઉઘાડી. ૫૩
શણગટ પનઘટ માંહે સાહે, અણુખટ કરે અપાર,
વારે વારે વારે તો નવ, હારે નંદ કુમાર;
હારે નંદકુમાર ન જાણે, છેડ કરે ને છેડલો તાણે,
વળગે ને વળી વાંસળી વાહે, શણગટ પનઘટ માંહે સાહે. ૫૪
નાહિયે ત્યાં પણ નીર ઉછાળે, વળી કરે વણસાડ,
ચિર ચોરીને ચતુરાં કેરાં, ચડે જઇને ઝાડ;
ચડે જઇને ઝાડ તે લાડે, એમ ઉદકમાં અંગ ઉઘાડે,
નિર્લજ નીચો વળી નિહાળે, નાહિયે ત્યાં પણ નીર ઉછાળે. ૫૫
પ્રસન્ન થઇને વસન ન આપે, વૃક્ષે કરી વિલાસ,
નિરમાં નગ્ન શરીર સહૂનાં, અબળા અતિ ઉદાસ;
અબળા અતિ ઉદાસ ઉઘાડે, દુરથી લઈ દુકૂલ દેખાડે,
સુંદરીને સેહેજે સંતાપે, પ્રસન્ન થઇને વસન ન આપે. ૫૬

જસોદા—કોણ કહે કાનુડો કુડો, બહેકયું બોલ ન બાળ,
શું સમજે સુત શિશુ સકોમલ, અબળા આપો આળ;
અબળા આપો આળ તે આવી, બાંહ્ય ઝાલીને દિયો બતાવી,
રાણીએ ઉત્તર દીધો રુડો, કોણ કહે કાનુડો કુડો. ૫૭

કવિ—અનેક ઉત્સવો બાળ ચરિત્રો, કીધાં અપરંપાર,
શ્રીકૃષ્ણ રાધાજીકેરો, વ્રજવધૂ સહિત વિહાર;
વ્રજવધૂ સહિત વિહાર વ્રજમાંયે, અખંડ લીલા અવનીપર થાયે,
ગાય સુણેથી થાય પવિત્રો, અનેક ઉત્સવો બાળ ચરિત્રો. ૫૮

વ્રજમાં વ્રજવાસી વધૂ સંગે, વ્રજવનમાંય વિહાર,
વૃંદાવનમાં રાસ રમ્યા અતિ, નાગરિ નંદકુમાર;
નાગરિ નંદકુમાર તે પ્રેમે, સદા સમરું હું સ્નેહે ક્રમે,
રેવાશંકર ભજે ઉમંગે, વ્રજમાં વ્રજવાસી વધૂ સંગે. ૫૯
રાસ રમણ ને મૃત્તિકા પ્રાશન, અવર ચરિત્ર અનેક,
કળિમાંહી કીધાં ઘણાં કૃષ્ણે, વરણવું શો વિવેક;
વરણવું શો વિવેક વાણિયે, આગળ શાસ્ત્રે જાણ્યું પ્રાણિયે,
પ્રગટ્યા પ્રભુ નિવારણ ત્રાશન, રાસરમણ તે મૃત્તિકા પ્રાશન. ૬૦
ગિરિ ધાર્યો વર્ષાને વાર્યો, સંહાર્યો શકટાસૂર,
કંસ માર્યો તરણાવૃત તાર્યો, ચૂર કીધો ચાણુર;
ચૂર કીધો ચાણુર ચપટિયે, કીધી કોટી કળા કપટિયે,
નાગ નાથીને દોષ નિવાર્યો, ગિરિ ધાર્યો વર્ષાને વાર્યો. ૬૧
**રાધિકાનું રુશણું**–કૌસ્તુભ કંઠે હરિયે ધરી, જોઈ પોતાની ઝાંય,
સેહેજે સૌકયતણે સંદેહે, માન ધર્યું મનમાંય;
માન ધર્યું મનમાંય મુંઝાણી, ઉઠી રુઠી અતિ અકળાણી,
કહ્યું લહ્યું નહિ કાને કરી, કૌસ્તુભ કંઠે હરિયે ધરી. ૬૨
આળવાળ ઉર બાળ ઉપજિયું, માનવેલીનું મૂળ,
અંગ અંગ ઉરઝી અબળાને, આભ્રણ દિવ્ય દુકૂળ;
આભ્રણ દિવ્ય દુકૂળ દેખાણી, અતિપાળી પાઇ મદ પાણી,
સર્વ શરીર શ્યામથી સજિયું, આળવાળ ઉર બાળ ઉપજિયું. ૬૩
રાધારાણી રિસાણી જાણી, જોઈ નંદ કુમાર,
મનમાંહે મુંઝાઇ ઉઠ્યા, તેડાવવા તૈયાર;
તેડાવવા તૈયાર તે થયા, દૂતી તેડી સમાચાર કહ્યા,
શ્રીમુખ બોલે મૃદુલતા વાણી, રાધારાણી રિસાણી જાણી. ૬૪
સખી સયાણી મોકલી શ્યામે, શ્યામાને સમજાવ,
જેમ તેમ કરી જઇ જુવતીને, તતક્ષણ તેડી લાવ;
તતક્ષણ તેડી લાવ તે ટાણે, સુરજન દુર્જન કોય ન જાણે,
અલ્પ કલ્પના કીધી આ મેં, સખી સયાણી મોકલી શ્યામે. ૬૫
મનની વાત મોહનની જાણી, ચાલી ચંચલ નાર,
ચડવડ ચડવડ ચરણે ચોંપે, જ્યાં વૃષભાન કુમાર;

જ્યાં વૃષભાન કુમાર ત્યાં ગઈ, કર જોડીને ઉભી રહી,
મુખથી બોલી મધુરી વાણી, મનની વાત મોહનની જાણી. ૬૬

સખી—પ્રમદા તું કાં પીઠ દઇને, પોઢી રહી પલંગ,
કરગરી ક્યારની કહું છું કામની, ઉઠ આળસ તજી અંગ;
ઉઠ આળસ તજી અંગ અજ્ઞાની, તું મોહનના મનમાં માની,
પ્રીત રીતથી જીત જઇને, પ્રમદા તું કાં પીઠ દઇને. ૬૭

હજી તજી હઠ શઠ સાહેલી, સજી સહજ શૃંગાર,
જુક્તિ જાણુ તો માણુ મોહનશું, તાણમાં હાણુ અપાર;
તાણમાં હાણુ અપાર તે પામે, ભુલ્યમાં અજાણ માનની ભામે,
મુખથી બોલ મરજાદા મેલી, હજી તજી હઠ શઠ સાહેલી. ૬૮

હરી વારીને હરિનેણી, મૂકતી નથી મરોડ,
લાડલી લીધી વાત ન મેલી, કીધી કળા કરોડ;
કીધી કળા કરોડ હો કામા, સમા ન ઉત્તર દીધા સામા,
એવી ન દીઠી એકલવેણી, હરી વારીને હરિનેણી. ૬૯

વનિતા વિનય વિવેક કરીને, વિનવી વારંવાર,
અક્ષર એક ન લાગ્યો અંગે, એવડો શો અહંકાર;
એવડો શો અહંકાર ઉરમાંહે, વાતમાં રાત જઈ વહાણું વાહે,
હવે હેત નહિ રહે હરિને, વનિતા વિનય વિવેક કરીને. ૭૦

મેલ રીશ કહું શિષ નમાવી, નેહ નિપુણ સુણ નાર,
વાલમ વિરહ વ્યથા હરવાને કરવા વિવિધ વિહાર;
કરવા વિવિધ વિહાર તે વનમાં, મેહેર આણ મારી તું મનમાં,
સમય જોઈ દે સ્મર સમાવી, મેલ રીસ કહું શિષ નમાવી. ૭૧

હરિ કરી હેત સંકેત સિધાવ્યા, ચેત ચતુર ચિત્તમાંય,
ઓળખે નહિ અવસર આગળથી, પાછળથી પસ્તાય;
પાછળથી પસ્તાય તે પોતે, પુનર જવાળ જડે નહિ જોતે,
ભરમમાં ભાવ સરવ સંભળાવ્યા, હરિ કરી હેત સંકેત સિધાવ્યા. ૭૨

સોળ સહસ્ર સુશિલ છે શ્યામા, બીજી વળિ બહુ બાળ,
હાથ મારે હરિણાક્ષી હમણાં, તેડાવું તતકાળ;
તેડાવું તતકાળ તે તરુણી, ચતુર શિરોમણિ ચંપકવરણી,
સમજી શ્લેશ કલેશ તજ કામા, સોળ સહસ્ર સુશિલ છે શ્યામા. ૭૩

સુંદરી સાંભળ શ્રવણ દઇને, કહું કહાનની વાત,
તું સરખી તરુણી ઘણી તેને, રંગ રમે દિનરાત;

રંગ રમે દિનરાત તે સાથે, માટે વાંકનું લેતા માથે,
માન મેલી વેલી મળ જઇને, સુંદરી સાંભળ શ્રવણ દઇને. ૭૪
દૂતી કહે સુતી શું સજ્જા, રોતી રહિ કાં આમ,
ક્રોધ કીચમાં છકી ગઈ તું, ભરમાવી ગઈ ભામ;
ભરમાવી ગઈ ભામ કો બીજી, તેણે તરુણિ તું મુજને ખીજી,
એવી કયમ થઈ તું નિર્લજ્જા, દુતી કહે સૂતિ શું સજ્જા. ૭૫
ક્રોધ રોધથી બોધ ન લાગે, શોધથી વધે વિરોધ,
જોધ જુવતી ઝાઝો નવ કીજે, મેલ અહંપદ ઓધ;
મેલ અહંપદ ઓધ જે લીધી, ક્રૂર કઠિન કોણે કરી દીધી,
કહ્યા વિના કયમ સંદેહ ભાંગે, ક્રોધ રોધથી બોધ ન લાગે. ૭૬
રાધા–કિતવ કહાનની કીર્તિ કરતી, લાજતી નથી લગાર,
ભ્રમર પેર પરધરનો ભોગી, વનિતા કાં નવ વાર;
વનિતા કાં નવ વાર વિચારી, આંહિ વદે તું વધૂ વધારી,
વચલી વાત મેં વેણમાં વરતી, કિતવ કહાનની કીર્તિ કરતી. ૭૭
સખી–વિલસે વસંત વનમાળી વનમાં, રહી રંગ મોઝાર,
નંદલાલને નેહે નિરખી, થાશે હરખ અપાર;
થાશે હરખ અપાર તે તુંને, એટલું મન નિશ્ચે છે હુંને,
તરુણિ તૃપ્ત થૈ રહીશ તું તનમાં, વિલસે વસંત વનમાળી વનમાં. ૭૮
રાધે રોષ રસિયા શું છોડી, વિલસે વસંત વનમાંહ,
સઘન કુંજ તરણી તનયા તટ, ખેલને અતિ ઉત્સાહ;
ખેલને અતિ ઉત્સાહ ભરીને, રસભરી રમી રિઝવ તું હરીને,
હવે હઠીલી હઠ દે ત્રોડી, રાધે રોષ રસિયા શું છોડી. ૭૯
ખટ્ ઋતૂ માંહી વસંત ઋતુ રુડી, કલરવ કોકિલ કીર,
વન વેલી અલબેલી સર્વે, સુંદર શીત સમીર;
સુંદર શીત સમીર તે વહે, ઉન્મદ મધુપ મંડળી રહે,
કાનનમાંહે ફુલી કેસુડી, ખટ્ ઋતુમાંહી વસંત ઋતુ રુડી. ૮૦
અલબેલી ઉભી કાં અળગી, રસમય આ ઋતુરાજ;
સજની સજ શૃંગાર સોહંતા, તજની લૌકિક લાજ;
તજની લૌકિક લાજ તે સર્વે, ગુણ ગુણવંત અનંત નહિ ગર્વે,
કર વિહાર વાલમ કર વળગી, અલબેલી ઉભી કાં અળગી. ૮૧
કવિ–રોમ રોમ રસ થયો રાધાને, હૃદે રહ્યો નહિ રોષ,
સહી વાયક સુખ દાયક શ્રવણે, સુણતાં થયો સતોષ;

સુણતાં થયો સંતોષ શરીરે, તરુણી ચાલી તરણિજા તીરે,
ખોલી બાળ તજી બાધાને, રોમ રોમ રસ થયો રાધાને. ૮૨
પત્ર લખ્યા સર્વત્ર સંભળાવો, સોંપ્યાં સમીર સુજાણ,
પૃથ્વીપર પળમાં પહોંચાડે, જુવતી જનને જાણ;
જુવતી જનને જાણ જે કરવું, આજ્ઞા આપી ત્યમ અનુસરવું,
સમય તજીને શરણે મુજ આવો, પત્ર લખ્યા સર્વત્ર સંભળાવો. ૮૩
આલ તું આગળ કાગલ આવી, વાંચે વિવિધ વિહંગ,
ચક્રવરતી થયો ચોદશ ચતુરા, અવનીમાંહી અનંગ;
અવનીમાંહી અનંગ અહંકારી, રમશે ગમશે જે નરનારી,
રહીશ માં હવે હૃદય રીસાવી, આલ તું આગળ કાગળ આવી. ૮૪
રસમાં રસ રાધાને વાધ્યો, અધિકો અંગ અનંગ,
સખિ વાયક શ્રવણે અધિકેરું, સુણી માન કર્યું ભંગ;
સુણી માન કર્યું ભંગ નિજ પ્રિયથી, સુખ સવંત જાણ્યું ઘણું જિયથી,
ખેલ કરવા કલેશ તજી બાધો, રસમાં રસ રાધાને વાધ્યો. ૮૫
ચાલી ચતુર ચપળ ચાલેથી, ખાંતે કરવા ખેલ,
કર ચામીકરની પિચકારી, શિર કેશરની હેલ;
શિર કેશરની હેલ ભરીને, જિતવા જતી ઈશ અરીને,
શ્રમજળ સબળ વહે ભાલેથી, ચાલી ચતુર ચપળ ચાલેથી. ૮૬
ઋતુરાજનું રાજ થયું રાધે, રતિપતિ પાસ પ્રધાન,
સંજોગી ભોગી સુખદાયક, માનવતિનું માન;
માનવતીનું માન મૂકાવે, લોક લાજ ચરચા ચૂકાવે,
વિલસે હસે વિરોધ ન વાધે, ઋતુરાજનું રાજ થયું રાધે. ૮૭
ચઢ્યો મૈન લેઈ સૈન સપરાણું, પાંચ બાણ લૈ પાણ,
નાત જોગી તપસી સંન્યાસી, ભેખમાં પડ્યું ભંગાણ;
ભેખમાં પડ્યું ભંગાણ તે ભાગ્યા, નગન પગે નીસર્યા નાગા,
ગિરિ ગહ્વર આપ્યું ઠેકાણું, ચઢ્યો મૈન લઈ સેન સપરાણું. ૮૮
સંજોગી ભોગીને આપે, મહા સુખ થઈ સહાય,
હાસ વિલાસ વિવિધ વિધકેરા, રાત દિવસ ઋતુરાય;
રાત દિવસ ઋતુરાય રસ રીતે, પ્રસન્ન પુરુવે પ્રેમાનંદની પ્રીતે,
સ્તંભ દંભ ને બહુ સંતાપે, સંજોગી ભોગીને આપે. ૮૯
મંત્ર મૂકિયા મહા મુનિ મારે, આપ્યો એ ઉપદેશ,
વિષય વિલાસ વિદ્યા વિધિકેરો, અબળાનો આવેશ;

અબળાનો આવેશ તે આવે, અંગો અંગ ઉછરંગ ઉપજાવે,
આસન કરીને ઉર આગારે, મંત્ર મૂકિયો મહા મુનિ મારે. ૯૦
નૂતન પલ્લવ નયણે નિરખી, હરખી હઇયા માંય,
વ્રજ વનિતા વન માટે વેગે, જમુના ઘાટે જાય;
જમુના ઘાટે જાય ઉમંગે, રમવાને સુંદર વર સંગે,
સુંદરી સર્વે સરખા સરખી, નૂતન પલ્લવ નયણે નરખી. ૯૧
મતું કરીને માનિની મનમાં, આભરણ સજિયાં અંગ,
સાડી સોધે ભરી સુગંધિત, કંચુકિ કેસર રંગ;
કંચુકિ કેસર રંગ તે રુડી, ઝળકે ઝાલ ને ચળકે ચુડી,
ઉદિયો અનંગ તતક્ષણ તનમાં, મતું કરીને માનિની મનમાં. ૯૨
પ્રફુલિત લલતિ લતા રહી લેહેકી, માંહિ બેહકી રહ્યા મોર,
મધુકર નિકર ચકોર ચાતક, પિક શુક સારસના સોર;
શુક સારસના સોર સુહાવે, ઉરમાંહી ઉત્સાહ ઉપજાવે,
બાળ દેખિ બહુ બોલતિ બેહેકી, પ્રફુલિત લલિત રહી લેહેકી. ૯૩
કુંદિ કોમળ કમળ ને કરણી; કેતકી ને કણવીર,
સુમન સુગંધિત સહજ સુશીતળ, સુંદરવહે સમીર;
સુંદર વહે સમીર સુખકારી, વય વનિતાનો વિરહ વિચારી,
ચોંપે ચાલતી ચંપકવરણી, કુંદી કોમળ કમળ ને કરણી. ૯૪
લાડલિ લેહેકંતિ લઘુ વેષે, રાધિકાજી રસ રાસ,
હરિનું મન હરિને હરિનેણી, હળવે કરતી હાસ;
હળવે કરતી હાસ તે હેતે, ભામિની ભેળી થઈ સંકેતે,
વાક વિદગ્ધ ને છાક અશેષે, લાડલિ લેહેકંતિ લઘુ વષે. ૯૫
આજ ગોપી સહુ લાજ લોપીને, રોપીને રિપુ રાજ,
છળ બળ કળથી સકળ અકળ રહી, કરવું છે એક કાજ;
કરવું છે એક કાજ તે કરિયે, ભોળવીને ભૂધરને ભરિયે,
કેલિમાં શું કરે કહાન કોપીને, આજ ગોપી સહુ લાજ લોપીને. ૯૬
ચંદ્રભાગા ચંદ્રાવળિ ચંચળ, ચક્ષુયે કરતી ચેન,
પળમાંહી પ્રભુ પાસે પહોંચી, વાંસે વનિતા વહેન;
વાંસે વનિતા વહેન તે વહેતું, લોક લજ્યાને કોઈ નથી લેતું,
શ્યામે વરત્યો સાનમાં સંચળ, ચંદ્રભાગા ચંદ્રાવળિ ચંચળ. ૯૭

# કૃષ્ણરામ*

## કળિકાળનું વર્ણન

### ગરબા છંદ

કેશવ કૃપા નિધાન, અરજી ઉરમાં આણો;
ભક્ત પ્રિય ભગવાન, જીવ દયા મન જાણો. ૧
પુરુષોત્તમ પ્રતિપાલ, આ અવસર તો આપ્યો;
કુટિલ કર્મથી કાલ, કેટલોક તો કાપ્યો. ૨
હજી રહ્યો અવશેષ, જકડ કરેજો જાશે;
રીઝ કરો ઋષિકેશ, સફળ તમારી થાશે. ૩
બાળક દેખે બાઉ, પ્રીતે ફરે તે પૂઠે;
હઠે બતાવે હાઉ, છાતીમાં છળિ ઉઠે. ૪
એમ હું અંતર્યામી, હેત દેખાડો હરખું;
ગોવિંદ ગરુડાગામ, થોડા દુઃખથી થરકું. ૫
સેવકને સનમાન, કરીને સોંપો કામું;
દાસ હું ઠરી દુકાન, નિત્ય લખું નિજ નામું. ૬
ઉઘરાણી ઘરઘર, કરવી ન મુજથી સાધે;
મન ધ્રુજે થરથર, બોલ લોકના બાધે. ૭
ત્રિકમ ન રહ્યો તાલ, અર્થ નથી કંઈ સરતો;
કળિનો આવ્યો કાળ, કડકડાટ બહુ કરતો. ૮
વિમળ મતિ વિપરીત, વહેવા લાગી સહુની;
પરમારથની પ્રીત, બહાર ખસી ગઈ બહુની. ૯
ઉત્તમ ચારે વરણ, ઉત્તમતાને મૂકી;
કરે અધર્માચરણ, ચિંતન હરિનું ચૂકી. ૧૦
વાડવ વિદ્યાવાન થઈ, પણ ઘર ઘર ડોલે;
શૂદ્રતણાં સનમાન નહિ, પણ આશિષ બોલે. ૧૧
વિદ્યા ભણીને વાદ, પંડિત કરે પરસ્પર;
શિશ્નોદરના સ્વાદ, ફરે શોધંતા સત્વર. ૧૨

* આ કવિનો જન્મ સં. ૧૮૨૪ માં થયો હતો. તેઓ ભટ્ટ મેવાડા જ્ઞાતિના બ્રાહ્મણ હતા. અમદાવાદના વતની હતા અને દયારામના સમકાલિન પ્રતિસ્પર્ધી હતા. તેઓ ૧૮૯૬ માં ભાદ્રપદ શુક્લ છઠને દિવસે બ્રહ્મભાવને પામ્યાં.

વાંચે જૈ વેદાંત, કણ લોભે કંઈ ઘરમાં;
સમજે નહિ સિદ્ધાંત, ભટકે ભવસાગરમાં. ૧૩
વિપ્ર પરસ્પર વેર, કામ કામણે કરતા;
જરને માટે ઝેર, મમતામાં નિત્ય મરતા. ૧૪
વિદ્વત થઇને વ્યાજ, ગરીબ કેરૂં ગમિયું;
કરે અઘટતાં કાજ, ભ્રાંતે મનડું ભમિયું. ૧૫
શાસ્ત્રતણી નહિ સાન, વામ મારગે ચાલે;
કરીને મદિરાપાન, મોટા થઇને મ્હાલે. ૧૬
મારણ મોહન જાર, ઉચાટન આરાધે;
ઉત્તમ થઈ અભિચાર, સુવરણ માટે સાધે. ૧૭
ઉર્ણા અડદ ઉપાન, મધુ મહિષી ને મહિનું;
દારુણ લે છે દાન, કાળ સમે કઇ કઇનું. ૧૮
શૂદ્રાદિકને ઘેર, શાસ્ત્ર શિખાડે જઇને;
પરમ ધર્મની પેર, વિપ્રતણી ગઇ વહિને. ૧૯
એકાદશાનું અન્ન, બ્રાહ્મણને પણ ભાવે;
ધણીને નાય જો ધન, ઘર ઘરેણું વેચાવે. ૨૦
મસ લઘુશંકા લીંટ, દેખતાં જ્યાં દીસે;
એ ઠેકાણે ઈંટ, માંડી પત્રાળી પીરસે. ૨૧
રામા કરે રુદંન, હાથ વાળતી હઇયે;
આરોગે ત્યાં અંન્ન, કોણ કોણને કહિયે. ૨૨
રડતા રાજદ્વાર, પંડિત થઇને પક્કા;
દેવડીએ છડીદાર, સહિ લે તેના ધક્કા. ૨૩
તો પણ નાવે લાજ, કિંકર મૂકે કાઢી;
વર્ષાસનને કાજ, દરબારે જાય દહાડી. ૨૪
નાત નાતની નિત્ય, બદી કરે બડબડતા;
વર્ષા ઉષ્ણ ને શીત, વેડી વાટે વઢતા. ૨૫
અન્નતણો મુખ ગ્રાસ, તો પણ બોલે ગાળા;
દામતણા થઈ દાસ, પેટે મારે પાળા. ૨૬
વૈશ્વદેવ નૈવેદ, બ્રહ્મયજ્ઞ કે તર્પણ;
ભૂત બળીનો ભેદ, જાણે નહિ બ્રહ્માર્પણ. ૨૭

સસરા કહીને ગાળ, પુત્ર પૌત્રને દેતા;
એળે ચડાવી આળ, લાંચ પટેલ થૈ લેતા. ૨૮
એક નોતરે ચાર, જમવા કાજે જાતા;
ન જુવે વરણાચાર, સાને ઘેર ઘેર ખાતા. ૨૯
ગ્રીવા લગણ ભરાઈ, પરનું આવે પ્રાશી;
રાત બધી રગડાઈ, વ્હાણે નાંખે વાશી. ૩૦
પલાંડુ લસણ કલીંગ, મધુ-પુષ્પ ને ગાજર;
અફીણ તમાકુ ભંગ, વ્યસન કર્યાંમાં હાજર. ૩૧
બેઠા નિત્ય બજાર, બ્રાહ્મણ નિંદા સાધે;
સગાં સગાંમાં ખાર, કલહ કરીને બાધે. ૩૨
પરનાતિની રોડ, નિજ નાતોમાં ઘાલે;
દામે ડળકી ડાઢ, મનને માને ચાલે. ૩૩
ઘરમાં ક્ષિપ્રા ખાય, સરખા થઈ સંબંધી;
કુલીન જમવા જાય, સાંહ ધાકની બંધી. ૩૪
તજી સ્નાન સંધ્યાય, ભાવે ભાવ્યું ભમવું;
ચિત્તમાં નિત્ય ચહાય, પૂર્વજિયાનું જમવું. ૩૫
વાટે વાટે વ્યાસ, થઈને માણ વજાડે;
પાંચે બેઠા પાસ, તેહ તાળિયો પાડે. ૩૬
શ્રુતિ સ્મૃતિની વાત, કાળ જીવ ઈશ્વરની;
જાણે નહિ કાંઈ જાત, રાગ તાળ કે સ્વરની. ૩૭
પિંગળ રીતે છંદ, કવિતા કરી ન જાણે;
પોતાતણા પ્રબંધ, રચી રાગડા તાણે. ૩૮
નાતરિયાની વાત, કેરી ને રેંટીડા;
ગાતાં શ્યામા સાથ, કરે કટાક્ષે ક્રીડા. ૩૯
અંગુળિયે અંગૂઠ, બંધી ગાય ઉછળતા;
મોટા થાય તો મૂઢ, બીજા મરે છે બળતા. ૪૦
જજમાનોથી રીશ, કરીને દાપું લેતા;
નહિતર ફાડી શિષ, રુધિરે હાથ દેતા. ૪૧
કઈ ધન કાજે થાય, વોહોરાના વાણોતર;
કઈ કાસદિયે જાય, કઈ ભીખતા ઘર ઘર. ૪૨

કઇક નાંખતા ટેલ, કઈ વિંટણિયો વીટે;
કઇકે હાંકતા બેલ, શકટ ભરીને ઈંટે. ૪૩
કઇક કરંતા રાસ, નારી રૂપ થઇ નાચે;
મશકરિયોથી હાસ, કઇક કરંતા સાચે. ૪૪
કઇક પાણી ભરનાર, કઇક રસોઈ કરંતા;
કઈ હોય નાદાર, કઇક કરોડો ફરંતા. ૪૫
કઈ લે ભરીને દામ, સરપણ શકટ ઇજારે;
કઈ શેઠોનાં કામ, બેઠા કરે બજારે. ૪૬
એક નાતમાં નાત, કલ્પિત બીજી કીધી;
ગૃહસ્થ ભિક્ષુક જાત, દીકરિયો નવ દીધી. ૪૭
નમસ્કારની રીત, તજી સલામો કરતા;
પરનાતિની પ્રીત, મનમાં કદી ન ધરતા. ૪૮
વાડવ થયા વકીલ, ઘરઘર કેરા ઠાકર;
દિવ્ય વધારે દીલ, યવનતણા થઈ ચાકર. ૪૯
ફારશિયોના હરફ, વસ્યા વિપ્રની વાણે;
ગજલ રેખતા તરફ, ગમતા દીઠા ગાણે. ૫૦
દીકરિયોના દામ, હૃદયે લાગ્યા રશિયા;
કરે કારમાં કામ, કેશ ધરે કાનશિયા. ૫૧
બેસે બનીને બેશ, ચકલે ડંભર હાંકે;
અરધ ઉઘાડે કેશ, તારુણિયોને તાકે. ૫૨
કઇક કીધાં કામ, વેળા જોઇને વંઠી;
નીચ જનોને નામ, આપી બાંધે કંઠી. ૫૩
કઈંક પૂજતા પીર, અવલોકે જઈ ઓરસ;
પયમાં નાંખી નીર, કઈ વેચતા ગોરસ. ૫૪
કઈ પરણેલી નાર, પ્રહાર કરે ત્યાં પેખી;
કઈ કરે વ્યભિચાર, દાર પારકી દેખી. ૫૫
સાઠે વર્ષે સાન, કઈંક મૂકી ઘરેણે;
વારુ થઇ વિદ્વાન, ફરી ફરીને પરણે. ૫૬
નાથે કાઢ્યો નરક, પોતે પાછો પેસે;
ગદ્ધાઇમાં ગરક, બાધા થઇને બેસે. ૫૭

વાડવ ઉપર વેર, આવડું તે કયમ આણ્યું;
કળિએ કીધો કેર, કારણ કાંઈ નવ જાણ્યું. ૫૮
ભલા તમે ભગવાન, હરિ ઉઠાવો હાની;
ગોવિંદ આપો જ્ઞાન, મુખ્ય બ્રાહ્મણને માની. ૫૯
આ અવસર અલોપ, થઈ જળમાં કયમ ઝીલો;
કરીને કરડો કોપ, કળિયે લીધો કીલ્લો. ૬૦
નરપતિ થઇને ન્યાય, પૂછી જોઇ ન પ્રીછે;
ધન લેવાને ધાય, અનર્થ કઇનો ઇચ્છે. ૬૧
વિપ્રને વપુનો દંડ, દેતાં દયા ન આવે;
પેખે પણ પાખંડ, લાંચો લઈ લલચાવે. ૬૨
કઇક વધારી કર, રાંક લોકને રગડે;
જ્યાં જ્યાં દેખે જર, બુદ્ધિ ત્યાં ત્યાં બગડે. ૬૩
પરદારાનો સંગ, રાતે તેથી રમતા;
ધારી નવ જુવે ઢંગ, દક્ષ જનોને દમતા. ૬૪
કૂડી ધરતા કાન, ચુગલ જનોની ચાડી;
ઘટવા લાગ્યું જ્ઞાન, દંભી સંગે દહાડી. ૬૫
વેદ શાસ્ત્રની વાત, કદી ધરે નહિ કાને;
રાજી રહે દિન રાત, ગુણિકાકેરે ગાને. ૬૬
ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ, કદી કરે નહિ કૂડા;
રાખે નહિ સંભાળ, ભક્ત જનોની ભુંડા. ૬૭
શાક ભાજિયો ફળ, એ પર્યંત ઇજારા;
વળી બતાવે બળ, ઝોળીવાળા ન્યારા. ૬૮
કાષ્ટ શકટથી કાઠ, કેટલાક તો કાઢી;
કડકા ભારે સાઠ, દરવાનાદિક દહાડી. ૬૯
વર્ષે વર્ષે સવાઇ, ઇજારદારિ વધારે;
રઇયત રુવે રગડાઈ, કો આગળ પોકારે. ૭૦
ચૌટે જણાવે તોર, દોડાવીને ઘોડા;
રાતે આવે ચોર, ઘર ઘર પડે દરોડા. ૭૧
ચોરોના અસવાર, બાન પકડતા લૂંટે;
દરવાજેથી બહાર, વહાર કરે નહિ પૂંઠે. ૭૨

દરવાજે દરવાન, રાંક જનોને રોકે;
કોઈ ધરે નહિ કાન, રડે બિચારા પોકે. ૭૩
અન્યાયોના દામ, લેઈ ઠરાવે સાચા;
ન્યાયીના લે જો નામ, તો તો હણે તમાચા. ૭૪
રાજ્યતણાં સંતાન, રાય આપણને માને;
દુશ્મન થઈ દીવાન, કેદ કરે રાજાને. ૭૫
થોડો જોઈ અપરાધ, મરી રહ્યાં ને મારે;
બળવંતોનો બાધ, કરી શકે નહિ ક્યારે. ૭૬
વરતાવે નહિ ધર્મ, રઇયત જનનો રીતે;
પોતે પણ સત્કર્મ, કદી કરે નહિ પ્રીતે. ૭૭
ઉત્તમ જનને આંચ, વિષયી નિત્યે દમતા;
વર્ષ ચાર કે પાંચ, એટલામાં આથમતા. ૭૮
કળિયે કીધો કેર, જેમ ગળે શશિને રાહૂ;
માધવ કરિયે મહેર, જોઈ પોતાના બાહૂ. ૭૯
વૈશ્ય કરે વિપરીત, તોલ ન સાચાં તોળે;
પરમારથની પ્રીત, મૂકી મગદળ ચોળે. ૮૦
બાર પાણનો માલ, વીશ પાણે વેચંતા;
દોડાદોડ દલાલ, કળહળ કૈક કરંતા. ૮૧
કહે ધર્મના સમ, ધર્મ ધસરડે ધૂળે;
તોયે ત્યમનું ત્યમ, મરદી નાંખે મૂળે. ૮૨
હેતસ્વી થઈ હાણ, કરે ન લેજો તશીયો;
વદે પરસ્પર વાણ, પોતાની પારશિયો. ૮૩
દમડી માટે ગાળ, મુખથી માને દેતા;
એક એકની આળ, જઈ દરબારે કહેતા. ૮૪
શાણા થઇને શેઠ, પાન તબાકૂ ચાવે;
વાડવ પાસે વેઠ, કાયાતણી કરાવે. ૮૫
લેઈ આપ્યાની આશ, મનમાં કદી ન રાખે;
દામતણા થઈ દાસ, મુખથી ભુંડું ભાખે. ૮૬
જતિ ગુરુ બ્રાહ્મણ દેવ, ગોસાંઈ વિધવાનાં ધન;
સંઘરવાની ટેવ, અંતે ઓળવ્યાનું મન. ૮૭

ચાર રામની ધર, થઇને કરતા કાળું;
જિરવી કઇનાં જર, દેખાડે દેવાળું. ૮૮
મનમાં રાખે મેલ, મૂખ જણાયે મીઠા;
ઘૃતમાં ઘાલી તેલ, દેતાં કઇને દીઠા. ૮૯
કહી બતાવે કાંય, આપે વસ્તુ બીજી;
મગન થયે મનમાંય, તાળી આપે રીજી. ૯૦
વૈષ્ણવ થઇને વેષ, અબળાને આરાધે;
કરે ધર્મનો દ્વેષ, શિવની નિંદા સાધે. ૯૧
સમર્પણી થઈ સ્વાદ, શીરા પૂરી જમતા;
ગુરુનો લેઈ પ્રસાદ, રામા સંગે રમતા. ૯૨
વિપ્ર અડે જો અંગ, છુવાઈ જઇને થૂકે;
ઉરમાં અતિ અનંગ, માની જણી ન મૂકે. ૯૩
સાચા મનથી તરણ, ગુરુ ચરણે ન રહેતા;
કરે અધર્માચરણ, કલ્પી કઈ મત કહેતા. ૯૪
અજા મૂકાવી ધન, હિંસકને ચવરાવે;
માણુસ લાયક અન્ન, શ્વાનોને ખવરાવે. ૯૫
જીવ દયા પ્રતિપાળ, થઇને કરે ઇજારા;
કઇનો આણે કાળ, શ્રાવક થઇને સારા. ૯૬
ધર્મ એટલો લાભ, બોલે પણ નવ પાળે;
ગર્ભિણિયોના ગાભ, ઔષધ આપી ગાળે. ૯૭
પરધનથી પરતંત્ર, સમજે નહીં શીખામણ;
જપે મુઠના મંત્ર, કઇને કરતા કામણ. ૯૮
પરનારીને સંગ, પ્રીતિ મનમાં પેસે;
અલંકારથી અંગ, સરસ સમારી બેસે. ૯૯
વેદ વિનાના ધર્મ, વાંચે નિત્ય વખાણે;
કૃષ્ણચંદ્રનાં કર્મ, જીવ સરીખાં જાણે. ૧૦૦
કળિ એમ કચ્ચરઘાણ, કરીને પીડે પ્રાણી;
કૃષ્ણ કરો કલ્યાણ, ઊર આપણા જાણી. ૧૦૧
દંભી જનનો દાસ, થઇને શીશ નમાવે;
વિઠ્ઠલતણો વિશ્વાસ, શૂદ્રોને મન ભાવે. ૧૦૨

ઉત્તમનાં આચરણ, કનિષ્ઠ થઇને કરતા;
સજ્જન જનનું શરણ, ઓળખિ નવ આચરતા. ૧૦૩
રાજસેવાની રીત, જાણે નહીં પણ રાખે;
મુખમાંહેથી નિત્ય, મંમો ચચ્ચો ભાખે. ૧૦૪
પરની નાર, રૂપાળી મનમાની;
દામ ભરી દરબાર, તે છંડાવે છાની. ૧૦૫
સંતાનોનાં સહિત, અષ્ટ મંગળે આણે;
નારી પામે નીત, જગ જિત્યો એમ જાણે. ૧૦૬
ગરીબ કેરું ઘર, ઉલાળીલે એળે;
છતનો વાઘે છર, મેલા થાયે મેલે. ૧૦૭
નવ ઠેકાણે જઈ, આવે દશમે દ્વારે;
કાંતા તેને કહી, સુવરણથી શણુગારે. ૧૦૮
પાયે પંડ પ્રણામ, બ્રાહ્મણને નવ કરતા;
દુઃખે જોડી દામ, દરબારોમાં ભરતા. ૧૦૯
લેખી ન જુવે લેશ, નિર્મળ જનને નાગા;
નિત્ય બનાવે વેશ, દેવ મંદિરે વાગા. ૧૧૦
જાત્રા જાતાં સંગ, જબરા બેલ જોડાવે;
જ્યમ વળગ્યું હોય વંગ, ત્યમ ગાડી દોડાવે. ૧૧૧
મલીન મેલું મન, સંત સંગતિ નવ સૂજે;
કલ્પિત ગાય કીર્તન, જાત જાતને પૂજે. ૧૧૨
ગૌ બ્રાહ્મણને દાસ, કરીને ધર્મે ધાવે;
સેવા બ્રાહ્મણ પાસ, કણબી થઈ કરાવે. ૧૧૩
ઝાઝું હોય જો જર, તો તો તાણા તણાવે;
વળી ઘણેરાં ઘર, ચાનક કરી ચણાવે. ૧૧૪
શુદ્ધ ધર્મની વાત, હઠથી ઘાલી હેડે;
જમે જમાડે જાત, જણ્યાં જમાઈ તેડે. ૧
કૌતુક સરખું કામ, કળિયે કીધું ભારી;
રક્ષા કરજો રામ, પ્રજા પોતાની ધારી.
કડિયા સુતાર મજૂર, વચન પ્રમાણે ન ચાલે;
જોખમ કરે જરૂર, ઘર કરતાં ઘર ઘાલે. ૧૧

ચાર રામની ધર, થઇને કરતા કાળું;
જિરવી કઇનાં જર, દેખાડે દેવાળું. ૮૮
મનમાં રાખે મેલ, મૂખ જણાયે મીઠા;
ઘૃતમાં ઘાલી તેલ, દેતાં કઇને દીઠા. ૮૯
કહી બતાવે કાંય, આપે વસ્તુ બીજી;
મગન થયે મનમાંય, તાળી આપે રીજી. ૯૦
વૈષ્ણવ થઇને વેષ, અબળાને આરાધે;
કરે ધર્મનો દૂષ, શિવની નિંદા સાધે. ૯૧
સમર્પણી થઈ સ્વાદ, શીરા પૂરી જમતા;
ગુરુનો લેઈ પ્રસાદ, રામા સંગે રમતા. ૯૨
વિપ્ર અડે જો અંગ, છુવાઈ જઇને થૂકે;
ઉરમાં અતિ અનંગ, માની જણી ન મૂકે. ૯૩
સાચા મનથી તરણ, ગુરુ ચરણે ન રહેતા;
કરે અધર્માચરણ, કલ્પી કઈ મત કહેતા. ૯૪
અજા મૂકાવી ધન, હિંસકને ચવરાવે;
માણસ લાયક અન્ન, શ્વાનોને ખવરાવે. ૯૫
જીવ દયા પ્રતિપાળ, થઇને કરે ઇજારા;
કઇનો આણે કાળ, શ્રાવક થઇને સારા. ૯૬
ધર્મ એટલો લાભ, બોલે પણ નવ પાળે;
ગર્ભિણિયોના ગાભ, ઔષધ આપી ગાળે. ૯૭
પરધનથી પરતંત્ર, સમજે નહીં શીખામણ;
જપે મુઠના મંત્ર, કઇને કરતા કામણ. ૯૮
પરનારીને સંગ, પ્રીતિ મનમાં પેસે;
અલંકારથી અંગ, સરસ સમારી બેસે. ૯૯
વેદ વિનાના ધર્મ, વાંચે નિત્ય વખાણે;
કૃષ્ણચંદ્રનાં કર્મ, જીવ સરીખાં જાણે. ૧૦૦
કળિ એમ કચ્ચરઘાણ, કરીને પીડે પ્રાણી;
કૃષ્ણ કરો કલ્યાણ, ઊર આપણા જાણી. ૧૦૧
દંભી જનનો દાસ, થઇને શીશ નમાવે;
વિઠ્ઠલતણો વિશ્વાસ, શૂદ્રોને મન ભાવે. ૧૦૨

અંબુ વરસે અલ્પ, તે પણ નહીં મુખ માગ્યું;
સત્ય રહ્યું છે સ્વલ્પ, તે પણ જાવા લાગ્યું. ૧૩૩
ભલા પુરુષને ભાંડ, ભાવે ભવાઈ કેરાં;
ડાહ્યા જન તે ડાંડ, થઇને કરે અનેરાં. ૧૩૪
પૃથ્વી પણ ગળી જાય, ધન દાટ્યું કર નાવે;
રગડે નિત્યે રાય, જયમ જે જનથી ફાવે. ૧૩૫
પિતા પુત્રમાં વેર, ભાઈ ભાઇને ભાંડે;
જાત જાતમાં ઝેર, મુખ કો કોથી ન માંડે. ૧૩૬
સગાં સહોદર સાથ, વાંધે વેર વધારે;
નર થઈ નારી હાથ, માત પિતાને મારે. ૧૩૭
પૂરણ પાપે તન, આ અવરસમાં આવે;
લેઈ તાતનું ધન, અંતે બહુ અથડાવે. ૧૩૮
લાગે નરને અંગ, કામિનિયોનાં કામણ;
માને મન થઈ દંગ, સાળાની શીખામણ. ૧૩૯
સ્નેહી સગાં સમસ્ત, કટ કાળજું કોરે;
દાવે દેખી વસ્ત, આપ આપમાં ચોરે. ૧૪૦
મુખ તંબોળે લાલ, પહેરે જામા નીચા;
જુઠો જકડી માલ, સત્ય કરાવે વીમા. ૧૪૧
રાખીને વેવાર, ગાળી નાખે નામું;
માગે જો દેનાર, જુવે ન તેના સામું. ૧૪૨
કરનું આપ્યું રોક, નાણું તે પણ નાપે;
સમજે કરવું શોક, વળી ઉલટું શાપે. ૧૪૩
એળે એળે જાય, ડાહ્યા કામને દરદે;
કામિનિયોની કાય, પણ મંદિરમાં મરદે. ૧૪૪
પીતળના શણગાર, સુવરણ સરખા કરિને;
વેચે મધ્ય બજાર, ધન લઈ જાય હરિને. ૧૪૫
રૂપૈયામાં રોળ, ત્રાંબુ ઘાલે પેખી;
કોરી ભરતા તોલ, મારે ઉપર મેખી. ૧૪૬
દામે ડળકે ડાઢ, મનુષ્ય મનુષ્યને મારે;
ખોદી ઘાલે ખાડ, અલંકાર ઉતારે. ૧૪૭

સોની દઈ વિશ્વાસ, કાલને વાયદે કૂનું;
આપે આઠે માસ, સોનાનું કરી સૂનું. ૧૧૮
ધોબી સાળવિ સઈ, ફાટાં વસ્તર સાંધે;
રોક મજુરી લઈ, પણ પોતાનું રાંધે. ૧૧૯
વૈદ થયા વાળંદ, શાસ્ત્ર–વાત સંતાણી;
સઇયદ કરી સણંદ, પાય મંત્રીને પાણી. ૧૨૦
બ્રાહ્મણ વિના અનંત, ગૃહસ્થ થઇને ભીખે;
શેરિયે શેરિયે સંત, ટેલ નાંખવી શીખે. ૧૨૧
વૈરાગી ગોસાંઈ, શસ્ત્ર અંગપર ધરતા;
મારે માંહોમાંઈ, મમતા માની મરતા. ૧૨૨
અંતરમાં અભિમાન, બાનું હરિનું બણિને;
દ્વિજનું મોડે માન, બ્રાહ્મણ પાસે ભણીને. ૧૨૩
ઉલટી વરણ અઢાર, વૈરાગીને વેષે;
ગામ ગામને બહાર, બાવા થઇને બેસે. ૧૨૪
કરીને ચારે ધામ, પૂજા કરે પૂજારી;
દેવતણાં લેઈ દામ, નિકળી જાય લે નારી. ૧૨૫
દેઈ બ્રાહ્મણને ધન, ભારે વિદ્યા ભણતા;
વળતા વ્યાસાસન, બેસે સિદ્ધ જ બણતા. ૧૨૬
તિલક છાપ ને માળ, ધરીને કરથી ખેંચે;
કણીક ચોખા દાળ, કઇના લાવી વેચે. ૧૨૭
કરમાં લે નહિ દામ, મોટમ રાખે માઝા;
લઈ પુસ્તકનું નામ, જર લે કઇના ઝાઝા. ૧૨૮
માંડીને ઘરબાર, લોટ માગતા વહાણે;
લાવી લાકડાં ચાર, જમી આવે જ્યાં જાણે. ૧૨૯
વિઠ્ઠલજીનો વેષ, હીંડે વિકળ વગોતા;
મુંડાવીને કેશ, જરને હીંડે જોતા. ૧૩૦
ફકીર થઇને ફગી, ભાલાનું કર પકડે;
પૈસા લે કરી બળ, રાંક જનોને રગડે. ૧૩૧
ગૌ બ્રાહ્મણને ત્રાસ, વધતો દિનથી વાધે;
રુડી વસ્તુની આશ, સાલે સાતે સાધે. ૧૩૨

કલ્પિત કીધા એમ, ધર્મ દિવસ ધોવાના;
નારીયે લીધાં નેમ, પરવ દિવસ રોવાના. ૧૬૩
કરે કમોતે મરણ, જો દિલમાં એ રૂઠે;
વ્યંડળ સરખાં વરણ, પુરુષ પોકારે પૂઠે. ૧૬૪
એક એકથી એક, આગળ, પડે ઉજ્જાતી;
અબળા મળી અનેક, પ્રૌઢ પરજિયા ગાતી. ૧૬૫
કૂટે કઈ કપાળ, મૂકી ઊર ઉઘાડાં;
જણાય નહિ જંજાળ, શા ઘટ પેઠાં ગાડાં. ૧૬૬
સાયં પ્રાતઃકાળ, મુખ વાળીને રડતી;
લીંટ આંસુ ને લાળ, દેઈ જીવોને નડતી. ૧૬૭
સેજ સ્વારથ કાજ, પતિ પુત્રોને મારે;
દિલમાં રાખે દાઝ, હઠે પોતે નવ હારે. ૧૬૮
અપરમાત થઈ આપ, દાસ પુત્રને દમતી;
પ્રૌઢ થાય જ્યાં પાપ, ત્યાં જઈ છાની જમતી. ૧૬૯
ખાય શેર બેયેક, તોય કહે નવ ભાવે;
લડે તજીને ટેક, પોળો ચાર જગાવે. ૧૭૦
તેલ સરસિયું રાઈ, ખાતી એઠું ટાઢું;
શિક્ષાથી રીસાઈ, અબળા બોલે આડું. ૧૭૧
છાની લેઈ જાય વસ્ત, મહિયરમાં મનમાની;
માંડે જુદ્ધ થઈ મસ્ત, પાછી ન ધરે પાની. ૧૭૨
કાંઈને શાટે કાંઇ, વસ્તુ બતાવે બીજી;
ઘરનાં જન ઘરમાંઇ, ખરું કહેતાં રહે ખીજી. ૧૭૩
પીટ્યા કહિને ગાળ, શિશુને દેઈ પછાડે;
પતિતણી પ્રતિપાળ, કરે નહિ પણ ત્રાડે. ૧૭૪
નગ્ન નદીને તીર, નરને તનુ નિરખાવે;
પતિને નિજ મંદિર, નિત્ય કરડવા ધાવે. ૧૭૫
હાય હાય કહી આદ્ય, વાત કરે વિસ્તારી;
મૂકી નિજ મર્યાદ, નિર્લજ થઇ કુળનારી. ૧૭૬
વિવાહ મંગળ દિન, ભૂંડું ગાતી ભામા;
જાત જાતના જન, સાંભળવા રહે સામા. ૧૭૭

માત પિતાનું ધન, મૂક્યું ચોરી જાતા;
માનિનિ કરી મગ્ન, ખાંતે ખાવું ખાતા. ૧૪૮
ગમે ગરોડા જોશ, પોમલિયો કરજોતી;
નિર્મળ જનનો દોષ, કળ્યો ન જાયે કોથી. ૧૪૯
દુનિયા સઘળી ડાહી, પોતપોતાના મનથી;
સંત રહ્યા સંતાઈ, ઝેર ભરેલા જનથી. ૧૫૦
કળિ કરે કલ્પાંત, કૃપણ જનોને કરડે;
સધાય નહિ સિદ્ધાંત, સર્વ શવેલાં ભરડે. ૧૫૧
પતિવ્રતાની પેર, નારી જનની નાઠી;
મરદાઈ ગઈ મહેર, માનિનિયો થઈ માઠી. ૧૫૨
દશ એકાદશ બાર, વર્ષે ગર્ભ જ ધરતી;
વિહ્વલ થઈ વ્યભિચાર, કામિનિયો બહુ કરતી. ૧૫૩
થયા વામણા વેષ, આઠ હાથની સાડી;
લાજ રહી નહિ લેશ, તરુણી ઉઠે તાડી. ૧૫૪
ઠરી ન બેસે ઠામ, ઘરોઘરે અથડાતી;
દીલમાં ધારી દામ, પર પુરુષોને ચહાતી. ૧૫૫
જીભે ભરિયું ઝેર, બકોર કરતી બોલે;
વરથી રાખે વેર, ડાકણ સરખી ડોલે. ૧૫૬
સાસુને કહે સોક, વહુ સામી રહી વઢતી;
પછી મૂકતી પોક, રાંક સરખી રડતી. ૧૫૭
મારે જો ભરતાર, સામું બોલે સડતું;
ખરો ધરીને ખાર, કૂવે મૂકે જઈ પડતું. ૧૫૮
સાસુ પણ વહુ સાથ, કહે બાપની બઈયર;
લાંબા કરીને હાથ, સુણતાં સઘળી સઈયર. ૧૫૯
નાગી થઈને નહાય, વિખાણ ત્યાં પણ વાંચે;
શૌચ જવાને જાય, એક કળશિયે પાંચે. ૧૬૦
મળી કોયને કોક, ત્યાં પણ બડબડ કરતી;
જેમ સાંભળે લોક, એ રીતે ઉચરતી. ૧૬૧
વાટે કરતી વાત, કંઈ મળીને કળવળ;
જાણી જાયે ન જાત, ખસે ન કરતી ખળભળ. ૧૬૨

કલ્પિત કીધા એમ; ધર્મ દિવસ ધોવાના;
નારીયે લીધાં નેમ, પરવ દિવસ રોવાના. ૧૬૩
કરે કમોતે મરણ, જો દિલમાં એ રૂઠે;
વ્યંડળ સરખાં વરણ, પુરુષ પોકારે પૂઠે. ૧૬૪
એક એકથી એક, આગળ, પડે ઉજાતી;
અબળા મળી અનેક, પ્રૌઢ પરજિયા ગાતી. ૧૬૫
કૂટે કઈ કપાળ, મૂકી શિર ઉઘાડાં;
જણાય નહિ જંજાળ, શા ધટ પેઠાં ગાડાં. ૧૬૬
સાયં પ્રાત:કાળ, મુખ વાળીને રડતી;
લીંટ આંસુ ને લાળ, દેઈ જીવોને નડતી. ૧૬૭
સૌજ સ્વારથ કાજ, પતિ પુત્રોને મારે;
દિલમાં રાખે દાઝ, હઠે પોતે નવ હારે. ૧૬૮
અપરમાત થઇ આપ, દાસ પુત્રને દમતી;
પ્રૌઢ થાય જ્યાં પાપ, ત્યાં જઈ છાની જમતી. ૧૬૯
ખાય શેર બેયેક, તોય કહે નવ ભાવે;
લડે તજીને ટેક, પોળો ચાર જગાવે. ૧૭૦
તેલ સરસિયું રાઈ, ખાતી એઠું ટાઢું;
શિક્ષાથી રીસાઈ, અબળા બોલે આડું. ૧૭૧
છાની લેઈ જાય વસ્ત, મહિયરમાં મનમાની;
માંડે જુદ્ધ થઈ મસ્ત, પાછી ન ધરે પાની. ૧૭૨
કાંધને શાટે કાંઇ, વસ્તુ બતાવે બીજી;
ઘરનાં જન ઘરમાંઇ, ખરું કહેતાં રહે ખીજી. ૧૭૩
પીટ્યા કહિને ગાળ, શિશુને દેઈ પછાડે;
પતિતણી પ્રતિપાળ, કરે નહિ પણ ત્રાડે. ૧૭૪
નગ્ન નદીને તીર, નરને તનુ નિરખાવે;
પતિને નિજ મંદિર, નિત્ય કરડવા ધાવે. ૧૭૫
હાય હાય કહી આદ્ય, વાત કરે વિસ્તારી;
મૂકી નિજ મર્યાદ, નિર્લજ થઇ કુળનારી. ૧૭૬
વિવાહ મંગળ દિન, ભૂંડું ગાતી ભામા;
જાત જાતના જન, સાંભળવા રહે સામા. ૧૭૭

હોળીની પણ ઘેર, હઠી ખસે જમ હારી;
ગાય ત્યમ પૂરણ પેર, નરને સુણતાં નારી. ૧૭૮
નિરધન ને ધનપાત્ર, સુભાગ્યવંતી કે રાંડી;
મળી માનિની માત્ર, કાંતે ચરખા માંડી. ૧૭૯
શેરિયે કરતી સોર, શ્યામા શરમ ન આણે;
દિવસ ચડે જ્યાં પહોર, ઘરમાં ઘંટી તાણે. ૧૮૦
ઘરમાં હોય જો દુઃખ, ગમતાં ન મળે ઘરેણાં;
મરડીને કહે મુખ, પાપે તમને પરણ્યાં. ૧૮૧
છડે ન વીણે ધોય, તરત ન દેતી તડકા;
રસોઇમાં પણ હોય, કોયલાકેરા કડકા. ૧૮૨
ચકલે ચકલે ગાય, ગરબા મળિને ધણિયો;
જાર જોવાને જાય, ભામા એવું ભણિયો. ૧૮૩
સાસુ વહુને શીશ, પ્રથમ પેરાવે વાડી;
અંતે કરતી રીશ, કહે ઘોડાની લાડી. ૧૮૪
સાસુ જોઇને સુખ, વહુકેરું મન ખીજે;
વહુનું જોઇને દુઃખ, સાસુનું મન રીઝે. ૧૮૫
અપરમાત કે માત, સુતનાં ઘરમાં આવી;
જે કાંઈ આવે હાથ, તે તે જાય સધાવી. ૧૮૬
દીકરિયો થઇ દૂત, ફોસલાવી લે માનું;
શળી ન પામે સૂત, કરવા કાર્ય પીતાનું. ૧૮૭
મરે જિવે ભરથાર, વગોવી વનિતા વરને;
નીકળી જાય કુળનાર, લેઇ પારકા નરને. ૧૮૮
શ્યામા સુતને કાજ, વીર્ય ધરે કઇ કઇનું;
મૂકે કુળની લાજ, જ્યમ પાસુ હોય ક્ષયનું. ૧૮૯
પિતા પુત્ર ભરથાર, સમ ખાવાને જૂઠે;
ચડે ઘડી દિન ચાર, આંખ ચોળતી ઉઠે. ૧૯૦
પિતાનું કરે ન માન, માનિનિયો મન માન્યું;
સ્વારથની રહી સાન, કળિમાં સગું કહ્યાનું. ૧૯૧
કંથ પાસ બહુ કામ, ઘરનાં નિત્ય કરાવે;
ઘરનો કરી ગુલામ, અહરનિશ અથડાવે. ૧૯૨

વિધવા પણ જણિ બાળ, જઈ ટાંકામાં નાંખે;
ગુણવંતી થઈ ગાળ, સર્વ જનોની સાંખે. ૧૯૩
પરપુરુષોથી વાત, હસિ હસિ વાટે કરતી;
ઉઠી અરધી રાત, અબળા નવ ઓસરતી. ૧૯૪
દેવ મંદિરે જાય, નિત્યે રઝળતી રામા;
અન્ય પુરુષ અથડાય, સુંદરિયોના સામા. ૧૯૫
ન કરે કદિયે નાર, સેવા નિજ સ્વામીની;
વાત કરે વ્યભિચાર, કાંતા જન કામિની. ૧૯૬
ભાગે પર ઘરસૂત્ર, તેવી વાતો ચણતી;
થાય પુત્રને પુત્ર, તો પણ પોતે જણતી. ૧૯૭
બાળા યુવતી વૃદ્ધ, ચડભડતી નવ ચૂકે;
બડબડ કરતી બોધ, મમતા મનથી ન મૂકે. ૧૯૮
સાચી જૂઠી વાત, સુણી લડાઈ લડતી;
સમ ખાતી સાક્ષાત, રગડે રામા રડતી. ૧૯૯
વાંધા પાડી વિશેક, સવળે અવળું સમજે;
એક એકથી એક, ટક્કર લેવી ન તજે. ૨૦૦
જંબા જાય ત્યાં જાન, પરનું થતું ન જાણે;
કરી એકડું ધાન, છાંડે શરમ ન આણે. ૨૦૧
કૃષ્ણ–કથામાં વાત, એક એકથી કરતી;
કરે આપની ઘાત, કાન કથા નવ ધરતી. ૨૦૨
મનમાં જાણે ડહાઈ, વરણન નિજનું ભાવે;
રુડું કહે રિસાઈ, જાય કથામાં નાવે. ૨૦૩
તીર્થ તણા જે તર, રાજ્ય રહ્યાં ત્યાં ખોટાં;
બધા બિંદર, મ્લેચ્છ રાજ્યથી મોટાં. ૨૦૪
કેટલાં કરું વિખાણુ, કળિનાં જનનાં કંઠે;
ભજન પડે ભંગાણુ, વાણી વળતી વંઠે. ૨૦૫
સર્વ જનોને સાથ, નમસ્કાર છે મારો;
જોડીને કહું હાથ, હું છું દાસ તમારો. ૨૦૬
કરશો કોઇ નહિ રોષ, સૌથી હું બહુ પાતી;
સૌના ગાવા દોષ, વાણી જ્યારે વ્યાપી. ૨૦૭
કળિમાં છે બે ગુણ, દોષ તણા નિર્દોલક;
કળી શકે તે કૂણ, પોતાના પ્રતિપાલક. ૨૦૮

મન ચિંતવ્યાં સત્કર્મ, શીઘ્ર સફળ તે થાશે;
અંકે કર્યે અધર્મ, મનન કર્યે મરદાશે. ૨૦૯
કૃષ્ણતણાં કીર્તન, ગાવાં સુણવાં ગમશે;
થાશે પાપ પતન, સંકટ સઘળાં સમશે. ૨૧૦
માટે શ્રીમહારાજ, મુજ સામું કાંઈ જોઇયે;
અન્નાદિકને કાજ, ખોટી થવું તે ખોઇયે. ૨૧૧
નાથ દાસને નીત, આ અથડામણ ન ઘટે;
પ્રભુ કરો તો પ્રીત, સાચી મનમાં પ્રગટે. ૨૧૨
કોને કહું કિરતાર, આતુર થયો અતિશે;
શ્રીધર કીજે સાર, દિલ મારા જયમ દિશે. ૨૧૩
નરતનુ કેરું નૂર, વહી જાય વિશ્વંભર;
હરિજી રાખો હજૂર, અથડાવો મા ઈશ્વર. ૨૧૪
દેવ ન જોઇયે દોષ, દાસતણા મન ધારી;
રંક ઉપર શો રોષ, મહેર કરો મોરારી. ૨૧૫
અન્ય જનોની આશ, કરવી લાગે કરડી;
જોઇયે જગત નિવાસ, પ્રભુજી પાસું મરડી. ૨૧૬
પતિત પાવન નાથ, શરણાંગતના વત્સલ;
મેં માન્યું મન સાથ, બિરદ તમારાનું બળ. ૨૧૭
સત્ય સચ્ચિદાનંદ, વચન તમારું જાણી;
આવ્યો ધરી આનંદ, શરણે સારંગપાણી. ૨૧૮
વિટંબણાની વાત, દૂર કરો દામોદર;
જદુપતિ જાણો જાત, સંકટ કાપો સત્વર. ૨૧૯
પ્રભુજી રુડી પેર, ડગતું મન સ્થિર કરિયે;
માધવ કરિયે મહેર, અરજી ઉરે ધરિયે. ૨૨૦
ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ, આશરે રાખો અમને;
કૃષ્ણરામ કંગાલ, ચરણ શરણ છે તમને. ૨૨૧
ફાલ્ગુન શુકલ પાંચમ, સંવત અઢાર ચુમોત્તર;
કલિ કરમ જયમત્યમ, પૂર્ણ લખ્યાં બુધવાસર. ૨૨૨

દોહરો.

બસો બાવિસ તુકથી, કહ્યાં કલિનાં કર્મ;
કૃષ્ણરામની કૃષ્ણથી, રાખ્યે રેહેશે શર્મ. ૨૨૩



# દેવીદાસ

## નાનો ઈશ્વરવિવાહ

### રાગ ધોળ

શંકર શારદાને શિશ નામુંરે, ગરુઆ ગણપતિ જુવો મુજ સામુંરે;
સમરું શારદા સમરથ જાણીરે, અંબા આપો અવિચળ વાણીરે. ૧
પરમોદીને પૂછે છે વાતરે, કેમ પરણ્યા તે શંભુનાથરે;
વિવાહ વૈકુંઠનાથે વખાણ્યોરે, એવો દેવીદાસે ન જાણ્યોરે.
પ્રભુજીનું નામ પ્રિછવુંરે, વિવાહ વિગતે કરીને ગાણીંરે. ૨

ઢાળ

વિવાહ વીગતે વરણવું, મારી માતાજી કરોને મયાય;
દીન વચન દેવીદાસનાં, સેવકને કરોને દયાય. ૩
એક સમે નારદ આવિયા, જ્યાં હતા શંભુનાથ;
પ્રિતેશું પ્રભુજીને પ્રીછવી, કહે ઋષિ આગળ તે વાત. ૪
નારદ કહે નયણે નીરખતાં, એવી કન્યા ન જાણું કોય;
સમોવડ શંભુનાથની, સરખા તે સરખી હોય. ૫

### રાગ પ્રથમનો

વળતી ઋષિયે માંડી છે વાતરે, તમે સાંભળો શંભુનાથરે;
અહીંથી દૂર ઘણી ભૂમિ થાયરે, તહીં રહે છે હિમાચલ રાયરે. ૬
તેને ઘેર છે મેના નારીરે, તેને કૂળ છે કન્યા કુંવારીરે;
કોડે શોભા તેની ઘણી કહાવીરે, મહા રૂપ અનુપમ લાવીરે. ૭
દિસે દેવીતણો અવતારરે, શોભા કહેતાં ન આવે પારરે;
હિંડે હંસતણી ગતિ ધરતીરે, ભૂમિ ઉપર ડગલાં ભરતીરે. ૮
કટિ જાણિયે કેસરી લંકરે, અવની પર આડો અંકરે;
વેણ વાસુકી નાગ લજાયરે, દિસે કંચન સરખી કાયરે. ૯
ચરણ કદળી સ્થંભશા જાણુંરે, તપે ઋષિથી અધિક વખાણુંરે;
બેઠી છે તે બાળકુંવારીરે, શ્યામા શોધે છે વરને વિચારીરે. ૧૦
કહે નારદ નયણે મેં નરખીરે, દેવ કન્યા છે શંભુ સરખીરે;
શંભુ કહે તમે નારદ જાઓરે, ઋષિ વાયુથી વેલા આવોરે. ૧૧

શુભ કામ કરો શ્રમ આણીરે, ઋષિ ચાલ્યા સુણી એવી વાણીરે;
એમ કહીને ત્યાં નારદ આવ્યારે, મહાદેવનાં માગાં લાવ્યારે. ૧૨
જેથી માત પિતા મન મોહેરે, એવો વર કન્યાને સોહેરે;
વળતિ ઋષિયે માંડી છે વાતરે, વર સારો છે શંભુનાથરે. ૧૩
જેને સુરવર મુનિવર જાણેરે, જેને વેદ રુડા તે વખાણેરે;
ત્યારે બોલિયાં મેના માયરે, કોણ ખંડનો છે વરરાયરે. ૧૪
એનું કુળ છે કેવી જાતેરે, એ તો વર કેવી છે નાતેરે;
કહે નારદ સાંભળો બાઇરે, એને કુળ છે આદ્ય વડાઇરે. ૧૫
એનું સુંદર કુળ બહુ સારુંરે, દેખી મન માને છે મારુંરે;
જો કોઈ અણજુગતું કહે તમનેરે, તેની ખોટ વરધ છે અમનેરે. ૧૬
ઇશ્વરજી છે વિવાહ સરખારે, એવાં વચન સુણી રાય હરખ્યારે;
જોયા વિના અજોયું કીધુંરે, શંભુનાથનું શ્રીફળ દીધુંરે. ૧૭

ઢાળ

રાય કહે ઋષિ સાંભળો, જુકતે શું લાવો જાન;
મોટા તે મહિપતિ આવશે, રુડી પેરે વધશે માન. ૧૮

રાગ પ્રથમનો

નારદ કહે તમે સાંભળો રાયરે, કહું મહાદેવનો મહિમાયરે;
બ્રહ્માદિક ને શ્રી ભગવાનરે, સાથે આવશે સરવે સમાનરે. ૧૯
એવાં વચન કહી ઋષિ વળિયારે, શંભુજીને પંથે પળિયારે;
મહાદેવને મંદિર આવ્યારે, ઋષિ રુડા સમાચાર લાવ્યારે. ૨૦
હિમાચળે તે કન્યા દીધીરે, શંભુનાથની સગાઈ કીધીરે;
એવી વાત કહી છે વ્હાલીરે, શિવે હસીને દીધી છે તાળીરે. ૨૧
ચાલો જગદીશ પાસે જઇયેરે, વિવાહ વૈકુંઠનાથને કહિયેરે;
લક્ષ્મિ-વરને તેડી લીજેરે, પરિયાણ પ્રભુજીસું કીજેરે. ૨૨
હિમાચળને હરખ ન માયરે, મહા મંડપ રચ્યો ત્યાંયરે;
તેડ્યા સલાટ સુતાર સોનારરે, તેડ્યા કારીગરો તે ઠારરે. ૨૩
બ્રહ્માજીએ મુહૂર્ત સારું સાંધીરે, દિશા જોઇને દોરડી બાંધીરે;
ભૂમિ ચાર જોજન ભરી લીધીરે, પરવાળાની પૂરણી કીધીરે. ૨૪
મણિ જડિત્ર મોડ ઘડાવ્યારે, ત્યાં બ્રાહ્મણો સરવે આવ્યારે;
ભુમિ ઉંચા ભવન આકાશેરે, માંહિ જડિત્ર જ્યોતિ પ્રકાશેરે;
માંહિ જુક્તિતણી ગતિ જાણીરે, નવરંગની રચના આણીરે. ૨૫

ઢાળ

રંગની રચના આદરી, જુજવી જુજવી જાત;
મેઘમાળા ને ચિત્રશાળા, ભલી ઓપે છે ભાત. ૨૬
મેરુ પર્વત પંખી પ્રગટ્યાં, ફૂલ વેલ સુખકાર;
નયણેથી તે નીરખતાં, કહેતાં ન આવે પાર. ૨૭

રાગ પ્રથમનો

એવી મંડપ રચના માંડીરે, ચતુરાઈથી ચિત્રી જ કાઢીરે;
માંહિ ભેદ ભૂલવણી ભારીરે, માંહિ બાજીગર રચના ન્યારીરે. ૨૮
માંહિ વેદ ભણંતા જોશીરે, માંહિ વણજ કરંતા દોશીરે;
માંહિ મનમોજી મન ગમતારે, ભાટ ચારણ રમતા ને ભમતારે. ૨૯
માંહિ ગોપ વાંસળિયોવાળારે, ત્યાં તો ચાલતા મારગ ટાળ્યારે;
કોઈ ઘોડે ચડ્યા અસવારરે, બકતર પાખરનો નહિ પારરે. ૩૦
માંહિ મત્ત મેગળ મદ ઝરતારે, માંહોમાંહિ લડિ મસ્તાઈ કરતારે;
શુંઢ વાળાને સાંકળો છાજેરે, ગળે બાંધ્યા તે હયવર ગાજેરે. ૩૧
માંહિ મલ્લ પ્રતિજ્ઞા કરતારે, માંહિ ગાંધર્વ ગાન ઉચરતારે;
ત્યાંહાં આનંદ ઓચ્છવ થાયરે, એવું લખિયું છે મંડપ માંયરે. ૩૨
બીજી નાટક વાત જાણુંરે, વનસ્પતિ શું મુખથી વખાણુંરે;
માંહિ અનુપમ આંબા ફળિયારે, જોવા જેવાં જાંબૂડાં ગળિયાંરે. ૩૩
ગળ્યાં ખારેક ને ખજૂરરે, ફળ ફોફળ ને નાળિયેરરે;
લીલી કેળો ને કર્મદી પાકીરે, બોરડિયે રહ્યાં બોર બાઝીરે. ૩૪
વળી બદામો ને બીલીરે, તે તો દીસે છે નવરંગ લીલીરે;
નવરંગી તે નાગરવેલીરે, શોભા વૈકુંઠની લાવી મેલીરે. ૩૫
વનસ્પતિ તે ભાર અઢારરે, માંહિ પંખિતણો નહિ પારરે;
જ્યારે મધ્ય મંડપમાં આવ્યારે, ત્યારે હરખે શું હંસ લખાવ્યારે. ૩૬
માંહિ મોર મધૂરા બોલેરે, જોતાં નાવે કોયલડી તોલેરે;
માંહિ નવરંગ સારસ રુડારે, માંહિ કાબેર ચકલી ને સૂડારે. ૩૭
માંહિ પાર વના પોપટ પઢતારે, ત્યાં તો કુરંગી કૂકડા વઢતારે;
મેના બોલે છે શબ્દો મીઠારે, બગ ધ્યાન ધરીને બેઠારે. ૩૮
પર ભૂમિતણાં જે પંખીરે, તેની જાત લખી છે અસંખીરે;
એવી મંડપ રચના કહાવેરે, કેવિ જાન શંભુનાથ લાવેરે. ૩૯

મઢી આગળ માંડવા ઘાલ્યારે, શંભુનાથ પરણવા ચાલ્યારે;
શિવે જુગતે શું જટા બાંધીરે, પહેરી ફાટેલી કંથા સાંધીરે. ૪૦
ભાર ભાંગ ધંતુરાનો આણ્યોરે, મહાદેવે પોઠીડો પલ્યાણ્યોરે;
ગળે પેરી છે રુંઢની માળારે, અંગે લપેટ્યા છે ભોરિંગ કાળારે. ૪૧
શંભુનાથ સમાચાર કહાવેરે, એવો વેષ ધરી વર આવેરે;
નવ જોબનની નેણ સમારીરે, સામૈયે આવી સુંદર નારીરે. ૪૨
જોવા ગયાં છે જાન જમાઇરે, પડ્યાં મેના ત્યાં મૂર્ચ્છા ખાઇરે;
ભુંશો બ્રાહ્મણ ભુંડો જાણ્યોરે, અણગમતો આંગણિયે આણ્યોરે. ૪૩
એવાં વચન કહી સહુ જાયરે, જઇને કહ્યું હિમાચલ રાયરે;
માતા કુંવરીને એમ કહાવેરે, તારો બળદે ચડી વર આવેરે;
કુંવરી કહે કર્મની વાતરે, વર પામી હું શંભુનાથરે. ૪૪

### ઢાળ

મેનાનું મન માને નહીં, તેના કંઇક અવગુણ ગાય;
પેરે પેરે કરી પ્રીછવે, આધીન થઈ ઉમિયાય. ૪૫
જનમ આપે જનેતા, પણ કર્મ ન આપે કોય;
પાણી પીને ઘર પૂછિયું, તેની જાત ભાત શી જોય. ૪૬
આંગણે આવ્યો વર આશાકારી તે, વર્યાં વિના કેમ જાય;
કરમ બંધન કીજિયે તો, દોષ લાગે મોરી માય. ૪૭

### રાગ પ્રથમનો

જે મને ઋષિયે વર આપ્યોરે, તે મેં સત્ય કરીને થાપ્યોરે;
ત્રણ લોકમાં તપ મેં કીધુંરે, શંભુનાથનું સગપણ લીધુંરે. ૪૮
એવાં વચન કહી કરી વાતરે, મુખથી બોલ્યાં મેનામાતરે;
આ તો પુત્રી મેં કયાંથકી જાઇરે; વિષની ગળથુંથી કાં ન પાઇરે. ૪૯
વણ દીઠે શું વરને વખાણોરે, હંસ કાગને કોટે બધાણોરે;
પહેલાં પોંખવા જે કોઈ જાશેરે, તેને સર્પ તે કરડી ખાશેરે. ૫૦
એમ મેના તે મનમાં વિમાસેરે, કોણ જાય તે જોગી પાસેરે;
દેવકન્યા એને કેમ દીજેરે, માટે રુડું ગમે તેમ કીજેરે. ૫૧
સહુ હાંસી કરે એને દેખીરે, કન્યા કેમ દીજે દેખી દેખીરે;
જો જો કુળવંતો જમાઇરે, દેખી નારી પડી મૂર્છા ખાઇરે. ૫૨

### ઢાળ

મેનાનું મન માને નહીં, એને આંગણે ઉભા ઈશ;
પારવતીનો પ્રેમ જોઇ, રૂપ પ્રગટયું ઉમિયાધીશ. ૫૩
સૂર્ય સમોવડ વદન ઝળકે, કળા કોટી પ્રકાશ;
જોતામાં ખામી નહિ જરા, તે તો કહું શો તાસ. ૫૪
હવે હરખ્યા શ્રીહરિ ને, અંગે વધ્યો ઉછરંગ;
શણગાર સજી સહુ સુંદરી, બહુ નારી બની નવરંગ. ૫૫
ધૂશળ મૂશળ કર ધરી, મલપતિ મંગળ ગાય;
પોંખી કરી પધરાવિયા, મહાદેવ મંડપમાંય. ૫૬

### રાગ પ્રથમનો

વર મંડપમાં પધરાવ્યારે, ત્યાં તો મોટા મુનીન્દ્રજી આવ્યારે;
બ્રહ્મા સાથે સોહે બ્રહ્માણીરે, ઈંદ્ર સાથે સોહે ઈંદ્રાણીરે. ૫૭
રવિ સાથે તે રાંદલ જાણીરે, ચંદ્ર સાથે છે રોહિણી રાણીરે;
હિમાચળની સાથે છે મેનારે, વળી કરું વખાણ કેનાં કેનાંરે. ૫૮
શિવ બેઠા પલાંઠી વાળીરે, મધુપર્કમાં કાંસાની થાળીરે;
લક્ષ્મી શિવને લૂણ ઉતારેરે, સત્યભામા તે સહુને વારેરે. ૫૯
સહુ નાટક બોલે છે બોલરે, નાવે જાંબુવતીને તોલરે;
રુખમણિ એણીપેરે ગાયરે, રાધિકાજી તે વારણે જાયરે. ૬૦
સહુ બોલે શંભુજીની પક્ષેરે, જળ આવ્યાં મેનાને ચક્ષેરે;
અતિ આનંદે પરણ્યા ઈશરે, સાથે જાનૈયા શ્રીજગદીશરે. ૬૧
કન્યાદાન દે હિમાચલ રાયરે, મળી માનિની મંગળ ગાયરે;
ધન્ય ધન્ય થયો અવતારરે, વાજાં વાગે દુંદુભિ અપારરે. ૬૨
બ્રહ્મા શાશ્વતું મુહૂરત સાંધીરે, લીલા વાંસની ચોરી બાંધીરે;
સુંદર મંગળ વરત્યાં છે ચારરે, શિવજી આરોગ્યા કંસારરે. ૬૩
શિવને હાથ ગ્રહણું ત્યાં થાયરે, દાન આપે હિમાચલ રાયરે;
રાયે હસ્તિ આપ્યા શણગારીરે, ઉપર અંકુશ ને અંબાડીરે. ૬૪
લાંબી ડોકના સાંઢિયા સારરે, ગાયો ભેંસોનાં ટોળાં અપારરે;
રાયે રથ આપ્યા છે ક્રોડરે, સાથે ઘોળા ઘોરીની જોડરે. ૬૫
પ્રભુને પેરામણી ઘણી કીધીરે, સહસ્ર દાસી સેવામાં દીધીરે;
ઘેડ બંધ દિસે ઘરચોળાંરે, ઘણાં લાંબાં પનાદાર પોળાંરે. ૬૬

ભરજરિયા જામા મન ભાવેરે, મન ગમતા મસરુ મંગાવેરે;
વળી લાવે બીજાં નવરંગીરે, જાન માંડવે અતિ ઉછરંગીરે. ૬૭
ઘણી જુકતે જમાડી છે જાનરે, આપ્યાં જાવંત્રી ફોફળ પાનરે;
ગાય ગંધર્વ અપ્સરા ગાનરે, છૂટ્યાં બંધથકી બંધીવાનરે. ૬૮
શંભુ પરણિને ચાલ્યા કૈલાસરે, મૃત્યુલોક મેલ્યો દેવીદાસરે;
વાસાવડમાં વાસો વસેછેરે, અતિ આનંદે વિવાહ કહેછેરે. ૬૯
જે કોઈ ઈશ્વર-વિવાહ ગાશેરે, તેનાં પાતિક પ્રલે થાશેરે;
જે કોઈ સાંભળશે નર નારીરે, તેની આશા પૂરે ત્રિપુરારીરે. ૭૦
વિવાહ સાંભળી ધરશે ધ્યાનરે, તેને રીઝે તે શ્રીભગવાનરે;
તેને કૃપા કરે શંભુનાથરે, ઝાલે સંકટ વેળાએ હાથરે.
ધન ધાન્ય પુત્ર પરિવારરે, આપે પારવતી ભરથારરે. ૭૧

ઢાળ

પ્રીતે શું આપે શ્રીહરિ, તેનાં મનની તે પૂરે આશ;
શ્રોતાજન સૌ સાંભળી તે, બોલો શ્રીઅવિનાશ. ૭૨



# રણછોડ ભકત

## રાધા વિવાહ

### ધોળ ૧

શ્રી ગુરુ શારદા વરણુવું, પ્રેમે લાગું પાય;
વિવાહ ગાઉં રાધે કૃષ્ણનો, હઇડે હરખ ન માય;
વર રે વિઠ્ઠલ કન્યા રાધિકા. ૧
વ્રજનાં મંદિર અતિ શોભતાં, રુડું બરસાણું ગામ;
આહિર સઉકો રે ત્યાં વસે, અધિપતિ વૃષભાન. વર રે. ૨
તેને રે એક પુત્રી થઇ, પાડયું રાધિકા નામ;
કાલું ને ઘેલું બોલતી, લાગે તે વ્હાલી ઠામ. વર રે. ૩
સાત વરસ થવા આવિયાં, આવ્યોરે કન્યા કાળ;
માત પિતા સહુ હરખિયાં, ઘાલિયે હવે વરમાળ. વર રે. ૪
એમ કરતાં ટોળે સૌ મળ્યાં, રમવા સયરનો સાથ;
વીંટાઈવિનિતા સઉ મળી, ઝાલી એક એકનો હાથ. વર રે. ૫
સર્વે મળીને વિચારિયું, ન જાણે રાધાની માત;
ઉપવન રમવા આપણુ જઈ, રમિયે રાધાની સાથ. વર રે. ૬
કંઠે બાંયલડી કર ગ્રહી, રમવા ચાલ્યા જિવન;
વનને વિષે રે શોભા ઘણી, સઉકો કહે ધન્ય ધન્ય. વર રે. ૭
ઉપવન અતિ રળિયામણું, ઝાડી ઓળારે ઓળ;
લવિંગ લતા ને કેતકી, પક્ષી કરે બહુ કલ્લોલ. વર રે. ૮
મોર બપૈયા ને કોકિલા, કરે સારસ ઉચ્ચાર;
પંખિડાં રાધે રાધે રટે, કહેતાં આવે ન પાર. વર રે. ૯
રમત રુડી રમવા તણી, કરે અન્યો અન્ય ખ્યાલ;
શોભા તે સમે શી વર્ણવું, રમે વ્રજની રે બાળ. વર રે. ૧૦
ગોવાળની મંડળી લેઈ, નિસર્યાં દીન દયાળ;
પુષ્પતણા હાર પેરિ, દૂર રમે નંદનો લાલ. વર રે. ૧૧
હરખ ધરીને ખોળે લિધાં, વૃષભાન કુમાર;
પેરિયાં વસ્ત્ર વિવેકથી, શોભિતા શણગાર. વર રે. ૧૨

ફુલના ચરણા ફુલની ઓઢણી, ફુલના સૌ શણગાર;
પુષ્પની ચોળિયો શોભતી, શોભા બનિ રે અપાર. વર રે. ૧૩

## ભુજંગીની ચાલ

રમે રાધિકા રંગથી રૂપ રાતી, કરે કામિની કેલ જોબનમાતી;
સહૂ સુંદરી એકઠી ઠામ પામી, મળ્યો મોહનો સુંદરીનો જ સ્વામી. ૧૪

## રાગ પ્રથમનો

ગેડી દડે રમે કાનજી, રમતા ચાલ્યા જિવંન;
દડો લીધો છે દામોદરે, રમવા જગજિવંન. વર રે. ૧૫
દડો દામોદરે નાંખિયો, પોંચ્યો રાધાની પાસ;
મોહને વળતો માગિયો, આણિ મનમાં હુલાસ. વર રે. ૧૬
હરખે રાધા લેઈ આવિયાં, દડો પોતાને હાથ;
સ્નેહ કરી પછી સોંપિયો, બોલ્યા દીનો રે નાથ. વર રે. ૧૭
આવો અહીયાંરે રાધિકા, રમિયે તે રંગે રાસ;
હાથ પકડી તેડિયાં, રાધા થયાં હુલાસ. વર રે. ૧૮
કૃષ્ણ સંગે બેઠાં રાધિકા, શોભિ બન્નેની જોડ;
તે સમે શોભા શી વરણવું, નહીં ખાંપણ કે ખોડ. વર રે. ૧૯
બોલ મેળાપ જ ત્યાં થયો, લીધાં શ્રીફળ હાથ;
પીઠી તે પ્રભુજીને ચડે, બેઠારે દીનોનાથ. વર રે. ૨૦
વનને વિષે રે ઓચ્છવ થયો, ગોરડિ મળી સહુ ગાય;
વર તમે થાવ રે વિઠુલા, કન્યા રાધિકા થાય. વર રે. ૨૧
આંખ આંજી અબળા મળી, રીઝ્યા શ્રીનંદલાલ;
ગાળો તે દે સઉ ગોપિકા, એ તો ગાયનો ગોવાળ. વર રે. ૨૨
એક કદમને રે છાંયડે, ઠરીને તે જ ઠાર;
પેર કરી પરણાવવા, હર્ખ વાધ્યો અપાર. વર રે. ૨૩
હસ્ત મેળાપ કીધો હરિ, ગીત ગોપિકા ગાય;
છાસ પિનારો એ છોકરો, રુડી રાધા ચોરી જાય. વર રે. ૨૪

## ભુજંગીની ચાલ

સહૂ સુંદરી ગાય છે શર્મ તોડી, શું જાણે ગોવાળો વળી જાન જોડી;
કહે ગોપિયો કેહમાં બુદ્ધિ થોડી, જુવો આઢણી લેઇને માથે ઓઢી. ૨૫

## રાગ પ્રથમનો

ચતુરાએ ચોરી રચી, કીધી સઘળીરે રીત;
મંગળ ફેરા ત્યાં ફર્યાં, કરી પૂરણુ પ્રીત. વર રે. ૨૬
ગોવાળિયા સહુ આવિયા, પાસે બેઠાજી તર્ત;
હાસ્ય વિનોદ જ સહુ કરે, અગ્નિમાં હોમ્યાં ધૃત. વર રે. ૨૭
સતિ રે શિરોમણિ રાધિકા, બીડી લીધી રે હાથ;
લેઇને મેલી મુખમાં પ્રીતે, હસિયા તે દીનોનાથ. વર રે. ૨૮
આજ્ઞા માગે પ્રભુજી દેવની, પેર્યાં કંકણુ હાથ;
છોડ્યા ને છોડો દોરડા, તેડાવો નંદ તાત. વર રે. ૨૯
પરણિને ઉઠ્યાં રાધિકા, ગયાં પોતાને ઘેર;
માતાએ આવી જાણીને, પૂછી પુત્રીને પેર. વર રે. ૩૦
ઘેર આવ્યાં છે રાધિકા, કોઇ જાણે ન વાત;
ઘુંઘટ રાધાએ કર ગ્રહ્યો, પૂછે કીર્ત્તિજી માત. વર રે. ૩૧
કાં લાજે તું દીકરી, શાને ઘુંઘટ ખેંચે વળી;
અસુર કાં તુંને હવું, સૈયર સૌ તુંને હળીમળી. વર રે. ૩૨
સાસુ તે મારી જશોમતી, સસરો તે નંદરાજ;
કૃષ્ણજી કંથ કોડામણો, પરણી હું તેને આજ. વર રે. ૩૩
આડોશી પાડોશી સઉ મળ્યાં, તાલી લે છે રે હાથ;
કોઇયે ન અડશો રાધાને, પરણી કાળાને સાથ. વર રે. ૩૪
કાળો કાળો કરશો નહીં, કાળો છે ત્રિભુવન નાથ;
ભવોભવ મારે એ હજો, ઝાલ્યો હરજીએ હાથ. વર રે. ૩૫
ધન્ય ધન્ય ગોકુળ ગામને, ધન્ય વૃન્દા રે વન;
ધન્ય રે આહિરની ગોપિકા, નિરખ્યા જગજીવન. વર રે. ૩૬
જેરે ગાય ને જે સાંભળે, તેનો વૈકુંઠ વાસ;
વિવાહ ગાયો રાધે કૃષ્ણુનો, કહે રણછોડદાસ. વર રે. ૩૭



# નરભેરામ



## નીતિ પ્રેમ વિષે

### છપ્પા

નથી નિપજતો પ્રેમ, વાડીમાં પાણી પાતાં,
નથી નિપજતો પ્રેમ, તેલ ચોળ્યાથી તાતાં;
નથી મળતો કાંઈ પ્રેમ, ગાંધી દોશીને હાટે,
નથી મળતો કાંઈ પ્રેમ, ખોળતાં વાટે ઘાટે;
નથી મળતો પ્રેમ તપાસતાં, ગુજરી ગામો ગામની,
કહે નરભો પ્રેમ પૂરો મળે, કૃપા હોય શ્રીરામની. ૧

મળ્યો પ્રેમ વ્રજનાર, મગન થઈ મનમાં ફૂલી,
કહાન કહાન કહિ ફરી, ભાન ગઈ દેહનું ભૂલી;
પ્રેમિ વિદુરની નાર, નાહતાં નાગી ધાઈ,
એ લક્ષણ પ્રેમનું, જઈ ભેટી જદુરાઈ;
તે ગર્ભને કાઢી નાંખતી, છોડાં મુખે ધરાય છે,
કહે નરભો પ્રેમનું પારખું, છબિલો છોડાં ખાય છે. ૨

જ્યારે પ્રગટ્યો પ્રેમ, તુલસીના દળથી રાજી,
જ્યારે પ્રગટ્યો પ્રેમ, ખાધી ખિચડી ને ભાજી;
જેને પ્રગટ્યો પ્રેમ, પ્રેમને તે નર જાણે,
જેને પ્રગટ્યો પ્રેમ, તેહને વેદ વખાણે;
મનમાં જો પ્રેમ પ્રગટ થયો, એક રતીભર જેહને,
કહે નરભેરામ ગુરુથકી, નિત્ય બલિહારી તેહને. ૩

કરીને યજ્ઞ અનેક, વ્રત વિધ બહુ પાળે,
વળી આપે ગૌદાન, હાડ હિમાળે ગાળે;
ગીત વેદનાં ગાય, તિર્થ પણ બહુ ફરિ આવે,
દધી દૂધ ઘૃત ખાંડ, વિપ્ર પોષે મન ભાવે;
એવાં સુકૃત કીધાં ઘણાં, શું આપું જીભે ગણી,
કહે નરભેરામ એ સર્વથી, જ્ઞાન દાન શિરોમણી. ૪

ખારાં જળનો જીવ, મિઠા જળમાંહી મરે છે,
સિસરી મીઠી ઘણી, ગધાના પ્રાણ હરે છે;
સિહણકેરું દૂધ, કનકને પાત્રે જામે,
બીજી ધાતુ બહૂ, માંહી વિરામ ન પામે;
છે એમ હરિ રસ આકરો, પ્રેમથી દિલ બહુ ઠરે,
કહે નરભેરામ ગુરુથકી, દુરજનને વિસ્મય કરે. ૫

નથી મૃત્તિકામાં પ્રભુ, નથી પિત્તળમાં પેઠો,
કનકની મૂર્ત્તિ કરે, નથી ઇશ્વર મહિ બેઠો;
નથી ઘોરોમાં પીર, નથી જૈનોને દેરે,
અસલ જુવે નહિ કોય, સઉ નકલોને હેરે;
છે રામ નામ અક્ષર અસલ, બીજું નકલ કહેવાય છે,
કહે નરભેરામ ગુરુથકી, પ્રેમે પ્રગટ જ થાય છે. ૬

શાસ્ત્ર પુરાણો વેદ, કમાવા કારણ શીખે,
આઠ પહોર દિન રાત, જઇને ઝિકણું ઝીકે;
વાણી મધુરી વદે, મોરના જેવી કહિયે,
સર્પ વિછીને ખાયે, ઝેર એવું છે હૈયે;
જો રામ રટણ કાંઈ નહિ કર્યું, તે ગવાર છે તેડિયા,
કહે નરભો ખરને લાભ શો, મિસરી ભર કે મેડિયા. ૭

જુવતી જળને કાજ, જુવો પનઘટપર જાએ,
જેને જેવો અર્થ, તેટલું તે જઇ લાવે;
ભાણે ભર્યાં પકવાન, ભૂખ સમ ભોગ કરે છે,
હદ આવી જે વાર, હાથ આડા જ ધરે છે;
ભાગવત પકવાન પણ ભટ કહે, અક્ષર એક જેથી પળે,
કહે નરભેરામ ગુરુથકી, સત્ય વસ્તુ તેને મળે. ૮

પ્રજાપતિની ઘોડિ, રાંડ શિદ દુરીજન જાયો,
પેટ ભરે કરી વિષય, એહમાં શું એ કમાયો?
નિદ્રા મૈથુન આહાર માંહિ, તું શું થયો રાજી?
એ પ્રાણી સર્વને, વિચારી જોને પાજી;
જો રામ રટણ કાંઇ નવ કર્યું, અંતે કારજ શાં સર્યાં?
કહે નરભો પેટ સર્વે ભરે, ગધાં બિલાડાં કૂતરાં. ૯

મેગળ નિસરી બહાર, ચાલતો મહાસુખ માણે,
નહિ શત્રુ નહિ મિત્ર, વિશ્વને સરખું જાણે;
પૂઠે ભસે બહુ શ્વાન, કેટલાં બેસી રહે છે,
મેગળને મન નહીં, માન અપમાન જ દે છે;
એમ હરિજન મેગળ રૂપ છે, જેને હરિનું ધ્યાન છે,
કહે નરભેરામ ગુરુથકી, દુરિજન સઘળા શ્વાન છે. ૧૦

ભઠ્ઠ પડ્યો અવતાર, જેની પરનારે પ્રીતી,
ભઠ્ઠ પડ્યો અવતાર, જેહની ચાલ અનીતી;
ભઠ્ઠ પડ્યો અવતાર, હરિ ગુણ ગાતાં લાજે,
ભઠ્ઠ પડ્યો અવતાર, પરાર્યાં સુખ જોઈ દાઝે;
વળિ ભઠ્ઠ પડ્યો અવતાર, જે મોહ્યો મોટમ માનને,
કહે નરભેરામ રટ્યા નહીં, શીદ વણસાડ્યું ધાનને. ૧૧

ધાન ખાધું તે ધૂળ, નહીં વહાલા રઘુરાય,
ધાન ખાધું તે ધૂળ, વળી જે વિષયી થાય;
ધાન ખાધું તે ધૂળ, પાપ કરી પેટ ભરે છે,
ધાન ખાધું તે ધૂળ, ઘાત વિશ્વાસ કરે છે;
સામાનું સુખ જોઇ દાઝતો, નરકે જશે નિદાનરે,
કહે નરભો ફટ ગધેડીના, શિદ વણસાડ્યું ધાનરે. ૧૨

કર જોડી કહું કૃષ્ણ, સાંભળો અક્ષર મારો,
મનુષ્ય દેહ દઈ ભલે, શીદ બ્રાહ્મણ અવતાર્યો;
અણસમજુને એમ, જન્મ બ્રાહ્મણનો મોટો,
મુજને ભાસે એમ, જન્મ બ્રાહ્મણનો ખોટો;
જે જમે ઊધાર સાથે થયું, તેનો ધરું છું શોકરે,
કહે નરભો હાથ ધરી સહુ, સાધન સોંપ્યું લોકને. ૧૩

કોઈ કહેશે રે એમ, હાથ તો શિદને ધરિયે,
હાથ ધર્યે જીવાય, નહીં તો પેટ ન ભરિયે;
ધરિયે નહીં જો હાથ, નવસ્રાં કેમ ફરાય,
હાથ ધર્યાં પરતાપ, ટાઢ તડકો તે જાય;
જે હાથ ધર્યાં વણ મ્હેનતે, જીવવું તે તો ઠીક છે,
જન નરભે તો નિશ્ચય કર્યું, હાથ ધર્યાંમાં ધીક છે. ૧૪

વગર મહેનતે ખાય, પારકા માગી મેવા,
વગર મહેનતે ખાય, હરાયા સાંઢો જેવા;
જીવે પારકું ખાઇ, એહ અવતાર ન સારો,
જોતો નથી વિચારી, લાભ લૂટાયે મારો;
જે માલ પારકો ખાઇને, મૂર્ખ હૈયે હરખાય છે,
કહે નરભો લાભ બધો ખુવે, નાગો શું લૂટાય છે. ૧૫

ખાતરવિન ભૂમિમાં, સહસ્ર મણ બાજરી વાવી,
ખાર બધું ખાઈ ગયો, પાછી પાશેર ન આવી;
વિવેક સમજ્યો નહીં, પાત્ર કૂપાત્ર ન જોયું,
ખાધું તેને ના પચ્યું, ખવરાવ્યું તેણે ના ખોયું;
સઘળી ભૂમિ સરખી નથી, કઈ છાયા કઈ તાપની,
કહે નરભો કુપાત્ર થાય તો, દસુંદ આવે પાપની. ૧૬

જાચક જીવન ધીક, વગર મહેનત જે જીવે,
જાન જાચક થાય, જુવો દેખાડું દીવે;
માગે સાકર ગોળ, તનુજને ટપલી મારે,
જાચકને નોતરી, જમાડે ઘીની ધારે;
જાચક તો તે નથી જાણતો, જાન અતિશે થાય છે,
કહે છે નરભો મોટમપણે, લાખો જર લૂટાય છે. ૧૭



# રઘુનાથદાસ

—⊱⊱⊱⊱⊰⊰⊰⊰—

## આ ગરબીઓ ગુજરાતમાં અતિ ઘણી પ્રસિદ્ધ છે

### ઓધવજીનો સન્દેશો

### ગરબી ૧ લી

ઓધવજી આવ્યારે વેગે વ્રજમાં, મથૂરાંથી મોકલીયા છે એમ જો;
વાલાને વાલાંરે વ્રજ આહિરડાં, ગોપિ જનનો જોવા કારણ પ્રેમ જો. ઓ૦ ૧
ગોકુળની શોભારે સુંદર શી કહું, નેહે આવ્યા નંદજિને ભોવંન જો;
પુરુષોત્તમ જાણીને મળિયાં પ્રેમશું, પ્રીત કરીને કરાવીયાં ભોજંન જો. ઓ૦ ૨
કુશળતા પૂછીરે વાસુદેવની, કુંવરનાં સંભારી સઘળાં કામ જો;
જશોદા રુવે ને સુખડાં સાંભરે, સૌ કો કહે કેમ નાવ્યા સુંદર શ્યામ જો. ઓ૦ ૩
વાંસળિયો ને વલોણાં વાગે ઘણાં, ઘેર ઘેર ગાય ગોકુળિયામાં ગીત જો;
આ મંગળ કીધારે દશ દિશાતણાં, ત્રણ લોકમાં કરે છે પુન્ય નિત્ય જો. ઓ૦ ૪
આંગણિયે આવીરે સરવે ગોપિયો, રથ કાંઈ છુટચો દીઠો નંદને દ્વાર જો;
અધર્મી અક્રૂર ફરી આવ્યો હશે, એ જ ઘોડા ને એ જ દિસે અશ્વાર જો. ઓ૦ ૫
આપણા સ્વામીને એ તેડી ગયો, ત્યાં જઈ એણે મરાવ્યો છે કંસ જો;
પ્રાણ લેઇને પાછો કેમ આવ્યો હશે, માસીસો કરવાને લેશે માંસ જો. ઓ૦ ૬
જમનાજીમાં નાહિને એટલે આવિયા, જુવતિયે તો જાણ્યા શ્રીભગવાન જો;
રઘુનાથનાસ્વામીના સેવક ઓળખ્યા, અરસ પરસ ત્યાં દીધાં ઝાઝાં માન જો. ઓ૦ ૭

### ગરબી ૨ જી

ઓધવજી અમ સાથે રસીયો રૂશણે, રીસાયા કેમ કહોને દીલની વાત જો;
આંટી ને ઘૂંટી તો નવ અમે જાણીએ, મોહનજીના મનમાં મોટી ધાત જો. ઓ૦ ૧
લક્ષણ સૌ જાણ્યાંરે લોભી લાલનાં, ગુણવંત છે પણ ગાયોનો ગોવાળ જો;
આહિરડો શું સમજે રસની રીતમાં, કાનુડો કાંઈ કુડાં ચઢાવે આળ જો. ઓ૦ ૨
જીવન સંગે રમવા જોબન જાળવ્યાં, બાળપણામાં ખાંતે કરતાં ખેલ જો;
મનડાંની વાતોરે સૌ મનમાં રહી, મેલી ગયા કાંઈ દુઃખડાં કેરી હેલ જો. ઓ૦ ૩
વચને અમને વાહ્યાંરે એ વિઠ્ઠલે, જાતાં જાતાં જૂઠો દીધો કોલ જો;
છોકરડા સરખેરે અમને છેતર્યાં, તજી ગયો એ તસ્કરનો શો તોલ જો. ઓ૦ ૪

મહિયરિયે જાઉં તો મુજને ખીજવે, સાસરિયામાં સાસુનો સંતાપ જો;
ન્હાની તે નણદલરે બાળે બોલડે, પૂરણ લાગ્યાં પાડોશણનાં પાપ જો. ઓ૦ ૫
દુઃખડાની વેળાયેરે સુખડાં સાંભરે, અંત સમે તો કોય ન આવે કામ જો;
સગપણ તો સોનુંરે પીતળ પ્રીતડી, વાલપણાંમાં વેર કરી ગયા શ્યામ જો. ઓ૦ ૬
દયા નવ આવીરે દિલથી ઉતર્યાં, દાસીનો તો દોષ ન જાણ્યો કાંય જો;
પરમેશ્વર જાણીને પ્રીતે પૂજતાં, હરિજીને અમે હાથે કરતાં છાંય જો. ઓ૦ ૭
ભણકારા વાગે છે ભોજન પીરસતાં, જમણ કરીને જોઇએ હરિની વાટ જો;
સાસુજી પૂછેરે વહુ તમે સાંભળો, રસોઈ કરતાં આવડો શો ઉચાટ જો. ઓ૦ ૮
અવગુણને ગુણ શારે અબળા રાંકના, વાંક ઘણો પણ વનિતા સંગ શું વેર જો;
રઘુનાથના સ્વામીને કહેજો એટલું, ધણી થઈ હવે પ્રભુ પધારો ઘેર જો. ઓ૦ ૯

## ગરબી ૩ જી

ઓધવજી માધવરે મેલી કેમ ગયા, કહોને વીરા શો છે અમારો વાંક જો;
નમેરા થયારે નંદના લાલજી, રણ વગડામાં રોતાં મૂક્યાં રાંક જો. ઓ૦ ૧
ધીરજની વાતોરે ધરથી સાંભળો, પહેલી પ્રીતે હર્યા અમારા પ્રાણ જો;
કાળજડાં છેદ્યાં રે ભીંતર ભેદિયાં, મરમ કરીને માર્યાં મોહનાં બાણ જો. ઓ૦ ૨
ખાધાં ને પીધાંરે ખરચ્યાં વાપર્યાં, એને અમારે અણવેચી મીરાત જો;
લજ્જાતો લોપીરે દુરિજન લોકની, મોહન માટે તજ્યાં કુટંબ ને જાત જો. ઓ૦ ૩
વલોણું વલોવતી હું તો ત્યાં જઈ, કહેતી હું તો જાગો જશોદા માત જો;
મહિડાંને મશે મળતી મહારાજને, તેને મશે કરતી વળી હું તો વાત જો. ઓ૦ ૪
પરભાતે પાણીરે જમુના હું જતી, શેરડિયોમાં સામા મળતા શ્યામ જો;
અલબેલો કરતો અમશું અતીઘણા, જૂઠા ઝગડા જોતું બાધું ગામ જો. ઓ૦ ૫
ઉઘાડો રમતોરે મારે આંગણે, છોકરડામાં માગી પોતે છાશ જો;
માખણને મશેરે મચકે નાચતો, અલબેલાની મોટી અમને આશ જો. ઓ૦ ૬
મેળાવો કરતોરે ઝાઝાં માંકડાં, સૂના ઘરમાં જઇને કરતો સાન જો;
બાળકડાં બીજા એ અવસર આવતાં, દહીં ગોરસડાં પાતો સઉને કાન જો. ઓ૦ ૭
મોભારે ચડતોરે માંખણ ચોરવા, રાડ લેઇને કરતો રસની રેલ જો;
લાખેણી લીલારે એવી લાલની, ખાંત કરીને કરતો નવલા ખેલ જો. ઓ૦ ૮
વિસ્તારી વાતોરે કીજે કેટલી, સાંભરતામાં થાય ઘણો સંતાપ જો;
રઘુનાથના સ્વામીને સરવે સાંભરે, તમે તમારું જુવો વિચારી આપ જો. ઓ૦ ૯

## ગરબી ૪ થી

ઓધવજી સંદેશો કહેજો શ્યામને, મારા સમ જો મૂકી મનનો મેલ જો;
કાનુડો કપટીરે આવડો કેમ થયો, છળ કરીને છેતરિયે નહિ છેલ જો. ઓ૦ ૧
આટલા દિવસરે આવું નવ જાણતી, ઘરથી ન જાણ્યા ધૂતારાના ઢંગ જો;
પાણીડાં પીનેરે ઘર શું પૂછિયે, બાળપણામાં કીધો એશું સંગ જો. ઓ૦ ૨
અણતેડ્યાં જાતારે નંદને આંગણે, વણુ કરાવ્યાં કરતાં ઘરનાં કામ જો;
એવે રે મિશે જઈ મળતાં માવને, પલકે પલકે કરતી હું પરણામ જો. ઓ૦ ૩
દીવડિયા મિશેરે દૂરથકી આવતિ, વડો કરીને વળતી વારંવાર જો;
મોહનનાં મુખનાંરે લેતી મીઠડાં, જશોદા મુજને કહેતાં નિર્લજ નાર જો. ઓ૦ ૪
માડીથી છાના રે મેવા લાવતાં, વાટકડીમાં દોતાં ગૌરી ગાય જો;
દુધને દહિયેર હરિને સિંચતાં, મેં જાણ્યું જે જીવન મોટા થાય જો. ઓ૦ ૫
વેરીડાં કીધાં રે વ્રજનાં લોકને, વાલા કીધા ગોપી ગિરિધર લાલ જો;
પુલડિયે પાંખડિયે હું નહિ દૂબતી, કેમ વિસાર્યું વિઠ્ઠલજીયે વ્હાલ જો. ઓ૦ ૬
જમાડી જમતાંરે જીવન પ્રાણને, પવન કરીને પોઢાડતી પર્યંક જો;
એવાંરે સુખડાં તો સુપને વહી ગયાં, વેરી વિધાતાયે અવળા લખિયા અંક જો. ઓ૦ ૭
આભૂષણ ધરતાંરે હરિને અતિ ઘણાં, મોર મુગટ ને કુંડળ ઝળકે કાન જો;
રાજની રીતિએ મોહન માલતાં, નિત્ય નિત્ય નિરખી જોતી નવલે વાન જો. ઓ૦ ૮
વાસીદું વાળતાં ધરતી માતનું, રખે રજ ઉડે રસિયાને અંગ જો;
આંખડલી આગળથી હરિ નવ મૂકતી, શા માટે હરિ તજ્યો અમારો સંગ જો. ઓ૦ ૯
દુઃખડાંની વાતોરે કયાં જઈ દાખવું, કહિયે છિયે પણ કહ્યું ન માને કોય જો;
કુવાની છાંયડી તે કુવામાં સમે, તસ્કરની મા કોઠીમાં પેશી રોય જો. ઓ૦૧૦
અમારા અવગુણરે હરિના ગુણ ઘણા, જોઈ નવ કરિયે વડા સંઘાતે વેર જો;
રઘુનાથના સ્વામીને કહેજો એટલું, મળવા આવો મનમાં રાખી મહેર જો. ઓ૦૧૧

## ગરબી ૫ મી

ઓધવજી અબળા તે સાધન શું કરે, વાલા વિના તો વ્રેહની પ્રગટી આગ જો;
સંદેશો લાવ્યારે ભુંડા જોગનો, નથી ખમાતો દાઝ્યા ઉપર ડાગ જો. ઓ૦ ૧
જોગીડાં થયે તો જગમાં લાજીયે, ભોગીડાં કયમ ધરિયે ભગવો ભેખ જો;
વિશ્વાસે વસું છું વાલમ આવશે, અંગ માંહિથી ઉપની રંગની રેખ જો. ઓ૦ ૨
જંગમની જુગતી તો સર્વે જાણિયે, સમીપ રહે પણ શરીરનો નહીં સંગ જો;
એકાંતે વસવુંરે એક જ આસને, ભેદ પડે તો પડે ભજનમાં ભંગ જો. ઓ૦ ૩

ફકીરી સાધ્યાનું તો ફળ પામિયે, દમન તજીને દીલ કરિયે દરવેશજો;
દેવને દેખેર દીલ દેદારમાં, પોકારિયે શું પ્રભુ નથી પરદેશજો. ઓ૦ ૪
સંન્યાસી થઇએ તો સુખદુઃખ સાંભરે, વસ્ત્ર તજીને વનમાં કરિયે વાસજો;
પૂરણ પ્રીત વિના તો પ્રભુજી નહીં મળે, દેહ દમનમાં દુઃખડાં બારે માસજો. ઓ૦ ૫
જૈની તો જાણેરે જ્યાં ત્યાં જીવને, જતિ ખરા જે જાણે જીવની જાતજો;
અલએલો મેલીને નહિ થાઉં આરજા, ભુલું નહીં કાંઈ દેખીને વળિ ભાતજો. ઓ૦ ૬
બ્રાહ્મણ તે જાણેરે સાચા બ્રહ્મને, વિપ્ર વિવેકી વેદ તણો લે સારજો;
ઋષિપત્નિ રીઝીરે હરિના રંગમાં, પ્રેમ કરીને પૂજ્યા નંદકુમારજો. ઓ૦ ૭
ખટદર્શનવાળાને તો દુઃખડાં ખરાં, બાંધ્યું મારું મોહન સાથે મનજો;
જ્ઞાન ગૂઢારથ તો મનમાં ગમતું નથી, સુંદર વરને સોંપ્યાં તન મન ધનજો. ઓ૦ ૮
આસારું જાણો તો શે નથી રાખતા, જપતપ સાધન જગત માંહિતું કામજો;
વહોરતિયા વિના તો વસ્તુ નહીં મળે, મધુકર એનો તો ન્યારો છે ઠામજો. ઓ૦ ૯
હરિ પાસે હતું તે અમને આપિયું, અમ પાસેથી ભરી પ્રેમની પોઠજો;
રઘુનાથના સ્વામીને કહેજો એટલું, હેત હતું તે આવ્યું હૈયાનું હોઠજો. ઓ૦ ૧૦



# નિષ્કુલાનંદ*



## વૈરાગ્ય વિષે

### પદ ૧ લું–રાગ જંગલો

જનની જીવોરે ગોપીચંદની, પુત્રને પ્રેર્યો વૈરાગજી;
ઉપદેશ આપ્યો એણીપેરે, લાગ્યો સંસારિડો આગજી. જનની. ૧
ધન્ય ધન્ય માતારે ધ્રુવતણી, કહ્યાં કઠણ વચંનજી;
રાજ સાજ સુખ પરહરી, વેગે ચાલિયા વંનજી. જનની. ૨
ઉડી ન શકે રે ઉંટિયો, બહુ બોલાવ્યો બાજંદજી;
તેને રે દેખી ત્રાસ ઉપનો, લીધી ફકિરી છોડ્યો ફંદજી. જનની. ૩
ભલોરે ત્યાગ ભરથરીતણો, તજી સોળસેં નારજી;
મંદિર ઝરુખા મેલી કરી, આસન કીધલાં બહારજી. જનની. ૪
એ વૈરાગવંતને જાઉં વારણે, બીજા ગયારે અનેકજી;
ભલારે ભુંડા અવની ઉપરે, ગણતાં નાવે છેકજી. જનની. ૫

---

* આ કવિનો જન્મ સંવત ૧૮૨૨ માં હાલાર દેશમાં, શેખપાટ ગામમાં, વિશ્વકર્મા (ગુર્જર સુતાર) જાતિમાં, પિતા રામભાઇ અને માતા અમૃતબાને પેટે થયો હતો. કવિએ શ્રી સ્વામીનારાયણ પાસે દીક્ષા લીધી હતી. પોતે તીવ્ર વૈરાગી હતા. પોતે વૈરાગ્ય શા માટે લીધો હતો તે વિષે એક કાવ્ય રચ્યું છે અને તે આ ભાગમાં આપેલું છે. એમણે પોતાના તમામ કાવ્યો ગૂર્જરગીરામાં રચ્યાં છે. તે સર્વ પ્રસિદ્ધ થયા નથી. તેમને હિન્દી અને કચ્છી ભાષા સારી રીતે અવગત હતી. તેમના રચેલાં કાવ્યો અને કીર્તનો પુષ્કળ છે. તેઓની પોતાના સ્વકર્મમાં નિપુણતા વિસ્મય પમાડે તેવી હતી. સ્વામીએ પોતાના કાવ્યોમાં વૈરાગ્યનું અને તદુપયોગી સાધનનું વિશેષ સચોટ વર્ણન આપ્યું છે, તેથી ગુજરાતી ભાષામાં વૈરાગ્ય તો આજ કવિનો સર્વોપરી મનાય છે. તેઓ ૮૨ વર્ષની પુખ્ત ઉમરે સંવત ૧૯૦૪ માં ધોલેરામાં અક્ષરધામવાસી થયા હતા. સ્વામીએ જુદા જુદા વિષયો ઉપર નીચે પ્રમાણે ગ્રન્થો રચેલા છે. (૧) ભક્તચિંતામણી (૨) યમદંડ (૩) સારસિદ્ધિ (૪) વચનવિધ (૫) હરિબળ ગીતા (૬) ધીરજાખ્યાન (૭) સ્નેહગીતા (૮) પુરુષોત્તમ પ્રકાશ (૯) ભક્તિનિધિ (૧૦) હૃદયપ્રકાશ (૧૧) કલ્યાણનિર્ણય (૧૨) મનગંજન (૧૩) ગુણગ્રાહક (૧૪) ચોસઠપદી (૧૫) હરિવિચરણ (૧૬) હરિસ્મૃતિ (૧૭) અરજી વિનય (૧૮) અવતાર ચિંતામણી (૧૯) ચિન્હચિંતામણી (૨૦) પુષ્પચિંતામણી (૨૧) લગ્ન શકુનાવલિ (૨૨) વૃત્તિવિવાહ (૨૩) શિક્ષાપત્રી અને (૨૪) આસરે ૩૦૦૦ કીર્તનો.

ક્યાં ગયું કુળ રાવણતણું, સગરસુત સાઠ હજારજી;
ન રહ્યું તે નાણું રાજા નંદનું, સર્વ સુપન વેવારજી. જનની. ૬
છત્રપતિ ચાલી ગયા, રાજ મૂકી રાજનજી;
દેવ દાનવ મુનિ માનવી, સર્વે જાણો સુપનજી. જનની. ૭
સમજી મૂકો તો સારું ઘણું, જરૂર મૂકાવશે જમજી;
નિષ્કુલાનંદ કહે નહિ મટે, સાચું કહું બાઈ સમજી. જનની. ૮

પદ ૨ જું

જંગલ વસાવ્યું રે જોગિયે, તજી તનડાની આશજી;
વાત ન ગમે આ વિશ્વની, આઠે પહોર ઉદાસજી. જંગલ. ૧
સેજ પલંગરે પોઢતા, મંદિર ઝરુખાં માંયજી;
તેને નહિ તૃણ સાથરો, રહેતા તરુતળ છાંયજી. જંગલ. ૨
શાલ દુશાલા ઓઢતા, ઝીણા જરકશી જામજી;
તેણે રે રાખી કંથા ગોદડી, સહે શિર શીત ઘામજી. જંગલ. ૩
ભાવતાં ભોજન જમતા, અનેક વિધિનાં અન્નજી;
તેણે રે માગવા લાગ્યા ટુકડા, ભીક્ષા ભવને ભવનજી. જંગલ. ૪
હાજી કહેતાં હજારો ઉઠતા, ચાલતા લશ્કર લાવજી;
તે નર ચાલ્યારે એકલા, નહીં પેંજાર પાવજી. જંગલ. ૫
રહો તો રાજા રસોઈ કરું, જમતા જાઓ જોગીરાજજી;
ખીર નિપજાવું ક્ષણું એકમાં, તે તો ભિક્ષાને કાજજી. જંગલ. ૬
આહાર કારણ ઉભો રહે, એકની કરી આશજી;
તે જોગી નહીં ભોગી જાણવો, અંતે થાય છે વિનાશજી. જંગલ. ૭
રાજ સાજ સુખ પરહરી, જે જન લેશે રે જોગજી;
તે ધન દારામાં નહિ ધશે, રોગ સમ જાણે ભોગજી. જંગલ. ૮
ધન્ય તે ત્યાગ વૈરાગને, તજી તનડાની આશજી;
કુળ રે તજીને નિષ્કુળ થયા, તેનું કુળ અવિનાશજી. જંગલ. ૯

પદ ૩ જું

હું બલિહારી એ વૈરાગને, ઉપનો જેને અંગજી;
ચૌદ લોકને ચતુરધા, ગમે સુખનો સંગજી. હું બલિ. ૧
સુખ ન ઇચ્છે સંસારનાં, સમજે સુપન સમાનજી;
વાત ગમે એક વૈરાગની, તન સુખ ત્યાગવા તાનજી. હું બલિ. ૨

દુઃખીરે દેખે આ દેહને, રહે રાજી તે મંનજી;
અનરથનું આગાર છે, જાણી ન કરે જતંનજી. હું બલિ. ૩
રાતદિવસ હૃદિયા વિષે, વરતે એમ વિચારજી;
આ હુંરે કોણ ને જઇશ ક્યાં, કરું તેનો નિર્ધારજી. હું બલિ. ૪
કરું ઉપાય હવે એહનો, ડોળી દીશ વિદીશજી;
કોયરે ઉગારે મને કાળથી, સોંપું તેને જૈ શિશજી. હું બલિ. ૫
રહે આતુરતા અંતરે, દેખી દેહ અનિત્યજી;
સુખ ન માને આ સંસારમાં, ન કરે કોઇશું પ્રીતજી. હું બલિ. ૬
એવી દશા આવ્યા વિના, ન હોય તનસુખ ત્યાગજી;
ઉપરનો લાગેરે લજામણો, વગોણા સરખો વૈરાગજી. હું બલિ. ૭
હરિગુરુ દેવ દયા કરે, આપે એહ વિચારજી;
નિષ્કુલાનંદ નિશ્શંક થઈ, સેજે તારે સંસારજી. હું બલિ. ૮

### પદ ૪ થું

ત્યાગ ન ટકેરે રાગ વિના, કરિયે કોટિ ઉપાયજી;
અંતર ઉંડી ઇચ્છા રહે, તે કેમ કરીને તજાયજી. ત્યાગ. ૧
વેષ લીધો વૈરાગનો, દેશ રહિ ગયો દૂરજી;
ઉપર વેષ આછો બન્યો, માંહિ મોહ ભરપૂરજી. ત્યાગ. ૨
કામ ક્રોધ લોભ મોહનું, જ્યાં લગી મૂળ ન જાયજી;
સંગ પ્રસંગે પાંગરે, જોગ ભોગનો થાયજી. ત્યાગ. ૩
ઉષ્ણુરતે અવની વિષે, બીજ નવ દિશે બહારજી;
ઘન વરસે વન પાંગરે, ઇંદ્રિ વિષય આકારજી. ત્યાગ. ૪
ચમક દેખીને લોહ ચળે, ઇંદ્રિ વિષય સંજોગજી;
અણભેટેરે અભાવ છે, ભેટે ભોગવશે ભોગજી. ત્યાગ. ૫
ઉપર તજે ને અંતર ભજે, એમ ન સરે અરથજી;
વણશ્યોરે વર્ણાશ્રમથકી, અંતે કરશે અનરથજી. ત્યાગ. ૬
ભ્રષ્ટ થયો જોગ ભોગથી, જેમ બગડ્યું દૂધજી;
ગયું ઘૃત મહિ માંખણથકી, આપે થયું રે અશુદ્ધજી. ત્યાગ. ૭
પળમાં જોગીરે ભોગી પળમાં, પળમાં ગૃહીને ત્યાગજી;
નિષ્કુલાનંદ એ નરનો, વણ સમજો વૈરાગજી. ત્યાગ. ૮

### પદ ૫ મું

અમેરે જડ ભરતિ જોગીયા, ઇચ્છું નહિ વૈભોગજી;
જગત પદારથ જીવને, રુચે નહિ જેમ રોગજી. અમેરે. ૧

ખટરસ ખાવા નહિ ખોળિયે, જમશું જે મળશે અન્નજી;
નિરમાને દિન નિર્ગમશું, રેશું મનમાં મગનજી. અમેરે. ૨
જુનાં પુરાણાં પટ પેરશું, નહિ ઇચ્છું નવીનજી;
શીત ઉષ્ણ શિર સહિ રેશું, રાખી કંથા કોપીનજી. અમેરે. ૩
પ્રીત સૌશું પરહરી, કરશું કૃષ્ણ ભજનજી;
મોહ અમારા મનમાં, મને કરતું વિઘનજી. અમેરે. ૪
હરખ શોક હાણ વૃદ્ધિને, સહેશું દુઃખ તનજી;
નિષ્કુલાનંદ કહે નહિ દૈયે, નિજ કુળને લાંછનજી. અમેરે. ૫

## પદ ૬ ઠ્ઠું

ઋષભકુંવરની રીતને, સુણો સંત સુજાણજી;
સમરથ ભરત નામે કરી, પાળ્યો પંડ પ્રમાણજી. ઋષભ. ૧
રાજ તજી તપ આદર્યું, તજી સૌ શું સનેહજી;
દયામાંથી દુઃખ ઉપનું, થયો મૃગસું સનેહજી. ઋષભ. ૨
તેને કરી તન ધારિયું, રહ્યું જ્ઞાન અભંગજી;
અંગિરા કુલમાં ઉપના, રહ્યા સૌથી અસંગજી. ઋષભ. ૩
મા બાપ મેલી મરી ગયાં, રહ્યાં ભાઈ ભોજાઇજી;
જડ જાણીને જેવું તેવું, અન્ન આપે ખાયજી. ઋષભ. ૪
ટોવા સારુ ખેતર મોકલ્યાં, ચોર લૈ ગયા ત્યાંયજી;
દેતાં બલિદાન દેવિયે, કરી આવીને સાયજી. ઋષભ. ૫
ત્યાંથી જડભરતને છોડિયા, રાયે દઈ શિક્ષાયજી;
નિષ્કુલાનંદ કહે એ નૃપને, કર્યો સુખનો ઉપાયજી. ઋષભ. ૬

## પદ ૭ સું

જડરે ભરતની જાતના, જોગી જે જગમાંયજી;
ઇંદ્રિય મનની ઉપરે, રહે શત્રુ સદાયજી. જડરે. ૧
વિકળ ન થાયે વિષયમાં, રહે પરવત માંયજી;
ધરમ ધીરજ મૂકે નહિ, મર મુસ્તક જાયજી. જડરે. ૨
આઠે પહોરમાં એક ઘડી, નવ માને નીજ દેહજી;
તેનારે સુખ સારું શું કરે, ઉપાય ન કરે એહજી. જડરે. ૩
હરિ ઇચ્છાએ હરે ફરે, કરે જીવના ઉદ્ધારજી;
જેને મળે એવા જોગીયા, પામે તે ભવ પારજી. જડરે. ૪

એવા જોગીને આવી મળે, જાણે અજાણે જંતજી;
નિષ્કુલાનંદ કહે એ નરને, પળમાં કરે પાવનજી. જડ઼રે. ૫

### પદ ૮ મું

જોગી જીવેરે એવા જગતમાં, સગા સૌના સોહાયજી;
શત્રુ શોધતા સંસારમાં, જેને નવ જડે કોયજી. જોગી. ૧
સ્થાવર જંગમ સ્થૂળ સૂક્ષ્મ, ચરાચર જે જંતજી;
મન કર્મ વચને દૂભે નહિ, દયા દિલે અનંતજી. જોગી. ૨
નિશ્ચે એવાને નિરખીને, દયા દુષ્ટને નોયજી;
બીજા તે સર્વે દયા કરે, જ્યારે એવાને જોયજી. જોગી. ૩
દેહદર્શી દુઃખ ભોગવે, કરે સુખને ઉપાયજી;
આત્મદર્શી આનંદમાં, રહે સુખમાં સદાયજી. જોગી. ૪
મૂલ્યે પોતાનું ભાસે નહિ, ત્રણ કાળમાં તનજી;
નિષ્કુલાનંદ એમ સમજી, જોગી ન કરે જતનજી. જોગી. ૫

### પદ ૯ મું

પ્રથમ વૈરાગ્ય જેને પ્રગટે, તજે સકળ સંસારજી;
રાજસાજ સુખ સંપતિ, મેલે માલ ભંડારજી. પ્રથમ. ૧
આસન વસન ભૂષણ સજ્યાં, એથી ઉતારે મનજી;
અંતર વૈરાગ્ય જ્યાં ઉપને, તજી ભુવન ઇચ્છે વનજી. પ્રથમ. ૨
સત્ય ધાતુ સોવણ લગે, વાંછે નહીં વાસણજી;
ગામ ભોગ તે ગમે નહીં, ઇચ્છે અરણ્યમાં આસનજી. પ્રથમ. ૩
માતા તાત સુત સંબંધી, તજે ભગિની ભાઇજી;
નારી ન ગમે દીઠે નેણે, તોડે સૌ શું સગાઇજી. પ્રથમ. ૪
એટલાં તજી નર નિસરે, વળતો લિયે વેશજી;
સુખ દુઃખ સહે શરીરને, દેખી દેશ વિદેશજી. પ્રથમ. ૫
પછે બેસે કોઇ થાનકે, જોઇ સુંદર જાગજી;
નિષ્કુલાનંદ કહે એ નરનો, વળતો ન રહે વૈરાગજી. પ્રથમ. ૬

### પદ ૧૦ મું

વૈરાગને વિઘન ઘણાં, તાસી રહ્યાં તૈયારજી;
માન મોટાઇ છે મારવા, ઢોળાવવા ધન નારજી. વૈરાગ. ૧
ઉપરથી અભાવથી, ટકે નહિ કદિ ટેકજી;
પાંચ વેરી પ્રચંડ છે, અધિક એકથી એકજી. વૈરાગ. ૨

ખાતાં પિતાં સુતાં જાગતાં, વસવું વેરીને વાસજી;
જમતાં સૂણતાં બોલતાં, તેનો કરવો તપાસજી. વૈરાગ. ૩
તપાસ વિના જે ત્યાગિયું, હોડે કરી હૈયાજોરજી;
તે કોઈ દહાડે કચવાઈને, કંઈક ભાગશે ભૂરજી. વૈરાગ. ૪
અંતર ઉંડા અભાવથી, કરિયે તનમન ત્યાગજી;
વિષયને વિષ કરી જાણિયે, રાખિયે નહિ રાગજી. વૈરાગ. ૫
સાચે કારજ સર્વે સરે, કાચે રાચે નહિ રાગજી;
નિષ્કુલાનંદ કહે નકિ જીવ, અણસમજુ બેફાગજી. વૈરાગ. ૬

પદ ૧૧ મું

વૈરાગ્ય વિણ એ વાણી વદે, સમજ્યો નહીં લેશજી;
મોટા સંતની સેવા ક્યાં મળે, એમ આપે ઉપદેશજી. વૈરાગ્ય. ૧
તન ધન સંત વડે કરી, સેવા સાધુની કીજેજી;
વિધ વિધના વિજનશું, રુડી રસોઇઓ દિજેજી. વૈરાગ્ય. ૨
આગે સાધુને અર્પિયાં, સૂત વિત ઘરબારજી;
એવા ભક્ત લખાયા ભક્તમાળમાં, દેખો દીલના ઉદારજી. વૈરાગ્ય. ૩
આજ સાધુને આપતાં, કયારે મુંઝાયે મંનજી;
સૂત કલત્રને કારણે, દોડી ખરચો છો ધંનજી. વૈરાગ્ય. ૪
અમેરે ત્યાગી સર્વે ત્યાગિયું, ત્યાગ્યાં રાજ ને પાટજી;
તમારા કલ્યાણને કારણે, સંત વરતાવે વાટજી. વૈરાગ્ય. ૫
એ વણ શા વૈરાગ્યની વાતડી, સૂણજો નર નારજી;
નિષ્કુલાનંદ કહે એ નરનું, કેમ પડશે પારજી. વૈરાગ્ય. ૬

પદ ૧૨ મું

જેનુંરે મન વનશું વર્તતું, અતિ રહેતા ઉદાસજી;
તો તાકયા વસ્તીએ વસવા, બાંધી સૌ સાથ આશજી. જેનુંરે. ૧
જેને ગમતી જીર્ણકંથા, જેવું તેવું જળ ઠામજી;
તેણે રંગ્યાં રુડાં તુંબડાં, વસ્ત્ર માગે ગામો ગામજી. જેનુંરે. ૨
રસે રહિત અન્ન જમતા, દેવા દેવને દંડજી;
તેનેરે જોઇયે તીખાં તમતમાં, ખાવા ખીર ને ખંડજી. જેનુંરે. ૩
જેનેરે જાગ્યા આગ લાગતી, ગમતું નહિ સજ્યા ને ઘરજી;
તેનેરે આસનથી ઉઠાડતાં, જગાડવો મણિધરજી. જેનુંરે. ૪

પોતાનો પરિવાર પરહરી, ચાલ્યા એકલા આપજી;
તેનેરે સ્નેહ બાંધ્યો શિષ્યશું, લીધો પરનો સંતાપજી. જેનુંરે. ૫
ઓછી સમજ એ જે આદરે, કાચો થકો કોયજી;
નિષ્કુલાનંદ કહે તે નરને, અંતે એમ હોયજી. જેનુંરે. ૬

## પદ ૧૩ મું

વાય વાય જો કુમતિ મતિ તારીરે, મેલિ મોહન વદન જોઈ નારીરે;
હાર્યો હેવાન કુબુદ્ધિ જીતી બાજીરે, લાગી પેજાર ન આવી લાજ પાજીરે. ૧
તેં તો ખારી બલાને ખોળિ લીધીરે, તેં તો વાઘણીસું વાલપ કીધીરે;
તજી મહા રસના પ્રભુ મેવારે, જાણિ ઝેરનું જાય પારખું લેવારે. ૨
તેં તો સ્નેહ કીધો સર્પણિ સાથેરે, માગી લીધું મૂરખ દુઃખ માથેરે;
ધણી ધાત થઈ છે ધરમાંઈરે, તેનો તુજને વિચાર નહી કાંઈરે. ૩
તારું વિષય સંગાતે ચિત્ત બાંધ્યુંરે, આંબ તજીને આક ફળ ખાધુંરે;
તેં તો વણસાડ્યું છે કાજ તારુંરે, કહે નિષ્કુલાનંદ તે સારુંરે. ૪

## પદ ૧૪ મું

ધિક ધિક તારો જો અવતારરે, તેં તો ન કર્યો નર જો વિચારરે;
ચૌદ લોકને ગઈ છે તારી ચાવીરે, તુંને તેની પ્રતીત કેમ આવીરે. ૧
બ્રહ્મા સરખાને જેણે જો ભોળાવ્યારે, શિવ સરખાને જેણે જો ડોલાવ્યારે;
જેણે એકલશૃંગીને અંધ કીધોરે, જેણે પરાશર પકડીને લીધોરે. ૨
કીધું નારદતણું તે મુખ કાળુંરે, ઋષિ શૌભરિતણું તે તપ ટાળ્યુંરે;
જેણે અંધ તે અસૂર કુળ કીધુંરે, કહિ અમૃત ને જો વિખ દીધુંરે. ૩
જેણે રાવણતણું કુળ ખોયુંરે, ત્યાં તારું તે મન કેમ મોહ્યુંરે;
લિધું દુઃખ તે અલ્પ સુખ સાટેરે, કહે નિષ્કુલાનંદ તે માટેરે. ૪

## પદ ૧૫ મું

બળો બળો કુમતિ મતિ તારીરે, તેં તો વાત કાંય ન જોઈ વિચારીરે;
કાં ગઈ તારી અકલ અભાગીરે, તજી સુખ દુઃખ મુખ લીધું માગીરે. ૧
તુંને વિષય મોદિક કેમ ભાવેરે, થાવા હડકાયાની હોંસ કેમ આવેરે;
તારું ધન દારા દેખી દિલ ડોલેરે, થૈ બાવરો ને હક બક બોલેરે. ૨
તારું અસત્ય ધંધે તે મન લાગ્યુંરે, સુતા સિંહને ઉઠાડી વિખ માગ્યુંરે;
મન ગમતી ખાધી તેં ઠગ મૂળીરે, તજી સુખસેજ સૂતો જઈ શૂળીરે. ૩
ફટફટ કુમતિ મતિ તારીરે, તજી મહિ ને વલોયું જઈ વારીરે;
કહે નિષ્કુલાનંદ નર તુંનેરે, વળી કહીશ કહ્યું નહીં સુનેરે. ૪

પદ ૧૬ મું

એક અચંબો આવે છે અતિ ભારીરે, તુંને લાજ નથી આવતી લગારીરે;
લખ ચોર્યાશી કુટુંબ કુળ તારુંરે, ખર શૂકરમાં કેને કુણ સારુંરે. ૧
અંડ ઉદ્ભિજ ને સ્વેદ જરાયુરે, વાર અનેક તું ઉપજ્યો મરાયુંરે;
ઉંચ નીચમાં લીધો તેં અવતારરે, આદ્યે શ્વપચ દઈ વર્ણ અઢારરે. ૨
એક એકને ઉદર નર આવ્યોરે, તું તો સરવે તણો સુત કહાવ્યોરે;
તેની લાજ તુંને ન આવી લેશરે, હવે આપિયે તે કિયો ઉપદેશરે. ૩
દીઠો નહિં તુજ જેવો કોય ડાહ્યોરે, તું તો ભુખ ને દુઃખથી નકાયોરે;
કહે નિષ્કુલાનંદ તુંને કેટલુંરે, માન તજી હજી માને તો છે ભલુંરે. ૪

પદ ૧૭ મું

સત વાત એક સાંભળોને સારીરે, જો જો જન મન વાત એ વિચારીરે;
આવી મનુષ્યા દેહ તે શ્યા માટેરે, આવ્યો કુણ કામ ચાલ્યો કુણ વાટેરે. ૧
તેની સંતને ન પૂછી વાત સાચીરે, તું તો આપણે ડહાપણે રિયો રાચીરે;
કરે સુખના સમાજ કાજ કામરે, તારું મન મોહ્યું દામ વામ ધામરે. ૨
કરે મનોરથ મન નિત્ય નવારે, વિષે સુખ વળી ભોગ જે ભોગવારે;
આજ સૂધી તેનો અભાવ ન આવેરે, કેમ ધંતુરાનાં ડીંડાં ભુંડાં ભાવેરે. ૩
ભખ્યો ભોયંગ ને લાગે લિંબ મીઠોરે, કરી કમાણી ને હાલ્યો નર હિઠોરે;
શી અકલ લીધી છે નર તે શિખીરે, કહે નિષ્કુલાનંદ નર દેખીરે. ૪

પદ ૧૮ મું

એક વાત વળી સાંભળી છે સારીરે, કહું વિવિધ પ્રકાર જો વિચારીરે;
એક બાવરો બેસાર્યો વળી વહાણેરે, માન્યું મુરખ પડ્યો હું બંધિખાનેરે. ૧
ચઢયો ફેરને દીઠું છે સર્વે ફરતુંરે, માન્યું મનમાં જે પામ્યો હવે મરતુંરે;
થયો આકળો અભાગી લાગી લેરીરે, ખરા ખારવા વિશેષે જાણ્યા વેરીરે. ૨
ચડી દોલ ને દીઠું છે દુઃખદાઇરે, મારી ઠેક છેક પડ્યો પાણિ માંઇરે;
એમાં દોષ કોહો કેને હવે દઇયેરે, મળ્યો સત્સંગ તરી તજી જઇયેરે. ૩
તજી સુખ પડ્યો દધિ દુઃખ માંઇરે, એ પ્રકારમાં ન જાય કચાઇરે;
સર્વે સુખ દુઃખ વાહાણનું જો સહિયેરે, કહે નિષ્કુલાનંદ પાર થઇયેરે. ૪

પદ ૧૯ મું

એક મૂરખને હાથ મણિ મળિરે, જોઈ ચાખી સૂંઘી ન લાગી ગળીરે;
હતો વેવલો ને કાવતો વિવેકીરે, જોઇ ત્રોડી ફોડિ નાંખ્યું નરે ફેંકીરે. ૧

તેમ સત્સંગ મળ્યો શિરોમણિરે, હતિ બાળ બુદ્ધિ કુબુદ્ધિને ઘણીરે;
તેણે સતસંગ રંગ અંગ ત્યાગ્યોરે, કાળા કામળાને કસુંબો ન લાગ્યોરે. ૨
રહે પથ્થર કોરો જો પાણી માંઇરે, જેમ જળ મળે જવાસો સુકાઇરે;
મળિ મરકટ ને રાજ સાજ સિદ્ધિરે, દેખી ટોપરું ને તરત ટેક દિધિરે. ૩
મળિ અલ્પમતિને વાત મોટીરે, કરે અનમાન જ્ઞાન કહે ખોટીરે;
મળિ અનુપમ મોજ તેજ લાગીરે, કહે નિષ્કુલાનંદ એ અભાગીરે. ૪

## પદ ૨૦ મું

જેમ સર્પને પાળીને દુધ પાયરે, તે તો ઘરના પરનાને ખિજ્યો ખાયરે;
જેમ વેરીને શિખવે વિદ્યા વિધરે, કરે દાવ ઘાવ પાછો પરસિદ્ધરે. ૧
દેખે દિનમાં અંધારું ખાંતે ખોળીરે, એવા અંધ નર ઉલુકની ટોળીરે;
એવો નર કોઈ દિઠો ન નઠારોરે, મળ્યું કલ્પવૃક્ષ માગ્યો છે કુઠારોરે. ૨
પડ્યું અવળું ન સૂઝે બીજું સાજરે, રિઝયા રાજ પાસ માગી છે પિયાજરે;
કરિ કલ્પવૃક્ષ સમ કહાવેરે, મળે તેને તેવું જેને જેવું ભાવેરે. ૩
કેશે દેવનો ચોર મેલું દેખીરે, પણ અંતરની ઇચ્છા ન ઉવેખીરે;
પડી જન્માંતરે વાત પાછીરે, કહે નિષ્કુલાનંદ એ સાચીરે. ૪

## પદ ૨૧ મું–સાચી વાર્તા

સંતો સાંભળો સાચી વારતા, નથી લીધો આ ભુખ્યે ભેખરે;
જતુનીનો જાયો કહું છું અવશ્ય હતો હું એકરે. સંતો. ૧
ગાડું બલદ ગાય ને ઘોડી, ડોબાં હતાં દશ બારરે;
પાંચ મલીને પુછતાં મુને, કરતો હું કારભારરે. સંતો. ૨
અન્ન ધન ધામ ને ધરણી, પરણી હતી ઘેરરે;
છોટાં છોટાં છોકરાં હતાં, હતી માતાજીની મ્હેરરે. સંતો. ૩
ખાવા પીવાનું ખૂબ જડતું, વસ્ત્રનો નહિ પારરે;
જોઇએ તેવા જોડા જડતા, તકે તકે તૈયારરે. સંતો. ૪
જ્ઞાન વૈરાગ્યે ગળે ઝાલ્યો, કાંઈ ન ચોંટયું ચિત્તરે;
નિષ્કુલાનંદ કહે નહિ કહું, તો જોડશે મારું ગીતરે. સંતો. ૫



# બ્રહ્માનંદ



## એ જાતનો ચારણ હતો, એની કવિત્વ શકિત મોટી અને તાત્કાલિક હતી

### શૃંગારનાં પદો

### પદ ૧ લું–રાગ ધનાશ્રી

છેલા ચાલંતા ગજ ચાલ, આવો મારે આંગણે;
હું તો મોહિ છું મોહનલાલ, તારે ફુલડાંતણે.–ટેક. આવો. ૧
પ્રીતમ પેર્યો પ્રેમથી, તમે સોનેરી સુરવાળ;
જરકસિયા જામાતણી, મારા ચિતડામાં ખુંતી ચાળ. આવો. ૨
રૂપાળો રતને જડ્યો, કાજુ શોભે કમર કટાર;
ગુણિયલ ગજમોતિતણો, રાજે હૈડા ઉપર હાર. આવો. ૩
સુંદર મુખ સોહામણું, જોઇ લાજે શશિયર ક્રોડ;
બ્રહ્માનંદના વાલમા, તારા મોળિડાનો અજબ મરોડ. આવો. ૪

### પદ ૨ જું

ઓરા આવોને પ્રાણ આધાર, વાલા મારે ઓરડે;
હું તો મોહિ છું નંદકુમાર, બાજુકેરે બોરડે.–ટેક. વાલા. ૧
સોનાકેરાં સાંકળાં, પેર્યાં રસિયા જાદવરાય;
હરિવર બટકાં હાથનાં, મારે અટકયાં અંતરમાંય. વાલા. ૨
અજબ અલૌકિક અંગુળી, રાજે નખ મણી–લાલ સમાન;
શોભા વિંટી વેઢની, કાજુ રાજે છે રસિયા કાન. વાલા. ૩
અંગ અંગ પ્રતિ ઓપતા, શોભે સુંદરવર શણગાર;
બ્રહ્માનંદના વાલમા, તારી બાનકની બલહાર. વાલા. ૪

### પદ ૩ જું

વાલી લાગે છે વ્રજચંદ, પ્યારા તારી પાઘડી;
મરમાળા બાળમુકુંદ, જીવડલામાં જડી.–ટેક. પ્યારા. ૧

ફુલદડો ઉછાળતા, જ્યારે સામા આવો છો સેણ;
જાદવ સામું જોઇને, મારાં નાથ ઠરે છે નેણ. પ્યારા. ૨
અતિ મરમાળી આંખડી, કાંયક સુંદર રાતી કોર;
આડી નજરે હેરતા, કાજુ લાગો છો નંદકિશોર. પ્યારા. ૩
આંટો ઉપરણીતણો ભાળી, વાધે છે મનમાં ભાવ;
બ્રહ્માનંદ જાય વારણે, તારા મુખડા ઉપર માવ. પ્યારા. ૪

પદ ૪ થું

રુડી લાગે છે વ્રજરાજ, છબી તારી શામળા;
કોના મનડું લેવા કાજ, ચાલો છો ઉતાવળા.—ટેક. છબી. ૧
આવીશ હું અલબેલડા, વારિ ગિરિધર તારી ગેલ;
કુબુદ્ધિડાં નિંદા કરી, છોને મૂરખ ધોતાં મેલ. છબી. ૨
રસિયા તારા રંગની, લાગી ચટકી ચિત્તડામાંય;
શંકા તજી સંગ ડોલશું, હવે જગથી ડરેરે બલાય. છબી. ૩
અચળ તમારો આશરો, મારે નહીં બિજાની આશ;
બ્રહ્માનંદ કહે રાજનાં, અમે દામ વિનાનાં દાસ. છબી. ૪

પદ ૫ મું

હેલિ જોને આ નંદકુમાર, સલુણો શોભતા;
ચાલે મદઝર ગજની ચાલ, રસિક ચિત્ત લોભતા. ૧
પ્યારી લાલ સુરંગી પાઘ, અલૌકિક બાંધણિ;
છુટા પેચ ઝુકયા ચહુકોર, અધિક શોભા બણી. ૨
રુડી રાજે છે નલવટ રેખ, મનોહર માવને;
જોતાં કેસર તિલક અનુપ, વધારે ભાવને. ૩
ઉભા અલવ કરે અલબેલ, સખાના સંગમે;
ખેલે બ્રહ્માનંદનો નાથ, રાજેસર રંગમે. ૪

પદ ૬ ઠું

શોભે નટવરજીને શિશ, કલગી વાંકડી;
પુખરાજ પીરોજા લાલ, મોતિડેથી જડી. ૧
તોરો ફુલતણો નવરંગ, મોલિડા ઉપરે;
જોઇને કાનકુંવરનું રૂપ, મારાં નેણાં ઠરે. ૨
સખિ આંટાદાર અનૂપ, પિયાજીની પાઘડી;
તે તો નહિ વિસરે પળ એક, જીવડામાં જડી. ૩

લલકે કુંડલ કાનું માંહિ, કે મોંઘા મૂલના;
બાંધ્યા બ્રહ્માનંદના નાથે, કે બાજુ ફૂલનાં. ૪

પદ ૭ મું

આંખડલિ શરદ સરોજ, રસિલા લાલની;
દેખિ મનડું પામે મોહ, તિલક છબિ ભાલની. ૧
નાસા સુંદર દીપ સમાન, અતિ શોભી રઈ;
મુખ નિરખીને શશિયર જોત, ગગનમાં ઝાંખી થઈ. ૨
લીધી લટકાળ નંદલાલ, કે હાથ કબાણને;
એનિ ચટક રંગીલિ ચાલ, હરે મન પ્રાણને. ૩
કાજુ મોતિડે જડિત્ર કટાર, કમર કશી લીધલો;
નિરખી બ્રહ્માનંદ કહે જંન્મ, સુફલ મારો કીધલો. ૪

પદ ૮ મું

સખિ કેસર ભીનો કાન, ઠરે જોઈ છાતડી;
રુડિ આંખડલિમે રેખ, મનોહર રાતડી. ૧
એનિ સાંભળતાં ગુલતાન, થઈ એના ગીતમે;
રસિંયા વર કેરો રંગ, ચડ્યો મારા ચિત્તમે. ૨
સમઝાવી મુજને શાન, નેણું કેરિ સાનમે;
મુને મગન કરી મસ્તાન, અમૃત રસ પાનમે. ૩
કાજુ રાજે જે ગૌર કપોલ, સુભગ તિલ ત્રાજવી;
શોભે બ્રહ્માનંદનો નાથ, રસિલો રાજવી. ૪

પદ ૯ મું

લટકાળા તારે લટકેરે, લેરખડા હું લોભાણી;
વાંસલડી કેરે કટકેરે, ચિતડાને લીધું તાણી. ૧
છોગલિયું તારું છેલારે, આવી અટકયું અંતરમાં;
વણુ દીઠે રંગના રેલારે, બેઠી અકળાઊં ઘરમાં. ૨
રાતી આંખલડીની રેખુંરે, મનડામે ખુંતી મારે;
ડોલરીઆ હું નવ દેખુંરે, જંપ નથી થાતો જ્યારે. ૩
મરમાળી મૂર્ત્તિ તારીરે, વાલમ મારે ચિત્ત ચડી;
બ્રહ્માનંદના હાર હજારીરે, કેમ કરી મેલું એક ઘડી. ૪

## પદ ૧૦ મું

રુડું ભાળ તિલક રૂપાળુંરે, કોડે કીધું કેસરનું;
ભાવે હું સુંદર ભાળુંરે, કામડલું મેલી ઘરનું. ૧
વાંકી ભ્રુકુટિ જોઇ વનમાળીરે, મારું લોભાણું મનડું;
મોહન નાસા વનમાળીરે, દોયલી વેળાનું ધનડું. ૨
તારાં લોચનીયાં નંદલાલારે, રંગભીના રંગ ભરિયાં;
વ્રજજીવન નટવર વાલારે, ગુણિયલ અંતરમે ગરિયાં. ૩
લટકાળા મોહની લાગીરે, ભાવે મુખડું ભાળીને;
બ્રહ્માનંદના શામ સુહાગીરે, બેઠી જગભય ટાળીને. ૪

## પદ ૧૧ મું

માણીગર મોલિડું તારુંરે, સુંદર ફુલડેથી છાયું;
મોહન તેમાં મન મારું રે, ઠીક કરીને ઠેરાયું. ૧
રૂપાળું રંગનું ભરીયુંરે, શોભે કોર્યું સોનેરી;
છોગલિયું નૌત્તમ ધરિયુંરે, લાડકડા વાલમ લેરી. ૨
કાજુ નવલ કલગી નિર્ખિરે, ચિતડામાં લાગી ચટકી;
થઈ ગઇ દીવાની સરખીરે, લોક લજ્યા સર્વે પટકી. ૩
બહુ અંતરમાં રસ બસિયુંરે, ગરક કસુંબી મોલીડું;
બ્રહ્માનંદના મનમાં વસિયુંરે, મોહન તારું મોલીડું. ૪

## પદ ૧૨ મું

વ્રજ જીવન શામ વિહારીરે, લાવણ્યમાં હું લેવાણી;
મેં તો મેલ્યો જગ વિસારીરે, કાનુડા તારી કેવાણી. ૧
સુંદર વર રંગડો ચડીયોરે, મરમાળા મોહન તારો;
જગ તૃણ સરખો ત્રેવડિયોરે, કુણ માને એનો ડારો. ૨
તમ સાથે પ્રીતિ બાંધીરે, કોઇની શંકા કેમ ધરું;
ચિન્તામણિ સુંદર લાધીરે રાંક થઇને શીદ ફરું. ૩
તમ સાથે રંગના ભીનારે, દિલડું માન્યું ડોલરિયા;
બ્રહ્માનંદના નાથ નવિનારે, વાલમ અમે તમને વરિયા. ૪

## પદ ૧૩ મું—રાગ ગરબી

ચાલો ચાલો સૈયરનો સાથ, વૃન્દાવન જાઇએરે;
સખી છેલ છબીલાને સંગ, હળી મળી ગાઇએરે. ૧

વહાલો જુવે છે આપણી વાટ, ઉભા છે વનમાંરે;
સખી આપણે સાથ એકાંત, મળ્યાનું છે મનમાંરે. ૨
વ્હાલે મોરલી લીધી છે હાથ, વજાડે છે ધેરીરે;
આવી ઉભા છે જમુનાને તીર, પિતાંબર પેરીરે. ૩
વાલે પેર્યા છે ફુલડાંના હાર, બાંધ્યા છે બાજુરે;
એને ળ્હેકે છે કાનો માંઈ, કુંડલિયા કાજુરે. ૪
વાલે મૃગલાં પમાર્યાં મોહ, બંસીને નાદેરે;
હરિ ગાય છે સુંદર ગીત, મધુરે સાદેરે. ૫
હરિને હેતે કરીને હાથ, ઝાલ્યાનો હેવારે;
સખી બ્રહ્માનંદનો નાથ, રમવા જેવારે. ૬

### પદ ૧૪ સું

જોને જોને સખી એનું રૂપ, મનોહર રાજેરે;
મુખ લાવણ્યતા જોઈ કામ, કે કોટિક લાજેરે. ૧
જોને ફુલડાંનો તોરો શિશ, સુંદર શોભેરે;
જોઈ લાલ સુરંગી પાઘ, મનડું લોભેરે. ૨
વ્હાલો નેણે જણાવે છે નેહ, હેતે હેરેરે;
મુને ન્યાલ કરી નંદલાલ, આજુને ફેરેરે. ૩
પેરી શોભીતા શણગાર, રુડા લાગે રમતારે;
વાલો વ્રજ નારીને ચિત્ત, ગિરિધર ગમતારે. ૪
મારાં લોચનિયાં લોભાય, નટવર નિરખીરે;
હું તો મગન થઈ મનમાંય, દિવાની સરખીરે. ૫
ઉભા ગીત મધુરાં ગાય, ગોપીજન સંગેરે;
વ્હાલો બ્રહ્માનંદનો નાથ, રમે રસ રંગેરે. ૬

### પદ ૧૫ સું

આવો આવોને નંદજીના લાલ, આપણ રમીએરે;
રુડાં ભોજનીઆં બહુ ભાત, જમાડું તે જમીએરે. ૧
વારી શામળીયા તમ સાથ, લાગી પ્રીતિરે;
હવે શું કહેશે સંસાર, કોઇથી નથી બીતીરે. ૨
મારા હેતુ છો હૈડાના હાર, તમપર વારીરે;
તમ કાજ કોડીલા કાન, મેં સેજ સમારીરે. ૩

મારે તમથી જગમાં કોય, બીજું નથી વાલુંરે;
જે જે જોઇયે તે જાદવરાય, આણી આણી આલુંરે. ૪
લઈ સરવસ સુંદર શ્યામ, તુજપર વારુંરે;
તારા છોગલિયામાં શ્યામ, મોહ્યું મન મારુંરે. ૫
બ્રહ્માનંદના વ્હાલા ગુણવાન, પધારોને પ્યારારે;
તમને એક ઘડી અલબેલ, નહિ મેલું ન્યારારે. ૬

પદ ૧૬ મું

તારી આંખલડી અલબેલ, અતિ અણિયાળી રે;
હું તો ગરક થઈ ગુલતાન, કે ભૂધર ભાળી રે. ૧
માથે લાલ કસુંબી પાઘ, તોરો લટકે રે;
છબી જોઇને સુંદર શ્યામ, મન મારું અટકે રે. ૨
રુડી કેસર કેરી આડ, કે ભાલ વિરાજે રે;
જોઈ મુખની શોભા માત્ર, પૂરણ શશી લાજે રે. ૩
શોભે ઘુઘરડીનો ઘોર, કેડે કંદોરો રે;
ગળે મોતીડાની માળ, ચિતડું ચોરો રે. ૪
શોભે સુથણલી સોરંગ, રૂપાળો રેંટો રે;
વ્હાલા પેરીને પ્રાણ આધાર, ભાવેસું ભેટો રે. ૫
વ્હાલા બ્રહ્માનંદના નાથ, આવી સુખ આપોરે;
મુને મ્હેર કરી મોરાર, પોતાની કરી થાપોરે. ૬

પદ ૧૭ મું

સખી નન્દતણે દરબાર, માહા રંગ રેલે રે;
વ્હાલો ગોવાળાની સાથ, ખાંતીલો ખેલે રે. ૧
મુને કાનુડાનાં કોડ, ગઇતી જોવા રે;
વ્હાલે કીધો અલૌકીક ખ્યાલ, મારું મન મ્હોવા રે. ૨
કાને ગોપી ગોવાળાને ઘેર, ગોપ જમાડ્યા રે;
રુડાં લટકાં કરી નંદલાલ, કે ખૂબ રમાડ્યા રે. ૩
હસી હેત કરી હરિ રાય, ઝાલી મુને હાથે રે;
વ્હાલે દુધતણી લે હેલ, ઢોળી મારે માથે રે. ૪
મુને કીધી રસબસ કાન, ભીંજી મારી સાડી રે;
મુને ચસકો લાગ્યો એ સાથ, જઇશ હું તો દહાડીરે. ૫

વ્હાલો ડોલે ગોવાલીડા સંગ, બોલે સારું સારુંરે;
હેલી બ્રહ્માનન્દને નાથ, મોહ્યું મન મારુંરે. ૬

પદ ૧૮ મું

ઓરા આવોને સુંદર શ્યામ, એકાંતે મળીયેરે;
વ્હાલા દિન જાણીને દયાળ, અઢળક ઢળીયેરે. ૧
વારી મુરતી તમારી માવ, વસી દિલ મોરેરે;
હું તો જોઇને થઈ ગુલતાન, ફુલો ફેરે તોરેરે. ૨
વ્હાલા તમને મળ્યાનાં છે કોડ, કરિયે વાતુંરે;
વાલા તમ વિના પળ એક, નથી રેવાતુંરે. ૩
તમે દીલડાના દરીઆવ, કે છેલ છોગાળારે;
મારા મનમાં માન્યા મોરાર, છો મરમાળારે. ૪
આવી તમ સાથે અલબેલ, પ્રીત બંધાણીરે;
મુખ લાવણ્યતા જોઈ માવ, હું લોભાણીરે. ૫
તમે મોટા થઈ મહારાજ, શું લલચાવોરે;
વાલા બ્રહ્માનંદના નાથ, હસિને બોલાવોરે. ૬



## ઇશ્વરને ભજવા વિષે

### પદ ૧૯ મું—રાગ ગરબી

પ્રભુ સાથે કરને રે નર તું પ્રીતડીરે, મેલિ મોહ મત્સર અભિમાનરે;
દિન ઝાઝા રહેવું નથીરે આ દેહમાંરે, હૈયાફુટા શાને થાય છે હેરાનરે—પ્રભુ. ૧
સમજીને શરણું તું લેને સાચા સંતનુંરે, જાય તારા અનંત જનમનો રોગરે;
દુર્લભ મનુષ્યજનમ ભરતખંડમાંરે, વારે વારે એવો મળે નહિ જોગરે—પ્રભુ. ૨
સમજી વિચારીને જોને તું કોણ છેરે, કયાંથી તું આવ્યો ને જઇશ કોને ઘેરરે;
ચારને દિવસરે રહેવું આ સંસારમાંરે, અમૃત તજીને ખાય છે ઝેરરે—પ્રભુ. ૩
મમતાને માંહીરે માયા લગી ખુતિયોરે, મારું મારું કરી રહ્યો મંદરે;
કહેને તારું હરિ વિનારે સગું કોણ છેરે, માટે સત્ય કહે છે બ્રહ્માનંદરે—પ્રભુ. ૪

### પદ ૨૦ મું

શરણું તું તો લેનેરે સુંદર શ્યામનુંરે, તજી તેને મુરખ ઠાલી તાણરે;
વારિને વલોવેરે ઘૃત નવ નીકળેરે, તેવું છે આ જગનું ડહાપણ જાણરે—શરણું. ૧

કુબુદ્ધિને મેલીનેરે જતન કર જીવનુંરે, જોને તારિ ઉમર ખુટી જાયરે;
પ્રભુના ભજનરે વિના તને પ્રાણીયારે, કોઈ દિન સુખ સુપને નહીં થાયરે–શરણું. ૨
મોટેરો થઇનેરે ફરે અભિમાનમાંરે, જાણે હું જીવાડું પરિવારરે;
શકટને હેઠેરે શ્વાન જેમ ચાલતુંરે, માને સર્વે પોતાને શિર ભારરે–શરણું. ૩
ભરણ ને પોષણરે, સહુનું હરિ કરેરે, સુખ દુઃખ સઉનું હરિને હાથરે;
એવું તું જાણીને તજ અહંકારનેરે, ભજી લેને બ્રહ્માનંદનો નાથરે–શરણું. ૪

## પદ ૨૧ મું

માનિલે શિખામણરે ડહાપણ તારું મેલિનેરે, ધનતન જોબન સુપનું જાણરે;
ચાર તે દિવસનારે જીવતર કારણેરે, ભટકીશ પરવશ ચારે ખાણરે–માનિલે. ૧
મનમાં વિચારિરે જોને તું તો મૂરખારે, નથિ આંહિ રહેવાનું નિદાનરે;
મહેલ બગિચોરે મંદિર માળિયાંરે, મેલિ દેઇને વસવું છે મેદાનરે–માનિલે. ૨
સગાં ને કુટુંબીરે રહેશે રોઈ કળકળી, દાટ્યા સર્વે રહેશે ધરમાં દામરે;
અંતકાલે ઠાલે હાથે જાવું પ્રાણી એકલારે, કોઈ નહિ આવે તારા જીવને કામરે–મા. ૩
શરીર સાચવીયુંરે જ્યાં ન કીધું જીવનુંરે, સાચો કીધો નરક ચોરાશીનો લેખરે;
બ્રહ્માનંદ કહેરે ખુલ્યો જમપુરમાંરે, દિલમાં સમજી વિચારીને તું દેખરે–માનિલે. ૪

## પદ ૨૨ મું

વિષયમાં વળુંધ્યોરે હરિને વિસારીનેરે, ફરે મરડાતો અતિ મનમાં ફુલરે;
જેના વડિયે જીવેરે તેને નથી જાણતોરે, મનમાં તારે આઠ પાંચશેરીની ભૂલરે–વિ. ૧
તોલ્યા વિના ખર થઈને ભાર તાણતોરે, હાંકતા સૌ કહી તને હાડહાડરે;
મટાડી પશુરે કીધો તને માનવીરે, પ્રભુનો કાંઈ નથી જાણતો પાડરે–વિ. ૨
જઠરાગ્નિથીરે રાખ્યો તને જાળવીરે, સુંદર દીધો તનનો સાજરે;
અન્ન જળ હમણાંરે તેનું દીધું ખાયછેરે, તેનું નામ લેતાં આવે છે લાજરે–વિ. ૩
ભુંડપ કેરુંરે ભાતું તેં તો બાંધિયુંરે, માથે લીધો મમતા કેરો બોજરે;
બ્રહ્માનંદ કહેરે હરિ નવ ઓળખ્યારે, ફરતો ડોલે જેવો વનનો રોઝરે–વિ. ૪

## પદ ૨૩ મું

રે લગની તો હરિવરથી લાગી, મેં તન ધનની આશા ત્યાગી; લગની.– ટેક.
રે વાત કહું સુણ સાહેલી, રે બળિયોજી કીધા બેલી;
માથું પેલું પાસંગમાં મેલી; રે લગની. ૧
રે ન ડરું હું લોકતણી લાજે, રે શિર ઉપર ગિરિધર ગાજે;
આ દેહ ધર્યો નટવર કાજે; રે લગની. ૨

ધન દોલત નારી ને ઘણા દીકરારે, ખેતિવાડી ઘોડી ને ઘરબાર. તેમાં૦
મેડી મંદીર જરુખા ને માળિયાંરે, સુખદાયક સોનેરી સેજ. તેમાં૦
ગાદિ તકિયા ને ગાલમશુરીયાંરે, અતિ આડ કરે છે એજ. તેમાં૦
નિચિ ખાંધ કરીને નમતો નથીરે, એવું સાધુ સંગાતે અભિમાન. તેમાં૦
મરમાળી મોહનજીની મૂર્ત્તિરે, તેની સાથે ન લાગેલ તાન. તેમાં૦
પાપ અનેક જન્મનાં આવી મળ્યાંરે, તારી મતિ મલિન થઈ મંદ. તેમાં૦
દેવાનન્દના વ્હાલાને વિસરી ગયોરે, તારે પડ્યો ગળે જેમ ફંદ. તેમાં૦

પદ ૪ થું

તારે માથે નગારાં વાગે મોતનાંરે, નથી એક ઘડીનો નિર્ધાર;
તોય જાણ્યા નહિ જગદીશનેરે.—ટેક.
મોટા મેલીને રાજા મરી ગયા, જોને જાતાં ન લાગી વાર. તોય૦
તારું જોબન ગયું જખ મારતુંરે, માથે કાળા મટી ગયા કેશ. તોય૦
અંતકાળે લેવાને જમ આવિયારે, તેનો ભાળી ભયંકર વેશ. તોય૦
રોમ કોટી વીછુતણી વેદનારે, દુઃખ પામ્યો તું દૈવના ચોર. તોય૦
સગાં સ્વારથી મળ્યાં સર્વે લુંટવારે, તેને જરાએ ન ચાલે જોર. તોય૦
જીભ ટુંકી પડી ને તૂટી નાડિયોરે, થયું દેહ તજ્યાનું તતકાલ. તોય૦
દેવાનંદ કહે નવ જાણ્યા મારા નાથનેરે, મળ્યો મનુષ્યનો દેહ વિશાળ. તોય૦



## માયાની મોહિનીમાં ઈશ્વરને ભૂલી ગયો

પદ ૫ મું

ભજ્યો નહિ ભગવાનનો, મળ્યો મનુષ્યનો દેહ;
પ્રીત કરિ પરનારશું, નીચ સોબત સ્નેહ. ભજ્યો.—ટેક.
મિથ્યા માયાના જોરમાં, થયો અંધ અજાણ;
લાજે વિંટાણો લોકની, કરે આપ વખાણ. ભજ્યો.
ચિંતા ઘણી ચિત્તમાં ભરિ, હાલ ભુંડા હેરાન;
ફુટેલ હૈયું ને ફેલ આવડે, મિથ્યા મોટપનું માન. ભજ્યો.
જુઠા બોલો નથી જાણતો, માથે મરવાની ઘાત;
દેવાનંદ કહે જમ આવશે, માર મુરખ ખાત. ભજ્યો.

પદ ૬ ઠું

ભવસાગરનો પાર ન આવે પ્રભુ વિનારે, તપ તીરથ કરિયે કોટી ઉપાયરે;
પુન્ય કરી અમરાપુરનું સુખ પામીયેરે, અંતે પાછો ફોગટ ફેરો થાયરે—ભવ. ૧

# દેવાનંદ

## એના પદમાં બોધ સાથે સપાટા છે

### પ્રભુ સાથે પ્રીતિ કરવા વિષે

### પદ ૧ લું–રાગ ગરબી

કર પ્રભુ સંગાથે દ્રઢ પ્રીતડીરે, મરી જાવું મેલી ધનમાલ;
અંતકાળે સગું નહિ કોઈનુંરે.–ટેક.
સંસ્કારે સંબંધી સર્વે મળ્યાંરે, એ છે જુઠી માયા કેરી ઝાળ. અંત.
મારું મારું કરીને ધન મેળવ્યુંરે, તેમાં તારું નથી તલભાર. અંત.
સુખ સ્વપ્ના જેવું છે સંસારનુંરે, તેને જાતાં ન લાગે વાર. અંત.
માટે સેવજે તું સાચા સંતનેરે, તારાં ટળશે ત્રિવિધનાં તાપ. અંત.
અતિ મોટા પુરુષના આશરેરે, બળે પૂર્વ જનમનાં પાપ. અંત.
એવું સમજીને ભજ ભગવાનનેરે, સુખકારી સદા ઘનશ્યામ. અંત.
દેવાનંદનો વ્હાલો દુઃખ કાપશેરે, મન વાંછિત પૂરણ કામ. અંત.

### પદ ૨ જું

મળ્યો મનુષ્યનો દેહ ચિંતામણિરે, તારા અંગમાં છે રોગ અસાધ્ય;
નથી લેતો નારાયણ નામનેરે.–ટેક.
માથે જનમ મરણ મોટું દુઃખ છેરે, તારા અંતરમાં હરિને આરાધ્ય. નથી.
ઘણું સુજે છે કામ સંસારનુંરે, કરે સગાનું બહુ સનમાન. નથી.
હેત કરતો નથી હરિદાસમાંરે, હઇયા ફુટા તું લૂણહરામ. નથી.
પરનારી સંગાતે કરે પ્રીતડીરે, તારો એળે ગયો અવતાર. નથી.
બહુ નામીની બીક નથી રાખતોરે, ખરે ખાતે મળીશ તેમ ખુવાર. નથી.
અતિ કઠણ વેળા છે અંતકાળનીરે, પછી થાશે તુંને પસ્તાવ. નથી.
દેવાનંદની શિખામણ માનજેરે, તારા અંતરમાં કરીને ઉચ્છાવ. નથી.

### પદ ૩ જું

તારા મનમાં જાણે છે મરવું નથીરે, એવો નિશ્ચય કર્યો નિરધાર;
તેમાં ભૂલી ગયો ભગવાનનેરે.–ટેક

ધન દોલત નારી ને ઘણા દીકરારે, ખેતિવાડી ઘોડી ને ઘરબાર. તેમાં૦
મેડી મંદીર જરૂખા ને માળિયાંરે, સુખદાયક સોનેરી સેજ. તેમાં૦
ગાદિ તકિયા ને ગાલમશુરીયાંરે, અતિ આડ કરે છે એજ. તેમાં૦
નિચિ ખાંધ કરીને નમતો નથીરે, એવું સાધુ સંગાતે અભિમાન. તેમાં૦
મરમાળી મોહનજીની મૂર્ત્તિરે, તેની સાથે ન લાગેલ તાન. તેમાં૦
પાપ અનેક જન્મનાં આવી મળ્યાંરે, તારી મતિ મલિન થઈ મંદ. તેમાં૦
દેવાનન્દના વ્હાલાને વિસરી ગયોરે, તારે પડ્યો ગળે જેમ ફંદ. તેમાં૦

પદ ૪ થું

તારે માથે નગારાં વાગે મોતનાંરે, નથી એક ઘડીનો નિર્ધાર;
તોય જાણ્યા નહિ જગદીશનેરે.—ટેક.
મોટા મેલીને રાજ મરી ગયા, જોતે જાતાં ન લાગી વાર. તોય૦
તારું જોબન ગયું જખ મારતુંરે, માથે કાળા મટી ગયા કેશ. તોય૦
અંતકાળે લેવાને જમ આવિયારે, તેનો ભાળી ભયંકર વેશ. તોય૦
રોમ કોટી વીછુતણી વેદનારે, દુઃખ પામ્યો તું દૈવના ચોર. તોય૦
સગાં સ્વારથી મળ્યાં સર્વે લુંટવારે, તેને જરાએ ન ચાલે જોર. તોય૦
જીભ ટુંકી પડી ને તૂટી નાડિયોરે, થયું દેહ તજ્યાનું તતકાલ. તોય૦
દેવાનંદ કહે નવ જાણ્યા મારા નાથનેરે, મળ્યો મનુષ્યનો દેહ વિશાળ. તોય૦

## માયાની મોહિનીમાં ઈશ્વરને ભૂલી ગયો

પદ ૫ મું

ભજ્યો નહિ ભગવાનનો, મળ્યો મનુષ્યનો દેહ;
પ્રીત કરિ પરનારશું, નીચ સોબત સ્નેહ. ભજ્યો.—ટેક.
મિથ્યા માયાના જોરમાં, થયો અંધ અજાણ;
લાજે વિંટાણો લોકની, કરે આપ વખાણ. ભજ્યો.
ચિંતા ઘણી ચિત્તમાં ભરિ, હાલ ભુંડા હેરાન;
ફુટેલ હૈયું ને ફેલ આવડે, મિથ્યા મોટપનું માન. ભજ્યો.
જુઠા બોલો નથી જાણતો, માથે મરવાની વાત;
દેવાનંદ કહે જમ આવશે, માર મુરખ ખાત. ભજ્યો.

પદ ૬ ઠું

ભવસાગરનો પાર ન આવે પ્રભુ વિનારે, તપ તીરથ કરિયે કોટી ઉપાયરે;
પુન્ય કરી અમરાપુરનું સુખ પામીયેરે, અંતે પાછો ફોગટ ફેરો થાયરે—ભવ. ૧

માયાની મોટપ તે મિથ્યા જાણજોરે, નદીએ આવ્યું જેમ પાણીનું પૂરરે;
તેની પેઠે ધન જોબન ને જીવવુંરે, આકતણાં જેમ ઉડી જાએ તૂરરે—ભવ. ૨
સગાં કુટુંબ મેલિને મરવું એકલુંરે, લખ ચોરાશી ફરવું વારંવારરે;
પાપતણાં ફળ આગળ તારે આવશેરે, કર્મ કરીને ભરિયા તેં કોઠારરે—ભવ. ૩
આજ અમુલખ માણસનું તન આવિયુંરે, ભજવા સારુ ભાવ કરી ભગવાનરે;
દેવાનંદ કહે માન તજીને માનજેરે,વાત વિચારી ચતુર સારી ચતુર સુજાણરે—ભવ. ૪

### પદ ૭ મું

સગપણ સાચું જાણે શ્રી ઘનશ્યામનું, કેવળ બીજું માન કુડાકુટરે;
સગાં સંબંધી સ્વાર્થ કેરાં સોબતીરે, મેલી જાશે મુખમાં નાંખી ધૂડરે—સગ. ૧
દેશ વિદેશે ડોલે ધનને કારણેરે, પ્રભુ વિસારી લાલચમાં લપટાયરે;
ભાગ્ય વિનાનો ભટકે પામર પ્રાણીઓરે, જોને તારું જોબન એળે જાયરે—સગ. ૨
કાળ અચાનક મોજું આવે કારમીરે, ઘેરી લેશે ત્રાટે ઘરનું બારરે;
નાડી તુટી આંખ્યું બારે નિસરીરે, તે ટાણે શામળિયો કરતલ સારરે—સગ. ૨
એટલા સારુ કરજે એનો આશરોરે, માથે પડતો મટશે જમના મારરે;
દેવાનન્દ કહે દાસપણામાં લાભ છેરે, પ્રેમ કરીને રાખો મનમાં પ્યારરે—સગ. ૪

### પદ ૮ મું

દેખ વિચારી દિલમાં તારા દેહનેરે, નથી રહ્યાનો એક ઘડી નિરધારરે;
મમતા મોટી ખોટી બાજી ખેલછેરે, ભુંડપ કેરો માથે લે માં ભારરે—દેખ ટેક. ૧
વરણાગીમાં વડ ચેપાંની હારનોરે, ઉપરાતો માતો રંગનો છેલરે;
ભિતર કાચો ભેખ ધરીને ભોળવેરે, ફોગટ ફરતો કરતો કુડા ફેલરે—દેખ. ૨
આતમ સાધન કાંય ન કીધું આળસુરે, વિષયમાં વિંટાણો બારે માસરે;
હરિજન સાથે હેત ન કરતાં આવડ્યુંરે, કપટી તારો કોણ કરે વિશ્વાસરે—દેખ. ૩
સુમ થયો ધન સંચીને ભેળું કર્યુંરે, મરતાં સુધી ન ખરચ્યું ન ખાયરે;
દેવાનંદ કહે મધમાખી લૂટાય છેરે, હાથ ઘસીને પામર તું પસ્તાયરે—દેખ. ૪

## ઈશ્વરને ઓળખવા વિષે

### પદ ૯ મું

આવો રુડો અવસરરે, ઓળખવા એક હરિ;
મોંઘું મનુષ્ય તનરે, નાવે તારે ફરી ફરી. આવો. ૧
ધન જોબન તન રંગ પતંગી, વણસે વારંવાર;
તે સારુ જતન કરે છે, સપનું આ સંસાર;
મેલી એને મરવુંરે, ડરવું દિલ દોષ ધરી. આવો. ૨

વાસ કરે નિત વૈષ્ણવ જનમાં, મનમાં માને વાત;
દાસપણું દેવતાને દુર્લભ, ભજેથી જન્મ દુઃખ જાત;
ભક્તિ કરજો ભાવેરે, ધર્મની ટેક ધરી. આવો. ૩
સૌમ્ય સ્વભાવ પરમ સુખ સંપત્તિ, એહિ પામ્યાનો ઉપાય;
પ્રગટ સ્વરૂપ ઓળખજે એવું, દુર્લભ દેવ ગવાય;
એવું તન આવ્યું રે, લેજે વ્રજરાજ વરી. આવો. ૪
માયાની મોટમ મિથ્યા, નથી ઘડીનો નિરધાર;
દેવાનંદ કહે ભજ દુઃખભંજન, કરુણાનિધિ કિરતાર;
કઠણ વેળામાંરે, રહેશે તારાં કારજ સરી. આવો. ૫

પદ ૧૦ મું

કાયા માયા કુડીરે, રાખી તારી રહેશે નહીં;
જોને તું વિચારીરે, ઘેલા કેમ અક્કલ ગઈ. કાયા.—ટેક.
નંદ રાજાને અળગળ નાણું, ભરી સંચી ભંડાર;
કોડી અંતે કામ ન આવી, જાતાં ન લાગી વાર;
ન ખાધી ન ખરચીરે, વેઠે મુવો ભાર વહી. કાયા. ૨
રાવણ રિધસિધ પૂરણ પામ્યો, ઇંદ્ર અધિક અભિમાન;
અજ્ઞાને અવરાણું અંત, ભૂલિ ગયો પ્રભુ ભાન;
વાદળની છાયારે જોતાં, જોતાં છેટે ગઈ. કાયા. ૩
ભજ ભગવાન માન તન મેલી, ખેલી કર બળવીર;
લાલચ રાખે લક્ષ્મીવરની, ધરજે મનમાં ધીર;
અધમ ઉધારણરે, અભેદ આપે સહી. કાયા. ૪
મૃગ જળ ભરવા મુરખ માણસ, દોડે સૌ સંસાર;
વાત વિચારી પાછો વળજે, પામ્યા નથી કોઈ પાર;
દેવાનન્દ કહે દેખીરે, વિવેકની વાત કહી. કાયા. ૫

પદ ૧૧ મું

કાળ તારી કેડેરે, આયુષ્યને ઓછી કરે;
મમતામાં મૂરખરે, ખુતો તોએ ખબર ન રહે. કાળ—ટેક ૧
બાળપણું જોબન ગયું જોતાં, ઘરડો થયો તું ગમાર;
આજ કાલ આવ્યો તારો વાયદો, માથે જમનો માર;
વાર નથી ઝાઝીરે, દીલમાં હજી ન ડરે. કાળ. ૨

લવ નિમેષ ઘડી મુરત માપે, પોહોર દિવસ પરમાણ;
બાર માસે કરી વરસ કહાવે, સઇક જુગ સુજાણ;
માથે તારે મોટુંરે, ફરતું એવું ચક્ર ફરે. કાળ. ૩
ચાર જુગની એક ચોકડી, એકોતેર અલપાય;
ઇંદ્ર પડે અધિકારથી, ત્યારે તું કોણ માત્ર કહેવાય;
ચોર્યાસીનું લગડુંરે, માગી શીદ માથે ધરે. કાળ. ૪
કર કર સંત સમાગમ સાચો, અવસર આવ્યો અમૂલ;
દેવાનન્દ કહે દેખ વિચારી અંતઃકરણ અંકૂલ;
ભજ્યા વિના ભૂધરરે, જીવ બહુ જનમ ધરે. કાળ. ૫

## પદ ૧૨ મું

પ્રભુ ભજ પ્રાણીરે, કે કીધી નર દેહ દયા;
હરી હેતકારીરે, તારે સારુ પ્રગટ થયા.—પ્રભુ—ટેક. ૧
કલ્પતરુ કરુણાનિધિ કેશવ, મન વાંચ્છિત ફળ દેત;
એ મૂર્તિ અંગમાં ધરતાં, લાભ અલૌકિક લેત;
અગણિત આગળરે, જેને જગ જીતી ગયા. પ્રભુ. ૨
ભક્તાધીન નિગમ નેતિ ગાવત, આવત અવની માંય;
અકળ રૂપ ઓળખજે એવાં, કરવું રહે નહીં કાંય;
જાણ્યા વિના જગમાંરે, વહેતે પૂરે જાશો વહ્યા. પ્રભુ. ૩
રાખો ધરમ રમાપતિ રીઝે, કીજે સુકૃત કાજ;
માન બડાઈ મોટપ મેલી, ફોકટ ફેલી ટળ આજ;
નિરભેની નોબતરે, વાગી પછે કુશળ કાયા. પ્રભુ. ૪
નાખ્ય ખજાનો નિરખી નાણું, કર ગોવિંદ ગુણ ગાન;
દેવાનંદ કહે દોષ નિવારણ, ભવતારણ ભગવાન;
કરુણાના સાગરરે, વાલાજીને વેદે કહ્યા. પ્રભુ. ૫

# પ્રેમાનંદ

આ કવિનું બીજું નામ પ્રેમ સખી હતું. વિજોગની ગરબી જ્યારે કવિએ ગાઈ, ત્યારે શ્રોતાઓની આંખમાંથી આંસુ વહ્યાં હતાં આ કવિ વિ. સં. ૧૮૩૫થી ૧૯૧૧ સુધીમાં હૈયાત હતો.

## સ્વામીનારાયણનો વિજોગ

### પદ ૧ લું–રાગ ગરબી

સજની શ્રીજી સુજને સાંભરિયારે, હેડે હરખ રહ્યો ઉભરાય;
નેણે આંસુની ધાર વહેરે, વિરહે મનડું વ્યાકુળ થાય. સજની. ૧
સુંદર મુરતિ શ્રી મહારાજનીરે, સુંદર કમળ સરીખાં નેણ;
સુંદર કરતી લટકાં હાથનાંરે, સુંદર અમૃત સરખાં વેણ. સજની. ૨
શી કહું શોભા અંગો અંગ તણિરે, નિર્ખી લાજે કોટિક કામ;
હસતા હસતા હેત વધારતારે, એવા સુખનિધિ શ્રીઘનશ્યામ. સજની. ૩
સદા શ્વેતાંબર શ્રીજી ધારતારે, અંબર જરકસિયા કોઇવાર;
ગુચ્છ કલગી તોરા ખોસતારે, ગજરા બાજુ ગુલાબી હાર. સજની. ૪
એ છબી જોવા તલખે આંખડીરે, મધુરાં વચન સાંભળવા કાન;
એ હરિ મળવાને હૈડું તપેરે, પ્રેમાનંદના જીવનપ્રાણ. સજની. ૫

### પદ ૨ જું

મનડું મુર્તિમાં વળગી રહ્યુંરે, ચિંતવન કરવા ચિત્ત આતૂર;
તરુણ મનોહર મુર્ત્તિ નાથનીરે, રાજીવ લોચન જોબન પૂર. મનડું. ૧
સોળે ચિહ્ન સહિત અતિ શોભતારે, સુંદર ચરણકમળની જોડ;
હળવિ રહીને હેતે ચાંપતીરે, ક્યારે હવે પૂરશે મનનાં કોડ. મનડું. ૨
પિંડી જાનુ નિત્યે નિરખતીરે, રુડિ સાથળ ચિહ્ન સહિત;
શ્યામ કટિ જોઉં જાદવરાયનીરે, નિત નિત નૌતમ ઉપજે પ્રિત. મનડું. ૩
ઉંડી નાભિ કમળ સરીખડીરે, ત્રીવલ્લી નિરખી ઉદર માંય;
છાતી ઉપડતી અતિ ઓપતીરે, હવે કયારે ભુજ ગ્રહી બાથ ભરાય. મનડું. ૪

મુખની શોભા જોઈ મહારાજનીરે, લાજે પંકજ પૂરણ ચંદ;
નાસા નેણ ભ્રકુટી જોઈ ભાળનેરે, જાઉં બલિહારી પ્રેમાનંદ. મનડું. ૫

### પદ ૩ જું

સજની નીમખ ન વિસરે નાથજીરે, નિત્ય નવા તરુણપણાના ખેલ;
આ ઓસરિયે આવી બેસતારે, આ ઢોલિડે નટવર છેલ. સજની. ૧
આ તકિયે તે વાંસો મેલતારે, માળા આ ફેરવતા શ્યામ;
ગાતા ગોટિડાના સાથમાંરે, ચેરે સાદે પૂરણ કામ. સજની. ૨
આ મોજડિયું વ્હાલો પેરતારે, આ છડી લેતા કર વર માંય;
આ પાદુકા પેરી આવતારે, મારે મંદિર મુનિના રાય.. સજની. ૩
આ ફળીયામાં ઘોડા ફેરવતારે, માણકી મતવાલી મહારાજ;
સંતની સભા કરી ત્યાં બેસતારે, શ્રીહરિ શુરનર મુનિ શિરતાજ. સજની. ૪
કિરતન મુનિવરને ગવરાવતારે, ભેળા ગાતા સહેજાનંદ;
એવા ધરમ કુંવર હરિ ઉપરેરે, તન મન વારી પ્રેમાનંદ. સજની. ૫

### પદ ૪ થું

લટકાં લટકાળા ધનશ્યામનાંરે, ખટકે ઉંડાં અંતર માંય;
પ્રીત કરી મુજને બોલાવતારે, તે સંભારી બહુ દુઃખ થાય. લટકાં. ૧
આ સજ્યા તે શ્રી મહારાજતણીરે, આ બાજઠે બેસતા લાલ;
આ ઠેકાણે નાતા નટવરજીરે, લુતા અંગ કર લઈ રુમાલ. લટકાં. ૨
આ ઠેકાણે જમવા બેસતારે, જમતા વિધવિધનાં પકવાન;
સુંદર શાક કરી વંતાકનારે, જમીને દેતા પ્રસાદી કાન. લટકાં. ૩
આ ખળખળિયે નહાતા નાથજીરે,નાઇને હરિજન મુનિ લઈ સાથ;
આવતા માણકચોકમાં મલપતારે, પુરજન થતાં જોઈ સનાથ. લટકાં. ૪
વાલો બેસતા જઈ ફુલ બાગમાંરે, પેરતા ગજરા ગુલાબિ હાર;
જેમ જેમ સાંભરે તેમ થાય વેદનારે, પ્રેમાનંદના પ્રાણ આધાર. લટકાં. ૫



## સહજાનંદ અંગ વર્ણન

### પદ ૫ મું–રાગ ગરબી.

શોભા શી કહું રે રુડી, વરણન કરતાં જાય ચિત્ત બુડી;
હરિવર જોયારે રંગમાં, મોહિ હું તો રસિયાજીના અંગમાં. ૧

ઉદર અનોપમરે નિરખી, ઉપમા પિપળ પાનના સરખી;
ત્રિવલ્લી સુંદરરે શોભે, જોઈ જોઈ ચિતડું મારું લોભે. ૨
નાભિ ઉંડીરે રૂપાળી, બ્રહ્મા બેસે તે આસન વાળી;
કટિ લંક જોઇનેરે મનમાં, મૃગપતિ લાજી રહ્યો મહા વનમાં. ૩
હરિએ ઉપવિતરે ધારી, મુનિના મનને આનંદકારી;
નિરખી આનંદરે પામી, આવ્યા રુડા પ્રેમ સખીના સ્વામી. ૪

## પદ ૬ ઠું

હરિને નિરખ્યારે તેણે, વાલાને વર્ણવું સુંદર વેણે;
શ્યામ શરીરેરે શોભે, અજાનબાહુ ચિતડું લોભે. ૧
મૂર્તિ ઉંચીરે વખાણું, સેવા ચોસઠ તણું પરમાણું;
જાડા સુંદરરે શરીરે, પિતપટ પેર્યાં છે બળવીરે. ૨
ઘેરે સાદેરે ગાજે, સાંભળી મેઘ નગારાં લાજે;
હસતા આવેરે પાસે, કેસર સરખો સુગંધ શ્વાસે. ૩
કુતૂહલનારે પૂરિઆ, જોગ કળાના પૂરણ દરિયા
બ્રહ્મ વિદ્યાનારે સ્વામી, આવા રુડા પ્રેમ સખી વર પામી. ૪

## પદ ૭ મું

રંગનો ભીનોરે જોઇ, હરિના જુગલ ચરણપર મોહી;
રુડા સાથળરે કેવા, નિરખી મનમાં રાખ્યા જેવા. ૧
ગોળ છે જાડારે સ્વરૂપે, ઉપમા કદળી સ્થંભની આપે;
શોભિત શોભારે ધામ, વ્રજ વનિતાનાં પૂરણ કામ. ૨
સુંદર શોભેરે જાનું, નિરખી, ધન્ય ભાગ્ય કરી માનું;
જંઘા જુગલનેરે નિરખી, ચંદન ચરચિત મનમાં હરખી. ૩
ઘુંટી અનુપમરે પાની, નિરખી મનમાં રાખું છાની;
એ પદ ઉર મારે ધારી, પૂજી પ્રેમ સખી બલિહારી. ૪

## પદ ૮ મું

ચરણ હરિનાંરે શોભે, જોઇ જોઇ મુનિ મન મધુકર લોભે;
છબી અલૌકિકરે ન્યારી, સોળે ચિહ્ન તણી બલિહારી. ૧
મચ્છ તે મહા સુખ આપે, ત્રિગુણ ગોપદ દુઃખડાં કાપે;
કળશ ધનુષનેરે ધારે, ચોંમ તે તાપ હૈયાનાં ટાળે. ૨

અર્ધચંદ્ર ઉગ્યારે ભારી, સ્વસ્તિ અષ્ટકુણ મંગળકારી;
જવ ને જંબુરે રાજે, વજ્ર ધ્વજ અંકુશ અતિશે છાજે. ૩
અંબુજ શોભારે સારી, લાગે ઉર્ધરેખા અતિ પ્યારી;
શુક જેવા જોગીરે વિચારે, નિત્ય ઉઠી પ્રેમ સખી ઉર ધારે. ૪

### પદ ૯ મું

એ ચરણનારે ભોગી; શિવ સનકાદિક શુક જેવા જોગી;
મનમાં વિચારીરે પ્રિતે, તેણે કરી કામાદિક રીપુ જિતે. ૧
ધ્યાનમાં નખમણિરે દેખે, ઝીણિ ઝીણિ આંગળીયુંની રેખે;
જોવે ચિહ્ન જમણેરે અંગુઠે, બીજે ન રાચે ભાંમે જુઠે. ૨
ઋષિગણ પૂજેરે આનંદે, ભવ બ્રહ્માદિક નિત્ય ઉઠી વંદે;
શેષ સંભારેરે મનમાં, પૂજે ગોવાળ વૃંદાવનમાં. ૩
કુચને કુમકુમરે સમારી, ઉરપર રાખે વ્રજની નારી;
ઉપનિષદનોરે સાર, પ્રેમ સખી કરી રાખે ઉર હાર. ૪

### પદ ૧૦ મું

સુંદર શોભેરે રસિયો, વાલો મારે હૃદે કમળમાં વસિયો;
રૂપ અનોપમરે જોઇ, ઉપમા તુલ્ય ન આવે કોઇ. ૧
નિત્ય ઉઠી નારદરે ગાવે, શેષ સહસ્ર મુખ પાર ન પાવે;
શ્રી નારાયણરે સ્વામી, હું તો જોઇને આનંદ પામી. ૨
નખશિખ શોભારે વખાણી, સફળ કરું છું મારી વાણી;
અંગોઅંગનેરે ગાઉં, હવે હું તો ભવમાં પાછી નાઉં. ૩
હવે હું તો થઈ છું રે માતી, હરિના ગુણ સાગરમાં નહાતી;
વ્હાલો મુને ઝાલીરે હાથે, રસિયે પ્રેમ સખીને નાથે. ૪

---

## શૃંગારનાં પદ

### પદ ૧૧ મું

હું તો વારીરે ગિરિધરલાલ, મોળીડે તારેરે;
આવી અટકયા છો અલબેલ, ચિતડે મારેરે. ૧
તમે રાજી થઇને મહારાજ, મારે ઘેર આવોરે;
હું તો તલખું તમારે કાજ, હસિને બોલાવોરે. ૨

મારું મંદિરિયું મહારાજ, પાવન કરવારે;
આવો અલબેલા આધાર, ચિત મારું હરવારે. ૩
તમે આવતાં અલબેલ, બીક મા આણોરે;
મારે મંદિરિયે મહારાજ, ગમતું માણોરે. ૪
તારું મુખડું જોવા નાથ, થઇ છું ઘેલીરે;
આવો પ્રેમાનંદના પ્રાણ, છોગલાં મેલીરે. ૫

## પદ ૧૨ મું

મારી પ્રીતિ પ્રાણ આધાર, તમ સંગ લાગીરે;
મેં તો અસત્ય જગતથી નાથ, આશા ત્યાગીરે. ૧
એક તમે તમારા જંન, તે મને પ્યારારે
મારા જીવલડાથી નાથ, ન રહો ન્યારારે. ૨
વ્હાલા તમથી વિમુખ નર નાર, પશુવત્ દિસેરે;
તમ વિના તે બીજે ક્યાંય, મન નવ હિસેરે. ૩
વાલા કલ્પતરુ તમે શ્યામ, સુંદર છેલારે;
ચિંતામણિ ચતુર સુજાણ, છો અલબેલારે. ૪
બીજું તમ વિના શ્યામ, સિન્ધુ ખારોરે;
મારે પ્રેમાનંદના નાથ, ભરોસો તારોરે. ૫

## પદ ૧૩ મું

નહીં મેલુંરે સુંદર શ્યામ, કુંજબિહારીરે;
હું તો દામ વિનાની નાથ, દાસી તમારીરે. ૧
તમે ગુણવંત સુખના ધામ, સારંગપાણીરે;
હું તો હાથે તમારે નાથ-જી વેચાણીરે. ૨
જેમ રાખો તેમ રહું નાથ, એક પગે ઉભીરે;
નહીં વરતું કોઈ દિન નાથ, તમને દૂભીરે. ૩
તારાં ચરણતણી રજ શ્યામ, થઇને ચાલુંરે;
કહો તો વ્રત રાખું વ્રજરાજ, તમને વ્હાલુંરે. ૪
જે કહેવું ઘટે તે કાન, મુજને કહેજોરે;
વ્હાલા પ્રેમાનંદપર નાથ, રાજી રહેજોરે. ૫



# ધીરોભક્ત



## કાફીનાં પદ તે ધીરાનાં જ ગણાય છે. એ કવિ જ્ઞાની વૈરાગી સાથે આખડ તથા મશ્કરો હતો



### આત્મજ્ઞાન વિષે



#### પદ ૧ લું–રાગ કાફી

આત્માતત્ત્વ શોધોરે, જ્ઞાનીજન ગોતો ઘરમાં;
બોલે તે નહિ બીજોરે, ઓળખી લેજો અંતરમાં. આત્મા.-ટેક૦
વિશ્વંભર દરિયો સભર ભરિયો, માંહે રવિશશિ તેજની જ્યોતિ;
શૂરાપૂરા તારા એ જળમાં ઝંપલાવે, કોઈ મરજીવા લાવે મોતી;
કોઈ પહેરે પનોતિરે, અખંડ ચુડીલો કરમાં. આત્મા. ૨
કાગડાં બાગલાં હોલાં કાંઠે, હરિયો તો જડે નહિ આરે;
માન સરોવર માંહે મુક્તાફળ, કોઈ હંસ ચરે તેને ચારે;
ખીર ને નીર ભેળાંરે, જુજવાં કરી પીએ પળમાં. આત્મા. ૩
સદ્‌ગુરુ સંગતમાં જે જન સમજે, તેનું નિશ્ચે થાશે કાજ;
દર્પણમાં તન દરશે પોતાનું, એમ માંહેથી મળે મહારાજ;
પોતાને પોતે પરખોરે, ભરો સભરા ભરમાં. આત્મા. ૪
સોહં હરિ ગુરુ સુસ્થિર રૂપતે, જંત્ર વાજિંત્ર બજાવે;
શબ્દ ઘટા વિલક્ષણી મધ્ય ડોલે, હરિનાદે નામ તે ઘર આવે;
ધીર સુખ સાગરરે, નિરખો નિજ અંતરમાં. આત્મા. ૫

#### પદ ૨ જું

સંત મળે સાચા રે, અગમની તે ખબર કરે;
ભાવે ભેટું તેને રે, સરવે મારું કાજ સરે. સંત.-ટેક. ૧
ઉલટી સરિતા પડે ગગનપર, વિના વાદળ વરસાય;
વિના આભ વિજળી ચમકે, ગેબી ગરજના થાય;
ધીરે ધીરે વરસે રે, વરસીને અમર ભરે. સંત. ૨

તેતરડે સિંચાણો પકડ્યો, શશે સપડાવ્યો સિંહું;
કાયર ખડ્ગ કહાડીને દોડ્યો, ત્યારે શૂરે પાડી ચીહું;
મંઝારી ચૂવે મારીરે, રૈયતશું રાજા ડરે. સંત. ૩
વિના વાજિંત્રી વાજાં વાજે, વિના કંઠ હોય ગાન;
દો કર વિના તાળી વાજે છે, તોલ વિના જડે માન;
વિના વાડી પુષ્પ જરે, પદ્મ વિના ભ્રમર ફરે. સંત. ૪
વિદેહની વારતા મરજીવા, માની માની હરખાય;
ગુરુ ગમવાળા સંત મળે તો, તેને લળીલળી લાગું પાય;
દાસ ધીરો કહે છે રે, ત્યારે તો મારું મનડું ઠરે. સંત. ૫

## પદ ૩ જું

તરણા ઓથે ડુંગરરે, ડુંગર કોઈ દેખે નહીં;
અજા જુથ માંહેરે, સમરથ ગાજે સહીં. તરણા—ટેક. ૧
સિંહ અજામાં કરે ગર્જના, કસ્તુરી મૃગ રાજેન;
તલને ઓથે જેમ તેલ રહ્યું છે, કાષ્ઠમાં હુતાશંન;
દધિ ઓથે ધૃત જ રે, વસ્તુ એમ છૂપી રહી. તરણા. ૨
કોને કહું ને કોણ સાંભળશે, અગમ ખેલ અપાર;
અગમકેરી ગમ નહીરે, વાણિ ન પહોંચે વિસ્તાર;
એક દેશ એવો રે, બુદ્ધિ થાકી રહે તહીં. તરણા. ૩
મન પવનની ગતિ ન પહોંચે, છે અવિનાશી અખંડ;
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મપૂરણ, જેણે રચ્યાં બ્રહ્માંડ;
ઠામ નહિ કો ઠાલોરે, એક અણુ માત્ર કહીં. તરણા. ૪
સદ્ગુરુજી કૃપા કરી ત્યારે, આપ થયારે પ્રકાશ;
શાં શાં દોડી સાધન સાધે, પોતે પોતાની પાસ;
દાસ ધીરો કહે છે રે, જ્યાં જોઉં ત્યાં તુંહી તુંહી. તરણા. ૫

## પદ ૪ થું

મન તુંહી તુંહી બોલેરે, આ સુપના જેવું તન તારું;
અચાનક ઉડી જાશેરે, જેમ દેવતામાં દારુ.—મન. ૧
ઝાકળ જળ પળમાં વળિ જાશે, જેમ કાગળ ને પાણી;
કાયાવાડી તારી એમ કરમાશે, થઈ જાશે ધુળધાણી;
પાછળથી પસ્તાશેરે, મિથ્યા કરી મારું મારું.—મન. ૨

# ધીરોભકત

કાફીનાં પદ તે ધીરાનાં જ ગણાય છે. એ કવિ જ્ઞાની વૈરાગી સાથે આઘડ તથા મશ્કરો હતો

## આત્મજ્ઞાન વિષે

### પદ ૧ લું–રાગ કાફી

આત્માતત્ત્વ શોધોરે, જ્ઞાનીજન ગોતો ઘરમાં;
બોલે તે નહિ બીજોરે, ઓળખી લેજો અંતરમાં. આત્મા.-ટેક०
વિશ્વંભર દરિયો સભર ભરિયો, માંહે રવિશશિ તેજની જ્યોતિ;
શૂરાપૂરા તારા એ જળમાં ઝંપલાવે, કોઈ મરજીવા લાવે મોતી;
કોઈ પહેરે પનોતિરે, અખંડ ચુડીલો કરમાં. આત્મા. ૨
કાગડાં બાગલાં હોલાં કાંઠે, હરિયો તો જડે નહિ આરે;
માન સરોવર માંહે મુક્તાફળ, કોઈ હંસ ચરે તેને ચારે;
ખીર ને નીર ભેળાંરે, જુજવાં કરી પીએ પળમાં. આત્મા. ૩
સદ્ગુરુ સંગતમાં જે જન સમજે, તેનું નિશ્ચે થાશે કાજ;
દર્પણમાં તન દરશે પોતાનું, એમ માંહેથી મળે મહારાજ;
પોતાને પોતે પરખોરે, ભરો સભરા ભરમાં. આત્મા. ૪
સોહં હરિ ગુરુ સુસ્થિર રૂપતે, જંત્ર વાજિંત્ર બજાવે;
શબ્દ ઘટા વિલક્ષણી મધ્ય ડોલે, હરિનાદે નામ તે ઘર આવે;
ધીર સુખ સાગરરે, નિરખો નિજ અંતરમાં. આત્મા. ૫

### પદ ૨ જું

સંત મળે સાચા રે, અગમની તે ખબર કરે;
ભાવે ભેટું તેને રે, સરવે મારું કાજ સરે. સંત.–ટેક. ૧
ઉલટી સરિતા પડે ગગનપર, વિના વાદળ વરસાય;
વિના આભ વિજળી ચમકે, ગેબી ગરજના થાય;
ધીરે ધીરે વરસે રે, વરસીને અમર ભરે. સંત. ૨

પાંચ પ્યાદલ તારી પુઠે ફરે છે, ને વળી કામ ને ક્રોધ;
લોભ મોહ ને માયા મમતા, એવા જુલમી જોરાવર જોધ;
અતિ બળીષ્ટ સ્વારી રે, એ સાથે આખડવું છે.—ખબરદાર. ૩
પ્રેમ-પલાણ ધરી જ્ઞાન-ઘોડે ચઢી, સદ્‌ગુરુ શબ્દ લગામ;
શીલ સંતોષ ને ક્ષમા ખડ્‌ગ ધરી, ભજન ભડાકે રામ;
ધર્મ ઢાલ ઝાલી રે, નિર્ભે નિશાને ચઢવું છે.—ખબરદાર. ૪
સુરત નુરત ને ઇડા પિંગળા, સુષુમણા ગંગાસ્નાન કીજે;
મન પવનથી ગગનમંડળ ચઢી, ધીરા સુધારસ પીજે;
રાજ ધણું રીઝે રે, ભજનવડે ભડવું છે.—ખબરદાર. ૫

## પદ ૭ મું

મુનિજન મોહ્યા રે, મહામસ્તાની માયા;
બંધને બંધાયા રે, રંક ને રાણી જાયા.—મુનિ૦ ટેક. ૧
મોટા મોટા નર વિંધાણા, ધીર વીર સમરથ શૂર,
જોગી જંગમ જતિ શેવડા, ચોળી કર્યા ચકચૂર;
સંન્યાસી ને સ્વામી રે, લાલચમાં લપટાયા.—મુનિ. ૨
ખેપ કરીને ક્ષત્રી રે ખાધા, બ્રાહ્મણ શૂદ્ર ને વૈશ્ય;
નાથી ભેદી પંડિત પુરાણી, પછાડ્યા પરમહંસ;
વિવેકના સાગર રે, વિષયમાં બહુ વિંટાયા.—મુનિ. ૩
પારાશર સૌભરી પુરંદર, નારદને વશ કીધ,
ચંદરમા ચિતમાં લલચાયા, લક્ષણવંતા લુટી લીધ;
એકલશૃંગી ઋષિ રે, ઓળમાં અટવાયા.—મુનિ. ૪
વિશ્વ બધું છે એના વશમાં, મોહ્યા ચૌદે લોક,
બ્રહ્મા શિવ સનકાદિક મોહ્યા, એની આગળ ડહાપણ ફોક;
દાસ ધીરો કહે છે રે, કોણ માનવ કાયા.—મુનિ- ૫

## પદ ૮ મું

થાણદાર થયા રે, થાણાને રાખો ઠેકાણે;
મોજદુર્લભ દેહ નગરી રે, માંહિ બેઠા માણે.—થાણદાર. ટેક.
કુડા પાંચ પચીશ ઠગારા, રઇયતને રંજાડે,
ચંચળ ચોર કરે માંહિ ચોરી, ભવન બહુ ભંજાડે;
ધરપત ન ધારે રે, ધરાયો નહિ ભરે ભાણે.—થાણદાર. ૧

કાચનો કૂંપો કાયા તારી, વણસતાં ન લાગે વાર;
જીવ કાયાને સગાઈ કેટલી, મૂકી ચાલે વનમોઝાર;
ફોગટ ફુલ્યાં ફરવુંરે, ઓચિંતું થાશે અંધારું.—મન. ૩
જાયું તે તો સરવે જાવાનું, ઉગરવાનો ઉધારો;
દેવ ગાંધર્વ રાક્ષસ ને માણસ, સઉને મરણનો મારો;
આશાનો મેહલ ઉંચોરે, નિચું આ કાચું કારભારું.—મન. ૪
ચંચલ ચિતમાં ચેતીને ચાલો, ઝાલો હરિનું નામ;
પરમારથ જે હાથે તે સાથે, કરો રહેવાનો વિશ્રામ;
ધીરો ધરાધરથી રે, નથી કોઈ રહેનારું.—મન. ૫

### પદ ૫ મું

અંતે સંતને તેડાવેરે, હરિનું ભજન કરવા;
કરમાં માળા ઝાલીરે, મુરખ જ્યારે સુતો મરવા.—અંતે—ટેક. ૧
નાનપણે ઘરધંધામાં ધાયો, વૃદ્ધપણે હરિગુણ ગાય;
ઘર લાગ્યું ત્યારે કુવો ખોદાવે, એ અગ્નિ કેમ ઓલવાય;
જીતી બાજી હાર્યોરે, પથ્થરને નાવે બેઠો તરવા.—અંતે. ૨
અંતસમે છાપ તિલક બનાવે, ભૂલી ગયો જ્યારે ભાન;
એરણની ચોરી સોયનું દાન, એમ કેમ આવે વૈમાન;
ગુરુ જ્ઞાન નાખ્યું રે, બુદ્ધિ તારી ગઈ ચરવા.—અંતે. ૩
જુવતી તારીને જેવી પુરુષની આશા, એમ હરિ ભજે ફળ થાય;
વૃદ્ધ નારીને નહીં પુત્રની આશા, એનો એળે જન્મ વહી જાય;
હરિને બેઠો ઠગવારે, એંસી વરસે વર વરવા.—અંતે. ૪
વિશ વર્ષે વિશ્વંભર મળે, ભકિત કરે ભૂખ જાય;
હરિશું ધાયા તે બહુ કમાયા, તેને મળિયા નિરંજન રાય;
દાસ ધીરો કહે છેરે, મટ્યા ચોરાશી ફરવા.—અંતે. ૫

### પદ ૬ ઠું

ખબરદાર મનસુબાજી, ખાંડાની ધારે ચડવું છે;
હિંમત હથિયાર બાંધીરે, સત્ય લડાઈયે લડવું છે.—ખબરદાર—ટેક. ૧
એક ઉમરાવને બાર પટાવત, એક એક નીચે ત્રીસ ત્રીસ;
એક ધણિને એક એક ધણિયાણી, એમ વિગતે સાત ને વીસ;
સો સરદારે ગઢ ઘેર્યો રે, તેને જીતી પાર પડવું છે.—ખબરદાર. ૨

પાંચ પ્યાદલ તારી પુઠે ફરે છે, ને વળી કામ ને ક્રોધ;
લોભ મોહ ને માયા મમતા, એવા જુલમી જોરાવર જોધ;
અતિ બળીષ્ટ સ્વારી રે, એ સાથે આખડવું છે.–ખબરદાર. ૩
પ્રેમ–પલાણ ધરી જ્ઞાન–ઘોડે ચઢી, સદ્‌ગુરુ શબ્દ લગામ;
શીલ સંતોષ ને ક્ષમા ખડ્‌ગ ધરી, ભજન ભડાકે રામ;
ધર્મ ઢાલ ઝાલી રે, નિર્ભે નિશાને ચઢવું છે.–ખબરદાર. ૪
સુરત નુરત ને ઇડા પિંગળા, સુષુમણા ગંગાસ્નાન કીજે;
મન પવનથી ગગનમંડળ ચઢી, ધીરા સુધારસ પીજે;
રાજ ધણું રીઝે રે, ભજનવડે ભડવું છે.–ખબરદાર. ૫

## પદ ૭ મું

મુનિજન મોહ્યા રે, મહામસ્તાની માયા;
બંધને બંધાયા રે, રંક ને રાણી જાયા.–મુનિ૦ ટેક. ૧
મોટા મોટા નર વિંધાણા, ધીર વીર સમરથ શૂર,
જોગી જંગમ જતિ શેવડા, ચોળી કર્યાં ચકચૂર;
સંન્યાસી ને સ્વામી રે, લાલચમાં લપટાયા.–મુનિ. ૨
ખેપ કરીને ક્ષત્રી રે ખાધા, બ્રાહ્મણ શૂદ્ર ને વૈશ્ય;
નાથી ભેદી પંડિત પુરાણી, પછાડ્યા પરમહંસ;
વિવેકના સાગર રે, વિષયમાં બહુ વિટાયા.–મુનિ. ૩
પારાશર સૌભરી પુરંદર, નારદને વશ કીધ,
ચંદરમા ચિતમાં લલચાયા, લક્ષણવંતા લુટી લીધ;
એકલશૃંગી ઋષિ રે, ઓળમાં અટવાયા.–મુનિ. ૪
વિશ્વ બધું છે એના વશમાં, મોહ્યા ચૌદે લોક,
બ્રહ્મા શિવ સનકાદિક મોહ્યા, એની આગળ ડહાપણ ફોક;
દાસ ધીરો કહે છે રે, કોણ માનવ કાયા.–મુનિ- ૫

## પદ ૮ મું

થાણદાર થયા રે, થાણાને રાખો ઠેકાણે;
મોજદુર્લભ દેહ નગરી રે, માંહિ બેઠા માણે.–થાણદાર. ટેક.
કુડા પાંચ પચીશ ઠગારા, રઇયતને રંજાડે,
ચંચળ ચોર કરે માંહિ ચોરી, ભવન બહુ ભંજાડે;
ધરપત ન ધારે રે, ધરાયો નહિ ભરે ભાણે.–થાણદાર. ૧

સત્ય ધરમ રૂપી પટાવાળા, હુકમ કરો તો બાંધી આણે;
તસ્કર સઘળાને વશ કરીને, નાખોને બંધી ખાણે;
દંડ દેઈ તેનેરે, ઘાલો અવળે ઘાંણે.—થાણદાર. ૨
છુપિ રહ્યા છે દોતિયા બે રુડા, તેને તું નવ જાણે;
જે જે કર્મ કરો છો પ્રતિદિન, તે લખી લેશે તે ટાણે;
દફ્તર દેશે ધણીનેરે, હિસાબ લેશે દાણેદાણે.—થાણદાર. ૩
પાંચ પ્રકૃતિના કર શુભ બાંધી, વૃત્તિ રાખો થિર થાણે;
ધીંગા ધણી છે દાસ ધીરાનો, એને ઓળખી લેજો એંધાણે;
આવચળ ગાદી આપેરે, આપ રૂપ પરમાણે.—થાણદાર. ૪

### પદ ૯ મું—રાગ ધનાશ્રી

જગજીવન મને મોહન મળિયારે, જન્મ મર્ણના મારા ફેરા ટળિયારે.—ટેક.
આપે ગુરુ આપે શિષ્ય, જોયા મેં તે જગદીશ;
અંતરજામી ઈશના ઈશ, બ્રહ્મો બ્રહ્મ ભાળયારે. જગ. ૧
મલચક્રથી આઘે ચઢિયા, ગનીચક્રે આવી અડિયા;
વૈકુંઠની પારે પાડયા, વિષ્ણુવેણે પળિયારે. જગ. ૨
કૈલાસ માંહે કલ્લોલ, આત્મારામ ઝાકમઝોળ;
ત્રિવેણી માંહે જો કોલ, ફેરા મારા ફળિયારે. જગ. ૩
ખટસેં એકવીશ હજાર, ઉર્ધ્વમુખે સંધાધાર;
અખંડ ઇટની પાળ, બળવંતા બળિયારે. રીગ. ૪
સેનશિખરપર, અમરઅજરનર; પરમ પ્રભુ વિશ્વંભર;
ધીર ધણી ધરણીધર, અઢળક ઢાળયારે. જગ. ૫

### પદ ૧૦ મું—રાગ ધોળ

આજ સાહેલી અમર વર પામી, સાચો સ્વામી અંતરજામીરે; અમર.
પૂર્વની પ્રીતે પિયુડો મંદિરીએ આવ્યા, મોટે મોટે મોતીડે વધાવ્યારે; અમર.
જ્યાતે જ્યોતે જગજીવન જડી આવ્યા, તેમાં રામ દૃષ્ટે પાખ્યારે; અમર.
આજ આનંદ મારા અંગમાં વાધ્યો, હારહીરો હાથે લાધ્યોરે; અમર.
સુતી જોવું તો મારી સેજમાં દીઠા, બેઠાં જોવું તો પાસે બેઠારે; અમર.
રાત દિવસ વસે પાસે પિયુડો, પહેર્યો આવચળ ચૂડોરે; અમર.
સાસુ મારી સૂક્ષ્મણા શાણી, નણદી નિવૃત્તિ નાણીરે; અમર.
દયા દાતા દેવબાઈ દેરાણી, પ્રેમકુંવર જેઠાણીરે; અમર.
સસરો અમારો સત્યધર્મસંગી, પરણ્યો આત્મારામ રંગીરે; અમર.
રસ બસ કીધી રસીએ રંગરચી, છેલ છબીલે છકાવીરે; અમર.
દાસ ધીરાના સ્વામી અઢળક ઢળિયા, મનુષ્યના ફેરા મારા ફળિયારે; અમર.

# મંજુકેશાનંદ

## અજ્ઞાની નરને શિખામણ

### પદ ૧ લું–રાગ સોરઠ

નર અજ્ઞાની, સાંભળને શિખામણ મૂરખ મારી;
કહું હેત કરી, સત્ય માની અંતરમાં લેજે ધારી–ટેક.
તું મહા દુઃખ પામીશ મૂઢ મરી, નર અજ્ઞાની. ૧
પ્રભુ નવ ભજ્યા નર દેહ ધરી, આણી ખોટામાં પરતીત ખરી;
સુત નારી કુટુંબી જે કહાવે, તે તારાં ભેળાં નહિ આવે;
તોય મૂરખ તારે મન ભાવે, નર અજ્ઞાની. ૨
તું ધર દોલત સાચાં જાણી, તેમાં બંધાણો અતિશે પ્રાણી;
માટે નવ ઓળખ્યા સારંગપાણિ, નર અજ્ઞાની. ૩
તારું ધન જોબન સર્વે કાચું, જમ લઈ જાશે કરડી ડાચું;
કહે મંજુકેશાનંદ સાચું, નર અજ્ઞાની. ૪

### પદ ૨ જું

શું સમજીને, મુખથી વેણાં બોલે ચાવી ચાવી;
વળી જ્ઞાન કરે, ભોળા જનને ખોટી સાખ્ય બતાવી–ટેક. ૧
તું ખોટા ગુરુને સાચા જાણે, તેના દોષ હૈયામાં નવ આણે;
તને પડશે ખબર મરવા ટાંણે, શું સમજીને. ૨
બાવળમાં આંબબુદ્ધિ લાવે, તેને કેરી કેદીએ નવ આવે;
તેની શૂળ વાગી પીડા પાવે, શું સમજીને. ૩
વળી નપુંસકની નારી કહાવે, તેને પુત્રતણું સુખ નવ આવે;
તેને રાત દિવસ દુઃખમાં જાવે, શું સમજીને. ૪
તેમ ખોટા ગુરુને શરણે જાય, તેનું કલ્યાણ ક્યારે નવ થાય;
મંજુકેશાનંદ એ સત્ય ગાય, શું સમજીને, ૫

### પદ ૩ જું

જોને જાગીને, અંતરમાં અંધારું મૂરખ તારે;
સાચા સંત હરિ, ઓળખીને તું હેડામાં નવ ધારે–ટેક. ૧

તું દેહમાંયે પ્રભુને શોધે, તે કપટી ગુરુ કેરે બોધે;
તેમાં તારું મનડું નવ રોધે, જોને જાગીને. ૨
નાગપાંચમ આવે જ્યારે, કરી સર્પ લિટો પૂજે ત્યારે;
સાચા નાગને લાકડિયે મારે, જોને જાગીને. ૩
જેમ ઘુડ રવિને નવ દેખે, તેમ અજ્ઞાની પ્રભુ નવ પેખે;
તેનો મનુષ્યા દેહ જાય અલેખે, જોને જાગીને. ૪
તને જમડા લઇ જશે તાણી, મુખથી ન બોલાય વાણી;
મંજુકેશાનંદ કહે સત્ય વાણી, જોને જાગીને. ૫

પદ ૪ થું

નર તન પામી, હાર્યો જીતી બાજી મૂઢ અજ્ઞાની,
ખોટા સંત તણી શિખામણ, તેં અંતરમાં સત્ય માની—ટેક. ૧
કામી ક્રોધી ગુરુ તુને એમ કહે છે, તારો દેહમાંથી જ પ્રભુ રહે છે;
તું બહાર તે શું શોધે છે, નર તન પામી. ૨
એમ કહી પરનારી સંગ કરે, કરી ચેલા તેનું દ્રવ્ય હરે;
તેનું પાપ હૈયામાં નવ ધરે, નર તન પામી. ૩
કોઈ કહે છે મન મારો ભાઈ, કોણ છે ભગિની પુત્રી માઈ;
તેનો સંગ કરે મહાતમ ગાઈ, નર તન પામી. ૪
એમ દૈત્ય ગુરુ શિક્ષા દે છે, તેને મૂરખ સત્ય માની લે છે;
મંજુકેશાનંદ સાચું કહે છે, નર તન પામી. ૫

પદ ૫ મું—રાગ કાફી

સારને અસારરે, વિવેક જે કોય ન કરે;
એવા અજ્ઞાનીરે, લખ ચોર્યાશી ફરે; ટેક. ૧
બાનું બતાવે ભોળા જનનું, ધર્મ ન પાળે લેશ;
ધર્મ થકી ભ્રષ્ટ કરે મનુષ્યને, આપી અસત્ય ઉપદેશ;
એવાને અસત્યેરે, જનમે ન મરે; સારને. ૨
જે નર ધન ત્રિયાના ત્યાગી, તેને સંગે રાખે રોષ;
નારીથી ભાગે તો ક્યાંથકી આવ્યા, એવો દેખાડી દોષ;
પોતે પરનારીરે, સંગે ફરે હરે; સારને. ૩
કાચા હોય તે નારીથી ભાગે, પાકા ન ભાગે કેથે સાર;
બતાવે જનને નિશ્ચે કરે મનમાં, કરે કુકર્મ અપાર;
એવા ખળ અજ્ઞાનીરે, ભવજળ નહીં તરે; સારને. ૪

અગ્નિ પાસે બેસે ને તાપ ન લાગે, જળમાં શીતળ ન હોય,
મંજુકેશાનંદ કહે નારી પાસે, વિકાર કદી ન જોય;
એ તો વાત ખોટી રે, જે જન ઉર ધરે; સારને૦ ૫

પદ ૬ ઠું

નામ તો બતાવે રે, રામને નવ જાણે;
દેહ અભિમાની રે, ઉર તૃષ્ણા આણે. ટેક. ૧
દશરથ કેરા પુત્ર રામને, નવ માને મતિમંદ;
ભેખ ધરીને જગ ભરમાવે, તેને સેવે સૌ જંત;
બહુ દુઃખ સેવે રે, જીવ મરવા ટાંણે. નામ૦ ૨
પ્રગટ રામનું ભજન કરીને, તર્યા જીવ અનેક;
ર ને મ બે અક્ષર જપીને, તર્યો ન દીઠો એક;
પ્રગટ રામ મૂકી રે, ન તરે રામ બાને; નામ૦ ૩
વાલ્મિક સવરી વાનર આદિક, ભજી પ્રગટ શ્રીરામ,
વૈકુંઠમાં નિવાસ જઈ પામ્યા, તે વિભીક્ષણ લે નામ;
રામને ઉચારી રે, પડી ગયા કે ઠેકાણે. નામ૦ ૪
તેમ જ પ્રગટ શ્રીકૃષ્ણ ભજીને, ગોપી ગોવાળ સુજાણ;
પાંડવ ઉદ્ધવ ઋષિ પત્ની, આદિક ભક્ત પામ્યા જ્ઞાન;
મંજુકેશાનંદ કહે, ગૌલોક જૈ સુખ માણે; નામ૦ ૫

પદ ૭ મું

મુખે બ્રહ્મ ભાખે રે, જીવ સમ વર્તે છે;
વિષયને ચાખે રે, મોટાની ઓથ લે છે. ટેક. ૧
બ્રહ્મ રૂપ પોતાને માની, નારીને કહે તું બ્રહ્મ;
પાપ ક્યાં છે, જમપુરી ક્યાં છે, ક્યાં છે ધર્મ ને કર્મ;
એવા અસુર રે, ભવમાં ભટકે છે. મુખે૦ ૨
શુક નારદ નવ યોગી પોતે, વર્ત્યા બ્રહ્મ સમાન;
ચરાચરમાં બોલ્યા શુકજી, તોયે ભજ્યા ભગવાન;
અધુની અજ્ઞાની રે, એવાને પણ લજવે છે. મુખે૦ ૩
વેદ પુરાણને કલ્પિત કહીને, ધર્મ ન પાળે એક;
હરિઅવતારને ખોટા કરે, એ અચળ ઉર ટેક;
બીજાને પણ એવો રે, નિત્ય ઉપદેશ દે છે. મુખે૦ ૪

સત્પુરુષ સત્શાસ્ત્ર પ્રમાણે,' વરતે વરતાવે આપ;
મંજુકેશાનંદ કહે એવાને શરણે, જઇએ તો મીટે સૌ સંતાપ;
એવા સંત મુકી રે, અસંત પાસે શીદ રહે છે. મુખે૦ ૫

## પદ ૮ મું

કાયાથી જીવ ન્યારો રે, તેને આત્મા કહીએ;
એને બ્રહ્મ માની રે, હરિને શરણે જૈએ. ટેક. ૧
ચિદાકાશમાં તેજ પુર મધ્યે, રહે સદા ભગવાન;
એ જ પ્રભુએ કરી ક્રીપા, પધાર્યા ભોમીપર સુખધામ;
એવા તો શ્રીહરિના રે, ભજનમાં ઝુંકી રહીએ. કાયાથી૦ ૨
અનંત બ્રહ્માંડમાં વ્યાપક થૈને, ન્યારા રહે પ્રભુ આપ;
એવા નિરંજન શ્રીકૃષ્ણ ભજીએ, તો મીટે સૌ સંતાપ;
માટે નારાયણનું રે, નામ સહજ તો લૈએ. કાયાથી૦ ૩
બ્રહ્મરૂપને જાણ્યાવિના, કહે જગત છે બ્રહ્મ;
જીવ ઈશ્વર ને પુરુષોત્તમનો, મૂઢ ન જાણે મર્મ;
માટે ઉપમા રે, પામરને શી દઇએ. કાયાથી૦ ૪
અનંત બ્રહ્માંડને સમજાવે, પ્રલે નાશ કરે પ્રભુ એક;
મંજુકેશાનંદ કહે માટે, કરવો સંત વિવેક;
પ્રભુ ભજીને રે, પરમ આનન્દ પામે. કાયાથી૦ ૫



# ભોજો ભક્ત*

## જ્ઞાનના ચાબખા

### પદ ૧ લું

દેસિ સંતતણી લાવીરે, ભેળાં ફરે બાવો ને બાવી.–ટેક. ૧
મોટાં કપાળે ટિલાં કરે ને, વળી ટોપી પટકાવી;
કંઠો ને ખલતો માળા ગળામાં, કાને મુદ્રા લટકાવીરે. દેસિ. ૨
સંત સેવામાં સુખ ઘણુંને, કરે સેવા મન ભાવી;
તન મન ધન સોંપો એ સંતને, પ્રીતિયો લગાવીરે. દેસિ. ૩
એવું ને એવું જ્ઞાન દિયે, બહુ હેતે બોલાવી;
ભોજો ભગત કહે રાખ્યા ચાહુમાં, ભેખે ભરમાવીરે. દેસિ. ૪

### પદ ૨ જું

ભેખ તો ભાવર થકી ભુંડારે, મેલા અંતરમાં ઉંડા.—ટેક. ૧
ટકો પૈસો ટેલ ગામ ગામ નાંખે,વળી ખેતર ખેતર કુંડાં;
જેની વાંસે ધાય તેનો કેડો ન મેલે, જેમ કટકનાં ભુંડારે. ભેખ૦ ૨
ત્રાંબિયા સારુ ત્રાગું કરે ને વળી, કામ ક્રોધના ઉંડા;
ધન ધુતવા દેશ દેશમાં ફરે, જેમ મલકમાં મુંડારે. ભેખ૦ ૩
ગામ બધાની ચાકરી કરેને, ઘેર રાખે અગન કુંડા;
ભોજો ભગત કહે કર્મની કોટી, પાપતણાં જુંડારે. ભેખ૦ ૪

### પદ ૩ જું

જોઈ લો જગતમાં બાવારે, ધર્યા ભેખ ધુતિને ખાવા.—ટેક. ૧
જ્યાં પ્રેમદા ઘણી પાણી ભરે, ત્યાં જાય નિત નિત નાવા;
રાંડી છાંડી નારનો નર ઘર ન હોય ત્યારે,બાવોજી બેસે ગાવારે. જોઈ લો. ૨
લોકનાં છોકરાંને તેડી રમાડે, વળી પરાણે પ્રીત થાવા;
ગૃહસ્થની સ્ત્રી રીસાવી જાય ત્યારે,બાવોજી જાય મનાવારે. જોઈ લો૦ ૩
રૂપ કરે ને બાવો ધ્યાન ધરે, ભોળા લોકને ભરમાવા;
ભોજો ભગત કહે બાવેસું સેવે એને, જમપુરીએ જાવારે. જોઈ લો૦ ૪

* [આ કવિના સંબંધમાં મળેલી વિગત અને જીવનચરિત્ર બૃહત્ કાવ્યદોહન ભાગ ૮ મામાં સંપૂર્ણ આપ્યાં છે.]

## પદ ૪ થું

ભરમાવી દુનિયાં ભોળીરે, બાવો ચાલ્યો ભભુતી ચોળી.—ટેક. ૧
દોરા ધાગા ને વળી ચીઠ્ઠી કરીને, આપે ગણકારુ ગોળી;
જીવને હણતાં દયા ન આણે, જેમ ભીલ કાફર કોળીરે. ભરમાવી. ૨
નિત નિત દર્શન નીમ ધરાવે, ઘેર આવે ત્રિયા ટોળી;
માઈ માઈ કરીને બાવો બોલાવે, હૈયે કામનાની હોળીરે. ભરમાવી. ૩
સઘળા શિષ્યને ભેળા કરી ખાય, ખીર ખાંડ ને પોળી;
ભોજો ભગત કહે ભવસાગરમાં, બાવે માર્યાં બોળીરે. ભરમાવી. ૪

## પદ ૫ મું

મૂરખો રળી રળી કમાણો રે, માથે મેલસે મોટો પાણો.—ટેક. ૧
ધાઈ ધુતીને ધન ભેળું કીધું, કોટિધ્વજ કહેવાણો;
પુણ્યને નામે પા જૈ ન વાવર્યો, અધવચથી લૂંટાણોરે. મૂરખો. ૨
ભર્યાં કોઠાર તારા ભર્યાં રહેશે, નહિ આવે સાથે એક દાણો;
મસાણની રાખમાં રોળાઈ ગયા કંઇક, કોણ રંકને કોણ રાણોરે. મૂરખો. ૩
મંદિર માળિયાં મેલી કરીને, નીચે જઇ ઠેરાણો;
ભોજો ભગત કહે મુવા પુઠે જીવ, ઘણો ઘણો પસ્તાણોરે. મૂરખો. ૪

## પદ ૬ ઠું

મૂરખો માની રહ્યો મારુંરે, તેમાં કાંઇયે નથી તારું.—ટેક. ૧
સાત સાયર જેની ચોકી કરતા, ફરતું નીર ખારું;
ચૌદચોકડીનું રાજ્ય ચાલ્યું ગયું, રાવણાદિક વાળુંરે. મૂરખો. ૨
દુઃખને તો કોઈ દેખે નહીં, ને સુખ લાગે સારું;
વેળા વેળાની છાંયડી તારી, વળિ જાશે વારું રે. મૂરખો. ૩
હરિ ભજનમાં હેત જ રાખો, સ્મરણ કરો સારું;
ભોજો ભગત કહે રાખો હૃદયમાં, પ્રભુનું ભજન પ્યારુંરે. મૂરખો. ૪

## પદ ૭ મું

દુનિયાં દીવાની કહેવાશે રે, ભુંડી ભિતોમાં ભટકાશે. ટેક. ૧
પાપ જ્યારે એનું પ્રગટ થશે ત્યારે, ભૂવા જતિ ઘેર જાશે;
ધુણી ધુણી એની ડોક જ દુઃખશે, ને લેનારો લેઈ ખાશે રે. દુનિયાં૦ ૨
સ્વર્ગમાં નથી સૂપડું ને, નથી ખાંડણિયો ને ઘંટી;
દુધ ચોખાના જમનારા તમે, કેમ કરી જમશો બંટી રે. દુનિયાં૦ ૩
ઢોંગ કરી ને ધુતવાને આવે ત્યારે, હાથ બતાવા સૌ જાશે;
ક્યારે આના કર્મનું પાનું રે ફરશે, અને ક્યારે પુત્ર જ થાશે રે. દુનિયાં૦ ૪
કીમિયાગર કોઈ આવી મળે ત્યારે, ધનને વાસ્તે ધાશે;
ભોજો ભગત કહે ભ્રમણામાં ભમતાં, ગાંઠની મૂડિ ગમાશે રે. દુનિયાં૦ ૫



# રામકૃષ્ણ ભક્ત

## કૃષ્ણલીલાનાં પદ

### પદ ૧ લું–રાગ બિલાવલ

પહેરોને પિતામ્બર લાલ, પલવટડી તમે વાલોજી;
જુવતિ જનને મોહ્યારે લાલ, લડસડતી ગતે ચાલોજી. ૧
અમલ કલમ દલ લોચન લાલ, ભવમોચન ભવ ભાવોજી;
કંઠડે કોકીલ લાજેરે લાલ, ઝીણે સાદે બોલાવોજી. ૨
દીઠડે દુઃખડાં નાસેરે લાલ, મીઠડાંરે લીજે મુખનાંજી;
રામકૃષ્ણ (કૃપા) રસ પીતાંરે લાલ, લેખાં શાં રહે સુખનાંજી. ૩

### પદ ૨ જું

સુંદર કાંઈ ન દેખુંરે લાલ, તમ સરખું શામળિયાજી;
અમસુ સુકૃત સાધ્યુંરે લાલ, મહી વેચંતાં મળિયાજી. ૧
સુર નરને નહિ સુણોરે લાલ, જોગીને નહિ જોતાજી;
ઘેર અમારે આવોરે લાલ, લાજો નહિ ગઉ દોતાજી. ૨
વૃંદાવનમાં વસતાંરે લાલ, સગપણ થયું છે સાચુંજી;
રામકૃષ્ણ પ્રભુ રસિયારે લાલ, નામે તમારે નાચુંજી. ૩

### પદ ૩ જું

નામ તમારું સુણતાંરે લાલ, તાન જ આવે તનમાંજી;
રૂપ તમારું રુડુંરે લાલ, વારું વસિયું મનમાંજી. ૧
લોક કહે છે ઘેલીરે લાલ, વનમાં દોડું એકેલીજી;
મોહન મુખડું જોતાંરે લાલ, આનંદની થાય હેલીજી. ૨
કણકણતી ને કાલીરે લાલ, વહાલાને છું વહાલીજી;
રામકૃષ્ણ રસ ભીનીરે લાલ, બલિયે બાથે ઘાલીજી. ૩

### પદ ૪ થું

ટેવ પડી છે તમનેરે લાલ, ભામનીઓ બહુ ભાવેજી;
બાંહે ગ્રહી બોલાવોરે લાલ, અમને અચરજ આવેજી. ૧
રસિયા ને રંગીલારે લાલ, વહાલ ભર્યાં નેણ વારુજી;
મુખ દેખી મલકાઉરે લાલ, લાજ કરો શા સારુજી. ૨

રંગભર રમશું તમશું રે લાલ, નેહ ધરીને નમશુંજી;
રામકૃષ્ણ રસમાતારે લાલ, આળ કરો તે ખમશુંજી. ૩

પદ ૫ મું—રાગ રામગ્રી

નિરખતાં નાથને મારી, આંખ થઈ છે ટાઢીરે;
નિત નિત નવલા સુખ મુજને, દામોદર દે છે દાડીરે. નિરખતાં. ૧
છેલ છબીલા કહાનજીનું મુખ, જોતાં તૃપ્ત ન થઇએરે;
ભાવે પૂરણ ભાળી એના, ભામલડાં તો લઇયેરે. નિરખતાં. ૨
જસોદાનો સુત જીવણજી, સહુ સહીયરને સુખદાઇરે;
રામકૃષ્ણ પ્રભુ પામિયાં, કાંઇ પૂરણ પુન્યે બાઇરે. નિરખતાં. ૩

પદ ૬ ઠું

સ્નેહે બાંધી સુંદરી, સુંદર વર જોવા જાયરે;
મોહનજીને મરકલડે, કંઇ ઉલટ અંગ ન માયરે. સ્નેહે. ૧
કોની અચલે ચુંદડી ને, કોની લલક ફૂલીરે;
મુખડું જોતાં માવનું હું તો, મચકો ગઈ છું ભૂલીરે. સ્નેહે. ૨
એક વધાવે ફુલડે, એક ફરી ફરી આશિષ બોલેરે;
રામકૃષ્ણ પ્રભુ પેખતાં, કાંઈ દેવાંગના શી ડોલેરે. સ્નેહે. ૩

પદ ૭ મું

મ્હારા કહાનજી તમને કામલડી, તે કેવી સારી દીપેરે;
મોર પીછ ને મુંજ્જા ગેડીએ, માનુનીનાં મન હિસેરે. મહારા. ૧
પર્મ પનોતા પાતળીઆ તમો, જે પહેરો તે ગોઠેરે;
ચાલ તણી ચતુરાઈ જોતાં, લક્ષ્મી ચરણે લોટેરે. મહારા. ૨
અણીયાળીશી આંખડલી તે, જોગ ભોગતું જામણુરે;
રામકૃષ્ણ પ્રભુ રસ ભર્યા, કાંઈ કીકીમાંહે કામણુરે. મહારા. ૩

પદ ૮ મું

વહાલા વિઠ્ઠલજી રે હો, દુર્લભ દીઠલાજીરે હો.—ટેક.
તમ માટે ટીલડી કરુંરે, પહેરું પટોળી હો;
નેન સમારું નિરમળાં, નીત નવલ રંગ ચોળી હો. વહાલા. ૧
અબળાને ઉજમ ઘણોરે, તમશું રમવા હો;
કાને સુણતાં વાંસલડી ઘેરે, ન રહી જમવા હો. વહાલા. ૨
એવાં લાડ લડાવીએ, કાંઈ અમને વહાલા હો;
રામકૃષ્ણ રસ ઘેલડા, હું ચર્ણે રહી બાલા હો. વહાલા. ૩

## પદ ૯ મું

મુજને તુજવીણ ન ગમે હો, વેરી વિરહ દમે છે હો.—ટેક. ૧
તુજ માટે મચકો કરીને, આવું તીરે હો;
અણદીઠે મન અણમણું, તો સુખ ન શરીરે હો. મુજને. ૨
મનડું હર્યું માહેરું તે, કહીએ કેવું હો;
નરનારી છે અતિ ઘણાં, કો ન મળે એહવું હો. મુજને. ૩
પહેરું ઓઢું પાતળી તે, કાંઈ એક સારું હો;
રામકૃષ્ણ પ્રભુ નથી અળગા, તન મન સોંપ્યાં વારુ હો. મુજને. ૪

## પદ ૧૦ મું

નંદના છૈઆ છોજી હો, લક્ષણે લૈઆ છોજી હો.—ટેક. ૧
ઘણા દિવસ તમો અમશું, કાંઈ કાંઈ ટળતા ચાલો હો;
હવડાં સહુ સહીઅર મળીને, હલકે હાલો હો. નંદના. ૨
મહિ વેચંતાં માવજી તમે, પકડી પાડી હો;
બાથ લઈ ખેંચી મુજને, ઢોળી પાડી હો. નંદના. ૩
એ રસ લીલા લાડલી, કહો કયાં રમાશે હો;
રામકૃષ્ણ જન રસ ભર્યો, જુગ જુગ જશ ગાશે હો. નંદના. ૪

## પદ ૧૧ મું

પ્રેમ પુષ્ટ કર્યાં છો હો, વલ્લભ મન વર્યાં છો હો.—ટેક. ૧
ગોકુળમાં રાખી રહ્યા, અમો અતિ અન્યાઇ હો;
પાડ માનો અમતણો, તમો કુંવર કનાઇ હો. પ્રેમ. ૨
પ્રેમે ગોરસ મારા ઘર તણાં, ખોળીને પિધાં હો;
જે દિન ગોરસ નવ લુટ્યાં, ત્યારે હૈડાં દાઝ્યાં હો. પ્રેમ. ૩
ઝઘડો કરતાં ઝટકે, ઊરમાળા તુટી હો;
રામકૃષ્ણ પ્રભુ રાખીએ, છીએ બાંધી મુઠી હો. પ્રેમ. ૪

## પદ ૧૨ મું

ગોપી ઘેલી દીસે હો, મુજપર દંત પીસે હો.—ટેક. ૧
તે નર હું હો નહિ, તું જ હાથે આવું હો;
ખ્યાત ઘણી છે તુજને, તે સૌ સમાવું હો. ગોપી. ૨
તુંએ છે ધુતારડી, હું એ પણ નથી ઓછો હો;
ઘણું દોઘલે જાણજે, મુજને જડવો છોછો હો. ગોપી. ૩

તે દિન દાણ માગતા, આવી અમશું બાથે હો;
રામકૃષ્ણ પ્રભુ રુડું થયું, હું તો નાગર સાથે હો. ગોપી. ૪

### પદ ૧૩ મું–રાગ સારંગ દેશી

આવ હરિ વહાલા આવરે, આવ હરિ વહાલા;
મનની ગમતી વાત કીજીએ, છબીલારે છોગાલા. આવ. ૧
તુજ મળતાં મન મહારું, હીસે આનંદ પામેરે;
રજની આખી રંગભેર રમીએ, તો રસ બહુ જામેરે. આવ. ૨
એ સુખ કાંઈ કહ્યું ન જાયે, કહાનડ કાલારે;
રામકૃષ્ણ પ્રભુ અનુભવ કીજે, અતિ છો વહાલારે. આવ. ૩

### પદ ૧૪ મું–રાગ ગરબી

નંદજીનો કુંવર કોડામણો, સાહેલીરે; ગોવરધન મન ભાવનો સાહેલીરે.
ગોકુળિયું રળીઆમણું, સાહેલીરે; જમુના તટ સોહામણું, સાહેલીરે.
વ્રજ સુંદરીના સંગમાં, સાહેલીરે; રાસ રમે વહાલો રંગમાં, સાહેલીરે.
પ્રેમ તે સીંધુ સુખપુંજમાં, સાહેલીરે; વૃંદા તે વનના કુંજમાં, સાહેલીરે;
રાસ રમે સાહેલડી, સાહેલીરે; થઈ વહાલાને કંઠે બેલડી, સાહેલીરે.
સુદરીને રંગની રેલડી, સાહેલીરે; મુરલીને નાદે થઈ ઘેલડી, સાહેલીરે.
રમતાં રમતાં રાતલડી, સાહેલીરે; કહી નવ જાએ વાતલડી, સાહેલીરે.
પહોઢ્યાં તે બેઉ સુખ સેજમાં, સાહેલીરે; શ્યામ શામાજી બહુ હેજમાં, સાહેલીરે.
નીરખી સખી વૃંદમાં, સાહેલીરે; રામકૃષ્ણ પ્રભુ નાચે આનંદમાં, સાહેલીરે.

### પદ ૧૫ મું

પહેલે તે મોહન મીઠડો, સાહેલીરે; અહિયાં ઉભો મેં દીઠડો, સાહેલીરે.
તે છબી મન ગોઠી ગઈ, સાહેલીરે; શિર બેડું ને ઉભી રહી, સાહેલીરે.
ગોઠ કરે કોસું ઘણી, સાહેલીરે; દૃષ્ટિ તે ફેરવે મુજ ભણી, સાહેલીરે.
કુંવર હશે એ કેહનો, સાહેલીરે; મારે છે માર એ મોહનો, સાહેલીરે.
સાચા તે બાપનો બેટડો, સાહેલીરે; બોલીકું તે ભારે મરોડતો, સાહેલીરે.
ઉભા રહ્યાની શી ઠોણ છે, સાહેલીરે; એવું તે સુંદર કોણ છે, સાહેલીરે.
કોણ તે દેશનો કહાનો, સાહેલીરે; ન હોય તે આપણા ઘાંનો, સાહેલીરે.
ઝાઝી વાર ત્યાં ઉભી રહી, સાહેલીરે; મન પાખી મંદિરિયે ગઈ, સાહેલીરે.
રામકૃષ્ણ પ્રભુ મન હર્યું, સાહેલીરે; તે દિનથી કાંઈ કામણ કર્યું, સાહેલીરે.

### પદ ૧૬ મું

ધુતારા ધરણીધર તારી વાંસળીરે લોલ,
વાંસળીયે કંઈ ઘેલું કીધું ગામ જો—ધુતારા.—ટેક ૧

સખી નહાતાં ધોતાં દહોતાં વલોવતાં નીસર્યાંરે લોલ;
ઢળતાં પડતાં રડતાં મૂક્યાં બાળ જો. ધુતારા. ૨
સખી સાસુ સસરો જેઠ જેઠાણી નવ લહ્યાંરે લોલ;
કંથજીને ચ્હડતી મુકી રીસ જો. ધુતારા. ૩
સખી મધ્યાહ્ને મોહનજી બેઠા કદમ ચડીરે લોલ;
ગોપીજનનાં હરિયાં છે કંઈ ચીર જો. ધુતારા. ૪
સખી અવળાં વસ્ત્ર ને અવળાં આભ્રણ પહેરીયાંરે લોલ;
કાન તણાં લઈ કેડે ઘાલ્યાં કોટે જો. ધુતારા. ૫
સખી રામકૃષ્ણ પ્રભુ ભલે પધાર્યાં શેરીએરે લોલ;
ગોપીજનની પૂરી છે કંઈ આશ જો. ધુતારા. ૬

### પદ ૧૭ મું

હસવા સરિખી હરિસું મારે ગોઠડીરે લોલ;
હસવા સરખું બ્રિજમંડલ શુભ ધામ જો. હસવા.—ટેક ૧
સખી નાહતાં ને ગાતાંરે ગુણ ગોવિંદનારે લોલ;
વસવા સરખું વૃંદાવન શુભ ગામજો. હસવા. ૨
તીરથ મારે કીરત કેશવરામનું રે લોલ;
પીવું મારે પ્રેમતણું રસપાનજો. હસવા. ૩
નાત હમારી નિરમળ નંદકુંવર શું રે લોલ;
ભાત હમારી ભુધરજી શું ભળતી જો. હસવા. ૪
રામકૃષ્ણ પ્રભુ ભલે પધાર્યા શેરીયેરે લોલ;
ગોપી સઘળી ગુણ તમારા ગાયજો. હસવા. ૫

### પદ ૧૮ મું

નહીં જાઉં તે જમના પાણીરે મા, હુંને, ખીજવે તે સૈયર સમાણીરે મા.
મુને કુંવારી કુંવારી સહુ કહેછેરે મા, મારી સૈયરો તે મેણાં દેછેરે મા.
જળ જમનાજીને ઘાટેરે મા, હુંને કાહનજી કાદવડે છાંટેરે મા.
વ્હાલો કરે નેણાના ચાળારે મા, મેં તો કહાનવર સાંભળ્યા કુંવારારે મા.
હુંને કહાન વરને પરણાવોરે મા, મારી વ્રજમાં તે વાત વખણાવોરે મા.
મળે સરખા તે સરખી જોડરે મા, તુંને પોંખતાં તે પહોંચશે કોડરે મા.
હેવા રામકૃષ્ણ વર રુડારે મા, હુંને અખંડ પહેરાવો ચુડારે મા.
હેવા રામકૃષ્ણ વર રંગીરે મા, મારા જનમ જનમના સંગીરે મા.



# રાજે



## કૃષ્ણ પ્રત્યે ગોપીના પ્રેમ વિષે

### પદ ૧ લું

હરિ મેં હાવે ક્યમ રહેવાયે, દુંપણ આ તે ક્યમ સહેવાયે;
એ તો અંધ થઇને તાંણે, પ્રેમની વાતો પશુ શું જાણે. ૧
આવી અમથાં ખુંદી મારે, સાચો શબ્દ કોઈ ન ધારે;
મોહન વાત તું સાંભળી મારી, હું તો બેઠી સહુથી હારી. ૨
દુરિજન દે છે મુને મેહણાં, મારાં તમશું લાગાં નેણાં;
વહાલા વેરી વાંકુ બોલે, તે તો પડશે તેને ખોલે. ૩
હાવે જે બોલે તે સહીએ, મનની વાતો કોને કહીએ;
સઉકો બોલે છે આડું આડું, વાંક હું કોનો કહાડું. ૪
એ તો શિખામણ છે જાણો, મનમાં દુભણ કાંઈ ન આણો;
રસીઆ રાજેના વાલા, ભગતતારણ છો નંદલાલા. ૫

### પદ ૨ જું

ત તો ઘેલું કીધું ગામ, કાને હાથ ન લાગે કામ;
જેને મળીઓ તું મોરાર, તેને મૂકાવ્યાં ઘર બાર. ૧
હાવો કોનો કાઢું વાંક, ત્રીકમ તમથી આડો આંક;
રસીઆ રંગ રમાડ્યા એમ, વળતાં તે વિસાર્યાં કેમ. ૨
જે કો જળ ભરવાને જાએ, તે તો વાટે બોટી થાએ;
કોનું ચોરી લીધું ચંત, એવો કામણગારો કંથ. ૩
વિઠ્ઠલ વહાલાં તારાં વેણ, મ્હારાં તમશું લાગ્યાં નેણ;
મારે તમશું લાગ્યો નેહ, તમને સોંપી સુંદર દેહ. ૪
ઘરના છો ધૂતારા કાહાન, મનમાં મૂકાવો છો માન;
રસીઆ છો રાજેના નાથ, સર્વે સોંપ્યું તમારે હાથ. ૫

### પદ ૩ જું

વહાલા વાટે તે વાત ન થાય, તમે જાણો છો જાદવરાય;
કડું કાંઈ લીએ સંસાર, અમો અબલાનો અવતાર. ૧

ઉભાં રહીએ ઘોલે દિસ, વળતા વેરી કાઢે વેશ;
ત્રીકમ તમારું કંઈ ન જાય, વળતી અમને દુભણુ થાય. ૨
વહાલા ચઢ્યાં ન ઉતરે આળ, જુગમાં રહેવું મહા જંજાળ;
મોહન મળવું તે એકાંત, એવી મનની વિચારો ભ્રાંત. ૩
માહારે સાસુડીનું સાલ, જોતાં જેઠાણી દે ગાળ;
જમ કાંઈ મીન રહે જળમાંહિ, પાણી પીવું તે કહો કાંહિ. ૪
વહાલા વાત સાંભળો એક, વિઠ્ઠલ વારું કાંઈ વિવેક;
દુરીજન દેખે ઠામો ઠામ, શાને મેલાવો છો મામ. ૫
મારે અંતર ઉપને દુઃખ, તમો માનો શાનું સુખ;
રસીઆ છો રાજેના નાથ, તાહારા નેનમાં છે કાંઈ ઘાત. ૬

પદ ૪ થું

મારા મન ગમતા મહારાજ, મારે ઘેર આવોને;
હું તો તલસું તમારે કાજ, હસીને બોલાવોને.—ટેક.
વિલંબ ન કરીએ વિઠ્ઠલારે, આવોને અમ ઘેર આજ;
પેર પેરનાં પકવાન બનાવું, ત્રિકમ તમારે કાજ. મારા. ૧
મનમાં હતું તે માવજીરે, મુખડે કેમ કહેવાય;
આવી શકો તો આવજો, મારું જોતાં જોબન જાય. મારા. ૨
આ જોને આંગણિયે ઉભો, રંગીલો રણછોડ;
રાજેના સ્વામી પ્રભુ અંતરજામી, પૂરો મારાં મનનાં કોડ. મારા. ૩

પદ ૫ મું

કુણ બોલે તમારી સાથ, જાદવજી જાણ્યારે;
આ તો નોહે મોટાની રીત, પરઘેર માંણ્યારે.—ટેક.
વાટ જોતાં રજની વીતી, આવ્યા ઉગમતે સૂર;
કામણગારા કાનજીરે, વાલે અમને વિસાર્યાં દૂર. જીવણ. ૧
પરનારીની પ્રીતડી તમે, કરી આવો ઠામો ઠામ;
અહીંઆ આવીને શું કરો, જેનો ઘેર ઘેર હોય વિશ્રામ. જીવણ. ૨
કોને તે મંદિર તમે કાનજી, કરી આવ્યા લીલા લેર;
રાજેના સ્વામી પ્રભુ અંતરજામી, કોણ જાણે તમારી પેર. જીવણ. ૩

પદ ૬ ઠું

જેનો પીયુડો તે પરઘેર જાય, સખી હવે શું કરીએરે;
એકલડાં નવ રહેવાય, ઝુરી ઝુરી મરીએરે. સખી. ૧

રૂપ જોવંતાં રસીઓ વાલો, પરાણે કરે છે પ્રીત;
વણ તેડ્યો પરમંદિર જાઓ, એહેવી છે એની રીત. સખી. ૨
સમજાવ્યો સમજે નહિરે, કહો હવે કરીએ કેમ;
શેરડીએ સામો મળે, ત્યારે ઢાળે નીચાં નેણ. સખી. ૩
છળભેદ છાનો રમેરે વાલો, વાતોમાં મને વાય;
રાજેનાસ્વામીપ્રભુ અંતરજામી, એ તો અરથ પડ્યો ઓળખાય. સખી. ૪

## પદ ૭ મું–રાગ ગરબી

કાગળ મોકલુંરે, વહાલા વાંચો હેત કરી;
એકવાર આવજોરે, નીરખું મુખડાં મૂછ ભરી. ૧
વિનતા વ્રેહે તણીરે, લખતાં લોચન ચાલે નીર;
અબળા અવતર્યાંરે, વાલા કહો કેમ ધરીએ ધીર. ૨
બાળે વેશમાંરે, લાગી પરણ્યા પહેલી પ્રીત;
વર વિઠ્ઠલ વર્યાંરે, અવર વરવાની શી રીત. ૩
ત્રિકમ તમ વિનારે, સુકાં સહુ વાડીનાં વંન;
લીલાં કેમ રહેરે, વહાલા પલ્લવ છો આ વંન. ૪
સહુ અળખામણુંરે, સુજને કુટુંબતણો પરિવાર;
વહાલાં વીખે ભર્યાંરે, વેરી બાળે સહુ સંસાર. ૫
અન્ન પાણી તજ્યાંરે, હવે પડશે પાપી પ્રાણ;
સુનું તમ વિનારે, વહાલા લાગે છે બ્રહ્માંડ. ૬
જાહાં હરિ રંગે રમ્યારે, તે મને જાગી ખાવા ધાય;
તે સુખ સાંભરેરે, તમ તમ હઇડે હોળી થાય. ૭
રહેવાતું નથીરે, વહાલા કહું છું મૂકી લાજ;
મળજો દયા કરીરે, રસિયા રાજેના મહારાજ. ૮

## પદ ૮ મું

ઉગો શરદ પુનમનો ચંદ, મહારે ઉપનોરે આનંદ;
ગોરી ગરબે રમવા આવે, રમશે ગોપી ગોવાળ માંહે. ૧
રમવા ભૂધર સાથે ભાવ, આપણે આવ્યો છે આ દાવ;
મળીએ સરવે સરખી નાર, સજીએ શોભીતા શણગાર. ૨
ઠમઠમ વીછીવાંનો ઠમકાર, ઝમઝમ ઝાંઝરનો ઝમકાર;
ઓઢો આપે એવાં ચીર, આપણે જાવું જમનાં તીર. ૩

ચોળી ચંપક વરણી પેહેર, આપણે કરવી લીલા લેહેર;
જયમ કાંઈ વશીયેર માંડે ફેણ, એવી ગુંથાવોની વેણ. ૪
લેહેકે હૈડા ઉપર હાર, નૈણે નીરખોને મોરાર;
રસિયા છો રાજેના નાથ, અમને રંગે રમાડો રાત. ૫

પદ ૯ મું

આજની ઘડીરે રળિયામણી.
હાંરે મ્હારા વ્હાલાજી આવ્યાની વધામણી જીરે; આજની.—ટેક.
હાંરે સોહાસેણ પૂરોની સાથીયા,
હાંરે ઘેર મલપતા આવે તે હરિ હાથીયા જીરે; આજની. ૧
હાંરે સખી આલેરા વાસ અણાવીએ,
હાંરે મારા વ્હાલાજીને મંડપ રચાવીએ જીરે; આજની. ૨
હાંરે સોહાસેણ ચાર તેડાવીએ,
હાંરે મ્હારા વાલાજીને મોતીડે વધાવીએ જીરે; આજની. ૩
હાંરે સોહાસેણ મળશે જે ઘડી,
હાંરે મ્હારા પ્રભુજી પધારે તે ઘડી જીરે; આજની. ૪
હાંરે મલ્યા દાસ રાજના સ્વામી ફાંકડા,
હાંરે હું તો મોહી રહી મુછના આંકડા જીરે; આજની. ૫

પદ ૧૦ મું

આવોની લાલ વરણાગીયા.
હાંરે ઘેર આવોની શ્યામ સવાદીયા જીરે; આવોની.—ટેક.
હાંરે કહાના આવો તો શીખવું ચાતુરી,
હાંરે આપણ રમીએ તે રંગભર રાતડી જીરે; આવોની. ૧
હાંરે ચાલો જઇએ જમનાજીના ઘાટમાં,
હાંરે પેલા દુરિજન લોક દેખે વાટમાં જીરે; આવોની. ૨
હાંરે રુડા દાસ રાજેના સ્વામી વાંકડા,
હાંરે હું તો મોહી રહી મુછના આંકડા જીરે; આવોની. ૩

પદ ૧૧ મું

આજને આવ્યારે હરિ દાવમાં.
હાંરે ભોળા ભાવમાંરે, ભોળા ભાવમાં, તે ભૂધરને ભેટીએ જીરે; આજને.—ટેક.
દાવ પડે ત્યારે લાજ ઘટેરે,
હાંરે ત્યારે સુપડે સરવ સાંભેટીએ જીરે; આજને. ૧

ફુલડાંની સેહેજ વહાલા મેરે સમારી,
હાંરે ત્યારે સાથરે તે શીદને આળોટીએ જીરે; આજને. ૨
માહારારે મનમાં એવું આવે છે,
હાંરે એવા વહાલમાં તે લાલને લપેટીએ જીરે; આજને. ૩
દાસ રાજેના સ્વામી તમેરે મળ્યા છો,
હાંરે ત્યારે દોહીલા તે દિન શીદ ગાળીએ જીરે; આજને. ૪

---

## રાધિકાજી સ્વપ્નામાં પરણ્યાં તે વિષે



### પદ ૧૨ મું—રાગ પરજ

ઉગતે વ્હાણે રાધાની માડી જાગી, એના ચિત્તમાં ચટકી લાગીરે;
આ શું રે કીધું.—ટેક.
કુંવરી મારે દુખના દરિયા આજ રેલ્યા, તેં કુળના મારગ મેલ્યારે; આ શું રે.
કુંવરી મારા કયા વેરીએ વેર સાંધ્યાં, તેં મીંઢલ કોનાં બાંધ્યાંરે; આ શું રે.
કુંવરી તારો કેઇ નગરીમાં દાંત વહેર્યો, તેં ચૂડો કેનો પહેર્યોરે; આ શું રે.
કુંવરી તેં તો જીવડો લીધો મારો ઝાલી, વરમાળા કેની ઘાલીરે; આ શું રે.
કુંવરી તેં તો ઉપરણી કેની ઓઢી, તારે કીયા વરની જોડીરે; આ શું રે.
કુંવરી તારો માંડવડો ક્યાં રોપ્યો, તારા વરને કોણે પોંખ્યોરે. આ શું રે.
કુંવરી ત્યાં તો કયા ગુરુદેવ આવ્યા, ત્યાં કોણે વેદ ભણાવ્યારે; આ શું રે.
કુંવરી તમને કેણે રંગ રમાડ્યાં, ત્યાં કંસાર, કેણે જમાડ્યારે; આ શું રે.
કુંવરી તેં તો કુળમાં લગાડી ખામી, તને મળ્યો રાજેનો સ્વામીરે; આ શું રે.

### પદ ૧૩ મું

એટલે ત્યાં તો બોલ્યાં છે રાધા વાત, તું સાંભળ મારી માતરે;
મેં બહુ સારું કીધું.—ટેક.
માતારે મારી દુખના દરિયા નથી રેળ્યા, નથી કુળના મારગ મેલ્યારે; મેં બહુ.
માતા મારી શિશ તમારાં નથી વહેર્યાં, પાનેતર પ્રભુનાં પેર્યાંરે; મેં બહુ.
માતારે નથી વેરીએ વેર સાંધ્યાં, મીંઢળ મોહનનાં બાંધ્યાંરે; મેં બહુ.
માતા મારી મથુરાં નગરીમાં દાંત વહેર્યાં, મેં ચૂડો અવિચળ પેર્યોરે; મેં બહુ.
માતા તારો જીવડો લીધો નથી ઝાલી, વરમાળ વિઠ્ઠલની ઘાલીરે; મેં બહુ.
માતા મેં તો હરખે ઉપરણી ઓઢી, મારે અખંડ વરની જોડીરે; મેં બહુ.

માતા મારો માંડવડો મનમાં રોપ્યો, ઉમાયે વરને પોંખ્યોરે; મેં બહુ.
માતા ત્યાં તો તેત્રીશ ક્રોડ દેવ આવ્યા, બ્રહ્માએ વેદ ભણાવ્યારે; મેં બહુ.
માતા મારી કૃષ્ણ-ચરણામૃત મેં પીધાં, ત્યાં શિવે કન્યાદાન દીધાંરે; મેં બહુ.
માતા મારી બ્રહ્માયે રંગ રમાડ્યાં, કંસાર ઉમાએ જમાડ્યાંરે; મેં બહુ.
માતા મેં તો શિવને ચઢાવ્યા ફુલગજરા, વાસુદેવ સરખા સસરારે; મેં બહુ.
માતા મેં તો શિવને ચડાવ્યાં જાસુ, દેવકીજી સરખાં સાસુરે; મેં બહુ.
માતા મેં તો શિવને ચડાવી છે હલદી, સુભદ્રા સરખી નણદીરે; મેં બહુ.
માતા મેં તો શિવને ધરાવેલા હાર, મને મળ્યા કૃષ્ણ ભરથારરે; મેં બહુ.
માતા મારી કુલમાં લગાડી નથી ખામી, મળ્યો રાજેનો સ્વામીરે; મેં બહુ.

## પદ ૧૪ મું

એટલે વળતી માતા બોલ્યાં છે વાણી, તું તો સાંભળ પુત્રી શાણીરે; આ શુંરે કીધું.
કુંવરી એ તો કૃષ્ણ કહેવાયો કાળો, તે ક્યાં શોધ્યો ગોવાળોરે; આ શુંરે કીધું.
કુંવરી એ તો કાનુડો કામણગારો, એ ધીંગડમલ્લ ધૂતારોરે; આ શુંરે કીધું.
કુંવરી એમાં ચાંદાસૂરજની સાખ્યો, એને જશોદાજીએ રાખ્યોરે; આ શુંરે કીધું.
કુંવરી એ તો ગાયો ચારીને પેટ ભરતો, પરનારી પાછળ ફરતોરે; આ શુંરે કીધું.
કુંવરી તારો તાત આ વાત જો જાણે, તે કંઠે પ્રાણજ આણેરે; આ શુંરે કીધું.
કુંવરી તેં તો નવ કરવાનાં કામ કીધાં, અમને દુખડાં બહુ દીધાંરે; આ શુંરે કીધું.

## પદ ૧૫ મું

માતા મારી કૃષ્ણને એમ નવ કહિયે, એને ચરણે જૈને રહિયેરે; તું સાંભળ માડી.
માતા એ તો ચૌદભુવનનો છે વાસી, એને ચરણે કોટિક કાશીરે; તું સાંભળ માડી.
માતા હવે પરણ્યાં તે ફોક કેમ થાશે, જો સૂરજ પશ્ચિમ જાશેરે; તું સાંભળ માડી.
માતા તારે કરવું હોય તે કરજે, તારે મરવું હોય તો મરજેરે; તું સાંભળ માડી.
માતા હું તો પૂરણપદને પામી, મને મળ્યો રાજેનો સ્વામીરે; તું સાંભળ માડી.



# ભૂખણ ભકત

## ઇશ્વરને ભજવા વિશે

### અષ્ટક ૧ લું–છંદ ભુજંગીની ચાલ

કશી વાતનો ખરખરો મન નાણો, સુખ દુઃખ તે દેહના ધર્મ જાણો;
કરોને તમે કોટી લક્ષ પ્રકાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર. ૧
હરિશ્ચન્દ્ર રાજા મહા પુણ્યવાન, નહીં કોય સંસારમાં એ સમાન;
તેણે નીચ ઘેર વહ્યો નીર ભાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર. ૨
સતી મુખ્ય કહાવે અહલ્યાજી જેહ, જેના નામથી થાય નિષ્પાપ દેહ;
તેણે ઇન્દ્ર સાથે કર્યો વ્યભિચાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર. ૩
જુવો જાનકીજી પડ્યાં દુષ્ટ હાથ, જેના સ્વામિ છે કોટિ બ્રહ્માંડ નાથ;
આપોઆપ લક્ષ્મીતણો અવતાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર. ૪
વળી પાંડવોની કહું એક વાત, જેના સારથિ નિત્ય વૈકુંઠનાથ;
હાર્યો રાજ રિદ્ધિ તથા નીજ નાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર. ૫
મહા પુણ્યકારી જેને સિદ્ધ નાથ, ચાલી નીસર્યો નારી લઈ વન સાથ;
બહુ કષ્ટ વેઠયું તેણે વર્ષ બાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર. ૬
શા માટે તમે ભાર માથે ધરો છો, વળી હું કરું, હું કરું એ કહો છો;
કરોને તમે ચિત્ત સાથે કરાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર. ૭
કરી વિનતિ સર્વને હું કહું સત્ય વાત, રચ્યા ભૂખણે તે સુણો શ્લોક સાત;
ઘણું સાંભળ્યા જોગ સાધૂ વિચાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર. ૮

### અષ્ટક–નવપદી ૨ જું

પિતા માત સંતાન ને મિત્ર ભ્રાત, એ તો સર્વ છે આળપંપાળ વાત;
એમાં અંતકાળે નાવે કોય કામ, તે માટે ભજો સર્વથા રામ નામ. ૧
ઘડીમાં ઘટી જાય આયુષ્ય અલ્પ, ભમંતાં ભમંતાં થયા કોટિ કલ્પ;
માથે મર્ણ ફેરી મહા એક ભામ, તે માટે ભજો સર્વથા રામ નામ. ૨
ઘણીવાર સંસાર માંહી ફર્યા છો, પશુ પક્ષી યોની વિષે અવતર્યા છો;
હવે આ સમો છે તર્યાનો જ ઠામ, તે માટે ભજો સર્વથા રામ નામ. ૩

કરો છો બીજી અલ્પ વસ્તુનું યત્ન, તજો છો હરિ નામ જેવું જ રત્ન;
નથી બેસતું મૂલ્ય એક બદામ, તે માટે ભજો સર્વથા રામ નામ. ૪
જરાયે ઘણો દેહ તો જીર્ણ થાશે, શરીરે થકી સર્વ સામર્થ્ય જાશે;
થશે રોગ પીડા જશે સર્વ હામ, તે માટે ભજો સર્વથા રામ નામ. ૫
જેને સેવતાં કોટી કલ્યાણ થાય, બહુ જન્મનું પાપ તો સદ્ય જાય;
વળી પામિયે જે થકી સિદ્ધ ધામ, તે માટે ભજો સર્વથા રામ નામ. ૬
જવું એકલાં ત્યાં નહીં કોય સાહ્ય, વળી જીવને દુઃખ અત્યંત થાય;
તેણીવાર રક્ષા કરો મેઘશ્યામ, તે માટે ભજો સર્વથા રામ નામ. ૭
જે કો જાનકીનાથના હોય દાસ, ન પામે કદી તે ફરી ગર્ભ વાસ;
કરે લોક આ સર્વ તેને પ્રણામ, તે માટે ભજો સર્વથા રામ નામ. ૮
રચ્યા ભૂખણે તે સુણો શ્લોક આઠ, હેતે સાંભળે ને કરે નિત્ય પાઠ;
થશે તેથકી દુઃખકેરો વિરામ, તે માટે ભજો સર્વથા રામ નામ. ૯

## અષ્ટક—અગિયારપદી—૩ જું

ઘણા પૂન્યના ભાવથી દેહ પામ્યાં, હસંતા રમંતાં સુખે દીન વામ્યાં;
ગયા નાથનું નામ તો સદ્ય ચૂકી, ભજો રામને કામને દૂર મૂકી. ૧
ભણ્યા શાસ્ત્ર સિદ્ધાંતની સર્વ વાત, નથી ઓળખ્યા શ્રી તમે પ્રાણનાથ;
વિવેકી થઈ કાં કરો બુદ્ધિ ટુંકી, ભજો રામને કામને દૂર મૂકી. ૨
પરસ્ત્રી પરદ્રવ્યનો ત્યાગ આણી, હૃદેમાં ધરોને તમો ચક્રપાણી;
એ તો દુષ્ટ માયાતણી સર્વ ભૂકી, ભજો રામને કામને દૂર મૂકી. ૩
મદે અંધ દૃષ્ટિ થયાથી ન દીઠું, કુસંસારનું સૂખ લાગે છે મીઠું;
જરા આવશે આ થશે દેહ ઝૂકી, ભજો રામને કામને દૂર મૂકી. ૪
ઘણા જત્નથી દેહને સુખ દીધું, ઘણા ભેદથી સર્વનું દ્રવ્ય લીધું;
જવું એકલાં સર્વ સંપત્તિ મૂકી, ભજો રામને કામને દૂર મૂકી. ૫
ઘણા રમ્ય વૈભોગથી દેહ પોખ્યો, કરી તીર્થ જાત્રા કદાપી ન સોખ્યો;
મળી મિત્ર ટોળે દેશે સર્વ ફુંકી, ભજો રામને કામને દૂર મૂકી. ૬
જદા આવિને જીવને મૃત્યુ ગ્રેશે, તદા સર્વ સંબંધી ત્યાં જોઈ રેશે;
ન રક્ષા કરે વૈદ્ય કે કવાથ ભૂકી, ભજો રામને કામને દૂર મૂકી. ૭
કફે વ્યાધિએ કંઠનો રોધ થાશે, હૃદેમાં થકી જ્ઞાન તો સર્વ જાશે;
તદા જીવ જીહ્વા થશે સદ્ય ટૂંકી, ભજો રામને કામને દૂર મૂકી. ૮
નથી જાણતા ધર્મની રીત ઠીક, નથી રાખતા મરણની મંન બીક;
ગુમાને ભર્યા ચાલ ચાલો છો ઝૂકી, ભજો રામને કામને દૂર મૂકી. ૯

જમકિંકરા મારશે દુષ્ટ મારે, તદા નાથ પાખે નહીં કોય તારે;
જુવો મૃત્યુ માથે રહે નીત ઝૂકી, ભજો રામને કામને દૂર મૂકી. ૧૦
સદા રૈકવજ્ઞાતિ મહા રંક કહાવે, કથા રામની તો જેને મન ભાવે;
રચી ભૂખણે તે સુણો જ્ઞાન કૂંચી, ભજો રામને કામને દૂર મૂકી. ૧૧

## અષ્ટક—નવપદી–૪ થું

તમે અવતર્યા લક્ષચોરાશિવાર, નથી પામિયા તોય સંસાર પાર;
માટે આ સમે જાપમાળા ધરીને, ભજો ભક્ત ભાવે સદા શ્રીહરિને. ૧
ઉદરમાં અધો મસ્તકે જ્યાં રહાતા, ઘણા વ્યાકુળ તો તમે ત્યાં થયાતા;
હવે તે સમો કાં ગયો વિસરીને, ભજો ભક્તિ ભાવે સદા શ્રીહરિને. ૨
સંચ્યું દ્રવ્ય તો દ્રવ્યને ઠામ રહેશે, સગા મિત્ર સંસારની રીત કહેશે;
જોતામાં જશે પ્રાણ તો નિસરીને, ભજો ભક્તિ ભાવે સદા શ્રીહરિને. ૩
એ તો દેહ સંબંધી જાણો અનિત્ય, પ્રભુનાથનું નામ તો એક સત્ય;
નાવે જેથકી ગર્ભવાસે ફરીને, ભજો ભક્તિ ભાવે સદા શ્રીહરિને. ૪
અભિમાન આડે નથી કાંઈ જોતા, કદાપિ નથી કૃષ્ણનું નામ લેતા;
અરે મૂઢ લોકો જવું છે મરીને, ભજો ભક્તિ ભાવે સદા શ્રીહરિને. ૫
કહ્યું માનજો સર્વથા એક મારું, નથી કોઈ સંસારમાંહી તમારું;
માટે સંગ માયાતણો પરહરીને, ભજો ભક્તિ ભાવે સદા શ્રીહરિને. ૬
કળિકાળમાં જન્મ મિથ્યા વગોયો, મહારત્નને કાચને મૂલ ખોયો;
ધરો ધ્યાન ગોવિંદનું આદરીને, ભજો ભક્તિ ભાવે સદા શ્રીહરિને. ૭
જેણે ગોપિકા નાથનું નામ લીધું, તેણે જન્મ પામ્યાતણું સાર્થ કીધું;
ગયા તે તો સંસાર સેજે તરીને, ભજો ભક્તિ ભાવે સદા શ્રીહરિને. ૮
એ તો વિષ્ણુ ભક્તિતણો છે પ્રબોધ, સુણીને રખે આણતા મન ક્રોધ;
કહ્યું ભૂખણે શ્લોક આઠે કરીને, ભજો ભક્તિ ભાવે સદા શ્રીહરિને. ૯

## અષ્ટક—બારપદી–૫ મું

રમ્યા રંગ તે ગોપિકા સંગ રાસ, ઘણે પ્રીતિભાવે કરીને વિલાસ;
કહાવે તથાપિ સદા બ્રહ્મચારી, ભજો દુઃખ હારી સદા શ્રીમુરારી. ૧
આવી ગોકુળે કામ અત્યંત કીધું, પિતા માતને સુખ સંપૂર્ણ દીધું;
એ તો નંદનો નંદ આનંદકારી, ભજો દુઃખ હારી સદા શ્રીમુરારી. ૨
ઘણા દુષ્ટ મારી હર્યો ભૂમિ ભાર, કૃપાયે કરી ભક્ત તાર્યા અપાર;
જેણે નંદની ધેનુ નવલક્ષ ચારી, ભજો દુઃખહારી સદા શ્રીમુરારી. ૩

સુદમાતણી સાર અત્યંત કીધી, મુઠી તાંદુળામાં નવેનિધ દીધી;
કૃપાનાથ સાધુતણા હિતકારી, ભજો દુઃખહારી સદા શ્રીમુરારી. ૪
જમ–કિંકરે દુઃખ અત્યંત દીધું, ત્યારે નારાયણ પુત્રનું નામ લીધું
એવામાં અજામેળ લીધો ઉગારી, ભજો દુઃખહારી સદા શ્રીમુરારી. ૫
સ્તુતિ સાંભળી ભક્તની ભીડ જાણી, આવ્યા સદ્ય વૈકુંઠથી ચક્રપાણી;
મૂકાવ્યો ગજ ગ્રાહ નાંખ્યો વિદારી, ભજો દુઃખહારી સદા શ્રીમુરારી. ૬
અરે બુદ્ધિહીણા ન જાણો હરિને, તેણે આવશો ગર્ભ વાસે ફરીને;
જુવોને તમે જ્ઞાન દૃષ્ટે વિચારી, ભજો દુઃખહારી સદા શ્રીમુરારી. ૭
હરિભક્તિ પાખે વૃથા જન્મ જાશે, પછી અંતકાળે ઘણું કષ્ટ થાશે;
તે માટે તમે વાત બીજી વિસારી, ભજો દુઃખહારી સદા શ્રીમુરારી. ૮
વિષય વિષરૂપી તેને શું વખાણો, આ સંસાર તે સ્વપ્નને તુલ્ય જાણો;
વિવેક કરી મોહ માયા નિવારી, ભજો દુઃખહારી સદા શ્રીમુરારી. ૯
ચતુર્ભુજ શ્રીનાથ છે સત્ય શર્ણું, મહાલક્ષ્મી સેવે જેનાં નિત્ય ચર્ણું;
એ તો શંખ ચક્ર ગદા પદ્મ ધારી, ભજો દુઃખહારી સદા શ્રીમુરારી. ૧૦
તેણે શું થયું જે ઘણું એક ડાહ્યા, તેણે શું થયું દ્રવ્ય ઝાઝું કમાયા;
તેણે શું થયું જે રમ્યા રંગ નારી, ભજો દુઃખહારી સદા શ્રીમુરારી. ૧૧
પ્રભુનાથ પોતે દિસે છે દયાળ, કરે નિત્ય ભકતોતણી પ્રતિપાળ;
તેને જો ભજો તો ગતિ થાય સારી, ભજો દુઃખહારી સદા શ્રીમુરારી. ૧૨
સદા ગામ વેલાલ મધ્યે નિવાસ, પ્રભુજીતણો નિત્ય દાસાનુદાસ;
રચી ભૂખણે તે સુણો મોક્ષબારી, ભજો દુઃખહારી સદા શ્રીમુરારી. ૧૩



# શાંતિદાસ

## આ કવિનાં પદ સ્ત્રીઓમાં બહુ ગવાય છે

### કાનુડાની બાળલીલા વિષે

#### પદ ૧ લું

કોઇયે દીઠડો કાન કોડામણોરે, સખી જોને, દીઠડો કાન કોડામણો.—ટેક.
છેલ છબીલો ને છોગાવાળો, રુડો ને ખૂબ રળિયામણોરે; કોઇયે.
મહિ છળવાની વાલો બુદ્ધિ નિપાવે, શામળિયો સોહામણોરે; કોઇયે.
શાંતિદાસનો પ્રભુ રસિક શિરોમણિ, પોતે થઈ ગયો વામણોરે; કોઇયે.

#### પદ ૨ જું

જુઠડાને ક્યાં ઝાલું, જુવોને સખિ, જુઠડાને ક્યાં ઝાલું—ટેક.
વચન મોહનનાં લાગે છે મીઠડાં, કેવું બોલે છે કાલું કાલું; જુવો.
એકવાર વાલોજી ઓરા આવે તો, ઘેરીને ઘરમાં ઘાલું; જુવો.
શાંતિદાસના પ્રભુ રસિક શિરોમણિ, એથકી બીતી હું ચાલું; જુવો.

#### પદ ૩ જું

કોઈ કન્યા નહિ આપે, કુંવરને, કોઈ કન્યા નહિ આપે.—ટેક.
સારાં ન લક્ષણ કુંવરજીકેરાં, નિત ઉઠીને સંતાપે; કુંવરને.
રુડો તે વર શોધીને કાઢ્યો, રાધિકાજીને બાપે; કુંવરને.
શાંતિદાસનો પ્રભુ રસિક શિરોમણિ, કુંવારો રહેશે એને પાપે; કુંવરને.

#### પદ ૪ થું

કાનુડો કાળજાની કોર છે, એની મારે, કાનુડો કાળજાની કોર છે.—ટેક.
અટપટી પાઘ ને કેસરિયો વાઘો, માથે કળાયલ મોર છે; એની.
વૃંદાવનમાં વાલે વાંસળી વજાડી, મોરલીનો સ્વર જોર છે; એની.
શાંતિદાસના પ્રભુ રસિક શિરોમણિ, ગોપી સંગ પાધરો દોર છે; એની.

#### પદ ૫ મું

કાનુડે કામણ કીધલાં, ઓ એની પેસે, કાનુડે કામણ કીધલાં.—ટેક.
કામિનિયોનાં કાળજાં કોરવા, બાણ જ માર્યાં સીધલાં; ઓ એની.
લવિંગ સોપારી ને પાનનાં બીડલાં, અમને કાંઈ એક દીધલાં; ઓ એની.

શુંય કર્યું ને વાલો શું વળિ કરશે, એવું જાણીને બહૂ બીધલાં; ઓ બેની.
શાંતિદાસનો પ્રભુ રસિક શિરોમણિ, આંખે અમીરસ પીધલાં; ઓ બેની.

પદ ૬ ઠું

જાને ગોવાલણી જૂઠી, અહીંથકી, જાને ગોવાલણી જૂઠી.—ટેક.
મહિ વેચવાને તું કાલે આવીતી, આંગળિયે પેરીને અંગુઠી; અહીં.
જુઠા બોલ તું શાને બોલે છે, મહિની મટુકિ ક્યારે ફૂંટી; અહીં.
હસતાં આળ ચઢાવે રે બેઠી, મારું ગેડી ને કરું ઠૂંઠી; અહીં.
શાંતિદાસના પ્રભુ રસિક શિરોમણિ, માલ તારામાં નથી મૂંઠી; અહીં.

પદ ૭ મું

મનડાં વ્યાકુળ હરિ આવતાં, જોને બેની, મનડાં વ્યાકુળ હરિ આવતાં.—ટેક.
પારણિયાં પરશાળે મૂક્યાં છે, બાળક મૂક્યાં છે ધાવતાં; જોને બેની.
સાદ કરંતા સામા મળિયા, સ્વામિ પેલાં ભોજન પાવતાં; જોને બેની.
વલોણું તાણતાં બાઝતા મોહન, માખણ ખાતા ઘી તાવતાં; જોને બેની.
શાંતિદાસના પ્રભુ રસિક શિરોમણિ, હરખે હરિ ગુણ ગાવતાં; જોને બેની.

પદ ૮ મું

મન માને ત્યાં જાઓછોજી, તમારું મન, માને ત્યાં જાઓછો.—ટેક.
આવાં રુડાં ભોજન મેલીને, કોદરાને શીદ ખાઓછોજી; તમારું.
આવાં રુડાં તીરથ મેલીને, ખાબોચિયામાં શીદ ન્હાઓછોજી; તમારું.
નાના હતા ત્યારે ઢોરાં ચરાવતા, હમણાં મોટેરાં થાઓછોજી; તમારું.
શાંતિદાસના પ્રભુ રસિક શિરોમણિ, અમને વાયદા વાઓછોજી; તમારું.

પદ ૯ મું

વારો જશોદા માવડી, કુંવરને, વારો જશોદા માવડી.—ટેક.
વાછડાં છોડીને વાલો વનમાં પધારે, હાથે ગેડી ને પગે પાવડી; કુંવરને.
નિત્યનિત્ય ઉઠી વાલો વનમાં સધારે, ગોવિંદ ચરાવે ગાવડી; કુંવરને.
મોળિયું મરડીને બાંધે મારો વાલો, બાંધણી એ કેઈ પેરે આવડી; કુંવરને.
કોણ જાણે શું ખાઇને જનમિયો, કાંધે છે ભાતની કાવડી; કુંવરને.
શાંતિદાસનો સ્વામી રસિક સિરોમણિ, શીખ શી દેઈ મૂકી આવડી; કુંવરને.

પદ ૧૦ મું

જળ ભરવાને કેમ જાઊં, જશોદા મા, જળ ભરવાને કેમ જાઊં—ટેક.
વાટે જતાં વાલો પાણી માગે છે, માણસમાં કેમ પાઊં; જશોદા.

નાથજી નિર્લજ થઇને બેઠા, હુંય નિર્લજ કેમ થાઊં; જશોદા.
સોના રૂપાનો મારો ઘાટઘડૂલો, ઊઢાંણી રત્ન જડાઊં; જશોદા.
આણી તીરે ગંગા ને પેલી તીરે જમુના, વચ્ચે સરસ્વતી નાઊં; જશોદા.
શાંતિદાસના પ્રભુ રસિક શિરોમણિ, હરખે હરિ ગુણ ગાઊં; જશોદા.

### પદ ૧૧ મું

આવો મારે ઘેર માણવા, હોજી રાજ, આવો મારે ઘેર માણવા.—ટેક.
સરવેથી સારું ગોરસ મારું, હીરને તાંતણે તાણવા; હોજીરાજ.
સૌ સૌને ઘર ધંધે લાગ્યાં, પુરુષનાં વચન પ્રમાણવા; હોજીરાજ.
કહેશે તેને ઉત્તર દેઇશું, ઉત્તર બીજેથી નથી આણવા; હોજીરાજ.
પાતળિયાજી મારે ઘેર પધારો, નથી બેઠું કોઈ જાણવા; હોજીરાજ.
શાંતિદાસના પ્રભુ રસિક શિરોમણિ, મારે તારા ગુણ વખાણવા; હોજીરાજ.

### પદ ૧૨ મું

ક્યારે મળશે કહાન, જોશીડા, જોશી જુઓને.—ટેક.
સાત સોપારી ને પાનનું બીડું, જાઊંરે જોશીડાને ધામ; જોશીડા.
દુઃખે તારે હમે દુબળાંરે, જાણે પાકૂ પાન; જોશીડા.
દુખડું તો રે ડુંગર થઈ બેઠું, સુખડું સ્વર્ગ સમાન; જોશીડા.
શાંતિદાસનો સ્વામી રસિક શિરોમણિ, ઘેરી રહ્યો સારું ગામ; જોશીડા.

### પદ ૧૩ મું

માછીડારે હોડી હલકાર, મન છે મળવાનું.—ટેક.
તારીરે હોડીએ હીરલા જડાવું, ફરતી મુકાવું ઘુઘરમાળ; મન છે.
સુનાંબી દઉંગી ને રૂપાંબી દઉંગી, દઉંગી ગલનકો હાર; મન છે.
આણી તીરે ગંગા ને પેલી તીરે જમના, બીચમે ખડોરે નંદલાલ; મન છે.
મન કરું મછુંવો ને તન કરું તછુંઓ, જીવ મુકુંરે રખવાળ; મન છે.
શાંતિદાસનો સ્વામી રસિક શિરોમણિ, કૃષ્ણજી ઉતારે પેલે પાર; મન છે.



# થોભણદાસ

## રાધિકાના રોષ વિષે

### પદ ૧ લું

રંગ ભેર રમતાં રાસમાંરે, હાંહાંરે રંગ જામ્યો છે ઢગલે;
કુમકુમની ઢગો પડેરે, હાંહાંરે પાતળીઆને પગલે. ૧
ફર ફર ફરતાં ફુદડીરે, હાંહાંરે પાયે ઘુઘરે ઘમકે;
મેઘ સમો મારો વાલમોરે, હાંહાંરે ગોપી વિજળી ચમકે. ૨
ફર ફર ફરતાં જે ફરેરે, હાંહાંરે તેનો કર સાહી રાખે;
હસી હસીને ચુંબન કરેરે, હાંહાંરે કંઠે બાંહડી નાંખે. ૩
મસ્તક મુગટ સોહામણોરે, હાંહાંરે માંહી મુગતા બિરાજે;
સામા ઉભાં તે રાધિકારે, હાંહાંરે તેનું પ્રતિબિંબ નાચે. ૪
સોળ વરસની સુંદરીરે, હાંહાંરે તેની દૃષ્ટિ આવી;
નારી થોભણના નાથનીરે, હાંહાંરે રાધે ચાલી રીસાવી. ૫

### પદ ૨ જું

રુસણું મુકોને રાધિકારે, હાંહાંરે ઘેલી હઠ ના કીજે;
મુખથી બોલો બોલડારે, હાંહાંરે મુનિવ્રત ના લીજે. ૧
વાલો વન ચરાવે ગાવડીરે, હાંહાંરે ઉભા જમુના આરે;
મોરલી તે કેરા નાદમારે, હાંહાંરે રાધે રાધે પોકારે. ૨
વાલા એક ઘડી નવ મૂકતારે, હાંહાંરે રહેતા શામા સંજોગે;
દિવસ રેણી કેમ જાય છેરે, હાંહાંરે મારા વાલા વિજોગે. ૩
સુંદરીનો સોહામણોરે, હાંહાંરે શામળો સુખકારી;
એરે વહાલો કયમ વિસરેરે, હાંહાંરે ફટ નાર ધુતારી. ૪
કહ્યું ન માન્યું કામિનીરે, હાંહાંરે દૂતી પાછી તે આવી;
નારી થોભણના નાથનીરે, હાંહાંરે નહિ સમજી સમજાવી. ૫



## કૃષ્ણવિરહના મહિના

કારતક માસે મેલી ચાલ્યા કંતરે, વહાલાજી;
પ્રીતલડી તોડીને આણ્યો અંત, મારા વહાલાજી.

પિયુજી મારા શું ચાલ્યા પરદેશરે, વ. મંદરિયામાં મેલ્યાં બાળે વેશ; મા.
ભર દરિયામાં મેલી મુજને વહેતીરે, વ. આવડલી ધાતો તે હું નવ લેતી; મા.
હું તો જાણતી ઉજળું એટલું દુધરે, વ. જાવાને દીવસડે માંડયું જુદ્ધ; મા.
સાગરિયા તમે શીદ થયા છો ખારારે, વ. કો આગળ જૈ કરિયે કષ્ટવિસારા; મા.
તમે અમારાં દુઃખડાંના છો જાણરે, વ. પ્રીતલડી ઉપર બંધાણા પ્રાણ; મા.
થોડેને દીવસડે અમને મળજોરે, વ. થોભણનાસ્વામીજી વહેલા વળજો; મા.
માગસર મહિને મંદીર ખાવા ધાયરે, વ. એકલડી દાસીના દિન કેમ જાય; મા.
શરીર મારું સર્પતણો છે ભારોરે, વ. ઉગરવાનો નથી એક આરો; મા.
જાય મારું જોબનિયું ભરપૂરરે, વ. આવે દિવસે કંથ ગયા કેમ દૂર; મા.
નાગરવેલ તો નીર વિના સૂકાયરે, વ. મૂળમાંથી ઉપજી વેહની લાય; મા.
વાલા તમારી વાડિયો વણશી જાયરે, વ. ટોયા વગર તો પંખી એઠાં ખાય; મા.
ધણી વિના તો નીધણિયાં લૂટાયરે, વ. ગોકુળમાં કેની ઓથે રહેવાય; મા.
પિયુજી મારા પૂરણ કિરપા કરજોરે, વ. થોભણના સ્વામીજી વહેલા વળજો; મા.
પોષ માસે પડિયો અમને શોષરે, વ. તેડાવો જોશીડા જુવે જોષ; મા.
શા કારણથી નાઠ્યા સુંદર શ્યામરે, વ. તરછોડીને ચાલ્યા ગોકુળગામ; મા.
બેઉ બંધવના લખજો કુશળ ક્ષેમરે, વ. વધામણી વાચંતા વાધે પ્રેમ; મા.
હૈયામાંથી નથી ઓલાતો ખટકોરે, વ. કાગળિયો લખી મોકલજો કટકો; મા.
સાહી વીના તે હરતાળો દેવાયરે, વ. ભૂધરજી તમે કેમ ભૂલ્યા ચતુરાઈ; મા.
ચતુર હોય તેને ચારે દશે કૂમરે, વ. શામળિયા સાંભળજો મારી બૂમ; મા.
ઘડી ગણંતાં માસ ગયા છે ત્રણેરે, વ. થોભણના સ્વામીજી રાખો શરણે; મા.
માહ મહિનાની સેજલડી છે સૂનીરે, વ. ગાતરની ધાટડિયો ભીડું કેની; મા.
બાંહલડી તે કેની કંઠે નાંખુંરે, વ. હઇયાના હીંડોળા મનમાં રાખું; મા.
વાવલિયા તે ઠંડા શીતળ વાયરે, વ. હીમાળો હાલ્યો તે કેમ રહેવાય; મા.
અમ ઉપર તે દુઃખનો ડુંગર વાઠ્યોરે, વ. શા માટે શિયાળો ઘેર ન ગાળ્યો; મા.
તેજ અમારી આંખતણા તો ઉલ્યાંરે, વ. હમણાનું હસવું રમવું ભૂલ્યાં; મા.
દેહતણાં તે દુઃખડાં કોને કહિયેરે, વ. આંસૂડાં ગાળીને થાકયાં રહિયે; મા.
ઓચિંતાં આવીને પડ્યાં દુઃખડાંરે, વ. થોભણના સ્વામીજી આપો સુખડાં; મા.

ફાગણ મહિને પુલ્યાં સુંદર ફૂલરે, વ. એ દેખી અંતરમાં ઉપજે શૂળ; મા.
વસંત ઋતુમાં વિરહ ઉઠે છે ભારીરે, વ. જાતાં ઝેર દઇને કેમ ન મારી; મા.
પેલાં આહિરડાં ખેલે હોળીરે, વ. સરખી સૈયરની મળી છે ટોળી; મા.
ચૂવાચંદન ઉડે અબીલ ગુલાલરે, વ. ભેરભુંગરળ ને વાગે મૃદંગ તાલ; મા.
જોરે બની છે ઘેરૈયાની ટોળીરે, વ. એ પેલી પડોશણ રંગમાં રોળી; મા.
હરિ અમારે હૈયે હરખ ન માયરે, વ. ગોકુળની ગોપીઓ તમને ગાય; મા.
આ વેળા તમે આકાશથી ઉતરજોરે, વ. થોભણના સ્વામીજી વારે ચઢજો; મા.
ચઇતર માસે મહોટી તારી વાડીરે, વ. કરમાણુંતાં તેણે કુપળ કાઢી; મા.
વૃન્દાવનમાં ભારે દાડમ ફાલ્યાંરે, વ. ભીતરિયામાં ભારે દુઃખડાં સાલ્યાં; મા.
ભાત ભાતનાં પુલડાં પુલ્યાં બાળાંરે, વ. લીલાં ને પીળાં ને રાતાં ધોળાં; મા.
કાળી કોયલ બોલે મધુરા મોરરે, વ. ભમરા ગુંજારવના ઉડે સોર; મા.
ડમરો મરવો ગુલાબ ને ગુલતોરારે, વ. છોગલડા સુકાવાને આવો ઓરા; મા.
અગર ચંદનની શોભા નથી અધૂરીરે, વ. તેને તળે તો બેસો સભા પૂરી; મા.
જળ જમુનાનાં છાંટણિયાં છંટાવુંરે, વ. થોભણના સ્વામીજી તમને ભાવું; મા.

વૈશાખ માસે વાટ તમારી ન્યાળુંરે, વ. આંખલડી ઉઘાડી ચોદશ ભાળું; મા.
ઝંખનામાં તો જાય છે આઠે પહોરરે, વ. મંદિરયામાં નથી વેતું સોર; મા.
જીવ અમારો આકુળવ્યાકુળ થાયરે, વ. ઘડી એકમાં તો જન્મારો વહિ જાય; મા.
દુઃખડાંમાંથી સુખનો લેતાં લાભરે, વ. ઓચિંતો અમ ઉપર પાડ્યો આભ; મા.
જળનાં જીવડાં દળવાદળ કેમ સહેશેરે, વ. તરણા ઉપર કેમ મેરુ રહેશેરે; મા.
કીડી ઉપર કટક ચડાવી લાવ્યારે, વ. વાલપણામાં વિખના છોડ વાવ્યા; મા.
શું નાખો છો તાણી ને તરછોડીરે, વ. થોભણના સ્વામીને કહું કરજોડી; મા.

જેઠ માસે જોઈ રહી છું ઠેઠરે, વ. ઉનાળો ઉલ્યો પણ નવ થૈ ભેટ; મા.
ઘડી ગણંતાં માસ ગયા છે આઠરે, વ. આગળ આવ્યા અષાડાના ઘાટ; મા.
જીવનજી તમને બહુ ઘણી લૂ વાશેરે, વ. ઉનાળાની આંચે દેહ કરમાશે; મા.
પિયુડા તારી કુમકુમ વરણી મોળરે, વ. મંદિરિયે આવીને ચંદન ચોળ; મા.
વીંઝણિયે તે વાવલિયા ઢોળાવુંરે, વ. શીતળ જળ ઝારિયો આગળ લાવું; મા.
તારે અર્થે આંગણું સ્વચ્છ કરાવુંરે, વ. શીતળ વા સંગાતે રીસ સમાવું; મા.
જાદવ તમને ઝીણાં વસ્ત્ર પેરાવુંરે, વ. થોભણના સ્વામી લાડ લડાવું; મા.

આષાઢ માસે આવી મેઘ ધડૂકેરે, વ. વીજળિયો ચમકે ને જોર ઝબૂકે; મા.
અવધ ઉપર શેં નૈં આવી ઉભુંરે, વ. શામળિયાજી કોની જોડે શોભું; મા.

ઘેર વળ્યા જે ગયા હતા પરદેશરે, વ. પિઉજી મારાં કોનાં ઓઢાં લેશ; મા.
આ ચોઘડિયે એવો ઉપનો નેહરે, વ. પ્રાણ તજું કે પાડું મારો દેહ; મા.
કાં જાણું જે ભેરવ જપ જૈ ખાવુંરે, વ. કાશીએ જૈને કરવત મૂકાવું; મા.
કાં જાણું જે જોગ ધરીને જાઊંરે, વ. તારેને વિજોગે ચૌદશ ધાઊં; મા.
જોયા વિના તે જંપ જ નથી વળતારે, વ. થોભણનાસ્વામીજી શે નથી મળતા; મા.
શ્રાવણ માસે સરવડિયાંની ઝડિયોરે, વ. હેલીની નથી ઉઘડતી ઘડિયો; મા.
વા વાદળ ને વાય છે બહુ સોરરે, વ. નાની મોટી નદીએ આવ્યાં પૂર; મા.
કંથ વિના કામનિયે કેમ ખમાશેરે, વ. પરદેશી પિયુની પ્રીત જણાશે; મા.
જે કાનૂડે કંસનું કર્યું નિધનરે, વ. તે કાનૂડો કોનું ઠારે મન; મા.
આ વાલાનો અધૂરો ઘરવાસરે, વ. માસી મારી તેનો શો વિશ્વાસ; મા.
ઢોર ચાર્યાં તેનો શો તોલરે, વ. વાટે ને ઘાટે દો જૂઠા કોલ; મા.
ભૂધરજી તમે ભરવાડા વટ રાખીરે, વ. થોભણના સ્વામી જૂવો ઝાંખી; મા.
ભાદરવે ભર નિદ્રા લાગી મીઠીરે, વ. સ્વપ્નામાં તો તારી મૂર્તી દીઠી; મા.
માથે મૂગટ પીતાંબર છે પેર્યાંરે, વ. તિલક છાપ ને ટપકાં કેસર કેરાં; મા.
પાતળિયાનો પટકો જોઇને અટકીરે, વ. તે વેળાએ દુઃખડાં ચાલ્યાં છટકી; મા.
કાને કુંડળ કોટે મોતીહારરે, વ. જરકશીને જામે ઝળકે તાર; મા.
વાંસલડીની વરણાગી શી કહીયેરે, વ. ઘૂઘરિયો દેખીને ઘેલાં થઇયે; મા.
વધામણી તો આવે વારંવારરે, વ. થોભણના સ્વામી મળિયા મોરાર; મા.
આસો માસે આવી વાયસ બોલેરે, વ. ચોકમાં આવીને ચાસ ડોલે; મા.
વધામણી કોઈ લાવે આણી વારરે, વ. કંઠેથી આલું એકાવળ હાર; મા.
તરિયાં તોરણ બાંધું મારે દ્વારરે, વ. ઘરમાં ઘાલું કુમકુમ વરણી ગાર; મા.
સોનાને શ્રીફળે પૂરું થાળરે, વ. ભે ભુંગળ વજડાવું મૃદંગ તાલ; મા.
ચાલો સજની વૈકુંઠનાથ વધાવારે, વ. થોભણના સ્વામીજી મંદિર આવ્યા; મા.
બારે માસે આવી ઝાલ્યો હાથરે, વ. મોતીડે વધાવ્યા વૈકુંઠનાથ; મા.
પુરુષોત્તમજી પુરુષોત્તમ મસવાડોરે, વ. દયા કરી તે દીવાળીનો દહાડો; મા.
હરિ અમારે આનન્દ ઓચ્છવ થાયરે, વ. માનિનિયો મળીને મંગળ ગાય; મા.
સેવક સરવે આરતિયો ઉતારેરે, વ. અલબેલાજી ઉપર તનમન વારે; મા.
ખાનપાન પકવાન મીઠા મેવારે, વ. જમુનાંજળ ઝારીયો આચમન લેવા; મા.
લવિંગ સોપારી એલચી આદરમાનરે, વ. વાળિ આપું બિડલે બાસઠ પાન; મા.
સુખ શજ્યામાં પોઢાડું નંદલાલરે, વ. થોભણના પ્રભુ નિર્ખિને થાઉં ન્યાલ; મા.

# મીરાંબાઈ*

## ગુજરાતી ભાષામાં સ્ત્રી કવિમાં પહેલી મીરાંબાઈ પટરાણી શોહે છે. એની કવિતામાં ભક્તિ ભાવનો પ્રેમરસ ઝળહળે છે

### સતભામાનું રુશણું

જાણ્યું જાણ્યું હેત તમારું જાદવારે લોલ, હેત જ હોય તો હૈડામાં વરતાયજો;
અમે તમારી આંખડિયે અળખામણાંરે લોલ, વાલ હોય તો નયણામાં ઝળકાયજો;
જાણ્યું જાણ્યું. ૧

પારિજાતકનું ફુલરે નારદ લાવિયારે લોલ, જે સોંપ્યું રાણી રુક્મિણીને દરબારજો;
એક પાંખડલી મારે મંદિર ન મોકલીરે લોલ, કીધી મુજથી એ અદકેરી નારજો;
જાણ્યું જાણ્યું. ૨

અચરત પામ્યાં ને આનંદ ઉતર્યોરે લોલ, જાઓ જાઓ નહિ બોલું સુંદરશ્યામજો;
રુક્મિણીને મંદિર જૈને રંગે રમોરે લોલ, હવે તમારે અમસાથે શું કામજો;
જાણ્યું જાણ્યું. ૩

અળગા રહો અલબેલા મને અડશો નહીંરે લોલ, તમ સાથે નહિ બોલું નંદકુમારજો;
મોલે તો પધારો માનીતી તણેરે લોલ, આજ પછી નવ આવશો મારે દ્વારજો;
જાણ્યું જાણ્યું. ૪

નારદે કહ્યું સતભામા સાંભળોરે લોલ, એ નિર્લજને નથી તમારું કામજો;
કાલા ને વાલા કરતો તે આવશેરે લોલ, મોટા કુળની મૂકશો મા તમે મામજો;
જાણ્યું જાણ્યું. ૫

ઉતાર્યાં આભ્રણરે સર્વે અંગથકીરે લોલ, લો શામળિયા તમારો શણગારજો;
મારા રે મૈયરની ઓઢું ઓઢણીરે લોલ, બીજું આપો માનીતીને દરબારજો;
જાણ્યું જાણ્યું. ૬

ચરણાં ચીર ઉતારી ચોળી ચુંદડીરે લોલ, ઉરથકી ઉતાર્યો નવસર હારજો;
કાંબી ને કડલાંરે ત્રોટી દામણીરે લોલ, સર્વ સંભાળી લેજો નંદકુમારજો;
જાણ્યું જાણ્યું. ૭

---

* મીરાંબાઇનું સપ્રમાણ જીવનચરિત્ર બૃહત્ કાવ્યદોહનના સાતમા ભાગમાં આપેલું છે, તે જોવું.

આગળથી નવ જાણ્યું મેં તો એવડુંરે લોલ, ધરથિ ન જાણ્યો ધુતારાનો ઢંગજો;
બાળપણાંની પ્રીત અમારી પાલટીરે લોલ, એ નિર્લજને શાનો દીજે રંગજો;
જાણ્યું જાણ્યું. ૮

ધીરજની વાતો ધરથી જાણી નહીંરે લોલ, પ્રીત કરીને પરવશ કીધા પ્રાણજો;
કાળજડાં કોરીને ભીંતર ભેદિયાંરે લોલ, મીટડલીમાં માર્યાં મોહનાં બાણજો;
જાણ્યું જાણ્યું. ૯

પ્રીત કરી પરહરવું નોતું પાધરુંરે લોલ, થોડાં દિવસમાં શું દીધાં મને સુખજો;
સ્વપ્નાનાં સુખડાંરે સ્વપ્ને વહી ગયાંરે લોલ, દેહલડીમાં પ્રગટ્યાં દારુણ દુઃખજો;
જાણ્યું જાણ્યું. ૧૦

પૂરણ પાપ મળ્યાંરે એ અબળાતણાંરે લોલ, જેનો પરણ્યો પરઘેર રમવા જાયજો;
અબોલડા લીધારે બાળે વેષથીરે લોલ, તે નારીનું જોબન ઝોલાં ખાયજો;
જાણ્યું જાણ્યું. ૧૧

પાણીડા પીનેરે ધર શું પૂછિયેરે લોલ, વેરી પિતાએ પૂરણ સાધ્યાં વેરજો;
ઉછેરી આપીરે એના હાથમાંરે લોલ, ગળથુથીમાં ઘોળિ ન પાયાં ઝેરજો;
જાણ્યું જાણ્યું. ૧૨

શોકલડીનાં વેણુ મને બહુ સાંભરેરે લોલ, નયણાંમાંથી છૂટે જળની ધારજો;
હૈડું ન ફાટયુંરે હજુયે અમતણુંરે લોલ, ઉર ઉપર કાંઈ ઉઠ્યા મેઘ મલારજો;
જાણ્યું જાણ્યું. ૧૩

એવાં તે મેણાં શું બોલો મુખથકીરે લોલ, ભોળાં મનની શું આણો છો ભ્રાંતજો;
નારી મત શું રાખો નારદને કહેરે લોલ, કુળવંતી તમે કેમ કરો કલ્પાંતજો;
જાણ્યું જાણ્યું. ૧૪

પટરાણી તમથી બીજી પ્યારી નથીરે લોલ, શું સતભામા કુડો આણ્યો ક્રોધજો;
કપટી નારદિયાનાં કેહેણ ન માનિયેરે લોલ, ઘણો વધારે ઘેર ઘેર જઈ વિરોધજો;
જાણ્યું જાણ્યું. ૧૫

સાચું જો કહું તો તમે નવ સાંભળોરે લોલ, કહો સતભામા ખાઉં તમ આગળ સમજો;
કાળુડા નાગને આપું આંગળીરે લોલ, તો એ તમારું મન નવ માને ક્યમજો;
જાણ્યું જાણ્યું. ૧૬

મોહનજી કહેરે સતી તમે સાંભળોરે લોલ, કહોતો મંગાવું પારિજાતનું ઝાડજો;
આણીને રોપવું તમારે આંગણેરે લોલ, રાણી રોષ તજીને મૂકો રાડજો;
જાણ્યું જાણ્યું. ૧૭

હરખીને બોલ્યાંરે હરિથી હેતશુંરે લોલ, સતભામાને સૌકો લાગ્યાં પાયજો;
વાજાં ને વાગેરે વાંસળીરે લોલ, ગીત ગાન ને નૌતમ ઉચ્છવ થાયજો;
જાણ્યું જાણ્યું. ૧૮
કુમકુમ ને કસ્તૂરી બેહેક કેવડોરે લોલ, ચૂવાચંદન ઉડે અબિલ ગુલાલજો;
આનંદ ઓચ્છવરે થાય અતિ ઘણોરે લોલ, ભેરભુંગળ ને વાજે મૃદંગ તાલજો;
જાણ્યું જાણ્યું. ૧૯
રુક્ષ્મણું ગાયુંરે રુડી રીતશુંરે લોલ, સતભામાનાં મનાવ્યાં છે મનજો;
મીરાંનો સ્વામીરે મોલ પધારિયારે લોલ, સતભામાનાં જીવન કીધાં ધન્યજો;
જાણ્યું જાણ્યું. ૨૦



## કૃષ્ણકીર્તનનાં પદ

### પદ ૧ લું—રાગ પ્રભાત

મુજ અબળાને મોટી મીરાત બાઈ, શામળો ઘરેણું મારે સાચુંરે.—ટેક. ૧
વાળી ઘડાવું વિઠ્ઠલ વરકેરી, હાર હરિનો મારે હઇયેરે;
ચિત્તમાળા ચતુરભુજ ચૂડલો, શીદ સોની ઘેર જઇયેરે. મુજ. ૨
ઝાંઝરિયાં જગજીવનકેરાં, કૃષ્ણજી કલ્લાં ને કાંબીરે;
વિંછુવા ઘુઘરા રામ નારાયણના, અણવટ અંતરજામીરે. મુજ. ૩
પેટી ઘડાવું પુરુષોત્તમકેરી, ત્રિકમ નામનું તાળુંરે;
કુંચી કરાવું કરુણાનંદકેરી, તેમાં ઘરેણું મારું ઘાલુંરે. મુજ. ૪
સાસરવાસો સજિને બેઠી, હવે નથી કાંઈ કાચુંરે;
મીરાંબાઈ કહે પ્રભુ ગિરિધરનાગર, હરિને ચરણે જાચુંરે. મુજ. ૫

### પદ ૨ જું

ક્યાં ગયોરે પેલો મોરલીવાળો, અમારા ઘુંઘટ ખોલીરે;
ક્યાં ગયોરે પેલો વાંસળીવાળો, અમને રંગમાં રોળીરે.—ટેક. ૧
હમણાં વેણો ગુંથી હતી, પે'રી કસુંબલ ચોળીરે;
માત જસોદા સાખ પૂરે છે, કેસર છાંટ્યાં ઘોળીરે. ક્યાં. ૨
જળ જમુનાનાં ભરવા ગયાંતાં, બેડું નાંખ્યું ઢોળીરે;
પાતળિયો પરપંચે ભરિયો, અમે તે અબળા ભોળીરે. ક્યાં. ૩
પ્રેમતણી પ્રેમદાને અંતર, ગેબની મારી ગોળીરે;
મીરાંબાઈ કહે પ્રભુ ગિરિધરનાગર, ચરણકમળ ચિત્ત ચોળીરે. ક્યાં. ૪

### પદ ૩ જું

બોલ મા બોલ મા બોલ મા રે, રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા.—ટેક. ૧
સાકર સેરડીનો સવાદ તજીને, કડવો લીમડો ઘોળ મા રે, રાધાકૃષ્ણ. ૨
ચાંદા સૂરજનું તેજ તજીને, આગીયા સંગાતે પ્રીત જોડ મા રે, રાધાકૃષ્ણ. ૩
હીરા રે માણેક ઝવેર તજીને, કથીર સંગાતે મણિ તોળ મા રે, રાધાકૃષ્ણ. ૪
મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર, શરીર આપ્યું સમતોલ મા રે, રાધાકૃષ્ણ. ૫

### પદ ૪ થું

પ્રેમની પ્રેમની પ્રેમનીરે, મને લાગી કટારી પ્રેમની.—ટેક, ૧
જળ જમનામાં ભરવા ગયાંતાં, હતી ગાગર માથે હેમનીરે. મને. ૨
કાચે તે તાંતણે હરિજીયે બાંધી, જેમ ખેંચે તેમ તેમનીરે. મને. ૩
મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર, શામળી સુરત શુભ એમનીરે. મને. ૪

### પદ ૫ મું

લેહ લાગી મને તારી, અલ્યાજી લેહ લાગી મને તારી.—ટેક. ૧
કામકાજ મૂક્યું ને ધામજ મૂક્યું, મનમાં ચાહું છું મોરારી. અલ્યાજી. ૨
ખભે છે કામળી ને હાથમાં છે વાંસળી, ગોકુળમાં ગાયો ચારી. અલ્યાજી. ૩
સોળ સહસ્ર ગોપિયોને તમે વરિયા, તોય તમે બાળબ્રહ્મચારી. અલ્યાજી. ૪
મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર, ચરણ કમળ બલિહારી. અલ્યાજી. ૫

### પદ ૬ ઠું

કાલે પરણાવશું ગોપી, કુંવરને કાલે પરણાવશું ગોપી;
લાજ મરજાદ સર્વ લોપી, કુંવરને કાલે પરણાવશું ગોપી.—ટેક. ૧
કાનવર મારો ઘોડે ચડશે, માથે મુગટ આરોપી. કુંવરને. ૨
રાધિકા જ્યારે મંદિર પધારશે, મંદિર રહેશે ઓપી. કુંવરને. ૩
મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર, લીલા વાઘા ને પીળી ટોપી. કુંવરને. ૪

### પદ ૭ મું

હાંરે કોઈ માધવ લ્યો માધવ લ્યો, વેચંતી વ્રજનારીરે. હાંરે. ૧
માધવને મટુકીમાં ઘાલી, ગોપી લટકે લટકે ચાલીરે. હાંરે. ૨
હાંરે ગોપી ઘેલું શું બોલતી જાય, મટુકીમાં ન સમાયરે. હાંરે. ૩
નવ માનો તો જુવો ઉતારી, માંહી જુવે તો કુંજબિહારીરે. હાંરે. ૪
વૃંદાવનમાં જાતા દહાડી, વાલો ગૌ ચારે છે ગિરિધારીરે. હાંરે. ૫

ગોપી ચાલી વૃંદાવન વાટે, સૌ વૃજની ગોપીઓ સાથેરે. હાંરે. ૬
મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર, જેનાં ચરણ કમળ સુખસાગરરે. હાંરે. ૭

## પદ ૮ મું

થનંક થિનક તાથઇરે, નાચે નાચે નંદનો નાનડીયો.–ટેક. ૧
તાળબંધ તાળી વાગે ઘુઘરુ ઘમકે, હાંરે લાલ મોરલી બજાવે લઇરે. નાચે. ૨
નારદ નૃત્ય કરતારે આગે, હાંરે વળી સાથ રાધાને લઈ લઇરે. નાચે. ૩
બ્રહ્મા વેદ ભણંતારે આગે, હાંરે ત્યાં તો સૂરજ રહ્યો મોહી મોહીરે. નાચે. ૪
મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર, હાંરે ત્યાં તો કૃષ્ણજીએ મોરલી બજાઈ. નાચે. ૫

## પદ ૯ મું–રાગ પરજ

ગોવિંદો પ્રાણ અમારો રે, મને જગ લાગ્યો ખારો રે;
મને મારો રામજી ભાવેરે, બીજો મારી નજરે ન આવેરે.–ટેક. ૧
મીરાંબાઇના મહેલમાં રે, હરિ સંતનનો વાસ;
કપટીથી હરિ દૂર વસે, મારા સંતનકેરી પાસ. ગોવિંદો. ૨
રાણાજી કાગળ મોકલે રે, દે રાણી મીરાંને હાથ;
સાધુની સંગત છોડી દ્યો, તમ વસોને અમારે સાથ. ગોવિંદો. ૩
મીરાંબાઈ કાગળ મોકલે રે, દેજો રાણાજીને હાથ;
રાજપાટ તમે છોડી રાણાજી, વસો સાધુને સાથ. ગોવિંદો. ૪
વિષનો પ્યાલો રાણે મોકલ્યો રે, દેજો મીરાંને હાથ;
અમૃત જાણી મીરાં પી ગયાં જેને, સહાય શ્રીવિશ્વનો નાથ. ગોવિંદો. ૫
સાંઢવાળા સાંઢ શણગારજે રે, જાવું સો સો રે કોશ;
રાણાજીના દેશમાં મારે, જળરે પીવાનો દોષ. ગોવિંદો. ૬
ડાબો મેલ્યો મેવાડ રે, મીરાં ગઈ પશ્ચિમમાંય;
સરવ છોડી મીરાં નીસર્યાં જેનું, માયામાં મનડું ન કાંય. ગોવિંદો. ૭
સાસુ અમારી સુષુમણા રે, સસરો પ્રેમ સંતોષ;
જેઠ જગજીવન જગતમાં મારો, નાવલિયો નિર્દોષ. ગોવિંદો. ૮
ચુંદડી ઓઢું ત્યારે રંગ ચુવે રે, રંગ બેરંગી હોય;
ઓઢું હું કાળો કાંબળો, દુજો દાગ ન લાગે કોય. ગોવિંદો. ૯
મીરાં હરિની લાડણી રે, રહેતી સંત હજૂર;
સાધુ સંઘાતે સ્નેહ ઘણો પેલા, કપટીથી દીલ દૂર. ગોવિંદો. ૧૦



